# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક: ૪૫ કારતક: ૨૦૦૪ અંક ૧


## આજ

પૂજાલાલ

ચિરવાંછિત આવી છે મુક્તિ, સ્વરાજ્યનું મંગળ મંડાણું!
નવયુગનો આરંભ થયો છે, ઉદય તણો ઊગ્યો છે ભાણુ!

પ્રફુલ્લ પદ્મ સમાણું જાગી
ભારતબાળ! ઊઠો બડભાગી!

નથી બંધનો, નથી બેડીઓ, ગત ગોઝારા કારાવાસ,
નથી તમે પર તંત્રે પીડિત દીનહીન દુખિયારા દાસ.

સીમારહિત ગગનના જેવા
દિવ્ય તમે દીપો છો કેવા!

શશી સૂર્ય ને તારકગણ સમ જગ પર ઝળહળતા દિનરાત,
અનંત મહિમાવંતા રાજો, ગૌરવ માંહી ભારતભ્રાત.

દુરિત દશા દફનાવી દેતા,
લાખેણા લ્હાવાઓ લેતા,

મહાલક્ષ્મીની મધુરી મ્હેરે રિદ્ધિસિદ્ધિઓ પામો સર્વ,
આનંદોત્સવ નવનવ ઊજવો, પળપળ પર્વ ઉપર હો પર્વ.

છેદો ભયકારી સૌ ત્યાગો,
ઐક્ય તણા અપનાવો રાગો,
અભય હૃદય ઉન્નત આત્માઓ! સંવાદો સર્જો સ્વર્ગીય;
એવું તો અમરત રેલાવો, વેરીઓ ય બને આત્મીય.

દેવલ દેવગણોનું દાખો,
પાપગર્ત સૌ પૂરી નાખો,
પૃથ્વીનાં ને સ્વર્ગભુવનનાં શિખરો સર કરવાને જાવ,
શ્વાસે શ્વાસે અજબ હવા હો, મહોન્નતના મ્હેમાનો થાવ.

દિવ્ય દીપિકો અહીં લઈ આવો,
બીજ બૃહતનાં ભોમે વાવો;
અજરઅમર જીવન બળકાવો, જગત બધું ઝગહળતું થાય,
આસુર સત્તા જાય ઓસરી, વા વૈકુંઠતણા અહીં વાય.

પ્રભુ પ્રિયતમા ભારતમાતા,
તેની જય ગાથાઓ ગાતા,
વિભુવરનાં વરદાન વધાવો, ધરો સત્ય શિવસુંદર સાજ,
પ્રતીક પ્રભુતાના જયોદ્ગુ, 'જય જયહિંદ' ગજાવો આજ. *

卐

## પર પ્રાન્તમાં સ્વભાષા

કિશોરલાલ ઘ. મશરૂવાળા

એક તરુણ ગુજરાતી જેનું લગભગ ૧૮ વર્ષ સુધીનું જીવન અને શિક્ષણ તળ ગુજરાતમાં – ચરોતરમાં – ગયું-થયું છે, તે નવ ચાર વર્ષથી વર્ધામાં રહે છે, અને ગોપાલન-વિદ્યાનો અભ્યાસ કરે છે. એણે લખેલો એક નાનકડો નિબંધ મારા વાંચવામાં આવ્યો. તેમાંનાં કેટલાંક વાક્યો જેવાં ને તેવાં નીચે ઉતારું છું:

"દરેક સુપરવાઇઝરને કરીબ ૮૦ ગામ આપવામાં આવે છે. તેણે દરેક ગામમાં કોણ કોણ વસ્તી, કેમા કમા જાતના અને કયી કયી નસલના જાનવરો છે. ગામમાં આમ સફાઈ કેવા રૂપમાં છે.........આજના દેહાતોમાં તળાવોમાંનું પાણી કેટલીક જગ્યાએ પીવાના કામમાં લાવે છે. પાણીના કિનારે યા તો તળાવની પાળ ઉપર લોકો પાયખાનાં કરે છે અને તે પાણીમાં સાફ કરે છે. વળી તેમાં નહાય છે, કપડાં ધુવે છે. જાનવર પણ પાણી પીએ છે અને અંદર મળમૂત્ર કરે છે. એવા તળાવનું પાણી કેમ તંદુરસ્ત હોય?

"આપ લોગ વિચાર કરીએ. આવા તળાવમાં વરસાદથી આજુબાજુનું પાણી આવે છે. તેમાં ગંદકી, માટી, કચરા વિગેરે આવે છે. અને સડે છે. સડવાથી અનેક જાતના જંતુઓ ( bacteria ) પૈદા થાય છે. ...

"જેમ માણસોને બિમારી થાય છે, તેમ ઢોરોને પણ થાય છે, ઢોરોને છૂત અને અછૂતની થાય છે. ...

"ઘણા લોકો ટીકા લગાવવાની વિરુદ્ધ છે. કોઈ લોગ કહે છે કે ટીકા લગાવવાથી જાનવર મરી જાય છે. જ્યારે ડૉકટરની સાધનોને સ્વચ્છ ( disinfect ) કરવામાં ભૂલ થાય છે, (અથવા) ડૉક્ટર એના અવજાર શુદ્ધ ( disinfect ) કરે, પરંતુ દવામાં કંઈક ખરાબ થયો હોય તો તેમ થવા સંભવ છે.

"ઘણા ભાઈઓ એવા છે કે પોતાના જાનવર બિમાર હોય છે તે પોતે જાણે છે, પરંતુ દવા કરતા નથી. પૈસાદાર લોકો કહે છે, 'મરી જશે તો બીજું આવશે.' એને પોતે પરસેવો વહાવ્યો નથી. ગરીબોના પરસેવાના પૈસા છે. એટલે જ એને એ પૈસા માટે ચિન્તા થતી નથી. જ્યારે તે પોતે મહેનત કરીને કમાવ્યો હોય તો તેમાંથી એ કેટલો ખર્ચ કરશે?

"બીજી બાજુ ગરીબ લોકો પણ એમ જ કરે છે. ગરીબો પાસે ખવડાવવાને કંઈ હોતું નથી. જે કંઈ પાક આવે તે વેચે છે અને ગુજરાન ચલાવે છે. જાનવર પણ જે કંઈ કચરાપત્તી મળી તો પેટ ભરે નહિ તો ભૂખ્યું આવીને આંગણામાં બેસી રહે.

"ઘણા લોકો ઘણી ગાયો રાખે છે, પરંતુ દૂધ માટે ભેંસ રાખે છે. બેલ માટે ગાય રાખે છે.

"દૂધ કાઢવાથી બચ્ચાને કંઈ મળતું નથી. વધુ નીકળતું નથી એટલે શું કરે! બચ્ચાને પીવડાવવાથી બચ્ચા સારા બને છે. આ લોકોની એકદમ ગલત છે. એ લોકો ગાયને કંઈ ખાવાને આપતા નથી. દિવસે બીચારી ગાયોને જે કંઈ જંગલમાં મળે તે. ચાહે તે ગાય ગાભણ હોય કે બચ્ચાવાળી હોય ભેંસને દાના ઘાસ વિગેરે આપે છે. જેટલી મહેનત અને ખર્ચ ભેંસો પાછળ થાય છે એટલો જ ખર્ચ, અને મહેનત ગાયો પાછળ કરવામાં આવે તો તેમને દૂધ પર્યાપ્ત માત્રામાં અને સારા બેલ પણ મળી શકે. જેમ જેમ ગાયને દોહતે જાવ તેમ તેમ હર બ્યાનમાં દૂધ વધે છે.

"હરેક વખતે ગાયોને ચૂનીને રાખવી. સાથે સાંડ પણ ચૂનવા. સાંડ હર ચાર વર્ષે બદલવા જરૂરી છે. સાંડનો પણ ચુનાવ ખબરદારીથી કરવો, અને બાકીનાઓને બેલ બનાવી દેવા."

નાનપણથી હું ગુજરાતની બહાર જ વધારે વખત રહ્યો છું. તળ ગુજરાતની શાળાઓમાં તો કદી ભણ્યો જ નથી. મૅટ્રિક સુધીમાં મારે ૧૦–૧૫ શાળાઓમાં નામ દાખલ કરાવવું પડેલું. તેમાં જૂની ઢબની મહેતાજીની નિશાળથી માંડીને મ્યુનિસિપલ ગુજરાતી, મ્યુ. મરાઠી, મુંબઈગરી, બિહારી, યુક્ત પ્રાન્તીય, પારસી ગુજરાતી, હિંદુ ગુજરાતી, મિશનરી ગુજરાતી–મરાઠી–અંગ્રેજી મિશ્ર, મિશનરી હિંદી–ઉર્દૂ–અંગ્રેજી મિશ્ર — એવી વિવિધ શાળાઓના મેમાન બનવું પડ્યું હતું. ગુજરાતી, મહારાષ્ટ્રી દેવનાગરી (બાળબોધ), યુક્ત પ્રાન્તીય દેવનાગરી, મોડી, (ઉર્દૂ અને અંગ્રેજી તો ખરી જ) એટલી લિપિઓ ઘૂંટવી પડેલી. — તે વખતમાં ઘૂંટીને જ શીખવાનું શિક્ષણશાસ્ત્ર હતું, એટલે યુક્ત પ્રાંતીય દેવનાગરી સિવાય બીજીની બાબતમાં આ અક્ષરશઃ સાચું છે. અંકગણિતના ગણિત જેવી ચીજોનો પણ ગુજરાતી–મરાઠી અને હિંદી ત્રણે ભાષામાં અને અંગ્રેજીમાં સુદ્ધાં ચાર ભાષા અને ત્રણ લિપિ દ્વારા મુખપાઠ, લેખન અને મહાવરો કરવાં પડેલાં. મારા બે ભાઈઓનાં બાળકોનાં શિક્ષણ બે પ્રકારનાં થયાં. એક મુંબઈમાં જ વસતા હોવાથી તેમનાં બાળકોનું શિક્ષણ ગુજરાતી દ્વારા થયું; બીજા બિહારમાં વસતા હોવાથી તેમનાં છોકરાં મરાઠી મારફતે ભણ્યાં.

છેક બાળપણમાં જ શિક્ષણમાં આટલી બધી અવ્યવસ્થા થવા છતાં હું ગુજરાતી લેખક થઈ શક્યો છું, અને વ્યાકરણશુદ્ધ મરાઠી કે હિંદી લખી નથી શકતો એ એક રીતે આશ્ચર્ય પણ ગણાય. પણ મારી બાબતમાં યે એટલું જણાવવું જોઈએ કે કેટલાક શબ્દો જે હું ગુજરાતી છે એમ સમજતો હતો, તે મરાઠી કે ઉર્દૂ છે એમ સાબરમતી રહેવા આવ્યા પછી મેં જાણ્યું. દા. ત., પાણી ભેગવાના કોઠાને હું 'મોટ' કહેતો, ઓઢવાની કામળને 'સબ્બલ' અને ગાઉને 'કોસ' — અને તે ત્રણે ગુજરાતી શબ્દો છે એમ સમજતો.

પર પ્રાન્તમાં વસવું અને પોતાની તથા પોતાનાં બાળકોની ભાષા સ્વ પ્રાન્તની ભાષા જેટલી જ શુદ્ધ રહે એ બહુ જ કઠણ વસ્તુ છે. આમાં વ્યક્તિગત ખાસિયત અને શક્તિ પણ ભાગ ભજવે છે ખરી. મેં એવા યે સુશિક્ષિત માણસો જોયા છે જે ૨૫–૩૦ વર્ષ ગુજરાતમાં રહેલા હોય અને ત્યારપછી પર પ્રાન્તમાં ગયા હોય, છતાં એક વર્ષની

અંદર સ્વભાષાના શબ્દો અને મહાવરો ભૂલી જ જાય છે, અને પોતાને ઘેર જઈને પણ પર પ્રાન્તના શબ્દો બોલવા મંડી પડે છે. મેં કેટલાક એવા જોયા છે કે જે પોતે ગુજરાતી હોય છતાં ભૂલમાં ગુજરાતી જોડે મરાઠીમાં, મહારાષ્ટ્રી જોડે હિંદીમાં અને હિંદી જોડે ગુજરાતીમાં બોલવા મંડી પડે છે. સામેનો માણસ કઈ ભાષા વાપરે છે તે સાંભળ્યા પછી યે એને ખ્યાલ આવતો નથી. આગરાની શાળામાં મારી જોડે એક પારસી વિદ્યાર્થી પણ હતો. તે કેટલાક વર્ષથી ત્યાં જ હતો; હું નવો હતો. તેને કોઈ પ્રશ્ન પૂછ્યો હોય અને તેનો જવાબ તેણે નકારમાં આપવો હોય તો 'ના' એમ કહેવાને બદલે 'નહીં તો' એમ કહેતો. અને 'નહીં તો' એવી ઢબે બોલતો કે આપણે એમ સમજીએ કે 'હતો સ્તો, નહીં કેમ?' શરૂઆતમાં હું આ રીતે ઊલટું સમજતો. પાછળથી મેં જાણ્યું કે એની એ ટેવ હિંદી 'નહીં તો'માંથી પડેલી છે. મારા વેદમૂર્તિ અત્રીજી-શાસ્ત્રીજીઓને 'એણે-એને', 'કોણે-કોને'નો ભેદ બરાબર ધ્યાનમાં જ રહેતો નથી.

દરેક પ્રાન્તમાં એવાં ગુજરાતી કુટુંબો મળી આવે છે કે જે બસો-ત્રણસો વર્ષથી ત્યાં જઈને વસ્યાં છે. તેમની બધી કેળવણી ત્યાંની પ્રાન્તીય ભાષામાં જ થયેલી હોય છે. એ ભાષામાં જ તેઓ વધારે વ્યાકરણશુદ્ધ લખી-બોલી શકે છે. છતાં પરંપરાગત ટેવથી તેઓ ઘરમાં એક જાતની 'ગુજરાતી' જ રાખી રહ્યાં છે. એમની બોલવાની લઢ અને ઉચ્ચાર પદ્ધતિ બદલાઈ ગઈ હોય છે. શબ્દોમાં યે સારી પેઠે સેળભેળ અને વિકૃતિ થઈ ગઈ હોય છે. જેમકે, બીજી અને દૂસરીના મિશ્રણથી 'બીસરી', વાણિયા અને બનિયાના મિશ્રણથી 'બાનિયા', મેળવવું અને મિલાના ઉપરથી 'મિલાવવું' વગેરે.

જૂના કાળમાં શિક્ષણની જવાબદારી સરકારની છે એમ માનવામાં આવતું નહોતું. સરકારી શિક્ષણખાતું એક પ્રકારની વિશેષ પ્રવૃત્તિ જેવું ગણાતું. આથી સરકાર કેવળ પ્રાન્તીય ભાષામાં શિક્ષણ આપે કે અનેક ભાષાઓની શાળાઓ કાઢે, બધું ધર્માદાકાર્ય જ લેખાતું. હવે કેળવણી સરકારનું ધર્માદાકાર્ય-સખાવત નહીં, પણ ધર્મકાર્ય-ફરજ બન્યું છે, અને પ્રજાનો અધિકાર બન્યો છે. અને તે સ્વભાષામાં મળવું જોઈએ એવો પણ સિદ્ધાન્ત સ્થપાયો છે.

આ બાબતમાં આપણી હિંદુઓની વૃત્તિ મૂળ વતનનું અભિમાન રાખનારી છે. કહેવામાં આવે છે સ્વદેશાભિમાન, સ્વદેશભક્તિ શબ્દ 'પેટ્રિયોટિઝમ'નું ભાષાંતર છે; એ ભાવના આધુનિક છે. આ અર્ધું સત્ય છે. આપણામાં વતન-પ્રેમ રગેરગમાં ભરેલો છે. એનું અભિમાન અને યાદગીરી જઈ શકતાં નથી. પણ એ પ્રેમ 'મૂઈ ભેંસના મોટા ડોળા' અથવા 'જીવતાં ન જોયા ને મુઆ પછી રોયા' જેવો છે. વતનમાં વસીએ ત્યાં સુધી તેનું મહત્ત્વ નહીં, પણ વતન છોડીને બીજે જઈએ ત્યારે જૂના વતનને સાથે લેતા જઈએ. નવા વતન સાથે બુદ્ધિ અને પ્રેમપૂર્વક ભળી ન જવું, પણ જૂના વતનને નવા વતનમાં જાળવવાનો કે ઉપજાવવાનો પ્રયત્ન કરવો એ રીતે આપણું દેશાભિમાન પ્રગટ થાય છે. એ રીતે જોઈએ તો હિન્દુઓએ 'ધર્મ'ને મહત્ત્વ નથી આપ્યું, પણ વતનને (પરંતુ જૂના વતનને) મહત્ત્વ આપ્યું છે. આવી બીજી પ્રજાઓ પણ છે.

મુસલમાન સંસ્કાર આ કરતાં કાંઈક જુદો છે. તેમને પરદેશથી આવેલા હોય તો તે કારણે અને આ દેશના હોય તો ધર્માન્તરને કારણે બહુજન સમાજથી જુદા થયેલા હોવાથી વતન અને તેની સાથે જોડાયેલી બાબતોનો પ્રેમ ટકવાને આધાર રહ્યો નહીં. એટલે તેમનામાં ધર્મ અને તેને લગતી બાબતો એક બીજા સાથે જોડનાર વસ્તુ બની છે. હિંદુસ્તાનના મુસલમાનોએ એક યા બીજે કારણે ધર્મ સાથે ઉર્દુને જોડી દીધી છે. આથી પર પ્રાન્તમાં વસીને કે સ્વ પ્રાન્તમાં રહીને તેઓ ઉર્દુ ભાષાને પકડવા લાગ્યા છે.

મારી દૃષ્ટિએ આ બન્ને ટેવો આજના અનેક અનર્થો અને ઝગડાઓનું મૂળ બનેલી છે. જે માણસ પોતાનું જૂનું વતન છોડીને બીજું કાયમ વતન વસાવે, ત્યાં માલમિલકત કરે, અને ત્યાંની પ્રજા અને ભૂમિ પર પોતાની આજીવિકા કરે, તેણે જેમ બને તેમ જલદી તે નવા પ્રાન્તના ભાષા, વેશ અને સામાન્ય શિષ્ટાચારના તથા બીજા રીતરિવાજોને અપનાવી લેવા જોઈએ. પોતાની કક્ષાના ત્યાંના વતનીઓ સાથે જેમ [illegible] તથા સારેમાઠે પ્રસંગે જવા આવવાના સંબંધો બાંધે છે, તેમ વિવાહાદિ[illegible] પણ તેમનામાં જ ઊભા કરવા જોઈએ.

એક દાખલો લઉં. [illegible] આ પ્રાન્તના મંત્રીમંડળમાં પં. રવિશંકર શુક્લ, દ્વારકાપ્રસાદ મિશ્ર અને દુર્ગાશંકર મહેતા ત્રણ મહાકોશલના બાશિંદા છે. ત્રણે જૂના આર્યો છે. [illegible] બોલવાવાળા છે. છતાં ત્રણેને પોતાના છોકરા છોકરી પરણાવવાં હોય અને ત્રણે શુદ્ધ હિં[illegible] પોતાની ન્યાતમાંથી ન મળે તો એક મંત્રી પ્રયાગની આજુબાજુ નજર [illegible] મહાકોશલ[illegible] બીજા કનોજની, અને ત્રીજા ગુજરાતની, કારણ કે કોણ જાણે કેટલી યે પેઢી પર કોના પૂર્વજો તે તે ભાગમાંથી આવેલા! પેઢીઓ વીતી ગઈ, પોતાના મૂળ વતનમાં એક તસુ જેટલી યે પોતાની જમીન રહી નહીં, આગેવાનો ગણાય છે મહાકોશલના, રાતદિવસ સાથે કામ કરે, સાથે ખાય-પીએ, છતાં કુટુંબવહેવાર માટે તેમની વફાદારી હજુ મહાકોશલ પ્રત્યે નહીં, પણ મૂળ વતન પ્રત્યે જ તેમનું મમત્વ બંધાયેલું રહે.

આ સંસ્કાર કાઢવા જેવો છે. જે દેશમાં વસવાટ કરીએ તે દેશની પ્રજા સાથે એકરૂપ થવું, ત્યાંની ભાષા, વેશ, સભ્યતા, વંશવારસાના કાયદાનો સ્વીકાર, એ દેશજનના (નાગરિકતાના) અધિકારો પ્રાપ્ત કરવાની યોગ્યતા ગણાવી જોઈએ.

# સંસ્થાની દરજ્જો અને સ્વતંત્રતા

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

૧

ઈ. સ. ૧૯૨૮–૨૯ની વાત છે. સાઈમન કમિશન દેશમાં ફરી જઈને, આવ્યું એવું ગયું હતું. અંગ્રેજ સરકાર પાસે પ્રશ્ન એ હતો કે, ૧૯૧૯ના હિંદી ધારામાં આપેલા પ્રમાણે, દસ વર્ષ બાદ તે ધારાને આગળ સ્વરાજ તરફ કેમ વધારવો. એ જોઈ કાઢવા સાઈમન સાહેબ અને એમના ગોરા સાગરીતો હિંદ પધાર્યા હતા. દેશે એમનો સફળ બહિષ્કાર કરી, તેમને ખડતો જવાબ આપ્યો હતો. 'હિંદનું રાજ્યબંધારણ ઘડવાનો હક્ક કેવળ ગોરા પરદેશીનો નથી; તે માટે મુખ્ય હક હિંદીઓનો છે; એટલે તેમના વગર સાઈમને વિચાર કરવો હોય તો તે હિંદમાં આવે જ શું કામ? તેને ઘેર રહીને જ વિચાર કરી શકતો હતો. શું દાઝ્યા પર ડામ દેવા આવે છે? તો તો હિંદની પ્રજા એની બરદાસ નહિ કરી લે. આમ એ વખતે સર્વ પક્ષોએ તે અપમાનનો છાજતો જવાબ આપેલો.'

આથી બ્રિટિશ મુત્સદ્દીઓ વિચારમાં પડ્યા. તે વખતે હિંદી પ્રધાન ઘણું કરીને લૉર્ડ બર્કનહેડ હતો. 'હિંદના અમે રાજવી છીએ, તમે અમારા ગુલામ પ્રજાજનો અમને કોણ કાંઈ કહેનારા કે પજવનારા!' આવો એ શક્તિશાળી રૂઢિચુસ્ત અંગ્રેજનો મિજાજ હતો. એ બાબતમાં એ લૉર્ડ કર્ઝનનો જોટો જ જોઈ લો!

આ વખતે કૉંગ્રેસ પોતાના ધ્યેયનો વિચાર કરતી હતી. ૧૯૨૯માં તે, મોઘમ છતાં પૂરો પ્રેરક શબ્દ 'સ્વરાજ' વાપરીને, નક્કી કરવામાં આવ્યું હતું. હવે અંગ્રેજ પાર્લમેન્ટ નવો કાયદો વિચારતી હતી. એ વખતે તે શબ્દનો કાંઈક સ્પષ્ટ અર્થ કરવો જોઈએ, એ વાસ્તવિક જરૂરનું કામ હતું. કૉંગ્રેસના આગેવાનો એ કરવામાં આ વખતે ગૂંથાયા હતા.

૨

આ કાળે, આ વિચાર અંગે બે પ્રકારના મત ચાલુ હતા — એક જૂનો લિબરલ લોકોનો મત કે જેનું મુખ્ય લક્ષણ એ હતું કે, અંગ્રેજ સામ્રાજ્ય સાથે સંબંધમાં રહીને આપણે આપણા દેશનું કારભારું સંભાળવું. હિંદ અને બ્રિટનનો સંબંધ ઈશ્વરી સંકેત છે, એમ માનનારા એ પક્ષ એથી બીજી રીતે વિચારી પણ ન શકે. અંગ્રેજ પ્રજાએ પણ સામ્રાજ્યનાં તેનાં ગોરાં ઘટક રાજ્યો — દક્ષિણ આફ્રિકા, કૅનેડા વગેરે માટે, એક પ્રકારની સામ્રાજ્યની અંદર રહેતાં છતાં, પોતા પૂરતી સ્વતંત્રતા ભોગવી શકાય, એવી જાતની રાજ્યબંધારણીય યુક્તિ યોજી હતી. એ મુજબ અંગ્રેજોનાં એ ગોરાં સંસ્થાનો સંતોષપૂર્વક પોતાની સ્વતંત્રતા ભોગવતાં હતાં. અને આજ સુધી તેઓ તે રીતની બંધારણીય યુક્તિથી ખુશ છે. (અલબત્ત, અંગ્રેજોની પ્રજાકીય ખાસિયત મુજબ એ યુક્તિ દેશકાળની જરૂર પ્રમાણે આપોઆપ વિકસતી રહી છે.) એ યુક્તિને અંગ્રેજીમાં 'ડુમિનિયન સ્ટેટસ' — સંસ્થાની દરજ્જો — કહે છે. એની ખૂબી એ છે કે, તે દ્વારા સામ્રાજ્ય અખંડ રહે છે, અને છતાં તેના દોષો દૂર રહે છે. એટલે કે, તેના ઘટક-રાજ્યને પરરાજ્યની પીડા નથી સાલતી અને પોતે-પોતાનું સ્વરાજ્ય સુખે ભોગવી શકે છે. એટલું જ નહિ, એમાં એક વિશેષ ફાયદો બતાવવામાં આવે છે કે, આ જાતની ગોઠવણથી

દરેક ઘટક રાજ્યને વધારે પ્રતિષ્ઠા મળે છે. અને સંરક્ષણની બાબતમાં તો ખાસ લાભ એ થાય છે કે, બધાં ઘટક રાજ્યોને પરસ્પર હૂંફ અને મદદ મળે છે. એથી આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં ઓછે ખરચે વધુ કામ થાય છે, કેમ કે સામ્રાજ્યનું રક્ષણદળ બધાં ઘટક રાજ્યો માટે સહિયારું રાખી એક સમગ્ર વ્યૂહ-નીતિથી ગોઠવાય છે.

અને આ જાતની રાજબંધારણીય ગોઠવણ આજે તો એટલે સુધી ખીલવવામાં આવી છે કે, 'સામ્રાજ્ય' જેવો કડનારો શબ્દ છોડી દઈ તેને બદલે 'કૉમનવેલ્થ' શબ્દ વપરાતો થયો છે. 'કૉમનવેલ્થ' એટલે સહિયારું રાજ્ય એમ કહી શકાય.

એટલે, લિબરલ પક્ષના વિચારકો આ પ્રકારનો સંસ્થાની દરજ્જો હિંદને મળે તો સ્વરાજનો મર્મ મળી જાય, એમ માનતા.

૩

આની સામે બીજો પક્ષ હતો તે પૂર્ણ સ્વાતંત્ર્ય માગનારો. જૂની પરિભાષામાં કહીએ તો, પેલો લિબરલ પક્ષ 'મવાળ' પક્ષ કહેવાતો, આ બીજો પક્ષ 'જહાલ' પક્ષ હતો. ૧૯૨૮-૨૯ના સમયે, હિંદમાં આવા જે બે પ્રજાકીય પક્ષો ૧૯૦૫-૦૬ના કાળ જેટલે જૂનેથી ચાલુ થયા હતા, તે બે પક્ષો આ મુદ્દા ઉપર આ રીતે જુદા પડતા હતા. એક પક્ષ કહેતો હતો કે, હિંદને બ્રિટિશ સામ્રાજ્યમાં સંસ્થાની દરજ્જો મળે તો કૃતકૃત્ય થઈએ. બીજો જહાલ પક્ષ કહેતો કે, ના, હિંદ કંઈ કૅનેડા વગેરે પેઠે અંગ્રેજ ગોરાની સંસ્થાની વસાહત નથી કે તે એવા દરજ્જાને પોતાનું ધ્યેય માની શકે; હિંદને તો પૂર્ણ સ્વતંત્રતા જ જોઈએ; સંસ્થાની પ્રકારની સ્વતંત્રતા એને ન જ્ઞપે. ૧૯૨૮-૨૯ના વર્ષમાં આ પ્રશ્ન કેવળ આદર્શ-ચર્ચાની હદમાંથી બહાર આવી પ્રત્યક્ષ કાર્યને માટે નિર્ણય માગતો હતો. કોંગ્રેસે એ નિર્ણય આપવાનો હતો.

૪

સૌ કોઈને ખબર છે કે હિંદના રાજકારણમાં ગાંધીજીની અદ્વિતીયતા એ છે કે, તે આ બે પક્ષોને દેશના સાચા પ્રેમને પ્રાગે તાંતણે બાંધનાર હતા. તે ગોખલેના અનુયાયી પણ લોકમાન્યના પૂજક હતા. ગોખલેની સૌમ્યતા પૂરી પૂરી પચાવ્યા છતાં સત્યાગ્રહની લડતની શોધ દ્વારા તેમણે લોકમાન્યના જહાલપણાને દેશ આગળ મૂર્તિમંતપણે વ્યવહારમાં ઉતારવાની ભારે જરૂરી શોધ કરી આપી હતી. તેથી કરીને એ બેઉ સદ્ગત નેતાઓના વારસારૂપ વિચાર ધરાવનારા – મવાળ અને જહાલ – પક્ષો ગાંધીજીને સરખી રીતે આદરતા હતા.

ગાંધીજી માનતા કે, આપણે કામ સાથે કામ છે; નામ સાથે કામ નથી. જો સંસ્થાની દરજ્જો ખરેખર સ્વતંત્રતાની ગરજ સારે છે, અને અંગ્રેજો જોડે ભાગીદારીની મૈત્રી સંબંધ પણ ચાલુ રાખે છે, તો આપણે નાહક બીજા ઝોળામાં શું કામ જવું? બ્રિટિશ રાજ-બંધારણી કાયદો જોતાં પણ એમ લાગતું કે, પોતાનું કામ પોતે સંભાળવા દેશને જોઈતી પૂરી છૂટ એ દરજ્જામાંથી મળી શકે છે.

વ્યવહાર જોતાં પણ એ તરત ફાવે એમ હતું. પાર્લામેન્ટ એ રસ્તે ફેંસલ કરવા સહેજે તૈયાર થાય એમ મનાય. તો પછી સ્વરાજનો અર્થ સંસ્થાની દરજ્જો રાખીને

માગણી કરવામાં શો વાંધો ? આથી કરીને, મવાળ પક્ષની નીતિ વ્યવહારુપણાને જોરે પણ આગળ આવીને ઊભી રહેતી. તેમ કરવાથી દેશના બધા પક્ષોમાં આવે ખરે વખતે જરૂરી એકતા પણ સાધી શકાય.

## ૫

જહાલ પક્ષે આ સીધા વ્યવહારુ પક્ષનો જવાબ આપવાનો હતો. કેવળ ભાવના-બળથી એ આપી ન શકાય. એમણે ચોખ્ખું બતાવવાનું હતું કે, વહેવારમાં ખરેખર એ દરજ્જા-કરતાં વધારે પોતે શું માગે છે ? મને લાગે છે કે, આનો જવાબ આપવો જહાલ પક્ષને અઘરો પડત. એ પક્ષના નેતા જવાહરલાલજી હતા. સદ્ભાગી રીતે તેમની મદદે હિંદી પ્રધાન લોર્ડ બર્કનહેડ આવ્યા. તે માણસે તુમાખીભેર આ જ અરસામાં એક વ્યાખ્યાન આપતાં કહ્યું કે, હિંદમાં આજે જે રાજ્યવહીવટ ચાલુ છે, તે સંસ્થાની દરજ્જો જ છે ! એથી જુદો દરજ્જો વળી કયો ? અમે અંગ્રેજો તો કોઈ જાણતા નથી !

આ વ્યાખ્યાને ગાંધીજીને સતેજ કર્યા. તેમણે તરત જવાબમાં જણાવ્યું કે, જો એમ-વાત છે, તો તો અમારે અમારી માગણીની સ્પષ્ટતા કરવામાં એ ગરબડિયા અર્થવાળો 'સંસ્થાની દરજ્જો' શબ્દપ્રયોગ નહિ કરવો જોઈએ; અમે તો પૂર્ણ સ્વરાજ માગીએ છીએ — અમારે પૂરેપૂરી સ્વતંત્રતા જોઈએ. અમે ઇચ્છીએ તો બ્રિટિશ સામ્રાજ્યમાં રહીએ, ઇચ્છીએ તો ન રહીએ. આ સવાલનો નિર્ણય કરવાનો હક પણ અમારો જ છે.

એમ આ પ્રશ્નનો ઉકેલ તરત આવી ગયો. મવાળ પક્ષને ખરે વખતે એક અંગ્રેજ તુંડમિજાજી રાજકારણીએ જ મદદ ન દીધી. કદાચ સાઇમન કમિશનને જે 'આવકાર' હિંદીઓએ આપ્યો, તેના ક્રોધમાં આવી જઈને જ બર્કનહેડે આમ પોતાનું જ પોતે બગાડ્યું. સમજણ-વ્યવહારમાંય ક્રોધ એવી જ વિચિત્ર વૃત્તિ તરીકે કામ કરે છે. અસ્તુ.

## ૬

આવી ભૂમિકામાંથી શરૂ થયેલું પૂર્ણ સ્વરાજનું યુદ્ધ ઈ. સ. ૧૯૩૦ની દાંડીકૂચથી વધતાં વધતાં આજ ઈ. સ. ૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મી તારીખે હિંદ બ્રિટિશ કૉમનવેલ્થનું એક સંસ્થાન બને તેટલે પહોંચ્યું છે, નહિ કે તે પેલા બર્કનહેડ સાહેબની કલ્પનાનું, પરંતુ ખરેખર પોતાને જોઈતી બધી સ્વતંત્રતા ભોગવનારું. એ જોવાને આજે તે સાહેબ જીવતા નથી. પણ તેમના જેવા મિજાજના અને તેમના રૂઢિચુસ્ત પક્ષના આજના આગેવાન મિ. ચર્ચિલ હયાત છે. અને આમ હિંદને સંસ્થાની દરજ્જો મળે તેમાં તેમણે ચૂપકીદીથી સંમતિ આપી છે, અને તેમણે પોતાના મનને એમ મનાવીને રાજી રાખ્યું છે કે, પોતે યુદ્ધનો વડોપ્રધાન હતો, ત્યારે ક્રિપ્સ દ્વારા પોતે સંસ્થાની દરજ્જાની વાત કરેલી, તે આજ થાય, તેમાં તો પોતે વાંધો ન લઈ શકે. અને ખાસ તો એ સામ્રાજ્ય-લોભી અંગ્રેજ મુત્સદ્દીને એ વાતનો સંતોષ હશે કે, હિંદની મુસ્લિમ લીગ કે જેઓ યુદ્ધકાળમાં છૂપી રીતે તેની મદદમાં અને કૉંગ્રેસની સામે રહી હતી તેને અલગ રાજ્ય મળ્યું છે, કે જ્યાં કદાચ અંગ્રેજ વેપારનું ધાર્યું થાણું ચાલશે. સારાંશ, આજના જગતમાં હિંદને આ દરજ્જો આપીને ચાલ્યા વગર છૂટકો નથી, એમ સચિંત રીતે ચર્ચિલ જેવા હિંદ-વિરોધી અંગ્રેજે પણ સ્વીકાર્યું છે.

આજનો દિવસ આ અણકલ્પેલા, અણજોયેલા એવા પરિવર્તનનો છે. ત્યારથી હિંદની એક આઝાદીની મજલ પૂરી થાય છે. એટલે કે, ખરી અને સાચી જવાબદાર બીજી મજલ શરૂ થાય છે.

૭

આ નવી મજલના પ્રશ્નો નવા અને વધુ વ્યાપક છે. તેમાં હવે હિંદને પોતાને માટે સંસ્થાની દરજ્જો કે સામ્રાજ્યથી સ્વતંત્ર એવો પૂર્ણ સ્વરાજનો દરજ્જો જોઈએ, એ સવાલ નવે રૂપે નવા વાતાવરણમાં અને નવી ગૂંચો સાથે આપણને ઊભો રહે છે. એ હવે સક્રિય રાજકારણનો સવાલ બને છે. અંગ્રેજ પ્રજા પણ એ સમજે છે અને આશા રાખે છે કે, હવે સામ્રાજ્ય બહાર જવાનું આપણે ન ઠરાવીએ. અને આપણે એમ જ ઠરાવવું પડે, એવી પરિસ્થિતિ તે કરી મૂકવા છૂપીથી તાકે તો તેમાં પણ નવાઈ નહિ. ભાઈચારાની સારાસારી રાખી તેમ કરવાનો તેને હક છે. એમ કરીને પોતાની આશા પૂરી કરવી હોય તો તેમાં કશું છુપાવવાની જરૂર નથી. પરંતુ અંગ્રેજ મુત્સદ્દીઓ એવી છૂપી રાજરમત રમે અને આપણને આંતરે કે જેથી આપણે તેમ કરવું પડે, એમ તે નહિ કરે એવું માની શકાતું નથી. પાકિસ્તાન આપવું પડે એવી રમત કાંઈક તો અંગ્રેજો રમ્યા જ, એમાં શંકા નથી. હવે દેશી રાજ્યોને તે જેવાં ૧૯મી સદીમાં હતાં, તેવાં છૂટાંદોર મૂકવાની રાજરમત, કાનૂનની શાણી ડાહ્યાઈ પહેરીને તે રમે છે. આ બંને પાછળ એ જ છૂપો ઇરાદો છે, એમ કેમ ન ગણાય? હિંદનાં પોતાનાં જે નબળાં અંગો હોય તેમને એવાં આગળ પાછળ અને ઉપર તળે કર્યાં કરવાં કે જેથી તેમને સંભાળી લેવાને માટે આપણા સ્વતંત્ર રાષ્ટ્રે અત્યારે તરત સામ્રાજ્યમાંથી નીકળવું સલાહભર્યું નથી, એમ આપોઆપ થઈ રહે એવી બાજી તેઓ રમતા નથી? રમે છે એમ જો સાચેસાચ આપણને પ્રતીત થાય તો ૧૯૧૮માં બર્કનહેડે કરેલી ભૂલ જેવી એ ભૂલ અંગ્રેજોની નીવડશે. હિંદ એ કરતૂતો માટે બ્રિટનને માફ નહિ કરી શકે. પરંતુ જો બ્રિટનને એમ લાગે કે ભૂતકાળમાં કર્યું તે કર્યું પણ હવે સારાસારી-ભેર બનતી મદદ કરી હિંદને પોતાને ગમે તેવું રાજ્ય સ્થાપવા દો ( કે જે અમારો ઇરાદો છે એમ એટલીએ જાહેર તો કર્યું છે), તો આપણે માટે શુદ્ધ વાતાવરણ ઊભું થાય. માઉન્ટબૅટન કદાચ આજે હવે પાકિસ્તાનનો મોટો અંગ્રેજ સ્વાર્થ સાધી લીધા પછી એમ વર્તે. મુસ્લિમ લીગે ૧૯૩૯થી ૧૯૪૫ સુધી અંગ્રેજોને કોંગ્રેસ સામે જે મદદ કરી, તેની કદરમાં પણ તેને આટલું તો કદાચ ચર્ચિલ એટલી વગેરેએ ઋણમાન્યું પરઠી પણ રાખ્યું હોય. ખેર. આજે એ વિષે ખરું શું છે તે જાણી શકાય એમ નથી, તેથી વધુ વિચાર ઓછો જોઈએ. આશા રાખીએ કે, કોઈ દેશી રાજ્ય જોડે તો કશી છૂપી સંતલસ હોય તો તેને હવે છોડી દેવામાં આવશે. દેશી રાજાઓ પાસે પ્રજામતનું પણ કશું બળ નથી, એટલે તેઓ આજે થોડીક પજવણીથી વધારે કાંઈ કરી શકે એમ પણ નથી, એ વાતેય બ્રિટિશ મુત્સદ્દી આજે સમજે છે. દેશી રાજ્ય અને બ્રિટિશ હિંદના નેતા – બેઉ તે સારી પેઠે હવે ઓળખે છે.

૮

પ્રજાએ તરફથી પણ આ વિચાર કરવો જોઈએ. સંસ્થાની દરજ્જો આપણે રાખવો કે છોડવો? ઉપર કહ્યું એમ, જો બ્રિટિશ મુત્સદ્દાગીરી બર્કનહેડ પેઠે આજે વીસે વરસે ફરી

બાકી તો તો એ સવાલનો ઝટ ફેંસલો આવે. પણ બીજી એક બે વાત પણ જોવાની છે. કેટલાક માને છે કે, બંધારણસભાએ પ્રજાસત્તાક રાજ્યનો આદર્શ સ્વીકાર્યો એટલે એમાં સામ્રાજ્યમાંથી છૂટા થવાનું તો નક્કી થઈ ગયું. આ બાબતમાં આપણે યાદ રાખવું ઘટે કે, દ. વેલેરાનું આયર્લૅન્ડ પ્રજાસત્તાક છે ને તે સામ્રાજ્યમાં છે. અને સામ્રાજ્યના બીજા ઘટકો ૧૯૩૯માં યુદ્ધમાં જોડાયા, છતાં તે ન જોડાયું અને ચર્ચિલ જેવા માની માણસને પણ મોંમાં આંગળાં કરડતા ચૂપ રહેવું પડ્યું. સંસ્થાની દરજ્જાનો અર્થ આમ વિકસતો આવ્યો છે. એમ જો હોય, તો હિંદ શા વહેવારી મુદ્દાના વિઘ્નને લઈને છૂટો પડવા ચાહે? આજે આપણી બંધારણસભાએ અંગ્રેજ પાર્લમેન્ટ ઢબનું બંધારણ ઘડવા માંડ્યું છે. તેમાં સીધી વાત એ રહે છે કે, તેના સંબંધને લઈને આપણે એ પદ્ધતિથી વિશેષ પરિચિત છીએ. વળી આજના જગતમાં આંતરરાષ્ટ્રીય મંચ પર હલચલ થાય છે. પરસ્પર અવલંબન વગર રાષ્ટ્રો એકલદોકલ નભી ન શકે, એવી રાજ્યસ્થિતિ છે. તે સમયે બન્યું બનાવ્યું, બ્રિટિશ સામ્રાજ્ય દળ છોડવાની શી જરૂર છે? આમ વિચાર ઊઠ્યા વગર રહેશે નહિ. તેનો જવાબ હવે પછી હિંદે આપવાનો આવશે. નવા બંધારણ પ્રમાણે હિંદની રાષ્ટ્રસભા ('હાઉસ ઑફ ધી પીપલ') સ્થપાય તેણે કદાચ એ આપવાનો આવશે. એ નિર્ણય એક સ્વતંત્ર નિર્ણય બનશે. આજે બંધારણસભાના કામની સાથે એ નહિ ઉકલાશે એમ લાગે છે. એ નિર્ણય બ્રિટન ધારે તો પોતાની ઇચ્છા પ્રમાણે હિંદ પાસે લેવડાવી શકે છે. પરંતુ તેની મોટી અને એકમાત્ર શરત છે. તેની નેકનીયત અને હિંદની સાચી મૈત્રીની ઇચ્છા. જો તે કેવળ પોતાના વેપારનો જ સ્વાર્થ જોઈને, હિંદની નબળાઈઓ ફાવી ખાવા જાશે તો તેણે હિંદની મૈત્રી ખોવાની બાજી માંડી છે, એમ જરૂર સમજે. પરંતુ આપણી આંતરિક તથા બાહ્ય મુશ્કેલીઓમાં જો તે સદ્ભાવથી મદદ કરશે અને ક્ષુદ્ર સ્વાર્થ નહિ તાકે, તો તે હિંદને મેળવી શકે.

૯

આ સવાલની એક બીજી કસોટી પણ અગત્યને માટે છે. અત્યાર સુધી હિંદ બ્રિટિશ સામ્રાજ્યનો બાંદિયા જેવું રાજ્ય ગણાતું. કૅનેડા, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા જેવાં ગોરાં સંસ્થાનો તેને અવગણી શકતાં. જેમ કે હિંદીઓને તે દેશોમાં પ્રવેશ ન મળે; જેમને ત્યાં પ્રવેશ મળ્યો છે, તેમને જાત જાતની પજવણી અને અપમાનો તથા હીણપદ ભોગવવું પડે. આજે પૂર્વ તથા દક્ષિણ આફ્રિકામાં આ સવાલ ઉગ્ર રૂપે છે, તે સૌને ખબર છે. થોડા જ વખત ઉપર અંગ્રેજોએ આપણે માટે ઘસાતો કાયદો કર્યો અને તેમાં અગાઉથી પૂછવું જોઈએ તે વિવેક પણ ન જાળવ્યો.

આવા પ્રશ્નો હવે જૂની ઊંચનીચતાની ભૂમિકા પર નહિ, પણ સમાનતા પર આવી જાય છે. સામ્રાજ્યનાં કે સહિયારા રાજ્યનાં બધાં ઘટકો સરખાં છે; તેથી તેમની પ્રજાઓ કશા અપમાન કે હાડછેડ વગર પોતપોતાનો કામધંધો અને અવરજવર કરી શકશે — કરી શકવો જોઈએ. આજે સ્મટ્સ અને તેના-જેવા પૂર્વ આફ્રિકાવાસી ગોરાઓએ સમજી લેવું જોઈએ. એમ ન બને તો બે માર્ગ છે: હિંદે સ્વમાનને માટે યા તો તે દેશ જોડે લડવું જોઈએ, અથવા તો બ્રિટને પોતાના 'કૉમનવેલ્થ'ને એવું કરવું જોઈએ કે આવા આવા આંતરિક ઝઘડા પતાવી શકાય. એમ જો ન પતાવી શકાય તો પછી કૉમનવેલ્થમાં કોઈએ રહેવા જરૂર શી? એનો અર્થ શો? બ્રિટિશ 'કૉમનવેલ્થ' એક પ્રગતિશીલ અને વિકસતું રાજ્યમંડળ હોય તો, જગતની આજની દશામાં તેણે એટલું આગળ વધવું જોઈએ. રંગ-

થતી ઘણી વસ્તુઓ ઉપર અંકુશ મૂકવા પડશે, અને નિકાસ વધારવાને ઘણા મોટા પ્રમાણમાં પ્રયાસો કરવા પડશે. પરદેશથી આયાત થતી વસ્તુ દેશમાં મોટા પ્રમાણમાં બનાવવી પડશે. અને નિકાસની વસ્તુઓ વધુ પ્રમાણમાં ઉત્પન્ન કરવી પડશે. આ માટે નિકાસ વેપાર પરના અંકુશો તદ્દન કાઢવા જોઈએ.

દેશની સમૃદ્ધિ માટે આયાત નિકાસનો વેપાર પૂર છૂટથી ચાલવો જોઈએ. અને તો જ છેલ્લાં સાત-આઠ વર્ષથી રૂંધાઈ ગયેલો દેશનો આંતર-દેશી વેપાર ટકી શકશે. દેશ સ્વતંત્ર થયો છે અને બ્રિટનની આર્થિક ગુંચરી જે આપણને સ્ટરલિંગના દેશો સાથે જ વેપાર કરવા ફરજ પાડતી હતી તે પણ આપણે ફેંકી શક્યા છીએ. હવેથી જમા થતી આપણી થાપણ આપણું સોનું આપણા જ દેશમાં રાખીશું. અને તેથી હાલમાં લડાઈ પછી જે આપણી સ્ટરલિંગ પુરાંત લંડન હોવા છતાં, જેનો આપણે ઉપયોગ નથી કરી શકતા એ સ્થિતિમાં ભવિષ્યમાં ન મુકાઈએ.

હાલના દેશના ભાગલાને અંગે એ સ્થિતિ તો કાયમી જ રહેશે કે, પાકિસ્તાન અને હિંદી યુનિયનમાં સોનાના ભાવમાં ફરક રહેશે જ, અને સારાયે ખંડમાં શાંતિ ન થાય ત્યાં સુધી, છૂટથી બે ભાગલા વચ્ચે લેતી દેતી સોનાની તેમજ બીજી વસ્તુઓની છૂટથી થવી મુશ્કેલ છે. હાલમાં તો એકધારું જ વહેણ છે કે પાકિસ્તાનમાંથી સોનું હિંદી યુનિયન તરફ ચાલ્યું આવે છે. હિંદમાં સોનું આ ભાવથી ખરીદવાની તાકાત કેટલી છે તે ઉપર ભાવનો આધાર રહે છે. ગમે તે સ્થિતિ થાય પણ સોનાનો ભાવ હાલમાં છે તેનાથી વધવા સંભવ ઓછો છે. અને નીચા ભાવે હિંદી સરકારને જકાત કાઢયે જ છૂટકો છે. પરદેશથી જે સોનું હાલમાં આયાત થાય છે તે પણ, પરદેશના ભાવો હિંદના ભાવ કરતાં ઘણા સસ્તા હોવાથી થઈ શકે છે. ભાવ નીચા થવાથી એ આયાત કુદરતી જ બંધ થશે. લડાઈની મોંઘવારીમાં જે કમાણી ખેડૂતોને થવી જોઈએ તે થઈ નથી અને બજારના ઊંચા ભાવો છતાં ખેડૂતોને તો એમના પાકના બાંધેલા જ ભાવો મળ્યા છે. આ સંજોગોમાં જ્યારે અનાજ વગેરેના ભાવોમાં મંદી આવશે ત્યારે ખેડૂતોને મહેસૂલ ભરવા માટે પોતાની બચતની ધાતુઓ વેચ્યે જ છૂટકો. પંજાબના ખેડૂતો તો ત્યાંથી હિજરત કરીને હિંદ તરફ આવે છે એટલે એમણે પોતે સંગ્રહ કરેલું સોનું જે ભાવ આવે તે ભાવે વેચ્યે જ છૂટકો છે, અને તેથી જ સોનાના ભાવો હજી વધુ દબાશે એમ લાગે છે. સોનાના ભાવો ઓછા થવાનું એક મોટું કારણ એ પણ છે કે આખી દુનિયામાં બધી ચીજોના ભાવોમાં વધઘટ જતાં મંદીનું મોજું ફરી વળવા સંભવ છે. અને તેથી કીમતી ધાતુઓમાં પણ મંદી આવશે જ. અને તો, તેમાંથી સોનું કેમ બાકાત રહી શકે?

# ગાંધીજયંતીએ કેટલાક વિચારો

ગૌતમભાઈ સારાભાઈ

આજે ગાંધીજીનો ૭૮મો જન્મદિવસ; જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં ૭૮ વર્ષ પહેલાંનું હિંદ આજના હિંદથી કેટલું જુદું હતું! દેશવ્યાપી આ શક્તિસંચાર માટે ગાંધીજીનો બીજા સર્વે કરતાં મોટો ફાળો છે.

ગાંધીજીના સર્વતોમુખ વ્યક્તિત્વનો ખ્યાલ, એમના જીવનનો મહામંત્ર ખાદી પણ સહજ કરાવી શકે છે. રાજકીય ક્ષેત્રમાં ખાદી એ સ્વાતંત્ર્યનું પ્રતીક છે. અર્થકારણમાં વિકેન્દ્રીકરણ એ એનું ધ્યેય છે. સમાજજીવન અને સંસ્કૃતિ એ બન્ને ક્ષેત્રોમાં પણ એની અસરો દૃષ્ટિએ પડે છે. એકમાં એણે અન્યાય સામે બળવો પોકાર્યો; બીજામાં એણે નિખાલસ સરળતા આણી છે. વ્યક્તિના વિકાસમાં ખાદી દ્વારા સત્ય અને અહિંસાની ભાવનાઓ પોષાવાની શક્યતાઓ રહેલી છે.

કચડાયેલી અને માનભંગ થયેલી આમજનતામાં ગાંધીજીએ જે સ્વમાનની જાગૃતિ આણી છે તે કદાચ એમનો સૌથી મહાન ફાળો ગણી શકાય. એનાથી કલાનાં ક્ષેત્રોમાં પણ મહાન પ્રત્યાઘાતો થયા છે.

આપણે કદી નહીં અનુભવેલું એવું મમત્વ આપણા ભૂતકાળ માટે જાગૃત થયું છે. આને પરિણામે આપણા ચિત્રકારો, શિલ્પકારો અને સ્થપતિઓ જે ગઈ કાલ સુધી પશ્ચિમનું અંધ અનુકરણ કરતા હતા, તે આ દેશના ભૂતકાળની સંસ્કાર-પરંપરાનું અનુકરણ કરવા લાગ્યા. અજંતા જેવાં ચિત્રો, ભરતનાટ્યની પરંપરા અનુસાર નૃત્યો, શાસ્ત્રીય સંગીત અને રાજપુત અને મોગલો જેવું સ્થાપત્ય—દરેક દિશામાં આમ પૂર્વજ-પૂજા શરૂ થઈ અને પ્રાચીન પરંપરાનું અનુકરણ થવા લાગ્યું.

આમ પ્રાચીનતાનું અનુકરણ કરી પરંપરા સાચવવા જતાં સ્વતંત્ર સર્જનશક્તિ ગુંગળાઈ જાય અને તેથી વ્યક્તિ તેમજ સમાજની પ્રગતિને ક્ષતિ પહોંચે તેમાં કંઈ નવાઈ નથી. પ્રાચીનકલાનું યોગ્ય સંરક્ષણ થવું આવશ્યક છે. પૂર્વજોની કલાસર્જનશક્તિને માત્ર અંજલિરૂપે નહીં પણ એમનો દાખલો લઈ આજના કલાકારો પણ સર્જનશક્તિ દાખવી શકે તેમ છે એવી દૃઢ ભાવનાથી પ્રાચીન કલાવશેષો નીરખવા, સમજવા, અને એમનો રસાસ્વાદ કરવો, એ આપણી કલાકૃતિના વિકાસ માટે આવશ્યક છે. પરંતુ એમનું અનુકરણ કરવું તે આત્મઘાતી છે.

સ્થળે સ્થળે આજે જે અંધ અનુકરણ થતું દેખાય છે એની જવાબદારી ગાંધીજી પર કંઈ નંખાય તેમ નથી. આપણે જ ગાંધીજીની ભાવનાનો અનર્થ કર્યો છે.

ગાંધીજીએ તો સાચો જ રાહ ચીંધ્યો છે. અલંકાર અને શણગારને બદલે સાદાઈ અને સચ્ચાઈ પ્રત્યે એ વળ્યા છે. ગુજરાતી સાહિત્યમાં નવો યુગ પ્રવર્તાવ્યો છે. ગાંધી-સાહિત્ય પાછળ રહેલી ભાવનાઓનો જો લલિતકલાઓના ક્ષેત્રમાં વિનિયોગ કરીએ તો ઉપયોગિતા અનુસાર અને અલંકારવૈભવ કરતાં આકૃતિ (form), પ્રમાણ (proportion) અને ઉપાદાનના (material) સૌંદર્યનો આદર કરવો યોગ્ય છે. જટિલતા અને અલંકાર વગર,, સાદાઈ અને સંયમથી કૃતિને સુંદર બનાવવી એમાં કલાકારની પ્રતિભા છે.

દર્શન
અમદાવાદ
૧૧-૧૦-૪૭

# જગતની સ્ત્રીઓને

## [ 'પરમમાનવ'નું સર્જન ]

શ્રી માતાજી
અનુ૦ : સુન્દરમ્

આજે આપણે જે કાળમાં જીવીએ છીએ તે, માનવજાતિના ઇતિહાસમાં એક અસાધારણ પરિવર્તનનો કાળ છે. આ પૂર્વે મનુષ્યજાતિ આજના જેવા ધિક્કાર, હિંસા, રક્તપાત અને અંધાધૂંધીના અંધકારમય ગાળાઓમાંથી કદી પસાર થઈ નથી. તો સાથેસાથે આજના જેવી પ્રખર અને તીવ્ર આશા પણ આ પૂર્વે લોકોનાં હૃદયમાં કદી ઉદય પામી હોય તેવું જણાતું નથી. આપણા અંતરાત્માના ધ્વનિને જો આપણે ધ્યાનપૂર્વક સાંભળી શકીશું તો તરત જણાશે કે આપણે સૌ ઓછાવત્તા ભાનપૂર્વક એક એવા યુગની પ્રતીક્ષા કરી રહ્યાં છીએ કે જેમાં ન્યાય, સૌન્દર્ય, સુસંવાદ, કલ્યાણ અને બંધુત્વનાં તત્ત્વો સર્વોપરિ બનેલાં હશે. આ ભાવના આમ તો જગતની આજની વાસ્તવિક પરિસ્થિતિથી તદ્દન ઊલટી જ દેખાય છે. પરંતુ આપણે જાણીએ છીએ કે સૂર્યોદય પૂર્વે જ અંધકાર વધારેમાં વધારે ગાઢ હોય છે. તો પછી આજનો આ દેખાતો અંધકાર પણ ભાવિ સૂર્યોદયનો સૂચક કેમ નહિ હોય ? અને એ પણ સંભવિત છે કે આ અંધકાર જે પ્રકારે અત્યંત ગાઢ અને ભયાનક છે તે જ રીતે હવે પછી ઉદીયમાન થનારી ઉષા પણ એટલી જ પૂર્ણ આશામય, વિશુદ્ધ અને ઉજ્જ્વલ નીવડે . . . રાત્રિના આ ભીષણ અંધાર ઓસરી જશે અને જગત એક નવી ચેતનામાં આરોહણ પામશે.

આજે જે સંસ્કૃતિ આમ એકાએક અસ્ત પામી રહી છે તેની રચના જડતત્ત્વ અને પ્રાણતત્ત્વ સાથે વ્યવહાર કરી રહેલા મનની શક્તિ ઉપર થયેલી છે. એ સંસ્કૃતિએ જગતને શું આપ્યું છે તેની ચર્ચા આપણે અહીં નહિ કરીએ. પણ એટલું તો સ્પષ્ટ છે કે એક નવો યુગ આવી રહ્યો છે. એ યુગ છે આત્મતત્ત્વનો યુગ. મનુષ્યના રાજ્ય પછી, પ્રભુનું રાજ્ય

અને અહીં એક પ્રશ્ન ઊભો થાય છે. જો આજે મનુષ્યોને આજના જેવા મહાન અને અસાધારણ યુગમાં જન્મવાનું ભાગ્ય મળ્યું છે તો પછી તેમનાં હૃદય કેવળ પોતાની અંગત કે કૌટુંબિક ભાવનામાં જ પુરાઈ રહે. અથવા તેમની વિચારદૃષ્ટિ કેવળ સ્થાનિક, મર્યાદિત અને અંગત વ્યવહારમાં જ સમાપ્ત થઈ રહે એ શું યોગ્ય કહેવાય ? પણ માનવજાતિમાં આજે કેટલાક એવા છે કે જેઓ સમજે છે કે તેમનો પોતાનો સંબંધ ફક્ત પોતાના કુટુંબ, જાતિ કે દેશ સાથે જ નથી. પ્રભુ આખી માનવજાતિ દ્વારા પોતાનો આવિર્ભાવ આખી પૃથ્વી ઉપર સર્વ દેશોમાં કરી રહ્યો છે. અને પોતે એ પ્રભુનાં સંતાન છે. એમને એ ભાન થઈ ચૂક્યું છે કે તેમના જીવાત્માએ સવિશેષ જાગૃત બનવાનું છે. અને આ આવી રહેલી કૃપાનો ઉદય સિદ્ધ કરવા માટે તેમણે આખી માનવજાતિ અર્થે કાર્ય શરૂ કરી દેવાનું છે.

આ ગંભીર, મહાન, અનેકવિધ અને નિઃસીમ કાર્યમાં સ્ત્રીજાતિએ કયો ભાગ ભજવવાનો છે ? હા, એ વાત સાચી છે કે જ્યારેજ્યારે કોઈ મહાન ઘટનાઓ બની રહેલી હોય છે ત્યારે સ્ત્રીઓને એક સુરક્ષિત ખૂણામાં ધકેલી દેવામાં આવે છે. એક પ્રકારના તિરસ્કારભર્યા સ્મિત સાથે મુરબ્બીવટથી તેમને કહેવામાં આવે છે કે આ કામ તમારા જેવાં નિર્બળ પ્રાણી માટે નથી. અને ઘણાખરા દેશોમાં સ્ત્રીઓએ બાળક જેવી, આજ્ઞાધીન અને કંઈક અંશે પણ ખરી એવી સ્ત્રીઓએ આ દયાજનક સ્થિતિને સ્વીકારી લીધી પણ છે. પણ હું કહીશ કે આ સ્થિતિ હવે ટકી નહિ રહે. હવેના જીવનમાં આવા ભેદને સ્થાન નહિ રહે. પુરુષ અને સ્ત્રી વચ્ચેની આવી વિષમતા નહિ ટકી શકે.

સ્ત્રી અને પુરુષ વચ્ચેનો સાચો સંબંધ છે એક સમાન ભૂમિકા ઉપર રહી પરસ્પરને સહાયરૂપ બનવું, એકબીજાની અત્યંત નિકટ રહી સાથેસાથે કાર્ય કરવું. આજથી આપણે આપણું સાચું સ્થાન પાછું મેળવી લેવાનું છે, આપણું ન્યાયપૂર્વકનું આસન લેવાનું છે અને આપણું સાચું મહત્ત્વ—જગતના આધ્યાત્મિક શિક્ષાગુરુ તરીકેનું સ્થાન આપણે પાછું સ્થાપિત કરવાનું છે. જો કે જગતમાં હજી કેટલાક એવા પુરુષો, કદાચ ઘણા થોડાક જ, હશે ખરા કે જેઓ પોતાની પુરુષ તરીકેની લાભદાયક સ્થિતિમાં અભિમાન લેતા હશે અને સ્ત્રીઓની દેખીતી નિર્બળતા પ્રત્યે તિરસ્કાર દર્શાવતા હશે ( જો કે સ્ત્રીમાં આવી સ્થૂલ નિર્બળતા પણ છે જ એમ ચોક્કસ નહિ કહી શકાય ). પરંતુ એક જણે સાચું જ કહ્યું છે, ' આપણે ગમે તે કરીએ, પણ ભાવિના પરમમાનવોએ છેવટે તો સ્ત્રીને પેટ જ જન્મ લેવાનો છે. '

પરમમાનવો ( supermen ) સ્ત્રીને પેટે જન્મ લેશે. એ એક ઘણું મહાન અને નિઃસંદિગ્ધ સત્ય છે. પરંતુ એ વસ્તુનું સ્ત્રીઓ ગૌરવ લે એટલું જ બસ નથી. સ્ત્રીઓએ આ સત્યનો ગૂઢાર્થ સ્પષ્ટપણે સમજી લેવાનો છે, એમાંથી જન્મતી જવાબદારીઓને જાણી લેવાની છે અને પોતાની સમક્ષ પડેલા કાર્યને ખૂબ ગંભીર્યથી હાથ ધરવાનું છે. આજે જગત સમક્ષ ઊભા થયેલા કાર્યમાં સ્ત્રીઓએ જે અત્યંત મહત્ત્વનો ફાળો આપવાનો છે તે પણ આ કાર્ય જ છે.

એ કાર્યને સિદ્ધ કરવા માટે આપણે પ્રથમ તો એ સમજવાનું છે કે આજના અંધકાર અને અંધાધૂંધીમાંથી પ્રકાશ અને સુસંવાદ ઊભો કરવા માટે કયાં સાધનો કામ આવે તેમ છે. આ વસ્તુની આપણે કંઈ નહિ તો મુખ્ય રૂપરેખા તો જાણી લેવી જ જોઈએ.

જગતમાં સંવાદની સ્થાપના કરવા માટે રાજકીય, સામાજિક, નૈતિક અને ધાર્મિક—તાના પણ, એવા અનેક માર્ગો—સાધનો સૂચવાઈ રહ્યાં છે. પરંતુ જે વિરાટ કાર્ય આપણી સમક્ષ પડેલું છે તેને સિદ્ધ કરી શકે, થોડીઘણી પણ નિશ્ચિત પ્રકારની સફળતા લાવી આપી શકે એવું એક પણ સાધન એ સાધનોમાં દેખાતું નથી. આ કાર્યના માર્ગમાં મુશ્કેલીઓના જે ગંજાવર ગંજ ખડકાયેલા છે તેને હઠાવી શકે તેવી કેવળ એક જ વસ્તુ છે. એ છે એક નૂતન આધ્યાત્મિક શક્તિનું અવતરણ, મનુષ્યમાં એક નવીન ચેતનાનું સર્જન, એક નવો આધ્યાત્મિક પ્રકાશ, આપણને આજ લગી અજાણી રહેલી કોઈ દિવ્ય

શક્તિનું પૃથ્વી ઉપર પ્રાકટ્ય આપણે કદી નથી જોયો એવો પ્રભુનો એક નવો આવિર્ભાવ, પ્રભુના એક નૂતન સ્વરૂપનું પ્રાકટ્ય.

અને અહીં આપણે પોતા આપણા મૂળ વિષય ઉપર આવીએ છીએ. સાચું માતૃત્વ ધારણ કરવા માટે સ્ત્રીનું કર્તવ્ય શું હોઈ શકે ? પ્રભુના આ નૂતન સ્વરૂપને, પૃથ્વીની વર્તમાન પરિસ્થિતિને પલટી શકે એવી આધ્યાત્મિક શક્તિને, પોતાનામાં ઝીલી શકે અને પ્રગટાવી શકે એવા આ નૂતન સ્વરૂપને સ્ત્રી સિવાય બીજું કોણ રચી શકવાનું છે ?

વળી આપણા ઉત્તમોત્તમ આદર્શને મૂર્તિમંત કરે તેવા સંતાનને જન્મ આપવો એટલું જ બસ નથી. આપણે એ પણ જાણવું જરૂરી છે કે પ્રકૃતિ જે નવી માનવજાતિ સર્જવાની તૈયારીમાં છે તે ભાવિ માનવજાતિનું સ્વરૂપ કેવું હશે. આપણી આજ સુધીની મહાનમાં મહાન વ્યક્તિઓના જેવી જ, અથવા તો તેમના કરતાં ય વધારે મહાન, સમર્થ અને પ્રતિભાશાળી વ્યક્તિઓનું સર્જન કરવા આપણે પ્રયત્ન કરીએ તે પૂરતું નથી. આપણે તો મનુષ્ય તરફથી નજર વાળી લઈ, બધાં માનવલક્ષણો અને મર્યાદાઓથી પર એવા પરમ શક્તિ તરફ — પરમાત્મ સત્તા તરફ દૃષ્ટિ કરવાની છે. એ પરમ શક્તિ જ પરમ માનવનું સર્જન કરવાની છે. આપણી તપઃશક્તિ અને અખંડ અભીપ્સાને તેના તરફ વાળી તેની સાથે આપણે સંબંધમાં આવવાનું છે.

આજે વળી ફરી એકવાર પ્રકૃતિના હૃદયમાં નવસર્જનની પ્રેરણા સ્ફુરાયમાણ થઈ રહી છે. કંઈક તદ્દન નવીન, કંઈક સર્વથા અદૃષ્ટ એવું તત્ત્વ તે સર્જવા માગે છે. આપણે એ પ્રેરણાને ઝીલવાની છે, તેની આજ્ઞાને અનુસરવાનું છે. તો હવે આપણે એ જોવાનો પ્રયત્ન કરીએ કે પ્રકૃતિની આ પ્રેરણા આપણને ક્યાં દોરી જવા માગે છે. જગતના ભૂતકાળ ઉપર એક દૃષ્ટિપાત કરવાથી આપણને આ સમજવામાં ઘણી સરળતા થશે.

આપણે જોઈએ છીએ કે પ્રકૃતિએ જ્યારેજ્યારે પોતાના વિકાસમાં નવું પગલું ભર્યું છે, જ્યારેજ્યારે પૃથ્વી ઉપર કોઈ નવા તત્ત્વનો અને નવી શક્તિનો આવિર્ભાવ થયો છે ત્યારેત્યારે એક નવી યોનિ હસ્તીમાં આવી છે. માનવજાતિમાં આવતાં આપણે જોઈએ છીએ કે વ્યક્તિઓ, પ્રજાઓ અને જાતિઓના જીવનમાં પણ એક પછી એક નવાંનવાં પ્રગતિશીલ સ્વરૂપો પ્રગટ થતાં રહ્યાં છે. માનવતાના અગ્રણીઓએ પ્રજાને માર્ગદર્શન આપ્યું છે, પ્રેરણા આપી છે, નવીનવી શક્તિ આપી છે, અને ઇતિહાસના અનેક યુગોમાં પસાર થતી માનવજાતિ ફરીફરીને સજીવન થતી, નવજીવન ધારણ કરતી રહી છે, અનેક નવા આવિર્ભાવો પામતી રહી છે. એ સર્વ આવિર્ભાવોની પાછળ રહેલું લક્ષ્ય શું છે ? વિશ્વનું સર્જન કરવા પાછળ પ્રકૃતિનો જે નિગૂઢ અને ભવ્ય હેતુ પ્રવર્તિત રહેલો છે તે જ હેતુ આ આવિર્ભાવોની પાછળ પણ છે.

પ્રકૃતિમાતાના આ આહ્વાનને આપણે ઝીલી લેવાનું છે. એના આ ભવ્ય અને ચિરંતન કાર્યમાં આપણા વ્યક્તિત્વને સમર્પિત કરી દેવાનું છે. આ કઠિન અને અણુખેડાયેલા પ્રદેશમાં આપણે જે કામ કરવાનું છે તેને સમજી લેવા માટે આપણે યથાશક્તિ પ્રયત્ન કરીએ.

પ્રથમ તો આપણે એક વાત એ સમજી લેવાની છે કે ભવિષ્યનો માનવ – પરમમાનવ એ આજના મનુષ્યનું જ કોઈ વિકાસ પામેલું સ્વરૂપ હશે એમ નથી. આજના માનવને આધારે આપણે ભાવિ પરમમાનવની કલ્પના નહિ બાંધીશું. આજનો માનવ જ સંપૂર્ણ બને, યા તો તેની શક્તિઓ વૃદ્ધિ પામે એમાં જ ભાવિ પરમમાનવનું બધું સ્વરૂપ આવી જતું નથી. જીવનના વિકાસક્રમ ઉપર નજર નાખીશું તો આપણે આ ભૂલમાંથી બચી જઈશું.

આપણે ઉપર જોયું કે પૃથ્વી ઉપર કોઈ નવી યોનિનો ઉદય થતાં પૃથ્વીના જીવનમાં કોઈએક નવું તત્ત્વ, ચેતનાની એક નવી ભૂમિકા – નવી શક્તિ પ્રગટ થાય છે. પરંતુ જે યોનિ આ નવી ચેતના કે શક્તિ પ્રાપ્ત કરે છે તેનામાંથી તેના પૂર્વેની યોનિની કેટલીક સામુહિક શક્તિઓ કે પૂર્ણતાઓ ચાલી પણ જાય છે. આપણે કુદરતના છેલ્લા વિકાસક્રમનું જ અવલોકન કરો. માણસ અને તેના પુરોગામી વાનર વચ્ચે કયો સૌથી મોટો તફાવત છે ? વાનરમાં એક અત્યંત પૂર્ણ એવી પ્રાણશક્તિ તથા શારીરિક બળ જોવા મળે છે. એની પછી આવેલી માનવયોનિએ એ પૂર્ણતાને છોડી દેવી પડી છે. માણસમાં વાનરની આશ્ચર્યકારક શારીરિક શક્તિ રહી નથી. તે ઝાડ પર સડસડાટ ચડી શકતો નથી, ગુલાંટો ખાઈ શકતો નથી, લાંબી ફલંગો ભરી શકતો નથી. પણ બદલામાં માણસને બુદ્ધિ મળી છે. તર્ક, સંયોજન અને સંવિધાનની શક્તિ મળી છે. મનુષ્યનું જીવન એ મનનું જીવન છે, પૃથ્વી ઉપર પ્રગટ બનેલી બુદ્ધિનું જીવન છે.

તત્ત્વતઃ મનુષ્ય મનોમય પ્રાણી છે. જો કે એની શક્તિઓ મનની મર્યાદામાં જ પુરાઈ રહેલી નથી. મનથી ઉપરની સૃષ્ટિઓ, શક્તિઓ તથા ચેતનાના ઊર્ધ્વ પ્રદેશોનો પણ તેને અનુભવ થાય છે. અને જેવી રીતે વાનરમાં મનની શક્યતાઓ સુપ્ત રીતે પડેલી હતી તેવી જ રીતે મનુષ્યને મનથી ઊર્ધ્વ પ્રદેશના થતા આ અનુભવો પણ તેના ભાવિ વિકાસક્રમનાં સૂચક ચિહ્નો જેવા છે.

વળી એ પણ એક સાચી હકીકત છે કે કેટલાક મનુષ્યો મનથી ઊર્ધ્વમાં રહેલી સૃષ્ટિમાં સ્થિતિ પ્રાપ્ત કરી એ પ્રકારનું જીવન જીવી રહ્યા છે, જો કે એવાઓની સંખ્યા બહુ થોડી છે. આ ઊર્ધ્વ જગતને આપણે આધ્યાત્મિક જગત કહી શકીએ. કેટલીક વ્યક્તિઓ તો એ જગતમાંની ચેતનાના મૂર્તિમંત અવતાર રૂપે જ આ પૃથ્વી ઉપર ઊતરી આવેલી છે. પરંતુ એ બધાને અપવાદ જ કહેવી પડે. બેશક, તેમણે માનવજાતિને તેના ભાવિ વિકાસની ઝાંખી કરાવી છે, અને તેના પ્રતિ તેને દોરી રહ્યા પણ છે. પરંતુ આજ સુધી આ વસ્તુ જે અમુક મનુષ્યોની જ સિદ્ધિ હતી તે હવે પછી આવનારી નવી માનવયોનિની ચેતનાનું એક સર્વસામાન્ય અને પ્રધાન લક્ષણ બની રહેશે.

આજે માણસ બુદ્ધિ દ્વારા પોતાના જીવનનું નિયંત્રણ કરી રહ્યો છે. મનની બધી ક્રિયાઓ અને શક્તિઓ તેના એકેએક વ્યવહારમાં તે વાપરી રહ્યો છે. અવલોકન અને અનુમાન એ તેનાં જ્ઞાન મેળવવાનાં સાધનો છે. પોતાના વ્યવહારમાં એ બુદ્ધિ વડે નિર્ણયો બાંધે છે, માર્ગ નક્કી કરે છે, અથવા કંઈ નહિ તો એ પ્રમાણે પોતે કરે છે એમ તો માને છે જ.

નવી માનવજાતિ સહજપ્રજ્ઞા (Intuition) એટલે કે અંતઃકરણમાં નિગૂઢ રહેલા દિવ્ય સત્યના પ્રત્યક્ષ સીધેસીધા દર્શન દ્વારા પોતાનું જીવન રચશે. કેટલાક મોટા ગોરિલાઓમાં જેવી રીતે બુદ્ધિનો આછો ચમકાર દેખાય છે તેવી રીતે અમુક અમુક માણસોને પણ આ સહજપ્રજ્ઞાનો અનુભવ અને જ્ઞાન સાચેસાચ થયેલાં છે.

માનવજાતિમાં જે થોડીએક વ્યક્તિઓએ પોતાની આંતર ચેતના વિકસાવી છે, પોતાની ચેતનાના સાચા સ્વરૂપને પામવા માટે જેમણે પોતાની શક્તિઓને એકાગ્ર કરી છે તેમને આ સહજપ્રજ્ઞાની શક્તિ ઓછાવત્તા પ્રમાણમાં મળેલી પણ છે.

મન જ્યારે સંપૂર્ણ રીતે શાંત બને છે, સ્વચ્છ દર્પણ જેવું શુદ્ધ બને છે, પવન ન વાતો હોય ત્યારે સ્થિર બનેલા સરોવર જેવું બને છે, ત્યારે એ પ્રશાંત બનેલા મનમાં અતિમાનસનો — વિજ્ઞાનનો પ્રકાશ—અંતઃકરણમાં નિગૂઢ રહેતા સત્યનો પ્રકાશ પ્રગટી ઊઠે છે, અને તેમાંથી સહજપ્રજ્ઞાનો જન્મ થાય છે. આ આંતર નીરવતામાંથી આવતા શબ્દને જે લોકો સાંભળતા રહે છે તેમને પોતાના કર્મની પ્રેરણા વધુ ને વધુ એ શબ્દમાંથી મળવા લાગે છે. જે વિષયોમાં સામાન્ય માણસો બુદ્ધિના માર્ગે ગતિ કરતાં ગૂંચાઈ જઈને અટવાયા કરે છે ત્યાં તેઓ, જાણે તેમને કોઈ સમર્થ સિદ્ધહસ્ત દોરી રહ્યો હોય તેમ, આ સહજપ્રજ્ઞાથી, આ ઉચ્ચતર જ્ઞાન—શક્તિની પ્રેરણા દ્વારા જીવનની ગૂંચોમાંથી માર્ગ કરતાકરતા સીધેસીધા પોતાના લક્ષ્યે પહોંચી જાય છે.

સહજપ્રજ્ઞાની આ શક્તિ આજે તો એક અપવાદ જેવી, અસાધારણ છે. પણ આવતી કાલના માનવ માટે, નવી માનવજાતિ માટે તે એક સ્વાભાવિક અને સર્વસુલભ વસ્તુ બની રહેવાની છે. તો સાથેસાથે એ પણ બનવા જોગ છે કે એ નવી શક્તિનો હમેશાં ઉપયોગ થતાં માણસની બુદ્ધિની બીજી શક્તિઓને હાનિ પણ પહોંચે. માણસમાં વાંદરાની શારીરિક શક્તિ ટકી નથી રહી તેવી રીતે પરમમાનવ પાસે આ વિકસેલી મનોમય શક્તિ — પોતાને તેમ જ અન્યને છેતરવાની આ શક્તિ ન પણ ટકી રહે.

આજના માનવે આ વસ્તુસ્થિતિ સમજી લેવાની છે. પૃથ્વી ઉપર મનુષ્યે આજ લગીમાં ઘણો વિકાસ સાધ્યો છે. અને તેમાંય તે પોતાના બુદ્ધિવિકાસ માટે તો ખરેખર ગર્વ લઈ શકે તેમ છે. જો કે એ વિષયમાં મનુષ્ય મિથ્યાભિમાની પણ થઈ ગયો છે એ વાત પણ સ્વીકારવાની રહે છે. પરંતુ ભાવિ વિકાસ માટે તેની આજલગીની આ પ્રાપ્તિ પૂરતી નથી. આ હકીકત મનુષ્યે હિંમતપૂર્વક સ્વીકારવાની છે. આવતી કાલના માનવની મુખ્ય પ્રવૃત્તિ પોતાના અંતરમાં નિગૂઢ પડેલી આ વધારે સમર્થ જ્ઞાન-શક્તિને પ્રાપ્ત કરવાની બનશે. મનુષ્યે આ સહજપ્રજ્ઞાને માટે શોધ કરવાની છે, તેને પોતામાં પ્રગટ કરવાની છે અને જીવનના દરેક ક્ષેત્રમાં તેને છૂટથી કામ કરતી કરી મૂકવાની છે. એમ બનશે ત્યારે પરમમાનવતા પ્રત્યેનો પંથ તેને માટે મોકળો બનશે. એ પગથું પર કદમ માંડ્યા પછી મનુષ્યની ફિલસૂફી, કળાઓ, ભૌતિક વિદ્યાઓ, નીતિરીતિ, સામાજિક જીવનવ્યવહાર તથા પ્રાણ-શક્તિની બીજી પ્રવૃત્તિઓ આજની પેઠે એકના એક જ કૂંડાળામાં ફર્યા કરતી મન અને પ્રાણની ક્રિયાઓ રૂપે જ નહિ રહે. પરંતુ એ બધી પ્રવૃત્તિઓ પ્રાણ અને મનની પાછળ

વહેલા વધારે મહાન સત્યને શોધવા માટેનાં તથા એ સત્યની શક્તિને આપણા માનવજીવનમાં લઈ આવવા માટેનાં સાધનરૂપે બની જશે. આ મહત્ સત્યને શોધવું અને પામવું એટલે કે આપણા પોતાના તથા પ્રકૃતિના હૃદયમાં રહસ્ય સત્યને શોધવું અને પામવું. અને એ સત્ય એ જ છે આપણું સાચામાં સાચું સ્વરૂપ.

પણ અહીં એક વસ્તુથી આપણે ચેતવાનું છે. મનુષ્યના આ જે અંતરતમ સત્ય સ્વરૂપને આપણે પ્રાપ્ત કરવાનું છે તે નિત્શેએ જેનાં ગુણગાન કર્યા છે તે 'પરમમાનવ'ના સ્વરૂપથી તદ્દન જુદું છે. નિત્શેની કલ્પનાનો 'પરમમાનવ' માત્ર પ્રબળ પ્રાણશક્તિનો બનેલો છે. એ અત્યંત જોરાવર છે, પણ સાથેસાથે અત્યંત છીછરો પણ છે. આપણે જે પરમમાનવની વાત કરીએ છીએ તેનું અંતરતમ સત્ત્વ આત્મતત્ત્વમાંથી ઘડાયેલું છે; તે આધ્યાત્મિક ચેતનાનો બનેલો પરમમાનવ છે. નિત્શેની કલ્પનાના 'પરમમાનવ' સાથે આ 'પરમમાનવ'ની કલ્પનાની ભેળસેળ ન થવી જોઈએ.

બેશક; નિત્શેએ 'પરમમાનવ' (superman) શબ્દ યોજ્યો છે એટલે આપણે ભાવિ માનવજાતિ માટે એ શબ્દનો પ્રયોગ કરીએ ત્યારે, ઇચ્છાઅનિચ્છાએ પણ નિત્શેની કલ્પનાનો 'પરમમાનવ' આપણી સમક્ષ આવીને ખડો થાય છે જ. વળી નિત્શેની વિચારસરણીમાં કેટલાંક તત્ત્વો ખરેખર ઉત્તમ અને સત્યપૂર્ણ પણ છે. નિત્શે જ્યારે કહે છે કે આજના અત્યંત અસંતોષકારક માણસમાંથી પરમમાનવનો વિકાસ સાધવો એ જ આપણું સાચું કર્તવ્ય છે, ત્યારે એ એક મોટું સત્ય ઉચ્ચારે છે. વળી, માનવજાતિના ધ્યેય તરીકે તેણે જે સૂત્ર રજૂ કર્યું કે 'આપણે આપણું સ્વ-સ્વરૂપ પ્રાપ્ત કરવું' એ પણ ઉત્તમ વસ્તુ છે. મનુષ્યને તેનું સાચું આત્મસ્વરૂપ, તેની સાચી પ્રકૃતિ પ્રાપ્ત થઈ નથી. એ સત્ય પ્રકૃતિ દ્વારા જ તે પોતાના જીવનનો સફળતાથી અને સ્વાભાવિક રૂપે નિર્વાહ કરી શકશે. તેમ છતાં આપણે નિત્શેએ કરેલી ભૂલમાંથી બચવાનું છે. એણે કલ્પેલો 'પરમમાનવ' છેવટે માણસ જ રહે છે. માત્ર તેની અત્યારની શક્તિઓ અતિશય વૃદ્ધિ પામે છે. તેમાં યે બળનું તત્ત્વ અત્યંત પરાકાષ્ઠાએ પહોંચે છે અને એ બળ છેવટે પોતાના પ્રભાવ હેઠળ મનુષ્યમાં રહેલી બીજી બધી વસ્તુઓને કચડી નાખે છે. આપણો આદર્શ આવો ન હોઈ શકે. આપણને આજે બહુ સ્પષ્ટ રીતે જોવા મળ્યું છે કે કેવળ બળની પૂજા જગતને ક્યાં લઈ જાય છે — એમાંથી જન્મે છે બળવાનોના અત્યાચારો અને માનવજાતિનો સર્વનાશ.

૩–૯–૪૭

# વૃક્ષારોપણ યોજના

બાપાલાલ ગ. વૈદ્ય

૧

જડ પૃથ્વી[૧] અને જીવન્ત મનુષ્ય વચ્ચેનો સેતુ વનસ્પતિ છે. પૃથ્વી પોતાના પેટાળમાંથી રસ ચૂસી ચૂસીને વનસ્પતિઓને જીવાડે છે, પરિપુષ્ટ બનાવે છે અને આ વનસ્પતિ ખાઈને જ પ્રાણીમાત્ર જીવે છે. વનસ્પતિ ન હોત તો પૃથ્વી ઉપર જીવન જ ન હોત. પૃથ્વી, વનસ્પતિ અને પ્રાણી—આ ત્રણનો ત્રિકોણ એ જ જીવન–ત્રિકોણ. પૃથ્વીના રસકસનો હ્રાસ થતાં વનસ્પતિઓનાં રસવીર્ય હ્રાસ પામે છે અને વનસ્પતિઓનો રસકસ ઊડી જતાં પ્રાણીજીવન નિઃસત્ત્વ અને નિર્વીર્ય બને છે. આમ એકની અસર બીજા ઉપર થાય છે જ.

વનસ્પતિઓનો આજે વિપુલ સંહાર ચાલી રહ્યો છે. વનો નાશ પામ્યાં છે. રાજપૂતાનાનું રણ ગુજરાત તરફ વધી રહ્યું છે. નદીઓનાં પાણી પણ સુકાવા લાગ્યાં છે. ખેતી નિષ્પ્રાણ બની છે. જમીનનો કસ હણાયો છે. વનસ્પતિ ઉપર જીવનાર ઢોર મરવાને વાંકે જીવી રહ્યાં છે અને ઢોરની દુર્દશાનું પ્રતિબિંબ માનવજીવન ઉપર પડ્યું છે. પૃથ્વી, વનસ્પતિ, પશુ અને માનવ—આ ચારેયના અખંડ વર્તુલમાં કોઈપણ સ્થળે વિક્ષેપ પડે છે તો આ જીવનચક્રમાં વૈષમ્ય ઉત્પન્ન થાય છે અને તેની માઠી અસરો ચારેય ઉપર જોવામાં આવે છે.

ભવભૂતિએ ભાગીરથી પાસે યોગ્ય જ કહેવડાવ્યું છે કે 'भगवति वसुन्धरे ! शरीरमसि संसारस्य ।'—ભગવતિ વસુંધરા ! તું આ સંસારનું શરીર છું.

---

૧ ખરી રીતે જગતમાં જડ જેવી કોઈ ચીજ જ નથી. 'પૃથ્વી માતા' નામના કાવ્યમાં સાક્ષરકવિ શ્રી. પૂજાલાલ આ ભાવ સુંદર રીતે વ્યક્ત કરી શક્યા છેઃ

> કહી કેમ શકાય કે જડ અજીવ છે આ ધરા ?
> અચેતન સમાં ભલે દીસત માટી ને પ્રસ્તરો.
> પરંતુ તહીંથી જ ચેતનતણો વહે છે ઝરો.
> વનો વિહગ પ્રાણી માનવસમાજ સૌ પાધરા
> તહીં થકી જ જન્મિયા પૃથ્વીને રસે ઉછર્યાં;
> થયા પરમપુષ્ટ ધૂળ મહીં પાકિયાં ધાન્યના
> કરી હજમ પહાડ કૈં; ત્યમ છતાંય શું માન્યતા
> ધરિત્રી હૃદયે છલોછલ ભરેલ પ્રાણો નથી ?

અને આયરલૅંડનો મશહૂર કવિ A. E. પણ પ્રત્યેક જીવન્ત વસ્તુની પૃથ્વી તો માતા છે એ ભાવ સુંદર રીતે વ્યક્ત કરે છેઃ

> " But I have touched the lips of clay
> Mother, thy rudest sod to me
> Is thrilled with fire of hidden day
> And haunted by all mystery. "

બૃહદારણ્યક ઉપનિષદમાં " एषां वै भूतानां पृथिवीरसः, पृथिव्याः आपः, आपामोषधयः, ओषधीनां पुष्पाणि, पुष्पाणां फलानि, फलानां पुरुषः, पुरुषस्य रेतः ॥ "

પ્રાણીમાત્રનું રસસ્થાન પૃથ્વી છે, પૃથ્વીનો પરમ રસ પાણી છે, પાણીનો પરમ રસ ઔષધિઓ (ओषध्यः फलपाकान्ताः અર્થાત આપણે જે ધાન્યો ખાઈએ છીએ તે બધી ઔષધિઓ) છે. ઔષધિનો અર્થ જ ફલ પાકી ગયા પછી વનસ્પતિઓ કરમાઈ જાય તે અર્થાત્ શ્યાધાન્ય (cereals) અને શિંબીધાન્ય (legumes) બન્નેનો ઔષધિઓમાં સમાવેશ થઈ જાય છે. ઔષધિઓનો પરમ રસ પુષ્પો છે, પુષ્પોનો પરમ રસ ફલો છે. ફલોનો પરમ રસ પુરુષ છે અને પુરુષમાં પરમરસ રેત–વીર્ય છે.

અર્થાત્ પૃથ્વીનો પ્રાણરસ પીને જ પ્રાણીમાત્ર પરિપુષ્ટ થાય છે. આથી જ આપણા પૂર્વજોએ વસુંધરાને જીવન્ત ગણી છે. આજે આ પૃથ્વીને મૃત ગણીને સર્વ વ્યવહાર ચાલી રહ્યો છે. પરમ કરુણામયી પૃથ્વીમાતા તેનાં બાળકોને કદી ભૂખે મારતી નથી, પરંતુ મૂર્ખ સંતાનો જ્યારે પોતાની માતાને ભૂલી જઈને એનું ખૂબ દોહન કેમ કરું–એમાંથી ખૂબ ધન કેમ કમાઉં, એનાથી હું સમૃદ્ધ કેમ થાઉં—આવું અસામાજિક કાર્ય કરવા તૈયાર થાય ત્યારે વસુંધરા રીસાઈ અને રુઠે તેમાં વાંક વસુંધરાનો નહિ પણ આપણો. ટ્રેક્ટરોથી લાખો એકર ખેડી તેમાં બનાવટી ખાતરો નાખી, વધુમાં વધુ ફાલ કેમ ઉતારવો એ જ સ્વાર્થ–ભાવના જ્યારથી મનુષ્યના મનમાં ઘર કરી રહી છે ત્યારથી પૃથ્વી એ જીવન્ત માતા છે તે ભૂલાઈને તે જડ–હૃદયહીન—છે એમ માની આજનો વર્તાવ ચાલી રહ્યો છે. તેનાં ફલ તરીકે બંગાળનો દુષ્કાળ ગણાવી શકાય. વિવેકભ્રષ્ટનો વિનિપાત પણ શતસમુખો જ હોય ને ?

આપણા પ્રાચીન ઋષિઓએ આથી જ પંચમહાભૂતોમાં પાર્થિવ તત્ત્વને પ્રધાનપદ આપેલું છે, કારણકે એના જ ઉપર સૃષ્ટિનો આધાર છે. આ પરમ તત્ત્વને એક છેડે માટી છે અને બીજે છેડે મનુષ્ય છે. બન્ને વચ્ચેનો સેતુ એ વનસ્પતિઓ છે. આ ત્રણમાંથી એકને પણ આપણે તરછોડીશું તો સંવાદિતા તેટલે અંશે નાશ પામવાની જ: વૃક્ષોને કાપ્યાં, વસુંધરા ઉત્તપ્ત બની, તેનો રસ ક્ષય પામ્યો. પરિણામે, પશુજીવન દુર્બલ બન્યું. પશુઓ દુર્બલ બનતાં માનવજીવન ઉપર તે બન્નેની અસર થવા લાગી. ત્રણેનો ત્રિકોણ એ જીવનત્રિકોણ છે. એક પાદનો નાશ થતાં તેની અસર બાકીના બે પાદોને પણ થવાની જ. આજે આપણા આ ત્રણેય પાદો દુર્બલ થયા છે અને પરિણામે માનવજીવન, પશુજીવન અને પૃથ્વી—ત્રણેય દુઃખી દરિદ્રી થયાં છે.

અનેક જાતની યુદ્ધોત્તર યોજનાઓ આજે બહાર પડે છે. આ યોજનાઓમાં વૃક્ષારોપણ યોજનાને પણ યોગ્ય સ્થાન મળવું જોઈએ. ખેતીની સુધારણા, મ્યુનિસિપાલિટીની સુધારણા, લોકલ બોર્ડોની સુધારણા, શિક્ષણ સુધારણા—આ બધામાં વૃક્ષારોપણ યોજનાને જો આપણે વિસારીશું તો એ સુધારણાઓ એકપક્ષી અને અપૂર્ણ જ રહેશે.

કારણ વનસ્પતિઓ ઉપર જ જીવન અવલંબેલું છે. પૃથ્વીમાંથી રસ ખેંચી જીવન નિભાવવાની શક્તિ નથી પશુઓમાં કે નથી માનવીઓમાં. એ શક્તિ તો ફક્ત વનસ્પતિ-

એમાં જ છે, આપણું શાકભાજી, ફળો, ઈમારતી લાકડાંઓ, પુષ્પો, ધાન્યો, બીજ વગેરેનો આધાર વનસ્પતિઓ જ છે. એટલે કોઈ પણ યુદ્ધોત્તર યોજનામાં વનસ્પતિઓ તરફનું દુર્લક્ષ્ય નહિ જ હોય એમ માની લઈશું.

વનસ્પતિ સામાન્યમાં પણ મારે અહીં લખવું છે વૃક્ષો ઉપર. આપણે શહેરોની સીકલ બદલવી છે, રસ્તાઓની સીકલ બદલવી છે, દેશની સીકલ બદલવી છે. આવે વખતે જે યુદ્ધોત્તર યોજનાઓ વિચારવામાં આવે તેમાં વૃક્ષારોપણ યોજનાને જો વિસરવામાં આવે તો તે મોટી ભૂલ જ લેખાશે.

આજે આપણાં સુરત ભરુચ અમદાવાદ જેવાં શહેરો જુઓ : એના રસ્તાઓ જુઓ, એની ઉપરનાં ઝાડો જુઓ, એના બગીચાઓ જુઓ, શહેરની ચોતરફ ફરતો ૩-૪ માઈલનો વિસ્તાર જુઓ. ક્યાંયે આંખ ઠરે એવાં વૃક્ષો છે, બગીચા છે, ફૂલઝાડો છે ? સ્ટેશને ઊતરતાં જ શહેરની સંસ્કારિતા અને સૌન્દર્યભાવનાનું સ્મરણ કરાવે એવું કંઈ છે ખરું ? ફળઝાડો, ઈમારતી લાકડાં માટેનાં વૃક્ષો, શોભા માટેનાં વૃક્ષો,—આ બધાનો વિચાર શું આવશ્યક નથી ? આપણાં શહેરો નંદનવનો જેવાં રળીયામણાં હોવાં જોઈએ અને એ માટે ઠેર ઠેર વિવિધ વૃક્ષવિથિકાઓ ( avenues ), છાયાવૃક્ષો, પુષ્પવૃક્ષો, ઉદ્યાનો, ઉપવનો આપણે યોજવાં પડશે. શહેરના મુખ્ય રસ્તાઓ ઉપર કેવી જાતનાં વૃક્ષો વાવવાં, જાહેર ઉદ્યાનોમાં કેવાં વૃક્ષો વાવવાં, ડાક બંગલાઓ અને શ્રીમંતોના બંગલાઓના કંપાઉંડોમાં કેવી જાતનાં ઝાડો વાવવાં, શહેરની ચોપાસના ૪-૫ માઈલના વિસ્તારમાં ત્યાંના રસ્તાઓ ઉપર કેવાં વૃક્ષો વાવવાં, નહેરો હોય તો નહેરોની બન્ને બાજુ ઉપર કેવાં વૃક્ષો વાવવાં, શાળાઓમાં કેવી જાતનાં ઝાડપાન વાવવાં—આ બધું વિચાર્યા વિના આપણને હવે ચાલે એમ નથી.

હમણાં ' કરન્ટ સાયન્સ 'ના ૧૯૪૭ ફેબ્રુઆરીના અંકમાં એમ. એસ. રંધવા આઈ. સી. એસ.નો ' *A Bio-Aesthetic Plan for India* "—"એ બાયો-ઍસ્થેટિક પ્લાન ફોર ઇન્ડીઆ " નામનો લેખ પ્રસિદ્ધ થયો છે. આ વિદ્વાને આ વિષયને બહુ સરસ ન્યાય આપ્યો છે. શહેરો, ગામડાં અને આખો દેશ શોભાવવા માટે આપણે વૃક્ષો, પશુપંખીઓ ( flora & fauna ) વગેરેની વિચારપુરઃસર યોજનાઓ યોજીએ એ માટે પ્રો. લેન્સીલોટ હોગબેને આ અંગ્રેજી શબ્દ —" બાયો-ઍસ્થેટિક પ્લેનિંગ "—યોજ્યો છે, એટલે આમાં વનસ્પતિઓ અને પશુપંખીઓ બન્નેની સહાયથી આપણા દેશની શોભા કેમ વધારવી એનો વિચાર આવી જાય છે. આખી યોજનાને ચાર વિભાગમાં વહેંચી શકાય એમ છે:—

(૧) ખાનગી બંગલાઓ, સરકારી બંગલાઓ, બેંકો, હોટલો, યુનિવર્સિટીઓ, કૉલેજો, સ્કુલો, કચેરીઓ, લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટી જેવી પ્રજાની કચેરીઓનાં કંપાઉન્ડો, શહેરના રસ્તાઓ, જાહેર બગીચાઓ, રેલ્વે સ્ટેશનોનાં પ્લેટફોર્મો—આ બધાંની શોભા માટે આપણે સુંદર ફૂલોવાળાં તેમજ સરસ પત્રયુક્ત ફૂલઝાડો પસંદ કરવાં જોઈએ, જે જોનારની આંખોને શાન્તિ અને આનંદ આપે. આવાં ફૂલઝાડોમાં કાંચનાર, પિંક કેસિયા, પાંડરવો ( મંદાર ), મેંદીકિયા, ગરમાળો, ગુલમહોરનો સમાવેશ થાય છે.

( ૨ ) ડિ. લો. બોર્ડોના, અને પી. ડબ્લ્યુ.ના રસ્તાઓ માટે આપણે એવાં વૃક્ષો પસંદ કરવાં જોઇએ જે છાયા આપે, ફળો આપે અને ઇમારતી લાકડું પણ આપે. આવાં વૃક્ષોમાં મહૂડો, આંબો, આંબલી, લિંબડો, સીસમ, જાંબુ વગેરેનો સમાવેશ થાય.

( ૩ ) નહેરોના રસ્તાઓ ( canal roads )—નહેરોના તમામ રસ્તાઓ ઉપર આપણે આંબા, જાંબુ, કોઠી, ખીલી વગેરે ફૂલઝાડો વાવી દેવાં જોઈએ. આંબામાં લંગડો, સરદાર, સિંદૂરીઓ, વગેરે ખૂબ સારી કિંમત આપી શકે એવા કિંમતી આંબાઓ વાવવા જોઇએ. આપણા દેશમાં નહેરોના રસ્તાઓ હજારો માઇલોના છે, જે ઉપર લાખો ફળઝાડો ઉછેરી શકાય.

( ૪ ) ગામડાંમાં વાવવા લાયક વૃક્ષો—ઇમારતી લાકડાં માટે, ફળો માટે અને બળતણ માટે—આ ત્રણેય કામોમાં ખપ આવે એવાં વૃક્ષો ગામડાંમાં વાવવાં જોઈએ. જે ખેતરોમાં કૂવાઓ હોય, કોસ કે રેંટ ફરતો હોય તેવાં ખેતરોની ચોતરફ આંબા, લિંબુ, પપૈયાં, મોસંબી, સેતુર વગેરેનાં વૃક્ષો ઉછેરી શકાય. ઢોર જ્યાં બેસતાં હોય ત્યાં બકાનલિંબડો, વડ વગેરે ઉછેરી શકાય. એક ગામથી બીજે ગામ જવાના રસ્તાઓ ઉપર ઇમારતી લાકડાં માટેનાં ઝાડો વાવી શકાય. ગામનું પાધર ગુલમહોર, કરંજ, ગરમાળો, બકાનલિંબડો, પાંડેરો—વગેરે સુંદર પુષ્પોવાળાં ઝાડોથી શણગારી શકાય. આ વૃક્ષોની આસપાસ નાના નાના ઓટલા બાંધી દીધા હોય તો સંધ્યાકાળે આબાલવૃદ્ધવનિતા ત્યાં બેસવા જાય.

આપણાં જૂનાં શહેરોની બાંધણી તદ્દન ઢંગધડા વિનાની છે. આવાં જૂનાં શહેરોના પુનર્વસવાટ માટે શું કરવું એ પ્રશ્ન વિચારવા જેવો છે. કોઇ કહે છે કે એવાં શહેરો નાબૂદ કરી નાખી, તદ્દન નવેસરથી જ વસાવવાં જોઈએ. પરંતુ આ ઉદ્દામ વિચારો છે જે વ્યવહારમાં મૂકાય એમ જ નથી. આ માટે મ્યુનિસિપાલિટીએ ફરજિયાત, ભરચક વસ્તીમાં થોડી જગ્યા સંપાદન કરવી જ જોઇએ, તે લાગતાં મકાનોને તોડી નંખાવી તેની જગ્યાએ સુંદર મકાનો વા મકાન ચારેય બાજુ સુંદર ફૂલઝાડોવાળા કંપાઉન્ડ સહિત બંધાવવાં જોઇએ અને એવી રીતે જૂનવાણી વિચારના માણસો જેનું અનુકરણ કરવા પ્રેરાય એવું કરવું જોઇએ. કાનપુર, લખનૌ અને અલ્હાબાદમાં ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટોએ આ જાતનું ઉપયોગી કાર્ય કરવા માંડ્યું છે. અલબત્ત તેની ગતિ ઘણી જ ધીમી છે. આવી જગ્યામાં જાહેર સ્નાનગૃહો રચવાં જોઇએ જેથી માથાફાડ ગરમીના દિવસોમાં લોકો સ્નાન કરી શકે અને એ પાણીનો ઉપયોગ ત્યાં ઉગાડેલાં ફૂલઝાડોને છાંટવાના કામમાં પણ આવે.

આપણાં મોટાં શહેરોના વિકાસ માટે તો શહેરની ચોતરફના ૩–૪ માઇલના વિસ્તારના તમામ રસ્તાઓ અને જેટલી મળી શકે તેટલી બધી જમીન શહેરે ફરજિયાત એકવાયર કરી લેવી જ જોઇએ અને ત્યાં બંગલાઓ બાંધવા માટે નાના નાના પ્લૉટો પાડી, પહોળા રસ્તાઓ અને એકાદ સારા ઉદ્યાનની યોજના કરવી જોઇએ. પહોળા રસ્તાઓ ઉપર સુંદર છાયા અને પુષ્પયુક્ત વૃક્ષો વાવી દેવાં જોઇએ. આપણા ગરમ દેશમાં દરેક શહેરની ચાર બાજુએ ચાર એવા સુંદર વિશાળ ઉદ્યાનોની રચના આપણે કરવી જ જોઇએ. અને ઉદ્યાનો

અને રસ્તાઓની યોજના સફળ પાર પડી કે તુરત જ લોકો એ તરફ વસવા માટે પડાપડી કરશે. મ્યુનિસિપાલિટી પાસે પૈસા ક્યાં છે? એવી બૂમો પાડનારાઓમાં કલ્પના, યોજનાશક્તિ, ઊર્મિઓ ક્યાં હોય છે? આવા કલ્પના-મસ્ત, રસિક હૃદયો કાવ્ય-રસ લઈને ફરનારા શહેરી બાવાઓ જ્યારે મ્યુનિસિપાલિટીઓમાં આવશે ત્યારે તેમના ઉત્સાહની અનેરી ભરતીમાં પ્રજાની જડતા તણાઈ જશે અને શહેરની સીકલ બદલાઈ જશે. સુરતને સોનાની સુરત કહેનારાઓમાં આ ઊર્મિઓ, કલ્પનાઓ અને રસિક હૃદયો છે ખરાં?

આપણાં શહેરો મોટે ભાગે નદીઓ ઉપર જ વસેલાં છે. સુરત વાડુંના બંદરોની બરાબર ખીલવણી થાય તો નદીની બન્ને બાજુએ આપણા વેપારીઓની મોટી મોટી પેઢીઓ ઊભી થશે અને રૂપાળા બંગલાઓની હારોથી વિશાળ સરિતાતટની શોભામાં ઓર જ વૃદ્ધિ થશે. સ્વરાજ્ય નજીકમાં છે એટલે સ્ટીમ લૉંચો દ્વારા આજુબાજુનાં ગામડાંની અવરજવર અને વેપારની વસ્તુઓ વગેરેની લાવજાવ પણ એ દ્વારા વધશે.

## રસ્તાઓ ઉપરનાં વૃક્ષો

આપણાં મોટાં શહેરોના રસ્તાઓ વિશાળ અને રમ્ય હોવા જોઈએ. બે તરફના બે વિશાળ ફૂટપાથો ઉપર ૩૦-૩૦ ફીટને છેટે બન્ને બાજુ છાયાવૃક્ષો વાવવાં જોઈએ. આ વૃક્ષોનાં નામ ઉપરથી એ રસ્તાનું નામ પણ પાડવું જોઈએ. અશોકનાં વૃક્ષો બન્ને બાજુ હોય તેને 'અશોક એવન્યુ', કાંચનાર વૃક્ષોને 'કાંચનાર એવન્યુ', ગરમાળાનાં વૃક્ષોને 'કર્ણિકાર વિથિકા' આવાં નામો આપીને આપણે વૃક્ષોનું ગૌરવ વધારીશું અને લોકોને પણ વૃક્ષોનો પરિચય થશે. ગરમાળાનાં વૃક્ષોને પીળાં સોનેરી ફૂલો આવે છે; અને ફૂલ વખતે આખું ઝાડ સોને કેમ ન મઢાઈ ગયું હોય એટલું બધું રમ્ય લાગે છે. ગુલમહોરને લાલચોળ ફૂલો આવે છે. Flame of the forest ફ્લેમ ઑફ ધી ફૉરેસ્ટ—એવું અંગ્રેજી નામ છે. આખુંય ઝાડ ફૂલથી છવાઈ ગયું હોય છે ત્યારે એનો દેખાવ દૂરથી સૌનું ધ્યાન ખેંચે છે. આ બન્ને વૃક્ષોને એક જ વખતે (મે મહિનામાં) ફૂલ આવે છે. હવે ફૂટપાથ ઉપર રસ્તાની બે બાજુ ઉપર આપણે આ બે વૃક્ષોને અવારનવાર અર્થાત્ બે ગુલમહોરની વચ્ચે એક ગરમાળો અથવા બે ગરમાળા વચ્ચે એક ગુલમહોર—વાવ્યાં હોય તો ફૂલ વખતે આ રસ્તાની શોભા કેવી હોય? દેવો પણ તે જોવા નીચે પૃથ્વી ઉપર ઊતરે. આવી જ રીતે બીજા રસ્તા ઉપર બે પેલ્ટાફોરમનાં વૃક્ષો હોય,—એનાં સુંદર પીળાં ફૂલો મુંબઈના રસ્તા ઉપર ઘણાએ જોયાં હશે—અને વચ્ચે ભૂરા ફૂલવાળાં જેકેરેન્ડાનાં વૃક્ષો હોય—અને આ બન્ને વૃક્ષોને એપ્રિલમાં એકી સાથે જ ફૂલ આવે છે—તો કેવો સુંદર રસ્તો લાગે! પેલ્ટોફોરમનાં સોનેરી ફૂલો વચ્ચે જેકેરેન્ડાનાં આસમાની ફૂલો કેવાં રમણીય લાગે? આવી જ રીતે ત્રીજો રસ્તો બે તરફ બે નેતરસિંગી (સ્પેથોડીઆ)નાં વૃક્ષો હોય અને તેની વચમાં પાંડરવો હોય તો! નેતરસિંગીનાં મોટાં વૃક્ષો ઉપર મોટાં કેસરી રંગનાં (orange-crimson) સુંદર ફૂલો બેસે છે. મુંબઈમાં નેપિયન્સી રોડ ઉપર સ્પેથોડીઆ (બોટલ પામ્સ)નાં અનેક વૃક્ષો રોપેલાં છે. આ બેની વચ્ચે એક પાંડરવા (ઈરીથ્રીના ઇન્ડીકા)નું ઝાડ હોય. આ પાંડરવાને આબ્રુના જેવાં લાલચોળ (scarlet red) કેસુડાને મળતાં ફૂલો આવે છે. બન્નેને ખીલવાનો સમય માર્ચમાં જ છે. કેસરી રંગી સ્પેથોડીઆ વચ્ચે લાલચોળ પાંડર-

વાનાં વૃક્ષોથી કેવો સુંદર ઠઠારો લાગે! શું સૌન્દર્ય! વાહવાહ! આવા રસ્તા ઉપર ફરવા જવાનું કોને મન ન થાય? રપેટોડીઓ અને પાંદરવાનાં પુષ્પોથી આપણી લલનાઓની વેણીઓ પણ વધુ શોભશે.

ચોથો રસ્તો કેસીયા નોડોસાનો: પરદેશી વૃક્ષ છે પરંતુ એનાં ગુલાબી ફૂલોની મોટી લટાર જેવી ચમરીઓથી જ્યારે આ વૃક્ષ છવાઇ જાય છે ત્યારે આનો દેખાવ ખરેખર ભવ્ય લાગે છે. કેસીયા રીજીયા, કેસીયા નોડોસા, કેસીયા ઇમાર્જીનેટા—આ ત્રણેય કેસીયાની જાતનાં વૃક્ષો મુંબઇના રસ્તાઓ ઉપર આપણું ધ્યાન ખેંચ્યા વિના રહેતાં જ નથી. કેસીયા નોડોસાનાં ગુલાબી પુષ્પો (pink) અને તેની વચ્ચે કેસીયા ઇમાર્જીનેટાનાં ગુલાબી છાંય લેતાં રાતાં ફૂલો (pinkish red) વાળાં વૃક્ષોથી આ વિથિકાની શોભા ખરેખર દિલચશ્પ બને.

કાંચનારનાં વૃક્ષોનો પરિચય ઘણા ઓછાને હશે. વૈદો આની છાલનો ઘણો ઉપયોગ કરે છે. બીડી વાળવા માટે આસોત્રાનાં પાન આવે છે તે જ કુટુંબનાં આ વૃક્ષો છે. આ યુગ્મપત્રી વૃક્ષો ખરેખર દર્શનીય વૃક્ષો છે. બે પાન કેમ જાણે જોડાયેલાં ન હોય એવાં એનાં મોટાં ચળકતાં પાન થાય છે અને એની ઉપર ગુલાબી શ્વેત વગેરે ભિન્ન ભિન્ન રંગનાં મોટાં સુંદર ફૂલો આવે છે ત્યારે આનો દેખાવ ભવ્ય લાગે છે. આખી હાર કાંચનાર વૃક્ષોની હોય તો એ રસ્તો જોતાં આંખ ધરાય જ નહિ. આ કાંચનારનાં વૃક્ષોને ગુલાબી, શ્વેત, જરા શ્વેત ગુલાબી એવાં ભિન્ન ભિન્ન રંગનાં પુષ્પો બેસે છે. બે શ્વેત રંગી કાંચનાર વૃક્ષો વચ્ચે એક ગુલાબી કાંચનારનું વૃક્ષ વાવવામાં આવ્યું હોય તો કેવું રમ્ય લાગે!

ઉપર જે થોડા દાખલાઓ આપેલા છે તે એક જ વખતે ખીલનાર વૃક્ષોના છે.

પુષ્પવૃક્ષો સિવાય સઘન છાયાવૃક્ષો પણ રાજમાર્ગો ઉપર વાવી શકાય. પુત્રંજીવ, અશોક, કમરખ, કદંબ, આસોપાલવ, લિંબડો, આંબલી, પારસપીંપળો—આ વૃક્ષો છાયાવૃક્ષો તરીકે ઉપયોગી છે. અશોક જ્યારે પુષ્પિત થાય છે ત્યારે એનાં લાલચોળ ફૂલોના મોટા ગુચ્છાઓનાં દર્શન કરીને આંખ કૃતાર્થ થાય છે. પારસપીંપળાનાં મોટાં પીળા રંગનાં ફૂલો લીલાંછમ પલ્લવો વચ્ચે સુંદર દૃશ્ય ખડું કરે એવાં છે. લિંબડાને ફૂલો બેસે છે ત્યારે એની ખુશબો દૂર દૂર સુધી વાતાવરણને સુરભિથી ભરી મૂકે છે. આસોપાલવની છાયામાં વટેમાર્ગુઓ જરૂર થોડું થોભી જવા લલચાય. આવાં સુંદર વૃક્ષોની વચ્ચે અમુક અંતરે એકાદ સુંદર ફૂલવાળું ઝાડ નાખવામાં આવ્યું હોય તો એ દેખાવમાં અવશ્ય વધારો કરે.

### શહેર બહારનાં વૃક્ષો

પી. ડબલ્યુ.ના માણસો સડકો ઉપર ઝાડો ઉછેરવા માટે ખૂબ પરિશ્રમ કરે છે. નાના છોડવા બકરાં વગેરે ન ખાઇ જાય એટલા માટે મજબૂત પાંજરાં ગોઠવવામાં આવે છે. અમુક અંતરે નિયમિત પાણી પાવામાં આવે છે. પરંતુ રસ્તાની બે બાજુ ઉપર આવેલ ખેતરોમાં વડો પડે એટલા માટે આ વૃક્ષોને આપણા બેવકૂફ ખેડૂતો વધવા દેતા જ નથી, કાપી જ નાખે છે. લાખો રૂપિયાનું ખર્ચ પરિણામે એળે જાય છે. પી. ડબલ્યુ. ખાતાએ

પણ આ અનુભવ ઉપરથી ઘણું શીખવાનું છે. સમડીનાં વૃક્ષોનો વંછો ખેડુતો લાભદાયક ગણે છે. તો પછી ખેતરો આવેલાં હોય ત્યાં બન્ને બાજુ સમડીનાં વૃક્ષો શું કામ ન નાખે? ખેતરો દૂર હોય ત્યાં છાયાવાળાં વૃક્ષો ઉછેરી શકાય. સમડી, બાવળ, વિલાયતી આંબલી-આવાં ઝાડો પી. ડબલ્યુ. રસ્તાઓ ઉપર નાખે તો ખેડુતોને નુકસાન ન થાય તેમજ બળતણ માટે જ્યારે ત્યારે આ લાકડાં કામમાં આવી શકે. બકરાં અને ગાડરાં માટે સમડી અને બાવળનો પાલો ખાવા ઠીક કામમાં આવે. ચોક્ક વખતે આવાં કાંટાળાં વૃક્ષોની નાની નાની શાખાઓ ખેડુત કાપી લાવી એની અધિટી પણ નાખી શકે. આજે તો જે ઝાડ નાખીશું તે પણ ખપનું જ છે એમ માની વિચક્ષણ અમલદારોએ પોતાના રસ્તાઓને યેનકેન પ્રકારેણ વિભૂષિત બનાવવા જ રહ્યા.

મોટાં શહેરોની આજુબાજુ ગામડાંમાં જવાના જે રસ્તાઓ હોય છે તે રસ્તાઓ ઉપર મ્યુનિસિપાલિટીએ (અલબત તે એક્વાયર કરી લીધા પછી જ) મહુડા, જાંબુ, આંબલી, કોઠી, સીસમ, શિરીષ, મોરબી બાવળ, છત્રી બાવળ વગેરેની એવન્યુ બનાવવી જોઈએ. ફળ, ફૂલ અને લાકડું ત્રણેય કામમાં આવે એવાં વૃક્ષો નાખવાં હિતાવહ છે.

બૂચ, યુકેલિપ્ટસ, શિરીષ જેવાં ગગનચુંબી વૃક્ષો શહેરના સરિયામ રસ્તાઓ ઉપર કદી વાવવાં ન જોઈએ. કારણકે વીજળીના તારો નાખવામાં તેથી મુશ્કેલી આવે. માટે બહુ ઊંચાં વૃક્ષો શહેરના સરિયામ રસ્તાઓ ઉપર કદી ન વાવવાં જોઈએ. આવાં વૃક્ષો ઉદ્યાનોની ચોતરફ વા કોલેજ રોડ તરફ વાવવાં જોઈએ. બૂચનાં અધોવિલંબી શ્વેતરંગી ખુશબોદાર ફૂલો અને એનાં એટલાં જ સુંદર પર્ણોથી આ વૃક્ષનો અનાદર કરવા જેવું તો નથી જ. યુકેલિપ્ટસ બંગલાઓ, હોસ્પિટલો, બાગોના કંપાઉન્ડમાં વાવવાં જોઈએ.

## ગામડાંનાં વૃક્ષો

હિંદુસ્થાન એ ગામડાંનો દેશ છે અને એકલાં શહેરોને સજાવીને જ આપણે નહિ બેસીએ. ગામડાંમાં આજે બાવળનું દાતણ કાપવા માટે બાવળનું ઝાડ શોધ્યું જડતું નથી. નાના નાના કુમળા બાવળના છોડ બકરાં માટે ભાગ્યે જ ઊંચા વધવા પામે છે. ગામડાંમાં ઢોરને ચરવાનાં બીડ હોય છે. બીડ ખેડુતની પોતાની માલિકીનાં હોય છે. આ બીડમાં બાવળનાં વૃક્ષો ઉછેરવાં જોઈએ. સમડીનાં વૃક્ષો પણ સહેલાઈથી ઉછેરી શકાય. ખેતીના ઉપયોગમાં આનાં લાકડાં ખેડૂતોને કામ આવે છે, બળતણ માટે પણ કામ આવે છે. ગોરાટ જમીનનાં ખેતરોના છેડે આંબા, જાંબુ, મહુડા વગેરેનાં વૃક્ષો ઉછેરવામાં આવે છે એ પ્રથાને ઉત્તેજન આપવું જોઈએ. મોટા પાયા ઉપર ગામોગામ નહિ તો દર પાંચ ગામનું એક જૂથ બનાવી, ત્યાં 'વૃક્ષારોપણ-પર્વ' નામાંકિત વ્યક્તિઓની હાજરીમાં ઉજવાવવું જોઈએ. જે વધુ ઝાડો ઉછેરે તેને ઇનામ અને અન્ય પ્રલોભનો રાજ્યે આપવાં જોઈએ. ગામડાંના રસ્તા ઉપર ડિ. લો. બોર્ડે ઉપયોગી ઝાડો ઉછેરવા માટે તનતોડ પ્રયત્નો આદરવા જોઈએ. ગામડાની નિશાળ એ ગામડાનું સંસ્કારકેન્દ્ર છે. એમાં નાનો પણ સુંદર ફૂલોના ક્યારા-વાળો બગીચો જરૂર રાખવો જોઈએ, બને તો તેના કંપાઉન્ડમાં ફૂલોની હરિયાળી (લોન) કરવી. ગામડાંનું પાદર આજે પણ અમુક ભાવ અને ભવ્યતાનું સ્મરણ કરાવે છે. ત્યાં સુંદર ફૂલઝાડો વાવવાં જોઈએ.

નદી ઉપર આપણાં ગામડાં આવેલાં હોય છે તો નદીકિનારે પણ સહેલાઈથી ઊગે એવાં ઝાડો ઉછેરવાં રાજ્યે પ્રોત્સાહન આપવું જોઈએ.

જ્યાં ખારી જમીન હોય ત્યાં, શક્ય હોય તો, નાળિયેરીનાં લાખો ઝાડ વવડાવવાં જોઈએ.

## આપણાં પ્રાચીન શહેરોનું સ્મરણ

આ લખતી વખતે રામાયણમાં કરેલ અયોધ્યા નગરીનું વર્ણન મને યાદ આવે છે. શબ્દબ્રહ્મવિદ્ પરિપ્લુત પ્રજ્ઞાવાળા એ આર્ષ કવિની વાણીની મીઠાશ તો ઓર જ છે. પરંતુ એમાં એક પણ ચીજને છોડી દેવામાં નથી આવી એ એ આર્ષ અન્થની વિશેષતા છે. બાર યોજન લાંબી એ મહાપુરીમાં મોટા રસ્તાઓ હતા, (सुविभक्त महापथा), રાજમાર્ગો જુદા હતા, આ રસ્તાઓ ઉપર હંમેશાં પાણીનો છંટકાવ થતો હતો (जलसिक्तेन नित्यशः), અને એ મહારસ્તાઓ ઉપર આવેલાં વૃક્ષો ઉપરથી ફૂલો ખરતાં તેથી રસ્તાઓ પુષ્પોથી અવકીર્ણ રહેતા (मुक्त पुष्पावकीर्णेन), આ મહાનગરીમાં અનેક ઉદ્યાનો અને ઉપવનો હતાં (उद्यानाम्रवणोपेतां) અને ચારેય બાજુ ગગનચુંબી સાલવૃક્ષો (महती सालमेखलाम्) આવેલાં હતાં.

અને લંકાનું વર્ણન પણ કવિએ કેવું સુંદર કરાવ્યું છે! લંકાનગરી દશ યોજન વિસ્તારવાળી અને વીસ યોજન લાંબી હતી. અને કયાં કયાં વૃક્ષોથી તે વિભૂષિત થયેલ હતી તે પણ આપણને બતાવે છે:

ચંપક, અશોક, બકુલ, શાલ, તાલ, તમાલ, કૃણુસ, નાગકેસર, હિન્તાલ, અર્જુન, નીપ (કદંબ), સપ્તપર્ણ વગેરે વૃક્ષોથી નગરી સુપુષ્પિતા હતી; ચોમેર તિલક, કર્ણિકાર (ગરમાળો), અને પાટલાનાં વૃક્ષો શોભી રહ્યાં હતાં અને આ વૃક્ષો ઉપર ચઢેલી અનેક લતાઓ ઉપર પુષ્પો શોભી રહ્યાં હતાં. આ વૃક્ષોનાં સુગંધિ પુષ્પોથી તરબોળ થયેલો વાયુ શરીરના પ્રાણને પોષતો હતો ('पुष्पसंसर्ग सुरभिः ववौ प्राणसमोऽनिलः'). અને આવાં તો દિલચસ્પ અનેક પ્રકૃતિસૌંદર્યોનાં દર્શન મહાકવિ આપણને ડગલે ને પગલે કરાવે છે. આ વર્ણન જ્યારે વાંચીએ છીએ ત્યારે આજનાં આપણાં શહેરોની કંગાલિયત યાદ આવી ચિત્તમાં ખેદ થાય છે.

કિષ્કિન્ધાકાણ્ડમાં પંપા સરોવરનું અતિમનોહર વર્ણન વાંચતાં રોમાંચ ખડાં થાય છે. પક્ષીઓ અને વૃક્ષો સાથેનું આપણું તાદાત્મ્ય કેવું હતું તે તો તે જોવાથી આપણને સમજાય છે.

આ વિષય ઉપર ઘણું લખી શકાય એમ છે. પુરુષપ્રયત્નથી આપણાં શહેરો અને ગામડાં આપણે નંદનવન જેવાં રમ્ય બનાવવાં છે. છેવટે મહાકવિ કાલિદાસે શકુન્તલાના પતિગૃહ પ્રયાણ વખતે જે આશીર્વાદ આપ્યા છે—જે અભિલાષ દર્શાવ્યા છે—તે જ પ્રાર્થના આપણે પ્રભુ પાસે વારંવાર કરીશું કે હે ભગવન્! આ દેશમાં ઠેર ઠેર રમ્ય સરોવરો કમલ પુષ્પોથી શોભી રહો. રસ્તામાં જરા પણ સૂર્યનો તાપ ન લાગે એવાં છાયા દ્રુમોથી આપણા માર્ગો શોભી રહો! રસ્તાઓ પણ પરાગની મૃદુરજ જેવા કોમળ હો અને શાન્તાનુકૂલ પવન વાઓ અને અમારો પંથ શિવકલ્યાણકારક હો!

卐

નદી ઉપર આપણાં ગામડાં આવેલાં હોય છે તો નદીકિનારે પણ સહેલાઈથી ઊગે એવાં ઝાડો ઉછેરવાં શાળાએ પ્રોત્સાહન આપવું જોઈએ.

જ્યાં ખારી જમીન હોય ત્યાં, શક્ય હોય તો, નાળિયેરીનાં લાખો ઝાડ વવડાવવાં જોઈએ.

## આપણાં પ્રાચીન શહેરોનું સ્મરણ

આ લખતી વખતે રામાયણમાં કરેલ અયોધ્યા નગરીનું વર્ણન મને યાદ આવે છે. શબ્દબ્રહ્મવિદ પરિશ્રુત પ્રજ્ઞાવાળા એ આર્ષ કવિની વાણીની મીઠાશ તો ઓર જ છે. પરંતુ એમાં એક પણ ચીજને છોડી દેવામાં નથી આવી એ એ આર્ષ ગ્રન્થની વિશેષતા છે. બાર યોજન લાંબી એ મહાપુરીમાં મોટા રસ્તાઓ હતા, (सुविभक्त महापथा), રાજમાર્ગો જુદા હતા, આ રસ્તાઓ ઉપર હંમેશાં પાણીનો છંટકાવ થતો હતો (जलसिक्तेन नित्यशः), અને એ મહારસ્તાઓ ઉપર આવેલાં વૃક્ષો ઉપરથી ફૂલો ખરતાં તેથી રસ્તાઓ પુષ્પોથી અવકીર્ણ રહેતા (मुक्त पुष्पावकीर्णेन), આ મહાનગરીમાં અનેક ઉદ્યાનો અને ઉપવનો હતાં (उद्यानाम्रवणोपेता) અને ચારેય બાજુ ગગનચુંબી સાલવૃક્ષો (महती सालमेखलाम्) આવેલાં હતાં.

અને લંકાનું વર્ણન પણ કવિએ કેવું સુંદર કરાવ્યું છે! લંકાનગરી દશ યોજન વિસ્તારવાળી અને વીસ યોજન લાંબી હતી. અને કયાં કયાં વૃક્ષોથી તે વિભૂષિત થયેલ હતી તે પણ આપણને બતાવે છે:

ચંપક, અશોક, બકુલ, શાલ, તાલ, તમાલ, કૃણસ, નાગકેસર, હિન્તાલ, અર્જુન, નીપ (કદંબ), સપ્તપર્ણ વગેરે વૃક્ષોથી નગરી સુપુષ્પિતા હતી; ચોમેર તિલક, કર્ણિકાર (ગરમાળો), અને પાટલાનાં વૃક્ષો શોભી રહ્યાં હતાં અને આ વૃક્ષો ઉપર ચઢેલી અનેક લતાઓ ઉપર પુષ્પો શોભી રહ્યાં હતાં. આ વૃક્ષોનાં સુગંધિ પુષ્પોથી તરબોળ થયેલો વાયુ શરીરના પ્રાણને પોષતો હતો ('पुष्पसंसर्गा सुरभिः ववौ प्राणसमोऽनिलः'). અને આવાં તો દિલચસ્પ અનેક પ્રકૃતિસૌંદર્યોનાં દર્શન મહાકવિ આપણને ડગલે ને પગલે કરાવે છે. આ વર્ણન જ્યારે વાંચીએ છીએ ત્યારે આજનાં આપણાં શહેરોની કંગાલિયત યાદ આવી ચિત્તમાં ખેદ થાય છે.

કિષ્કિન્ધાકાણ્ડમાં પંપા સરોવરનું અતિમનોહર વર્ણન વાંચતાં રોમાંચ ખડાં થાય છે. પક્ષીઓ અને વૃક્ષો સાથેનું આપણું તાદાત્મ્ય કેવું હતું તે તો તે જોવાથી આપણને સમજાય છે.

આ વિષય ઉપર ઘણું લખી શકાય એમ છે. પુરુષપ્રયત્નથી આપણાં શહેરો અને ગામડાં આપણે નંદનવન જેવાં રમ્ય બનાવવાં છે. જેવી મહાકવિ કાલિદાસે શકુન્તલાના પતિગૃહ પ્રયાણ વખતે જે આશીર્વાદ આપ્યા છે—જે અભિલાષ દર્શાવ્યા છે—તે જ પ્રાર્થના આપણે પ્રભુ પાસે વારંવાર કરીશું કે હે ભગવન્! આ દેશમાં ઠેર ઠેર રમ્ય સરોવરો કમલ પુષ્પોથી શોભી રહો. રસ્તામાં જરા પણ સૂર્યનો તાપ ન લાગે એવાં છાયા દ્રુમોથી આપણા માર્ગો શોભી રહો! રસ્તાઓ પર પરાગની મૃદુરજ જેવા કોમળ હો અને શાન્તાનુકૂલ પવન વાઓ અને અમારો પંથ શિવકલ્યાણકારક હો!

卐

# પરિવર્તન

છગનલાલ પરમાર

ગુણવન્તનો જન્મ થયો ત્યારે તેના પિતા ધીરજલાલ ને માતા ગોદાવરીના આનંદનો પાર નહોતો રહ્યો. 'રંક ઘેર પ્રભુ પધાર્યા', એમ તેમને લાગ્યું. અને એમ લાગે એમાં કંઇ નવાઈ નહોતી. બત્રીસેક વર્ષની ઉમરે તો ધીરજલાલ પરણ્યા ભેગા થયા હતા. પરણ્યે છસાત વર્ષ થયાં સુધી કંઈ સંતાન નહોતું થયું. જીવન નીરસ ને નિરાશ બનતું જતું હતું. એમાં પુત્રનો જન્મ થતાં હૈયું હાથ રહે ખરું ? જીવનમાં નવું ચેતન રેડાયું.

નાનપણમાં જ માબાપ મરણ પામવાથી ધીરજલાલ જેની તેની દયા પર ઉછરીને મોટા થયા હતા. જેના તેના રોળટપ્પા ને હડસેલા ખમવામાં પણ મણા નહોતી રહી. ઉમરલાયક થયે તેમણે પરચૂરણ માલની નાની શી હાટડી ખોલી. પણ ગામમાં એક મોટો શ્રીમંત વેપારી હતો. ખેડૂતોને ધીરધાર કરતો હોવાથી ગામમાં તેનો જ વેપાર ધમધોકાર ચાલતો. છતાં ધીરજલાલ પોતાની મહેનત, પ્રામાણિકતા ને મીઠાશથી ઉદરનિર્વાહ પૂરતું કમાઈ લેતા. સદ્ભાગ્યે સ્ત્રી સ્નેહાળ, સંસ્કારી ને સેવાભાવી સાંપડી હતી.

બાળક ગુણવન્તે હાસ્યકલ્લોલથી ઘરને ગૂંજતું કરી મૂક્યું, ત્યારે તો માબાપને જીવન ધન્ય ધન્ય થતું લાગ્યું. તેના પછી બીજું બાળક નહિ થતાં તેમના સર્વ લાડકોડ ગુણવન્ત પર વર્ષવા લાગ્યા, તેમના સર્વ આશાઅભિલાષનું કેન્દ્ર તે બન્યો. ધીરજલાલે તો ત્રણ ગુજરાતી ચોપડી પણ પૂરી નહોતી કરી, પણ પોતામાં રહી ગયેલ ઊણપ પુત્ર પૂરે તો સારું, એમ કયો પિતા નથી ઇચ્છતો ? ગુણવન્ત ખૂબ ભણીગણીને દિ' વાળે, નામ ઉજાળે ને ખાસ તો પેલા બાજખાઉ ને ઈર્ષ્યાળુ વેપારીને આંટી દે, એ ઝંખના તેમના દિલમાં જાગવા લાગી. ગુણવન્ત માબાપની આ ઝંખનાને પેરે ન પોષે એટલો પેમાળ ને બુદ્ધિશાળી હતો, મહેનતુ ને મહત્ત્વાકાંક્ષી હતો, એ ધીરજલાલનું બીજું સદ્ભાગ્ય હતું.

ગુણવન્તને અંગ્રેજી અભ્યાસ કરાવવા ધીરજલાલ પરચૂરણ માલની હાટડી સંકેલી લઈને ગામડામાંથી શહેરમાં આવ્યા. ઓળખાણ કે લાગવગ વગર શહેરમાં નવા આવનારની શરૂઆતની મુસીબતની તો શી વાત કરવી ? કેટલાય દિવસ નોકરી માટે જ્યાં ત્યાં દોડધામ કરી ત્યારે એક મિલમાં નાના પગારે અંગ્રેજી મુનીમની જગ્યા મળી. ધીરજલાલ મહેનતુ, વિનયી ને પ્રામાણિક લાગવાથી શેઠે તેમને નોકરીમાં કાયમ તો કરી દીધા, પણ પગારમાં વધારો કર્યો નહિ. ખાનગી નોકરીમાં પગારવધારાનો પ્રશ્ન શેઠ ભાગ્યે જ વિચારે છે, ન છૂટકે જ વિચારે છે.

ધીરજલાલ ને ગોદાવરી તો પેટે પાટા બાંધીને ચલાવતાં, પણ એકના એક, ગુણવન્તને ભણાવવા પીવરાવવામાં બને એટલો છૂટો હાથ રાખવા ઇચ્છતાં હતાં. પણ ઇચ્છા જ રાખ્યે શું વળે ? શહેરમાં દિનપ્રતિદિન વધતી જતી મોંઘવારીને શી રીતે પહોંચી વળાય !

ગોદાવરીએ તો કામવાળી તરીકે પારકાં કામ કરવા જવાનો વિચાર કર્યો, પણ એ વિચાર ધીરજલાલને રુચ્યો નહિ, કેમકે ગોદાવરીની તબિયત પહેલેથી જ જરા નાજુક હતી, અને એ વિચારથી ગુણવન્ત શરમાવા લાગ્યો.

પણ જેને જે ઝંખે છે તેને તે ઘણી વાર મળી રહે છે. ગોદાવરીને પણ આવકની નાની શી સરવાણી મળી ગઈ. પડોશમાં એક વિધવા બાઈ દામસંચા પર બૈરાંઓ ને બાળકોનાં કપડાં સીવીને પોતાનો ઉદરનિર્વાહ ચલાવતી હતી. તેની પાસે ગોદાવરી બેસવા જવા લાગી. પેલી બાઈ સદ્‌ભાગ્યે ભલી ને સંતોષી નીકળી. ગોદાવરીને તે સીવણકામ શીખવવા લાગી. ગરજાઉ ને ચાલાક ગોદાવરીએ જોતજોતામાં સીવવાનો હુન્નર ઠીક ઠીક હાથ કરી લીધો. પોતાની કરિયાવરનું એકનું એક સારું ઘરેણું વેચીને મામાંધો હાથસંચો ખરીદ્યો ને પડોશના ગરીબ બૈરાંછોકરાંનાં કપડાં સીવીને ઘરની આવકમાં થોડો થો વધારો કરવા લાગી.

ગુણવન્ત 'મેટ્રિક'ની પરીક્ષામાં બહુ ઊંચે નંબરે ઉત્તીર્ણ થયો. 'આર્ટ્સ' કરતાં 'સાયન્સ'માં વધુ લાભ છે એમ કોઈએ ધીરજલાલને કહ્યું એટલે તેમણે ગુણવન્તને 'ઇન્ટર સાયન્સ'માં મોકલ્યો. વિદ્યાના ગમે તે ક્ષેત્રમાં ઝળકી ઊઠે એવો તેજસ્વી તો તે હતો જ. બુદ્ધિની ચમક, વિનયની મીઠાશ ને કર્તવ્યનિષ્ઠાથી તેણે સૌનાં મન જીતી લીધાં. પણ આવડી ઉંમરે ગરીબ માબાપને બિલકુલ બોજારૂપ રહેવું તેને રુચ્યું નહિ. તેણે એકબે હાઈસ્કૂલ–વિદ્યાર્થીઓનાં 'ટ્યુશન' શોધી કાઢ્યાં ને પોતાના અભ્યાસનો ખર્ચ ઉપાડવા લાગ્યો. ટ્યુશન આપવા જતાં શહેરના એક મોટા વકીલની દીકરી જ્યોત્સ્નાના સંસર્ગમાં આવ્યો. ધીમે ધીમે બન્ને વચ્ચે મનમેળ જામતો ગયો ને બન્ને એકબીજાને ત્યાં છૂટથી આવતાં જતાં થઈ ગયાં. જ્યોત્સ્ના આ વખતે 'મેટ્રિક'માં હતી.

ગોદાવરી જ્યોત્સ્નાને જોઈ ખૂબ રાજી થતી. એનું બોલવુંચાલવું ને પહેરવુંઓઢવું સુધરેલી ઢબનું હોવા છતાં એમાં માર્દવ ને મર્યાદા હતાં. એક વખત ગોદાવરી સખત માંદી પડી ત્યારે જ્યોત્સ્ના તેની ખબર કાઢવા રોજ આવતી ને સારવાર કરવા પણ મંડી પડતી. એની સેવાથી રીઝીને ગોદાવરીએ એક દિવસ કહી નાંખ્યું :

'જ્યોત્સ્ના, તારા જેવી ડાહી ને રૂપાળી કન્યા મારા ગુણવન્તને પરણાવીને મરું તો મૈ મારા જીવને સંતોષ! . . . હું તો શાહુકારની દીકરી. અમારા ગરીબ ઘરમાં ક્યાંથી આવે ?' કહેતાં કહેતાં ગોદાવરીનું મોં ઝ્યામણું ને ભાવભીનું બની ગયું. જ્યોત્સ્ના વાત પાછળનો ભાવ સમજી. તે શરમાઈ ગઈ. પણ તેના મોં પર પથરાયેલી પ્રસન્નતા ગોદાવરીથી અજાણી ન રહી.

તે દિવસથી જ્યોત્સ્નાના હૃદયમાં એક મૃદુ અંકુર ફૂટ્યો. ને ક્રમશઃ છતાં વેગભેર મિત્રભાવ પ્રણયમાં પરિણત થવા લાગ્યો.

હવે નવી દૃષ્ટિએ જ્યોત્સ્ના ગુણવન્તને જોવા લાગી. ગુણવન્તના હૃદયમાં તો જ્યોત્સ્ના માટે અનર્ગળ પ્રેમ ભર્યો હતો. એ પ્રેમમાં ક્યારે ય આર્ [illegible] વેવલાઈ નજરે નહોતાં પડતાં, પણ હૃદયના ઊંડાણમાંથી એ પ્રેમ વેગભર વહી [illegible] તો, એમ તો ચોખ્ખું

દેખાઈ આવતું. ગુણવન્ત પોતા તરફ મુગ્ધભાવે નીરખી રહેતો, એ જ્યોત્સ્ના જ્યારે ત્યારે જોઈ શકી.

કૉલેજની બીજી છોકરીઓ તરફ — એ ગમે તેટલી સુંદર ને મોહક હોય તો યે — ગુણવન્ત ભાગ્યે જ આંખ ઉઠાવીને જોતો. કોઈ વાર જોતો તો નિર્દોષ કુતૂહલભાવે જ. પણ જ્યોત્સ્ના તરફની તેની દૃષ્ટિમાં તો અદ્ભુત પ્રેમ ને આદર છલકાતાં.

દર રવિવારે સાંજે તેઓ સાથે ફરવા જતાં ત્યારે અનેક વિષયોની ચર્ચા ચાલતી. ચર્ચાને રસિક ને બોધક બનાવવા તેઓ અનેક પુસ્તકો વાંચતાં ને વિવિધ દૃષ્ટિએ છણાવટ કરતાં. ભાવનાના ગગનવિહારમાં ને વાર્તાલાપના રસોલ્લાસમાં તેઓ રાચતાં ત્યારે કોઈ કોઈ વખત એકબીજાં સામે અવનવા ભાવે જોઈ રહેતાં. એનું તેમને અચાનક ભાન થતું, ત્યારે તેઓ હસી પડતાં, શરમાઈ જતાં.

આમ એમનો ભાવ પરસ્પર વધતો જ ચાલ્યો.

પણ એ ભાવની અનિવાર્યતા ને ઉત્કટતાની પ્રતીતિ તો ત્યારે થઈ, જ્યારે વૅકેશનમાં જ્યોત્સ્નાને પોતાનાં માબાપ ને ભાઈભાંડુ સાથે કાશ્મીર ફરવા જવાનું થયું. કાશ્મીરથી પાછી ફરી ત્યારે તે હજાર વાતો સાથે લઈ આવી, પણ એમાંની એક વાત તેમનાં હૃદયના મર્મભાગને સ્પર્શી ગઈ. જ્યોત્સ્નાએ કહ્યું:

'ગુણવન્ત, કાશ્મીરમાં ખૂબ આનંદ આવ્યો. એવી સ્વર્ગીય સૌન્દર્યભોમમાં માબાપ ને ભાઈભાંડુ સાથે કેમ આનંદ ન આવે? છતાં એ આનંદમાં એક મોટી ઊણપ રહી જતી હોય એમ તો દિલને હર વખત લાગ્યા કરતું. દિલ ચણચણ્યે જ રાખતું.' જ્યોત્સ્ના જાણે ભાવના પૂરમાં તણાઈ રહી હોય એમ ગુણવન્તને લાગ્યું. થોડી વાર મૂંગી રહીને તેણે ઉમેર્યું:

'તમે સાથે હોત તો તો જીવનમાં ખરેખર સ્વર્ગ ખડું થઈ જાત!' હર્ષ ને લજ્જાના મિશ્રિત ભાવોએ જ્યોત્સ્નાને ગાલે વધુ લાલાશ પૂરી. ગુણવન્ત ઉંમરમાં ને અભ્યાસમાં આગળ હતો એથી, કે સ્ત્રીસુલભ વિનયથી, કે પછી ગમે તે કારણે, જ્યોત્સ્ના ગુણવન્તને બહુવચને સંબોધતી.

ગુણવન્તનાં પ્રેમાર્દ્ર ને હર્ષ ઝરતાં નયનો નિહાળીને રંગમાં આવી જઈ જ્યોત્સ્નાએ હસતાં હસતાં કહી નાખ્યું: 'ગુણવન્ત, આપણે તો કાશ્મીરમાં જ રહેવું છે, હો!'

એ વાક્યના ઉચ્ચારણમાં રહેલો પ્રણયકંપ ગુણવન્તની ઉરતંત્રીના કોમળ તારોને યે ઝણઝણાવી ગયો.

પણ આવી આવી સ્નેહસાન્નિધ્યની વાતો કાયમનું ચોક્કસ સ્વરૂપ પકડે એ પહેલાં ગોદાવરીની તબિયત એકદમ લથડવા લાગી. ગોદાવરી સાજીમાંદી રહેતી હોવાથી ગુણવન્તને 'એમ. બી. બી. એસ.' બનાવવાનો વિચાર ધીરજલાલને આવ્યો હતો, પણ એ ડાક્તરી લાઇનનો ભારે ખર્ચ નહિ ઉપાડી શકાય, એ ખ્યાલે ગુણવન્તે 'બી. એસસી.'માં જવાનો આગ્રહ રાખ્યો. ગોદાવરીની તબિયત વધુ ને વધુ લથડતી ચાલી. તેનું શરીર ઘસાતું ગયું, છતાં ગુણવન્તના અભ્યાસ ખાતર તેણે શહેર છોડીને ગામડામાં પાછા ફરવાનું નામ

લીધું નહિ. હવાફેર માટે જવાનું કહેવામાં આવ્યું, ત્યારે તેણે હસીને ના પાડી દીધી. માતાના આ ત્યાગ ને પુત્રપ્રેમની નિષ્ઠુર વિધિએ કદર કરી નહિ. દુઃખી માણસના હોઠે આવ્યો સુખનો પ્યાલો ઢોળી નાખવામાં તે ઘણી વાર રાચતું દેખાય છે. 'બી. એસસી.'નાં પહેલા વર્ષની પરીક્ષા પૂરી થઈ કે બીજે જ દિવસે ગોદાવરી મરણ પામી !

માતાના મૃત્યુએ ગુણવન્તના અતિ પ્રેમાળ હૃદયમાં કારી ઘા લગાવ્યો. ગામડામાં જ રહ્યા હોત તો આ કરુણ ઘટના બનત ખરી ? શહેરમાં આવીને તો માતાને પુત્ર-કલ્યાણની વેદી પર પ્રાણની આહુતિ આપવી પડી ને ? ગરીબી જ માતાને ભરખી ગઇ એમ ગુણવન્તે માન્યું. ગરીબીનો તો તેને નાનપણથી અનુભવ હતો, એ વિશેના રાજકીય વાદો ને વિચારોથી પણ તે પરિચિત હતો. આ આઘાતે, ગરીબીનો કોઈ પણ ઉપાયે નાશ થવો જોઈએ, તેમ તેને ચોક્કસ સમજાઈ ગયું. તેના દિવસરાત એ જ વિચારો અને મંથનોમાં જવા લાગ્યાં. છેવટે, દારુણ મંથનને અંતે, તેને લાગ્યું કે ગાંધીજીના સમગ્ર રચનાત્મક કાર્યક્રમને સારી યે પ્રજા નહિ અપનાવે ત્યાં સુધી પ્રજામાં કંઈ ને સંગીન તાકાત પ્રગટવાની નથી, એના રાષ્ટ્રીય જીવનનો સર્વતોમુખી ને સર્વતોભદ્ર વિકાસ થવાનો નથી. અને એ સર્વોદયકારી સ્થિતિ લાવવા માટે હજારો સંસ્કારી ને સમર્થ જુવાનોએ એક એક ગામડામાં કાયમી આસન જમાવી બેસી જવું પડશે.

અને તે ગ્રામોદ્ધારના સંચાલકને મળ્યો. વેકેશનમાં તથા બીજા ફુરસદના સમયે તેના વર્ગોમાં હાજરી આપવા લાગ્યો. ગામડાને લગતું સાહિત્ય તેણે વાંચી નાખ્યું. અનેક ગામડાંઓને પગતળે કાઢી નાખ્યાં. ગામડિયાઓનો સમાગમ સાધ્યો ને તેમની પરિસ્થિતિનો ભાવશીલ છતાં તટસ્થ ને તલસ્પર્શી અભ્યાસ કર્યો. તેમના પ્રત્યે પારાવાર પ્રેમ કેળવ્યો. અને 'બી. એસસી.' ની આખરી પરીક્ષા આપી એક અનુકૂળ ગામડું શોધી તેને પોતાનું સારું યે જીવન સમર્પવાનો અફર નિશ્ચય કરી લીધો. 'બી. એસસી.' ની ઉપાધિ સાથે તેના સેવાકાર્યને કંઈ ખાસ સંબંધ તો નહોતો, છતાં તેણે ત્યાં સુધી ખમી જવાનું નક્કી કર્યું. જે વસ્તુનું મહત્ત્વ લાંબા વખતથી મનમાં જડાઈ ગયું હોય, એને એકાએક તજી શકાતી નથી.

મનમાં બીજી ગાંઠ પણ ગુણવન્તે વાળી લીધી કે સ્વરાજ્ય આવ્યા પહેલાં લગ્ન કરવું નહિ, કેમકે લગ્નજીવનની જવાબદારી ને રસિકતા ધ્યેયનિષ્ઠામાં અંતરાય ઊભા કરે. ધ્યેય સાથેની આ સજ્જડ ગાંઠ જ્યોત્સ્ના સાથેની પ્રેમગાંઠને શિથિલ બનાવવા તેને પ્રેરી રહી. વળી જ્યોત્સ્ના જેવી સુખી ને શોખીન શહેરી આધુનિક કન્યા પોતાના ધ્યેયને ઝીલી નહિ શકે, એમ પણ તેણે માની લીધું. સ્વર્ગભૂમિ કાશ્મીરમાં રહેવાને ઝંખતી જ્યોત્સ્ના ગંદા ને દુઃખી એવા ગામડામાં રહેવા આવવાને તૈયાર થાય, એવી અપેક્ષા યે એની પાસેથી શી રાખી શકાય !

બીજી બાજુ જ્યોત્સ્નાની માતાએ જ્યોત્સ્નાને કહ્યું:

'જો બહેન, તારી હવે ઉમર થઇ કહેવાય. તારે માટે મોટે મોટે ઘરેથી માગાં આવી રહ્યાં છે. અમે તો જવાબ દઈ દઈને હવે થાકયાં. ઉપરાઉપર જવાબથી મોટાં માણસોને માઠું લાગી જાય ને તેમની સાથેનો મીઠો નાતો તૂટી જાય. માટે તારે હવે લગ્નનો વિચાર કરવો જોઈએ.'

'પણ મારે હમણાં પરણવું જ નથી ને!' જ્યોત્સ્નાએ લાડ કરતાં કહ્યું.

'તું શું કહેવા માગે છે, એ હું સમજું છું. તારું મન પેલા ગુણવન્તમાં મોહ્યું છે. છોકરો સારો છે, પણ ઘર બહુ ગરીબ છે. પછી જેવી તારી મરજી. પણ જો મરજી હોય તો અમલમાં જલદી મૂકવી પડશે. તારી મરજી વિરુદ્ધ કાંઈ કરતાં અમે અચકાઈએ છીએ. તારી પસંદગીમાં અમે માથું મારવા માગતાં નથી, પણ તારે પસંદગી તો જલદી જ કરવી પડશે.'

જ્યોત્સ્નાના 'ઇન્ટર આર્ટ્સ'ના પરિણામને દિવસે જ મા દીકરી વચ્ચે આ વાર્તાલાપ થયો હતો. ગુણવન્તના 'બી. એસસી.'ના આખરી પરિણામને અઠવાડિયાની જ વાર હતી.

અને ગુણવન્તના પરિણામનો એ દિવસ પણ આવી પહોંચ્યો. ઘરમાં સવારે તે એકલો બેઠો હતો, ત્યાં બહારથી મીઠો ટહુકો સંભળાયો :

'ગુણવન્તરાય ઘરમાં છે કે?'

'કોણ જ્યોત્સ્ના? આવો.' ગુણવન્તે હળવે અવાજે આવકાર આપ્યો.

'અભિનંદન!'

'શેના?'

'પોતાને તો હજી ખબર જ ન હોય જાણે! ...... છાપું તો બાજુમાં જ પડ્યું છે ને શું?'

'હા, હા; યાદ આવ્યું. 'બી. એસસી.'માં હું પાસ થયો ખરો!'

'તમારા જેવા હોશિયાર વિદ્યાર્થી પાસ ન થાય તો બીજું કોણ થાય?'

'અરે, તારું 'ઇન્ટર'નું પરિણામ તો ક્યારનું આવી ગયું હશે?'

'એ જાણવાની તમને ક્યાં પડી છે? "આપ સુખી તો જગ સુખી."'

'એવું કંઈ નથી, જ્યોત્સ્ના. ખોટું ન લગાડતી. વાત જરા જુદી છે. હું હમણાં એક જબ્બર ચિંતામાં પડ્યો છું. આજે મારું પરિણામ છે, એ પણ હું તો ભૂલી ગયો હતો. બાપુજીને યાદ એટલે એમણે આજે સવારના પહોરમાં છાપું ખરીદી મારા પાસ થયાનું જાણ્યું ને ખુશાલી દર્શાવી ત્યારે જ મને યાદ આવ્યું.'

'એવી શી જબરી ચિંતા છે!'

'એ પછી વાત. પહેલાં તો આપણે એકબીજાને અભિનંદન આપી દઈએ.' બન્નેએ હસવાનો પ્રયત્ન કરીને હસ્તધૂનન કર્યું, પણ એમાં આવેશ કે ઊર્મિનો અભાવ હતો. બન્નેના મોં પર શોકનો ભાર હાસ્યને ઠેલી રહ્યો હતો.

'બી. એ.માં ક્યા વિષયો લેવાની છો?'

'તમે એમ. એસસી. થવાના છો?' પ્રશ્નનો ઉત્તર વાળવાને બદલે જ્યોત્સ્નાએ સામો પ્રશ્ન પૂછ્યો.

'આગળના અભ્યાસનું પોસાણ નથી. હવે તો કોલેજ છોડવી પડશે.'

'તો હું પણ કોલેજ છોડી દઈશ.'

'કેમ? બી. એ. થયા સિવાય શું કરીશ?'

'કેમ વળી? પરણી જઈશ!' જ્યોત્સ્નાએ હસતાં હસતાં કહ્યું.

'કોની સાથે?' ગુણવન્તે એકદમ ઉત્સુકતા બતાવી.

'તમારી સાથે!' હાસ્યની છોળ ઉછાળીને જ્યોત્સ્નાએ કહી તો નાખ્યું, પણ એની આંખો તરત જ નીચે ઢળી, ગાલ પર શરમની સુરખી ભાત પાડી રહી.

ઉત્તર સાંભળી આનંદ ને આશ્ચર્યની મિશ્રિત લાગણીઓ ગુણવન્તનાં હૃદયને સ્પર્શી ગઈ. પણ બીજી જ ક્ષણે એ લાગણીઓ શમવા લાગી ને શોકની છાયા મોં પર ઉપસી રહી. વિચારમગ્ન એ ઘણી વાર એમ ને એમ બેસી રહ્યો.. માંડ બોલી શક્યો:

'પણ પરણવું એ મને પોસાય એમ નથી.'

'કેમ?'

'અત્યારની પરિસ્થિતિ મને લગ્ન જેવાં બંધનથી દૂર રહેવા ફરજ પાડે છે.'

'હું ન સમજી.'

'જ્યોત્સ્ના, દેશની ગરીબીનો ખ્યાલ મને મૂંઝવી રહ્યો છે.'

'ઓહો! એમ છે?' હાથમાંના છાપાને ગુણવન્તના મોં પાસે લઈ જઈ તેણે ઉમેર્યું, 'ગને નકામી ગભરાવી મારી!'

ગુણવન્ત જ્યોત્સ્નાની સ્મિતિશાળ આશાભરી આંખો તરફ તાકી રહ્યો.

'તો દેશની ગરીબી તમે એકલા કેમ ફેડી શકશો?'

'હું એ જ વિચારું છું.' જ્યોત્સ્નાના પ્રશ્નનો મર્મ ગુણવન્ત સમજ્યો નહોતો.

ઉત્તર સાંભળી જ્યોત્સ્ના જરા વિચારમાં પડી. ગુણવન્તનું વલણ હમણાં કઈ દિશા તરફ ઢળે છે, એ તે જાણતી હતી. ઉત્તરનો અનુકૂળ અર્થ બતાવીને તેણે વળી પૂછ્યું:

'બે હાથને બદલે ચાર હાથે ગરીબી ફેડવા મથશો તો સિદ્ધિ વધુ નહિ મળે?' બોલતાં બોલતાં જ્યોત્સ્નાની આંખમાં એક એવો ચમકારો થયો, જેણે ગુણવન્તને ક્ષણભર ચમકાવી મૂક્યો. એ ચમકારાનો મર્મ હવે તેણે પકડી પાડ્યો.

જ્યોત્સ્નાની આ પ્રગલ્ભતાથી ગુણવન્ત અસ્વસ્થ થઈ ગયો. જ્યોત્સ્ના પોતાને જિગરથી ચાહે છે એમ ગુણવન્ત જોઈ શક્યો હતો. અને પોતે ક્યાં જ્યોત્સ્નાને ઓછો ચાહતો હતો? પણ એક વર્ષથી ગ્રામસેવાની અજબ ધૂન તેના મગજમાં સવાર થઈ બેઠી હતી. એ ધૂન તેને બને ત્યાં સુધી જ્યોત્સ્નાથી ભાગતો ફરવા પ્રેરી રહી હતી. આજે તેને દિલ ખોલીને વાત કરતી જોઈને તે મહોબત કિંકર્તવ્ય મૂઢ બની ગયો. તેની સાફ સાફ વાતને રોકડો ને આખરી જવાબ આપ્યા સિવાય આજે છૂટકો નહોતો.

'જ્યોત્સ્ના!...' એ જરા અટક્યો. જ્યોત્સ્ના સાંભળવા અધીરી બની રહી.

'હું તને જરૂર ચાહું છું. પણ...'

જ્યોત્સ્નાનો શ્વાસ અધ્ધર થઈ ગયો.

'પણ, આ તારી સોનાની બંગડી, હીરાનાં એરિંગ, રત્નજડિત પીન, મુલાયમ ચામડાની નાજુક ચકચકતી બેગ, વગેરે મારે ગરીબને ઘેર પોસાય નહિ.'

'ઓ...હો! વાત તો એટલી જ છે ને? મેં તો ધાર્યું'તું કે આ બધા શણગારથી તમારું પુરુષહૈયું રીઝતું હશે. પણ તમે તો જુદી માટીના નીકળ્યા!' એટલું કહીને જ્યોત્સ્નાએ એ બધાં શણગાર ઉતારીને ગુણવન્તને ચરણે ધરી દીધા. એના આવેશનો પ્રબળ વેગ શમવા લાગ્યો. આંખમાં આંસુ ઉભરાઈ આવ્યાં, છતાં મોં પર સ્મિતની રેખા ચમકતી હતી.

ગુણવન્ત ફાટી આંખે આ બધું જોઈ જ રહ્યો. જ્યોત્સ્ના જેવી માનિનીની આંખમાં ખરેખર આંસુ આવ્યાં! સમભાવ પ્રકટ કરતાં એકબે આંસુઓએ ગુણવન્તની આંખોમાંથી પણ ડોકિયું કર્યું.

'આજે મારે નસીબે હસવા ને હસાવવાને બદલે રડવા ને રડાવવાનું લખાએલું લાગે છે! બી. એસસી.માં પાસ થવાનો આનંદ તો કયારનો ઊડી ગયો અને બીજા કોયડાઓ મારી આંખ સામે ઘૂરકી રહ્યા છે. પણ રડવા રડાવ્યા પછી સદ્ભાગ્યે એ કોયડાઓ ઉકેલાતા આવે છે ને માર્ગ સાફ થતો જાય છે. અંત કેવો આવે છે એ જોઈએ.'

'પણ ચોખ્ખી વાત કરશો કે મનમાં ને મનમાં મુંઝાયા કરશો?' જ્યોત્સ્નાએ હસીને હિંમત આપી. આંસુ સારીને હવે આનન્દ પામતાં એનાં નયન ને ગાલ સ્વર્ગનું તેજ ધરી રહ્યાં હતાં.

'જ્યોત્સ્ના, મારી સાથે લગ્ન કરતાં પહેલાં તારે ખૂબ વિચાર કરવો પડશે. અનેક અગવડો ને ઉપાધિઓને આમંત્રણ આપવા તું તૈયાર છે? હું તો ગામડામાં જવા માગું છું. સાચો ગામડિયો બનીને ગામડાની સેવા કરવા માગું છું.' ગુણવન્તે જ્યોત્સ્ના વિશે શંકા ને ક્ષોભ અનુભવતાં કહ્યું.

'ગામડામાં તો શું, પણ પર્વતની ચોટી પર પણ તમારી સાથે આવવા તૈયાર છું. આ જન્મ મેં તમારે માટે જ ધર્યો હોય એમ લાગે છે.' જ્યોત્સ્નાના જવાબમાં અડગ નિશ્ચયનો ધ્વનિ ગુંજતો હતો. પોતાના પ્રેમીની હરકોઈ પરિસ્થિતિને અનુકૂળ થઈ જવાની સ્ત્રીમાં નૈસર્ગિક વૃત્તિ હોય છે, એમાં જ તે મહાસુખ માણે છે.

'મારે માટે નહિ, દેશ માટે જન્મ ધર્યો છે એમ કહે.' ગુણવન્તે લાગણીથી કહ્યું. તેની દૃષ્ટિ દૂર દૂર કંઈક જોઈ રહી હતી.

'ભલે એમ. પછી કાંઈ? હવે તો ઝઘડો પતી ગયો ને?' જ્યોત્સ્નાએ નિરાંત અનુભવતાં પૂછ્યું.

'જ્યોત્સ્ના, તું ખરેખર આટલી અદ્ભુત હોઈશ, એ મેં નહોતું ધાર્યું.... આજે સવારના પહોરમાં બાપુજી સાથે પણ એક આવો નાનો સરખો પ્રસંગ બની ગયો, ને અમે બન્નેએ જરાક રડી લીધું.'

'વાહ! બાપુજીને પણ રડાવતાં બહુ સારા લાગતા હશો!' જ્યોત્સ્નાએ વિનોદ કરતાં કરતાં મધુર ઠપકો આપ્યો.

બાપુજી સાથે સવારના પહોરમાં થયેલ વાતચીતના શબ્દો ગુણવન્તના મગજમાં ગાજવા લાગ્યા. તેની જીભ છૂટી થઈ ગઈ ને એ એકધારું બોલી રહ્યો:

'મારો તો નહિ લાગ્યો હોઉં, પણ જે કહેવાનું હતું તે કહી દીધું. . . . ત્યારે બાપુજીએ મારો પાસ થયાની ખુશાલી દર્શાવી. થોડી વાર શાન્ત રહીને તેઓ ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યા: "ગુણવન્ત, આજ તારી બાના આનંદનો પાર ન હોત!" મારા મગજમાં બાનું જ સ્મરણ તરી રહ્યું હતું. બાપુજીનું એ વચન સાંભળીને ને એમની ભાવભીની મુખમુદ્રા જોઈ ને મારું હૈયું ભરાઈ આવ્યું. બોલી ન શક્યો. પિતાજી પણ ઢળી ઊઠ્યા. પણ તેમણે મન પર કાબૂ મેળવી લીધો, ને બોલ્યા:

"ઈશ્વર રાખે એમ રહેવું!" ઈશ્વરના આધારે આશ્વાસન મેળવીને તેમણે એક બાવ-હારુ વાત મૂકી:

'ગુણવન્ત, મેં તારી નોકરી માટે શેઠને વાત કરી રાખી છે ને એમણે હા પાડી છે.' આ સાંભળીને હું તો તાજૂબ થઈ ગયો. પાસ થઈને મારે શું કરવું એ નિર્ણય મેં કરી લીધો હતો. એટલે મેં બાપુજીને કહ્યું:

'પણ મારે મિલમાં નોકરી કરવી નથી. મેં બીજો નિશ્ચય કર્યો છે.'

'બાપુજી મારી સામે જોઈ રહ્યા. મેં વાત આગળ કરી:

'આપણું વતન છોડી તમે તથા મારી બા મારા અભ્યાસ માટે શહેરમાં આવ્યાં. અનેક આર્થિક મુશ્કેલીઓ સામે ઝૂઝી મને ભણાવ્યો. હું સેવા કરવા જેવડો થયો ત્યાં તો મારી બા ચાલી ગઈ. પણ હવે તમને શાંતિ ને રાહત આપવા મારી પૂર્ણ ઇચ્છા છે.'

'મેં પણ બેટા, તારી પાસેથી એ જ આશા રાખી છે.'

'હું સમજી શકું છું, પિતાજી! અને એટલે જ તમારી પાસે વાત મૂકતાં મને ક્ષોભ થાય છે: તમે મારી વાત સમજી શકશો કે નહિ?'

જ્યોત્સ્ના કોઈ વિદ્યાર્થિની જેમ સાંભળી રહી. 'જ્યોત્સ્ના, પિતાજીને મેં જ્યારે કહ્યું કે મારો વિચાર ગામડામાં જઈ બેસવાનો છે, સાચા ગામડિયા થઈ ગામડાની સેવા કરવાનો છે, ત્યારે તેઓ ચમક્યા. તેમની આશાઓ, આકાંક્ષાઓ પર ઘા થતો હતો, એ હું જોઈ શક્યો. નિરાશા ને ક્રોધથી ધ્રૂજતા સ્વરે તેઓ બોલ્યા:

'ગુણવન્ત, તારા મગજમાં આ બધા વિચારોનું ભૂસું કોણે ભરી દીધું છે?'

'મેં તરત જ જવાબ દીધો, જવાબ દેવાઈ ગયો:

'બાપુજી, મારા વિચારોનું ભૂસું હોત તો તો હું ખંખેરી નાખત. પણ આ તો અંતરના ઊંડાણમાંથી આવતો અવાજ જાણે મારી બાનો જ હોય, એમ કેટલીક વાર તો લાગે છે. એ જાણે મને કહી રહી છે:

'બેટા! મારા જેવી કૈંક સ્ત્રીઓ ગરીબી, રોગ, અજ્ઞાન અને અનેક બંધનોમાં મૂંઝાય રહી છે. ગામડાંનાં બાળકો વણખીલ્યાં, વણવિકસ્યાં કરમાઈ જાય છે. તેમનાં કોઈ માર્ગદર્શકો નથી. એ બધાં તારી રાહ જુએ છે. તું ચાલાક છે, ભણેલો છે, ભાવનાશાળી છે. એમને માટે કંઈ નહિ કરે!' . . . બાપુજી, ભારતમાતાની મૂર્તિ જ્યારે મારી કલ્પનામાં ખડી થાય છે ત્યારે એમાં મારી બાનું જ મને દર્શન થાય છે! એની દીન મુખમુદ્રા મને સાદ પાડી રહી છે! એ સાદને માર્ગે ગયા સિવાય મારાથી રહી શકાય એમ નથી.'

ગુણવન્તનો અવાજ સંવેદનથી વીંધાઈ ગયો હતો. જ્યોત્સ્નાને ગુણવન્ત આજ નવીન લાગ્યો: માત્ર બુદ્ધિશાળી, તેજસ્વી કે મોહક નહિ, પણ ભારતના અનેક અબુધ માનવોના વિકાસ માટે પોતાનો અમૂલ અર્ધ્ય આપતો! પોતાની જાતને ઈશ્વરી માનવકલ્યાણ વાંછતો! તપસ્વી સમો! જ્યોત્સ્નાનું ઓહૃદય તેનામાં ઓતપ્રોત થઈ જવા અધીરું થઈ ગયું.

ભાવનાનો આવેશ આછરતાં ગુણવન્ત વળી બોલ્યો:

'જ્યોત્સ્ના! પિતાજી મારી વાત સાંભળી ગમ તો ખાઈ ગયા. એ કંઈ બોલ્યા નહિ. સ્નેહાળ ને સમર્પણી બાના પવિત્ર સ્મરણે એમનું હૈયું ભરી દીધું હતું, તેઓ ગયા ત્યારે માત્ર આટલું જ બોલ્યા:

'ગુણવન્ત, તું તને ગમે એમ કરજે. હું તારી આડો નહિ આવું.'

'તેમની પીઠ પાછળ પણ હું તેમની આંખોનાં આંસુ જોઈ શક્યો. એ પુત્રપ્રેમનાં પ્રતીક હતાં કે ધુંધવાયેલી આશાઓની વરાળ હતી?—કોણ જાણે?!'

ગુણવન્તે વાત પૂરી કરી ત્યારે જ્યોત્સ્ના તેના હાથને આંગળીઓ વચ્ચે દબાવી રહી હતી. બન્નેની આંખો આંસુથી છલકાતી હતી. તેમને કંઠે ડૂમો બાઝી ગયો હતો.

માતાની અધીરાઈએ જ્યોત્સ્નાને લગ્ન વિશે ચોખવટ કરી લેવા જેટલી પ્રગલ્ભ બનાવી હતી. એ માટે જ તે આજે ગુણવન્ત પાસે આવી હતી. પણ હવે તે કંઈ બોલી શકી નહિ. આજે બોલી શકાય એમ હતું જ નહિ.

થોડા દિવસ પછી તેઓ ફરી મળ્યાં, ત્યારે એ જ પ્રશ્ન ફરી ઊભો થયો. ગુણવન્તે સ્વરાજ્ય આવ્યા પહેલાં લગ્નનો વિચાર ન કરવાની પોતાની ઇચ્છા દર્શાવી, પણ લગ્ન સિવાય સાથે રહેવામાં આવતા અનેક સામાજિક વિઘ્નોનો તેમને વિચાર કરવો પડ્યો. ઘણી રકઝક ને મંથનને અંતે, લગ્નથી આવતા અંતરાયોથી સ્વરાજ્ય આવ્યા સુધી અળગા રહેવાનું પુણ્યવ્રત લઈને, બન્નેએ પરણી જવાનું કબૂલ્યું.

એક મહિનામાં તો લગ્ન લેવાયાં. લગ્નની વિધિ એકદમ સાદી ને શાસ્ત્રીય હતી, એટલું જ નહિ પણ આવશ્યક લેખાતી કેટલીક વિધિઓને પણ તિલાંજલિ આપવામાં આવી હતી. થોડાક ખાસ સ્નેહીઓ ને સંબંધીઓને જ આમંત્રણ આપવામાં આવ્યું હતું.

પણ સૌને મન વિશેષ કુતૂહલ તો જ્યારે કન્યાને માંડવેથી વરઘોડિયાં સીધાં સ્ટેશન તરફ જવા ઊપડ્યાં ને એક નાના સરખા સ્ટેશનની ટિકિટ કઢાવી ટ્રેનમાં બેઠાં ત્યારે થયું. સાથે ગુણવન્તના પિતા પણ હતા. તેમણે નોકરીનું રાજીનામું આપી, ગુણવન્ત સાથે જ ગામડામાં રહેવાનું ને તેનાં સેવાકાર્યમાં સહકાર આપવાનું વિચારીને અંતે નક્કી કર્યું હતું. ગુણવન્તે બધી ઘરવખરી અગાઉ પોતે નક્કી કરેલ નાના શા ગામડામાં પહોંચાડી દીધી હતી.

ટ્રેન ઊપડી. પિતા બીજા યાત્રાળુઓ સાથે વાતચીતમાં રોકાયા ત્યારે ગુણવન્તે હળવેકથી જ્યોત્સ્નાને કહ્યું:

'તું આખરે મને પરણી ખરી!'

'હા, પણ તમારી ભાવનાઓને પોસાય એવી રીતે.'

અને બન્નેનાં નયનો હસી રહ્યાં.

☆

# કોથળાની પાંચશેરી — કાશ્મીર

'જડભરત'

**બે** સંસ્થાનોમાં વહેંચાયા પછી આજસુધીના રાજકારણમાં છેલ્લે ઉપર તરી આવ્યું છે તે કાશ્મીર પ્રકરણ. ને એ જ હિન્દી રાજકારણને સમજવા જેટલો ઉઘાડો દાવ છે—તાજો વળાંક છે.

બે વિભાગે જુદા પાડી અંદરોઅંદરના એકરાગ વણસાડવે જતાં અંગ્રેજ આધિપત્યની આ દેશ પરની ચૂડની એ નબળી કડી છે. કાશ્મીર અંગ્રેજોને ગમે છે. જોઈએ છીએ કે હવામાનથી માંડી હિન્દના સીમાપ્રાંત તરીકેના ભૌગોલિક મહત્ત્વ ધરાવતાં કાશ્મીરને હિન્દી સંઘમાં જાતું જોઈ અંગ્રેજોની મીઠી નજરની સીમા ઊકળી રહી છે. તેમની પૂર્વનિર્ધારિત યોજના પ્રમાણે જ પરિણામે જતા ભારતીય રાજપ્રકરણથી આડે ઊતરવું આ કાશ્મીર, રશિયન સરહદનો પડોશ ધરાવે છે. ઝારના જમાના આસપાસ રશિયાએ હિન્દી કોંગ્રેસને જે દરખાસ્ત કરેલી, અલબત્ત કોંગ્રેસે એનો સ્વીકાર ન કરેલો, ન મહત્ત્વ પીછાણેલું; પણ બ્રિટિશ સરકારને ત્યારથી કોંગ્રેસની શુભનિષ્ઠા વસી જતા છતાં જે ભયભીતિ ઊભી થઈ પડી છે તે જોતાં, રશિયા—તરફી ગણી કોંગ્રેસનો વિશ્વાસ ન કરે તેટલું તે સાવચેત રહે છે. એટલે કાશ્મીર અગર જો પાકિસ્તાની કિલ્લાની બહાર નીકળી જઈ બેસે તો રશિયન સરહદવાળાં આ હિન્દુરાજને માર્ગે હિન્દી સત્તાને મદદ પણ મળી જાય કે એ રસ્તે રશિયા ચડી પણ આવે. અને રશિયા એ તેમને માટે હાઉ છે—તેમણે ઊભો કરેલો હાઉ છે.

રશિયાને હાથે પાકિસ્તાન ખોવું કે હિન્દ સંઘ ચડે એમાં બ્રિટનને તાત્વિક રીતે સ્નાન-સૂતક નથી લાગતું દેખાતું. પણ પ્રબળ બન્ને જેવું રશિયા હિન્દ જેવા મિત્ર સાથે ભળીને પછી તો ઘેર બેઠાં આટલું એટલું માથું કાઢી જાય એ ડર એ વળી ઉપર મદાર રાખતી બ્રિટનની વિદેશનીતિએ પાકિસ્તાની પાળ બાંધી ઝીણાને મોંમાગ્યું મૂલ્ય ચૂકવ્યું છે. કેમકે, પોતીકી લોકશાહીને ધોરણે સ્વતંત્ર થવા રહેવા માગતા હિન્દુઓ કરતાં, મુખત્યાર ધોરણે કે મજહબી ધોરણે શરિયતી રાજઅમલ કરતાં ઇસ્લામી મુલકોથી સંકળાતું પાકિસ્તાન તો વગર અધિકારીએ પણ — વગર હિન્દુસ્તાનના આગલા પાકે પણ — બહુમતિ મુસ્લિમ વિસ્તારને ધોરણે તૈયાર હતું જ. પંજાબ, સરહદ, સિંધ, બલુચિસ્તાન, અફઘાનિસ્તાન, વઝીરીસ્તાન, કાશ્મીર, ઈરાન, ઈરાક, અરબસ્તાન, પેલેસ્ટાઈન ને તુર્કસ્તાનના લાંબા એશિયાઈ પ્રદેશો પર પથરાયેલું તૈયાર હતું. એટલે આપવાનો દેખાવ કરી હાથ હારી લેવાનો બ્રિટને ખોયો નથી એથી વધુ પાકિસ્તાન આપવામાં કાંઈ મોટી ખેરાત કરી નખાઈ નથી. નબળી પડી ગયેલાં બ્રિટનની જવાબદારી તોડી નાખી શકે તેટલી પહોંચ આવતાં ઈટાલી—જપાન જર્મનીને (કે કાલે કમે રૂસને પણ) જે કંઈ થોડો વાર છે, દરમિયાન આ તેમને મન [illegible] ઇસ્લામી પ્રદેશો વચ્ચેનો એકરાગ પેલેસ્ટાઇનના યહૂદીઓ તથા હિન્દસંઘના હિન્દુઓને માથે દંગાગીરી એ જાત પોતાના સુખના શ્વાસ ખાવા કરે છે.

અગર વેપારી અમેરિકાની સામ્રાજ્ય મહત્ત્વાકાંક્ષા ન ડામી જાય તેવી પ્રબળ બનતી પોતાની જમાલેરી ટુંકાવતી ધુંધવાઈ જાય તો રશિયા સાથે ત્યાં સુધી છેડો ફાડયો પાલવે નહિ અને બેઉ સત્તાઓ વચ્ચે સમતુલાનું પોતીકું સ્થાન ગુમાવવું ઠીક નહિ : ગણી બ્રિટિશ શાસનદોર હાલને તબક્કે થોડો વખત મેળવવા કરી લડાઈના ઘા રૂઝવવા પ્રયત્નશીલ છે.

દરમિયાન હિન્દુસ્તાન પરની પકડ ખોરવી નાખે તેવું જે બળ વ્યવસ્થિત હતું તે કેંગ્રેસ એને કાંઠલેથી કાઢી નાખવાની પેરવી સાથે શુભનિષ્ઠાની ખાત્રી મેળવી તેમણે આપ્યું આ સંસ્થાનિક દરજ્જાવાળું દ્વિરાષ્ટ્રતંત્ર.

એમાં મુસ્લિમ માંગ તથા હિન્દી રાષ્ટ્રીય ભાવના બન્નેને સાચવી લેવા જેવો વેંત રખાઈ શકયા જેટલી ચતુરાઈ વપરાઈ છે. છતાં અંગ્રેજ વિદેશનીતિની રમત પણ અણછૂપી નથી.

અગર હિન્દને દોરવે છે તેવા થોડા શક્તિશાળી નેતા કે કાર્યકર્તાઓથી પ્રજા કંટાળી જાય, તેમનામાંથી હામ ખોઈ બેસવા જેટલી થાકી જાય, તાત્ત્વિક કશું જ દેશહિત સાધી ન શકે તેવી વિષમસ્થિતિ વચ્ચેના એ લોકનાયકો પોતાની લાગવગ ગુમાવી બેસે એટલા નીચા ઊતરી જાય કે ઉવટ આંતરવિગ્રહના ડહોળાં પાણીમાં ટળી જાય, સમગ્ર દેશ વચ્ચે એકરાગ વણસી પડે, જાતીયતા કે પ્રાંતિકતાની સંકુચિતતા જોર કરી જાય. રાજ્યો માથાં કાઢી નકશાના બ્રિટિશ પ્રાંતોવાળા વિસ્તારો હજમ કરતાં થઈ જાય અને બ્રિટિશ કારોબારે ઊભું કરેલું હિન્દ અત્યારનાં વૈજ્ઞાનિક સાધનોથી, વાણિજ્ય તાર, ટપાલ, ટ્રેન મોટરવિમાન આદિ વાહક, સંકલિત વ્યવસ્થા તોડીફોડી બેસી વેરવિખેર થઈ પૂર્વવત્ પીંઢારાશાહી કે અરાજકતા વચ્ચે ઘેરાઈ જાય તો એવાં ખુલ્લાં રેઢાં છતાં પોતાનાં સંસ્થાન તરીકે બચી જતાં હિન્દુસ્તાનનો ઇશુને ખાતર ઉદ્ધાર કરવાના પરોપકારભાવે પાછો કબજો લઈ લેવાય. અને એટલા વખત દરમિયાન તો આ ઘા રૂઝાઇ પણ ગયો હોય અને વિશ્વવિગ્રહ પણ ખાળી શકાયો હોય. એટલે જ કાશ્મીરનો પ્રશ્ન આવ્યો કે તેમની પાર્લામેંટ ફફળી ઊઠી.

બિહાર, પંજાબ, સરહદ પ્રાન્ત, સિંધ કે બંગાળના બનાવો તો અભૂતપૂર્વ, અમાનુષી, પ્રાગૂ ઐતિહાસિક અને અજોડ હતા. ત્યારે તેમને હૈયે કેમ સહાનુભૂતિ ન જન્મી અને આ કાશ્મીરના બનાવ લગોલગ બગડી બેઠા ?!

કેમકે રાજસ્થાન અને ઇસ્લામીઓ એ બેઉ સમાંતર બચાવના કિલ્લાઓ માંહેનું એ એક ગાબડું નીવડવાની તેમની ગણતરીબહારની થઈ પડેલી કાશ્મીરની હાલત તેમાં કારણભૂત છે.

એક તરફ હિન્દી સંઘ પાકિસ્તાન સંસ્થાન સાથે, સહન કરી લઈને પણ, સારાસારી નભાવ્યે જાય છે છતાં જૂનાગઢના મામલે એ કાઠિયાવાડ બાજુ સૈન્ય સરંજામ મોકલતાં અચકાતું નથી. આરઝી હકૂમતની પ્રવૃત્તિ પ્રત્યે ખુલ્લો સહકાર ન આપતાં તેને અવરોધતું નથી. બીજે પક્ષે કાશ્મીરમાં લોકશાહી સત્તા બહુમતિ પક્ષને સોંપાવી રાજાને રક્ષાની બાંહેધરી આપે છે. ત્રીજે પક્ષે નિઝામ જેવા વિરોધ ભાવે હથિયારોની ખરીદી ને દિલ્હી

ખાતે સમાધાન મંત્રણા કરતા દ્વિમુખી મુસ્લિમ રાજને પણ, છેવટ એક વર્ષ માટે પણ, સમાધાનની ભૂમિકાની તક આપી મેળવી લેવા કરે છે. અને છતાં તેને પણ જોઈ લેવાની તૈયારી ધરાવે છે.

આમ જો હિન્દી સંઘ પાકિસ્તાન સામે લડાઈમાં છેવટે ઉઘાડેછોગ ઊતરી પડવાની સ્થિતિમાં મૂકાઈ જાય—કે જેમ બનવાનાં કારણો પાકિસ્તાની પ્રધાનો જ આપી જાય છે—તો હિન્દી સંઘ સામે પાકિસ્તાન લાંબું ન ટકી શકે અને બહુ થોડા સમયમાં નામશેષ થઇ જાય. અને એમ અગર જો હિન્દી સંઘ પાછું સમગ્ર હિન્દુસ્તાન પોતાને હસ્તક કરી લઈ શકે તો લોકસભાના સાર્વભૌમત્વના ઠરાવને અપનાવતાં પાછું વાળી ન પણ જુએ. એટલે 'કપના ડોમિનિયન દરજ્જામાં સંતોષ વાળી લીધું હાલી દેશને ઉન્નત, સ્વાશ્રયી, સુરક્ષિત બનાવવામાં કોંગ્રેસ પોતાનું હીર નીચોવી રહેત પણ ખરી પરંતુ બનાવો જ તેમને સાચાં રાજકારણ તરફ વાળી રહ્યા છે. ઝીણાની ભડક માત્ર આ જ છે. એ પાકિસ્તાન પાછું સોંપીને પણ તે અટકાવે.

રશિયાની બીક ગાઈ હમણાં જ ઝીણાએ કહ્યા મુજબ જો પાકિસ્તાન ન હોય તો રશિયાને માટે દિલ્હી દૂર નથી એ પણ બ્રિટિશ પાર્લામેંટના હાથ મજબૂત કરવા બહાનું ધરવા માટે પોકાર્યું છે. જો કોઈ રીતે એ અટકે. ખરું તો સમગ્ર હિન્દુસ્તાન ઇસ્લામીઓને આપી શકવાનું બ્રિટિશરોના હાથ બહારનું હતું. નહિતર તેઓએ જરૂર આપી દીધું હોત કદાચ. કેમકે કોંગ્રેસની લોકશાહી સકત એ તેમના પોતાના સંસ્કારને તથા દુનિયાના રાજકારણને છાજતી 'ભાવના' હતી. છતાં સામ્રાજ્ય ખોવા એ પ્રજા તૈયાર હતી નહિ, છે નહિ. એટલે મુસ્લિમ લીગ અને તેના સરમુખત્યારમાં સામ્રાજ્યરક્ષા જોઇ શકી છે, ને વિશ્વાસે બેઠી છે.

હિન્દુસ્તાન ઉપર પોતે આવ્યા ત્યારે હતી તેવી પાછી ઇસ્લામી સત્તા હોય એમાં બ્રિટનને કાંઈ નહાવા જવા જેવું નથી. માત્ર પોતાનું વર્ચસ્વ, વ્યાપાર, રક્ષા, સ્વાતંત્ર્ય અને સિવિલ સર્વિસ જેવી બાદશાહી જળવાઇ રહે એટલી જોગવાઇ એમને ખપની છે. એટલે પાકિસ્તાન પાકું કરી પછી લીગી પાકિસ્તાન હિન્દી સંઘ ઉપર ચડી જાય, અને સમગ્ર હિન્દુસ્તાન ઘેર કરે તો એવા 'હોનિયા' સાથે કોલકરાર કરવામાં બ્રિટિશ પાર્લામેંટને કશી હાનિ જણાય નહિ. પણ જો પાકિસ્તાની ચડાઈ સફળ થાય તો લડીને તે નબળું પડે તેવી હિન્દની મોટી વ્યવસ્થા કોંગ્રેસ તો ઠેકાણે થઈ જાય જ. એ નિઃશંક પરિણામ તો આવે જ, અને કોંગ્રેસને દોરનારા ભેજાં અને હાથપગના અભાવે આવડા મોટા દેશની એકસૂત્રતા સાચવે તેવી એકરાગી વ્યવસ્થાનો અભાવ તેમને જોઇતી વાત હોઈ શકે.

ગાંધીજી અને તેમની અહિંસાને મધ્યસ્થ સરકાર બનેલી કોંગ્રેસ આટલી જલદી હોળી કરી અભરાઈએ ચડાવી દેશે એ ગણતરી પણ એમણે આટલી વહેલી ન કરી હશે. હિન્દુઓ છેવટ બચવા માટે પણ આટલા સંગઠિતપણે હુમલાખોર બની શકશે એવું પણ તેમજ. દેશી રાજાઓમાં આટલો વહેલો દેશપ્રેમ ફૂટી નીકળશે કે તેના પ્રજા હિન્દી-સ્વાતંત્ર્ય સાથે આટલો તાલ લેતી બનશે ત્યાંથી માંડી એશિયાઈ ભાવનાને આટલું જોર

મળે કે અમેરિકા રશિયા સમાં રાષ્ટ્રો હિન્દી સંઘને પણ એટલો નૈતિક ટેકો દેતાં થશે અને એમ પંજાબ, બંગાળ કે સરહદસિંધના આવડાં બેકાબૂ વિશાળ રમખાણો છતાં, આટલાં નિર્વાસિતોની અદલાબદલી છતાં, બન્નેની સરકાર પોતાનો કાબૂ ન ગુમાવે કે દિલ્હી કલકત્તા જેવી ધોરી નસો કાપી નાખવાની કાવત્રાંખોરી નકામી જશે અને બધું જેમનું તેમ ટકી રહેશે તેવી સ્થિતિ—નીયતિનો હિન્દ સંઘ પક્ષે જાણે ટેકો હોય તેવી ને તેટલી સૂચક થઈ પડી છે. અને એટલે જ સાચાં રાજકારણ તરફ આપણી કોંગ્રેસ સમી દેશની એક જબ્બર સંસ્થાના તખ્તા ગજાવનારા મોટા બિનરાજઅનુભવી ચળવળિયાઓ સાચા રાજદ્વારીના રંગે રંગાય તેવી સ્થિતિ એ પ્રભુપ્રેરિત છે એ નિર્વિવાદ છે. પણ : બ્રિટિશ કાયદો અને વ્યવસ્થાને ખીલે કૂદતા વાછરડા જેવી કોંગ્રેસની કામગીરી સત્તાપ્રાપ્તિ પછી ખેતરે જોતરાયેલા ધોરી જેટલી બદલાઈ ગઈ છે.

અંગ્રેજ સત્તાને હેઠાણે દેશની મુખ્ય ને એકમાત્ર સંસ્થા વતી હકૂમત બદલો કરાવો એકલી સંસ્થા દેશનો સફળ કારભાર ચલાવી જ શકે તેવું કંઈ નથી પણ જેટલો સફળ કારોબાર એવી સંસ્થાને માટે શક્ય હોય તે બીજાં કોઈપણ બળોને માટે ન હોય એ ઉઘાડું છે.

એટલે, કાશ્મીર પ્રકરણમાં કૂદી પડેલા બ્રિટિશરોની બાજી ઊંધી વાળનારું વળતું પગલું હવે કેવું ભરાય છે તે ઉપર આ વિકલ્પનો ઘણોખરો આધાર છે. સિવાય તો સમય માગતા પાકિસ્તાનની આક્રમક નીતિ વિષે કોંગ્રેસ હવે વધુ અંધારામાં નથી જ કે જ્યારે એણે સત્તાની અંદરની ખાંચખૂંચોનો પૂરો અભ્યાસ કરી લીધો છે. માત્ર અફર નિર્ણયબળે આગળ અને કશી જ દયા કે બીક નહિ પણ કૃતનિશ્ચયપણે સિદ્ધાંતોને વળગી રહેવાનું જ એનો ઉગારો છે, ઉદ્ધાર છે, આધાર છે, આશ્રય છે. એક વાતમાં હર અંગ્રેજ એકમત છે ને તે તેના દેશને લાભની, હિતની, સુખની, ગૌરવની વાતે. કૉન્ઝરવેટિવ કે લીબરલ, લેબર કે રાષ્ટ્રીય-સામ્યવાદી હર અંગ્રેજ, પછી એ પક્ષોમાંથી ગમે તે નામે ઓળખાતો પક્ષ સત્તાસ્થાને હોય કે જાય-રહે પણ હિન્દુસ્તાન રશિયાના હાથમાં ન જાય, રશિયા સાથે હાથ ન મેળવી શકે એ સામ્યવાદીસૂગે ઘેરાયેલી એ પ્રજાની એકમતી માન્યતા છે, ગણતરીની ચાહના છે.

અને તેમની સંસ્કૃતિ, ધર્મ, રાજનીતિ કે સમાજરચનાનો પણ એના ઉપર દારોમદાર છે. એકસામટો કોઈ સાંસ્કૃતિક પલટો—ફેરફાર સહી લેવા જેટલી ક્ષમતા એ ભૌતિક પ્રજાની નાડમાં જ નથી.

ઇસ્લામનો એકેશ્વરવાદ બાદ કરતાં બાકીનું સાંસ્કૃતિક ખોખું એમનાથી ભારે મળતું ઝુલતું છે. એટલે આધ્યાત્મિક હિન્દુ સંસ્કૃતિના આચારવાદ પ્રત્યે તેમને ઇસ્લામીઓ જેટલી ને જેવી જ સૂગ હોઈ શકે છે. માત્ર તે ઘૃણા તેમના પાદરીઓ જેમ તેમના રાજદ્વારીઓ પ્રકટાવતા નથી. એટલે જ્યાં સુધી તેમનામાંનું આધ્યાત્મ જગવાય તેવી સ્થિતિ વચ્ચે એ પ્રજા આવી ન લાગે ત્યાં સુધી હિન્દુસ્તાન પ્રત્યે આકર્ષવામાં, સિવાય કે કાચો માલ ખરીદવા કે તૈયાર માલ ખપાવવાના બજાર તરીકે, તેમને કોઈ ખાસ પ્રેમ જન્મે તો આશ્ચ

હિન્દની. અત્યારે તો હજી તેમને લોકશાહીના સ્વરૂપને અંગે હિન્દમાં તેમને માટે પગદંડી જેવું થયું છે. ડોકટરી, એન્જીનિયરીંગ, કાયદો, વીમો, બેન્કીંગ, આદિ વિદેશી સંસ્કારવતી વિદ્યાકળાના અંગો સાથે સંકળાયેલી તેમની ભાષાનું માધ્યમ અને તેવાં સાધનો પાઠ્યપુસ્તકો આદિનું વળગણ પણ હિન્દને તેમનાથી ઘરાબો જાળવવાની સ્થિતિમાં રાખી રહે છે.

આ બધું છતાં અગર જો લોકસભાના ઠરાવોને જાહેર કરવા જેટલી પહોંચ આવી લાગે અને પાકિસ્તાન ગમે તે નીતિ અખત્યાર કરે તેની દરકાર કર્યા વગર, જો હિન્દ પોતે સાર્વભૌમત્વ જાહેર કરે તો બ્રિટિશરોની છૂપી ચાલબાજી કેલ્લું આવવું મારવાની તૈયારી સાચવી રહી છે તે કળાઈ રહેશે તેટલી ખુલ્લી થઈ જશે.

અત્યાર સુધી લડાઈમાં ખસાઈ ખૂંચાઈ ગયેલું એ સામ્રાજ્ય હવે તો જુગારીના પાસા જેવી ગણતરીઓમાં દુનિયાનો લોકમત ઉશ્કેરી કે છેતરતી જીવી રહી છે. બાકી દોઢસો વર્ષોના ગાળા દરમિયાન છેલ્લાં ચોથા વર્ષોમાં જ અઢી લાખ જેટલી અંગ્રેજ સેના અને બાકી સાઠ હજારની જ સેના વડે એમણે આવડા વિશાળ દેશ ને અફાટ વસ્તી ઉપર રાજ કર્યું છે.

રાજ કરવાનો તેમનો સંકલ્પ, નિર્ધાર કે વ્યવસ્થાકૌશલ્યનો દાખલો લેવાનો હિન્દ માટેનો તેમનો વારસો જો અમલી બને તો પાકિસ્તાન અને હિન્દી સંઘના એ વિભાજિત અંગોવાળો દેશ એક બનતાં વાર ના લાગે તેટલો શક્તિમાન છે.

# બેકારીની મહત્તા

મૂળ લેખક : ડૉ. લિન યુટાંગ
અનુ૦ : નટવરલાલ રણછોડજી મિસ્ત્રી

જેટલી અમેરિકન પ્રજાને ઉદ્યમી માનવામાં આવે છે, તેટલી જ ચીની પ્રજાને નિરુદ્યમી માનવામાં આવે છે. અંતમાં પૂર્વ અને પશ્ચિમની પ્રજાનો સંયોગ થશે કે નહીં તે હું કહી શકતો નથી, છતાં પણ આજ એ એક-બીજીને મળી રહી છે. અને જેમ જેમ આધુનિક સંસ્કૃતિ વધારે ને વધારે ફેલાશે અને એકબીજાના સંબંધો વધારે ને વધારે સરળતમ બનતા જશે તેમ તેમ એ બન્નેનો સંબંધ વધુ ને વધુ નિકટ બનશે, એ સ્પષ્ટ દેખાય છે. અમે ચીનમાં એ યાંત્રિક સુધારાનો વિરોધ તો નહીં કરીએ; પણ આ બન્ને સંસ્કૃતિઓનું મિલન કેવી રીતે કરવું ? ચીનના જીવનમાં પ્રાચીન તત્ત્વજ્ઞાન અને આધુનિક યાંત્રિક સુધારાનું સમન્વય કરીને એક નવું જીવનતત્ત્વ કયી રીતે નિર્માણ કરી શકાશે એ જ અમારો એક વિકટ પ્રશ્ન છે. પશ્ચિમના જીવન ઉપર પૂર્વનું તત્ત્વજ્ઞાન પોતાનો પ્રભાવ સ્થાપી શકશે કે નહીં એ પ્રશ્ન શંકા ઉત્પન્ન કરે છે. એને વિશે આજ કોઈ પણ કંઈ કહી શકશે નહીં.

અમેરિકાએ યાંત્રિક સુધારામાં સૌથી વિશેષ પ્રગતિ કરી છે. અને એમ પણ કહેવાય છે કે યંત્રયુગનું ભાવિ પણ એને અનુસરશે. મને એ બાબતમાં શંકા છે. અમેરિકનોનો સ્વભાવ ભવિષ્યમાં કેવો હશે એ આજે કોઈ નિશ્ચિતરૂપે ન કહી શકે. અમેરિકનોનો સ્વભાવ પણ બદલાઈ શકે છે, એટલું હું કહી શકું છું. વૉનવિક બ્રુક્સે પોતાના નવા પુસ્તકમાં જે કહ્યું છે કે 'ન્યૂ ઇંગ્લૅન્ડની નિર્માણકાલીન સંસ્કૃતિનું અહીં પુનરુજ્જીવન થશે જ નહીં તે હું માનતો નથી.' અમેરિકાને જરા સ્વસ્થતા તો મળવા દો, જેથી નવા થોરો અને લોવેલ ફરી પાછા જન્મે, કે જેથી સુવર્ણ-રશિયાના લોભે જે સંસ્કૃતિને ફૂલતી અટકાવી છે તે ફરી પાછી પૂરજોરથી મહેંકી ઊઠે. આ મારી આશા જ નથી, નિશ્ચિત વિશ્વાસ છે. ત્યારે શું અમેરિકાનો સ્વભાવ આજથી ભિન્ન બનીને ઇમર્સન કે થોરોના જેવો નહીં બને !

સંસ્કૃતિના સંબંધમાં મારી જે કલ્પના છે તેના આધારે હું કહી શકું કે, સંસ્કૃતિનો જન્મ બેકારીમાં જ થાય છે. સંસ્કૃતિની કલા અથવા નિરુદ્યોગી જીવનની કલા ચીની દૃષ્ટિથી નિરખવાથી જણાશે કે, જે મનુષ્ય બુદ્ધિપૂર્વક બેકાર રહી શકે છે તે સાથી વિશેષ સુસંસ્કૃત બની શકે છે. એના કારણમાં ઉદ્યોગપરાયણતામાં અને બુદ્ધિમત્તામાં મને તો તાત્ત્વિક દૃષ્ટિએ જ વિરોધ દેખાય છે. જે બુદ્ધિમાન છે તે ઉદ્યોગમગ્ન નહિ બની શકે; અને જે અતિશય ઉદ્યોગમગ્ન હશે તે બુદ્ધિમાન નહીં હોય. જે સમજપૂર્વક નિરુદ્યોગી રહી શકે, તે મનુષ્ય સૌથી અધિક બુદ્ધિશાળી હોવો જ જોઈએ. ચીનમાં નિરુદ્યોગી રહેવાના કેટલા પ્રકાર છે અથવા એનું તંત્ર કેવું છે એ હું નહીં કહું, પરંતુ જે તત્ત્વજ્ઞાનથી ચીનીઓમાં નિરુદ્યોગી રહેવાની દૈવી ઇચ્છા જન્મે છે અને જેથી નિશ્ચિત, નિરુદ્યોગી,

અને સમાધાની (અને કોઈ કોઈવાર કાવ્યમય) વૃત્તિ ચીની વિદ્વાનો તથા ચીની જનતામાં નિર્માણ થાય છે, એ તત્ત્વજ્ઞાન ઉપર હું અલ્પ વિવેચન કરીશ.

ચીની જનતામાં બેકારીનું જે તત્ત્વજ્ઞાન છે તેનું અઢારમી શતાબ્દીના એક વિદ્વાન આ પ્રમાણે વર્ણન કરે છે: 'જે સમયનો ઉપયોગ નથી કરવામાં આવતો તે સમય વાસ્તવિક રીતે મૂલ્યવાન છે. મનુષ્યના જીવનમાં બેકારીનો સમય કોઈ ઓરડાની ખાલી જગ્યાના જેવો છે. નાનો ઓરડો ભાડે રાખી રહેતી કોઈ બાલિકાને આપ પ્રશ્ન પૂછજો, એનો ઓરડો સામાનથી ભરચક છે, તેમાં તલ મૂકવાની પણ જગ્યા નથી, હાલવાચાલવાની પણ જગ્યા નથી, તે કારણથી તે હરહંમેશ દુઃખી રહે છે. એને થોડાક વધારે પૈસા મળવાથી પહેલાં તો એ પોતાને માટે એક મોટો ઓરડો ભાડે રાખશે, અને એનો સામાન બરાબર વ્યવસ્થિત રીતે મૂકીને વધારેમાં વધારે ખાલી જગ્યા રાખશે. એ ખાલી જગ્યાને લીધે જ એ ઓરડો રહેવા યોગ્ય બને છે. એ જ પ્રમાણે આપણું જીવન સમયના અવકાશને લીધે જ સહ્ય બને છે.'

ચીની જનતામાં બેકારી પ્રત્યે પ્રેમ છે તેનાં અનેક કારણો છે. એની પદ્ધતિમાં જ એનું મૂળ છે. સાહિત્યમાં એનો એક સંપ્રદાય ઉદ્ભવ્યો છે અને એના સમર્થન માટે જુદું તત્ત્વજ્ઞાન પણ નિર્માયું છે. જીવનનો ઉપભોગ કરવાની તીવ્ર પ્રવૃત્તિમાં જ એનું બીજ સમાયેલું છે. શતાબ્દીઓના જીવનપ્રવાહમાં એનું સ્થાન નિશ્ચિત થઈ ચૂક્યું છે. એ તત્ત્વજ્ઞાનને સામાન્યતા તાઓ—નું તત્ત્વજ્ઞાન કહેવામાં આવે છે.

અહીં એક સ્પષ્ટીકરણની આવશ્યકતા છે. નિરુદ્યોગી જીવનનો કાવ્યમય સંપ્રદાય – જેનો ઉદ્ગમ બેકારીમાં થયો છે – જેને મેં કહ્યો એ ધનવાનોનો સંપ્રદાય નથી. જેમણે સ્વયમ્ નિરુદ્યોગી જીવનને અપનાવ્યું અને જેમને અપનાવવું પડ્યું એવા નિર્ધન, અસફલ કિંતુ વિનમ્રશીલ વિદ્વાનોનો એ સંપ્રદાય છે. ચીન દેશનો સુપ્રસિદ્ધ સાહિત્યગ્રંથ જ્યારે મેં વાંચવાનો આરંભ કર્યો, ત્યારે ત્યાંના નિર્ધન ગુરુએ દરિદ્ર વિદ્યાર્થીઓને નિરુદ્યોગી સાદા જીવનનો વૈભવ વર્ણન કરતાં નિબંધ અને કાવ્ય વાંચ્યાં, ત્યારે એ સજીવ કલ્પના—ચિત્ર મારી દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થયું; અને ત્યારથી હું માનવા લાગ્યો કે જીવનામૃતથી એ બન્નેને અત્યન્ત સમાધાન અને આધ્યાત્મિક શાંતિ પ્રાપ્ત થતી હશે. કીર્તિવાનને કેટલી હાનિ અને અપ્રસિદ્ધ વ્યક્તિઓને કેટલું સુખ પ્રાપ્ત થતું હશે એ સમજીને, પરીક્ષાથી • કરતા અને નાસીપાસ થનાર વિદ્યાર્થીને કેટલું અનુપમ સમાધાન થતું હશે એનો જરા ખ્યાલ કરો. એ જ પ્રમાણે નિરતિ ભોજન કરવું એ જ ખરું ભોજન છે, કેમકે ધીમે ધીમે ખાવાથી સખત ભૂખ લાગે છે, અનનો સ્વાદ પણ ફેરવાઈ જાય છે. એ (બેકારી) શબ્દમાં જે અપૂર્વ ભાવ છે તેનાથી સમગ્ર કુટુંબનો ભાર ઉપાડનાર નિર્ધન મનુષ્યને કેટલું અનુપમ સમાધાન પ્રાપ્ત થતું હશે એનો પણ વિચાર કરો. જે મહાપ્રાણોએ એ સીધા સાદા જીવનનું મહત્ત્વ ગાયું છે, તેઓ પોતે ગરીબ ખેડૂતોનાં દુઃખોનું મુશ્કેલીઓનું માત્ર વર્ણન જ નહોતા કરતાં. કિંતુ એનાથી પણ આગળ વધીને-જરા દૂર-ચાલી ગયા હતા: એમણે ગરીબ ખેડૂતોનું કઠીન જીવન સહજ રીતે અપનાવી લીધું અને એ સ્વાભાવિક જીવનમાંથી જ સુખ અને સમાધાનનો ઉપભોગ કરવાની કળા પ્રાપ્ત કરી.

હું એમ માનું છું કે એ દૃષ્ટિબિંદુથી જોતાં નિરુદ્યમી જીવનના કાવ્યમય સંપ્રદાયનું મૂળ ' લોકશાહી ' મનોવૃત્તિને અનુરૂપ છે. વર્ડ્સ્વર્થ કોલરિજ જેવા કવિઓ સૌન્દર્યોપાસનાથી પ્રેરાઈને જરા જેટલું ધન થેલીમાં નાખીને જ્યારે અખિલ યુરોપનો પ્રવાસ કરવા પગે ચાલી નીકળે છે, અથવા લોરેન્સ સ્ટર્ન જેવી વ્યક્તિ એ ભાવનાથી પ્રેરાઈ પ્રવાસ માટે નીકળી પડે છે ત્યારે, એ કાવ્યમય સંપ્રદાયના સ્વરૂપની ઝાંખી થાય છે. એક યુગ એવો હતો જ્યારે પ્રવાસ માટે લક્ષ્મીપતિ બનવાની જરૂર નહોતી પડતી; અને આજે પણ પ્રવાસ એ ધનિકોનો વિલાસ છે એમ માની લેવાની જરા પણ જરૂર નથી. **વિલાસ કરતાં બેકારીમાંથી આનંદ મેળવવો સુલભ છે, ફક્ત તેને માટે રસિક સ્વભાવની જરૂર છે.** સ્વભાવની રસિકતા હોય તો બેકારીમાંથી જ અપૂર્વ આહ્લાદક આનંદનો આસ્વાદ જરૂર લઈ શકાય છે. એ કાવ્યમય જીવન-સંપ્રદાયના ચીની અનુયાયીઓમાં અતિ ઉચ્ચ ભાવનાઓ હતી, અને છે. એમની પાસે ઐહિક ઉપભોગ્ય વસ્તુઓ તો બહુ જ ઓછી હતી, પણ ભાવનાઓનો વૈભવ અતિ વિશાળ હતો.

એ નિરુદ્યોગી-જીવન સંપ્રદાયમાં આંતરિક સમાધાન, નિશ્ચિંત કર્તવ્યશૂન્યવૃત્તિ અને જીવનના ઉપભોગમાં પૂર્ણ અને ગંભીર આનંદનો આસ્વાદ લેવાની પાત્રતાને જ ખાસ મહત્ત્વ અપાતું. એ વૃત્તિથી પ્રેરાઈને જ ' પૂર્વના શિલોચ્ચય નિવાસી સંન્યાસી ' જેવા ચમત્કૃતિ-જનક નામો ત્ઝ.ફુ. સૂ તુંગ પો ઇત્યાદિ કવિઓ અને પંડિતોએ ધારણ કર્યાં હતાં.

નિરુદ્યોગી-જીવનનો આનંદ લૂંટવા પૈસા ખરચવા નથી પડતા. બેકારીનો આનંદ લૂંટવાની કળા ધનિકોએ ખોઈ નાખેલી હોય છે. જેને ધનિક બનવાની ચીડ છે એમનામાં જ આપને એ કળાનાં દર્શન થશે. જેને આત્મિક વૈભવની આવશ્યકતા હોય એણે સાદા જીવનને ચાહવું જોઈએ અને દ્રવ્યસંચય એને અસહ્ય હોવું જોઈએ. જેને જીવનનો આનંદ લૂંટવો જ છે તેને તે હરકોઈ ચાહે તેટલો મળી શકે છે. લાઓત્સે જીવનના શત્રુ હતા એ માન્યતા તદ્દન વાહિયાત છે. મને તો એમ લાગે છે કે ' જીવન બહારું ઘણાનું પ્રતીક ન જ બનવું જોઈએ ' એ તત્ત્વને જાળવવા જેટલી એની ભાવનાઓ કોમળ હતી. એ જ કારણથી, જીવન પરના પ્રેમને વશ થઈ, એણે લૌકિક જીવનનો ત્યાગ કરવાનો ઉપદેશ આપ્યો.

જીવનનું વાસ્તવિક સ્વરૂપ એક સ્વપ્ન જેવું છે. જીવનમાં કાવ્યમય શોકનું પણ સંમિશ્રણ કરવામાં આવ્યું છે. નવાઈની વાત તો એ છે કે ' આપણે બધા જ મર્ત્ય છીએ ' એ શોકમય અવસ્થા જાણ્યા પછી, ચીની વિદ્વાનોની આનંદોપભોગ વૃત્તિ હતી તેનાથી પણ વધીને પ્રબળતર થઈ ગઈ. એનું પણ એક કારણ છે. ચીનીઓ માને છે કે જો આ ઐહિક મર્ત્ય જીવન જ જીવવાનું હોય તો પછી જ્યાં સુધી તે જીવંત હોય ત્યાં સુધી તેનો બને તેટલો ઉપભોગ કરી જ લેવો જોઈએ. ' આ ઐહિક જીવન જ અમારું સ્વર્ગ છે, ' મારું એ કહેવાનું જો બધા માન્ય રાખે તો એને સ્વર્ગ બનાવવાનો પણ અધિક પ્રયત્ન કરવામાં આવે, એ જ. સર આર્થર કીથનું કહેવું છે, અને ચીની જનતાની વૃત્તિ છે. સૂ તુંગ પો કહે છે, ' કોઈ સુંદર સ્વપ્નની સમાપ્તિ પછી એનો કોઈ અવશેષ પણ રહેતો નથી. તેમ

જીવનના અંતકાળ પછી એનો પણ કોઈ અવશેષ રહેતા નથી. જીવન ક્ષણભંગુર છે એ શોકમય ઘટના—હકીકત દરેક ચીની કવિ અને વિદ્વાનના હૃદયમાં હરહંમેશ, સુખમાં કે દુઃખમાં, કોતરાયેલી જ રહે છે. પૃથ્વીપટ પર આચ્છાદિત ચારો અને ખીલી રહેતાં નયનમનોહર સુગંધિત પુષ્પો ઉપર વ્યોમમાં પ્રતિષ્ઠિત થયેલા પૂર્ણચંદ્રનો ઉપભોગ કરતી વેળાએ પણ ' આ ચંદ્રમા સદૈવ આવો જ સંપૂર્ણ સોળે કળાવાન નહીં રહે, કે નહીં આ પુષ્પો હમેશાં આમ ખીલેલાં પ્રફુલ્લિત રહેશે ' એવા શબ્દોમાં જ એ પોતાની શોકમય ભાવનાઓ વ્યક્ત કરે છે.

' અમારું જીવન શાંત છે '—એ ભાવનાથી પ્રાપ્ત થતો એક અત્યંત સુંદર આનંદ પાશ્ચાત્ય જનતાએ ગુમાવી દીધો છે. પાશ્ચાત્ય જીવનતત્ત્વજ્ઞાનમાં પરલોકમાંની જૂની કલ્પના ઓમાં મૂકવામાં આવેલો વિશ્વાસ હમેશાં ઝાંખો દેખાય છે. આ ઐહિક જીવનનો સંપૂર્ણ સ્વૈરતાપૂર્વક ઉપભોગ કરવામાં એ પરલોકમાંનો વિશ્વાસ આડખીલી રૂપ નીવડયો છે. ' આપણા વિનાશમાં વિશ્વાસ ', ' આપણે બધા જ એક દિવસ નિરાકારમાં વિલીન થઈ જઈશું, ' 'દીપકની જ્યોતની જેમ આપણી પ્રાણજ્યોતિ પણ બુઝાઈ જવાની છે ' એ શ્રદ્ધા વાસ્તવિક રીતે તો અત્યંત પ્રશંસનીય અને સુંદર છે, એમ મને તો લાગે છે. એ શ્રદ્ધાના બળ પર જ આપણે ઉન્મત્ત નથી બનતા. આપણને કંઈક શોકનો પણ અનુભવ થાય છે. કેટલાકને તો એ ભાવનાથી કવિતા સ્ફૂરે છે. એનાથી પણ વિશેષ તો એ છે કે આપણે બુદ્ધિપૂર્વક–સત્યનિષ્ઠાથી આપણી મર્યાદાઓનો અનુભવ કરીએ છીએ અને આપણા જીવનનો માર્ગ નક્કી કરીએ છીએ અને તદનુસાર વિહાર કરીએ છીએ, અને એથી જ આપણને આધ્યાત્મિક શાંતિ પ્રાપ્ત થાય છે, કેમકે જેને ભોગવવાની આપણને તૃષા હોય છે એ ભોગવવાથી જ આપણને સાંત્વન પ્રાપ્ત થાય છે. માનસશાસ્ત્રથી તોલીને પણ એ સાબિત થઈ શકે કે એ શ્રદ્ધાથી જ આપણું સામર્થ્ય દ્વિગુણિત વૃદ્ધિ પામે છે, એમ મારું માનવું છે.

ચીની જનતાની દૃષ્ટિમાં જીવન વાસ્તવિક રીતે સ્વપ્ન અથવા સુખદુઃખ મિશ્રિત નાટક છે. શેક્સપીઅર અને બીજા અનેક પાશ્ચાત્ય અને પૂર્વના લેખકોના કથનાનુસાર આપણે બધા એક નાટકના પાત્રો છીએ. જ્યારે આપણે ખેલની અંદર આપણો પાઠ ભજવવાનો જ છે, ત્યારે આપણું એ કર્તવ્ય થઈ પડે છે કે આપણે આપણો અભિનય સંપૂર્ણ શક્તિથી પરિણામકારક સફળતાપૂર્વક કરવો જોઈએ.

અમરત્વની કલ્પના જો છોડી દેવામાં આવે તો જીવનનો સિદ્ધાંત બિલકુલ સરળતમ બની જાય છે. દરેક ઇન્સાને આ ભૂલોકમાં મર્યાદિત આયુષ્ય વિતાવવાનું છે. સિત્તેર વર્ષથી વિશેષ જીવન કવચિત જ પ્રાપ્ત થાય છે, તો પછી એ વખતમાં આપણે વ્યવસાય શાંતિપૂર્વક કરી શકીએ છીએ, સારી પેઠે કષ્ટ પણ સહન કરી શકીએ છીએ, તથા આવી પડેલી પરિસ્થિતિમાં સુખપૂર્વક જીવી પણ શકીએ છીએ. આ પ્રમાણે આપણે જીવનની વ્યવસ્થા કરવી જ પડશે, એ જ કનફ્યૂશિયસની વિચારમાળા છે.

' તો શું આપણે ભૂતવાદી છીએ ? ' એ પ્રશ્નનો ઉત્તર ચીની સહજમાં જ નહીં આપી શકે. એનું કારણ એ છે કે એનો આધ્યાત્મવાદ એક પ્રકારના ઐહિક અને લૌકિક અસ્તિત્વની સપાટી પર સ્થાપેલો હોવાથી એ દેહ અને આત્માની વચ્ચે ભિન્નતા નથી

જોઈ શકતો. અસગત્ત એ લૌકિક સુખને પ્રિછે છે અને ચાહે છે, પરંતુ લૌકિક સુખ ઇન્દ્રિયગમ્ય હોય છે. દેહ અને આત્મામાં જે ભેદ છે તે તો મનુષ્યે બુદ્ધિથી ઉત્પન્ન કર્યો છે, પરંતુ બન્નેનો માર્ગ ઇન્દ્રિય દ્વારા જ છે. સંગીત એ આપણી અત્યંત આધ્યાત્મિક કળા છે, પણ એનો પણ આધાર શ્રવણેંદ્રિય ઉપર છે. આપણે જે સ્ત્રી સાથે પ્રેમ કરીએ છીએ તેના દેહ અને આત્મામાં ભિન્નતા કલ્પવી એ આપણે માટે લગભગ અશક્યવત્ જ છે. જે સ્ત્રી ઉપર આપણે પ્રેમ કરીએ છીએ તે પ્રેમ, ભૂમિતિની રેખાઓ જેમ માપથી પરિમાણ થયેલી આકૃતિ પર આધાર રાખે છે, તેવી રીતે સ્ત્રીની મુખાકૃતિ પર આધાર નથી રાખતો, આધાર રાખે છે એના વ્યાપાર પર-નેત્રકટાક્ષ પર—તેના હાસ્યથી વ્યક્ત થતી ભાવનાઓ પર. પરંતુ સ્ત્રીના કટાક્ષ તથા હાસ્ય એ બન્ને વસ્તુઓ લૌકિક છે કે આધ્યાત્મિક, એ પ્રશ્નનો ઉત્તર કોઈ નહીં આપી શકે. જીવનની તથા દૃષ્ટિની એ વાસ્તવવાદી તથા આધ્યાત્મવાદી બન્ને દૃષ્ટિઓ ચીની માનવધર્મથી તથા પ્રચલિત ચીની આચાર વિચારોથી દરરોજ વૃદ્ધિ પામતી જાય છે. સત્યદર્શન એ ચીની તત્ત્વજ્ઞાનનો વિષય નથી, જીવન-દર્શન એનો વિષય છે, એ કહેવું પડશે. 'હું જીવતો કેવી રીતે રહી શકીશ?' એ જ એક સનાતન પ્રશ્ન ચીની તત્ત્વવેત્તા પોતાની જાતને પૂછ્યા કરે છે. તથા પ્રત્યક્ષ જીવનને બુદ્ધિથી નિયંત્રિત કરી, બુદ્ધિથી ઉત્પન્ન થયેલો નવો તાત્ત્વિક પ્રશ્ન વળી એક વધારેનો એ ધકેલી દે છે. પશ્ચિમનું તત્ત્વજ્ઞાન તદ્દન નિષ્ફળ તથા બેકાર છે એમ એ માને છે. જેમ કોઈ પુરુષ કોઈ સ્ત્રીની આરાધના કરે પરંતુ તેની સાથે વિવાહ ન કરે, ન સંતાન-પ્રાપ્તિની ઇચ્છા કરે, તેવી રીતે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞ, જ્ઞાનની પ્રાપ્તિ કઈ રીતે થશે? મનુષ્યને સત્યજ્ઞાનનો લાભ થશે કે નહીં? ઇત્યાદિ પ્રશ્નોમાં જ મગ્ન રહે છે; પરંતુ એ પ્રત્યક્ષ જીવનનું દર્શન કરવાનું તો ભૂલી જ જાય છે. એનું એ કાર્ય સેના એકત્રિત કરી, એને તાલીમ આપી કેળવવી, પણ કદી યુદ્ધમાં ન મોકલવા જેવું નિરર્થક છે. જર્મનીનો તત્ત્વજ્ઞાની સૌથી વિશેષ નિરર્થક છે. એ સત્યની આરાધના કરશે, કિંતુ તેના ઉપભોગનો તો કદી વિચાર પણ નહીં કરે.

ચીની જનતામાં નિરુદ્યોગી મનોધારાના સતત પ્રવાહથી તાઓના તત્ત્વજ્ઞાનનો, એક વિશેષ સિદ્ધાંત પણ કારણભૂત બન્યો છે. તે એ છે કે આ જગતમાં દુર્દૈવ તથા સંકટ જેવી કોઈ ચીજ જ નથી. આ તત્ત્વજ્ઞાનના પ્રચારના ઉદ્દેશથી તાઓ સંપ્રદાયના તત્ત્વજ્ઞાની બેસી એક પ્રસિદ્ધ વાર્તા કહે છેઃ

'એક પહાડી કિલ્લામાં એક બુઢ્ઢો તથા તેનો એક બાળક બન્ને રહેતા હતા. એક દિવસ એ બુઢ્ઢાનો ઘોડો ખોવાઈ ગયો. એના એ દુર્દૈવ પ્રતિ સહાનુભૂતિ વ્યક્ત કરી વૃત્તિનું સમાધાન કરાવવા એના પડોશી એને ઘેર આવ્યા. ત્યારે પેલો બુઢ્ઢો એને કહ્યું કેઃ "ઘોડો ખોવાઈ ગયો એ મારું દુર્દૈવ છે એ તમે કેવી રીતે જાણ્યું?" કેટલાક દિવસ પસાર થયા બાદ પેલો ઘોડો વળી પાછો બીજા કેટલાક જંગલી ઘોડા સાથે પાછો આવ્યો, અને બુઢ્ઢાને વધારેના ઘોડા મળ્યા. એ સૌભાગ્ય માટે જ્યારે એનો પડોશી અભિનંદન આપવા આવ્યો ત્યારે બુઢ્ઢાએ કહ્યુંઃ "એ મારું સૌભાગ્ય છે એ તમે કેવી રીતે જાણ્યું?" એને ત્યાં ઘણા ઘોડા થઈ ગયા એટલે એના પુત્રને ઘોડેસવારીનો શોખ લાગ્યો અને પરિણામે એક દિવસ ઘોડા પરથી એ પડી ગયો અને એક પગ ભાંગ્યો. ફરી પડોશી એને

સાંત્વન આપવા આવ્યો ત્યારે એણે ફરી પૂછ્યું કે, "આ પણ મારું દુર્દૈવ છે, એ તમે કેવી રીતે જાણ્યું ?" પછીના વર્ષે એક યુદ્ધ શરૂ થયું, પરંતુ એના છોકરાનો પગ તૂટેલો હોવાથી એને યુદ્ધમાં ન જવું પડ્યું !'

આ તત્ત્વજ્ઞાન પર વિશ્વાસ બેસવાથી મનુષ્ય દુર્ભાગ્યના આઘાતોથી વિચલિત નથી થતો. દરેક બાબત, બીજાની કારણભૂત પહેલી અને પહેલાની કારણભૂત બીજી થાય છે. અને તેથી આઘાત એ આઘાત હોતો નથી એવી એને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. યશની એને વાસના નથી રહેતી, કારણ યશની આશા રાખવાથી હૃદયમાં અપયશનો ભય પોષવો પડે છે. તાઓ સંપ્રદાયના સૌથી મોટામાં મોટા વિદ્વાન તત્ત્વજ્ઞાની ચૌગત્સે કહે છે કે 'જનતાની બહુ સેવા ન કરો, લોકોનું વધારે કામ ન કરો, જનતામાં વિશેષ લોકપ્રિયતા પણ સંપાદન ન કરો; સૂવર જો પુષ્કળ હૃષ્ટપુષ્ટ થઇ જાય છે તો તેને મારવો પડે છે. યજ્ઞમાં એનું બલિદાન અર્પવામાં આવે છે. એવી જ રીતે પક્ષીઓની સુંદર પાંખોને લીધે શિકારી એને મારે છે.' આ સમગ્ર તત્ત્વજ્ઞાનનું અપરિહાર્ય પરિણામ એ છે કે લોક પૂછવા માંડે છે કે 'તો પછી અમે બેકાર શા માટે ન રહીએ ?'

કંઇ પણ બને અને 'તેમાં મારે શું !' એ શબ્દ જે મનુષ્ય ઉચ્ચારી શકે તેને કોઇ પણ પ્રકારની ફિકર કરવાની જરૂર પડતી નથી. આ તત્ત્વજ્ઞાનને વળગી રહેનાર ચીની લોકોથી અમેરિકન લોકો ઠીક વિરુદ્ધ મનોવૃત્તિ ધરાવે છે. આત્મા, ભૌતિક ઇંદ્રિયોનું અનસરણ કરે, એ સંસારી જીવનને શું એટલું બધું મહત્ત્વ દઇ શકાય છે ? બેકારીની આધ્યાત્મિક ઉચ્ચતમ તાત્ત્વિક દૃષ્ટિથી એમ કરવાનું નિષિદ્ધ છે. એક દિવસ અમેરિકન મનોવિજ્ઞાનનું પ્રવર્તક માસિક મેં વાંચ્યું એમાં લખ્યું હતુંઃ 'દરેક હકીકત લગભગ ચોક્કસ જ પુરવાર થઇ હોય, પરંતુ એટલાથી જ એ પરિપૂર્ણ નથી બનતી. એને ચારે બાજુથી ચકાસીને સોએ સો ટકા નક્કી પુરવાર કરીને જ મત બાંધવો જોઇએ.' અમેરિકનોની આ મનોવૃત્તિ ચીનાઓને ગ્રામ્ય લાગે છે. કોઈ પણ હકીકત લગભગ પુરવાર થયા પછી પણ અમેરિકન લોકો એને ચૂંથી નાખી, 'એ કેવું હશે, શું કરશે !' એવા હજાર પ્રશ્નોનું ચિંતન કર્યા કરશે, પરંતુ ચીની માનસ એક વસ્તુ એક વાર લગભગ નક્કી પુરવાર થાય, એટલે એટલેથી જ સમાધાન અનુભવે છે.

અમેરિકન સંપાદક માસિકમાં જરા સરખી પણ ભૂલ ન રહે તેની ખૂબ ચીવટ રાખશે. ચીની સંપાદક તો એમનાથીય કંઇ શક્તિશાળી વિદ્વાન હોય છે, પરંતુ એ કહેશે, 'થોડીક ભૂલો શોધી કાઢવાનું વાચકોને પણ સમાધાન મળવું જોઇએ.' એટલું જ નહીં બલ્કે ચીની માસિકોમાં તો કેટલીક વાર અનુક્રમણિકા પણ અધૂરી રહી જાય છે અને જનતા પણ તેને સહજ રીતે ભૂલી જાય છે. અમેરિકામાં જો આ દુર્ઘટના બને તો તો સંપાદક મહોદય ઉપર પહાડ જ તૂટી પડે. પરંતુ ચીનમાં એને લીધે કોઇનાય પેટમાં પાણી નહીં હાલે. ઊલટા કહેશે, 'આખરે થયુંય શું ! નુકસાન પણ શું થયું ?' અમેરિકન એન્જી-નિયર કોઈ પુલ બાંધવાનો આરંભ કરશે તો બન્ને કિનારેથી એવી ચોકસાઇથી માપ લઇને શરૂ કરશે કે જ્યારે બન્ને ભાગ મળે ત્યારે તેમાં પા ઇંચનો પણ તફાવત નહીં પડે. પરંતુ, જો કોઈ ચીની પહાડમાં 'ટનલ' ખોદવા નીકળશે તો બન્ને બાજુથી ખોદનારા એકબીજાથી

એવા દૂર નીકળી જશે કે એકને બદલે બે 'ટનલ' આપોઆપ જ બની જશે. આટલું થયા છતાં પણ કંઈ ખાસ અફસોસ કરવા જેવું બન્યું નથી એવું એને લાગશે. એ તો કહેશે, 'ગમે તેમ કરીને "ટનલ" જ બનાવવાની હતી ને ! એમાં શું ખોટું થયું ? એકને બદલે બે ઉપયોગમાં આવશે ! ગાડી તો ગમે ત્યાંથી નીકળશે જ ને, પછી શું !'

આજના આધુનિક ઔદ્યોગિક જીવન તરફ દૃષ્ટિપાત કરીએ છીએ ત્યારે લાગે છે કે હવે એ ઉદાત્ત, વૈભવશાળી નિરુદ્યોગી-વૃત્તિ ભવિષ્યમાં લાંબો વખત નહીં ટકી શકે. ઘડિયાળના ટક-ટકની સાથે પસાર થઈ રહેલા સમયની કલ્પના આપણા ઉપર લાદવામાં આવી છે, અને પરિણામે મનુષ્ય પોતે જ ઘડિયાળના જેવો નિર્જીવ યંત્રવત્ બની રહ્યો છે. ચીનની પણ એ અવસ્થા અપરિહાર્ય બની ગઈ છે. વીસ હજાર કામદારોથી ચાલતા મિલનો જ ખ્યાલ કરોને. પ્રત્યેક મજૂર જો પોતાની મરજી મુજબ આવે ને જાય તો એક ભયાનક દૃશ્ય ઊભું થઈ જાય. હવે ચીનની બંસી નહીં વાગી શકે. પરંતુ એથી અમારું જીવન અત્યંત કષ્ટમય બની રહ્યું છે. સમયના બંધનથી ચારે બાજુથી જકડાઈને પ્રત્યેક મનુષ્યને પાઠશાળાના કાર્યક્રમ પ્રમાણે 'ટાઈમ ટુ ટાઈમ' જીવવું અસહ્ય લાગે છે.

અમેરિકન પ્રજામાં કાર્ય કરતા રહેવાની વૃત્તિ અતિ તીવ્ર છે. એ પોતાની કૃતિને જ અત્યંત મહત્ત્વ અર્પી રહ્યા છે, એનું એ કારણ છે કે તે નવરા જ નથી રહી શકતા. જેમ કોઈ કલા-કૃતિમાં સૌંદર્યને પ્રધાનતા અર્પવામાં આવે છે, તેમ અમારા જીવનમાં શીલ પ્રધાનપદે આવશ્યક રીતે હોવું જોઈએ, અને એને માટે આપણે પ્રયત્નશીલ બનવું જોઈએ. શીલ એવી કોઈ ચીજ નથી કે જે એક રાતમાં જ તાત્કાળ સાધી શકાય. જેમ તાજગીદાયક આસવ બનાવવા એને લાંબો સમય સુધી બંધ રાખી મૂકવો જોઈએ, તેમ શીલપ્રાપ્તિ અર્થે પણ સમય વ્યતીત કરવો જોઈએ. અમેરિકન વૃદ્ધ મનુષ્ય જ્યારે પોતાનું સ્વમાન સાચવવા અને દુનિયા પાસેથી વાહવાહ લૂંટવા માટે મહેનત કરવા નીકળી પડે છે ત્યારે એ ચીની દૃષ્ટિએ એકદમ હાસ્યાસ્પદ થઈ પડે છે. 'આપણે વિશેષ ગુણસંપન્ન છે' એટલામાં જ આપણે કેમ સમાધાન ન માની લઈએ ! એણે વળી કામ કરવાની આવશ્યકતા જ શું કામ હોવી જોઈએ ! પ્રૌઢ વ્યક્તિમાં જો બેકારીની કળા ન હોય તો એ એક ખામી છે. જો વૃદ્ધ બેકારીની કળામાં સંપન્ન નહિ હોય તો તે માનવ પ્રકૃતિનો એક મહાન અપરાધી ગણાવો જોઈએ.

શીલની અનુભવસંપત્તિ ખૂબ વિશેષ છે. નિત્ય એમાં અનુભવનો અંતર્ભાવ પ્રાપ્ત થાય છે, તેથી કરીને શીલની પ્રગતિ માટે ઘણો સમયની જરૂરિયાત રહે છે. મનુષ્યનું શીલ એની મુખાકૃતિ પરની સુંદર રેખાઓમાં જ પ્રતિબિંબિત થઈ રહેલું હોય છે, અને એ રેખાઓની સ્પષ્ટતા માટે પ્રૌઢ અવસ્થાની ખાસ જરૂર છે. આમ શીલસંવર્ધન માટે સમયની આવશ્યકતા અનિવાર્ય બની રહે છે. જે જગતમાં પ્રત્યેક ચીજ કે મિના ઘડીના છઠ્ઠા ભાગમાં 'આઉટ ઑફ ડેટ' બનીને ફેંકાઈ જાય છે—જે જગતમાં મોટર એક જ વર્ષમાં 'જરી પુરાણી બની ગઈ છે' એ ખ્યાલથી એને વેચીને નવી ઢબની મોટર ખરીદવાની નિત્ય અભિલાષા ઉત્પન્ન થાય છે, ત્યાં શીલપ્રાપ્તિ લગભગ અશક્યવત્ જ થઈ પડે છે. આપણી કૃતિ એ આપણું જ પ્રતિબિંબિત ધરાવે છે. ૧૯૩૭ના જીવન પરની મરોડ ૧૯૩૮માં ટકી નહીં

શકે, એટલે જીવન પર ૧૯૩૮ની નવી મહોર લાગી જશે. પરિણામ એ આવશે કે એમાં કોઈ જ વસ્તુ શાશ્વત નહીં રહી શકે. પુરાણાં મંદિરો, ચાંદીની પુરાણી ચીજો, પુરાણા ગ્રંથો આપણે પસંદ કરીએ છીએ, કિંતુ વૃદ્ધ મનુષ્યનું સૌંદર્ય પારખવાની આપણી શક્તિ નષ્ટ પામી ચૂકી છે, આપણે એ ભૂલી જ ગયા છીએ. આપણામાં પરિણત સૌંદર્યની અભિવૃદ્ધિ અતિ આવશ્યક છે, કારણ કે મારું એ માનવું છે કે કાળક્રમે જ સૌંદર્યપ્રાપ્તિ થાય છે.

કોઈ કોઈ વાર હું અમેરિકન ભવિષ્યનું સુરમ્ય સ્વપ્ન જોઈ રહું છું. કોઈ કોઈ વાર ભાસ છે કે જાણે અમેરિકાના તમામ જાહોજલાલીથી સમૃદ્ધ શહેરોનો કોલાહલ બંધ થઈ ગયો છે, ગડબડ કરનારો અમેરિકન નાગરિક ચીની વ્યક્તિની જેમ એકદમ શાંત બની ગયો છે. અમેરિકન સભ્ય ગૃહસ્થ ચીની ઝભ્ભો અને પગમાં જોડા પહેરીને ધીમેધીમે ચાલી રહ્યો છે. ગાડીવાળો ગાડીને ધીમી ધીમી હાંકી રહ્યો છે. ચોકમાં ઊભો રહેનારો પોલીસ એની સાથે સુખ-દુઃખની વાતો કરી રહ્યો છે. ગાડીવાળા રસ્તામાં જ ગાડીઓને ઊભી રાખીને ઝઘડી રહ્યા છે, કયાં તો પોતપોતાની સુખદુઃખની વાતો કરી રહ્યા છે. દુકાનદાર દુકાનની સામે દાતણ કરતો કરતો પોતાના પાડોશી સાથે અંદર અંદર વાતચીત પણ કરી રહ્યો છે. એક તરફ પોતાની ધૂનમાં ને ધૂનમાં જ મસ્ત એવો પંડિત બગલમાં એક ચોપડો દબાવીને આસાનીથી જોઈ રહ્યો છે. હોટલોમાં પણ એમ જ ચાલી રહ્યું છે. કોઈ હોટલમાં લોકો જશે તો બસ કલાકો સુધી વાતો જ કર્યા કરશે. એક પ્યાલો નારંગીનો રસ પીતાં સહજમાં અડધો કલાક કાઢી નાખશે. શરાબ પણ એકદમ નહીં પીતાં, ધીમે ધીમે એક એક ઘૂંટડો, ધીંગામસ્તી કરતાં કરતાં પીતા હશે. રુગ્ણાલયની ભરતી પણ બંધ થઈ ગઈ છે, અને સ્મશાનશાંતિ પણ અલોપ થઈ ગઈ છે. આગબંબા પણ ધીમે ધીમે જઈ રહ્યા છે, અને તેના પર બેઠેલા લોકો પણ અંદર અંદર વાદવિવાદમાં ઊતરી પડ્યા છે.

પણ મને એક વાતનું દુઃખ થઈ રહ્યું છે કે અમેરિકન શહેરમાં આવા સ્વર્ગનું કદી પણ દર્શન નહીં થાય. *

卐

* *The Imporance of Loafing*નો અનુવાદ.

# વિપ્રયોગ

ઉમેશ કવિ

હતી જે જુગ જુગથી જળવાઈ રહેલી
ભવભવથી સિંચાઇ
        સુપ્ત સંચિત સમી
પરમ એ પ્રીત : ઉભયના ઉરે
        પ્રકટ થઇ
        અલખ પાકતાં. અહા !
  ધન્ય કો પળે
  પુણ્યને ફળે, કૃપા તવ ?
(કે) સુકૃત પૂરવ ભવે ?
  ધન્ય કૃતકૃત્ય થઈ અવતરે
  જીવનની સાર્થકતા નીતરે.

૨

અહો ! જ્યમ સૂર્ય વાદળાં હટયે
પ્રકાશી રહે, દિશાઓ ભરે
        વાયરા વહ્યે,
        ભર્ગ સંચરે
ખસ્યાં ત્યમ કર ને પટ અંતરે
        પરિચય થયે
        જોડિયાં જડયે
        હૃદય ઉઘાડયે
ઉભય ઉર 'એક' બની વીહરે.

૩

ત્યાં રે હતો અધૂરો હજી
  યોગ, નવઉપાસકોનો ખરે
  ચાહ જ્યાં મળ્યા
  જ્ઞાનથી ભળ્યાં
  પ્રીત . પરજળ્યાં
સુકૃત થઈ ફરે, વિધિ આચરે, મંત્ર ઉચ્ચરે
અને જ્યાં સકળ વિશ્વ લય થઇ
  પ્રેમની, પરમ સમાધિ ધરે
  અમૃતે ઝરે
  સહજ તવ સ્નેહથીજ કૈં ફરે
  અનિર્વચનીય નંદસુર ભરે
  દૈન્ય જીવનનું જ્યાં કંઈ હરે.

૪

ત્યહીં હર્યું શું ! કહે ! ભીટાવી મિલન,
વિયોગે ભરે, પ્રભુ ! તવ ચિર કરુણાને સ્થાને,
  મહત પ્રભુતા પાવનકારી
  પ્રેમ તણી એ પીછાનવાને
        તાપે શો ? એને સ્થાને આવરે
દૃષ્ટિને દરિદ્ર સ્મૃતિને ધરે
દિવ્યચક્ષુ દઈ, તરત આંચકી લઇ
  સ્વપ્નદૃશ્ય શું બધું કરી, રે !
    પાછું કાં પરહરે.

૫

ભલે, હો એમ થાવ ! એ મહીંય
તાહરો શુભ સંકેત જ હશે.
રહો સદા શ્રદ્ધા
જે હાથે, મંગળ પ્રેમતણું જે આપે
રાખે અજાણ્યું, અહીક, ઊંડાં
        એમ જ ભેળાં કરે
કાળસ્થળ અંતર પાડે પણ
        જગઓળે જાળવે
દેહ દૂર રાખી જગનાયક
        મનથી તો મેળવે.

# સૉનેટ—સપ્તક

જયંતીલાલ આચાર્ય

## ૧

### અજંપો

સખે, તરવરાટ થાય અણુએ અણુએ નવો !
પળે પળ નવા થતા જગતને ઊંડા અંતરે
નિગાળી રસ પી બનું પ્રતિમુહૂર્ત હું યે નવો !
ન જીર્ણ કંઈ આ જગે, નવ બને પુરાણું કંઈ;
બધું સતત ખીલતું અકળ કોઇ આકર્ષણે.
પુરાતન ખરી પડો નૂતન પ્રાણની હાકલે,
છુપું બીજ ફૂળે ફૂલે પરિણમો અખંડો ક્રમે;—
લઈ રસ ભૂમિ તણો જીવનવૃક્ષ ફાલો બધે
પ્રકાશ પવને પ્રફુલ્લિત; સમુલ્લસે આભ જ્યાં,—
બધાં, ધ્વનિ સુગંધ દૃશ્ય રસસ્વાદ સ્પર્શો બને,
મનોહર મધુર માદક મીઠા મૃદુ, માનવે—
કૃતાર્થ હૃદમાં નહિ, અનહદે વિકસી રહે.
ખરેખર બધું અહીં ઉછળતું હિસે પ્રાણમાં,
વહ્યું સકળ જાય નિત્ય બનતું નવું ભાવમાં.

## ૨

### પ્રસવ વેદના

તપી તપી થઈ ધરા પ્રખર તાપથી વિહ્વળા,
ગયો રસ સુકાઈ, પ્રાણભર ઊઠતી વેદના;
વનસ્પતિ પશુ વિહંગમ અને બધાં માનવી
તૃષાર્ત નયને જુવે ગગનમાં રસાતુર થઈ;
વરાળ સહુ વેદનાતણી ચઢી ગઈ આભમાં
અને ગગનગર્ભમાં ઘનઘટા બન્યાં વાદળો
ચઢયાં; સજલ ભારથી લદબદી ઘટાટોપ શાં
સરે સહજ મંદમંદ; ગગડે નિશાનો ઘણાં,
લસે ચપલ વીજળી દિગદિગંત ઝળાળતી.
ઋતુ ગઈ ફરી ! પ્રસાદ બનતા હરે વાયરા
સુશીતલ ફૂંકાય; પૃથ્વીઉરમાં ઊઠે હર્ષના
પુકાર; વરસાદ ત્યાં તૂટી પડયે, શમી વેદના.
અમીસમ સુગંધ માદક અહા, સમુલ્લાસની
ઊઠે; અવની સિંચને રસતણા ધરે તાજગી.

## ૩

## સખે !

સખે, અસીમ આભમાં જીવનપુષ્પ ઉછેરજે,
લઈ નિજભૂમિ તણી સુરભ, પ્રાણવાયુ ભરી
અમીરસ થકી સિંચી અલખ બીજ ગૂહાંતરે,
ફૂટી નીકળજે બહાર જગફલકે, સૂર્યના
પ્રકાશતણી હૂંફથી પ્રતિદિને વિકસી રહી,
શશી શિતલ શર્વરી નિજ સુગંધ રેડે ભરી,
રસાળ કરજે વિશાળ જગને અખંડોદ્‌ગમે
મહાજીવનમાં,—જ્યહાં સહજ નિત્ય આનંદમાં
ખીલે સકળ વિશ્વ આ અકળ કોઈ કાનૂનથી;
ખીલે, વળી ખરે, ખીલે, ક્રમ સદાય ચાલ્યાં કરે—
જ્યહાં સતત છે વિકાસ, નવ કુંપતું કાંઈએ;
જ્યહાં જનમ મૃત્યુ છે પગથિયાં મહાપંથનાં.
ખીલો જીવનનાં દળો સુરભ નિત્ય મ્હેકાવતાં;
કરો જગતને મધુમય પીયૂષ રેલાવતાં.

## ૪

## ભ્રમણ તૃષ્ણા

સખે, સ્વપ્નો આવે દિનભર જવા જંગલભણી;—
જ્યહાં શૃંગો ઊંચાં ગિરિવરતણાં ધૂમસ ગહી
રહે ઘેરાયેલાં, સતત ઝરણાં ઝરમર વહી
રહ્યાં ઝ્હાડોમાંથી, પશુસમ પ્રજા અક્ષરતણી
મઢૂલી બાંધીને નિજ જીવનનો ભાર વહતી.
'અવા નૌકા છોડી નીકળી પડવું દૂર ભ્રમણે
ઊંડા અબ્ધિ પૂંઠી અવનવ પ્રદેશો ભમીભમી,
પ્રજાઓ નિહાળી જગતભરની, સાર્થક થવું!
પરંતુ જ્યારે એ સ્વપનમય યાત્રા કરી રહી
વળું પાછો, ત્યારે નિજ ભૂમિતણી હાંક સુણત.
બનું ઘેલોઘેલો; સુજ હૃદયના તાર ઝણણી
ઉઠે કો' રાગિણી, ભીષણ સુરનું તાંડવ રચી
જગાડે સૂતેલા અલસભર નિદ્રાધીન સુતો
ભૂમિમૈયા કહો, યુગ સરજવા પ્રાણબળથી.

## ૫

### શોધ

ઝંઝાવાતે મરુપથ તણા, ગહ્વરે કો ગિરિના,
કાંટાળા કો ગહન વનમાં, અબ્ધિના વા ઊંડાણે,
કુંજેકુંજે, જનગણતણા શોરમાં, વા અનંતે
આકાશે કો ગ્રહભવનમાં, ઢૂંઢતો ચિહ્ન તારાં,
ચાલ્યો ચાલ્યો સતત પથપે. કૈં મળ્યાં લોક ન્યારાં,
તારે નામે ધનિક બનતાં, ભોગ તારી પુકારી
પેટ પોતે ભરંતાં!
ને સૌ બેઠા નિજ નિજ તણા ચિત્તના સત્ય માની
તારે નામે કલહ કરતાં; માનવી માનવીની
સ્થાયી ભિત્તિ અલગ બનતાં નામ તારું લઈને!
બુદ્ધિ કેરી ગુંચવી ગુંથતી જાળ પોતે રચીને
તારે ઓથે જીવન ઘડતાં, માનતાં ના છતાં તે!
આવ્યો અંતે શ્રમિત થઈને ઘેર, ત્યાં ઓરડામાં
પેઠો, તેનાં પુનિત પગલાં ધૂળમાં સ્પષ્ટ ભાળ્યાં!

## ૬

### ઉપાય નહિ કો સખે?

અરે, ભારતભોમ આ! મુજ અનાથ માતૃભૂમિ!
જ્યહાં ટળવળે ભૂખીભર અનાજ કાજે જનો!
ન વસ્ત્ર પુરતાં મળે! ઉડી ગયું બધું સત્વ ક્યાં?
ન પૌરુષ જણાય આર્ય, પર જે હતું દંડથી!
ન શીલવતી અંગના ભભૂકતી તપસ્યાન લે!
ગયું સતત પોષતું પુનિત વ્હેણ બ્રાહ્મણ્યનું
સુકાઈ? થઈ ભાવના મૃગસલિલ શી ક્ષાત્રની?
ઉદાર અભિજાત કુંકુમલલાટ વાણિજ્યશ્રી
થઈ પતિત લોભમાં, અરર, હીન કાર્પણ્યમાં?
જણાય સહુ હીણું જીર્ણું અતિક્ષુદ્ર શૂદ્રત્વમાં,
ભરે ઉદર ભીખીને કપટજાળ કૈં કૈં રચી?
ભિખારી ઠગ અન્યવેષ ધરીને ભમે ગામમાં!
ઉપાય નહિ કો સખે, પ્રગટવા તણો શૌર્યને,
અસીમસમ મતે પરાયણ અનન્ત ઔદાર્યને?

૭

## દીપાવલિ જગાવ

સહુ નવ જગાય જાય! ઊભરાય કૈં કૈં બલા
સુતેલ વર્ષો થકી નિજ અલક્ષ્ય અભ્યન્તરે!
હતું ખડખડાટ જોઇ મુજ ચિત્તચાંચલ્યને,—
જ્યહાં પટ પરે કદીક ધરી સ્વાંગ સાત્વિકનો
કરે અતિવિનમ્ર ભાવમય નૃત્ય ચી વૃત્તિઓ;
અને પળ બીજી થતાં નવ થતાં પિશાચીલીલા
મચે, હલમલાવી ચિત્તપટને, બવાઈ સમી!

કળાય નહિ ક્યાંયે અંતરતણુંય ઊંડાણુમાં
સ્વરૂપ અસલી! બધું દિવસરાત ભૂતાવળે!
છતાંય પરખાય ચાંત પળ કોકમાં જ્યોતની
શિખા સળવળી રહેલ! ઉરમાં અગે જોમ ત્યાં
ફના થઈ જવા, બળી ભસમ થૈ જવા, હે સખે!
સુણાવ તુજ અગ્નિરાગ ઘનઘોર મંદ્રસ્વરે,
દીપાવલિ જગાવ ચિન્મય છૂપેલ સૌએ સ્તરે!

卐

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક : ૪૫. પોષ : ૨૦૦૪ અંક ૩

## જિજીવિષા

'રંજનમ્'

દીઠી એક મેં કિશોરી
પદ્મપાંખડી શી ગોરી
બાર–તેર વર્ષની
શ્યામ સાડલે લપેટી
(હશે મજૂરની જ બેટી)
મુગ્ધ કાંય હર્ષની
થકી અધિક શોભતી
ચોપડીઓ વેચતી
વાટમાં ઊભી હતી શહેરમાં.

કિશોરિતા અને સુવા–
તણો સુધન્ય યોગ ત્યાં
થયો હતો; નિસર્ગદત્ત
વ્યાજહીન ચારુતા
નિહાળતાં થયું મને,
ફૂલો બે ગૂંથે ઊડન્ત આ લટો મહીં
તો રૂપાળી કેવી એ દીસે–લસે–!

મેં કહ્યું:
"ફૂલવાળી તું અને
ઊડતી લટો મહીં નહીં ગૂંથે તું ફૂલ કાં?
ગૂંથ એક ને નિહાળ રૂપને
વધી ગયું જે સોગણું."

મૂક એ રહી; પછી
બધાંય ફૂલ વેચી એ હસી અને
શેઠની'ગની દુકાનમાં જઈ
લીધી બશેર બાજરી;
અર્ધ શેર કાકડી; અને પછી
ચાલી ઝૂંપડીની વાટ;
ફૂલ વિણ શોભતી;
ન ચોભતી;
ફૂલથી ય
રોટલા તણી અગત્ય બોધતી.

# રસાયણશાસ્ત્ર અને ઉદ્યોગ

પ્રિન્સિપાલ ડૉ. કુંવરજી ગો. નાયક
પ્રિન્સિપાલ, એમ. જી. ઇન્સ્ટીટ્યૂટ ઑફ સાયન્સ : અમદાવાદ

ચારે બાજુથી–તેમાંય ખાસ કરીને ઉદ્યોગો તરફથી–એક જ ફરિયાદ આવ્યા કરે છે કે વિશ્વવિદ્યાલયો, એવા સ્નાતકો સમાજને આપ્યે જાય છે, જેઓ એમની પાસેથી અપેક્ષિત શક્તિઓ દાખવવામાં નિષ્ફળ જ જાય છે. આ અંગે વિશ્વવિદ્યાલયોને જ મુખ્યત્વે દોષપાત્ર ગણવામાં આવે છે. અલબત્ત એમાં કંઈક તથ્ય છે પરંતુ એ કંઈ સંપૂર્ણ સત્ય નથી. ખરું જોતાં કેળવણી દોષપાત્ર નથી. વસ્તુસ્થિતિ એ છે કે સ્નાતકોની કેળવણી ઔદ્યોગિક જરૂરિયાત પ્રમાણે અધૂરી છે. ફરિયાદનું ખરું કારણ આ છે.

અત્યારે વિજ્ઞાનના કોઈ પણ વિષયના સિદ્ધાંતનો અભ્યાસક્રમ, જગતના કોઈ પણ ઉત્તમમાં ઉત્તમ વિશ્વવિદ્યાલયના અભ્યાસક્રમ સાથે સરખાવી શકાય તેવો ભારતની વિશ્વવિદ્યાલયોએ ગોઠવ્યો છે. તદુપરાંત પ્રાયોગિક શિક્ષણમાં સ્નાતકો માટે જે અભ્યાસક્રમ યોજવામાં આવ્યો છે તે પણ વિશાળ અને સંગીન પાયા ઉપર છે. જેની જરૂર છે એ તો આ વિશાળ સંગીન પાયા પર રચાયેલા સૈદ્ધાંતિક અને પ્રાયોગિક શિક્ષણને કોઈ ખાસ વિશિષ્ટ પ્રકારના ઉદ્યોગના ઉપયોગમાં આવવાની તકની. જે વિદ્યાર્થીઓ 'જાહેર આરોગ્ય–પૃથક્કરણ વિભાગ'માં (Public Health Analytical Department) જોડાવા ઈચ્છતા હોય તેમણે ખોરાકના પૃથક્કરણની વિશિષ્ટ પદ્ધતિઓનું જ્ઞાન વધારેમાં સંપાદન કરવું જોઈએ; જેઓ મિલના ડાઈંગ અને પ્રિન્ટીંગ વિભાગમાં જોડાવા ઈચ્છતા હોય તેમણે એ દિશામાં પ્રવર્તતી દરેક પદ્ધતિનું શાસ્ત્રીય અને વ્યાવહારિક દૃષ્ટિએ વિશિષ્ટ જ્ઞાન સંપાદન કરવું જોઈએ. ઉપસ્નાતકોને અપાતી વિશાળ પાયાવાળી કેળવણી ઉદ્યોગોને માટે જે વિશિષ્ટ પ્રકારની કેળવણીની આવશ્યકતા છે તેની પૂર્વભૂમિકા તૈયાર કરી આપે છે. આટલી અનિવાર્ય અને મૂળભૂત પ્રાથમિક તૈયારી સિવાય કોઈ પણ કારીગરને ગમે તે કોઈ પણ ઉદ્યોગમાંથી મળેલો અનુભવ ઉપર–ચોટીઓ અને યંત્રવત્ જ રહે છે. અત્યારના સ્નાતકોના જ્ઞાનમાં, જો ઉદ્યોગોના ખપમાં આવતા એન્જિનિયરીંગ વિજ્ઞાનના ખાસ મુખ્ય સિદ્ધાંતોના પરિચયની અનુપૂર્તિ થાય, અને અમુક ખાસ ઉદ્યોગને લગતા વિશિષ્ટ જ્ઞાનનો ઉમેરો કરવામાં આવે તો ઔદ્યોગિક ક્ષેત્રને સારા કારીગરો મળે. આવા સંપૂર્ણ તાલીમબદ્ધ કારીગરોનું જૂથ કોઈ પુખ્ત અનુભવી અધ્યાપક કે સંચાલકની સૂચના અને દોરવણી અનુસાર કાર્ય કરતું હોય તો તે ઉદ્યોગને માટે જબરજસ્ત શક્તિરૂપે સાબિત થાય.

રસાયણવિદ્યાની એક સંસ્થા સમક્ષ ભાષણ આપતાં ડૉ. સેમ્પિટ કહે છે : "આજનો સમય ક્રાંતિનો છે—ઉત્ક્રાંતિનો છે એ હકીકત જેમની આંખો ખુલી ગઈ છે તેવા રસાયણશાસ્ત્રીઓ અને વેપારીઓ સરળતાથી સમજી શકશે. આપણે વરાળક્રાંતિ અને વીજળી ક્રાંતિ જોઈ, અને હવે રાસાયણિક ક્રાંતિ ચાલે છે, અર્થાત અતંત્રતામાંથી–જડતામાંથી–વૈજ્ઞાનિક નિયમન સુધી આપણે આવી પહોંચ્યા છીએ." કેટલાકને એમ પણ લાગશે કે આપણે

માટે હિંદમાં, હવે રાજકીય મુક્તિ મળતાં, રસાયણશાસ્ત્રમાં આપણે મેળવેલી સિદ્ધિઓ અને નફાતોટાનું સરવૈયું કાઢવાનો સમય પાકી ગયો છે. એટલે જ્યારે આપણે જોઈશું–આપણે આશા રાખીએ કે જરૂર આપણે જોઈશું–કે આપણું સરવૈયું નહીં બતાવે છે ત્યારે આપણે હિંમતથી પ્રગતિ અને આબાદી માટે નવી નવી યોજનાઓ ઘડી અમલમાં મૂકી શકીશું. આજે હિંદમાં એ એક કમનસીબ સત્ય હકીકત છે–અને એને માટે આપણે સૌ દિલગીર છીએ–કે રસાયણશાસ્ત્રના ક્ષેત્રમાં ઘણાય એવા માણસો છે કે જેઓ સ્વભાવે જ રસાયણશાસ્ત્રીઓ નથી. ઘણીવાર એવું બને છે કે જ્યારે કોઈ યુવાનને 'કરિયર' નક્કી કરવાની જરૂરિયાત ઊભી થાય છે ત્યારે કોઈક એમના વડીલોને સૂચવે છે કે રસાયણશાસ્ત્રના ક્ષેત્રમાં ભવિષ્યમાં પ્રગતિને માટે સુંદર અવકાશ છે,—ફક્ત એટલા જ માટે કે વકીલાત, દાક્તરી જેવા કેટલાક ધંધાઓ બેહદ ઊભરાઈ ગયા છે. પરિણામે આ યુવાન રસાયણશાસ્ત્રી બને છે! અર્થાત્ એને રસાયણશાસ્ત્રના ક્ષેત્રમાં ધકેલી મૂકવામાં આવે છે. વધુ સ્પષ્ટ અને સાચી રીતે કહીએ તો એ ત્યાં અચાનક ભૂલો પડ્યો છે. અને પછી એ ઔદ્યોગિક કાર્ય–ક્ષેત્રમાં જામવાની અપેક્ષા રાખે છે. (!) પણ, ઘણીવાર, એ વાત તો એ યુવાન ભૂલી જ જાય છે કે ઉદ્યોગના ક્ષેત્રમાં અનેકવિધ વિષયોમાં ચંચુપાત કરનારની નહીં બલ્કે એક જ વિષયમાં પ્રાવીણ્ય મેળવનારની જરૂર છે. ઉદ્યોગોને ઉપયોગી થવા માટે એની પાસે સમગ્ર રસાયણશાસ્ત્રનું એકી સાથે વિશાળ અને ચોક્કસ જ્ઞાન હોવું જોઈએ, એ કેવળ ઊર્ગેનિક રસાયણશાસ્ત્રી (Organic chemist), પ્રાણી રસાયણશાસ્ત્રી (Bio-chemist) કે ભૌતિક રસાયણશાસ્ત્રી ( Physical chemist ) જ ન હોવો જોઈએ, કિંતુ એ એવો રસાયણશાસ્ત્રી હોવો જોઈએ કે જે ઉત્પાદન–ખર્ચની ગણતરી કરી શકે, ' જે પ્રયોગશાળામાં થયેલા પ્રયોગોને કારખાનાંમાં લાગુ પાડી શકે; અને તેથી એણે ઉષ્મા–પરિવર્તન, પ્રવાહી પદાર્થોના પ્રવાહ તેમજ તેના કાર્ય સાથે સંકળાયેલી અનેક બાબતો વિષે પણ થોડુંક જ્ઞાન સંપાદન કરવું જોઈએ. એના કાર્યની તાત્કાલિક કે નિકટની જરૂરિયાતની બહારના વૈજ્ઞાનિક વિષયોનો અભ્યાસ એને વ્યવસાયરૂપ થઈ પડવો જોઈએ. ઘણીવાર એવું બને છે કે અનુ–સ્નાતક વિદ્યાર્થી સંશોધનને માટે પોતાની ખાસ યોગ્યતાનો દાવો કરી ઔદ્યોગિક રસાયણશાસ્ત્રીની જગ્યા માટે અરજી કરે છે. આવા વિદ્યાર્થી સમજતા નથી કે બીજાના વિચારોના વાહક બનવાથી સંશોધક હોવાનો દાવો કોઈ પણ રીતે નોંધાવી શકાય નહિ. મહાવિદ્યાલયની પ્રયોગશાળાની બહારની દુનિયા જો આવા વિદ્યાર્થી પ્રત્યે બેદરકારીભર્યું અને સહાનુભૂતિ વિનાનું વર્તન દાખવે તો તેમણે નવાઈ ન પામવું જોઈએ. જેઓ જીવનપર્યંત અમુક જ ઢબે કામ કરતા આવ્યા હોય, અને તેનાથી બીજી કોઈ પણ રીતે કામ કરવા તૈયાર નથી તેવા અધિશુદ્ધ વૈજ્ઞાનિકોને, જેમનો ભારતીય-ઉદ્યોગના અનુભવીઓને પરિચય છે, તેઓને એ મુશ્કેલીનો ખ્યાલ આવશે, કે જો કોઈ વિજ્ઞાની ઉપર્યુક્ત પ્રકારના ઉદ્યોગપતિ સાથે અથડાઈ પડે તો, તેમાંય જો ખાસ કરીને તે સફળ ઉદ્યોગપતિ હોય તો, એને કેવી પરિસ્થિતિમાંથી પસાર થવું પડતું હશે. એ કમનસીબ છે કે આપણા દેશના કરોડપતિઓ વૈજ્ઞાનિક કાર્યની પૂરતી કદર વિના ધંધાઓમાં પડેલા છે. સુંદર પાકને અખૂટ મહેનતની જરૂર પડે છે એ તો એ લોકો ભૂલી જ જાય છે, ને કેવળ સફળતાની જ અપેક્ષા રાખે છે. પ્રાધ્યાપક લેગ કહે છે: "વૈજ્ઞાનિક પરિણામો ખીલવવાં એ કંઈ બગીચા ઉગાડવા જેવું સહેલું કામ નથી."

જ્યારે કોઈ નવી યોજના રજૂ કરવામાં આવે છે ત્યારે આપણે ઘણી વાર એવી દલીલો સાંભળીએ છીએ કે "જૂની પદ્ધતિએ અત્યાર સુધી સુંદર પરિણામો આપ્યાં છે તો પછી તેને બદલવા શ્રમ અને ખર્ચ વેઠવાની શી જરૂર છે?" આપણે આ પ્રશ્ન વિચારીએ. જેમકે કાપડઉદ્યોગ. એમાં જગવ્યાપી તીવ્ર હરીફાઈ ચાલે છે, એટલે એના નફાના ટકા દિવસે દિવસે ઘટતા જાય છે. તેથી જો આ ઉદ્યોગને ટકી રહેવું હોય તો એનું ઉત્પાદન ખર્ચ ઘટાડવાની તેમજ મજૂરી ખર્ચ બચાવવાની અનિવાર્ય આવશ્યકતા છે. છતાં હજી સુધી પણ આપણા દેશમાં વૈજ્ઞાનિક મદદ વડે આ જરૂરિયાતને પહોંચી વળે તેવી કોઈ પણ સાચી રીતે સંગઠિત સંસ્થા નથી. પ્રજાને જો એ ભાન થાય કે ભવિષ્યના સફળ વેપારીએ એક સાચા વૈજ્ઞાનિક બનવું જ પડશે, કંઈ નહીં તોય થોડીક તો વૈજ્ઞાનિક કેળવણી લેવી જ પડશે તો, આ દેશને અખૂટ લાભ થશે. જર્મનીના ઉદ્યોગોની ખીલવણીમાં મહત્ત્વનો ફાળો આપનાર એક અગત્યની હકીકત તો એ છે કે ત્યાંના રાસાયણિક ઉદ્યોગોના સર્વોચ્ચ અધિકારીઓ અસાધારણ શક્તિશાળી રસાયણશાસ્ત્રીઓ હતા, જેઓ રાસાયણિક અને વ્યાપારી બન્ને દૃષ્ટિએ વિચારી શકતા હતા. આ કળા કંઈ બધાને સુલભ હોતી નથી. આવી વ્યક્તિઓ વિશાળ દૃષ્ટિએ, ચિરસ્થાયી સ્વરૂપે અને પોતાના કાર્ય પ્રતિ અભિમુખતાની ઊર્મિથી ઉદ્યોગોની સ્થાપના કરી શકે છે.

આપણા દેશમાં આજનો ઉદ્યોગપતિ અર્ધદગ્ધ વૈજ્ઞાનિકની દયા ઉપર નભી રહ્યો છે. અને તેથી અવૈજ્ઞાનિક પદ્ધતિઓ અને અધકચરી વૈજ્ઞાનિક સલાહથી દોરવાઈને ખોટા ખર્ચમાં ઊતરી પડે છે. જો ઉદ્યોગપતિ આવા કિંમતી અનુભવ પછી પણ જો ખરા વૈજ્ઞાનિકનો લાભ ઉઠાવવાની આતુરતા ન દર્શાવે, તો પછી એના ઉપર દોષારોપણ કેમ ન કરાય? ઉદ્યોગપતિની આવી નરમાશ કદાચ વૈજ્ઞાનિકના સ્વભાવને લીધે પણ હોય—કારણ, ઘણીવાર કેટલાક વૈજ્ઞાનિકો સ્વભાવે વધુ પડતા ગંભીર અને એકલસૂરા નજરે પડે છે. પરિણામ એ આવે છે કે વર્તમાનપત્રોમાં એમના વિશે અર્ધસત્યો અને અસત્યોથી ભરેલા અહેવાલો પ્રગટ થાય છે, જેને લીધે અનુભવી ઉદ્યોગપતિ વિશેષ શંકાશીલ બને છે. પરિણામે ભવિષ્યમાં ઉત્પાદન વધારી સારી પેઠે લાભદાયક થઈ પડે એવા સંશોધનાર્થે પણ તેઓ મોટી રકમ ખરચવા તૈયાર નથી થતા.

બીજા બધા દેશો કરતાં અમેરિકા અને જર્મનીમાં વિજ્ઞાનની મદદથી વાણિજ્યના ક્ષેત્રમાં ઘણી જલદી અને વધુ પ્રગતિ થઈ છે. હિંદમાં પણ એ અતિઆવશ્યક છે કે વિજ્ઞાનીએ પોતાના ઉચ્ચાસનેથી ઊતરી વાણિજ્યની નક્કર હકીકતો સાથે તાલ મિલાવવો જોઈએ. એણે એની પ્રયોગશાળા કે ઑફિસમાંથી થોડો વખત બહાર નીકળીને આમજનતા, શ્રમજીવીઓ, ઉદ્યોગના સંચાલકો, વ્યવસ્થાપકો અને બીજાઓ, જેમણે હરીફાઈના ક્ષેત્રમાં રહી ઉત્પાદન અને વેચાણ કરી પોતાનો જીવનનિર્વાહ કરવાનો છે, તે બધાની સાથે સંપર્કમાં આવવું જોઈએ. આપણા રાસાયણિક-ઔદ્યોગિક વિભાગના ભાવિ અધ્યક્ષે આ હકીકત હંમેશાં નજર સમક્ષ રાખવી જોઈએ.

વ્યાપાર સાથે કરવામાં આવેલ વૈજ્ઞાનિક સંશોધનના જોડાણમાં વિજ્ઞાનના લાભો સમાયેલા છે. જો ઉદ્યોગોને ખાતરી થશે કે વૈજ્ઞાનિક પ્રયોગ અને સંશોધનનાં પરિણામે તેને સીધો લાભ થશે જ તો ઉદ્યોગો સંશોધનને જરૂર ઉત્તેજન આપશે. વિજ્ઞાન પોતાનો માર્ગ મોકળો કરી શકે તેવું એને બનાવવું જોઈએ. વિજ્ઞાનના વિકાસાર્થે વિજ્ઞાને પોતે જ જરૂરી ખર્ચ ઊભું કરવું જોઈએ. વિજ્ઞાનની મદદથી ઉત્પાદન વધારવામાં આવશે

તો વેપારીઓને કેટલો નફો થશે, અને વિદ્વાનની મદદ નહિ લે તો એમને કેટલો ગેરલાભ થશે એ હેવાલ એમની સમક્ષ આંકડા સહિત રજુ કરવામાં આવે તો જ વેપારીઓને વૈજ્ઞાનિક સંશોધનની અગત્યતાનો ખ્યાલ આવી શકશે. બીજી કોઈ પણ પદ્ધતિ એમને સંશોધનકાર્યની ખરી કિંમત અને ઉપયોગિતા સમજાવી શકશે નહીં.

વેપારી ઘણીવાર રસાયણશાસ્ત્રી પાસેથી વૈજ્ઞાનિક શક્તિ અને જ્ઞાન ઉપરાંત બીજી શક્તિઓની પણ અપેક્ષા રાખે છે. આવડત અને કરકસર ઉદ્યોગોની સફળતા માટે માણસની જાતનું નિયમન તેમજ ઉત્પાદન ખર્ચ કરતાં કોઈ પણ રીતે, જરા પણ ઓછા અગત્યનાં અંગો નથી. તેથી જો રસાયણશાસ્ત્રી પ્રયોગશાળામાંથી બહાર નીકળી જુદાં જુદાં ખાતાંઓની વ્યવસ્થામાં ભાગ લેવા તૈયાર થાય તો એ પોતાની જાતને વધુ ઉપયોગી સાબિત કરી શકે. આ માટે તેણે નાણું, હિસાબકિતાબ તથા વ્યવસ્થાનું જ્ઞાન કેટલેક અંશે મેળવવું જોઈશે. હાથ નીચેના અધિકારીઓ પાસેથી સારામાં સારું કામ લેવા કામ કઢાવવાની આવડત તેમજ પ્રતિભા પણ તેણે કેળવવી પડશે. સાથેસાથે પ્રેરણાદાયી શક્તિ અને અગમચેતી પણ તેણે કેળવવી પડશે. આ બધાનો અર્થ, ટૂંકમાં, ઊંધું ઘાલીને કામ કરવું; અને તે અચૂક કરવા યોગ્ય છે.

સંશોધનનાં ક્ષેત્રમાં જેમણે સ્વતંત્ર રીતે ફાળો આપ્યો છે,—અને તે પણ નાનો સૂનો નથી—તેવા શક્તિશાળી વિદ્વાનોએ મારફત આપણા દેશનાં વિશ્વવિદ્યાલયોનું સંચાલન થાય છે. પણ મને કહેતાં દિલગીરી થાય છે કે આપણા અધ્યાપકો ઉદ્યોગપતિઓના સંસર્ગમાં ભાગ્યે જ આવી શકે છે. ઉદ્યોગોમાં નવી નવી પદ્ધતિઓ દાખલ કરવા તથા વર્તમાન પદ્ધતિઓનો વિકાસ કરવા માટે આ સંસર્ગની અત્યંત આવશ્યકતા છે. આપણે, સંશોધન કરવામાં મચેલા અધ્યાપકો તથા પ્રાધ્યાપકોએ, એ ભૂલવું ન જોઈએ કે આપણા દેશ પ્રત્યે પણ આપણી ફરજો છે. વિચાર કરતાં ખ્યાલ આવશે કે ઉદ્યોગપતિઓ સાથે ગાઢ સંપર્ક નહીં સાધવાથી આપણને તથા આપણા દેશને કેટલી ખોટ ગઈ છે તે હજી આપણે બરાબર સમજી શક્યા નથી. મને ખાત્રી છે કે ઉદ્યોગપતિઓને આપણો પૂર્ણ સહકાર જોઈએ છે; અને આપણે પણ એમની પાસેથી આપણા ઉચ્ચ કાર્યની કદરની અપેક્ષા રાખીએ છીએ; છતાં આપણા વચ્ચે—અધ્યાપક અને ઉદ્યોગપતિ વચ્ચે—અંતર રહેલું છે. તેથી ઉદ્યોગપતિઓ અને આપણી વચ્ચે સક્રિય સહકાર કેવી રીતે સ્થપાય તે વિશે માર્ગસૂચન કરવાની હું તક લઉં છું. આપણાં વિશ્વવિદ્યાલયો દ્વારા આ કામ સહેલાઈથી સાધી શકાય. કેટલાંક જૂનાં અને નવાં વિશ્વવિદ્યાલયોમાં વૈજ્ઞાનિક સંશોધન માટે ઉચ્ચ કક્ષાની પ્રયોગશાળાઓ છે. જરૂર ઉદ્યોગપતિઓમાં વિશ્વાસ જન્માવવા પ્રામાણિક પ્રયત્ન કરવાનો છે. મારું એવું સૂચન છે કે આપણા સહસંશોધકોએ પ્રયોગશાળાની બહાર આવી, વેપારી પંડાળમાં જોડાઈ, મંડળના સભ્યો સાથે દિલ ખોલીને વાત કરવી જોઈએ. આપણે વિજ્ઞાનને લોકપ્રિય બનાવવા પ્રયત્ન કરવો જોઈએ. અને જનતાને આપણા કાર્યમાં રસ લેતી કરવી જોઈએ. ધીમે ધીમે ઉદ્યોગપતિઓને આપણા કાર્યની મહત્તાનું ભાન થશે અને આપણી સાથે મળવા પ્રયત્ન કરશે. 'મેલન ઇન્સ્ટીટ્યુટ'ના અધ્યાપક ડંકન સમક્ષ આ જ પ્રકારની મુશ્કેલીઓ હતી, પણ વર્ષોનું કાર્ય પોતે જ સ્વયં બોલી ઊઠ્યું. દેશ પ્રત્યે આપણી પણ ફરજો છે, અને લોકમતના કોમળ ત્રાજવામાં જ્યારે આપણું મૂલ્યાંકન કરવામાં આવે ત્યારે ઈશ્વર કરે ને આપણે

ઓછા ન ઊતરીએ. એકવાર વેપારી મંડળોને આપણી સહાય આપવાની તૈયારી અને ઉત્સુકતાનો ખ્યાલ આવશે કે તરત તેઓ સંપૂર્ણ વિશ્વાસ સહિત પોતાની ઔદ્યોગિક મુશ્કેલીઓ વિશ્વવિદ્યાલયો સમક્ષ રજુ કરશે, કારણ ત્યાં જ સંશોધકો એનો ઉકેલ કાઢવા પ્રયત્ન કરતા હશે. આ હેતુ સિદ્ધ કરવા દરેક પ્રાન્તના વિશ્વવિદ્યાલયોએ ભૌતિકશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, રાસાયણિક એન્જીનિયરિંગ, પ્રાણીવિજ્ઞાન વગેરે વિષયોના શિક્ષણની વ્યવસ્થા ઉપરાંત તે તે પ્રાંતના સ્થાનિક ઉદ્યોગોને લગતા પ્રશ્નો ઉકેલવા માટે સંશોધન કરી શકે તેવાં સંશોધન-કેન્દ્રો વિકસાવવાં જોઈએ.

ભૌતિકશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, પ્રાણીવિજ્ઞાન, ગણિતશાસ્ત્ર, રાસાયણિક એન્જીનિયરિંગ વગેરે મૂળભૂત વિષયોને અંગે સંપૂર્ણ સાધનસંપન્ન સંશોધનની પ્રયોગશાળાઓ સ્થાપવા ઉપરાંત ભાવિ ગુજરાત યુનિવર્સિટી પાસે ઔદ્યોગિક કેળવણી માટે ટેક્સ-ટાઈલ અને ટેક્સટાઈલ કેમિસ્ટ્રીમાં સંશોધન કરવા માટે 'ટેક્સટાઈલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ' પણ હોવું જોઈએ. બીજાં વિશ્વવિદ્યાલયોએ પણ આ દિશામાં પ્રગતિ કરવી જોઈએ. ઔદ્યોગિક શિક્ષણને અંગે ઉપરોક્ત વિચારોથી જણાશે કે રાસાયણિક એન્જીનિયરિંગ વિદ્યાના શિક્ષણની આવશ્યકતા તથા અગત્ય કેટલી છે. વિશ્વવિદ્યાલયે આ વિભાગનું ખુબ જ સંભાળપૂર્વક સંચાલન કરવું જોઈએ, અને એની પ્રગતિ ઉપર નજર રાખવી જોઈએ. આ પ્રકારનો વિકાસ સિદ્ધ કરવા માટે અધ્યક્ષ તરીકે એવા માણસની પસંદગી થવી જોઈએ કે જે સૌ પહેલાં તો ઉચ્ચ કક્ષાનો વિજ્ઞાની હોય, અને સાથે સાથે, જેને ઉત્પાદનની ક્રિયાઓ અંગે નિયમન, સુધારણા અને વિકાસ કરવાના કાર્યમાં વિજ્ઞાનનો વ્યાવહારિક ઉપયોગ કરવાનો અનુભવ હોય; એના કરતાં સહેજ પણ ઊતરતી કક્ષાની વ્યક્તિ અધ્યક્ષપદે ન જ હોવી જોઈએ.

સામાન્ય માણસો વડે ચાલતાં જુદાં જુદાં ખાતાંઓને કાબેલ વ્યક્તિઓની દોરવણી મળે એ માટે ઉદ્યોગો પ્રતીક્ષા કરી રહ્યા છે. ભાવિ ગુજરાત વિશ્વવિદ્યાલયે વિવિધ ડિપ્લોમા કોર્સની યોજના કરવી જોઈએ. પ્રાંતમાં એવી કેટલીક સંસ્થાઓ છે જે આ પ્રકારની વ્યક્તિઓ તૈયાર કરે છે, પણ એ સંસ્થાઓની પરીક્ષાનાં ધોરણો એકસરખાં નથી, જુદાં જુદાં છે. ઘણીવાર આવા માણસોને નોકરીમાં રાખતાં માલિકોને પૂરતો ખ્યાલ નથી હોતો કે તેઓ આવા કારીગરોને રોકીને એમને શાના પૈસા આપે છે. આવી સંસ્થાઓની સંપૂર્ણ દેખાતી અભ્યાસ-પત્રિકાઓ માલિકોને ગેરરસ્તે દોરી જાય છે, અને તેથી માલિકો માની બેસે છે કે એમાં દર્શાવેલ અભ્યાસક્રમોનું સારી રીતે પૂરેપૂરું શિક્ષણ આપવામાં આવે છે. પણ કમણાં કમણાં અનુભવે એમને જાગૃત રહેતાં શીખવ્યું છે. તેથી, શિક્ષણના ક્ષેત્રમાં સર્વોચ્ચ સત્તા તરીકે વિશ્વવિદ્યાલયની એ સ્પષ્ટ ફરજ છે કે જે જે ડિપ્લોમાના અભ્યાસક્રમોના શિક્ષણની તે યોજના કરે તેની પરીક્ષાની વ્યવસ્થા પણ એણે પોતે જ કરવી જોઈએ, અને એ રીતે ઉદ્યોગોને ઉચ્ચ પ્રકારના કારીગરો પૂરા પાડવા જોઈએ. આ રીતે શિક્ષણનું એકસરખું ધોરણ જુદી જુદી બધી સંસ્થાઓમાં ટકી રહેશે અને સાધનો તેમજ વિદ્યાર્થીઓની કેળવણીની એકસરખી અને ચોક્કસ વ્યવસ્થા થશે

આપણે માટે નવયુગની ઉષા પ્રગટે છે. ટૂંક સમયમાં જ માતૃભૂમિની સેવાર્થે આપણને વ્યવસ્થિત થવાની હાકલ પાડવામાં આવશે જ્યારે આ હાકલ પડે ત્યારે રાષ્ટ્રીય પ્રગતિ, આબાદી અને શાંતિની આગેકૂચમાં સામેલ થવા આપણી તૈયારી નહોતી એમ રખે કોઈ આપણને કહી જાય. *



* 'ઇંડિયન સાયન્સ કોન્ફરન્સ' સમક્ષ આપેલું વ્યાખ્યાન.

# જલ્પાંજલિ

'જલ્પક'

[ લેખક એમ માને છે કે મનુષ્યનાં જ્ઞાન, ચિંતન અને સંવેદન હજુ ઘણાં અધૂરાં છે. સંબંધાતીત સત્ય બુદ્ધિગમ્ય નથી—આત્મગમ્ય હશે. આપણાં ઘણાંખરાં વિધાનો, સિદ્ધાન્તો અને અવલોકનો દેશ અને કાલથી મર્યાદિત છે પરિણામે સનાતન સત્યના નામે આપણે જે કાંઈ કથીએ છીએ, કથન કરીએ છીએ, કહીએ છીએ, તે બધું એક પ્રકારનો જલ્પ માત્ર છે. તેમ જ મર્યાદાનાં પરિબળો સમજ્યા વિનાનાં આપણાં જ્ઞાન, વૃત્તિ, ભાવના પણ જલ્પમાત્ર છે. આ માન્યતાને લીધે લેખમાળાનું નામ 'જલ્પાંજલિ' રાખવાનું ઉચિત ધાર્યું છે.

જલ્પાંજલિમાં હિન્દી સમાજના પ્રશ્નો—વિશેષે વર્તમાન પ્રશ્નો—પ્રત્યે વિધવિધ દૃષ્ટિબિંદુ ધરાવતો યુવક વર્ગ વિચારવિનિમય કરી પ્રશ્નોના ઉકેલ શોધવા મથે છે. કોઈ એક પક્ષના સભ્ય યા અનુયાયી હોવાથી આપણી વિચારસરણી કેટલી બધી એકાંગી, એકપક્ષી અને પૂર્વગ્રહગ્રસ્ત બની જાય છે તે આ લેખમાળામાંથી સ્પષ્ટ દેખાશે.

—'જલ્પક' ]

૧

## મૂડીદારોની હડતાલ

[ નોંધપાત્ર બનાવો : દિલ્હીમાં ઉદ્યોગપરિષદ; લંડનમાં પરદેશમંત્રીઓની સભા નિષ્ફળ; ઘણાં દેશી રાજ્યો હિંદી સંઘમાં ભેળાયાં; કાશ્મીરનો મામલો; રશિયન એલચી નોવિકોનું દિલ્હીમાં આગમન; મૈસૂરમાં બધાં સરકારી હિન્દુ મંદિરો હરિજન માટે ખુલ્લાં મુકાયાં; અમદાવાદમાં સ્વામીનારાયણના મંદિર સામે હરિજનોનો સત્યાગ્રહ, સરદાર વલ્લભભાઈનાં કલકત્તા, લખનૌ, મુંબઈ અને અમદાવાદ ખાતે જાહેર ભાષણો; અમદાવાદમાં અખિલ હિન્દી લોકનાટ્યસંઘની પાંચમી પરિષદ; દિલ્હીમાં ગાંધીજીના ઉપવાસ; મુંબાઈમાં વિદ્યાર્થી સંમેલન ઉપર ગોળીબાર; UNOની સલામતી સમિતિમાં કાશ્મીરનો પ્રશ્ન; બ્રહ્મદેશ સ્વતંત્ર; અનાજ અને કાપડનો કંટ્રોલ રદ થયા; મુંબાઈ કોર્પોરેશનની ચૂંટણીમાં સ્વતંત્ર રીતે ઊભા રહેલા સમાજવાદીઓને કોંગ્રેસમાંથી ત્રણ વર્ષ માટે બરતરફ; પ્રાર્થનાસભામાં ગાંધીજી ઉપર બોમ્બ નાખવાનો કિસ્સો. ]

"The saddest memories of political life are of moments at which one had to stand by, when golden opportunities were being lost, to see the wrong thing done when it would have been easy to do the right thing."

**James Bryce**

* * *

"ખમ્મા ! ખમ્મા ! હો નાથ ! ન જાણું આ લોક કશું :
તારી શક્તિતણો પરચા બધા સર્વ ભૂલી;
ધનના દમમાં અતિ લોભમાં ખૂબ ફૂલી
નિજ પ્રજા જમાવી અન્યા રક્તશોષકશું;
નથી રાખી ક્ષમા નિજ રીતિ વિરોધકશું,
ચાહી લૂંટવા રંક પડોશીતણી મહૂલી;
મારી ત્રાપ બધે નિજ શક્તિપ્રતાપ ફૂલી—
તારી વાડી કોથી અરે કુંપેલો ઉજાળશું !"

( ખબરદાર : 'નંદનિકા' પૃ ૬૮

* * *

ગમન : મુંબાઈમાં વિદ્યાર્થીઓ ઉપર અશ્રુવાયુ, લાઠીમાર અને ગોળીબારના પ્રહાર કરવાથી કોન્ગ્રેસી સરકારે કેટલી બધી પ્રતિષ્ઠા ગુમાવી તેનો તેને ખ્યાલ હોય તેમ નથી લાગતું.

નીલા : પોલીસના આ જંગલી દુષ્કૃત્યનો ભોગ વિદ્યાર્થિની બહેનો પણ બની તે અત્યંત શરમજનક ગણાય. ગૃહમંત્રીની કાર્યદક્ષતા અને સ્વાતંત્ર્યપ્રેમ પ્રત્યે શંકા કુશંકા ઊઠે તેમાં નવાઈ નહિ.

નરીમાન : સરકારી ફરમાનનો જે ભંગ કરે તેને તેનું પરિણામ ભોગવવું જ પડે.

સુરેખ : જાહેર શાંતિ અને વ્યવસ્થા જાળવવાના હેતુથી સરકારને પ્રતિબંધ મૂકવો પડ્યો. પરંતુ શિસ્તપાલનનો સિદ્ધાન્ત વિદ્યાર્થીઓ હજુ ગળે ઉતારી શક્યા નથી.

નીલા : શિસ્તપાલનનું મહત્ત્વ તમે વધારે આંકો છો. મનુષ્યની કેટલીક ભાવનાઓ અને ઊર્મિઓ કાયદાની કેદમાં પૂરી ન શકાય. કવિવર નાનાલાલ કહે છે: " હૈયાં સાગરમાં ન સમાય, " " પટમાં સરિતા ન માય "; તેમ વિદ્યાર્થીઓની અંતર્ગત ભાવના, ઊર્મિ અને સંવેદના તમે લાઠી અને બંદૂકથી દબાવવા તત્પર થાઓ તેમાં નથી તમારી શોભા કે નથી તમને લાભ.

નવીન : તમારા વિચારવર્તુલમાં પ્રતિષ્ઠા, શિસ્તપાલન, ભાવના, ઊર્મિ—આ શબ્દો પ્રધાનપદે છે. પરંતુ આવા તત્ત્વજ્ઞાની સર કાઢવા સુધી જવાની કાંઈ જ જરૂર નથી. નગ્ન સત્ય એ છે કે આ વિદ્યાર્થીઓનો મહાસંઘ સામ્યવાદી વલણ ધરાવે છે, અને કોન્ગ્રેસ પાર્ટીની આંખમાં સામ્યવાદ પ્રણો ખૂંચે છે. નહિતર વાણીસ્વાતંત્ર્ય, સભાસ્વાતંત્ર્ય, વ્યક્તિસ્વાતંત્ર્ય માટે આજસુધી ઝૂઝનાર કોન્ગ્રેસી નેતાઓ આવું વિસંગત કાર્ય કરી શકે જ કેમ ?

સુરેખ : બ્રિટિશ હકૂમતના કાળમાં શિસ્તપાલનની જરૂર હતી તે કરતાં આજે વધારે જરૂર છે. હવે આપણે રચનાત્મક કાર્યક્રમ અમલી બનાવવાનો રસ્તો લેવાનો છે. જો વ્યક્તિને, વાણીને કે સંમેલનોને સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવે તો સમાજમાં સ્વચ્છંદતાનું સામ્રાજ્ય સ્થપાઈ જવા પામે.

નીલા : નહિ. સ્વાતંત્ર્ય એવી વસ્તુ છે કે તે મોટે ભાગે સમાજને લાભકર્તા જ નીવડે છે. અનીતિ, અત્યાચાર અને રોગ ફેલાવનાર વ્યક્તિ કે વર્ગને તમે સ્વાતંત્ર્ય ન આપો તે સમજી શકાય, પરંતુ ભાન વિચારસરણીમાં ભેદ ધરાવનાર વ્યક્તિ કે સંસ્થાને તમે પોલીસદળ અને બીજાં હિંસક શસ્ત્રોથી કચડી નાખો તે લોકશાહીના યુગમાં અયોગ્ય ગણાય. તમારા સંકુચિત માનસના પરિણામે જ સ્ત્રીવર્ગ હજુ પરતંત્ર, લાચાર અને નિર્બળ રહેવા પામ્યો છે.

નરીમાન : ખરી વાત છે. તમો હિન્દુ લોકોએ તમારાં બાનુઓને રસોડામાં જ ગોંધી રાખ્યાં છે. દેશની આઝાદી આવી તો પણ તમારી સ્ત્રીઓ રસોડાની કેદમાં સબડે છે.

સુરેખ : એમ કેમ કહો છો ! શ્રીમતી સરોજિની નાયડુ યુક્ત પ્રાંતનાં ગવર્નર બન્યાં છે. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત મોસ્કો ખાતે એલચી નીમાયાં છે. આ બતાવી આપે છે કે કોન્ગ્રેસ સરકાર સ્ત્રીઓના હક અને તક પ્રત્યે જાગૃત છે—સહાનુભૂતિશીલ છે.

મનોહર : સુરેખ, તમે તો તમારી કોન્ગ્રેસના પ્રત્યેક કાર્યમાં સંપૂર્ણતા જ જુઓ છો. શ્રી સરોજિની અને શ્રી. વિજયાલક્ષ્મી માટે આપણને સર્વને આદરભાવ છે. પરંતુ તેમની થયેલ નિમણુંકમાં રાજકીય કારણો પડ્યાં છે તે ભૂલવું ન જોઈએ. તે બેઉ કોન્ગ્રેસના મવાળપક્ષને વફાદાર છે. કોન્ગ્રેસના મવાળ યા અફર યા સ્થગિત પક્ષને જે વફાદાર નથી તેના માટે કોન્ગ્રેસરાજમાં જવાબદારી અને સત્તાનાં દ્વાર બંધ છે.

સુરેખ : તમે સમાજવાદીઓ એવું જ કહેવાના. જે પક્ષમાં જવાહરલાલજી અને સરદાર વલ્લભભાઈ જેવા ભડવીર નેતાઓ કામ કરી રહ્યા છે અને જેમાં ગાંધીજી સાત્ત્વિક માર્ગદર્શક છે તે પક્ષને મવાળ યા સ્થગિત કહેવો તે તમારો એક પ્રકારનો અંધ પૂર્વગ્રહ છે. હિન્દમાં તમારા સમાજવાદની સ્થાપના કરવામાં પંડિતજીનો ફાળો પ્રથમ સ્થાને છે. શિથિલ અને કાયર બની ગયેલી પ્રજામાં તેજ અને જુસ્સો પ્રગટાવ્યાં હોય તો તે સરદાર સાહેબે. નિઃસ્વાર્થ શાંત અને વિશાળ દેશસેવાનો બેનમૂન દૃષ્ટાંત પૂરો પાડયો રાજેન્દ્ર બાબુએ. અને આ ત્રણેનું ઘડતર કરનાર ગાંધીજી. છતાં તમે મવાળ-પક્ષ મવાળપક્ષ કહ્યા કરો છો તે તમારી સમાજવાદી પક્ષાન્ધતા નહિ તો બીજું શું ?

મનોહર : જવાહરલાલજીને હું એક બાજુ ઉપર રાખી દઉં છું, કારણ કે તે આજના હિન્દી રાજકારણમાં કાંઈક મૂઝાયેલા સ્થિતિથી કામ કરી રહ્યા છે. તેમનું માનસ સમાજ-વાદી છે, જ્યારે તેમનું હૃદય ગાંધીજી અને બીજા સહકાર્યકરોની સાથે જકડાઈ ગયું છે. બાકી, સરદારની વાત જવા દો.

સુરેખ : વાત જવા દો કેમ ? આટલા બધા દેશી રાજાઓની ગરદન પકડી પકડીને સીધા દોર કરી નાખ્યા અને હિન્દી સંઘમાં ધસડી લાવ્યા તે સિદ્ધિ નાનીસૂની છે ?

મનોહર : બ્રિટિશ સરકાર દેશી રાજાઓને આંગળી પર નચાવતી; હવે તે વારસો સરદારને સોંપડયો. દેશી રાજાઓને સંઘમાં ધસડી લાવ્યા તેમાં મહાન કાર્યસિદ્ધિ નથી. સંઘમાં જોડાવાથી રાજાઓને લાભ છે, કારણ જે શરતોથી જોડાય છે તેથી તેમને પ્રાદેશિક અને આંતરિક સ્વાતંત્ર્ય અને સલામતી મળે છે, વળી આજના લોકશાહી યુગની ક્રાન્તિના ભડકામાંથી બચી જવા પામે છે. પરંતુ દેશી રાજ્યોની પ્રજાનું જીવનધોરણ ઊંચું લાવવા માટે ક્યાં જોગવાઈ કરવામાં આવી છે ? રાજકીય વાટાઘાટો કરીને અમુક સમજૂતી પરિણામે તેથી રિયાસતી જનતાનો શો ઉદ્ધાર થયો ?

સુરેખ : જે સરદારની રાજકીય બાહોશી અને કુનેહની સ્તુતિ કરવામાં બ્રિટિશ મુત્સદ્દીઓને પણ થાક લાગતો નથી તે સરદારની કરામત અને કારવાઈ ઉપર તમે ઠંડું પાણી રેડો છો.

નવીન : મનોહરનું દૃષ્ટિબિંદુ સમજવા જેવું છે. વ્યક્તિગત માનાપમાન કે સ્તુતિનિંદાથી ફંટાઈ જવું જોઈએ નહિ. રાજકારણમાં પ્રત્યેક વ્યક્તિ કે વર્ગનું મૂલ્યાંકન કરીએ તેના માટે એક નિશ્ચિત પ્રમાણદંડની જરૂર છે. અને આ પ્રમાણદંડ તે આમ-જનતાની આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક પ્રગતિની સિદ્ધિ. જે કાર્યક્રમ આ પ્રગતિ સિદ્ધ ન કરી શકે તે નિરુપયોગી અને નિષ્ફળ લેખાય.

નીલા : સરદારનું કૉન્ગ્રેસતંત્ર આ પ્રગતિ સિદ્ધ નથી કરતું તો બીજું શું કરે છે ?

નવીન : તમારા સવાલનો જવાબ ડંખક કડવો અને ભયંકર છે, છતાં તમને કહી નાંખું છું. તમને બધાને ખબર તો છે જ કે અંગ્રેજ સરકારનું પ્રધાન રાજસૂત્ર " Divide and Rule "નું હતું. આ સૂત્રને અમલમાં મૂકીને તેમણે વિજય પર વિજય પ્રાપ્ત કર્યા. આ સૂત્રને આધારે આજસુધી તેમણે રાજકીય સામ્રાજ્ય મેળવી જનતાને ચૂસી. હજુ તેમની નીતિ આમવર્ગના શોષણ ઉપર ચાલુ છે. પરંતુ લોકશાહીની પ્રગતિના જમાનામાં અંગ્રેજ કુનેહબાજ સમજી ગયા કે હવે રાજતંત્ર હાથમાં સીધી રીતે રહી શકે તેમ નથી. પરિણામે તેમણે રાજસત્તા હિન્દીઓને સુપરત કરવાનો નિર્ણય કરી લીધો. સાથે સાથે એવી કરામત કરી કે રાજસત્તા સોંપવાની વિધિમાં ભાગલા તો રાખવા જ, જેથી હિન્દ કે પાકિસ્તાન ઔદ્યોગિક યા આર્થિક પ્રગતિ સહેલાઈથી ન કરી શકે. ભાગલાનો સ્વીકાર કરવાની તત્પરતા આપણા નેતાઓએ બતાવી કે તત્ક્ષણ બ્રિટિશ મુત્સદ્દીપણું પોતાને પ્રાપ્ત થએલી સોનેરી તક સમજી ગયું. અને ઑગસ્ટની પંદરમી તારીખે રાજતંત્ર સોંપ્યું.

સુરેશ : ગમે તેમ પણ મહાન બ્રિટિશ હકુમત હિંદમાંથી હદપાર થઈ તે કાર્ય મહાન વિજયી લેખાવું જોઈએ.

નવીન : આપણી દૃષ્ટિની સંકુચિતતા ત્યાં જ દેખાઈ આવે છે. આખરે રાજસત્તાની જરૂર શા માટે છે ? આર્થિક સંપત્તિ, સામાજિક સલામતી, વૈયક્તિક સ્વતંત્રતા અને સાંસ્કૃતિક પ્રગતિ માટે. જો આ કાર્ય સિદ્ધ કરવામાં અવરોધક બને તેવી શરતોનો સ્વીકાર કરીએ તો તેમાં ભયંકર ગેરસમજૂતીનો દોષ રહેલો છે, અને આપણા નેતાઓએ આ દોષનો ભાર પોતાના માથે વહોર્યો. બે ભાગલાને બદલે બસો ભાગલા થવા પામત — આ જાતનો બચાવ કાયદાની કચેરીમાં વકીલો બચાવ કરે છે તે પ્રકારનો છે, અને તેમ કરવામાં નેતાઓ પોતાની નિર્બળતા બતાવે છે. ભાગલાનો સ્વીકાર ભયંકરમાં ભયંકર ભૂલ છે. તેમ કરીને હાથે કરીને જ આપણા પગ પર કુહાડો માર્યો છે. પાકિસ્તાનની સતત દખલગીરી, દેશી રાજ્યોની પ્રત્યાઘાતી નીતિ અને મદારીઓની નફાખોરી — આ ત્રણે વિટંબણાની ભીંસમાં આપણે ફસાઈ પડયા છીએ. તેમાંથી મુક્ત થવા અર્થે કેટલી શક્તિ, કેટલો સમય આપણે ખરચી નાખવાં પડશે ? સત્તાપ્રાપ્તિના છંદથી ભોળવાઈ જઈ ભાગલાનો સ્વીકાર કર્યો તે કરતાં તેનો અસ્વીકાર કરી લોકશક્તિ કેળવવામાં યોગ્ય પ્રયાસ આદર્યો હોત તો ભારતની દશા આજે છે તેવી ન થાત અને નજદીકના ભવિષ્યમાં જેટલી ભયંકર બનવાની છે તે બનવાની શક્યતા ઉપસ્થિત થવા ન પામત.

નીલા : ગાંધીજીએ તો ભાગલા સામે પોકાર ઉઠાવ્યો હતો, પરંતુ તેમનું સાંભળે છે જ કોણ ? હશે, જે થયું તે થયું. તેના ઉપર અશ્રુપાત કરવાથી શો લાભ ! હવે રાજતંત્ર લોકોની ખરી સેવા સાધી શકે તે માટે સરદારની સરકારે શી નીતિ નક્કી કરી છે ? गतं न शोचितव्यम् ।

વામન : गतं न शोचितव्यम् ઠીક, પણ गतं शोधितव्यम् । ભૂતકાળની પરિસ્થિતિનું પૃથક્કરણ કરીએ તો તેમાંથી માર્ગદર્શન મળે.

સુરેખ : પાકિસ્તાન અને દેશી રાજ્યોનો કોયડો ઉકેલતાં અને રાજ્યવહીવટનાં ખાતાં ઠેકાણે લાવતાં અનેક વર્ષ લાગશે તેમ સરદાર, જવાહરલાલ વગેરે માને છે. તેથી એટલા સમય પૂરતો તેમણે મૂડીદારોનો સાથ મેળવી લીધો છે. આ સાથ અનિવાર્ય છે અને લાભકારક છે તેમ સરદારશ્રીએ તેમના લખનૌ ખાતેના જાહેર ભાષણમાં કહ્યું હતું. અને તેથી તો મિ. ભાભા અને સર સન્મુખમ્ ચેટીને પ્રધાનમંડળમાં લીધા છે. ઉપરાંત મૂડીદારોને અને વ્યક્તિગત સાહસકર્તાઓને અભયવચન અપાયાં છે.

વામન : સરદારને મૂડીદારોનો સાથ અને મૂડીદારોને સરદારનો સાથ — આ સાથીદારીની ચક્કીમાં પ્રજાને તો પીસાવાનું જ રહ્યું.

સુરેખ : તમે સરદારની ચાલબાજીને પિછાનતા નથી. સમય આવ્યે સરદાર મૂડીદારોને પ્રજાના ચરણે ધરી દેશે.

મનોહર : મૂડીદારવર્ગની સોબતમાં રહી આમજનતાનું કલ્યાણ કોઈ પણ નેતા સાધી શકે નહિ. દિલ્હીમાં ઈમ્પીરિયલ હોટેલ અને બિરલા હાઉસમાં મોટા મૂડીદારો રાષ્ટ્રિય નેતાઓનો સમાગમ કરે છે–contact સાધે છે. કારણ **contacts bring contracts.**

સુરેખ : તમારા સમાજવાદના દીવાનાપણામાં તમને સાચી વાતો પણ નહિ સમજાય. બિરલા જેવા કુબેરપતિના સહવાસમાં રહેવા છતાં ગાંધીજી લોકોપયોગી કાર્યો માટે તેમની પાસેથી કેટલી મોટી રકમો કઢાવી લે છે ?

નીલા : આપણા ધનિકોના દાનવીરપણા પ્રત્યે મને ઘૃણા છે. પ્રાચીન કાળમાં રાજાઓ થોડું લઈ ઘણું આપતા એવું આપણા ગ્રંથો કહે છે. રઘુવંશી રાજા દિલીપ સંબંધે મહાકવિ કાલિદાસ કહે છે:

प्रजानामेव भूत्यर्थं स ताभ्यो बलिमग्रहीत् ।
सहस्रगुणमुत्स्रष्टुमादत्ते हि रसं रविः ॥

(रघु० : १, १८)

પરંતુ આપણા દાનવીરો તો પ્રજાને ચૂસીને કરોડ કમાય તેમાંથી માંડ માંડ લાખ આપતા હશે.

મનોહર : ધનિકોના દાન પ્રજાનું એક પ્રકારનું સૂક્ષ્મ અપમાન છે. આવા દાનથી નભતી સંસ્થાઓનો લાભ લેવામાં આપણને સંકોચ થાય છે, અને લઘુતાની લાગણી આપણને કંપે છે. ખરી રીતે, બધી સંસ્થાઓ રાજ્ય પ્રચાલિત હોવી જોઈએ અને તેનો લાભ લેવાનો પ્રજાને સીધો હક હોવો જોઈએ.

સુરેખ : જો મૂડીદારની સોબતથી નેતાઓ રંગાતા હશે તો તેથી વધુ પ્રમાણમાં મૂડીદારો નેતાઓના સમાગમથી ઉન્નત બને છે. જુઓને હમણાં જ ગાંધીજીના આગ્રહને વશ થઈ ઉદ્યોગપતિઓએ કાપડ ઉપરનો અંકુશ દૂર કરવામાં કેટલો સાથ આપ્યો ?

આજના કાપડના ભાવ ઉપર પચીસ ટકા વધારો કરવાની સરકારે છૂટ આપી છતાં મિલમાલિકોએ પંદર ટકા જ લેવાની કબૂલાત આપી.

**ગમન :** પચીસ ટકા ભાવ વધારી આપવાનું કારણ ?

**સુરેખ :** કારણ એ કે કાપડ બનાવવામાં વપરાતા રૂના ભાવ પચીસ ટકા વધવા પામ્યા છે.

**ગમન :** તો પછી મિલમાલિકો પંદર ટકા જ ભાવ કેમ વધારવા તત્પર થયા ?

**સુરેખ :** હું તમને તે જ કહું છું ને કે સારા નેતાઓના સમાગમથી માલિકોના હૃદયમાં પણ ઉદારતા પેદા થવા પામે છે.

**નવીન :** તમે એક ખોટો રકઝક કરો છો. જ્યારે ટકાની વાત આવે ત્યારે તેમાં જરાક ઊંડા ઊતરવું જોઈએ. માલિકો પચીસના બદલે પંદર ટકા જ લેવાની તત્પરતા— ઉદાર તત્પરતા—બતાવે છે તે ગણત્રી વિનાની નથી.

**નીલા :** ધનિકોની ઉદારતામાં પણ ગણત્રી ?

**નવીન :** હા.

**નીલા :** કેવી રીતે ?

**નવીન :** કાપડના ભાવમાં રૂની કીમતનો હિસ્સો આશરે ૪૦ ટકા છે. એટલે કે સો રૂપિયાના કાપડમાં ચાલીસ રૂપિયાનું રૂ વપરાય છે. હવે રૂના ભાવ પચીસ ટકા વધ્યા એટલે ૪૦ + ૨૫ %= ૫૦ રૂપિયા થયા. જેથી કાપડનો ભાવ ફક્ત ૧૦ રૂપિયા વધ્યો, એટલે કે સો રૂપિયાના ૧૧૦ રૂપિયા થયા. મિલમાલિકો કહે છે કે અમને રૂ. ૧૧૫) થી સંતોષ છે. આનો અર્થ એ થયો કે આજે તેમના નફાનું પીરસણ છે તેમાં પાંચ ટકા વધ્યા. કેટલી ઉદારતા તે ગણી કાઢો.

**નરીમાન :** તો પછી સરકારે શું જોઈને પચીસ ટકા વધારવાની છૂટ આપી ?

**નવીન :** સરકારના ગણત્રીબાજોની બે ખાસિયત હોય છે: એક એ કે હિસાબ સરલ કરી નાખવો. રૂના ભાવમાં પચીસ ટકા વધ્યા એટલે કાપડના ભાવ પચીસ ટકા વધવા જોઈએ. બીજી ખાસિયત એ કે તેમની ગણત્રી કરવામાં માલિકોની સલાહનો પ્રભાવ પડે છે. તેમાં ઊંડા ઊતરવામાં સાર નથી.

**નીલા :** આ બધા દાવપેચ અને ગણત્રીના કોઠા સાંભળીને હું તો હેબતાઈ જાઉં છું. સ્પષ્ટ જણાઈ આવે છે કે મિલમાલિકો તેમની નફાખોરીના ટકા વધારવાનું જ સમજ્યા છે. અને ભલા ભોળા લોકોની આગળ ઉદારતાના સ્વાંગ સજે છે.

**નવીન :** શાબાશ, નીલા, તમને આ પ્રતીતિ થઈ તે માટે અભિનંદન. મૂડીદારોનાં તન, મન અને ધન અંગત નફાખોરીને સમર્પણ થએલાં હોય છે. તેમના નફાના ઢગલામાં બીજાઓને — આમવર્ગને — પ્રવેશ કરવાની મનાઈ હોય છે; આનું નામ મૂડીદારોની હડતાલ. તેમના નફા ઉપર ત્રાપ મારવા જાઓ કે તેઓ હજાર પ્રકારના કિસ્સાથી તેમની મૂડી અને નફાખોરીનો બચાવ કરી લેવાના. આમજનતાને નફાનો લાભ આપવાના કાર્યમાં મૂડીદારો હડતાલ ઉપર હરહમેશ ઉતરેલા હોય છે.

**નીલા :** હું એમ પૂછું છું કે મજૂરો જ્યારે જ્યારે હડતાલ પર ઊતરે છે ત્યારે ત્યારે તેમની સામે કાયદો, પોલીસ, મિલિટરી વ૦ હિંસક સાધનસામગ્રીનો ઉપયોગ કરવામાં આવે છે તો નફાનો ઉપયોગ આમજનતાના હિતાર્થે નહિ કરવાની હડતાલ પાડનારા મૂડીદારો સામે સરકાર કેમ નિઃસહાય બની જાય છે ?

**નવીન :** એનાં કારણ આ સામ્યવાદી ગમનભાઈને પૂછો.

**ગમન :** કારણ સ્પષ્ટ છે. મૂડીવાદી સમાજમાં રાજસત્તાધારીઓ હમેશાં મૂડીદારોના હાથા હોય છે, મૂડીદારોનાં હિતોના રખવાળ હોય છે. કામદારવર્ગ, શ્રમજીવી વર્ગનાં હિતોને ઠોકર મારવામાં આવે છે. શ્રમજીવીની ક્રાન્તિનાં આંદોલનોને કચડી નાંખવામાં આવે છે. શ્રમજીવી પાસે રહેલું એકનું એક અહિંસક સંગ્રામસાધન — હડતાલ — તેને પણ ગુનો ગણવાના કાયદા કરવામાં આવે છે.

**સુરેખ :** હડતાલને જો છૂટ અપાય તો અત્યારે દેશને વધુ ઉત્પાદનની આવશ્યકતા છે તે ઉત્પાદન કેવી રીતે સિદ્ધ થઈ શકે ? *Produce or Perish*—આ નામની પ્રવચનમાળામાં પંડિત જવાહરલાલજીએ રેડીઓ પર ચોખ્ખું સમજાવ્યું કે આજની ઘડીએ દેશને ઉત્પાદન જ બચાવી શકે તેમ છે.

**નરીમાન :** હા. સરદારે પણ અમદાવાદમાં મજૂરોને સલાહ આપી કે રૂપિયો લઈ સવા રૂપિયાનું કામ આપો.

**ગમન :** સરદાર તો એમ જ કહે ને ? કામદારોના જીવનધોરણની મુસીબત સંબંધે કેમ કાંઈ ન બોલ્યા ? અને મૂડીદારોના નફાધોરણમાં પચીસ ટકા વધારો આપવાનો નિર્ણય ઝટ લઈને કરી નાંખ્યો. આમ કરવામાં પાકિસ્તાનનો સવાલ કે બીજી અડચણો આડે આવતી નથી.

**નવીન :** ગમન, તમે ઉશ્કેરાઓ નહિ. ધીરજ રાખો. સત્ય વસ્તુસ્થિતિ તમે ધારો છો તેવી સરલ નથી. સરકાર પાસે આજે પાકિસ્તાન સંબંધે મહાન મુસીબતભર્યા પ્રશ્નો આવી પડ્યા છે. લાખો નિર્વાસિતોની ફેરબદલી અને તેમને કામે લગાડવાનો સવાલ મુશ્કેલ છે. દેશી રાજ્યો, કાશ્મીર, જૂનાગઢ, હૈદરાબાદ—આ બધા કોયડા ઉકેલવા અને તે પણ દિલ્હીમાં વિરાજમાન થયેલા ગાંધીજીની હાજરીમાં, તેમની સત્ય અને અહિંસાની આગ્રહપૂર્વક નીતિથી—આ સરલ નથી. ગાંધીજીના આધ્યાત્મિક ઉપવાસની અસર તમે સરદારના અમદાવાદ ખાતેના ભાષણમાં ન જોઈ ? અનેક વિરોધી ઘટનાઓ વચ્ચેથી દેશનું રાજકીય નાવ કિનારે ઉતારવાનું છે. માટે ધીરજ રાખો.

**મનોહર :** ધીરજ કેમ કરીને રખાય ? જોયું ને કે મુંબાઈમાં અમારા શ્રી અશોક મહેતા વ૦ને પાટિલ સાહેબે કોન્ગ્રેસમાંથી ત્રણ વર્ષ માટે બરતરફ કર્યા ? હવે તો અમે કોન્ગ્રેસ સામે બંડ ઉઠાવવાના.

**નવીન :** પણ વિચાર તો કરો કે લોકો તમને ટેકો આપશે કે સરદારને ? આખરે તો વિજય લોકમત ઉપર અવલંબે છે. ઉપરાંત તમારા શ્રી જયપ્રકાશ નારાયણ અને ડૉ. રામમનોહર લોહીઆ દિલ્હીની હવામાં શીતળ બનતા જાય છે. થોડા વખતમાં તેમનો સમાજવાદી પક્ષના અન્ય કાર્યકરો સાથેનો સંબંધ કેવો રહે છે તે જોવાનું છે.

સરદારની ધમકીથી ભયભીત બનેલા શ્રી. અશોક મહેતાએ સરદારને ક્ષમા યાચતો લાંબો પત્ર લખ્યો છે.

**નીલા :** કેટલીક વખત મને તો એમ જ લાગે છે કે દેશના રાજકારણમાં પક્ષે પક્ષની મારામારી અને હરીફાઈ સિવાય બીજું કાંઈ નજરે પડતું નથી. લોકહિતને સિદ્ધ કરતી ફિલસૂફીનો લેશ પણ અંશ દેખાતો નથી.

**સુરેખ :** દેશમાં જ્યાં સુધી ગાંધીજી જેવા ધર્મપરાયણ સંત વ્યક્તિ હાજર છે ત્યાં સુધી આપણે ચિંતા કરવાની જરૂર નથી. તેમના તત્ત્વજ્ઞાનમાં તેમ જ કાર્યક્રમમાં ધાર્મિકતા ભરપૂર પડેલી છે.

**મનોહર :** દેશના સામાજિક અને રાજકીય ક્ષેત્રમાં ધર્મે જ બધી લિટંબણા ઊભી કરી છે. હુલ્લડો થયા તે પણ ધાર્મિક તત્ત્વોને લીધે. અમદાવાદમાં સ્વામીનારાયણના મંદિર સામે હરિજનોએ સત્યાગ્રહ આદરી મિલો બંધ રાખી તે પણ ધર્મના નામે.

**રામન :** ખરી વાત છે. આપણે ધર્મનાં, ધાર્મિકતાનાં અને ધર્માન્ધતાનાં મૂળભૂત કારણો સમજવાં ઘટે. રશિયાનો મહાન ક્રાન્તિવીર લેનીન કહે છે :

> "The deepest source of religious prejudice is poverty and ignorance; it is with these evils that we must contend."
> (Lenin : *Women and Society*)

**નીલા :** જો આ વિધાન સાચું હોય તો આપણા રાજધુરંધરોએ ગરીબાઈ અને અજ્ઞાન નાબૂદ કરવા પ્રત્યે ભીષણ પ્રયત્નો આદરવા જોઈએ.

**નવીન :** કમનસીબી છે કે આપણા દેશમાં ખોટા ધર્મના નામે ઘોર અત્યાચારો થવા પામ્યા છે અને તેથી પણ મોટી કમનસીબી એ છે કે આર્થિક સમાજ-ક્રાન્તિ સિદ્ધ કરવાને બદલે આપણા નેતાઓ અને કાર્યકરો વિસંગત પ્રવૃત્તિમાં પરોવાઈ પડે છે. આ ક્રાન્તિ ત્યાં સુધી સિદ્ધ ન થઈ શકે, જ્યાં સુધી સરકાર મૂડીદારવર્ગની અંગત નફાખોરીની પ્રથાને નષ્ટ ન કરે.

**નીલા :** ચાલો, હવે મોડું થયું. આપણે ઘણી વાતો કરી. આખરે આર્થિક પરિવર્તનની આવશ્યકતા ગળે ઊતરે એમ લાગે છે. હવે આવતે મહિને.

૨૩-૧-૪૮

# સ્વરાજ્યનો આદર્શ
## અને તેની સિદ્ધિની શરતો

ગોપેશ્વર હે. ભટ્ટ એમ. એ., બી. ટી., એલએલ. બી.

પ્રાણીમાત્રમાં સ્વતંત્રતા કે સ્વરાજ્યની ભાવના જન્મસિદ્ધ છે અને દરેક દેશના નાગરિકો શાંતિનું સુખ મેળવ્યા પછી સ્વતંત્રતા માટે ઝંખના કરે છે. વિશ્વભરમાં સ્વરાજ્ય કે લોકશાસન માટે પ્રયત્નો થયા છે, બલિદાનો અપાયાં છે, સ્વરાજ્યની સિદ્ધિ માટે અમેરિકા, ઇંગ્લાંડ, ફ્રાન્સ વગેરે દેશોએ મહાન ભોગો આપ્યા છે છતાં ત્યાં સાચું સ્વરાજ્ય હજુ ઘણું ઘણું દૂર છે એટલું જ નહીં પણ સ્વરાજ્યના પ્રદીપને ઝાંખો કરવા ઉગ્ર રાષ્ટ્રવાદ, મૂડીવાદ, સરમુખત્યારશાહી અને સામ્રાજ્યવાદ આગળ આવ્યાં છે અને છેલ્લાં વીસ વર્ષમાં આપણે અભૂતપૂર્વ બે ભીષણ માનવ હત્યાકાંડો નિહાળ્યા. વિશ્વયુદ્ધ એક મહાન શિક્ષક છે અને વિશ્વની શાંતિ, આબાદી તેમજ ભ્રાતૃભાવ માટે તેમજ સ્વતંત્રતાની સફળતા માટે બોધપાઠ શીખવે છે, પણ સ્વાર્થી મહાસત્તાઓ, મૂડીવાદ અને અંધ રાષ્ટ્રવાદ આપણને ત્રીજા વિશ્વયુદ્ધ તરફ ધસડી રહ્યાં છે. આવી કટોકટીના સમયે અને ભારતમાતાની આઝાદીના ઉષઃકાળે જ જ્યારે ભારતની કાયાના બે ટુકડા થયા છે, કોમી દાવાનળની આગ ભભૂકી ઊઠી છે અને સ્વરાજ્યની સફળતા માટે હિમાલય જેવી મુશ્કેલીઓ ખડી થતી જાય છે તેવે સમયે સ્વરાજ્યના મહાન આદર્શની પૂરી સમજ અને સ્વરાજ્યની સિદ્ધિની શરતો માટેનું સાચું જ્ઞાન આપણી અત્યાવશ્યક જરૂરિયાત છે, આપણી રાષ્ટ્રીય ફરજ છે.

પંદરમી ઓગસ્ટે સ્વતંત્ર ભારતનો અરુણોદય થયો. લોકપ્રિય નહેરુ સરકારે રાજ્યનું સુકાન હાથમાં લીધું: ભારતની રાજકીય સ્વતંત્રતા લાવતો અને ભારતની નવરચનાને સંપૂર્ણ શક્ય કરવાનો હક્ક લાવતો તે ચિરસ્મરણીય પુણ્ય દિવસ. પણ કોઈ પણ દેશમાં રાજકીય સ્વરાજ્યની માત્ર જાહેરાતથી સ્વરાજ્યનું સ્વર્ગ ન જ સ્થપાય. સ્વરાજ્ય એ કંઈ જાદુ-મંતર નથી કે તે આપણાં ગરીબાઈ, અજ્ઞાન, આળસ, કુસંપ, દ્વેષ, રોગ અને મિથ્યાભિમાન દૂર કરે. અને આપણને સુખ અને સમૃદ્ધિના શિખરે પહોંચાડે. સ્વરાજ્યને પચનાર જ તેના નાગરિકો છે એટલે જેવા નાગરિકો તેવું સ્વરાજ્ય ઘડાય. આજના ભારતવાસીઓ જેવા વિચારો કરે અને આદર્શો સેવે તેમજ નિશ્ચયો કરે તેવું આવતી કાલનું ભારત બને, તેવું સ્વરાજ્ય ઘડાય કે સિદ્ધ થાય, સ્વરાજ્યના સાચા અર્થની અને આદર્શની જેટલી પાકટ સમજ, તે માટે તીવ્ર તમન્ના કે આદર્શનિષ્ઠા અને નિશ્ચયાત્મક કર્તવ્યનિષ્ઠા તેટલી જ સાચી સ્વરાજ્યપ્રાપ્તિ.

સ્વરાજ્યનો આદર્શ સર્વનું કલ્યાણ, નાગરિક માત્રના જીવનના પૂર્ણ વિકાસની અને સ્વતંત્રતા અને સમાનતાની સર્વસામાન્ય લહાણ એ સ્વરાજ્યનો આદર્શ. અમેરિકા જેવા રાજ્યતંત્રની સ્થાપના એનું નામ સ્વરાજ્ય ન કહેવાય. રશિયાના સામ્યવાદ પ્રધાન

રાજ્યતંત્રને અપનાવવું એ પણ સ્વરાજ્યનો આદર્શ નથી. સાચી સમાનતાનું રાજ્ય એટલે સ્વરાજ્ય. સાચી સમાનતા હોય ત્યાં જ સ્વતંત્રતા પ્રકટે, ખીલે અને માનવીની માનવતા પ્રકટાવે, માનવીને સાચો માનવી બનાવે. તેમજ સ્વરાજ્યનો આદર્શ છે રાજકીય, આર્થિક, સામાજિક અને નૈતિક સમાનતા અને ન્યાયનું રાજ્ય. માનવી માત્રનો માનવી તરીકે જીવવાનો અને પૂર્ણવિકાસ કરવાના હકનો સ્વીકાર અને તેના ગૌરવનું રક્ષણ એ સ્વરાજ્યનો આદર્શ. કુદરતે શક્તિમાં, બુદ્ધિમાં કે ગુણમાં જે અસમાનતાઓ સર્જી છે તેને કૃત્રિમ રીતે નાબૂદ કરવાનો આશય સ્વરાજ્યમાં નથી. સ્વરાજ્ય તો જન્મને, ધનને કે ધર્મને કારણે જે કૃત્રિમ અસમાનતાઓ છે તેનો પ્રતિકાર કરે છે અને તેને નાબૂદ કરવાનો આદર્શ રાખે છે તેમજ નૈસર્ગિક અસમાનતાઓની–વિધિની ક્રૂરતાને ઓછી કરવાનો સ્તુત્ય પ્રયાસ આદરે છે. બીજા કોઈ પણ રાજ્યતંત્રમાં કદી પણ ન સ્વીકારાતો એવો સિદ્ધાન્ત સ્વરાજ્ય સ્વીકારે છે અને તે દરેક માનવી માનવી હોઈ મહાન છે, ઉપયોગી છે, અમૂલ્ય વસ્તુ છે અને તેથી તેને તેના વિકાસ માટે પૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ. સ્વરાજ્યના આદર્શની એ જ વિશિષ્ટતા છે કે તે સ્વતંત્રતાને દરેક નાગરિકની ન લઈ શકાય તેવી સામાન્ય મિલકત માને છે, દરેકને તે ભોગવવાનો અને પ્રાપ્ત કરવાનો સરખો હક્ક સ્વીકારે છે. ધર્મ, ધન કે જન્મના અકસ્માતને લીધે કોઈને હક્કો કે સ્વતંત્રતા માટે અનધિકારી ન જ ગણી શકાય. સ્વરાજ્યના આદર્શમાં પક્ષપાત, ઈજારા, બળજબરી, દયાદાન કે હિંસાને સ્થાન નથી. રોગના નિવારણ માટે ઔષધિ અનિવાર્ય થઈ પડે છે તેમ હિંસાનો ઉપયોગ રક્ષણ માટે નૈતિક અંકુશ તળે અનિવાર્ય લેખાય. સાચું સ્વરાજ્ય તો અહિંસા પર જ રચાય. સ્વરાજ્યમાં વિચાર, વાણી અને સંમેલનનું સ્વાતંત્ર્ય આવશ્યક, કારણ કે વિચાર-સ્વાતંત્ર્ય એ જ લોકશાસનનો પ્રાણ ગણાય. અન્યાય અને જુલમનો પ્રતિકાર કરવાની પણ સૌને સરખી છૂટ આવશ્યક મનાય. આત્માના અવાજને જાહેર કરવાની છૂટ એ સ્વરાજ્યનો આદર્શ. રશિયાએ આર્થિક વિપુલતા મેળવી, આર્થિક સમાનતાના આદર્શને ઠીકઠીક સફળ કર્યો, પણ સ્વરાજ્ય તો દૂર જ રહ્યું. આત્માના અવાજને ત્યાં રૂંધવામાં આવે છે, વાણી સ્વાતંત્ર્ય તો નામનું જ છે તેથી જ રોમાં રોલાં જેવા ઉદાર દૃષ્ટિવાળા ફિલસૂફે કહ્યું કે રશિયામાં સાચું સ્વરાજ્ય નથી. હિંદી સામ્યવાદીઓ પણ રશિયાના સામ્યવાદની વાસ્તવિક નિષ્ફળતા સમજતા જાય છે એ આપણા સ્વરાજ્યના કાર્યમાં નોંધપાત્ર ઘટના છે. પૂર્ણ સ્વરાજ્યનો આપણો આદર્શ છે. આપણે કોઈ દેશનું અંધ અનુકરણ કરવાનું હોઈ ન શકે શુદ્ધ સ્વતંત્ર વિચારશ્રેણી એ આપણું ધ્યેય હોવું જોઈએ એટલે જ પૂર્ણ કે સાચા સ્વરાજ્યનો આપણો આદર્શ માગે છે રાજકીય, આર્થિક, સામાજિક અને નૈતિક સ્વતંત્રતા અને સમાનતા. ટૂંકમાં કહીએ તો, સ્વરાજ્ય એ એક પ્રકારનો *જીવનધર્મ છે, જીવનવ્યવસ્થા છે, જીવતી શ્રદ્ધા છે* અને મનુષ્યના સમગ્ર જીવનને પ્રેરણા આપનાર મહાશક્તિ છે.

હિંદી સ્વરાજ્યનો આદર્શ હિંદના ગરીબમાં ગરીબ અને નમ્રમાં નમ્ર નાગરિકને પૂરતાં અન્નવસ્ત્ર, નિવાસસ્થાન, સુખી, સુઘડ અને સંસ્કારી જીવનને પૂરી પાડતાં સાધનો મેળવવા સમાન તક, સહાય અને કેળવણી આપવાની વ્યવસ્થા યોજવાનો છે. પૂ. ગાંધીજીની ભાષામાં સ્વરાજ્ય એટલે સ્વશાસન, વાસનાઓની ગુલામીમાંથી મુક્તિ, સાદા સ્વાશ્રયી શ્રમજીવી

અહિંસક જનસમાજનું રાજ્ય. સ્વરાજ્યના કે લોકશાહીના આ આદર્શને પાશ્ચાત્ય દેશોમાં પણ હજી સાચી કે સારી સફળતા મળી નથી કારણકે મૂડીવાદે તેને મહાત કર્યો છે. મૂડીવાદ સ્વરાજ્યનો કટ્ટો કાયમી શત્રુ છે. મૂડીવાદમાંથી ઉગ્ર રાષ્ટ્રવાદ, સામ્રાજ્યવાદ અને યુદ્ધવાદ તથા શોષણવાદ જન્મે છે એટલું જ નહિ પણ સ્વરાજ્યને મહાત કરવા મૂડીવાદ સરમુખત્યારશાહીને પણ સ્વીકારે છે. વિશ્વમાં બે મહારક્તપાતો થયા અને સ્વરાજ્યના આદર્શને ઘા થયા તેનું મૂળ મૂડીવાદની પોતાની રક્ષા માટેની રાક્ષસી ભૂખ અને તરકટો જ હતાં અને હજુ પણ છે. રશિયન સામ્યવાદ પણ સ્વરાજ્ય પોષક નથી. ધનની વૃદ્ધિના, ઉત્પાદનની સમૃદ્ધિના આદર્શ પર અને હિંસા પર રચાયેલો સામ્યવાદ પણ ઉગ્ર રાષ્ટ્રવાદ, સામ્રાજ્યલાલસા અને યુદ્ધપ્રેરણાને જન્મ આપે છે એમ રશિયાનો ઇતિહાસ બોલે છે. એમ. આર. મસાણી જેવા અને જવાહર જેવા હિંદી સમાજવાદીઓ પણ રશિયાના અંધ અનુકરણને સ્વીકારવા તૈયાર નથી એ બિના નોંધપાત્ર છે. રશિયા આજે અનેક દેશોની સ્વતંત્રતા ભયમાં મૂકે છે, રશિયામાં આર્થિક સમાનતાની કંઈક ઝાંખી છે, આર્થિક અસમાનતાઓ નાશ પામ્યા જેવી છે, પણ વિચાર, વાણી અને મિલનનું સ્વાતંત્ર્ય કે આત્માના અવાજને જાહેર કરવાનું સ્વાતંત્ર્ય પૂર્ણ કે યોગ્ય નથી એટલે સ્વરાજ્યનો આદર્શ ત્યાં ઝાંખો પડી ગયો છે. હિંદી સ્વરાજ્યના આદર્શની વિશિષ્ટતા એ છે કે તે નથી અંધ રાષ્ટ્રવાદી, સામ્રાજ્યવાદી કે મૂડીવાદી.

સ્વરાજ્ય એટલે લોકશાસનના આ આદર્શની સફળતા કેટલીક શરતો રજૂ કરે છે. સ્વરાજ્ય કંઈ ઇચ્છાથી ન આવી જાય કે સફળ થાય. ઉત્કટ રાષ્ટ્રભક્તિ, સ્વરાજ્યના ધ્યેયમાં પૂર્ણ શ્રદ્ધા, સ્વતંત્ર વિશાળ વિચારશ્રેણી, શિસ્તપાલન, ચારિત્ર્યઘડતર, શાંતિ, રાષ્ટ્રમાં ઐક્ય એકતાનતા, કોમી કે સ્થાનિક મિથ્યાભિમાનનો અભાવ, આર્થિક સમાનતા અને પૂર્ણ સામાજિક સુરક્ષિતતા, મૂડીવાદીઓ પર પૂર્ણ અંકુશ, સ્વરાજ્ય માટેની સાચી કેળવણી, કર્તવ્યનું અને હક્કોનું પ્રજાને ભાન, સામાજિક સેવાભાવ અને ભ્રાતૃવૃત્તિ, અન્યાય, શોષણ, દમન, દાદાગીરી કે સરમુખત્યારશાહીનો સામનો કરવાની તમન્ના, હિમ્મત અને કર્તવ્યપરાયણતા અને સ્વરાજ્યની રક્ષા માટે સર્વસ્વના ભોગ માટેનો દૃઢ નિશ્ચય—આ સર્વેનો વિકાસ અને વૃદ્ધિ સ્વરાજ્યના આદર્શની સફળતા માટેની શરતો છે. દેશના નાગરિકોમાં આ ગુણધન જેટલું વધે તેટલું સ્વરાજ્ય નજદીક આવે, સાચું સ્વરાજ્ય સિદ્ધ થાય. સ્વરાજ્યના સિંહનાદથી કે રાજકીય જાહેરાતથી સ્વરાજ્ય સ્થપાતું હોત તો દેશદેશમાં સ્વરાજ્યનું સ્વર્ગ સ્થપાયું હોત.

આજે આપણને ભારતવાસીઓને સ્વરાજ્યના ઉપઃકાળે માનવવાદ કહો કે ગાંધીવાદી સમાજવાદ કહો તેની જરૂર છે. સ્વરાજ્યના વિજયની તે સુવર્ણચાવી છે. માનવવાદનો વિજય એ જ સ્વરાજ્યની સિદ્ધિ માટેની અગત્યની શરત છે. મૂડીવાદ તો સ્વરાજ્યનો કાયમી શત્રુ છે એમ સર્વત્ર સ્વીકારાયું છે. હિંદી સ્વરાજ્યનું ધ્યેય મૂડીવાદ કે હિંસાશ્રિત સામ્યવાદ નથી જ કારણકે સાચું સ્વરાજ્ય તેથી ઘણું દૂર છે. આપણા સ્વરાજ્યની નવરચના સત્ય, અહિંસા અને માનવપ્રેમના પાયા પર, સાચી સમાનતાના પાયા પર કરવાની રહે છે. ગાંધીજીનો આ આદેશ આપણને મળેલો છે તે કલ્પનાવિહાર નથી; પણ માનવપ્રતિહાસનું

સત્યદર્શન, પીયૂષામૃત છે. માનવીની આજની બિમારીનું, અધઃપતનનું, ધનલોભ અને વિગ્રહ-લેલુપતાનું મૂળ કારણ, તેમજ સ્વરાજ્યના આદર્શની નિષ્ફળતાનું કારણ પણ, માનવીની નૈતિક નાદારી, સંસ્કારહીનતા યા તો વિકૃત સ્વભાવ છે. શુદ્ધિ( રીઝન ) જ માનવીની ઉન્નતિનું સર્વોત્તમ સાધન છે એમ હજી સ્વીકારાય છે એ ગંભીર ભૂલ છે. મનુષ્યમાત્ર માત્ર માટીનો ઢેફો નથી કે ધનલોભી સ્વાર્થી પણ નથી કે વાસનાઓનો ગુલામ નથી જ પણ આત્મા-યુકત પ્રકાશમાન દૈવી અંશ છે એ સમજવાની આપણે જરૂર છે. આજની આત્માની દરિદ્રતા જ આપણાં દુઃખનું મૂળ છે. મનુષ્યમાં રહેલી માનવતા, દિવ્યતાને પ્રગટ કરવાના ભગીરથ પ્રયત્ન આદર્યા સિવાય વિશ્વશાંતિ, વિશ્વબંધુત્વભાવ, સ્વરાજ્યની સફળતા હિંદમાં કે કોઈપણ દેશમાં શક્ય નથી. તેથી જ ગાંધીજી, સર રાધાકૃષ્ણન વગેરે ભારતની નવરચનામાં નીતિ અને આત્મબળ પર ભાર મૂકે છે. એટલે સર રાધાકૃષ્ણનના શબ્દોમાં કહીએ તો, આત્માના દારિદ્રના નાશ વગર અને આધ્યાત્મિક દ્વિજત્વ પામ્યા વગર આપણે સ્વરાજ્યની સિદ્ધિ કે ભારતની નવરચના કરી શકવાના નથી. એટલે જ સ્વરાજ્યસિદ્ધિનો સુવર્ણમાર્ગ અને અનિવાર્ય શરત છે આપણા જીવનની નવરચનાનો. સાચા સ્વરાજ્યનો અર્થ જ મનની ટેવોનું પરિવર્તન, આદર્શ ક્રાન્તિ યા તો આત્મશાસન છે.

આજે આપણે જ આપણા મહાન શત્રુ છીએ. આપણામાં અનેક રાષ્ટ્રીય દૂષણો છે. જ્યાં સુધી આપણે ભારતીય નાગરિકો સુધરીએ નહિ, આપણા જીવનઆદર્શો અને મૂલ્યાંકનો ફેરવીએ નહિ ત્યાં સુધી સ્વરાજ્યના આદર્શની સાચી સિદ્ધિ અને સ્વરાજ્યરક્ષા ગગનકુસુમ-વત્ જ રહેશે. આજનું આપણું તાત્કાલિક જરૂરનું કાર્ય છે સ્વરાજ્યના આદર્શમાં અખૂટ તીવ્ર શ્રદ્ધા જાગૃત કરે તેવી સાચી સ્વરાજ્યરક્ષક કેળવણી અને તેનું આયોજન. કોઈ પણ રાષ્ટ્રનું પુનર્વિધાન તેની કેળવણીદ્વારા જ શક્ય છે. જેવી કેળવણી તેવા નાગરિકો. જેવાં વિદ્યાપીઠો અને શારદામંદિરો તેવું રાષ્ટ્રઘડતર. સારા હિંદી સંઘની કેળવણીનું આયોજન આજે આંતરવિગ્રહ પીડિત સરકાર માટે મુશ્કેલ છે એટલે લોકપ્રિય પ્રાંતીય સરકારો મધ્યસ્થ સરકારની દોરવણી લઈ પ્રાન્તીય કેળવણીની પુનર્ઘટના અને આયોજન કરે અને સ્વતંત્રતાની તાલીમ આપે અને પ્રત્યેક હિંદીમાં રહેલા માનવનો પૂર્ણ વિકાસ સાધવા પ્રયત્ન કરે તો મહામૂલાં હિંદી સ્વરાજ્યની સિદ્ધિ અને રક્ષા થાય તેમજ વિશ્વસ્વાતંત્ર્ય અને વિશ્વશાંતિના માર્ગમાં હિંદ પોતાનું યોગ્ય સ્થાન લઈ શકે.

卐

## અગત્યની શુદ્ધિ

'પ્રસ્થાન'ના ૨૦૦૪ માગશર અંકમાં 'કે. બા. સંગીતાચાર્ય વાડીલાલભાઈ'વાળા લેખમાં પૃ. ૬૬, લીટી નીચેથી ૪ થી, 'જહેવ'ને બદલે 'જહેશ' તથા પૃ. ૬૭, લીટી ૨૧ ઉપર 'ઝાકુરદીન'ને બદલે 'મીયાંજાન.' એમ સુધારી લેવું.

*

'ગુજરાતી સાહિત્યમાં નિબન્ધ' લેખમાળાનો છેલ્લો હપ્તો અનિવાર્ય સંજોગોને લીધે આ અંકમાં છાપી શકાયો નથી, તે બદલ દિલગીર છીએ. બનતી ઉતાવળે તે લેવા યત્ન કરીશું.

—વ્યવસ્થાપક

# સંત કે ક્રાન્તિકારી ?

કમળા રતનચંદ સુતરીઆ એમ. એ.

"ગાંધીજી તો સંત પુરુષ છે; તેઓ આદર્શની વાતો કરે છે—પરન્તુ અમારે તો રાજકાજ ચલાવવું છે. ગાંધીજી મહાત્મા છે, તેઓ જે કહે છે તે સર્વ વાત સાંભળવા જેવી છે પરન્તુ કાર્યમાં તો અમને જે ઠીક લાગે તે જ કરવાનું રહે છે." આ શબ્દો આપણા દેશના પ્રવર્તમાન કર્ણધારોમાંથી એકના છે. એટલું જ નહીં, આવી જ વાત આપણે આજકાલ હાલતાં ચાલતાં જ્યાં ત્યાં સાંભળીએ છીએ.

ગાંધીજી સંત પુરુષ છે તેમાં તો કાંઈ શક છે જ નહીં. પરંતુ આ પ્રમાણે કહીને આપણે તેમની ઉપેક્ષા કરી શકીએ તેમ નથી. કારણકે તેઓ સંતની ભૂમિકાથી પણ આગળ ગયેલા છે અને સંત કરતાં ય વિશેષ અસાધારણતા ધરાવનારા છે. ગાંધીજી કોઈથી પણ રોક્યા ન રોકાય એવા અસામાન્ય અદમ્ય ક્રાન્તિકારી છે કે જેમણે આ ક્રાન્તિનાં મંત્રની સચ્ચાઈને પૂરેપૂરી રીતે પિછાની લીધી છે. ખરેખર જો આપણે આઝાદ બનવું હોય તથા આઝાદ પ્રજા તરીકે રહેવું હોય, તો આપણે નિરન્તર જાગૃત રહીને આપણી આંતરિક તથા બાહ્ય બન્ને પ્રકારની પ્રતિગામી શક્તિઓની સામે થઈને જ તેની કિંમત ચૂકવવી પડશે. [ Eternal vigilence is the price of liberty ] ગાંધીજી યુગપુરુષ છે, તેઓ 'દ્રષ્ટા' છે, તેઓ યુગના અવાજને સાંભળે છે, અનુભવે છે તથા તેને વ્યક્ત પણ કરે છે. અને તેથી જ કરોડો મનુષ્યો તેમને અનુસરે છે, અને તેથી જ સત્તાધારીઓને પણ તેમની વાત સાંભળવી પડે છે.

આજે તો રાજકાજની સત્તા આપણા લાડીલા તથા આપણા જ ચૂંટેલા નેતાઓના હાથમાં છે, જેઓ પાછલાં ત્રીસ વર્ષમાં ગાંધીજીના નેતૃત્વ નીચે જ વિદેશી ગુલામીની સામે દુનિયાના ઇતિહાસમાં જેની જોડી નથી એવી એક અનોખી લડાઈ લડ્યા છે અને છેવટે અંતમાં તેમાં સફળતા પણ પ્રાપ્ત કરી છે. પરંતુ આજે આપણી પોતાની નબળાઈઓ છુપાવવા માટે ગાંધીજીને સંતની ઉચ્ચ કોટી પર સ્થાપીને તેમની વાત માન્ય રાખવાની જવાબદારીથી આપણે પોતાને મુક્ત થયેલા માનીએ છીએ. ગાંધીજીએ દેશને આઝાદી પ્રાપ્ત કરાવી આપી છે તેથી પ્રેમ, આદર તથા કૃતજ્ઞતાને વશ થયેલા આપણે, તેમને 'રાષ્ટ્રપિતા' કહીએ છીએ. પરન્તુ નિરન્તર જાગૃતિ, નિરંતર ત્યાગ તથા બલિદાનના ક્રાન્તિકારી પથ પર તેઓને સાથ આપવાની હિમ્મત આપણે ખોઈ બેઠા છીએ.

ગાંધીજી સંત છે એટલું જ નહીં, તેઓ એક મહાન ક્રાન્તિકારી પણ છે. અગર જો તેઓ માત્ર સંત જ હોત તો તેઓ પહેલાં વીસ વર્ષ સુધી દક્ષિણ આફ્રિકામાં ગોરી જાતિઓના અન્યાયની સામે ત્યાંના હિન્દુસ્તાનીઓનું તથા પાછલાં બીજાં ત્રીસ વર્ષ સુધી દુનિયામાં સૌથી મોટા તથા જેનો સૂરજ ક્યારે આથમતો ન હતો એવા વધુમાં વધુ તાકાતવાળા સામ્રાજ્યની સામે ચાલીસ કરોડના આ મહાન રાષ્ટ્રનું નેતૃત્વ ન કરી શકત. અગર જો ગાંધીજી માત્ર સંત પુરુષ જ હોત તો અત્યાર સુધીમાં તો તેઓ

ક્યારનાય હિમાલયની કોઈ ગુફામાં ચાલ્યા ગયા હોત. પરન્તુ ગાંધીજી તો નિરન્તર આગળ વધનારા પ્રગતિશીલ ક્રાન્તિકારી પણ છે. તેઓ દરેક પ્રકારના અન્યાય, દરેક પ્રકારની બુરાઈ તથા દરેક પ્રકારની કમજોરીની સામે—પછી ભલે તે પોતાની હોય કે બીજાની—લડવાને માટે હમેશાં તૈયાર રહે છે.

ગાંધીજી દુનિયાની કોઈ પણ તાકાતના ડરથી, દુનિયાના કોઈ પણ પ્રકારના લાભના પ્રલોભનથી રોકાય તેવી વા ચળી જાય તેવી વ્યક્તિ નથી. દેશના ભાગલાને ગાંધીજીએ દેશને માટે તથા દેશના ભવિષ્ય માટે ઘાતક માન્યા છે, તથા તે દ્વારા આવતા સ્વરાજ્યને ઠોકર મારવા સુધીની હિમ્મત બતાવીને 'ત્રીજી જૂન'ની યોજનાનો અંત સુધી વિરોધ કર્યા કર્યો છે.

દેશમાં સળગી ઊઠનારી સાંપ્રદાયિક આગે તથા વૈમનસ્યે આપણામાંથી સારામાં સારા રત્નોને હણવાની પાડ્યા છે. આપણામાંથી અધિકાંશ લોકોની મોટી 'રાષ્ટ્રીયતા' પણ ખુલ્લી પડી ગઈ છે અને સમગ્ર રાષ્ટ્રમાં આપસઆપસમાં દ્વેષ તથા કલહનું ઝેર ફેલાઈ ગયું છે. પરંતુ એવા પ્રલયને સમયે પણ એક ગાંધીજી જ એવા હતા કે જેઓ આવી જબરજસ્ત અંધાધુંધીના પૂરની સામે હિમાલયની પેઠે અડગ રહ્યા અને છેક છેલ્લી ઘડી સુધી કાપાકાપી–મારફાડ તથા અરાજકતાના ભયંકર કુચક્રને રોકવામાં, ભલે થોડી તો થોડી પણ, સફળતા પ્રાપ્ત કરી શક્યા. આ સાંપ્રદાયિક આગને બરાબર બાળતી આવે એવી, અને ખુદ ગાંધીજીના જ શબ્દોમાં કહીએ તો, 'એના જ જેટલી ભયંકર' બીજી બુરાઈ કંટ્રોલની છે, જેણે આજે આપણા રાષ્ટ્રને પીસી નાખ્યું છે, જેના કારણે કરોડો જનસાધારણના ગળામાં જાણે કે આજે ફાંસીના ગાળિયા પડ્યા છે. તેમ છતાં એ કંટ્રોલની બુરાઈનો પક્ષ આપણા રાષ્ટ્રનો અધિકારી વિચારવાન, સમજદાર તથા રાષ્ટ્રનું નેતૃત્વ કરી શકનારો વર્ગ પોતપોતાના સ્વાર્થને કારણે અથવા નગ્નાવૃત્તિ લઈને કરી રહેલ છે. તેની સામે પણ જો ગાંધીજીએ જેહાદ ન જગાવી હોત તો રાષ્ટ્રનું ધ્યાન આ બુરાઈ તરફ આટલું ખેંચાત નહીં અને અત્યારે આ ફાંસીના બંધનને કપાવાની જે આશા બંધાઈ છે તે આશા બંધાતી દેખાત જ નહીં.

ગાંધીજી માત્ર આદર્શની જ વાત કહે છે એમ કહેવું તદ્દન ખોટું છે—ભૂલભરેલું છે. સાચી હકીકત તો એ છે કે આજની દુનિયામાં ક્ષમતાવાળા જે ઘણાખરા લોકો છે—પછી ચાહે તે ક્ષમતા પૈસાની હોય, રાજસત્તાની હોય યા બુદ્ધિની હોય—તેઓ કાં તો ખુદ જનસાધારણના શોષણમાં જ મચી રહેલા છે, અથવા તેઓએ એવા શોષણનો અનુભવ જ કર્યો નથી અથવા તેઓ એ શોષણને સમજી શક્યા નથી અથવા તો તે શોષણની પ્રથાની સામે મોરચો માંડવાની—શોષણનીતિની સામે પડવાની—તેમનામાં હિમ્મત નથી. એક ગાંધીજી જ માત્ર એવી વ્યક્તિ છે કે જે આજે દુનિયાના આ પદદલિત, શોષિત, જનસાધારણના (common man) હિમાયતી છે, તેમના પ્રતિનિધિ છે. તેઓ જાણે છે કે જો સાધારણ મનુષ્યોની આઝાદી મેળવવી હોય તથા તેને સુરક્ષિત રાખવી હોય તો આપણે એક ક્ષણ પણ આરામથી–ચેનથી–શાન્તિથી પ્રમાદી બનીને બેસી શકીશું નહીં. હિંદુસ્તાનને જ્યારે ગાંધીજીએ આઝાદીનો પાઠ પઢાવ્યો ત્યારે તેમની મતલબ માત્ર

રાજનૈતિક આઝાદીની જ નહોતી. ગાંધીજીએ છેલ્લાં પચાસ વર્ષમાં દુનિયાની સમક્ષ સાચી સામાજિક તથા આર્થિક આઝાદીનો પણ એક નકશો રાખ્યો છે, સમક્ષ એટલે કે પાયામાંથી જ ક્રાન્તિની એક યોજના નાખી છે. આપણા દેશમાંથી અંગ્રેજી સત્તા દૂર થઈ તેથી આપણામાંથી કેટલાક મનુષ્યો તો મનુષ્યસ્વભાવ પ્રમાણે સંતોષ માની બેસી ગયા છે. વળી કેટલાક ચાલાક લોકો તો એમ ઇચ્છે છે કે અંગ્રેજોની જગ્યાએ હવે તેઓ પોતે જ સ્થાન જમાવી દે જેથી તેઓ વિશેષ આઝાદી સાથે જનસાધારણનું શોષણ કરી પોતપોતાનો સ્વાર્થ શીઘ્ર સિદ્ધ કરી શકે. આવા જ બધા મનુષ્યો મળીને 'ગાંધીજી તો સંત છે,' 'ગાંધીજી માત્ર આદર્શની જ વાત કહેનાર છે' એમ જણાવીને પોતાની જાતને તથા જગતને પણ ભૂલાવામાં નાખવા ઇચ્છે છે. એવા જ મનુષ્યો 'ગાંધીજી સંત છે' એમ કહીને તેમને મહાન બનાવીને, 'રાષ્ટ્રપિતા' કહીને, ફક્ત તેમની મૂર્તિની જ પૂજા કરવા ઇચ્છે છે; પરન્તુ તેમની વાતને તો તેઓ આદર્શની વાત માનીને ઉડાવી દેવા માગે છે!

ગાંધીજી મહાત્મા છે, ગાંધીજી સંત છે, ગાંધીજી સંતોના સિરતાજ છે, પરન્તુ સાથે સાથે જ તેઓ એક મહાન ક્રાન્તિકારી પુરુષ પણ છે. તેઓ અસાવધાન બનીને બેસી રહેનાર, આરામ માનનાર, સુધારક નથી. તેઓ પોતાના પગ નીચે બગડવું ન જોઈ શકે તેવા નથી. આધુનિક દુનિયામાં તો સાધારણ જનસમૂહના તેઓ જ એકમાત્ર રક્ષક છે, માર્ગદર્શક છે તથા પ્રેરક છે. થાક શું એ તો તેઓ જાણતા જ નથી. થાકીને બેસવાનું તો તેમની કલ્પનામાં પણ આવે તેમ નથી. ઘરડા થવું કોને કહેવાય એ પણ તેઓ જાણતા નથી. આજ એંશી વર્ષની આસપાસ પહોંચી ગયા છતાં સવાસો વર્ષ જીવવાની તેઓ વાતો કરે છે, ઉમેદ રાખે છે. આવી મહાન વ્યક્તિને 'સંત' કહીને કે 'મહાત્મા' કહીને તેની ઉપેક્ષા કરવાનો પ્રયત્ન કરવો, ગોખલામાં બેસાડીને તેમની મૂર્તિની પૂજા કરવાની કોશીશ કરવી તે કોઈ અકલમંદીની વાત નથી; પરન્તુ પોતાને તથા દુનિયાને પણ ભ્રમમાં નાખવાની જ વાત છે. ગમે તેમ ચાલે છતાં અમને તો ભરોસો છે કે પેલા ચાલાક અકલમંદો કરતાં હિંદુસ્તાનની જનતા ગાંધીજીના માર્ગદર્શનમાં, તેમના ક્રાન્તિ-પથમાં શ્રદ્ધા રાખી આગળ ને આગળ વધશે. *



* મૂળ લેખક શ્રી સિદ્ધરાજ ઢઢ્ઢા એમ. એ., એલએલ.બી., સંપાદક : 'લોકવાણી', જયપુર

# વિચારસંક્રમણ

## મેઘવર્ણ

ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

### હું

હેમન્તની રાતે સગડીની આસપાસ બેસીને અમે તુવરની શિંગો ફોલીએ છીએ. હું શિંગો ફોલતો જોઉં છું; સાથે સાથે જીવનના પ્રશ્નોની શિંગો પણ ફોલતો રહું છું: કોણ છું હું? શા માટે? આ મારી બધી પ્રવૃત્તિઓનો પાયો શો? કયી આધારભૂત શિલા ઉપર હું અને મારું વિશ્વ ઊભાં છીએ! આ બધી શંકાનો નિવેડો ન આવે તો જીવવું મુશ્કેલ થઈ પડે. જીવનપથ ઉપર મુસાફરી શરૂ કરતાં પહેલાં એટલું તો જાણી લેવું પડશે જ ને કે મેં જે માર્ગ પકડ્યો છે તે બરાબર છે? જે શંકાભિભૂત હોય છે તેની મુસાફરીમાં આનંદ જ આવતો નથી; એ તો ડરતો જ રહે છે; ડરતો જ રહે છે એટલે ચાલી પણ શકતો નથી. આથી જ નિઃશંક, આત્મશ્રદ્ધાળુ હૃદયે ચાલીએ તો રસ્તે કરવાનાં કામો કેવી અને કેટલી મજાથી થઈ શકે? આ બધા પ્રશ્નોનું નિરાકરણ એમના વિશ્લેષણ દ્વારા જ જલદી મળી જશે. અથવા બને ય એવું કે કરોળિયો પોતાના જાળામાં ગૂંચાયા કરે છે તેમ મન મારું મેં જન્માવેલા પ્રશ્નોના જાળામાં ગૂંચવાયા ય કરે! રસ્તો ન યે લાધે! પરંતુ મનને વિચારસંક્રમણની, માર્ગની ખોજની ટેવ પડી છે; છાને એનો અંત ન યે આવે. પ્રયત્ન કરવામાં કશું ખોટું નથી; એ જ રસ્તે ફલોપલબ્ધિની શક્યતા છે.

### વ્યક્તિતાનું વૈચિત્ર્ય : ઊર્મિ

આ મારી વ્યક્તિતાને કેટલાં બધાં પાસાં છે! કદી નાનું, કદી મોટું, કદી ઊર્મિલ, કદી વાસનામય; તો વળી કોઈ દિવસ બુદ્ધિમય, ને કોઈ દિવસ જડ એ થઈ જાય છે. આ બધાંમાંથી પ્રશ્નોનો ઉકેલ લાવવાનો છે; વ્યક્તિતાના એકમને પામવાનું છે. આથી જ તો હું આજે વ્યક્તિતાને ચીરવા બેઠો છું. એ જોયા પછી એ ઉપલા પ્રશ્નો તથા બીજા અનેકને કેવી રીતે જુએ છે તે સમજાશે. પ્રશ્નો આમ ભલે જુદા જુદા, બે ધ્રુવના અંતર જેટલા ભિન્ન લાગતા; મૂળમાં બધાનો ઉકેલ તો એક જ છે. આખું જગત જ એક એકમ છે; તો પછી જગત ઉપર ટકેલા પ્રશ્નો કેમ જુદાજુદા હોય?

એક વખત એવો પણ હતો જ્યારે ઊર્મિઓ ડગલેડગલે આવતી: દરેક વસ્તુ કે બનાવ કોઈ નવી જ રીતે સજધજ થયેલ લાગતાં. સાંજ પડતી અને હું કહેતો: દિવસનું પંખી સંધ્યાની પાંખ વડે રાત્રિના મહાસાગર તરફ ઊડી ગયું; ક્યારેક થતું: આવેલી કલ્પનાને છંદનાં બંધનોમાં બાંધવાને માટે બપોર શાંતચિત્તે અને બીડેલ નયને, કવિ સરખી, બેસી ગઈ છે. બરડી અને વિફરનાં મોટાંમોટાં દૂરસુદૂર પથરાયેલ બીડો ઉપરથી હવા જાણે સરગમ બોલતી ચાલી જાય છે; થાક્યોપાક્યો દિવસ કામનાં પોટલાં અમે નાંખીને પશ્ચિમ ભણી વિદાય લે છે; દિવસની કરુણાન્તિક કથની ઉપર કવિતાની રંગત પૂરવા બેઠી હોય એવી સંધ્યારાણી દૂરને તાડ વને પગ લંબાવતી જોવામાં આવે છે! પૂજ્ય ઊર્મિઓ આવતી: માને પગે બંધાયેલી બેડીને એક ઝાટકે જ જાણે તોડી નાખું એમ પણ થતું; દારિદ્રયને જડમૂળથી ઉખેડી કાઢવાની ઇચ્છા હતી; બધે હાથ મૂકી જોતા

અને સ્પંદનો માલૂમ પડતાં; આયનામાં જોતો અને આંખમાં સ્વપ્નો ઊંઘ લેતાં જણાતાં; ક્લ્પનાનું પંખી ગમે ત્યાં પાંખ મારી આવતું. કંઈક મહાન, કિમપિ કરવાના કોડ હતા: ઊર્મિ કહેતી કે માનવી નિહારિકા જેવો અસ્પષ્ટ રહે તેમાં જ એનું સાર્થક્ય છે.

### વાસના

વાસના તેને તે વખતે હું કહેતો, વાસ્તવની નગ્નતા નીરખવાની ઘેલછાને જ તો. ચોરીછૂપીથી કે દિવસદહાડે બારણાં ઉઘાડીને આંખનો દરવાજો ધડાક ઉઘાડી મૂકતો. શું જોતો હે ને, ખુલ્લંખુલ્લી વાસ્તવિકતામાં જ કંઈક આનંદમયું છે. કોઈકના રૂપજોબનના ખજાનાને મારેલાં તાળાં તોડી કાઢવાનું મન થતું; કોઈની પાસે હૃદયને ચૂરેચૂરા કરીને રાખી આવવાની ઇચ્છા થતી; તો શરીરના ગરમગરમ સ્પર્શની, એક નૈરન્તર્ય આશ્લેષની કે શર્મતે લગના પ્યાલા ભરી પીવાની આકાંક્ષા રહેતી. એક ગાંડપણ, એક તલસાટ, એક લોહીમાંસની તીવ્રેચ્છા: અને તે વખતે હું તમારાથી તો શું, મારાથી ય છુપાવવા મથતો! એ બધું ન થવું જોઈએ; એ પાપ કહેવાય: એવો વિચાર આવતો છતાં ય એ કહેવાતા કલ્યાણેતરની મોહકતા ખૂબ જ કાતીલ હતી.

### બુદ્ધિ

મન પણ પોતાનું કાર્ય કર્યા જ કરતું હતું. બુદ્ધિને જાતજાતના વિચારો કરવાના મળતા. વિશ્વજનનના મૂળ વિષે, દાખલા તરીકે, મને લાગતું: વિશ્વજનનનો મૂળ પુરુષ કોઈ હોય કે ન હોય કોઈ એ ભેદને પામી શકયું નથી, કોઈ પામતું નથી, કોઈ પામવાનું નથી. આ રહસ્ય જ તમારી શ્રદ્ધાને આમૂલ શાંત કરી દે છે: એ નથી જણાવાનું. બસ, હવે આગે બઢો; એના ઉપર માથું કુટ્યવું જ નકામું છે; એ તો બુદ્ધિએ ઊભો કરેલો પ્રશ્ન છે. ગીતામાં કહ્યું છે: "આવતી કાલ સુધી પણ ન ટકનારું, છતાં સારી પેઠે જડાઈ ગયેલા મૂળવાળું આ જગત એવું છે કે એનું યથાર્થ સ્વરૂપ જોઈ શકાતું નથી, એને અંત નથી, આદિ નથી, મજબૂત પાયો પણ નથી." ત્યારે બુદ્ધિને સંતોષવી કયી રીતે? અહીં વેદાન્તનો નિર્ણય ઠીક લાગે છે: ગમે તે રીતે વિચારો; કેવળ જડ પ્રકૃતિમાંથી જગત નિર્માણ થયું હોય એમ લાગતું નથી. ચેતના આપણે અનુભવી શકીએ છીએ. એનો અર્થ એ થયો કે જે મૂળતત્ત્વમાંથી વિશ્વ નીપજ્યું છે તેમાં એ ચેતનાને નિર્માણ કરવાની શક્તિ રહેલી છે. એને બ્રહ્મ કે આત્માને નામે ઓળખવામાં આવે છે. એ શક્તિ ક્યાંથી આવી, ક્યાં સુધી રહેશે, શું કામ છે એ આપણે જાણતા નથી. આમ બુદ્ધિશીલ ખૂબ ઉત્સુક હોય તો ય એને ખબર પડવાની નથી. બધેથી જ એને પાછા ફરવાનું હોય છે!

આજે તો ઈશ્વરથી ખૂબ દૂર છું; પણ તે વખતે એ પ્રશ્નનું સમાધાન આમ કરેલું: ન જાને એમ કેમ હશે છતાં કંઈક ન નકારી શકાય એવી પ્રતીતિ ક્ષણેક્ષણે થયા કરે છે. હર પળે જાણે આ નીલા અમિતાભમાંથી, આ ઊંચાનીચાં ધરાની દિવાલોમાંથી, આ અત્યાગત વસન્તની નવમંજરિમામાંથી, આ મારા હૃદયના પ્રકાશિત થયેલ કોક ખૂણામાંથી કોઈ પ્રતીતિ દઈ રહ્યું છે: જીવન છે; મૃત્યુ તો અહીં ક્યાંય નથી. દુઃખની વાત કરો છો? શાને માટે વિરાટ જોડે લડવાની હાક મારી કરો છો? અજ્ઞાનની પણ વાત કરો છો? જીવનને, એમાં રહેતા ચિરસ્થિતને જાણ્યા પછી તમારે જાણવાનું શું રહે છે?

સર્વવ્યાપી જીવનને જાણ્યા પછી એવો અનુભવ થાય છે કે એ જીવન જોડે જ એક અતૂટ અને તદ્વ્યાપી અથવા જેનાથી તે જીવનમય છે તે નજર સામે આવે છે. એ જીવનમય કોણ છે? એણે પોતાને પોતાની સૃષ્ટિમાં, પોતાની કૃતિમાં શા માટે વેરી દીધી

છે ! લો, કવિ થયા અને પૂછો છો, આ માટે સૃષ્ટા સૃષ્ટિવ્યાપી છે ! એ તો સર્જનનો નિયમ છે. તમે જ તમારી કવિતાની લીટીએ લીટીએ નથી પડ્યા પાથર્યા રહેતા ? તો અહીં જીવનમાં પણ જીવનનાથ જીવનમય, તદાકાર થઈને રહે છે. એને બસ સ્વસૃષ્ટિ પ્રત્યે એવી લગન છે, એવો પ્રેમ છે. સર્જનહારને સર્જન દ્વારા કંઈક વધુ મળે છે. એમાં એને મહાનંદની પ્રાપ્તિ છે. સર્જકની સૃષ્ટિઓ એક આનંદ આપે છે, બાધાબંધનહીન, અપેક્ષાહીન, હેતુહીન. તો આવા નિર્હેતુક આનંદને માટે બ્રહ્મની સૃજનવ્યાપ્તિ તો ન હોય ? અનન્ત કાળમાં જાણે એક અદ્ભુત બાળક ખેલ ખેલ્યા કરે છે: ઘડીમાં વિશ્વો રચી દે છે; અને તેમાં વળી જઈ હસી દે છે. ઘડીમાં એ માનવીના હૈયામાં પ્રેમની વેદના બની જાય છે ! એની રમતનો અંત આવશે જ નહીં; એના આનંદમાં મસ્ત હોય છે તેને અંતની પડી હોતી નથી.

### આજે

આમ વિચારો તો આવતા પણ ઘણી વખત એ બધા ગૂંચવાઈ જતા. કોઈ કોઈ ખ્યાતનામ કવિચિંતકોની એમના ઉપર ખૂબ અસર જણાતી. આજે આના ખ્યાલોમાંનાં ઘણાં બધાં તોફાનો શમી ગયાં છે. મનઝંઝાની ભરતી ઊતરી ગઈ છે; અને એનાં પાણી શાંત થઈ ગયાં લાગે છે. જીવનના અનેક પ્રશ્નો ઉપર ઠાવકાઈથી, ઠંડે પેટે અને તાણાવાણીને વિચાર કરવાનો મોકો મળ્યા કરે છે; ને એવી રીતે વિચાર કર્યા વગર પત્તો પણ લાગનાર નથી. પણ મારી જાતનો ઇતિહાસ તમને ન આપું ત્યાં સુધી મારા વિચારોની પશ્ચાદ્ભૂમિ તમને બરાબર ન સમજાય; અને મારો મુખ્ય ઉદ્દેશ માર્યો જાય. મારા મત પ્રમાણે એ જણ પણ વિચાર કરતા થાય તો બસ. અચ્છા, આવતે મહિને વધુ નક્કર જમીન ઉપર મળીશું.

# પ્રતિજ્ઞા

વૈકુંઠ શાહ

**અં**ધારી રાત્રે વીજળીના ઝબકારા અવારનવાર દેખાતા હતા. ઝરમર ઝરમર વરસાદ આવતો હતો. તે વખતે એક ગામડાના માટીના ઘરમાં દીવાનો ઝાંખો પ્રકાશ દેખાતો હતો. ઘરનાં આંગણામાં એક પ્રૌઢ સ્ત્રી એકાગ્ર નજરે મીટ માંડી રહી હતી. થોડીવાર પછી ઘરમાંથી કોઈ પુરુષની દુઃખભરી કીકિયારી સંભળાઈ અને સ્ત્રી માંદા પતિના બિછાના પાસે ઝડપભેર ચાલી ગઈ.

વળી પાછી શાંતિ સ્થપાઈ. એ જ એકનિષ્ઠાથી નજર કરવા સ્ત્રી બહાર આવી દૂર-દૂરથી બળદના ઘૂઘરાઓનો અવાજ સાંભળી તેના હૃદયમાં પણ વીજળી જેવો જ ઝબકારો પેદા થયો. તેની ઊંડી ઊતરી ગયેલી આંખમાં ઘડીભર તો તેજનો—જીવનનો સંચાર થયો.

પણ... પણ... તે સંચાર પણ વીજળી જેવો જ ક્ષણજીવી રહ્યો. રઘુને ગાડામાંથી એકલો ઊતરતો જોઈ રતનનું મોં ઊતરી ગયું.

"કેમ ભાઈ?"

"આજે તો કોઈ આવે એમ નથી. કાલે વખત હશે તો એક ડાક્તરે આવવા હા પાડી છે."

"આજે કેમ ન આવે?"

"બહેન, હું શું સમજું! શહેરના ડાક્તરોને આખો દિવસ કેટલી દોડાદોડ તે તું ક્યાંથી જાણે! તેમાં યે આવી રાતે ગામડાની પચીસત્રીસ માઈલની મુસાફરી કરવા કોણ તૈયાર થાય?" રઘુએ રતનનો વાંસો થાબડતાં કહ્યું: "ગભરા નહિ, બહેન, ભગવાન કરશે તો રામલાલ કાલ સુધી બચી જશે અને કાલે ફરી શહેરમાં જઈ કોઈ ડાક્તરને બોલાવી લાવીશ."

"ઓ...રે" રામલાલની ચીસ ફરી સંભળાઈ અને રતન તથા રઘુ તેને પડખે દોડી ગયાં.

"હજી એક દિવસ!" રતન નિઃશ્વાસ નાંખી બોલી, "કેમ જશે એ કારમો દિવસ! કેમ સહેવાશે આ કારમી વેદના! ઓ ભગવાન, તું સહાય કરજે" રતને રડતે અવાજે કહ્યું અને ઢગલો થઈ જમીન પર ઢળી પડી.

જેમ રાત વધતી ગઈ તેમ રામલાલની વેદના વધતી ગઈ અને વિરામનો વખત કપાતો ગયો.

"રઘુ, વૈદબાપાને બોલાવી લાવે છે? આ કારમી કીકિયારી હવે સાંભળી જતી નથી."

રઘુ વૈદરાજને બોલાવવા ગયો. વૈદરાજ ભલા અને પરગજુ હતા એટલે રામલાલને જોવા અડધી રાતે પણ આવ્યા.

" વૈદબાપા, તમારી પાસે આનો કંઈ જ ઇલાજ નથી ?" રતને ગદ્‌ગદ્ કંઠે કહ્યું.

" દીકરા, મારી પાસે ઇલાજ હોય તો મારા રામુને આમ તરફડવા દઉં ? બહેન, આ તો વાઢકાપનો મામલો. વાઢકાપ થાય તો જ આરામ થાય."

" વાઢકાપ થાય તો જીવ બચે ?"

" એમાં શંકા જ નહિ."

" શહેરમાં લઈ જઈએ તો ?"

" આ હાલતમાં ત્રીસ માઈલની ધરક કેમ કાપશે ?"

" તો દાક્તર આવીને શું કરશે ?"

" વિલાત જઈ આવેલા દાક્તરો તો કૈંક કૌતુક કરે છે, બહેન. જરા ધીરજ રાખ, સૌ સારાં વાનાં થશે."

વૈદ ગયા પછી રઘુએ રતનને આરામ લેવા મોકલી અને પોતે રામલાલની આછી-પાતળી પથારી પાસે બેઠો.

મળસકું થતાં તો રામલાલની હાલત વિશેષ બગડી. શ્વાસ લેતાં મુસીબત લાગવા માંડી. દુઃખની ચીચિયારી વધારે ને વધારે જલદી સંભળાવા લાગી. બેભાન અવસ્થામાં પણ રામલાલને થતી અકલ્પ્ય વેદના ચોખ્ખી દેખાઈ આવતી હતી.

સવાર થતાં તો રામલાલમાં ચીસ પાડવાની પણ શક્તિ ન રહી. હૃદયના ધબકારા છેક જ મંદ પડી ગયા. વૈદરાજ આવ્યા અને એક શબ્દ બોલ્યા વિના રતનને થાબડી ચાલ્યા ગયા.

રતન વરતી ગઈ.

સાત વાગે રામલાલે દેહ છોડ્યો.

卐

" વૈદબાપા, ઝેરનું એક પડીકું ન આપો ?" રતને કહ્યું.

" શા માટે બેટા ?"

" હવે મારે જીવીને શું કરવું છે."

" તારા છોકરાને કોણ ઉછેરશે ?"

" ભગવાનને ઉછેરવો હોત તો નબાપો ન કરત."

" બહેન, હવે તો એનો બાપ પણ તું અને મા પણ તું "

" મારા જીવતરમાં ધૂળ પડી. મારામાં હામ નથી."

" એમ દુઃખ કર્યે શો ફાયદો છે ? તારે હિંમત રાખવી જોઈએ."

" વૈદબાપા " રતને પૂછ્યું, " ગામમાં દાક્તર હોત તો ગોકળના બાપ બચી જાત ખરા ?"

" એમાં શંકા નહિ. બહેન, પણ આપણા જેવા નાના ગામમાં દાક્તર ક્યાંથી હોય ?"

" કેમ ગામના લોકોના જાનની કિંમત નથી ?"

" એમ નહિ, બહેન, પણ દાક્તર બનવા હજારો રૂપિયાનો ખર્ચ થાય અને તેના બદલામાં ગામડું શું આપી શકે ?"

"પૈસા નહિ તો 'આશીર્વાદ તો જરૂર આપે ને!" રતને કહ્યું.

"તારી વાત સાચી, પણ આશીર્વાદથી કંઈ પેટ ભરાય છે?"

"પેટ ભરાય એટલું કોઈપણ ગામડું ન આપે, વૈદબાપા?"

"જરૂર આપે પણ પેટ નાનું રાખી સેવા કરે એવો દાક્તર પાકવો જોઈએ ને!"

વૈદરાજ મૂળ વાત પર આવ્યા. રતન ગહન વિચારમાં ડૂબી ગઈ અને કાળું વાદળું ખસી જાય અને પ્રકાશ ફેલાય તેમ રતનની આંખમાંથી વિષાદની છાયા ઊડી ગઈ. તે બોલી:

"મારો ગોકળ દાક્તર થાય તો? મારો ગોકળ ગામની સેવા કરે તો?"

"એથી રૂડું શું?" વૈદરાજે કહ્યું, "પણ તું ઝેરનું પડીકું લે તો ગોકળ દાક્તર કેમ થશે?"

"એ મારી ભૂલ હતી" રતન હાથ જોડી બોલી. "હવેથી હું મરવાની વાત નહિ કરું. આજથી ગોકળને દાક્તર કરવો એ જ મારો ધર્મ."

卐

રતને ધર્મ બરાબર જીવનમાં ઊતાર્યો. છ વરસનો ગોકળ ક્યારે દાક્તર થાય એ જ રતનના જીવનનો એકમાત્ર નેમ બની રહી. ગોકળના અભ્યાસ માટે રતને અથાક પરિશ્રમ આરંભ્યો. તેના જેવી મામૂલી ખેડૂત માતા બાળકને કેવી રીતે મોટા ખર્ચોએ શહેરમાં મોકલી દાક્તર બનાવી શકશે તે રતનની પોતાની કલ્પનામાં પણ આવતું ન હતું. છતાં ગોકળને ભણાવવાનો મક્કમ નિશ્ચય કરી રતન આગળ વધી. જો અડગતા હશે, શ્રદ્ધા હશે, અને હિંમત હશે તો પ્રભુ જરૂર માર્ગ બતાવશે એવી આશા સેવતી રતન જીવતી રહી.

અને પ્રભુએ તેને નિરાશ ન કરી. ગોકળ અભ્યાસમાં ઠીકઠીક પ્રગતિ કરી રહ્યો. તેના ગામમાં મળતું શિક્ષણ પૂરું થયું રતનને ઘડીભર વિચાર કરવાને અટકવું પડ્યું. 'ગોકળને અંગ્રેજી નિશાળમાં ભણાવવાનો ખર્ચ નભશે!' તેને વિચાર આવ્યો. તરત તેનો જીવનમંત્ર નજર સામે આવી ઊભો—'અડગતા, શ્રદ્ધા, હિંમત.'

'આટલેથી જ હિંમત ગુમાવીશ?' તેનું હૃદય પોકારી ઊઠ્યું. 'દિલ્હી હજી દૂર છે. આમ થાકીશ તો આગળ કેમ જવાશે?'

બીજે દિવસે ગોકળને અંગ્રેજી શિક્ષણ માટે શહેરમાં મોકલવાની તૈયારી રતને શરૂ કરી.

卐

ગોકળ અભ્યાસમાં આગળ વધ્યો. મોટો થયો એટલે જોખમદારી સમજવા લાગ્યો. કેટકેટલી મુશ્કેલીઓ વેઠી, કેટકેટલાં બલિદાનો આપી માએ તેને 'ભણાવવાનું બીડું' ઝડપ્યું છે તેનું ભાન થયું. એટલે ગોકળ બને એટલી કરકસરથી રહેતો અને માની તકલીફ ઓછી કરવા પ્રયત્ન કરતો.

વર્ષો વીતી ગયાં અને ગોકળ મૅટ્રિકમાં પસાર થયો. બીજું પગથું ભરતાં પહેલાં રતન અચકાઈ પણ જે મંત્ર તેને પહેલેથી જ પ્રેરણા આપી રહ્યો હતો તેમાંથી જોઈતી પ્રેરણા મળી રહી અને રતને ગોકળને દાક્તર બનવા મુંબઈ મોકલવા નક્કી કર્યું.

" વૈદબાપા, તમારી પાસે આનો કંઇ જ ઇલાજ નથી ?" રતને ગદ્‌ગદ કંઠે કહ્યું.

" દીકરા, મારી પાસે ઇલાજ હોય તો મારા રામુને આમ તરફડવા દઉં ! બહેન, આ તો વાઢકાપનો મામલો. વાઢકાપ થાય તો જ આરામ થાય."

" વાઢકાપ થાય તો જીવ બચે ?"

" એમાં શંકા જ નહિ."

" શહેરમાં લઈ જઈએ તો ?"

" આ હાલતમાં ત્રીસ માઈલની ધરડ કેમ કાપશે ?"

" તો દાક્તર આવીને શું કરશે ?"

" વિલાત જઈ આવેલા દાક્તરો તો કૈંક કૌતુક કરે છે, બહેન. જરા ધીરજ રાખ, સૌ સારાં વાનાં થશે."

વૈદ ગયા પછી રઘુએ રતનને આરામ લેવા મોકલી અને પોતે રામલાલની આછી-પાતળી પથારી પાસે બેઠા.

મળસકું થતાં તો રામલાલની હાલત વિશેષ બગડી. શ્વાસ લેતાં મુસીબત લાગવા માંડી. દુઃખની હોડિયારી વધારે ને વધારે જલદી સંભળાવા લાગી. બેભાન અવસ્થામાં પણ રામલાલને થતી અકથ્ય વેદના ચોખ્ખી દેખાઈ આવતી હતી.

સવાર થતાં તો રામલાલમાં ચીસ પાડવાની પણ શક્તિ ન રહી. હ્રદયના ધબકારા છેક જ મંદ પડી ગયા. વૈદરાજ આવ્યા અને એક શબ્દ બોલ્યા વિના રતનને થાબડી ચાલ્યા ગયા.

રતન વરતી ગઈ.

સાત વાગે રામલાલે દેહ છોડ્યો.

卐

" વૈદબાપા, ઝેરનું એક પડીકું ન આપો ?" રતને કહ્યું.

" શા માટે બેટા ?"

" હવે મારે જીવીને શું કરવું છે."

" તારા છોકરાને કોણ ઉછેરશે ?"

" ભગવાનને ઉછેરવો હોત તો નબાપો ન કરત."

" બહેન, હવે તો એનો બાપ પણ તું અને મા પણ તું "

" મારા જીવતરમાં ધૂળ પડી. મારામાં હામ નથી."

" એમ દુઃખ કર્યે શો ફાયદો છે? તારે હિંમત રાખવી જોઇએ."

" વૈદબાપા " રતને પૂછ્યું, " ગામમાં દાક્તર હોત તો ગોકળના બાપ બચી જાત ખરા ?"

" એમાં શંકા નહિ. બહેન, પણ આપણા જેવા નાના ગામમાં દાક્તર ક્યાંથી હોય ?"

" કેમ ગામના લોકોના જાનની કિંમત નથી ?"

" એમ નહિ, બહેન, પણ દાક્તર બનવા હજારો રૂપિયાનો ખર્ચ થાય અને તેના બદલામાં ગામડું શું આપી શકે ?"

"પૈસા નહિ તો આશીર્વાદ તો જરૂર આપે ને !" રતને કહ્યું.

"તારી વાત સાચી, પણ આશીર્વાદથી કંઈ પેટ ભરાય છે ?"

"પેટ ભરાય એટલું કોઈપણ ગાજરું ન આપે, વૈદબાપા ?"

"જરૂર આપે પણ પેટ નાનું રાખી સેવા કરે એવો દાક્તર પાકવો જોઈએ ને !"

વૈદરાજ મૂળ વાત પર આવ્યા. રતન ગહન વિચારમાં ડૂબી ગઈ અને કાળું વાદળું ખરી જાય અને પ્રકાશ દેખાય તેમ રતનની આંખમાંથી વિષાદની છાયા ઊડી ગઈ. તે બોલીઃ

"મારો ગોકળ દાક્તર થાય તો ? મારો ગોકળ ગામની સેવા કરે તો ?"

"એથી રૂડું શું ?" વૈદરાજે કહ્યું, "પણ તું ઝેરનું પડીકું લે તો ગોકળ દાક્તર કેમ થશે ?"

"એ મારી ભૂલ હતી" રતન હાથ જોડી બોલી. "હવેથી હું મરવાની વાત નહિ કરું. આજથી ગોકળને દાક્તર કરવો એ જ મારો ધર્મ."

卐

રતને ધર્મ બરાબર જીવનમાં ઉતાર્યો. છ વરસનો ગોકળ ક્યારે દાક્તર થાય એ જ રતનના જીવનની એકમાત્ર નેમ બની રહી. ગોકળના અભ્યાસ માટે રતને અથાક પરિશ્રમ આરંભ્યો. તેના જેવી મામૂલી ખેડૂત માતા બાળકને કેવી રીતે મોટા ખર્ચાળ શહેરમાં મોકલી દાક્તર બનાવી શકશે તે રતનની પોતાની કલ્પનામાં પણ આવતું ન હતું. છતાં ગોકળને ભણાવવાનો અડગ નિશ્ચય કરી રતન આગળ વધી. જો અડગતા હશે, શ્રદ્ધા હશે, અને હિંમત હશે તો પ્રભુ જરૂર માર્ગ બતાવશે એવી આશા સેવતી રતન જીવી રહી.

અને પ્રભુએ તેને નિરાશ ન કરી. ગોકળ અભ્યાસમાં ઠીકઠીક પ્રગતિ કરી રહ્યો. તેના ગામમાં મળતું શિક્ષણ પૂરું થયું રતનને ફરીભર વિચાર કરવાને અટકવું પડ્યું. 'ગોકળને અંગ્રેજી નિશાળમાં ભણાવવાનો ખર્ચ નભશે ?' તેને વિચાર આવ્યો. તરત તેનો જીવનમંત્ર નજર સામે આવી ઊભો—'અડગતા, શ્રદ્ધા, હિંમત.'

'આટલેથી જ હિંમત ગુમાવીશ ?' તેનું હૃદય પોકારી ઊઠ્યું. 'દિલ્હી હજી દૂર છે. આમ થાકીશ તો આગળ કેમ જવાશે ?'

બીજે દિવસે ગોકળને અંગ્રેજી શિક્ષણ માટે શહેરમાં મોકલવાની તૈયારી રતને શરૂ કરી.

卐

ગોકળ અભ્યાસમાં આગળ વધ્યો. મોટો થયો એટલે જોખમદારી સમજવા લાગ્યો. કેટકેટલી મુશ્કેલીઓ વેઠી, કેટકેટલાં બલિદાનો આપી માએ તેને ભણાવવાનું બીડું ઝડપ્યું છે તેનું ભાન થયું. એટલે ગોકળ બને એટલી કરકસરથી રહેતો અને માની તકલીફ ઓછી કરવા પ્રયત્ન કરતો.

વર્ષો વીતી ગયાં અને ગોકળ મેટ્રિકમાં પસાર થયો. બીજું પગલું ભરતાં પહેલાં રતન અચકાઈ પણ જે મંત્ર તેને પહેલેથી જ પ્રેરણા આપી રહ્યો હતો તેમાંથી જોઈતી પ્રેરણા મળી રહી અને રતને ગોકળને દાક્તર બનવા મુંબઈ મોકલવા નક્કી કર્યું.

"ગોકળ, તું જાણે છે કે મેં તને શા માટે બાલાવ્યો છે ?"

"બધું જાણું છું, મા."

"મને કહે જોઈએ."

"તું મને દાક્તર બનાવવા ધારે છે."

"દાક્તર બનીને શું કરીશ ?"

"દવાખાનું કાઢીશ."

"દવાખાનું તો બધા દાક્તરો કાઢે છે. શહેરના દાક્તરોમાં એકનો વધારો કરવાને મેં તને ભણાવ્યો નથી. આપણા ગામમાં દાક્તરની મદદ વિના કેટલાં લોકો મરે છે. તું દાક્તર થાય અને આપણા અને આજુબાજુના ગામના મરીબોની વગરપૈસે તું સેવા કરે એ માટે મારે તને દાક્તર બનાવવો છે. બોલ તું એમ કરશે ?"

"જરૂર કરીશ, મા."

"તો આ ભગવાન સામે પણ લે કે હું ધનનો લોભ નહિ કરું અને ગરીબોની સેવામાં જ જીવન વિતાવીશ."

ગોકળે પ્રતિજ્ઞા લીધી.

---

નબળી આર્થિક સ્થિતિમાં રતને ગોકળને દાક્તર બનાવવાનું ભગીરથ કામ હાથમાં લીધું તેની અસર રતનની કાયા પર થયા વિના ન રહી. ઘંટીમાં ઘઉં પિસાય તેમ રતને ગોકળને ભણાવવાને જાત પીસી કાઢી. કૉલેજના શિક્ષણને પહોંચી વળવાને રતનને નવા ઘરેણાં આપવાની જરૂર પડી અને તેણે તે ખુશી સાથે આપ્યાં. પોતાના પુત્રને ભવિષ્યમાં કોઈ દાબમાં ન રાખે અને દુઃખનાં વેણ ન કહે એ માટે રતને કદીએ કોઈ પાસે હાથ ન ધર્યો !

ગોકળે પણ અભ્યાસમાં અત્યંત ખંત રાખી અને દરેક વર્ષે પરીક્ષામાં સફળતા પ્રાપ્ત કરી. તબીબી અભ્યાસની છેલ્લી પરીક્ષા આવી પહોંચી અને ગોકળ દાક્તર બનવાના દિવસો ગણી રહ્યો. રતન સ્વપ્નસિદ્ધિ નિરખી રહી.

મુંબઈના વસવાટ દરમિયાન ગોકળના વિચારોએ ઝોલા ખાવા માંડ્યા. આગલાં વર્ષોમાં સેવાના મંત્રમાં ગોકળને જે અચળ શ્રદ્ધા હતી તે ડગમગવા લાગી. મુંબઈના શહેરી અને એશઆરામી જીવને અને દ્રવ્યની રેલમછેલે ગોકળના એકનિષ્ઠ મન પર પ્રલોભનો ખડા કર્યાં અને ભયંકર ઝંઝાવાતમાં સપડાયેલું નાવ જેમ ઘડીમાં એક બાજુ ઝૂકે અને બીજી ઘડીએ બીજી બાજુ ઝૂકે તેમ ગોકળનું મન ડોલવા લાગ્યું. ઘડીકમાં મુંબઈની અમનચમન અને સમૃદ્ધિ તેને આકર્ષતી પણ બીજી પળે માતાની અદ્ભુત તપશ્ચર્યા યાદ આવતી. ઘડીકમાં મોટર, બંગલો અને ધન તેને શહેર તરફ ઘસડી જતું ત્યારે બીજી વખત સેવાનો મંત્ર વર્ચસ્વ મેળવતો.

મુંબઈમાં ગોકળને સરલા નામની એક શ્રીમંત યુવતી સાથે પ્રેમ થયો હતો અને બંનેએ એકબીજાને કોલ દીધા-હતા. આજ સુધી ગોકળે પોતાની પ્રતિજ્ઞાની કે પોતાના

મનમાં થતી ભયંકર ખેંચતાણની વાત કરી ન હતી પણ અભ્યાસ પૂરો થતાં પ્રશ્નનો નિકાલ કરવો જરૂરનો હતો.

"સરલા, તમને ગામડું ગમે કે?"

"અમે, બેચાર દિવસ માટે ગામડું હંમેશ આનંદપ્રદ છે."

"અને હંમેશને માટે?"

"હંમેશ માટે મરવાને ગામડામાં જાઉં!"

"મારી સાથે મારે ગામ નહિ આવો?"

સરલા ચમકી.

"તમે ગામડામાં પ્રૅક્ટિસ કરવા ધારો છો?"

"મેં પ્રતિજ્ઞા લીધી છે."

"શેની પ્રતિજ્ઞા?"

"જ્યારે હું દાક્તર થવા મુંબઈ આવ્યો ત્યારે મારી માએ પ્રતિજ્ઞા લેવરાવી હતી કે હું દાક્તર બની ગામડામાં જ ગરીબોની સેવા કરીશ."

"Nonsense" સરલા ખીજાઈને બોલી, "કેટલું વિચિત્ર કે તમારી મા બાળકનો સ્વાર્થ સમજતાં નથી."

"એક બાજુ સ્વાર્થ, બીજી બાજુ પરમાર્થ."

"પરમાર્થ કરવા શહેરમાં હંમેશ વધારે તક સાંપડે છે."

ગોકળ મૂગો થઈ ગયો. સરલાની દલીલે પ્રત્યુત્તર મેળવ્યું.

"બાપાજી તો તમને વિલાયત મોકલવા વિચાર કરતા હતા પણ જો એટલો ખર્ચ કરી તમે ગામડામાં સડવા માગતા હો તો બાપાજી એ ખર્ચ કરવા તૈયાર નહિ થાય અને તમારી સાથે લગ્ન કરવાં કે નહિ તેનો મારે પણ ફરીથી વિચાર કરવો પડે."

સરલાની બોલવાની રીત ગોકળને પસંદ ન પડી.

"સરલા, હું તો ધારતો હતો કે પ્રેમમાં શરત હોતી નથી."

"હું તો હજી પણ તમને એટલા જ પ્રેમથી ચાહું છું. પણ જો મને તમારા જીવનની સહચરી બનાવવી હોય તો તમારા ભવિષ્ય માટે કહેવાનો મને પૂરતો હક છે, આવા ઊંચા શિક્ષણ પછી ગામડામાં જીવવું એ મારે મન ગાંડપણ છે."

ગોકળ પાસે તે વખતે કંઈ જ જવાબ ન હતો. તે અવાક્ બની રહ્યો.

"મને તો લાગે છે કે તમારે માને લખી દેવું જોઈએ કે તમે શહેરમાં રહી ગરીબોની સેવા કરવા તૈયાર છો. જો તમે એમ કરો તો આપણાં લગ્ન પછી બાપાજી તમને વિલાયત મોકલશે. જો તમારે ગામડામાં જ રહેવું હોય તો અત્યારથી જ તમને રામરામ કરી દઉં. તમારા અને મારા વિચારમાં મેળ ન હોય તો પછી લગ્ન શું ખપનાં?"

"સરલા, આ પ્રશ્ન પર સમગ્ર વિચાર કરવાને હું અત્યારે તૈયાર નથી. એક અઠવાડિયામાં બધી વાતનો પૂરો વિચાર કરી નિર્ણય કરશું."

માનવીને ઘણીવાર કઠ પ્રશ્નનો નિર્ણય લેવો પડે છે. આવા બે નિરાળા નિર્ણયો ગોકળના જીવનને કેવો પલટો આપે છે તે નીચેની બે કતારમાં સ્વતંત્ર રીતે આપેલું છે.

—લેખક

"કેમ મિ. દેસાઈ, તમે પછી શો વિચાર કર્યો?" એક અઠવાડિયા પછી સરલાએ ગોકળને પૂછ્યું.

"આટલું શિક્ષણ મેળવ્યા પછી ગામડામાં રહેવું મને પસંદ ન હતું આ પ્રશ્ન મારા મનમાં છેલ્લાં ત્રણ વર્ષથી ઘૂંટાયા કરતો હતો. પણ જે ભોગ આપી મારી માએ મને આ શિક્ષણ આપ્યું તે મને મારા ગામ તરફ ખેંચી જતો હતો. પણ આ છેલ્લા એક અઠવાડિયાના વિચાર-દોહનથી મને ખાત્રી થઈ છે કે મારી માની આ ઇચ્છા એક ઘેલછા જેવી છે. પણ તે માટે હું તેનો પણ કેમ દોષ કાઢી શકું? એ બિચારી અભણ ગામડિયણ છે જો એ ભણેલી હોત તો પુત્રનું હિત શેમાં છે તે સમજત અને આવી પ્રતિજ્ઞા ન લેવડાવત."

"એ વાત સાવ સાચી છે." સરલાએ કંઈક આનંદથી અને કંઈક ગર્વથી કહ્યું, "આ તમારો વિચાર છેવટનો જ છે ને?"

"Absolutely."

"જુઓ ત્યારે મેં એમ વિચાર કર્યો છે કે આ બાબતમાં તમારી માને હાલ તુરત સમજવાની જરૂર નથી. ફક્ત આપણા સંબંધની વાત લખી નાંખો અને મુંબઈ આવવા આમંત્રણ આપો. લગ્ન વખતે તમારો વિલાયત જવાનો વિચાર જણાવી દેજો. તમે વિલાયતથી આવો પછી બધી વાતનો ખુલાસો થઈ જશે. તે પહેલાં એમને દુઃખ કરીને શો ફાયદો છે?" સરલાએ ભારે ઊંડી સહાનુભૂતિથી કહ્યું અને ગોકળ સંમત થયો.

卐

યોજના પ્રમાણે બધું કામ પાર પડી ગયું. ગોકળ અને સરલાનાં લગ્ન ધામધૂમથી થઈ ગયાં. ભોળી રતન પોતાના દીકરાને આવું પૈસાદાર સાસરું મળ્યું એ જાણી આશીર્વાદ

"કેમ મિ. દેસાઈ, તમે પછી શો વિચાર કર્યો?" એક અઠવાડિયા પછી સરલાએ ગોકળને પૂછ્યું.

"તમને સેવા પ્રિય કે ધન?" ગોકળે સામો પ્રશ્ન કર્યો.

"ધન હશે તો સેવા આપમેળે થઈ શકશે પણ સેવાથી ધન મળવાનું નથી."

"ધનથી સેવા કેમ થાય?"

"તમારા સંજોગોનો જ દાખલો આપું. તમારા ગામની સેવા કરવાના બે રસ્તા છેઃ એક તો તમારા ગામમાં રહી સેવા કરવી; અને બીજો રસ્તો ગામનાં લોકોને આર્થિક સહાય આપીને સેવા કરવાનો છે."

"આર્થિક સહાય એ સત્કર્મ કહી શકાય, સેવા તો નહિ જ."

"ત્યારે સેવા કોને કહેવાય?"

"પીડિતની પીડા ઓછી કરનાર અને દુઃખીનું દુઃખ ઓછું કરનાર સાચો સેવક કહેવાય. અને તે પણ ધનને જોરે નહિ પણ પોતાના સુખ અને એશઆરામના ભોગે."

"તમે આ આદર્શ પ્રમાણે જીવવા ધારો છો?"

"મેં તો નિર્ણય કરી લીધો છે. હું તો આદર્શ પ્રમાણે જ જીવવા માગું છું હું જાણું છું કે મારા એ ગ્રામજીવનમાં વૈભવ નહિ હશે, મોટરમાં ફરવાનું નહિ હશે, અને એક જાણીતા તબીબ તરીકે પંકાવાનો યશ પણ નહિ હશે. 'કદાચ સુખેથી લાગરોટલો ખાવાનું પણ નહિ હશે. પણ જો હું દુઃખીની આંખનાં આંસુ ઓછાં કરી શકીશ, પીડિતની પીડા ઓછી કરી શકીશ તો મને એ જીવન ધન્ય લાગશે."

"આકાશકુસુમ પાછળ પડવાથી શું મળશે! ન સુખ. ન સૌરભ."

"એ આકાશકુસુમ નથી, સરલા" ગોકળે કહ્યું, "ગરીબોની ભીંસમાં જે ફસાયું હોય તે જ ગરીબોનું દુઃખ જાણે છે."

થઈ ગઈ. સસરાના પૈસાથી ગોકળ વિલાયત જાય એ વાત રતનને રુચી નહિ પણ છોકરો વિલાયત જઈ મોટો દાક્તર થઈ આવશે અને ગામને વધુ ઉપયોગી બનશે એ લોભે, રતન ચૂપ રહી.

વર્ષો વીતી ગયાં અને ગોકળ વિલાયતથી મોટી પદવી લઈ પાછો ફર્યો. શહેરની એક મોટી ઇસ્પિતાલમાં માનદ છતાં પગારદાર સેવા (!) આપવું કરી. ઇસ્પિતાલ માટે એક જગ્યા પણ રાખી લીધી અને ચારે દિશામાંથી જયજયકારના સૂર સંભળાવા લાગ્યા.

"સરલા, બધું તો ઠીક પણ બાના પ્રશ્નનો નિકાલ આવ્યો નહિ. એ બિચારી કાગની ડોકે મારી રાહ જોતી હશે."

"થોડો વખત થોભી જાઓ. ઇસ્પિતાલ ચાલુ થઈ જાય અને આપણું સ્વતંત્ર ઘર પગભર થાય અને આપણી મોટર આવી જાય પછી એક સુંદર યોજના મેં ઘડી રાખી છે. આ બધી વાત બાને લખી દેજો અને આપણી મોટરમાં જ બાને તેડવા જજો. દીકરાની મોટર જોઈને બાને પ્રતિજ્ઞા યાદ પણ નહિ આવે."

"યોજના તો સારી છે. હાલ તુરત તું બાને કાગળ લખી દેજે કે હું પરીક્ષામાં સફળ થયો છું અને ત્રણ મહિના પછી હિંદ પાછો ફરીશ."

"ભલે."

卐

ત્રણ મહિના થઈ ગયા. સરલાનો એકેએક પાસો બરાબર પડ્યો. ઇસ્પિતાલ હંમેશ ચિક્કાર રહેતી. રહેવા માટે વિશાળ બંગલો મળ્યો. મોટર પણ આવી ગઈ. ફક્ત રતનનો પ્રશ્ન ગોકળને મૂંઝવતો હતો. ઘણા વિચાર પછી ગોકળ અને સરલાએ રતનને ટૂંકો પત્ર લખી નાખ્યો:

"પણ જ્યારે પ્રભુએ તમને ગરીબીમાંથી છૂટવાની અનેરી તક આપી છે ત્યારે આમ પતંગિયાની જેમ અંદર પડવામાં શું શાણપણ છે?"

"હું ગરીબીમાંથી છૂટીશ તેથી શું મારે મારી પ્રતિજ્ઞા ભૂલી જવી? મારી માની શક્ય સાધનાને ડુબાવી દેવી?" ગોકળે સરલાને સમજાવી લેવાનો આખરી પ્રયાસ આદર્યો "સરલા, હું તો કહું છું કે એ ધનની લોલુપતા છોડી દે. શહેરી જીવનની એશઆરામી જિંદગીને આપણે તિલાંજલિ આપી દઈએ અને દરિદ્રનારાયણની સેવાએ લાગી જઈએ. મારી પાસે તને મોટર કે બંગલો અથવા અલંકાર કે આભૂષણની આશા આપવાની નથી. કદાચ એમ પણ બને કે દિવસોના દિવસો સુધી તારી સાથે નિરાંતે બેસવાનું પણ ન મળે" ગોકળ થોભી ગયો, સરલા સાંભળી રહી: "જો આ ગરીબ પણ ઉમદા જીવન તને આદર્શ હોય, જો સેવાના મંત્ર સાથે તારું જીવન વણી લેવું હોય તો તૈયાર થઈ જા. આપણે ભેગા મળી જીવન ધન્ય કરીએ. તારી ઓળખ થઈ છે ત્યારથી તું મારા જીવનમાં અનોખું સ્થાન ભોગવતી આવી છે અને ભોગવતી રહેશે પણ આખો જીવનપ્રવાહ મારી તારી ઇચ્છા વિરુદ્ધ ચલાવી શકાય નહિ મેં તો વિચાર કરી લીધો છે. તું શાંતિથી વિચાર કરી મંગળવારે સાંજે પાંચ વાગે મને મળજે."

મંગળવારે સવારે ગોકળને સરલાનો પોસ્ટ-કાર્ડ મળ્યો તેમાં લખ્યું હતું કે હું દાર્જિલીંગ જાઉં છું." ગોકળ આનો ભાવાર્થ સમજી ગયો અને તે જ સાંજે ગામ જવા ઊપડી ગયો.

卐

ગામ જઈ ગોકળ સીધો કામે લાગી ગયો. ઘરની બહારની ઓસરી દર્દીઓને બેસવાને યોગ્ય બનાવી. દર્દીઓને તપાસવાની અને દવા બનાવવાની જગ્યાઓ તૈયાર કરી દીધી. ગામમાં ફરી ઓળખીતાઓના કુશળ સમાચાર પૂછી

પૂજ્ય બા,

ઈશ્વરની કૃપાથી અને તારા આશીર્વાદથી હું અહીં સુખરૂપ આવી પહોંચ્યો છું.

મેં તારી પાસે લીધેલી પ્રતિજ્ઞા ભૂલ્યો નથી પણ આટલા દેશોમાં ફર્યા પછી ફક્ત આપણા ગામનું ભલું કરવાની મારી ઇચ્છા રહી નથી. મારે મન આપણું ગામ તો આપણા વિશાળ દેશમાં એક ટીપા જેવું છે. મારે તો આખા દેશની સેવા કરવી છે એટલે મેં મુંબઈમાં જ રહેવા વિચાર કર્યો છે. તું જાણીને રાજી થશે કે મેં અહીં ઇસ્પિતાલ ચાલુ કરી દીધી છે અને તેમાંથી દર મહિને એટલું હજાર રૂપિયા કમાવાના મુશ્કેલ નથી. મેં મોટર પણ ખરીદી લીધી છે, બંગલો પણ રાખી લીધો છે અને તને અહીં તેડી લાવવા હું પરમ દિવસે સવારે મોટરમાં ગામ આવી પહોંચીશ. તું જરૂર તૈયાર થઈ રહેજે.

લિ૦
ગોકળના પ્રણામ.

ત્રીજે દિવસે સવારે ગોકળ મોટરમાં ગામ પહોંચ્યો. વર્ષોના ગાળા પછી રસ્તા હવે કંઈક સુધર્યા હતા અને થોડી મુશ્કેલી ભોગે ગોકળ ઘરના આંગણા સુધી મોટર લઈ જઈ શક્યો.

ખુલ્લા બારણામાં ગોકળ અંદર દોડી ગયો પણ ઘરમાં એક ખૂણામાં ચારપાઈ પર રતનનો મૃતદેહ પડ્યો હતો. તેની છાતી પર પોતાનો છેલ્લો પત્ર પડ્યો હતો.

卐 卐 卐

લીધા. માંદાને ઘેર જઈ માવજતની શાસ્ત્રીય રીત બતાવી. દવાના પૈસા નક્કી કર્યા પ્રમાણે ન લેતાં દર્દીની ઇચ્છા અને શક્તિ પ્રમાણે લેવાનું ઠરાવ્યું.

વર્ષો વીતી ગયાં. ગોકળનું દવાખાનું પ્રગતિ કરી રહ્યું પણ તે સાથે તેની આર્થિક જવાબદારીઓ વધતી ચાલી. ગામ ગરીબ હતું. દવા લેનારાં ઘણાં હતાં, પૈસા આપનારાં ઓછાં હતાં; વળી એકલી દવા આપીને અટકવાનું ન હતું પણ અશક્ત અને નિરાધાર આર્થિક મદદ માટે પણ ગોકળ અને રતન પાસે આવતાં અને તેમની આજીજી નકારાતી નહિ.

ગામના લોક ગોકળને બરાબર ઓળખી ગયા અને તેની નિઃસ્પૃહ સેવા જોઈ હરખાતા. અને યથાશક્તિ મદદ કરતા. ગરીબો માં-દીકરાને ભગવાનનો અવતાર સમજી આશીર્વાદનો વરસાદ વરસાવતા.

એક રાત્રે અગિયાર વાગે રતન બારણામાં ઊભી ગોકળની રાહ જોઈ રહી હતી. એક કોળી ભયંકર તાવથી પીડાતો હતો અને તેની માવજત કરવાને ગોકળ છ વાગ્યાનો ગયો હતો.

એવામાં ગોકળ એક બાઈને લઈને આવ્યો તેના શરીરે એક ઘસાઈ ગયેલું ધોતિયું અને ઠીંગણાવાળું પહેરણ હતું

ગોકળે તેની સાથે આવેલી બાઈને દવા આપી અને રસોડામાં જઈ રાંધેલી રસોઈ પણ મૂગે મોઢે આપી દીધી. રતન આ બધું નિઃશબ્દ જોઈ રહી.

બાઈ ગયા પછી રતને કહ્યું:

"ગોકળ. આ તેં શું કર્યું? તું જાણે છે કે ઘરમાં ધાનનો એક દાણો સરખો એ નથી?"

"જાણું છું, બા, પણ ફુલિયાને ત્યાં નાનાં નાનાં બાળકો ભૂખે ટળવળે ત્યારે હું જમું એ તને ગમે?"

રતન પાસે તેનો કંઈ જ જવાબ ન હતો. તેણે ગોકળને નાના બાળકની માફક પોતાની છાતી સાથે ચાંપ્યો અને તેની આંખમાંથી હર્ષનાં બે આંસુ નીકળી ગયાં.

卐 卐

# " लोक-नागरी* "—अवलोकन

કિશોરલાલ ઘ. મશરૂવાળા

## ( १ )

**શ્રી** વિનોબાએ બે-એક વર્ષથી દેવનાગરી લિપિમાં થોડા સુધારા દાખલ કરી તેનો પ્રચાર કરવા માંડ્યો છે. વર્ધાથી પ્રકટ થતાં મરાઠી 'હરિજન', 'ખાદી જગત્' તથા ગ્રામસેવા મંડળ તરફથી પ્રગટ થતાં વિનોબાનાં લખાણો તથા પુસ્તકોમાં આ જ લિપિનો ઉપયોગ કરવામાં આવે છે. આ (જાનેવારી) મહિનાથી તેમની દેખરેખ નીચે વર્ધાથી પ્રગટ થનારા મરાઠી માસિક 'सेवक'માં આ જ લિપિનો ઉપયોગ કરવામાં આવશે. આ સુધારેલી લિપિને તેમણે लोकनागरी નામ આપ્યું છે, અને આ નાનકડી ચોપડીમાં તે સુધારાઓ પાછળ રહેલી પોતાની વિચારસરણી અને દલીલો સમજાવી છે.

એમણે જ દાખલ કરેલા ટાઈપોમાં× એમના સુધારાઓનું દિગ્દર્શન નીચે મુજબ છેઃ

१ વર્ણ-સુધાર : ळ=ल

२ બારાખડી-સુધારઃ रु, रू

३ ઇ-ઉઓ : की (હ્રસ્વ), की (દીર્ઘ)

४ સ્વરાખડીઃ अ, आ, अि, अी, अु, अू, अे अित्यादि

५ અનુસ્વાર-જોડીઃ ॰( पांचजन्य ), ˙(पांच)

६ સાઘાત-જોડાક્ષરો, ખોડા પગે ( હલન્ત ચિહ્ન દર્શાવીને ) : स्वराज्य

७ નિરાઘાત-જોડાક્ષરોઃ

(અ) 'યા' અન્તવાળાઃ ॰ तुमचा (-च्या)

(આ) 'યે' અન્તવાળાઃ ` — करतें (-त्ये)

(ઈ) અવશિષ્ટ મહા-પ્રાણ- ' — 'म (म्ह), 'न (न्ह), 'व (व्ह)

८ દન્તતાલવ્યઃ च, ज, झ

९ હ્રસ્વ એ, ઓઃ ` ( देहे दुःख हें सुख मानीत जावें )

( नहीं कोणु सुरनर मुनि तनुधारी )

१० શિરોરેખાઃ છાપવામાં હોય, લખવામાં ન હોય

---

* ભાષા-મરાઠીઃ લેખક-શ્રી. વિનોબા; પ્રકાશક-ગ્રામસેવા મંડળ, વર્ધાઃ પૃ. ३०: કિં. પાંચ આના.

× આ ટાઈપોના નમૂના પૂરા પાડવા માટે વર્ધાના શ્રીકૃષ્ણ પ્રિન્ટિંગ પ્રેસનો હું આભારી છું.

આ દરેક પર ટૂંકમાં વિચાર કરીએ.

૧. વર્ણ સુધાર—ख ર+વનો ભાસ કરાવનારો હોવાથી એ ભ્રમ ઉત્પન્ન કરાવનાર વર્ણ બને છે, એમાં શંકા નથી. વિનોબાએ આનો મરોડ મોડી ખ પરથી લીધો છે, અને તેની અને ગુજરાતી મરોડ વચ્ચે રૂપ સિવાય બીજો કોઈ ફેર નથી. બિહારની કૈથી લિપિમાં+ શિરોરેખા વિનાના લખાણમાં આ ફેરફાર અનિવાર્ય જ સમજવો જોઈએ. વિનોબા પોતાના મરોડ વિષે લખે છે: "ઝીણવટથી જોતાં ख ના છૂટા પડેલા અવયવોને જોડીને આ બનાવેલો દેખાશે. શરૂઆતની ગાંઠને લીધે એનું क्ष સાથે સામ્ય દેખાશે. આ વાત ભાષાશાસ્ત્રને અનુકૂળ જ છે." મારું અનુમાન એવું છે કે ख એ षप માંથી નીપજ્યો છે, અને ખ એ કેવળ ષ માંથી નીપજ્યો છે. એ તો જાણીતી વાત છે કે ઘણી જગ્યાએ क्ष અને ष બન્નેના ઉચ્ચારો 'ख' કરવામાં આવે છે, અને જૂના નાગરી લિપિમાં લખાયેલા ગ્રંથોમાં ખ તેમજ ષ-બન્ને માટે ष જ વપરાયો છે. પ તથા વ ની વચ્ચે કાપ મૂકવાથી ષ અને ब બન્યા છે; એ કાપ પાછળથી જુદો કાઢવાને બદલે કલમ ઉપાડ્યા વિના જ સાથે વણી લેવાના પ્રયત્નમાંથી ગુજરાતી ખ તથા બ બન્યા છે.

વર્ણસુધારમાં જ ગણી શકાય એવો એક બીજો ફેર પણ વિનોબાની લિપિમાં છે; પણ તેમણે તે ઉપરની યાદીમાં દેખાડ્યો નથી. એમણે क्ष તથા ज्ञ ને તિલાંજલિ આપી તેને બદલે અનુક્રમે कष અને द्नय માં તેમનું રૂપાન્તર કર્યું છે. क्ष નું कष માં થયેલું રૂપાન્તર સમજી શકાય એવું છે. પણ ज्ञ ના द्न्य માં કરેલા રૂપાન્તર માટે ખુલાસાની જરૂર છે. વિનોબાનો ખુલાસો આ પ્રમાણે છે: "જોડાક્ષરોને પગ તોડીને લખવાની યોજના મંજૂર રાખનારામાંના પણ કેટલાક તે યોજના ज्ञ ને લાગુ ન કરવી એવી સૂચના કરે છે. પણ તેથી ઉચ્ચારનો ખુલાસો થતો નથી. સંસ્કૃતમાં તો તેનો ઉચ્ચાર ज्ञ થાય છે. મરાઠીમાં द्न्य, હિંદીમાં ग्य, ગુજરાતીમાં ग्न. એ જ પ્રમાણે બીજી ભાષાઓમાં ભિન્ન ભિન્ન ઉચ્ચારો છે. માટે તે તે ભાષાવાળાઓ તે પ્રમાણે જ લખે તો જેવું બોલીએ તેવું લખ્યું થશે. માટે મને આ રીત પસંદ પડે છે. છતાં આ મુદ્દો આગ્રહથી પકડી રાખવા જેવો નથી."

મારો મત क्ष, ज्ञ માં ફેરફાર ન કરવા પ્રત્યે ઢળે છે. એ બન્ને અક્ષરોના જુદા જુદા પ્રાન્તોમાં જુદા જુદા ઉચ્ચારો છે. એમ તો ऋ ના પણ જુદા જુદા ઉચ્ચારો થાય છે, અને ય નો પણ કેટલીક જગ્યાએ અને સંબંધોમાં જ ઉચ્ચાર થાય છે. પણ એ રીતે જુદી રીતે ઉચ્ચારાતા છતાં એક જ અર્થમાં વપરાતા શબ્દો એક જ રીતે લખાય એમાં આગળ જતાં ઉચ્ચારની એકતા આવવાની શક્યતા રહેશે. એની સ્થાનિક જોડણી કરી નાંખવાથી એ ભેદ કાયમના બની જશે. જે ન્યાયે વિનોબા ज्ञ ને લાગુ કરવા ઇચ્છે છે, તે ન્યાયે કૃષ્ણની જોડણી જુદા જુદા પ્રાન્તો પ્રમાણે કૃષ્ણ, કિસ્ન, કુષ્ણ, કિસ્ટણ થશે; યોજના, જોજના થશે; જ્ઞાનનું ગ્યાન તથા ગ્નાન થશે. આ બધું અવ્યવસ્થા વધારનારું થશે. આ ઉપરાન્ત क्ष અને ज्ञ ગણિતના સાંકેતિક વર્ણો છે, અને તેમનાં એ રૂપો સગવડભર્યાં છે. એ માટે એ

---

+ વિનોબાએ બનાવેલો ખ એવો જ લખાય છે. કાનડી ખ સાથે પણ એનું સામ્ય છે.

બન્નેને સેવી જ રાખવા ઇષ્ટ છે એમ મને લાગે છે. ભલે એના ઉચ્ચારો પ્રાન્તે પ્રાન્તમાં જુદા થતા હોય. જેમ યજુર્વેદની બે શાખાઓમાં ષ અને ળ ના ઉચ્ચારો વિષે રૂઢિભેદ છે, તેમ જ આ સમજવો.

હિંદી પ્રાન્તોમાં કેટલીક વાર એક ગુલ્લી ભૂલ થતી પણ જોવામાં આવે છે. દા. ત. કેટલાક ભિક્ષા ને ભિક્ષા, છાત્ર (વિદ્યાર્થી)ને ક્ષાત્ર, વૈરાગ્ય ને વૈરાગ્ર લખે છે. પણ આવી ભૂલો થયા જ કરવાની. એ શિક્ષણ વધતાં સુધરશે.

૨. **બારાખડી-સુધાર**—રુ, રૂ ને બદલે રુ, રૂ લખવાની રૂઢિ ગુજરાતીમાં નવી નથી. એ બાબતમાં વિચાર કરવા જેવું છે તે તો કદાચ આથી ઊલટું છે. તે એ કે વરડુ-ઓને આ બે અક્ષરોમાં જ નીચે લખવાનું આપણે છોડયું છે, અને તેને બાજુમાં સ્થાન આપ્યું છે. એમાં કેટલીક સગવડો રહેલી છે. રુ, રૂ ને બદલવાને બદલે એ સગવડ બીજા અક્ષરોમાં કેમ દાખલ ન કરવી ? પણ આ સવાલની ચર્ચા આ લેખમાં કરવી નથી.

૩. **અઝ્ઝુઓ**—વિનોબાએ કરેલો અઝ્ઝુનો ફેરફાર એક મહત્ત્વનો સુધારો છે. વર્ણની પૂર્વે લખાતી હ્રસ્વ અઝ્ઝુ અનેક રીતે અયોગ્ય છે. એ કોઈ પણ રૂપમાં વર્ણની પછી આવે એમ બદલવાની જરૂર છે જ. બંગાળી, ઉડિયા વગેરે કેટલીક લિપિઓમાં 'એ'કારની માત્રા પણ વર્ણની પૂર્વે લખવાની પદ્ધતિ છે. જૂના નાગરી ગ્રંથોમાં પૈ એમ થતું. હાલની ઘણીખરી પ્રાન્તીય લિપિઓએ એ માત્રાને ડાબી બાજુથી ખસેડી માથા પર ચડાવીને હાથ-લખાણ સગવડભર્યું કર્યું છે. છાપવામાં તથા ટાઇપરાઇટરમાં ચિહ્નોનું કે તેના ભાગોનું માથા પર ચડી બેસવું કે પગ નીચે દબાઈ જવું બન્ને સરખાં જ અગવડભર્યાં છે. એ બધાંનું વામાંગિત્વ, બ્રાહ્મણત્વ તથા શૂદ્રત્વ ટળીને જમણી બાજુ પર વર્ણોની સમાન કક્ષાએ આવવું જરૂરી છે. ચિહ્નોના માથા પર તથા પગ નીચે આવતા ભાગો છાપવામાં વારંવાર તૂટી જાય છે, એ દરેક પુસ્તકમાં જોઈ શકાય છે. આમાં હ્રસ્વ અઝ્ઝુઓ ગુજરાતી લિપિમાં સૌથી વધારે આત્મહત્યા કરે છે. દીર્ઘ અઝ્ઝુ બચી જાય છે, કારણ કે ઘણુંખરું એના સળંગ ટાઇપો જ વપરાય છે. વિનોબાએ હ્રસ્વ અઝ્ઝુને જમણી બાજુએ ખસેડવાની પોતાની યોજના બતાવી છે. પણ એ આપણી અપેક્ષા કરીએ તે કરતાં ઊલટી છે. એમણે પ્રચલિત દીર્ઘ અઝ્ઝુને હ્રસ્વ કરી છે, અને દીર્ઘ અઝ્ઝુને માટે નવું ચિહ્ન યોજ્યું છે. એમણે યોજેલું ચિહ્ન મોડી લિપિમાંથી એમણે ઉપાડયું છે. આપણને એમ થાય કે જો આ જ ચિહ્ન એમને રાખવું હતું તો એ ચિહ્ન હ્રસ્વ અઝ્ઝુ માટે જ સીધું સ્વીકારી લેવું ઘટતું હતું. દીર્ઘ અઝ્ઝુને હ્રસ્વ બનાવવામાં બે ફેરફાર કરવા પડે છે, જૂની અને નવી વચ્ચે ગોટાળો થાય છે, પ્રથમ દર્શને મુખપૃષ્ઠ પર જ 'લેખક—વીનોબા' એમ વાંચતાં, " આ કેવી છાપવાની ગફલત ! " એવો ખ્યાલ થાય છે. એમનું નવું ચિહ્ન હ્રસ્વ અઝ્ઝુને માટે રાખતાં શું બગડે એમ હતું, એમ સહેજે થાય. એમની પુસ્તિકામાં આને માટે કોઈ સબળ કારણ એમણે બતાવ્યું નથી. મોડી લિપિ માટેના મમત્વનો જૂનો સંસ્કાર, તે લિપિમાં વહેવારુ ગુજરાતીની જેમ હ્રસ્વ અઝ્ઝુનો અભાવ, તથા એ નવા ચિહ્નને હ્રસ્વ અઝ્ઝુ બનાવવા જતાં તે દીર્ઘ અઝ્ઝુ કરતાં વધારે દીર્ઘ (લાંબું) દેખાય છે એ ખ્યાલ એમનાં નિર્ણાયક

કારણે છે. પણ મોડી લિપિ આજે નાગરીપ જેવી બની ગઈ છે. તેનું ચિહ્ન દીર્ઘના સંકેત માટે જ રાખવાની જરૂર નથી, અને સંસ્કૃતની દૃષ્ટિએ જોઈએ તો પ્રચલિત હ્રસ્વ અુનો લંબાઈ દીર્ઘ અુ કરતાં લાંબી જ છે. જો વિનોબાએ યોજેલું ચિહ્ન રાખવું હોય તો મને તો એમ લાગે છે કે એને હ્રસ્વ અુ કરી, દીર્ઘ અુને છે તેમ જ રહેવા દેવું જોઈએ. પણ આ ચિહ્નો જેટલે અંશે વર્ણોની અુપર જાય છે તેટલે અંશે એ વિષે વધારે વિચાર કરવાની જરૂર છે. અુપર કહ્યા મુજબ એ સવાલની ચર્ચા આ લેખમાં કરવા માગતો નથી.

૪. **સ્વરાખડી**—એટલે કે સ્વરોની બારાખડી. આ બાબતમાં અે–અૈ ગુજરાતી લિપિમાં પહેલેથી જ સુધરેલા રૂપમાં પ્રચલિત થયેલા છે. નાગરી માટે એની નવીનતા છે. અિ, અી, અુ, અૂ, અૃ ની નવીનતા છે. એ વિષે હું માગશરના અંકમાં લખી ચૂક્યો છું, એટલે અહીં ફરી લખવાની જરૂર નથી.

૫. **અનુસ્વાર જોડી**—પોકળ અનુસ્વાર અને બિંદુ અનુસ્વાર એવાં બે ચિહ્નો વાપરવાનો આગ્રહ ગુજરાતીમાં શ્રી. બ. ક. ઠાકોરે ઘણાં વર્ષો રાખ્યો છે, અને એમનાં પુસ્તકોમાં દાખલ કર્યો છે. હિંદીમાં એ ભેદો બિંદુ અને ચંદ્ર-બિંદુ દ્વારા દર્શાવાય છે. તત્ત્વતઃ એ ફેરફાર ઠીક છે. પ્રશ્ન એટલો જ છે કે આવા કેટલા ઝીણા ઝીણા ભેદો આપણે સામાન્ય લખાણમાં બતાવવાનો આગ્રહ રાખવો? ભાષાશાસ્ત્ર, શબ્દકોષ, અુચ્ચારકોષ વગેરેમાં ઝીણા ઝીણા ભેદો દર્શાવવા માટે અનેક ચિહ્નો યોજવાં પડે; પણ એ બધાં સામાન્ય લખાણમાં યે રાખવા જ જોઈએ શું?

માઘ ]

# આદિવાસીઓ

ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

## ૫ કુંકણા

મુંબઈ ઇલાકાની આદિવાસી પ્રજાઓમાંની એક આ છે. એમની મુખ્ય વસ્તી સુરત, થાણા, પશ્ચિમ ખાનદેશ, વાંસદા અને નાશિકના પ્રદેશોમાં છે. ૧૯૪૧માં એમની સંખ્યા લગભગ ૧ લાખ ૧૦ હજાર જેટલી હતી. એ પ્રજાના ડાંગનાં વઘાઈ, કુરકસ, ઈસખળ, ગાવરી, ચીકટયા, કુઈમાળ વગેરે ગામોમાં ફરવાનો મને અવસર મળ્યો હતો. સોનહૂરંગી સાગો માટે ખ્યાતનામ થયેલ ડાંગનું જંગલ ગમે ત્યારે એની નીરવતાથી જોનારને હેરાનહેરાન કરી મૂકે છે. મે-જૂનને સૂકે મહિને સાગસીસમની અપર્ણ ઝાડીઓ જોવાનું અને વેણુઓમાં પવન ભરાવાથી થતો મધુર નાદ સાંભળ્યા કરવાનું કલાકોના કલાકો સુધી મન થાય. ચોમાસામાં તો રસ્તાઓ બંધ થાય, અને વનશ્રી પૂરબહારમાં ખીલી નીકળે. પછી તો દિવાળી આવે, દિશાઓ ઉજ્જ્વળ બને, રસ્તાઓ વપરાવા માંડે અને જંગલમાં લાકડાં કાપવાનું કામ શરૂ થાય. હેમન્ત શિશિર સુધી જંગલ એવું રહે; વસન્તમાં એની શોભા ખડી નીકળે છે. મહુડેમહુડે મત્ત એવાં ફૂલ બેસે, જાંબુને મોર આવે અને પલાશ પણ લાલ વેશભૂષા સજે.

આવા પ્રદેશમાં રહે છે આપણા કુંકણાઓ. એઓ રંગે કાળા, પાંચ સાડાપાંચ ફૂટ ઊંચા અને પહોળા નાકવાળા હોય છે. એમનામાં કોકકોકનાં નાક ઠીકઠીક તીણાં અને લાંબાં હોય છે. કુંકણા પુરુષને મોઢે ખાસ વાળ હોતા નથી. એમની સ્ત્રીઓ એમના કરતાં ઊઘડતા રંગની હોય છે; ને કોઈકોઈ સ્ત્રીને સુંદર પણ કહી શકાય. 'બોમ્બે ગેઝેટીઅર'ના કહેવા પ્રમાણે, એઓ પાસેના થાણા જિલ્લાના વારલી લોકો જેવા છે.

એમની બોલી કોંકણી કહેવાય છે. કોંકણીમાં ગુજરાતી મરાઠીનું મિશ્રણ હશે ખરું; પણ એ બોલી એકલી ગુજરાતી કે એકલી મરાઠી નથી જ. એમાં કેટલાય એવા શબ્દો છે જે આ બંને ભાષામાં નથી મળતા. ડોસાને ડવર, દેવતાને ઈસ્તો અને છોરીઓપાડીઓ માટે કારજન-પાકજન કહેનારા કુંકણાને પોતાની આદિભાષા કોઈ હોવી જ જોઈએ એમ લાગ્યા વગર નથી રહેતું. ગુજરાતીમરાઠી શબ્દો એમની બોલીમાં ખરા; પણ એઓ આ બેમાંથી એકે ભાષા, શુદ્ધશિષ્ટ જો બોલાય તો, ન સમજી શકે. એમનાં ક્રિયાપદોને ગુજરાતી અસર વધુ લાગી છે. ઠેવી જા=મૂકી જા; માર ગડી=માર દોટ; ઈસાં જ સાંગવાના=એમજ કહેવાના એ થોડાં ઉદાહરણો બતાવી શકાય.

આવી ભાષા બોલતાં કુંકણા પહેરવેશમાં માત્ર લંગોટીથી ચલાવી લે છે. ઘરે હોય ત્યાં સુધી ઉપરના ભાગમાં કશું પહેરતા નથી. બહાર જાય ત્યારે બંડી પહેરે છે; અને માથે ફેંટા વીંટે છે. ઘણા વાળ પાછળના ભાગેથી કપાવે છે; કોઈ કોઈ ચોટલી રાખે છે; ને કોઈ કોઈ લાંબા વાળ રાખે છે. સ્ત્રીઓ ઘૂંટણની ઉપર સુધીની જ કાછડી અને કસવાળી ચોળી પહેરે છે. ગામની વિશ્વાસુ હવામાં કેટલીક સ્ત્રીઓ ઉઘાડી છાતીએ કામ કર્યા કરે છે.

પુરુષ અને સ્ત્રી બન્ને ઘરેણાં પહેરે છે, પુરુષ કાને મુરકી અને બારા, હાથની આંગળીઓએ વીંટી અને કાંડાએ કડાં પહેરે છે. સ્ત્રીઓનાં ઘરેણાંનો પાર હોતો નથી. ઘાસનાં બીથી માંડી કોડીઓની માળા અને કાચની સેર એઓ પહેરે છે. કોડીઓના હાર વચ્ચે કોઈ સ્ત્રી રૂપિયાઆઠઆનીઓ પણ પરોવે છે. છોકરાઓ મુરકી સિવાય કશું પહેરતા નથી; છોકરીઓ કાચકોડીઓની સેર પહેરે છે. સ્ત્રીઓ છૂંદણાં પણ તરેહતરેહનાં છૂંદાવે છે.

કુંકણાંનાં ઝૂંપડાંમાં ખાસ કરીને જોઈતી જ વસ્તુઓ હોય છે. ખેતી કરનાર પાસે હળ હોય, કાપકૂપ કરવા માટે કુહાડી દાતરડું હોય; અને કાંટા ઝાંખરાં લાવવા લાકડાનું શળ હોય. એમની પાસે માછલાં પકડવાની વાંસની ગૂંથેલી ટોપલી, શિકાર કરવાનાં ધનુષબાણ, અને પાણી પીવા માટે તુંબડીમાંથી બનાવેલી ડોલી હોય છે. મરઘાં રાખવા વાંસના ટોપલા હોય છે. વાસ એટલા ચોખા ખાંડવા કોઈ ઘરે ઉખળ અને મુશળ હોય છે. રસ્તા ઉપરના ગામને કોઈ કોઈ છાપરે ઘંટીનો અવાજ પણ સંભળાય ખરો. રોટલા કરવાની કથરોટ, માટીનાં હલેકાં, અને પાણી રાખવાનાં બેડાં લગભગ બધાં જ રાખે છે. આ બધા સામાનની કિંમત લગભગ બસોક રૂપિયા જેટલી થાય.

કુંકણાં લોકો પોતાનાં ઝૂંપડાંને ઘરાં કહે છે; એ શંકુ આકારનાં હોય છે. એની ભીંત ચીરેલા વાંસની બનાવવામાં આવે છે. બારણાં પણ વાંસનાં જ હોય છે. કેટલાક ભીંતને છાણથી લીંપે છે; કેટલાક એમને એમ જ રહેવા દે છે. આ ઘરોનાં છત પલાશનાં પાનોથી 'સીવવામાં' આવે છે. પાન ઉપર ઘાસ પાથરી એને લાકડાંથી દબાવવામાં આવે છે. ઘણાં ઝૂંપડાંની બાજુમાં એકાદ માળો હોય છે. એની અંદર એઓ પોતાનાં ઢોર રાખે છે; કોઈ વળી એની અંદર ચોમાસા માટેનાં લાકડાં સાચવે છે. ઝૂંપડાં અને બાજુની થોડી ખેડાણ જમીનને ઘેરીને આ લોકો વાડ કરે છે. ઝૂંપડાંને વર્ષે બે વર્ષે ઉઠાવ્યા કરવાની એમને ટેવ લાગે છે. જમીન કસ વગરની થઈ જાય ત્યારે અથવા જૂના ઘરમાં કોઈ મરી જાય ત્યારે એ ઘર બદલી નાખવામાં આવે છે.

એમની આર્થિક પ્રવૃત્તિ જાણવા જેવી છે. મુખ્ય ધંધો એમનો ખેતીનો છે. પોતાની જમીનમાં જુનના પ્રથમ દિવસોમાં લાકડાં છાણાં પાંદડાં વગેરેને બાળીને એની રાખ ત્યાં ઠરવા દે છે. એને ત્યારબાદ ખેડી નાંખી અંદર નાગલી પારી (=છોડી) દે છે. એ લોકો અડદ અને વરીની ડાંગર પણ પકવે છે. આ સિવાય એઓ માછલાં મારે છે, શિકાર કરીને પણ ખાય છે; અને ફળો ભેગાં કર્યા સિવાય એમનું પેટ ન જ ભરાય. મે-જુનની સવારે લોકો તો જંગલને પગરસ્તે પોસાપોસીઓ મોટા મોટા ટોપલા ભરીને કરમદાં લાવતાં દેખાય. કોઈ દિવાન આમળાંની ટોપલીઓ ભરી મૂકે છે: ખવાય એટલાં ખાય, બાકીનાં ઘરે લઈ જાય. કેટલાક કુંકણાં પથરીઓમાં ઝરણાંને કાંઠે ઉગેલી કુમળી કેળો કાપી લાવે છે. એના બાફેલા ટુકડા એઓ હોંશેહોંશે ખાય છે. ચોમાસામાં ફળો ન હોય ત્યારે કે અનાજ ખૂટી ગયું હોય ત્યારે આ લોકો ધોળી મુસળીની ભાજી અથવા કંદ ખોદી લાવીને બાફી ખાય છે. જંગલ કોન્ટ્રાક્ટરોનાં લાકડાં કાપવા વહેરવામાંથી એમને ઠીક પૈસો મળી રહે છે. અત્યારના સમયમાં સારું કાઠું કરનાર વરસમાં બસોઅઢીસો રૂપિયા સહેજે કમાય છે.

એમની સમાજસ્થિતિ પણ રસિક છે. એમનામાં સપિંડ 'કુળો' અથવા ગોત્રો હોય છે. એવાં કેટલાંક કુળો: કુનબી, ગામીત, ગાયકવાડ, ચવ્હાણ, જાધવ, બાગુલ, ભોયર, મહાલા અને રાઉત. એક જ કુળનાં બે માણસો લગ્ન કરી શકતાં નથી. કુળનો પૂર્વજ એક મનાવાથી બધાં ભાઈબહેન ગણાય. કુટુંબમાં બાપને બાસ, માને માઈ, ભાઈને ભાઉસ, અને ભાભીને ભાભીકી, છોકરાને પોસો અને છોકરીને પોસી તથા દીકરાની વહુને વહુસ કહેવામાં આવે છે. મામાનો દીકરો જમાઈ અને દીકરી વહુસ તરીકે જ ઓળખાય છે. છોકરાં પરણે નહીં ત્યાંસુધી માબાપ સાથે જ રહે છે; પરણ્યા પછી છોકરી સાસરવાસે અને છોકરો જુદું ઘર માંડે.

એમનાં લગ્ન માટે છોકરાના બાપનું માગું જવું જોઈએ. માગું કબૂલ થયા પછી એઓ 'પેન' ભરવાનો દિવસ નક્કી કરે છે. પેન ભરવી એટલે સગાસ્નેહીઓને તેડાવી દારૂ પાઈ જાણ કરવી કે અમુકની સગાઈ અમુકની સાથે થઈ છે. એમાં સાતદસ રૂપિયાનો ખર્ચ થાય છે. 'દેજ' પણ આગળથી ઠરાવી દેવામાં આવે છે. છોકરીના બાપને છોકરાએ પચ્ચીસ ચાળીસ એમ ઠરાવેલું દેજ આપવું પડે છે. આ રકમ કંઈ નક્કી નથી. લગ્ન થવાનાં હોય તે પહેલાં વરવહુનાં કુટુંબ ઘમાસમાં રહે છે. પીઠી માટે બંને પક્ષને હળેસી હળદર આપવી પડે છે. બધું થઈ ગયા પછી માંડવો બંધાય છે. માંડવાની ફરતે માંડવસૂત બંધાય છે અને બંનેને પોતપોતાને ત્યાં પીઠી ચોળવામાં આવે છે લગ્નને દિવસે વાજાંના અવાજ સાથે કન્યા વરને ત્યાં આવે છે. વરનો બાપ કન્યાના કુટુંબીઓને તેડી માંડવે લઈ જઈ બેસાડે છે. અહીં વરવહુને એક કામળા ઉપર બેસાડે છે. એમના છેડા ગંઠાય છે. એ વખતે દીવાની સાક્ષી રાખવામાં આવે છે. આ પછી વરવહુ એકબીજાનું નામ બોલે છે; અને છેડા છોડી કાઢવામાં આવે છે. આમ લગ્ન થયેલાં ગણાય છે. તે પછી બંને પક્ષ ખૂબ નાચે છે. નાચી રહ્યા પછી વરબાપ બધાંને જમાડે છે. જમ્યા પછી છોકરીનાં સગાં ઘેર જતાં રહે છે. પાંચ દિવસે છોકરી પિયર જાય છે; ત્યાંથી એને બીજા પાંચ દિવસે બોલાવી લેવામાં આવે છે.

જે વધુ ખરચ કરી શકતો નથી તે પેન ભરીને જ અને લગ્નની લાંબી ક્રિયા વગર વહુને ઘરમાં લાવી બેસાડે છે. વળી જે દેજ ન આપતો છતાં પૂર્ણરૂપે લગ્ન કરવા માગતો હોય તેને સ્ત્રીના બાપને ત્યાં દેજની રકમ વળી જાય ત્યાં સુધી ખંધાડિયા તરીકે રહેવું પડે છે. વિધવાઓ એમનામાં લગ્ન કરી શકે છે. બહુપત્નીત્વનો રિવાજ પણ એમનામાં છે. પરણેલી સ્ત્રી પોતાના ધણીને છોડી બીજા સાથે જવા ઇચ્છતી હોય તો તે જઈ શકે છે. આ નવા ધણીએ આગલાને દેજના પૈસા આપી દેવા પડે એટલું જ. એમને કોઈની પરિત્યક્તાને પરણવામાં પણ વાંધો નથી. મામાફુઈનાં દીકરાદીકરીઓ એમનામાં પરણે છે. છીનાળાના જૂજ પ્રસંગોમાં પુરુષને બાર રૂપિયાનો દંડ મૂકાય છે; ને પેલીને એની જોડે પરણાવે છે.

સુવાવડ વખતે સ્ત્રીને બાર દિવસ સુધી જુદા રહેવું પડે છે. એ હાથે રાંધીને ખાય છે; ઘરમાં કોઈ મદદગાર સ્ત્રી હોય તો એની આ ખાસિયત મટે. પહેલી સુવાવડ વખતે નાગલીના રોટલા અને દારૂનું જમણ આપવામાં આવે છે; ને છઠ્ઠે દિવસે સ્ત્રીઓને જમાડવામાં આવે છે. છોકરાનું નામ મહિને દોઢમહિને દાયણ જ પાડે. કેટલાકનાં નામ ભગત પાડે છે.

અઠવાડિકને જિંદગી આંટા મારી કરે. જન્મ, લગ્ન અને પછી મરણ પણ આવે. નાનાં મરે, મોટાં મરે : સૌ કોઈને ઠેકાણે તો પાડવાં જ પડે. એ લોકો મૃત દેહને નવડાવી પીઠી ચોળે છે. પછી એને સ્મશાને લઈ જાય છે. ડાઘુઓ નદીમાં ના'ય છે. ચિતા મરનારનો દીકરો અથવા નજીકસગો સળગાવે છે. શરીર આખું બળી રહે એટલે ડાઘુઓ મરનારને ઘરે જાય છે; ને ત્યાં તાડી પીએ છે. ત્રીજે દિવસે આઠદસ માણસો સ્મશાને જાય છે; ચિતાની રાખ ભેગી કરી એને છંટકારી દે છે, ને ઘેર પાછા વળે છે. ચોથે દિવસે ન્યાતીલાઓને જમાડવામાં આવે છે. મરનારની ચાંદીની નાની મૂર્તિ બનાવી તેની સામે બબ્બે ત્રણત્રણ દિવસે દીવો કરાય છે. જેટલા મરે તેમની મૂર્તિઓ હોય જ. એ બધીને 'પીઢી' કહેવાતી જગ્યાએ રાખે છે. શ્રાદ્ધપક્ષમાં આ બધીની પૂજા થાય છે. નાનાં છોકરાંઓને દાટવાનો જ ચાલ છે.

એમની રોજબરોજની પ્રવૃત્તિમાં એમને સહારો દેવદેવીઓનો જ. એમના ખાસ દેવો હનવત અને વાઘદેવ છે. ગામને જાંને છેડે હનવતનો પથરો હોય જ. એના ઉપર એ લોકો તેલસિંદુર ચઢાવે છે. કોઈ વળી આંકડાનાં ફૂલ અને કરમદાં નૈવેદ્ય છે. એની પાસે ધજા અને દીવો હોય છે. એમને હનવતમાં ખૂબ શ્રદ્ધા : કંઈ થાય ને એની બાધા રાખી હોય તો તરત સારું થાય. વાઘદેવની પ્રતિમૂર્તિ લાકડા ઉપર કોતરીને દાટવામાં આવે છે; એને સિંદુર, નાળિયેર, ફૂલ, મરઘાં વગેરે ચઢાવવામાં આવે છે. ભરમદેવ એ પણ એમના પ્રમુખદેવ. શમીના ઝાડ પાસે બેસાડેલા પથરાને ભરમદેવ તરીકે પૂજવામાં આવે છે. એને દીપમાળ, ધજા અને માટીના ઘોડા ચઢે.

એઓ આવાં દેવતાતત્ત્વોને માને છે. એમને તો ગમે તે મહિનામાં મનાવવા પડે; પણ તહેવારના દેવો એમના સારા. મહિના તો બધા હિંદુ પંચાંગનાં જ. હોળી ઉપર ખૂબ નાચે; દિવાળીમાં એક રાત તેલના દીવા કરે. તે વખતે ધરતી ભીંતે ચૂના વડે મોર, હળ, માણસ વગેરેનાં આવડે એવાં ચિત્રો પાડે છે. આ આનંદ ખાતર થાય એમ એઓ કહે છે. આ ચિત્રો આદિવાસી પ્રજાની કલાવૃત્તિ કેટલી તીવ્ર છે એ બતાવે છે. નીએન્ડર થાલ આદમીએ ઊંડી ઊંડી ગુફામાં દોરેલાં ચિત્રો અને આ વચ્ચે ઘણો ફેર માલમ ન પડશે. આના ઉપર કલાના વિદ્યાર્થીઓએ વધુ શોધ કરવા જેવી છે.

એમના ઉપર સરકારી હકુમત કારભારી અથવા પાટીલ દ્વારા ચાલે છે. આ લોકો આર્થિક રીતે બીજાઓ કરતાં ઠીકઠીક હોય છે. એમનું કામ સરકારી માણસોની સગવડ સાચવવાનું તથા સરકારી કામે માણસો જોઈતાં હોય તો તે મોકલવાનું છે. એના બદલામાં એમને થોડી જમીન મફત ખેડવા મળે છે; ને થોડા પૈસા પણ મળે છે.

અંગ્રેજ, મુસ્લિમ અને હિંદુ : બધાના જ સંસર્ગમાં એઓ આવ્યા છે. સંસર્ગમાં આવે એટલે સહેજે જ એમના રિવાજો માન્યતાઓ બદલાય અથવા વિકસે; કોઈ વખત પ્રજાકીય શિસ્તનો ભંગ પણ એમને જોઈ રહેવો પડે. જતે દિવસે એના તરફ આંખ આડા કાન પણ કરવા પડે. એમની સંસ્કૃતિ આજે શિથલપ્રાય બની છે; અને આપણી સંસ્કૃતિના મોટરટ્રેન, હિસાબકિતાબ, લુચ્ચાવાસણો અને ફૈસાફેશન વચ્ચે આવી ઊભી છે : એમની લાજવાળ સંસ્કૃતિ આ બધાથી જરૂર ફેરવાશે; પણ એમની અસર ઘણી જ થાય એટલા ખાતર એમની સંસ્કૃતિના પ્રાણને સમજી લેવો જરૂરનો છે.

☆

# છેતી

વસુબહેન જી. એ.

**એની** પીઠ ફરતાં ઓફિસમાં એક મોટો હાસ્યનો પડઘો પડ્યો.

"ગાંડી લાગે છે, નહીં?" આનંદમોહને જ્યારે ધનપાળને પૂછ્યું ત્યારે ફરી એવા જ હાસ્યથી કલાર્કની ઓફિસ ભરાઈ ગઈ.

"અર્ધું એવું જ." અને બેલીફે એ વાક્ય પૂરું કર્યું: "અર્ધી નહીં, આખી જ. દર અમાસે આવે છે અને આવીને પેલા મોહનને પૂછી ચાલી જાય છે. મોહન ન હોય તો બીજા કોઈને. પરંતુ એ જ વાક્ય, એ જ અદા—'હેં મારી દીકરીનો મારનાર મરી ગયો ને?' અને આ 'હા, માજી! ઈશ્વરના દરબારમાં ગયો' એમ કહે ત્યારે; આવા જ ક્રોધથી બોલે છે કે 'ત્યાં એનું સ્થાન હોઈ શકે જ નહીં. જાય એ તો નરકની ખીણોમાં. જ્યાં એને જીવતો જીવતાં ખાઈ જાય!' આમ સાહેબ, એનો ક્રોધ ઠાલવી એ ચાલી જાય છે."

"દર અમાસે આવે છે?" આનંદમોહનની કુતૂહલતા વેગ પકડતી હતી.

"જી, હા! દર અમાસે તો અચૂક આવે છે. વળી મહિનામાં બે વખત પણ આવી જાય છે. ગયે મહિને તો ત્રણ વખત આવી હતી. પરંતુ મહિને અમાસે તો ખરી જ."

"શું દેખાય છે!" આનંદમોહન ધનપાળ તરફ વળ્યો. "અને તે ય આટલી ઉમ્મરે અને કાઠીની જાતમાં!" ધનપાળે ટાઈપના મશીનને આગળ ધક્કો મારી વાતને પણ આગળ વેગ આપ્યો.

"દેખાવ માટે શું કોઈ જાતિએ ઈજારો રાખ્યો છે?" આનંદમોહન એક જાતની હમદર્દી અનુભવતો હતો.

☆

છેતી જ્યારે નાની હતી ત્યારે આખી કાઠી કોમ એને પોતાની કરવા લે–મેલ કરતી હતી. પરંતુ એ બધાની વચ્ચેથી જ્યારે એના બાપે રૂપિયા લઈ જેસંગને આપી ત્યારે જુવાનવર્ગે એના પર ક્રોધ ઠાલવવામાં બાકી ન રાખી. છેતીની કાઠી મજબૂત અને સપ્રમાણ હતી. અંગેઅંગ એકબીજાની પ્રમાણતા સાચવી ગોઠવાયાં હતાં. અને એ બધા ઉપર રેશમ જેવી ચામડી ચમકતી હતી. એની આંખોમાં કામણ હતું, નૂર હતું. હાસ્યમાં લહેર હતી, ચાલમાં ઝમક હતી, અને દાઢી પરનો તલ સૌની પૂર્ણાહુતિ માટે બસ હતો.

જેસંગ કાઠી કોમમાં બધી રીતે સારો હતો. મજૂરીનું કામ કરી પ્રામાણિક અને સાદી જિંદગી ગાળતો. પરંતુ એ કોમની એક કુટેવ તેનામાંથી પણ ગઈ નહતી અને તે દારૂની. મહિનામાં તે એક વખત લેતો—ચકચૂર બને ત્યાં સુધી લેતો. અને પછી છેતીને ઝૂડતો. અને નશો ઊતરતાં રડતો.

ચક્રનેમિક્રમે જિંદગી આંટા મારી કરે. જન્મ, લગ્ન અને પછી મરણ પણ આવે. નાનાં મરે, મોટાં મરે : સૌ કોઈને ઠેકાણે તો પાડવાં જ પડે. એ લોકો મૃત દેહને નવડાવી પીઠી ચોળે છે. પછી એને સ્મશાને લઈ જાય છે. ડાઘુઓ નદીમાં નાહે છે. ચિતા મરનારનો દીકરો અથવા નજીકના સગા સળગાવે છે. શરીર અડધું બળી રહે એટલે ડાઘુઓ મરનારને ઘરે જાય છે; ને ત્યાં તાડી પીએ છે. ત્રીજે દિવસે આઠદસ માણસો સ્મશાને જાય છે; ચિતાની રાખ ભેગી કરી એને છંટકારી દે છે, ને ઘેર પાછા વળે છે. ચોથે દિવસે ન્યાતીલાઓને જમાડવામાં આવે છે. મરનારની ચાંદીની નાની મૂર્તિ બનાવી તેની સામે બબ્બે ત્રણત્રણ દિવસે દીવો કરાય છે. જેટલા મરે તેમની મૂર્તિઓ હોય જ. એ બધીને 'પીઠી' કહેવાતી જગ્યાએ રાખે છે. શ્રાદ્ધપક્ષમાં આ બધીની પૂજા થાય છે. નાનાં છોકરાંઓને દાટવાનો જ ચાલ છે.

એમની રોજબરોજની પ્રવૃત્તિમાં એમને સહારો દેવદેવીઓનો જ. એમના ખાસ દેવો હનવત અને વાઘદેવ છે. ગામને બંને છેડે હનવતનો પથરો હોય જ. એના ઉપર એ લોકો તેલસિંદુર ચઢાવે છે. કોઈ વળી આકડાનાં ફૂલ અને કરમદાં નૈવેદ્ય છે. એની પાસે ધજા અને દીવો હોય છે. એમને હનવતમાં ખૂબ શ્રદ્ધા : કંઈ થાય ને એની બાધા રાખી હોય તો તરત સારું થાય. વાઘદેવની પ્રતિકૃતિ લાકડા ઉપર કોતરીને દાટવામાં આવે છે; એને સિંદુર, નાળિયેર, ફૂલ, મરઘાં વગેરે ચઢાવવામાં આવે છે. ભારમદેવ એ પણ એમના પ્રમુખદેવ. શમીના ઝાડ પાસે બેસાડેલા પથરાને ભારમદેવ તરીકે પૂજવામાં આવે છે. એને દીપમાળ, ધજા અને માટીના ઘોડા ચઢે.

એઓ આવાં દેવતાતત્ત્વોને માને છે. એમને તો ગમે તે મહિનામાં મનાવવાં પડે; પણ તહેવારના દેવો એમના સારા. મહિના તો બધા હિંદુ પંચાંગનાં જ. હોળી ઉપર ખૂબ નાચે; દિવાળીમાં એક રાત તેલના દીવા કરે. તે વખતે ઘરની ભીંતે ચૂના વડે મોર, હળ, માણસ વગેરેનાં આવડે એવાં ચિત્રો પાડે છે. આ આનંદ ખાતર થાય એમ એઓ કહે છે. આ ચિત્રો આદિવાસી પ્રજાની કલાવૃત્તિ કેટલી તીવ્ર છે એ બતાવે છે. નીએન્ડર થાલ આદમીએ ઊંડી ઊંડી ગુફામાં દોરેલાં ચિત્રો અને આ વચ્ચે ઘણો ફેર માલમ ન પડશે. આના ઉપર કલાના વિદ્યાર્થીઓએ વધુ શોધ કરવા જેવી છે.

એમના ઉપર સરકારી હકુમત કારભારી અથવા પાટીલ દ્વારા ચાલે છે. આ લોકો આર્થિક રીતે બીજાઓ કરતાં ઠીકઠીક હોય છે. એમનું કામ સરકારી માણસોની સગવડ સાચવવાનું તથા સરકારી કામે માણસો જોઈતાં હોય તો તે મોકલવાનું છે. એના બદલામાં એમને થોડી જમીન મફત ખેડવા મળે છે; ને થોડા પૈસા પણ મળે છે.

અંગ્રેજ, મુસ્લિમ અને હિંદુ : બધાના જ સંસર્ગમાં એઓ આવ્યા છે. સંસર્ગમાં આવે એટલે સહેજે જ એમનાં રિવાજો માન્યતાઓ બદલાય અથવા વિકસે; કોઈ વખત પ્રજાકીય શિસ્તનો ભંગ પણ એમને જોઈ રહેવો પડે. જતે દિવસે એના તરફ આંખ આડા કાન પણ કરવા પડે. એમની સંસ્કૃતિ આજે સ્થિતચુસ્ત બની છે; અને આપણી સંસ્કૃતિના મોટરટ્રેન, હિસાબકિતાબ, લુગડાંવાસણો અને ફૈશનેબલ વચ્ચે આવી ઊભી છે : એમની વાજબી સંસ્કૃતિ આ બધાથી જરૂર ફેરવાશે; પણ એમની અસર શુભ જ થાય એટલા ખાતર એમની સંસ્કૃતિના પ્રાણને સમજી લેવો જરૂરનો છે.

☆

# છેતી

વસુબહેન બી. એ.

**એની** પીઠ ફરતાં ઑફિસમાં એક મોટો હાસ્યનો પડઘો પડ્યો.

"ગાંડી લાગે છે, નહીં?" આનંદમોહને જ્યારે ધનપાળને પૂછ્યું ત્યારે ફરી એવા જ હાસ્યથી કલાકની ઑફિસ ભરાઈ ગઈ.

"અર્ધું એવું જ." અને એલીફે એ વાક્ય પૂરું કર્યું: "અર્ધી નહીં, આખી જ. દર અમાસે આવે છે અને આવીને પેલા મોહનને પૂછી ચાલી જાય છે. મોહન ન હોય તો બીજા કોઈને. પરંતુ એ જ વાક્ય, એ જ બધા—'હું મારી દીકરીનો મારનાર મરી ગયો ને?' અને આ 'હા, માજી! ઈશ્વરના દરબારમાં ગયો' એમ કહે ત્યારે; આવા જ ક્રોધથી બોલે છે કે 'ત્યાં એનું સ્થાન હોય શકે જ નહીં. જાય એ તો નરકની ખીણમાં. જ્યાં એને જીવતા જીવડાં ખાઈ જાય!' આમ સાહેબ, એનો ક્રોધ ઠાલવી એ ચાલી જાય છે."

"દર અમાસે આવે છે?" આનંદમોહનની કુતૂહલતા વેગ પકડતી હતી.

"જી, હા! દર અમાસે તો અચૂક આવે છે. વળી મહિનામાં બે વખત પણ આવી જાય છે. ગયે મહિને તો ત્રણ વખત આવી હતી. પરંતુ મહિને અમાસે તો ખરી જ."

"શું દેખાય છે!" આનંદમોહન ધનપાળ તરફ વળ્યો. "અને તે ય આટલી ઉમ્મરે અને કાઠીની જાતમાં!" ધનપાળે ટાઈપના મશીનને આગળ ધકેલી મારી વાતને પણ આગળ વેગ આપ્યો.

"દેખાવ માટે શું કોઈ જાતિએ ઈજારો રાખ્યો છે?" આનંદમોહન એક જાતની હમદર્દી અનુભવતો હતો.

☆

છેતી જ્યારે નાની હતી ત્યારે આખી કાઠી કોમ એને પોતાની કરવા સે-મેલ કરતી હતી. પરંતુ એ બધાની વચ્ચેથી જ્યારે એના બાપે રૂપિયા લઈ જેસંગને આપી ત્યારે જુવાનવર્ગે એના પર ક્રોધ ઠાલવવામાં બાકી ન રાખી. છેતીની કાઠી મજબૂત અને સપ્રમાણ હતી. અંગેઅંગ એકબીજાની પ્રમાણતા સાચવી ગોઠવાયાં હતાં. અને એ બધા ઉપર રેશમ જેવી ચામડી ચમકતી હતી. એની આંખોમાં કામણ હતું, નૂર હતું. હાસ્યમાં લહેર હતી, ચાલમાં ઝમક હતી, અને દાઢી પરનો તલ સૌની પૂર્ણાહુતિ માટે બસ હતો.

જેસંગ કાઠી કોમમાં બધી રીતે સારો હતો. મજૂરીનું કામ કરી પ્રામાણિક અને સાદી જિંદગી ગાળતો. પરંતુ એ કોમની એક કુટેવ તેનામાંથી પણ ગઈ નહતી અને તે દારૂની. મહિનામાં તે એક વખત લેતો—ચકચૂર બને ત્યાં સુધી લેતો. અને પછી છેતીને ઠૂકતો. અને નશો ઊતરતાં રડતો.

છેતીનાં લગ્ન થયે સારાં એવાં વર્ષો નીકળી ગયાં. પરંતુ ઘેર પારણું ન બંધાતાં જેસંગને ફરી પરણાવવાની દરેક વાત છેડી. પરંતુ એણે એ વાતમાં જોરથી માથું ધુણાવ્યું. અને એ હઠની સામે કોઈ થઈ શક્યું નહીં.

આખરે છેતીને જ્યારે દિવસો રહ્યા ત્યારે સૌએ સારાની આશા રાખી હતી. પરંતુ દીવીના જન્મ સાથે સારુંય કુટુંબ નિરાશ થઈ ગયું. માત્ર જેસંગ એક જ કહેતો હતો કે 'મારા દિલની એ દીવી છે જેણે મારી આશાનો મંટ સાંભળ્યો.' પરંતુ એ દીવીનો ઝગઝગાટ દેખે તે પહેલાં જંગલના કાળા નાગે જેસંગને ડંખ દીધો. અને એ સદાયને માટે પોઢી ગયો।

☆

હનુમાનને મંદિરે જતાં છેતીને હવે સહુ કોઈ દીવી માટે ટોકતું. અને છેતી કહેતી: "શી ઉતાવળ છે મા, કુટુંબની દીવીને પારકી કરવાની."

ગામ આખામાં દીવીની ઉમ્મર ચર્ચાતી. અને પછાત કોમમાં આવા સુધારા સામે સખત નિંદા પણ થતી. પરંતુ કોઈ દિલ ચોરી જાય એવો કોઈ જુવાન છેતીને ન જડ્યો, જે એનું અને એની દીવીનું દિલ ઠારી શકે. બાપના અભાવે છેતીએ એને પિતા અને માતાના પ્રાણથી પોષી હતી. એ બેવડા પ્રેમે એની જવાબદારી પણ બેવડાવી હતી. દીવી છેતીનું આબેહૂબ પ્રતિબિંબ હતી. અને એ ખૂબસુરતીમાં એના કંઠે વધારો કર્યો હતો. જંગલમાં લાકડાંના ભારા બાંધતી વખતે એ જ્યારે ગાતી ત્યારે જંગલનાં વૃક્ષો ડોલી ઊઠતાં અને વાયુ થંભી જતો. સૌંદર્ય પ્રત્યેની એની બેદરકારી વધુ સરસ રીતે ઉઠાવ પકડતી, અને એ તરફ એ તદ્દન નફરત બતાવતી.

ગામના જુમા અને જોતન વચ્ચે દીવી માટે એક જાતની હરીફાઈ ચાલતી હતી. બેઉ તેને પોતાની કરવા અનેક જાતના પ્રયત્નો કરતા હતા. પરંતુ આખરે દીવી અને છેતીની નજર જુમા પર ઠરી અને જુમા તથા દીવી જોડાઈ ગયાં. આથી જોતનના દિલમાં ઇર્ષાની આગ જલવા લાગી. અને એ ઇર્ષા એનાં રૂંવેરૂંવામાં પ્રસરી ગઈ.

☆

જે હનુમાનની બાધાથી છેતીની આશા ફળી હતી તે હનુમાનબાપજીનાં દર્શન કરવા આજે મળસ્કે જવાનું નક્કી કર્યું હતું. ગઈકાલની બધી તૈયારી થઈ ગઈ હતી. જંગલખાતાના સાહેબ આવવાના હતા એટલે જુમાથી આવી શકાય એમ નહોતું. મા અને દીકરી મળસ્કું થતાં પહેલાં તો ગાડામાં નીકળી ગયાં, જેથી બપોરે દર્શન કરી સાંજે પાછા ફરી શકાય. ગામથી હનુમાન જરા વેગળા હતા અને રસ્તો વિકટ હતો. આથી જમાલમિંયાને જુમાએ ખાસ સોંપણી કરી હતી.

હજુ તો ઝાંખસાંખળું થવા આવ્યું હતું અને ગાડાવાળાને સામેથી બૂમ પડી: "ઊભા રાખજો." અને જમાલમિંયા સાવધ થઈ ગયા.

"મા! સામેથી લૂંટારાની બૂમ છે." અને માદીકરી પણ સાવધ થઈ ગયાં. દીવી માને બાઝી પડી.

લૂંટારાઓ પાસે આવ્યા. ગાડાવાળાને બાંધી તેમણે દીવીને ઉપાડી લીધી. છેતી બૂમો મારતી રહી અને લૂંટારુઓએ તો દીવી પર ઘા કરી કરી એને મારી નાંખી! એની લાશના ઝીણા ઝીણા કટકા કરી એને પોટલીમાં બાંધ્યો! ક્રૂર નજરે થોડુંક જોયા પછી છેતી દોડી, પૂરવેગમાં દોડી. તેણે મુખીને ખબર કરી. મુખીએ પૂછ્યું:

"મા! કોઈની ઓળખ લાગતી હતી?" અને તેણે નકારમાં ડોકું ધુણાવ્યું.

મુખી અને ફોજદારે તપાસ શરૂ કરી. અને પાસેના કૂવામાંથી પોટલી જડી આવી, જેમાં દીવીનાં અંગેઅંગના માત્ર ટુકડા હતા. ફોજદારે ગાંડા જેવી છેતીને ફરી પૂછ્યું: "માણસ જોયેલા?" અને એણે ડોકું હલાવ્યું. એના ચેનચાળા વિચિત્ર હતા. "કેટલા હતા મા?" ફોજદારે પૂછ્યું અને એણે હાથની આંગળીઓના ઈશારાથી કહ્યું: "ત્રણ." અને ચારે બાજુ બહાવરી બહાવરી એ ફરવા લાગી. ઘડીક ધીમે તો ઘડીક ઉતાવળે. એના વાળ ફેંદાઈ ગયા'તા, અને આટલા કલાકમાં તો એની ઉંમર બેવડાઈ ગઈ હોય એમ લાગતું હતું. શરીર શિથિલ થઈ ગયું હતું, આંખો મોટી અને લાલ લાલ થઈ ગઈ હતી.

કોર્ટમાં કેસના પુરાવાને વાર ન લાગી. ફોજદારની સીફતથી જોતન અને એના સાથીદારો પકડાઈ ગયા. અને નામદાર કોર્ટે એમને દેશનિકાલની સજા ફરમાવી. છેતીની વેરવૃત્તિ તો એના એવા જ હાલ માગતી હતી. પોલીસ જોતનને લઈ ચાલ્યા ત્યારે એણે પૂછ્યું:

"મારી દીકરીના મારનારની એ જ દશા થવાની ને?" અને પોલીસે હા પાડી જરા ધીમું હસ્યો. અને એની રહી ગયેલી શંકાને દૂર કરવા તે દર મહિને આટલે દૂરથી આવે છે અને આટલું જ પૂછી ચાલી જાય છે: "મારી દીકરીનો મારનાર મરી ગયો ને?"

દૂર ચાલી જતી છેતીની પીઠ તરફ આનંદમોહન અનિમેષ નયને જોઈ રહ્યો.

# ગીતા — એક દૃષ્ટિપાત

રામચંદ્ર નારાયણજી પંડયા, એમ. એ. ( વિશારદ )

[ ગતાંકથી ચાલુ ]

## દૈવી અને આસુરી સંપત્

**આ** જગતમાં બધાં જીવજાતને બે પ્રકારનાં સ્વભાવવાળાં ગણી શકાય : દૈવી અને આસુરી.

ભક્તતાની યોગી અને સજ્જનોનાં લક્ષણોને છેવટે ગીતાકારે આ પ્રમાણે સંક્ષેપે કર્યાં છે :

અભય, સત્વસંશુદ્ધિ, જ્ઞાન અને યોગમાં સ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય, ક્રોધનો અભાવ, ત્યાગભાવના, શાંતિ, અપૈશુન, પ્રાણીઓ પર દયા, લોલુપતાનો અભાવ, મૃદુતા, લજ્જા અને અચપળતા, તેજ, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ અને માનીપણાનો અભાવ.

આમાં શ્રેયના માર્ગમાં જરૂરી બધા જ ગુણો આવી જાય છે. (સરખાવો નરસિંહનું 'વૈષ્ણવ જન તો તેને કહીએ ... ') એનો દરરોજ દરેકે વિચાર કરવો જરૂરી છે.

આમાં અભયને પ્રથમ સ્થાન આપ્યું છે તે અનેક રીતે સહેતુક છે. અભય સિવાય કોઈપણ સારો ગુણ સંભવે નહિ અને સારું કાર્ય થાય પણ નહિ. કોઈપણ પ્રકારની લાલચને વશ થનાર અને દુનિયાના માર્ગભૂલેલાની ટીકાથી ડરનાર કદી સાચને રસ્તે ન જઈ શકે. માટે જ કહ્યું છે કે,

> પ્રેમપંથ પાવકની જ્વાળા
> ભાળી પાછા ભાગે જો ને
> માંહી પડયા તે મહાસુખ માણે
> દેખનારા દાઝે જો ને.[1]

અને

> હરિનો મારગ છે શૂરાનો
> નહિ કાયરનું કામ જો ને;
> પરથમ પહેલું મસ્તક મૂકી
> વળતી લેવું નામ જો ને.[1]

તદુપરાંત,

> ભક્તિ શિશ વણું સાટું રે
> આવળ વસમી છે વાટું.[2]

કહ્યું છે. એમ જે અભય પામે છે તે જ આપોઆપ સદ્ગુણોને આચરી શકે છે. પૂ. મહાત્માજીએ બતાવ્યું છે કે અભય અમૂલ્ય સ્થિતિની પરાકાષ્ઠા છે. જે કોઈનું અહિત કરવા

---

૧ પ્રીતમદાસ ૨ મોલે

માગતો નથી, જે જાણે છે કે આત્મતત્ત્વ એક જ છે, અને કોઈ પરાયું નથી, તે નથી ડરતો કે નથી ડરાવતો.

આવી દૈવી સંપદ્ જીવનનાં બધાં બંધનોને કાપી નાખે છે અને માણસને મુક્તિને માર્ગે લઈ જાય છે. આમાં માણસને સૌથી વધારે જરૂરી અભય, આત્મશુદ્ધિ, સદાચરણ અને જે સત્ય લાગે તેને દૃઢતાપૂર્વક આચરવાની શ્રદ્ધાશક્તિ જરૂરી છે; તો તેને જગત ઉપર પ્રાણીઓ ઉપર દયા રાખવાનું, સ્નેહ રાખવાનું અને એકત્વનું ભાન રાખવાનું પણ જરૂરી બને છે.

આ પછી આસુરી સંપત્તિનું સચોટ અને અપ્રતિમ વર્ણન આપણને મળે છે. કહ્યું છે:

આસુરી વૃત્તિના માણસો યોગ્ય કાર્યને અને ક્યાં પ્રવૃત્ત થવું તથા ક્યાં નિવૃત્ત થવું તે જાણતા નથી. તે પવિત્રતા અને સદાચારને ઓળખતા નથી. અને સત્ય તેમનામાં હોતું નથી.

તે તો જગતને પ્રતિષ્ઠા વગરનું, ઈશ્વરહીન અને કાર્યકારણના નિયમ વગરનું, માત્ર ભોગ ભોગવવાના જ હેતુવાળું (અને ઉપાદાન કારણ રૂપ ઈશ્વર કે 'એકોઽહં બહુસ્યામ્' એ હેતુને પણ માનતા નથી) માને છે. એ દૃષ્ટિને આધારે એમનો આત્મા નાશ પામે છે (એટલે કે, આત્મતત્ત્વની મહત્તા એમનામાં ઊગી જ નથી અને સ્વાનુભવની શક્યતા પણ રહી નથી એવા, પોતાનો, આ ત્રિતાપ દાઝયા જગતમાંથી અને જન્મમરણનાં બંધનમાંથી છૂટીને પરમશાંતિને પામવાને તે નાલાયક બને છે.) ટૂંકી બુદ્ધિવાળા તે જગતનું બૂરું કરનાર અને ક્ષય કરનાર ઉગ્રકર્મી બને છે. એ લોકો જેને કદી ન સંતોષી શકાય એવા કામનો આશરો લઈને, દંભ માન અને મદના ભોગ બનીને, મોહથી ખોટા નિર્ણયો બાંધે છે અને અપવિત્ર આચારવાળા થઈને જીવે છે. પ્રલય વખતે જ જેનો અંત આવે એવી અપાર ચિંતા તેમને પોતાના પંજામાં પકડે છે. અને કામ (સુખેચ્છા) વૈભવ, અને ભોગોને જ મહત્ત્વ આપતા અને તેને જ જીવનનું ધ્યેય માનતા તેઓ, સેંકડો પ્રકારની આશાઓનાં બંધનોમાં બંધાય છે અને કામક્રોધમય જીવન જીવીને, સુખેચ્છાને માટે જ ધનનો સંચય કરવા મથે છે.

એ લોકોના વિચારો પણ કૂવામાંના દેડકા કે ઉકરડામાંના જીવડા જેવા હોય છે. એ લોકો પોતાને આમ ધન્ય માને છે. આજે મને આ મળ્યું છે.ઃઆ મનોરથ મને ફળશે. મારી પાસે આટલું ધન છે અને આટલું બીજું મને મળશે. મેં આ શત્રુને માર્યો અને બીજાઓને પણ હું હણીશ. હું સત્તા વૈભવવાળો, બળવાન, સિદ્ધ અને સુખી છું. વસ્તીવાળો છું, ધનવાળો છું, કુલીન છું, મારા જેવો બીજો છે જ કોણ? હું યજ્ઞ કરીશ, દાન દઈશ, આનંદ કરીશ—એવા અજ્ઞાનથી તેઓ મોહ પામે છે અને અનેક પ્રકારની માનસિક ભ્રમણાઓમાં પડી, મોહની જાળમાં સપડાઈ કામભોગમાં જ રચ્યાપચ્યા રહી અપવિત્ર નર્કમાં પડે છે.

સમાજ તો એમને બરાબર ઓળખતો હોય છે, પણ તેઓ માને છે પોતે મોટા છે. ધન અને માનનું અભિમાન રાખે છે અને નામના જ સાચા નહિ, કારણ કે સાચો યજ્ઞ તો હંમેશાં ભૂતદયા પ્રાણીમાત્રની લાગણી સાથે જ ફળની ઈચ્છા વગર જ થાય છે. યજ્ઞોથી માત્ર દંભથી (સમાજને છેતરવા માટે) યોગ્ય વિધિ વિના જ કરે છે. એવા અહંકાર બળ અભિમાન, કામ, ક્રોધ, વગેરેનાં પૂતળાં જેવા તે દ્વેષીઓ એમના શરીરમાં અને સર્વત્ર રહેલા ઈશ્વરનો દ્વેષ કરે છે. એવા માણસો કાયમ અધોગતિએ જ જાય છે.

આવે કારણે એમનાં કર્મોનો વિપાક થાય છે. ઈશ્વર કોઈનું કાંઈ લેતો નથી કે કોઈને કાંઈ દેતો યે નથી. તેના નિયમોનું સનાતન ચક્ર ફર્યા જ કરે છે. અને જેને જેટલી લાયકાત અને જેવું જેટલું કામ તેટલું ફળ તેને મળી રહે છે.

માટે જ :

> રામ ઝરૂખે બૈઠકે
> સબકા મુજરા લેત
> જૈસી જિનકી ચાકરી
> વૈસા ઉનકો દેત—

કહ્યું છે. ભગવાન નિમિત્ત બને છે એમ માનીએ તો પણ દિવાકર અને નિશાકર જેમ તેમના પ્રકાશમાં થતા કર્મોના હોય છે તેમજ સારાનરસાનું ફળ આપતાં તેને કોઈ પક્ષપાત, પૂર્વગ્રહ કે મમતા નથી.

આ આસુરી સંપત્તિનું નિરૂપણ જે રીતે આપણને જોવા મળે છે તે રીતે થયે આજે બે હજારથી યે વધારે વર્ષ થયાં છે. દરમ્યાન માણસજાતે પ્રગતિ કરી કે પાછી? આજે પણ આ જ પ્રકારના માણસો એક કે બીજે રૂપે જોવા મળે છે. માણસે બાહ્ય જગત ઉપર કાબૂ મેળવવા માંડ્યો છે ભલે, પણ જો આ આંતર જગત ઉપર એનો કાબૂ નહિ હોય તો શું થશે તે આપણને 'એટમ બોમ્બે' બતાવી દીધું છે. હજી યે એ જ 'આત્મસંભાવિતતા' અને 'ધનમાન મદાન્વિતતા' ઠેરઠેર જોવા મળે છે. માણસ પશુ ન મટે ત્યાંસુધી આ વસ્તુને સમજવાની અનિવાર્ય જરૂર રહેશે જ.

## ચાર વર્ણ

આ પ્રશ્ન આજે બરાબર ચગડોળે ચડ્યો છે. એને વિષે, વિરુદ્ધ અને તરફેણમાં ઘણું કહેવાઈ ગયું છે અને કહેવાયે જાય છે. ગીતા એના ઉદ્ભવનો જે ખુલાસો આપે છે તે વિશિષ્ટ છે. એમાં વિવાદને શમાવી દેવાની શક્તિ પણ છે.

વર્ણ જન્મથી નથી પણ ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે રચાય છે.[1]

આમ કહીને વર્ણ જન્મથી નહિ પણ કર્મથી જ છે, ગુણથી જ છે એ વાત સ્પષ્ટ કરી છે. આપણે ત્યાં ગઈ સદીમાં પશ્ચિમના વિચારોનો ધોધ આવ્યો. આપણે તે વખતે હારેલા હતા અને એ વિજેતા હતા. એટલે એના તેજમાં આપણે અંજાયા. આજે પણ ઘણા અંજાયેલા જ છે. તે કહે છે કે વર્ણને લીધે જ ભારતની આ અવદશા થઈ. તે તો ધર્મને માથે પણ આ જ દોષ મૂકે છે. મને લાગે છે કે વર્ણને અને ધર્મને ન સમજ્યા અને બરાબર ન આચર્યાં તેને પરિણામે જ આ વસ્તુ બની છે. વર્ણ જૂના જમાનામાં તો સ્થિતિસ્થાપક વસ્તુ હતી. એમાં રોટીબેટીના વહેવારનાં બંધનો નહોતાં. એ વખતે સમાજ એક અખંડ સંસ્થા તરીકે કામ કરતો. એના વર્ણ આમ સાધક અને ભિન્ન રુચિવાળા લોકોને તેમને ગમે તેવું, અને તેથી તે વધારે સારી રીતે કરી શકે એવું કામ આપવાનો જ હેતુ હતો. એમ કામ કરવાથી કામ સહેલાઈથી થાય છે. અને સારું થાય છે એ તો અનુભવની વાત છે. માટે જ વર્ણ બની હતી. એ વસ્તુ જ આપણે ત્યાં ભુલાઈ

[1] चातुर्वर्ण्यम् मयासृष्टं गुणकर्म विभागशः।

ગઈ અને બધી બાબતમાં તેમ આ બાબતમાં પણ આપણી દૃષ્ટિ બંધિયાર બની—જે યુગે યુગે સારી વસ્તુઓને પણ યુગને અનુકૂળ બનાવવી પડે એ સત્ય જ જીવનને સજીવ અને પ્રગતિશીલ બનાવે છે તેને જ આપણે ભૂલ્યા અને વર્ણના સારાં તત્ત્વોને જ વિસારી બેઠા. વર્ણને માત્ર ન્યાતનો સાંકડો વાડો બનાવી દીધો અને વિરાટ સમાજના ભાગલા કરી નાખ્યા. એમાં દોષ વર્ણનો ? કે પછી એના તત્ત્વને ન સમજનાર સમાજનો ?

વર્ણની અદલાબદલીનાં જે છૂટાંછવાયાં ઉદાહરણો મળે છે તે જ એના જન્મથી નહિ હોવાની અચૂક નિશાની છે. ઉપનિષદ્ જેવા ભારતના ચિંતનના શિરોમણિ ગ્રંથોમાં પણ વર્ણને મહત્ત્વ નથી, યોગ્યતાને છે. રાજાઓ પણ બોધ કરે, તત્ત્વવિચાર કરે એવું એમાં બતાવ્યું છે. એમાં જનકનું ઉદાહરણ ધ્યાન ખેંચે છે. સાક્ષાત્ વ્યાસના પુત્ર પણ તેના શિષ્ય બન્યા તે શું બતાવે છે ? અને રાજાને પણ, એની વૃત્તિ જોઈને શૂદ્ર કહેનાર રૈક્વની કથા શું સૂચવે છે ? સંસ્કાર જ, ગુણ જ, વર્ણનું નિર્ણાયક તત્ત્વ રહેવું ઘટે છે એ એનો સ્પષ્ટ ઉદ્દેશ—અર્થ છે. આ સુંદર ભાવનાને આપણે નિર્જીવ બનાવી મૂકી છે.

વેદના પુરુષસૂક્તના ઘણા ઘણા અર્થ કરવામાં આવ્યા છે. એમાં સમાજને એક પુરુષ ગણીને જુદા જુદા વર્ણોને એનાં અંગ ગણ્યાં છે. એમાં બ્રાહ્મણને માથું, ક્ષત્રિયને હાથ, વૈશ્યને ઉદર અને શૂદ્રને પગ ગણ્યા છે. શા માટે ?

બ્રાહ્મણ વિચારક છે. એ સમાજના પ્રવાહને જુએ અને એના હિતની દૃષ્ટિએ વિચારે, એના આદર્શોને ઘડે અને જે જે ખામી પેદા થતી જાય કે જણાય તેને દૂર કરે, પ્રેય અને શ્રેયની ચોકી રાખે અને એકેની અવગણના ન થવા દે. એ પ્રજાનાં સાહિત્ય, સંસ્કાર અને જ્ઞાનનો વારસો સાચવે, વાવે, ઉછેરે અને વિસ્તારે.

ધર્મને દંડને આધાર આપીને પ્રવર્તાવે માટે ક્ષત્રિયોને બાહુ કલ્પ્યા. એ સંરક્ષણ કરે. વૈશ્ય સમાજનું ઉદર છે. જેમ ઉદર શરીરને પોષે છે એમ એ પણ સમાજમાં ઉત્પાદકનું કામ કરે અને તેને પોષે. શૂદ્ર આ ત્રણેને શક્ય મદદ કરે. આ આદર્શ ભૂલાયો અને ઊંચનીચના ભેદ પેદા ત્યારથી જ આપણી અવદશા થઈ. ક્ષત્રિય કોમ પણ રૂઢિજડ બની અને એમાં નવાં તત્ત્વો ઉમેરાતાં બંધ થયાં એટલે પડી ભાંગી.

ચારે વર્ણનાં કર્મો ગુણ અને સ્વભાવ પ્રમાણે વહેંચાયાં છે.

બ્રાહ્મણ શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્ય—એ ગુણોવાળો હોવો જોઈએ.

જેનામાં આ ગુણો હોય તે જ બ્રાહ્મણ.

એમજ, શૌર્ય, તેજ, ધીરજ, ચતુરાઈ, યુદ્ધમાં સ્થિરતા, દાન અને મોટાઈ—ઉદારતા, એ ક્ષત્રિયના ગુણ.

ખેતી પશુપાલન વેપાર એ વૈશ્યનાં કર્મ. અને પરિચર્યાત્મક કામ તે શૂદ્રનાં.

આ બધા ગુણો પ્રમાણે જ ભારતમાં જ્યારે વર્ણવિભાગ હતો ત્યારે બધા વર્ણોનાં મંડળો હતાં, કારીગરોનાં પણ મંડળો હતાં અને તેને સ્વાયત્ત રીતે અંદરોઅંદરનું કામ કરવા [illegible] ભારતમાં [illegible] ધન આવતું હતું.

આશ્રમોને અંગે ગીતામાં ખાસ ઉલ્લેખ નથી. પણ વર્ણ સાથે એ જોડાયેલા છે એટલે તેનો પણ વિચાર કરીએ. માણસના જીવનમાં કાંઈક સુવ્યવસ્થા થાય એ એની પાછળની દૃષ્ટિ છે.

એના બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત–માં આ જ વસ્તુ રહેલી છે. શારીરિક અને માનસિક રીતે, માણસ પોતાના જીવનકાર્યને બરાબર બજાવી શકે માટે તૈયારી કરવાની તે પ્રથમ આશ્રમમાં. બીજામાં સમાજમાંની પોતાની જવાબદારી અદા કરવાની—એ રીતે, બીજા ત્રણે આશ્રમના લોકોને પોષીને, અને સમાજના જીવનને વહેતું રાખીને. પછી અંતર્મુખ બનવાનું, અને સંયમથી રહેવાનું. પછી એ બધું જ મૂકીને ઈશ્વરમય બનવાનું. આ વ્યવસ્થા આજે છિન્નભિન્ન થઈ ગઈ છે અને સંયોગો પલટાયા છે, છતાં એનો સિદ્ધાંત અને વિચાર બેઉ ઘણા જ ઉપયોગી છે.

ચાલુ ]

o

'પ્રસ્થાન' દર મહિનાની પહેલી તારીખે બહાર પડે છે.
લવાજમ હિંદમાં રૂ. ૬-૮-૦ :: પરદેશના રૂ. ૧૦-૦-૦



પ્રકાશક : રણછોડજી કેસરભાઈ મિસ્ત્રી: ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ: નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૨૮-૧-૪૮

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક : ૪૭ મહા : ૨૦૦૪ અંક ૪

## તારો ચમત્કાર

મુસાફિર

હત્યા તમારી સુણિને મહાત્મન્
ગળે ન આંસૂ નવ થાય શોક
ખુની વિષે ક્રોધ ચઢે ન કેમ ?
સ્થગી જતા ભાવ જ કેમ માનુષ ?
હિંસા થકી તેં બહુને ઉગાર્યો
હિંસા થકી દેહ હણાય તારો !
આમાં હશે શું કંઈ ભેદ ગૂઢ ?
કળાય ના ! સ્તબ્ધ જ ચિત્તશૂન્ય !

× × ×

પરંપરા પાપ તણી પ્રવર્તે
હતી તહીં સાંકળ એક પુણ્યની
તોડી. કરી પાપપરંપરાને
પૂરી ખુની તેં ! કરિયે શું ક્રોધ !

× × ×

ચલાવતા રાજ્ય મુસદ્દિ વર્ગે
ખેલો મહિં યા કરિ મોટ મોટા
થતા હતા એક જ, એ કિધા તે
ખુની ખરા એ, નહિ આ બિચારો !

*ફૂંકી અહિંસા અમ લોક આવ્યા
ઉભા થયા નાયક ધર્મના પદે
પાપે અમારા, પરિપાકના સમા
ખુની અમો ને ખુની એ જ નાયકો !

× × ×

કરો કરો ક્રોધ હોય પાપ જો
કરો કરો શોક પમાય માર્દવ
રહો રહો પાપ જ જો દ્રવે તો
મિથ્યા વિલાસો કરશો ન અશ્રુના !

× × ×

ખુની બિચારો ! બહુ ભાન ભૂલ્યો
હણાય જે ના હણવા ગયો તે !
હતો તને દેહ કદાપિ આત્મન્
હણાય કે; જે ખુનિ હાથથી કહી ?
હતું ખરું સાધન આત્મવીર્યનું
તે સાચવ્યું'તું જતને કરી તેં
પ્રકાશવા આત્મનની અહિંસા
ગમ્યું ન તે, તામસ જંતુ જે અમે.

× × ×

શ્રદ્ધા તમારી : 'પ્રભુની જ ઈચ્છા
વિના બને ના કંઈ !' દેહ મૂક્યો
પ્રકાશવા સત્ય સમર્થ રૂપે
વિસ્તારવા પ્રેમ અવિઘ્ન રીતે ?

× × ×

દેહાન્ત તારો સુણિને મહાત્મન્
વહે ન આંસુ અટકે જ શોક
ખુની વિષે ક્રોધ વિરામ પામે
તારો ચમત્કાર હશે મહાત્મન્ !*



---

*'સંસ્કૃતિ'માંથી. * ઉમેરા સાથે; જે પરત્વે ત્રિવે પદકારને અનિર્બંધ હતો; અને થોડાક ફેરફાર સાથે.

# સિધાવ્યા આપ તો,—

જયાનન્દ દવે

[ અનુષ્ટુપ ]

લેખિની, હાથ ને હૈયું, સમગ્ર દેહબંધ આ
ધ્રૂજે, થીજે વળી મારાં ચિત્તની સર્વ કાં ક્રિયા?
માનવી પશુ પંખીની સૃષ્ટિની સૌ પ્રવૃત્તિનો
પ્રવાહ ઓધવંતો કાં થંભે આમ અચાનક?
પ્રકાશે પૃથ્વી આખીને ઉજળી ઉજળો થતો,
પ્રતીચીમાંગણે કેમ સુરમ્ય સાન્ધ્ય સાથિયા
પૂર્યા વિના જ ન્હેસેરો આથમ્યો ભવ્ય ભાસ્કર?
ત્રીજની ઉજળી રાત્રિ અમાસ-અંધકારની
શ્યામળી ઓઢણી ઓઢી, અસંખ્ય ઉડુ-આંખથી
ચોધાર આંસુઓ શાને રડે, નભો પીગળતી? ૧૦
મોજાં કેરા પછાડા ને ઘેરા એ ઘૂઘવાટ સૌ
સંકેલીને, શમાવીને, અચિન્ત્યો આમ આજ આ
અબ્ધિ યે મૂર્છનામાંહી નિશ્ચેષ્ટ શો પડ્યો કયમ?

આજે તો પૃથ્વીનાં સર્વ પુણ્યના તેજ-અર્ક શો
સૌમ્ય ને સત્ત્વસંપૂર્ણ જીવનચન્દ્ર એહનો
અચિન્ત્યો આથમ્યો, આંહી અંધારાંને ઉલેચતો!

સૂર્યનો તાપ તેજસ્વી, સૌમ્યતા શશીની ધરી,
જીવનવિશ્વપે સૂક્ષ્મ આપણા, એ મહારથી
કંઈક કાળથી નિત્ય અહોરાત્ર રચી રચી,
સ્થૂલ, ઐહિક, આ ક્ષુદ્ર જિંદગી વિસરાવીને, ૨૦
પારમાર્થિક, ઉચ્ચોચ્ચ, સૂક્ષ્મ જીવન પ્રેરતો,
દેવના દીકરા જેવો, પયગમ્બર પ્રભુ તણો,
અચલ ધ્રુવ શો, નિત્ય ઊભો'તો અડિખમ્ અહિં:
એ સૂક્ષ્મ વિશ્વપે જાણે આજ પ્રલયકાળનાં
અંધાધૂંધી, તમો. ક્ષોભ, શૂન્યતા સર્વવ્યાપી છે!

'મહાત્માજી' અને 'મૃત્યુ' એ બે શબ્દો રહ્યા સુણી
સાથમાં, કિંતુ એ બેન્નેને વાક્યમાં યોજવા તણી
હામ હૈયે નથી; વા કો' અન્યયોજિત વાક્ય એ
શ્રવણે પડતું તો યે અશ્રુતપૂર્વ એ ધ્વનિ
ચિત્તની રંગભૂમિયે નિત્યવત્ મોકળી થઈ ૩૦
એટલી સ્વસ્થતા આજે કર્ણેન્દ્રિય કને નથી;
ને કદાપિ બની ક્રૂર, કર્ણો સ્વધર્મ આચરે,
જળમાં પદ્મ જેવું આ ચિત્ત એ ધ્વનિ ઝીલતાં
પરધર્મ ભયે પાપશંકાથી ત્રસી રહે!
મૃત્યુની બાપડાની યે શું ગજા કેટલી ગણું,
તમારા તપતેજસ્વી જીવ-ને સ્પર્શવા તણી?
તમારા પુણ્યસ્પર્શે તો મૃત્યુની મર્ત્યતા સ્વયં
લોપાય, મૃત્યુ યે બાપુ! આજે અમર શું બન્યું!
સમાધિભંગનું પાપ એણે અક્ષમ્ય આચર્યું,
તેથી વા તપના તેજે ભસ્મશેષ થયું હશે! ૪૦
'જીવન', 'મૃત્યુ'-શબ્દોનો સ્વ-અર્થ ક્યાં ગયો સરી?
તમારાં દર્શને, સ્પર્શે, એ "પરાર્થી" બની રહ્યા!
'હતા' એ ભૂતનું રૂપ વ્યાકરણો વદે ભલે:
ત્રિકાળે યે તમે બાપુ! 'છો' એ રૂપ જ સત્ય છે!
ત્રણે યે કાળના જાણે તમે અપૂર્વ 'કાળ' છો!

ક્ષર દેહ હતો માત્ર એક ને અતિ દૂબળો;
આજે તો આપનો સૂક્ષ્મ અક્ષરદેહ અસંખ્ય ને
બલિષ્ઠ સ્વરૂપો ધારી, તમારાં સાહચર્યની
નિત્યતા, સત્યતા જાણે અધિકી સૂચવી રહ્યો!

'અવતારી' કહે કો'ક: એ તો વામનબુદ્ધિની ૫૦
વામણી કલ્પના: તું તો હંમેશ માનવી હતો,
હજુ યે છે, ભવિષ્યે યે અમ માનવવંશમાં
જન્મીને અમને, એને, સર્વને ધન્ય ધન્ય શાં
કરંતા તુજને નિત્ય 'માનવી' કહી પૂજશું!

*"મળીશું ફરીને, આપ પધારો"—લોક-ઉક્તિ એ
વિખૂટાં પડતાં અહીં ઉચરે અનુવંશજો:
સિધાવ્યા આપ તો ઊર્ધ્વ, તો યે જાણે સનાતન
દર્શને આપનાં નિત્ય ઊજવું અમ જીવન! ૫૮

શુક્રવાર, ૩૦ જાન્યુઆરી, ૧૯૪૮
પોષ વદ ત્રીજ, ૨૦૦૪: મધરાત

卐

* गम्यतां पुनर्दर्शनाय।

# શહીદી અને અંતિમ ક્રિયા

તા. ૩૦ મી જાન્યુઆરી ૧૯૪૮, શુક્રવાર.

તા. ૩૦મીના રોજ સાંજે ૫ વાગે મહાત્મા ગાંધીજી બિરલા હાઉસમાંથી પાસે આવેલા પ્રાર્થના સભાના સ્થાનમાં જઈ રહ્યા હતા. તેમની બે પૌત્રીઓના ખભે ટેકો રાખી તે ચપળતાપૂર્વક ચાલતા જતા હતા. વ્યાખ્યાનપીઠ નજીક તેઓ આવી પહોંચ્યા ત્યારે ત્યાં જમા થએલી આશરે ૫૦૦ માણસોની મેદની મહાત્મા ગાંધીજી જઈ શકે તે ખાતર બે ભાગમાં વહેંચાઈ ગઈ હતી અને વચ્ચે માર્ગ કરી દીધો હતો.

આશરે પાંત્રીસેક વર્ષની વયનો એક ખાખી ગણવેશમાં સજ્જ થએલો શખ્સ જે આ મેદનીમાં હતો તે, ગાંધીજી નજીક આવી રહ્યા હતા ત્યારે, પ્રથમ તો, જાણે તેમની ચરણરજ લેવા નીચે નમ્યો અને પછી એકદમ ઊભા થઈ જઈ, આશરે બે વાર જેટલા અંતરેથી એક રિવોલ્વરમાંથી ત્રણ ગોળીઓ છોડી હતી. ગાંધીજીને ગોળી હોજરીમાં વાગી હતી અને તે તત્કાળ ઢગલો થઈ પડયા હતા. તેમના હાથો જાણે પ્રાર્થના કરતા હોય એમ, જોડાયા હતા અને મુખમાંથી 'હે રામ ! હે રામ !' એટલા શબ્દો સરી પડયા. તેઓ પડયા એટલે તેમની પૌત્રીઓ આભા ગાંધી અને મનુ ગાંધી જે ગાંધીજીને ટેકીને ચાલતી હતી તેમણે રોકકળ કરી મૂકી હતી. આ બનાવ એટલો ઓચિંતો બન્યો હતો કે મેદની-માંના લોકો પૈકી ઘણાને શું થયું છે તેની તો પહેલાં ખબર પડી જ નહોતી. ખૂની ઉપર મેદનીમાંના કેટલાક લોકો કૂદી પડયા હતા અને તેને પકડી લીધો હતો.

મહાત્મા ગાંધીજીને પુષ્કળ લોહી વહી જતું હતું અને તેમને તત્કાળ બિરલા હાઉસમાં ખસેડવામાં આવ્યા હતા. અને તરત જ ડાક્તરોને બોલાવવામાં આવ્યા હતા. તે ખંડમાં કોઈ પણ મુલાકાતીને દાખલ થવાની મનાઈ કરવામાં આવી હતી. તેમની ઉપર ગોળીબાર થયા પછી ૩૫ મિનિટ, એટલે કે સાંજના ૫-૪૦ વાગે તેમનું અવસાન થયું.

*

બીજે દિવસે વહેલી સવારથી જ ગાંધીજીના અંતિમ દર્શન માટે બિરલા હાઉસ ભણી માનવ મહેરામણ ઊભરાયો હતો. લોકો ગાંધીજીના દર્શન કરી શકે તે માટે તેમના દેહને બહાર ગોઠવવામાં આવ્યો હતો. તેમને ફૂલ બિછાવેલી પથારીમાં સુવાડવામાં આવ્યા હતા.

હિંદના પાટનગર ખાતેના રાજદ્વારી પુરુષો તેમના પોષાકમાં સ્મશાનયાત્રા વખતે હાજર રહ્યા હતા. શીખ સૈનિકો, ગુરખા ટુકડી, રાજપૂતાના રાયફલ ટુકડી, અને મરાઠા ઘોડેસ્વાર ટુકડીના સૈનિકો, ગવર્નર જનરલના અંગરક્ષકો અને શાહી હિંદી વિમાની દળ અને શાહી હિંદી નૌકાદળની ટુકડીઓ પણ હાજર રહી હતી. ચીનના ધ્વજ સાથે ચીન રાષ્ટ્રના પ્રતિનિધિઓ પણ "ગાંધીજી અમર રહો" એવાં પોસ્ટરો સહિત સ્મશાનયાત્રામાં જોડાયા હતા.

ગાંધીજીના દેહને સ્મશાનમાં લઈ જતાં પહેલાં બિરલા હાઉસમાં અંદર લઈ જવામાં આવ્યો હતો. દેહને સફેદ ખાદીની ચાદર ઓઢાડવામાં આવી હતી. આ ચાદર પરથી તે પેટ

સુધી ઓઢાડી હતી. તેમની છાતીનો ભાગ ખુલ્લો હતો. ખૂનીની ગોળીથી થયેલા કાળા ડાઘા જોઈ શકાતા હતા. તેમની આંખો બંધ હતી. તેમની મુખમુદ્રા પ્રાર્થનામાં બેઠેલ માણસ જેવી સૌમ્યગંભીર દેખાતી હતી. તેમના ગળામાં હાથે કાંતેલ સૂતરનો હાર હતો. તેમના માથા આગળ દીવો બળતો રાખવામાં આવ્યો હતો. જમીન પર ગુલાબનાં પુષ્પોની પાંખડીઓ વેરાયેલી પડી હતી.

ઓરડામાંથી ગાંધીજીના દેહને તેમનાં પૌત્રી, શ્રી પ્યારેલાલ અને બીજાઓએ બહાર કાઢ્યો હતો, અને પુષ્પોથી આચ્છાદિત લશ્કરી વાહિની પર તેને મૂકવામાં આવ્યો હતો. પંડિત નહેરુ, સરદાર પટેલ અને બીજા પ્રધાનો આની પાછળ ચાલતા હતા. પરદેશી એલચીઓ પણ હતા. ગાંધીજીના પગ આગળ સરદારશ્રી બેઠા હતા. બાજુ પર દેવદાસ ગાંધી, અને તેમની પાસે સરદાર બળદેવસિંગ બેઠા હતા. સવારના ૧૧-૪૫ મિનિટે બિરલા હાઉસમાંથી વાહિનીને કાઢવામાં આવી હતી. શંખો ફૂંકવામાં આવ્યા હતા અને 'ગાંધીજી-કી જય'ના પોકારો હવામાં ગૂંજતા હતા. ગવર્નર-જનરલ લૉર્ડ માઉન્ટબેટન શબવાહિની બહાર કાઢવામાં આવી ત્યારે હાજર હતા. તેઓએ સફેદ પોષાક પર હાથે શોકનો કાળો પટો બાંધ્યો હતો. યુક્તપ્રાંતનાં ગવર્નર શ્રીમતી સરોજિની નાયડુ પણ સમયસર હાજર થઈ ગયાં હતાં. અંતેવાસીઓ 'રામધૂન' અને મહાત્માજીને પ્રિય બીજાં પ્રાર્થનાગીતો ગાતાં હતાં.

દૂર સુદૂર દૃષ્ટિ ફેંકતાં માનવી સિવાય કાંઈ જ નજરે પડતું નહોતું. જાણે માનવી કીડીઆરું ઊભરાઈ પડ્યું હતું! લોકોના 'મહાત્મા ગાંધી કી જય' 'મહાત્મા ગાંધી ઝીંદાબાદ'ના ગગનભેદી પોકારોથી વાયુમંડળ ભરાઈ જતું હતું ત્યારે એ અપાર માનવમહેરામણ આગળ વધાવતો હતો. પંડિત જવાહરલાલ નહેરુ, સરદાર બળદેવસિંગ, સરદાર વલ્લભભાઈ પટેલ અને શ્રી. કૃપાલાની તથા શ્રી. દેવદાસ ગાંધી ગાંધીજીના દેહને લઈ જતી શબવાહિનીમાં હતા. સરદાર પટેલ તો માત્ર એક જ રાતમાં જાણે દસ વર્ષ વૃદ્ધ જણાતા હતા. ગાંધીજીનાં સગાંવહાલાંઓ અને અંતેવાસીઓ શબવાહિનીની આગળ ચાલતાં હતાં. છાતી સુધી ગાંધીજીના દેહ પર ધોળી સફેદ ચાદર ઓઢાડવામાં આવી હતી. વાહિનીની આસપાસ ગેરુઆ રંગના કાપડની કિનાર લગાડવામાં આવી હતી. સ્મશાનયાત્રા અર્ધે પહોંચી ત્યારે સીલોન જવા ઉપડેલા રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ આગ્રાથી દિલ્હી પાછા આવી ગયા હતા અને સ્મશાનયાત્રામાં જોડાયા હતા.

સ્મશાનયાત્રા આગળ ને આગળ પણ ધીમે ધીમે વધ્યે જતી હતી. ગાંધીજીનો દેહ તો પુષ્પવૃષ્ટિથી એટલો આચ્છાદિત થઈ ગયો હતો કે તેમને ઓઢાડવામાં આવેલી ખાદીની ચાદર સહેજે પણ દેખાતી નહોતી. માત્ર તેમનું મસ્તક અને તેજસ્વી લલાટ દેખાતું હતું. ગાંધીજીના દેહને લઈ જતી શબવાહિનીને ખુશ્કી, દરિયાઈ અને હવાઈદળના અફસરો ખેંચતા હતા. દિલ્હી ગેટ પાસે સ્મશાનયાત્રા આવી પહોંચી ત્યારે આકાશમાં ભારતીય હવાઈદળનાં ત્રણ વિમાનો દેખાયાં અને ગાંધીજીના દેહ પર પ્રદક્ષિણા કરીને ત્રણ વખત પુષ્પવૃષ્ટિ કરી.

દિલ્હી ગેટમાં થઈને સ્મશાનયાત્રા સાંજના ૪–૨૦ વાગ્યે રાજઘાટ પહોંચી ગઈ હતી. પવિત્ર યમુનાતટ પર જ્યાં દૃષ્ટિ ફેંકો ત્યાં માનવ મહેરામણ ઊભરાતો દેખાતો હતો. રાજઘાટની સામે જ ડૉ. અનસારીનું ઘર આવેલું છે, જ્યાં રાષ્ટ્રપિતાએ ૧૯૨૪માં ઉપવાસ કર્યા હતા. ગવર્નર જનરલ લૉર્ડ માઉન્ટબેટન અને લેડી માઉન્ટબેટન પોતાની પુત્રીઓ સાથે રાજઘાટ પર સમયસર આવી પહોંચ્યાં હતાં. રાજઘાટ ખાતે આશરે દસ લાખથી વધુ મેદની જમા થઈ હતી.

૧૨×૧૨ ફૂટની ચોરસ અને અઢી ફૂટ ઊંચી એવી ખાસ ચણેલી ઓટલી ઉપર ૧૫ મણ ચંદનકાષ્ટની ચિતા તૈયાર કરવામાં આવી હતી. અગ્નિદાહ માટે ચાર મણ ઘી, બે મણ ધૂપ, એક મણ શ્રીફળ અને ૧૫ રતલ કપુર પણ લાવવામાં આવ્યાં હતાં. આશ્રમવાસીઓએ બાપુજીના દેહને વાહિની પરથી ઊંચકીને ઉત્તર દિશા ભણી મસ્તક રાખીને ચંદનકાષ્ટની ચિતા પર મૂક્યું. ચિતા પર મૂકતા પહેલાં બાપુના દેહને પવિત્ર યમુનાનું જળ છાંટવામાં આવ્યું હતું. પુષ્પો, ખાદીના હારો તેમજ પુષ્પમાળાઓ ગાંધીજીના પગ પાસે મૂકવામાં આવ્યાં હતાં. પહેલી પુષ્પમાળા ચીની એલચીએ મૂકી હતી. પંડિત રામધન શર્માએ મંત્રોચ્ચાર કર્યા અને ગાંધીજીના ત્રીજા પુત્ર શ્રી. રામદાસ ગાંધીએ અગ્નિદાહ દીધો હતો. ચિતાને અગ્નિદાહ દેવાતાં સમગ્ર સારો યે માનવસમુદાય રડી પડ્યો હતો. ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને પંડિત ગોવિંદવલ્લભ પંત ડુસકાં ભરતા હતા. સરદાર પટેલ જમીન પર બેસી ગયા હતા અને ડુસકાં ભરી રહેલી એક છોકરીના ખભા પર હાથ મૂકીને તેને આશ્વાસન દેતા હતા. સરદાર એક પૂતળાની માફક અવાક બનીને અર્ધો કલાક બેસી રહ્યા હતા. પંડિત નહેરુનું હૃદય બાપુને અગ્નિદાહ દેવાયો ત્યારે ભાંગી પડ્યું હતું. તેઓ પણ રડવા લાગ્યા હતા. આથી લૉર્ડ માઉન્ટબેટન તેમની પાસે જઈ પહોંચ્યા હતા અને લેડી માઉન્ટબેટન તેમને તેમના વાંસા પર હાથ ફેરવીને દિલાસો આપતાં હતાં. જવાહર જાણે અનાથ બાળક જેવા થઈ ગયા જણાતા હતા. અગ્નિદાહ દેવાતાં ચિતા ઉપર ઓઢાડેલો રાષ્ટ્રધ્વજ સૌથી પહેલો પ્રજ્વળી ઊઠ્યો હતો. જ્વાળાઓ વધી અને ચંદનકાષ્ટ તથા ધૂપની સુગંધે વાતાવરણને ભરી દીધું. અને ભાસ્કરરાજને પણ એ વિશ્વવંદ્ય વિભૂતિના અવસાનથી આઘાત થયો હોય તેમ તે પશ્ચિમમાં ઊતરી પડ્યો! માનવમેદની ગમગીન ચહેરે પાછી ફરી. આમ આખરે રાષ્ટ્રપિતાનો દેહ સદાને માટે પંચમહાભૂતમાં ભળી ગયો.

# જય મૃત્યુંજયનો

અનુ૦ : જયંતીલાલ આચાર્ય

સંમુખે પથરાયેલો પડ્યો છે
દયાહીન દુર્ગમ પંથ,—
વચ્ચે વચ્ચે મોટી મોટી શિલાઓ,
ચારે કોર ધખધખતી રેતી,
સીધો પર્વત પર લઈ જતો ચીલો.

ભક્ત એ માર્ગે ધપી રહ્યો છે.
પાછળ આવી રહ્યા છે બળવાન અને દુર્બળ,
તરુણ અને જરાજર્જર, મોટા મોટા શાસકો,
અને પેટનો ખાડો પૂરવાને મથનાર ખેડૂતો.
કેટલાક થાકી ગયા છે, પગમાં ચાઠાં પડ્યાં છે,
કેટલાક ધૂંવાપૂંવા થઈ ગયા છે,
કેટલાકનાં મન શંકાશીલ થઈ ગયાં છે.
ડગલું આગળ વધીને તેઓ પૂછે છે :
" હવે કેટલો બાકી છે પંથ ? "

તેના ઉત્તરમાં ભક્ત ગાન ગાય છે.
સાંભળતાં તેમનાં ભવાં ચડે છે,
હાથની મૂઠીઓ વાળે છે,
પરંતુ આગળ વધતા જનગણનો વેગ,
અનિશ્ચિત આશાની સ્ફુરણા
તેમને આગળ ધકેલે છે.

એમની ઊંઘ ઉડતી ગઈ, વિસામો કાપી નાખ્યો,
એકબીજાને ઓળંગી જવાની સ્પર્ધા જાગી.
રાત પડવા આવી છે.
એક વડલાની તળે જાત્રાળુઓએ પડાવ નાખ્યો.
પવનની એક લહરી આવી
અને દીવો હોલવાઈ ગયો !
ચારે કોર અંધારું !
જનતામાંથી કોણ એક જણ ઊઠ્યું,
નેતા તરફ આંગળી ચીંધી બોલ્યું :
" મિથ્યાવાદી, અમને છેતરી રહ્યો છે ? "
એ વાક્ય કંઠે કંઠે પ્રસરી ગયું,
તીવ્ર થયો સ્ત્રીઓનો વિદ્વેષ,
પ્રબળ બની પુરુષોની ઘૃણા !
છેવટે એક જણ સાહસિક ઊઠ્યો,
ભક્તની પાસે આવ્યો,

અને વેગપૂર્વક તેને ઘા કર્યો!
અંધકારમાં તેનું મુખ જણાયું નહિ!
એક પછી એકે જઈને તેને આઘાત કર્યો,
તેનો પ્રાણહીન દેહ ઢળી પડયો!
રાત્રિ નિસ્તબ્ધ થઈ ગઈ!
યાત્રાળુઓનાં મન શંકાથી છવાઈ ગયાં.
સ્ત્રીઓ રડવા લાગી, પુરુષો મુખ પર હાથ દેવા લાગ્યા!
રાત કેમે કરી જાય ના!
અપરાધની બાબતમાં સ્ત્રીપુરુષો ઝગડવા લાગ્યાં.
બધે ચીચિયારી થવા લાગી,
ગર્જનાઓ સંભળાવા લાગી!
અંતે જેવાં ખંજર ચમકવા લાગ્યાં
તેવું વ્હાણું ફાટયું,
અને પ્રભાતનો પ્રકાશ બધે પથરાઈ ગયો.
એકાએક બધું શમી ગયું.
સૂર્યરશ્મિ આવીને સ્પર્શ્યું
લોહીખરડયા મૃત્યદેહના શાંત લલાટે.
હાળોહાળ કરતી સ્ત્રીઓ પોક મૂકવા લાગી,
પુરુષો આંખો પર હાથ ફેરવવા લાગ્યા!
કોઈ વળી પરખાયા વગર પલાયન કરવા ગયા.
પણ જાય ક્યાં?
અપરાધની શૃંખલામાં પોતાના લોકની પાસે બંધાઈ પડયાં છે?
એકબીજા તરફ જોઈને કહે છે: "આપણને માર્ગ કોણ બતાવશે?"
દેશદેશના જાત્રાળુઓનાં ટોળાંમાંથી
બહાર આવ્યો એક જણ,
તે હતો પૂર્વ દેશનો એક વૃદ્ધ,
તે બોલ્યો: "જેને આપણે હણ્યો તે જ,
તે જ આપણને દોરશે આગળ ને આગળ!"
બધા રહ્યા નિરુત્તર, નતશિર!
વળી બોલ્યો તે વૃદ્ધ:
"સંશયે આપણે તેનો અસ્વીકાર કર્યો;
ક્રોધે આપણે તેને હણ્યો;
પ્રેમે હવે તેને સ્વીકારીશું,—
કારણ કે, મૃત્યુ દ્વારા તે આપણાં સહુનાં
જીવનમાં સંજીવિત થયો છે,
તે છે મહામૃત્યુંજય!"
બધાં ય ખડાં થઈ ગયાં અને ગાવા લાગ્યાં:
"જય, મૃત્યુંજયનો જય!"*

卐

* રવીન્દ્રનાથના એક કાવ્યમાંથી.

# ચિરાયુ ગાંધીજી

**મ**હાત્મા ગાંધીજી મરણ પામ્યા ?

ના ! શક્ય નથી. ગાંધીજી મરવાના નથી ! ગાંધીજી અમર છે !

ગાંધીજી પર ફૂલાંગ મારનારી તારી શી છાતી, હે મૃત્યુ ! આજ સુધી જેણે પોતાના ખભા ઉપર તને સહેલાઈથી રમાડ્યો, એના પર ઘાત કરવાની તારી શી હિંમત ! અમારા કાનોએ આજ સુધી ગાંધીજી અને મરણ એ બેનો સંબંધ કદી સાંભળ્યો નથી, સાંભળવાને અમે તૈયાર નથી ! ગાંધીજી અમારામાંથી કદી પણ અદૃશ્ય થવાના નથી. જ્યાં સુધી હિંદી રાષ્ટ્ર જીવે છે ત્યાં સુધી ગાંધીજી જીવે છે. ગાંધીજી વગર હિંદુસ્તાન નથી, હિંદુસ્તાન વગર ગાંધીજી નથી. હિંદુસ્તાન અમર છે અને ગાંધીજી પણ અમર છે !!

'ભૌતિક સુખ પાછળ દોડી પોતાના આત્માનો નાશ કરો મા'—એ અવિનાશી સત્ય પુકારનારી વાણી કેવી રીતે નષ્ટ થાય ! 'ધર્મ મનુષ્યોને ભેગા આણે છે, જુદા નથી કરતો' —ઐક્યનો આ સંદેશો આપનારું અહિંસક હૃદય અદૃશ્ય થતું જાણ્યું છે કોઈએ ? 'અન્યાયની સામે નમવામાં માણસાઈ નથી' એમ કહી દુર્બળોમાં પણ ચૈતન્ય રેડનારી શક્તિ શું પોતે જ હતબલ થશે ? 'ઈશ્વરી ઇચ્છાને અનુકૂળ થવામાં જ મનુષ્યનો વિજય છે' એ બતાવી આપનારી નજર, અને તેથી જ કાળને નમાવનારી વૃત્તિ શું પોતે જ કાળવશ થશે ?

શક્ય નહિ ! અમારો એના પર વિશ્વાસ જ બેસતો નથી ! એ વૃત્તિ ચિરંજીવ છે. આ રાષ્ટ્રની જ શું, જગતના સત્પ્રવૃત્ત મનુષ્યોની નસેનસમાં એ સતત જીવંત છે. માટે 'મનુષ્ય' છે ત્યાં સુધી ગાંધીજી જીવે છે જ; ગાંધીજી ગયા એ માનવાને અમારું મન જરા પણ તૈયાર નથી !

ચિરંજીવ પુરુષને મારી નાખવાનો પ્રયત્ન કરવામાં, હે ગાંડા ખૂની, તેં શું મેળવ્યું ? 'न हन्यते हन्यमाने शरीरे' એ વાત તારા ધર્મમાંથી તું શીખ્યો જ નહિ કે ? તેં જે મારવા ધાર્યું એ અમર છે અને અમર થયું ! તારા આઘાત વડે એની શક્તિ-વ્યાપકતા અને ચિરંતનતા હજારગણી વધી ! મારીને જે વસ્તુ તેં સાધવા ધારી તે તો કદી પણ સાધ્ય થવાની નથી. તને જે નથી જોઈતું એ જ માત્ર હવે થશે. આ જ સત્યનો ત્રિકાળ વિજય છે.

ગાંધીજીના પિતૃહૃદયે તને ક્યારની યે ક્ષમા આપી હશે. તારા માટે એ કરુણામય પાસે કરુણા સિવાય બીજું કશું નહિ હોય. અમે પણ તને ક્ષમા આપીએ છીએ. આવા ભૂલભર્યા માર્ગેથી તારું અને તારા જેવા બીજાઓનું મન વળે એ જ અમારી અખંડ પ્રાર્થના !×

× પૂનાના મરાઠી દૈનિક 'લોકશક્તિ'માંનો લેખ: 'ગુજરાત સમાચાર'માંથી.

# પં. જવાહરનું વાયુ પ્રવચન

આપણા જીવનનો પ્રકાશ બુઝાઈ ગયો છે. અને સર્વત્ર અંધકાર છવાઈ ગયો છે. તમને શું કહેવું અને તે કેવી રીતે કહેવું એ મને સૂઝતું નથી. આપણા પ્રિય નેતા જેને આપણે 'બાપુ' કહીને બોલાવતા હતા એ રાષ્ટ્રપિતા હવે નથી. કદાચ એમ કહેવામાં હું ખોટો છું. આમ છતાં આટલાં બધાં વર્ષોથી આપણે તેમને જેમ જોતા હતા તેમ હવે ફરીથી આપણે તેમને જોઈ શકીશું નહિ. સલાહ માટે અને દિલાસો મેળવવા માટે આપણે હવે તેમની પાસે દોડી જઈ શકીશું નહિ અને તે માત્ર મને એકલાને જ નહિ પણ આ દેશમાંના લાખોને એક ભયંકર ફટકો છે. અને હું અથવા બીજું કોઈ તમને જે સલાહ આપી શકશે તેનાથી આ ફટકો હળવો બનવો મુશ્કેલ છે.

પ્રકાશ બુઝાઈ ગયો છે એમ હું બોલ્યો હતો. અને છતાં હું ખોટો છું, કેમકે જે પ્રકાશ આ દેશમાં ચમકતો હતો તે કોઈ સાધારણ પ્રકાશ નહોતો, જે પ્રકાશે આ દેશને આટલાં બધાં વર્ષો લગી પ્રકાશિત રાખ્યો હતો તે આ દેશને હજી બીજાં ઘણાં વર્ષો સુધી પ્રકાશિત રાખશે અને આજથી એક હજાર વર્ષ પછી પણ એ પ્રકાશ હજી પણ આ દેશમાં જોઈ શકાશે. અને જગત જોશે. તે અગણિત હૈયાઓને આશ્વાસન આપશે કારણ કે પ્રકાશમાં તાત્કાલિક વર્તમાન કરતાં કાંઈ વિશેષનું પ્રતિનિધિત્વ હતું. એમાં જીવતા જાગતા સત્યનું પ્રતિનિધિત્વ હતું, એ અનાદિ સત્ય હતું જે આપણને આ પુરાણા દેશને આઝાદી તરફ લઈ જતાં સાચા માર્ગની યાદ આપતું અને ભૂલમાંથી આપણને દૂર ખેંચી જતું.

એક પાગલ માણસે તેમના જીવનનો અંત આણ્યો છે કેમકે જેણે એ કર્યું છે તેને હું માત્ર પાગલ જ કહી શકું. અને છતાં ઉત્તરનાં વર્ષો અને મહિનાઓ દરમ્યાન આ દેશમાં પૂરતું ઝેર ફેલાવ્યું છે અને એ ઝેરે લોકોના મન ઉપર અસર કરી છે. આપણે આ ઝેરનો સામનો કરવો જોઈએ. એ ઝેરને આપણે નાબૂદ કરવું જોઈએ અને આપણને ઘેરી વળેલાં તમામ જોખમોનો આપણે સામનો કરવો જોઈએ. સામનો પણ મેલછાપૂર્વક કે ખરાબ રીતે નહિ પણ એવો સામનો કરવાને આપણા પ્યારા નેતાએ જે માર્ગ બતાવ્યો છે એ માર્ગે સામનો કરવો જોઈએ.

[ તા. ૩૦ મી જાન્યુઆરીએ રાત્રે ૮-૩૦ વાગે રેડિયો પર આપેલા પ્રવચનમાંથી ]

# મરજીવાનું અમરત્વ

ભારતના જ નહિ પણ સમગ્ર દુનિયાના અર્વાચીન કાળના એક મહાન સંત પુરુષ–મહાત્મા ગાંધીજીનું અવસાન એક ભારતવાસી હિંદુના ગોળીબારથી ભારતના પાટનગરમાં થયું છે! ભારત રડી રહ્યું છે, દુનિયા ચોંકી ગઈ છે, માનવજાતિ પોતાની માનવતાની સમૃદ્ધિમાં પડેલી ભારે ખોટથી વિલાપ કરી રહી છે. ભારતભરમાં કરુણા વ્યાપી રહી છે અને આખી દુનિયા કકળી ઊઠી છે, જે મહાપુરુષ અજાતશત્રુ હતો, જે રાત અને દિવસ ખુલ્લા આકાશ હેઠળ રહેતો અને પુણ્યપ્રવૃત્તિ કર્યે જતો, જેનું રક્ષણ કરનાર એક ઈશ્વર સિવાય બીજું કોઈ નહોતું, જેનો જાન લેવો એ કોઈ પણ દુષ્ટ માનવીને માટે સહેલામાં સહેલું કાર્ય હતું છતાં જેના દેહને આંગળી પણ અડાડવા કોઈ રાક્ષસી વૃત્તિ તત્પર થતી નહિ, તે મહાપુરુષનું મક્ષુપ્રાર્થના કરવા જતી વખતે જ ખૂન થવા પામ્યું છે! ગાંધીજી મૃત્યુને મિત્ર માનતા, ગોળીબારનો ભોગ થતાં તેમણે 'હે રામ' ઉદ્‌ગાર સાથે જ એ મિત્રનો સત્કાર કરી લીધો, અને 'કરેંગે યા મરેંગે'ના પોતાના સત્રને ચરિતાર્થ કરી બતાવ્યું!

મહાત્મા પ્રભુએ સત્યનું પ્રતિપાદન કર્યું તે તેમના દેશના એક લોકવર્ગને ન રુચ્યું અને તેણે ક્રોસ પર લટકાવી તેમનો જાન લીધો હતો. આજે આખી દુનિયાના ખ્રિસ્તીઓ તેમના જ સત્યને પૂજી રહ્યા છે. પ્રેસિડન્ટ લીંકને ગુલામોનો ઉદ્ધાર કરવાની લડતમાં એક દિવસે આખરી વિજય મેળવ્યો અને બીજે જ દિવસે સવારે તેમનું ખૂન કરવામાં આવ્યું હતું. આજે અમેરિકાની જનતાના હૃદયમાં લીંકન વિરાજે છે. ગાંધીજીએ હિંદભરની મુસ્લિમ લઘુમતીને બહુમતીના ત્રાસમાંથી બચાવવા અનશન કર્યું, તેમાં તેમને સફળતા મળવા લાગી, હવે સવાસો વર્ષ જીવવાની તેમની લુપ્ત થઈ ગયેલી આશા પુનઃ સજીવ થવા લાગી, તે જ વખતે તેમનું ખૂન એક એવા જુવાને કર્યું છે કે જે મહારાષ્ટ્રીય હિંદુ છે, પૂનાની 'હિંદુ મહાસભાનો મંત્રી છે અને 'હિંદુ રાષ્ટ્ર' પત્રનો તંત્રી છે. એ માર્ગે જ કદાચ ગાંધીજીનો જીવનસંદેશ ભારતના હૃદયમાં વજ્રલેપ થવાનું નિર્માયું હશે! મરીને જીવી જાણનારા દુનિયાના મરજીવાઓના ઇતિહાસમાં ગાંધીજીનું નામ એ રીતે અમર રહેવાને સર્જાયું હશે, એમ જ હવે માનવું રહ્યું.

ગાંધીજી મૃત્યુ પામ્યા છે, પરન્તુ પોતાના જીવનકાર્યથી–જે પવિત્ર હેતુના તે બલિદાન બન્યા છે તેથી તે અમર થયા છે. સત્યને ખાતર જાન કુરબાન કરનારા પ્રભુ અને સોક્રેટીસના માર્ગે જ તે ગયા છે. પોતાના આત્મબળથી અને સત્યપ્રેમથી તેમના મહાન વ્યક્તિત્વની જે છાપ આજની દુનિયા પર પડી છે તેનો જોટો ઇતિહાસમાંથી ભાગ્યે જ સાંપડશે. તેમના પરિચયમાં આવનાર દરેક વ્યક્તિ ઉપર તેમના પ્રભામંડળનાં પુનિત તેજ છવાતાં અને તેને પવિત્ર જીવનની પ્રેરણા પ્રાપ્ત થતી. સત્ય અને અહિંસાનો તેમનો સંદેશ જેવી રીતે માનવતાના કલ્યાણ માટેનો હતો, તેવી જ રીતે રાજકારણ અને દુનિયાના બીજા વ્યવહારોની નિર્મળતાની સિદ્ધિ અર્થેનો હતો.

['પ્રજાબંધુ' માંથી]

☆

# રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજી

## એક અંજલિ

શાન્તિલાલ ઠાકર એમ. એ., બી. ટી.

જ્યારે જ્યારે હું મહાત્મા ગાંધીનું અનુધ્યાન કરું છું, ત્યારે ત્યારે મારી કલ્પના સમક્ષ ખડી થાય છે એક સૌમ્ય છતાં ઉગ્ર, તેજસ્વી મૂર્તિ. તેમની દેહયષ્ટિ અનેક તપ તપી તપીને તપ્ત તામ્ર જેવી અને ક્ષીણ છતાં દીપ્તિમંત છે. તેમની આંખોમાં વેધકતા, નિર્ભયતા, નિશ્ચયાત્મકતા, પ્રેમાળુતા, કરુણા અને મજાક એક બીજાં સાથે સંતાકૂકડી રમતાં તરંગાયમાન થાય છે. દરિદ્રનારાયણ સાથે એકરૂપતાના પ્રતીક સમો એકમાત્ર લંગોટ તેમણે ધારણ કર્યો છે. તેમનું લાંબું નાક તેમની નિશ્ચયાત્મકતા અને પ્રભાવ બતાવે છે. તેમના કાનની લાંબી બૂટો તેમની ઉદારતા, મહત્તા અને સરલતાની દ્યોતક છે. તેમના લલાટમાં ચિંતનની અને વિષાદની ઘેરી છાયાઓ—રેખાઓ અંકિત થયેલી છે. તેમના મસ્તકનો ભાગ ભગવાન મહાવીર સ્વામીની યાદ આપે છે. તેમના સ્મિતમાં એક પ્રકારની મધુર મોહકતાનું જાદુ છે; તે જાદુમાં દુશ્મનને મિત્ર બનાવવાની અદ્ભુત શક્તિ રહેલી છે. તેમના ઘૂંટણ પ્રમાણમાં ઉપસી આવેલા હોય તેમ દેખાય છે. અહિંસાવ્રતનું પાલન કરતાં પડી ગએલા તેમના દાંત તેમના મુખને વધારે રમણીય બનાવે છે. તેમના હોઠ અજેયતા, આત્મશ્રદ્ધા, એકનિષ્ઠા અને નિર્ભીકતાની મુદ્રા ધારણ કરે છે. તે પગલાં ધીરે ધીરે ભરે છે, પણ મક્કમ. યમદેવ સામો આવે તો પણ તેમનું પગલું પાછું ન પડે. એવી છે આ સુદામાપુરી પોરબંદરના મોઢ વણિક મહાત્મા ગાંધીજીની તેજમૂર્તિ !

તેમણે છેલ્લાં ત્રીસ વર્ષના ગાળામાં જે જે કર્યું છે તે અવતારી પુરુષ સિવાય બીજો કોઈ કરી શકે તે અસંભવિત જ છે. સેંકડો સંસ્થાઓ પણ તેટલું ભગીરથ અને વિવિધ કાર્ય ન કરી શકી હોત. અમેરિકામાં વ્યાખ્યાન આપતાં નરશાર્દૂલ સ્વામી શ્રી વિવેકાનંદે કહ્યું હતું કે, " હિંદ તો સૂતેલી સિંહણ છે; હવે તેણે આળસ મરડવા માંડ્યું છે; તે જલદી જાગૃત થશે એવાં સુચિન્હો સ્પષ્ટ દેખાય છે. " એ સિંહણ સંપૂર્ણ રીતે જાગૃત કરી હોય તો તે મહાત્મા ગાંધીએ. રાજકારણના ક્ષેત્રમાં, સામાજિક કાર્યક્ષેત્રમાં, પાયાની કેળવણીની વિચારણામાં, ગ્રામસુધારણામાં, પત્રકારિત્વમાં, ભારતના સ્ત્રીસમાજની સ્વભાવ-સિદ્ધ શક્તિઓને પિછાની જાગૃત કરી કાર્યમાં વિનિયુક્ત કરવામાં, સત્ય અને અહિંસાના સનાતન સિદ્ધાન્તોનો વિનિયોગ કરી નિષ્ક્રિયતામાંથી તેમને સક્રિય આયુધો રચવામાં—સુદર્શનચક્રની પેઠે અમોઘ શસ્ત્ર રચનામાં, પાતંજલના પાંચ સાર્વભૌમ વ્રતો—સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ અને શૌચ—પરાધીન ભારતની મુક્તિના સંગ્રામવીરોને પણ ધારણ કરવાં—આવશ્યક છે એમ આગ્રહ રાખી, એક નિર્ભીક, નમ્ર પણ મક્કમ, થોડીક જરૂરિયાતોવાળી કાર્યકર્તાઓની રાષ્ટ્રવ્યાપી સેનાનું નિર્માણ કરવામાં, ' સાચું હિંદ ગામડાંમાં વસે છે ' તે સત્યનો પોકાર કરી, શહેર તરફથી ધ્યાન પાછું ખેંચી લઈ ગામડાં તરફ કેન્દ્રિત કરવામાં, મિલના ઉદ્યોગો કરતાં ગામડાંના હસ્ત-ઉદ્યોગો હિંદુસ્તાનની આર્થિક

રચના માટે વધુ ફળદાયી છે તેવી વિચારસરણી રજૂ કરવામાં, જગત સમસ્તના દેશો આંતરરાષ્ટ્રીય ઝઘડામાં અહિંસા સ્વીકારી લડાઈની પ્રથા અપનાવે તેવી ક્રાન્તિકારી દૃષ્ટિ રાજકારણમાં પ્રવર્તાવવામાં—આવી આવી અનેક બાબતોમાં મહાત્માજીની દૃષ્ટિ સાચી, વેધક, અજોડ, નિર્ભીક અને અડગ રહી છે. તે દૃષ્ટિનો જોટો આખા જગતમાં જડે તેમ નથી. આશ્ચર્ય તો એ છે કે વિલાયત જઈ બૅરિસ્ટરની પદવી પ્રાપ્ત કરી આવનાર ગાંધી-જીએ તે સંસ્કારો એટલા બધા પોતાની સ્થિર નિશ્ચયાત્મક બુદ્ધિથી, તપસ્યાથી અને દેશની સાથે—પોતાના સત્યઅહિંસાના સિદ્ધાન્તો સાથે એકરૂપતા સાધીને ભૂંસી નાખ્યા કે તેમના જમાનામાં કસી કાઢે તેવા સિદ્ધાંતો—હિંદનું હાર્દ ગામડું છે, હિંદની રાષ્ટ્રરચનાનું એકમ ગામડું છે; સાચી કેળવણી શારીરિક મહેનતમાંથી અને સાદા ગ્રહઉદ્યોગના કેન્દ્રમાંથી પેદા થાય છે અને હૃદય તથા આત્માની કેળવણીનો અંતર્નાદ કહે છે; ઉદ્યોગોએ જગતમાં અનેકની રોટી ઝૂંટવી લીધી છે અને વેરઝેરનાં બીજ વેર્યાં છે; સત્ય અને અહિંસા સિવાય જગતને ઉગારવાનો આરો નથી (હિટલરને પણ તેમણે એ જ સલાહ આપી હતી)—તેમણે પ્રબળતાથી ઉચ્ચાર્યાં, તેમને તે વળગી રહ્યા, ચીવટતાથી વળગી રહ્યા અને છેવટે એક વ્યક્તિએ પોતાની આસપાસના સમાજને પોતાની વિચારસરણી સ્વીકારતો કરી મૂક્યો. ' It is the paradox of history that each generation is converted by the saint who contradicts it most. ' એ વિધાન ગાંધીજીને સંપૂર્ણપણે લાગુ પડે છે. ખરેખર, આધુનિક હિંદમાં, રાષ્ટ્રના નવવિધાનમાં એકપણ ક્ષેત્ર એવું નથી કે જેના ઉપર તેમણે વિચાર ન [illegible] હોય, જેના ઉપર તેમણે પોતાનો નવપ્રયોગ ન આદર્યો હોય, અને જેના ઉપર તેમના જ્વલંત વિશ્વરૂપ વ્યક્તિત્વની પૂરેપૂરી છાપ ન બેઠી હોય.

ગાંધીજીનું માનસિક ઘડતર ઘણાંને મન કોયડારૂપ છે—ખાસ કરીને પાશ્ચાત્યોને. ઉપયોગિતાવાદ અને આમજનતાની સાથે એકરૂપતાની આવશ્યકતાની બાબતમાં રશિયન વિચારક ટૉલ્સ્ટૉયની સ્પષ્ટ અસર તેમના ઉપર છે. પ્રેમ–બલિદાન–સ્વાર્થત્યાગ–કરુણા–જગ-તનાં પાપોનો સ્વીકાર કરી ઉપવાસ દ્વારા પોતે તેનું પ્રાયશ્ચિત કરી નાખી પ્રભુ પાસે ક્ષમાયાચના કરવી, જગત પર દયા વરસાવવા કહેવું–આ વારસો તેમને મહાન પયગંબર ઈસુખ્રિસ્ત તરફથી મળ્યો છે. બાઈબલ તેમનો પ્રિયગ્રંથ છે એ તો સર્વવિદિત વાત છે—ખાસ કરીને પર્વત પરનાં પ્રવચનો. તેમના ચારિત્ર્યઘડતરમાં તપસ્યા, ઉપવાસ, અપરિગ્રહ, ત્યાગ—આ તત્ત્વો ઉપર ઝોક મળ્યો. શ્રીમદ્ રાજચંદ્ર પાસેથી પરાધીન ભારતને મુક્ત કરવા માટે સર્વસ્વ અર્પનારા આજીવન નિષ્ઠાવાળા સેવકો જોઈએ તે સત્ય અને રાજકારણમાં કાર્યક્ષેત્રની દિશા મળી. તેમને તેમના ગુરુ શ્રી. ગોપાલકૃષ્ણ ગોખલે પાસેથી સત્ય અને અહિંસાના બે સાર્વભૌમ સિદ્ધાંતો હિંદુધર્મના પણ તે માત્ર યોગી કે મુમુક્ષુ સાધકને માટે જ છે એવી માન્યતારૂપી ભ્રમનું નિરસન કરી, તેમાંથી તેમણે પોતાના દેશકાલોચિત ઉપયોગને માટે જ નહિ, પણ સનાતન કાળ માટે, નિરાબાધિત રીતે સક્રિય, બહાદુરીથી પ્રયોગ કરી શકાય તેવાં, પ્રબળ, દુર્ધર્ષ આયુધો ઘડી કાઢ્યાં. આ દૃષ્ટિ તેમની પોતાની જ, સાહજિક, વ્યક્તિગત. પણ તે બે સિદ્ધાન્તોના વારસાનું બીજ તેમને મળ્યું વિશાળ હિંદુ-ધર્મમાંથી. અને શ્રીમદ્ ભગવદ્ગીતા તેમનું પ્રિય પુસ્તક છે, તે તો સૌ કોઈ જાણે છે.

દરરોજ પ્રાર્થનામાં પણ તે તેનો ઉપયોગ કરે છે. તેમની દૈનિક પ્રાર્થનાઓ એ તેમનો અજબ કાર્યક્રમ છે. પ્રભુ સાથે અંતરાત્માનો મેળાપ તે પ્રાર્થના. તે તત્ત્વ હિંદુધર્મ, ખ્રિસ્તીધર્મ અને ઇસ્લામધર્મમાં સર્વસાધારણ છે. પણ તેમાં હજારો મનુષ્યની હાજરી આપણને યાદ આપે છે તથાગત બુદ્ધભગવાનનાં ધાર્મિક પ્રવચનોની અથવા મહાવીર સ્વામીની અથવા ધર્મપ્રરૂપણાઓની. તેનું બીજ હતું ઋગ્વેદની સમસમિતિઓમાં. પણ આ તો આખા માનવમહેરામણને, નૈતિક અને આધ્યાત્મિક ભૂમિકાઓ પર, ઊંચે લઈ જવાનો કોઈ અદ્વિતીય વિરાટ પ્રયોગ છે. તેમાં ઘણી શક્યતાઓ રહેલી છે. વળી ગાંધીજીનો કર્મયોગ એટલે અનાસક્તિ યોગ. જે કર્મ પોતાના જન્મ સાથે, પરિસ્થિતિને લઈને સન્મુખ ઉપસ્થિત થાય, તે પ્રભુની મરજી સમજીને, ફળની આસક્તિ રાખ્યા સિવાય, સમર્પણે, નિરહંકારપણે, નીડરતાથી, બધી ઈશ્વરદત્ત શક્તિઓનો ઉપયોગ કરીને, કુશળતાથી કરવું તે ગાંધીજીનો કર્મયોગ. પોતાના સ્વભાવ અનુસાર, આંતરભૂમિકાને પોષક, અનુકૂળ કર્મો શોધી કાઢીને ફલેચ્છારહિત થઈ કરવાં તેમ નહિ; પણ પરિસ્થિતિ પ્રમાણે, તેને જ ઈશ્વરની મરજી માની લઈ જે જગતને વધારેમાં વધારે તેની સાચી ઉન્નતિ માટે જરૂરી હોય તેવાં કર્મ, ફલેચ્છારહિત થઈ, કર્મયોગ દૃષ્ટિથી કરવાં, સ્વભાવ તેને અનુકૂળ બનાવવા મથવું, તે પ્રયત્ન દ્વારા અપૂર્ણતામાંથી પૂર્ણતા તરફ પ્રયાણ કરવું તેવો મર્દાનગી ભરેલો છે મહાત્મા ગાંધીજીનો કર્મયોગ. તેમના માનસિક ઘડતરમાં જ તેઓ જેટલા ધીર ગંભીર છે તેટલા જ ઉદ્દામવાદી–ક્રાંતિવાદી છે. અને એકવાર તેમની નિશ્ચયાત્મક બુદ્ધિને લાગી ગયું કે અમુક વસ્તુ અત્યારના દેશકાળમાં જરૂરી છે, એટલે થયું! આકાશ તૂટી પડે કે સમુદ્ર માઝા મૂકે, પણ તેમાંથી તે પાછું ડગ ભરે તો તે ગાંધીજી શેના? અને છતાંય તે પુષ્પથી પણ કોમળ અંતઃકરણવાળા છે. ભવભૂતિએ સાચે જ કહ્યું છે:

> वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
> लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥

(પ્રસંગ પડ્યે) વજ્ર કરતાં પણ કઠોર અને (પ્રસંગ પડ્યે) ફૂલ કરતાં પણ વધારે કોમળ મહાપુરુષોનાં હૃદય કોણ જાણી શકે તેમ છે?

દાંડીકૂચ વખતે "સ્વરાજ્ય નહિ મળે તો મારું શબ તમે સામે દેખાતા દરિયાના પાણી પર તરતું જોશો." એ પ્રલયંકર શબ્દો બોલનાર તાંડવકાર નટરાજ જેવા મહાત્મા ગાંધીની હૃદયકોમળતા જોવી હોય તો તેઓ શ્રી. મહાદેવ દેસાઈના મૃત્યુ સમયે જે જે કંઈ ક્રિયા કરે તે જોવી; પરવડા જેલમાં તેમની સમાધિ ઉપર રોજ ફૂલ મૂકી આવતી વખતે તેમની મુખમુદ્રા જોવી, કોઈ આશ્રમવાસીની ધર્મપત્નીની નાનામાં નાની જરૂરિયાતની દરકાર ગાંધીજી કેવી રીતે રાખે છે તે દશ્ય જોવું; સર્વે લોકોના 'બાપુ' પોતાનું વાત્સલ્ય કેવી રીતે પ્રગટ કરે છે તે જોવું, શ્રી ચિત્તરંજન દાસ કે પંડિત મોતીલાલ નહેરુના અવસાન સમયે હાજર રહીને અથવા તો તે પછી, તેમનાં કુટુંબીઓને તે કેવી રીતે આશ્વાસન આપે છે અને બોલ્યા સિવાય તેમના 'બાપુ' બનવાની બાંહેધરી કેવી રીતે આપે છે તે જોવું. સાચે જ, બાપુના હૃદયની કુમાશ કોઈ વિરલા જ સમજી શકે.

આટલા ભયંકર અહિંસક રણસંગ્રામો ખેલનાર મહાત્માજી જ્યારે બાળકો સાથે ગેલ કરે છે, તેમની સાથે ખિલખિલાટ હસી તેમને હસાવે છે, તેમને લાડ લડાવે છે, એકાદ વાક્યમાં તેમને આત્મીય બનાવે છે, ત્યારે જ સમજાય છે, કે ગાંધીજીની નિર્દોષતા ભગવાન ઈસુ ખ્રિસ્તે કહી છે તે પ્રમાણે આલોચિત, નિર્વ્યાજ છે. બાળકો સાથે ગેલ કરવામાં, વિષના વિષના પ્યાલા પી જનાર આ 'બાપુ' ઘડીભર અમૃત સંજીવની લઈ લે છે. બાળકો સાથે ગેલ કરી, તેમનાં વડીલોને સદાને માટે તે પોતાનાં બનાવી લે છે.

અને મનુષ્યપરીક્ષામાં ગાંધીજી અજોડ છે. એક દૃષ્ટિએ તે સામાને માપી લે છે. કોનામાં કેટલી શક્તિ છે, શા શા ગુણદોષ છે, કયા સ્થાનને માટે તે યોગ્ય છે, કોની સાથે કેટલો સંબંધ બાંધવો તે એક પળમાં તે નક્કી કરી લઈ તે આશ્રમમાં રહેનાર નાનામાં નાના બાળક સુધી—સૌનું સ્પષ્ટ દર્શન તેમની પાસે હોય છે, અને તે પ્રમાણે જ તેમની પાસે તે કામ લે છે. આથી જ તેમના સંબંધો સ્થિર અને હૃદયના ઊંડાણવાળા બને છે. આથી જ અત્યારે આખા દેશના સર્વ નેતાઓ તેમના શબ્દ પ્રમાણે પગલું ભરે છે. તેમની ખાતર પંડિત નહેરુ જેવા ઉત્સાહપૂર્ણ આદર્શવાદી સિદ્ધાન્તને પણ કાયમ રાખી વ્યવહાર સાથે તેનો મેળ બઠાવે છે, અને ગાંધીજીની ઇચ્છાને—વણબોલાયેલી ઇચ્છાને—માન આપે છે. બિરલા અને બજાજ જેવા પોતાની સંપત્તિ આ સંતને ચરણે રજૂ કરવામાં પોતાની સાર્થકતા સમજે છે. એકવાર ગાંધીજીના સાન્નિધ્યમાં આવ્યા પછી કોઈ માણસ તેમની ઇચ્છાના અનુસારની વિરુદ્ધ જઈ શકતો નથી. પંડિત મોતીલાલ નહેરુ, શ્રી ચિત્તરંજન દાસ વગેરે ગાંધીજીની આ જાદુઈ શક્તિથી જ લુબ્ધ થયા હતા, અને સરદાર પટેલ પણ 'બાપુજી'ને ચરણે બેસતાં શીખ્યા, ત્યાર પહેલાં તેમણે પણ ક્યાં તેમની કાઠિયાવાડી પાઘડીની મજાક ન હતી ઉડાવી?

'નવજીવન' અને 'હરિજન'નું સંપાદનકાર્ય કરી ગાંધીજીએ પત્રકારોની દુનિયામાં પણ અનોખું—પ્રથમ પંક્તિનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. તેમની ભાષા સ્પષ્ટ, મુદ્દાસર, અતિશયોક્તિ વિનાની, સરળ, વેધક અને મર્મસ્પર્શી હોય છે. આનું કારણ તેમનું નિર્મળ અંતઃકરણ છે. તેમની આત્મકથાએ તેમને ગુજરાતી લેખકોમાં અને સ્પષ્ટ વ્યક્તાઓમાં અગ્રસ્થાન અપાવ્યું છે. ઓક્સફર્ડના શ્રી એડવર્ડ થોમસન કહે છે તે પ્રમાણે, તેમની શૈલી તેમના મગજની સ્થિરતામાંથી પ્રગટે છે, અને અંગ્રેજી ભાષાનાં prepositions (નામયોગી અવ્યયોનું) તેમનું ઊંડું જ્ઞાન તેમનાં વ્યાખ્યાનોને વકીલની દૃષ્ટિએ જકડાઈ ન જાય તેવાં અને છતાં થોડાક ફેરફારથી સઘળો અર્થ ફરી જાય તેવાં બનાવી શકે છે.

કવિસમ્રાટ શ્રી. રવીન્દ્રનાથ ટાગોરની કલા કોઈ સુંદર બાદશાહી કલાકૃતિમાં, કલાધામોમાં, કોઈ મયૂરાસનમાં, કોઈ સુંદર શિલ્પસ્થાપત્યમાં, અમુક કેળવાયેલો વર્ગ જ સમજી શકે તેવાં કાવ્ય કે સંગીતમાં હોઈ શકે છે, પણ ટોલ્સ્ટોયની માફક ગાંધીજીની કલા સર્વોપભોગ્ય તારાખચિત વિશાળ રાત્રિના આકાશમાં હોઈ શકે છે. ગાંધીજીને મન કુદરતની કળા જ મોટી અને સાચી છે. તે આમજનતાને ઉપયોગી હોવી જોઈએ. અનેક નિરાધાર ડોશીઓને રોજી આપતા રેંટિયાનું સંગીત તેમને મન ઉત્તમ કલા છે. કોઈ તાનસેન કે બીથોવનના સંગીત કરતાં પણ એમને મન કલાનું રહસ્ય સાદાઈ અને સર્વસાધારણતામાં છે, સર્વોપયોગિતામાં છે. અમુક દૃષ્ટિએ જોતાં તેમના માનસઘડતરમાં પ્યુરિટનનાં અંશો

છે. સંત પોતાની ઈશ્વરનિષ્ઠા તેમનામાં છે. જીવનની દરેક ક્ષણનો હિસાબ જગન્નિયંતા પરમાત્મા આગળ રજૂ કરવાનો છે, તે વિચાર તેમના ચિત્ત સામે સદા હાજર જ હોય છે. એટલે કર્તવ્યપરાયણતા તેમનું ખાસ લક્ષણ છે, અને એસિસીના સંત ફ્રાન્સિસની માફક તે ગરીબાઈને વરેલા છે. અનેક કરોડપતિઓ અને રાજામહારાજાઓના સિંહાસન પર બિરાજનાર આ સંત પોતે અપરિગ્રહી અને નિઃસ્પૃહ છે. પોતે કોંગ્રેસનું સંચાલન કરે છે, કોઈ પણ નેતાની કોંગ્રેસના પ્રમુખ તરીકેની વરણી માત્ર તેમના એક શબ્દ ઉપર અવલંબે છે, અને છતાંય પોતે નથી તેના એક સાદા સભ્ય કે નથી પોતે લેવા માગતા કોઈ હોદ્દો. અત્યારની રાષ્ટ્રીય સરકારમાં પંડિતજી પ્રમુખ બને છે, સરદાર ગૃહમંત્રી બને છે, પણ ગાંધીજી તો સેગાંવના સંત તરીકે સત્ય, અહિંસા, હિંદુ–મુસ્લિમ ઐક્ય અને રાષ્ટ્રસંગઠન પર પ્રવચનો જ કરતા રહે છે. તે નિઃસ્પૃહતામાં જ તેમનું મહત્ત્વ રહેલું છે.

ઇ. સ. ૧૯૨૦ની લડતમાં તેમણે સ્ત્રીસમાજની શક્તિને પિછાની અને પિકેટીંગ માટે સ્ત્રીશક્તિને બહાર પાડી. સ્ત્રીજાગૃતિમાં ગાંધીજીનો ફાળો અમૂલ્ય છે. તે માને છે કે અહિંસક લડતમાં સ્ત્રીઓ સ્વભાવે કરીને જ બહુ સરસ ફાળો આપી શકે છે. સ્ત્રીઓ બહાદુર, નીડર, પવિત્ર આર્ય મહિલાઓ બને તેવો તેમનો આગ્રહ છે. હવે તો સ્ત્રીઓની અનેક સંસ્થાઓ અનેક ક્ષેત્રમાં અમૂલ્ય કાર્ય કરી રહી છે. પણ તે સઘળું બીજ વેરનાર મહાત્મા ગાંધી વકીલને છાજે તેવી ઝીણવટવાળી, અને કાયદાની બારીકીઓ તથા આંટી-ઘૂંટીઓ સમજી તથા ઉકેલી શકે તેવી તેમની બુદ્ધિશક્તિ તથા લેખનશૈલી (પ્રસંગ-વશાત્) હોવા છતાં, તેમની સરળતા અને પ્રભુનિષ્ઠા તેમને પ્રેરણાના વિદ્યુત ચમકારા દ્વારા અમુક પરિસ્થિતિનું હાર્દ સમજાવી દે છે. અને પછી કોઈ પણ પ્રકારના કારણો આપી ન શકાય, છતાંય તે તેમનો પ્રેરણાસૂચિત માર્ગ જ લેવાના—ભલેને પછી આખું જગત તેમની વિરુદ્ધ હોય અને પોતે માત્ર એકલા જ પોતાના સંગાથી હોય! એમાંથી જ એમનું નિશ્ચયબળ, મરણને મક્કમતાથી ભેટી શકે તેવું નિશ્ચયબળ, જન્મે છે.

તે પ્રેમમૂર્તિ છે. પાપને ધિક્કારે છે, પણ પાપીને ચાહે છે. પોતાની નિન્દા કરનારા-ઓને પણ તે પ્રેમથી જ જીતે છે. ગોલ્ડસ્મિથના પાદરી પેઠે તેમની બાબતમાં પણ those who came to scoff remained to pray—જે મશ્કરી કરવા આવતા તે પ્રાર્થના કરવા રહી જતા—એવું બન્યું છે, અને બને છે. તેમનું મુક્ત હાસ્ય એક નિષ્કપટ, પ્રબળ, પુરુષાર્થી મુક્તાત્માનું હાસ્ય છે. સામાન્ય પ્રસંગોમાંથી પણ તે રસ મેળવી શકે છે. તેમની માનવતા અને મજાક ઉડાવવાની શક્તિ તેમને આટલો બધો જગતનો ભાર ઉપાડ-વાની તાકાત આપે છે. તેમને સ્તુતિનિન્દા, લાભ અલાભની પરવા નથી. નિશ્ચય થઈ ગયા પછી, પ્રલયકાળના ઝંઝાવાતની પેઠે તે લક્ષ્ય તરફ આગળ ધસે છે, મહાસાગરના ઘૂઘવાતા પૂરની પેઠે તે દુર્નિવાર હોય છે. તેમાં જ આ ભવ્ય ડોસાની મહત્તા છે. તેમનો પ્રેમ એવો અગાધ હોય છે કે પ્રતિસ્પર્ધીના હૃદયને પણ તે સ્પર્શી જાય છે, અને પરિણામે તેમને મળવા ગએલા ઘણા પ્રતિપક્ષીઓ તેમના સાથીઓ બનીને ઓરડીમાંથી બહાર નીકળે છે!

ગાંધીજી એટલે આર્યસંસ્કૃતિની વિશ્વક્ષુબ્ધ જગતને મહામૂલી શાન્તિ-ભેટ; અહિં-સક ઠંડી તાકાતનો અજબ નમૂનો; નિસર્ગોપચાર અને કુદરતી જીવન દ્વારા વૃદ્ધાવસ્થામાં પણ આયુશક્તિના પૂરને તથા મનોબળને તથા બુદ્ધિની તેજસ્વિતાને કાયમ રાખવાનો કીમિયો; પ્રભુનિષ્ઠાના પાયા પર સંચાલિત થએલી અમોઘ પ્રેમશક્તિ; નીતિનિયમનો દુર્ધર તપસ્યાયુક્ત સ્રોત, મહાન મનુષ્યચુંબક વિરાટ શક્તિનો ડાયનેમો, મહાન ભારતરાષ્ટ્રના નવનિર્માણના પિતા, નિઃસ્પૃહ, નીડર રણજોદ્ધો, અહિંસક કર્મયોગી, ભારતની આઝાદીરૂપી ભાગીરથી માટે તપસ્યા કરી સ્વર્ગંગાને નીચે ઉતારનાર મહાત્મા ભગીરથ અનેકાનેક પ્રણામ હો તે મહાત્મા ગાંધીજીને!

# આ યુગના સાહિત્યની પ્રેરણામૂર્તિ ગાંધીજી

રામનારાયણ વિ. પાઠક

**મ**હાત્મા ગાંધીજીના જીવનનો વિચાર માત્ર સાહિત્યકાર તરીકે ન કરી શકાય. એમને આપણે સાહિત્યને માર્ગે ઓળખવા જવાનું પ્રયાણ કરીએ, પણ છેવટે તો એમને સમગ્ર સ્વરૂપમાં જ ઓળખવા જોઈએ. મહાત્માજીએ સાહિત્યકાર થવાની ઇચ્છાથી કદી કશું લખ્યું નથી. સાહિત્યને તો એમણે પોતાના વક્તવ્ય માટેનું સાધન જ બનાવ્યું હતું. માનવીના વક્તવ્યનું સહુથી ઉત્તમ અને સબળ સાધન ભાષા છે: વાણી છે: વાણી તો અગમ્ય, અકલ્પ્ય, દૈવી વસ્તુ છે. માટે જ એને સરસ્વતીનું નામ અપાયું છે. વાણીનું એક લક્ષણ એ છે કે: એને મન ફાવે તેવો ઘાટ આપી શકાય એમ છે. 'યથાકામ ઘટના' થઈ શકે છે, એ 'પ્લાસ્ટિક' છે.

### જગતનાં બળો

મહાત્માજીનું સાધ્ય હતું ધર્મશોધન અને ધર્મોદ્ધાર. આજે દુનિયાનાં મહાન બળો એવાં છે કે, રાષ્ટ્રની સીમાઓ છોડીને વિશ્વબંધુત્વની, વિશ્વ-ઐક્યની ભાવના ઉદ્‌ભવવી જોઈએ. એમ નહિ થાય તો એચ. જી. વેલ્સના શબ્દોમાં કહીએ તો, સમગ્ર માનવજાત નાશ પામે એવો સમય આવ્યો છે.

આવા ઐક્યનો એક પ્રયોગ સોવિયેટે કરી જોયો છે. સોવિયેટની રીત જુદી હતી. સોવિયેટે ધર્મને ફેંકી દઈને વિશ્વઐક્ય સાધવાનો પ્રયોગ કર્યો. પણ મહાત્માજીએ કહ્યું કે વિશ્વની એકતા ધર્મની ભૂમિકા ઉપર જ સાધી શકાય. એ ધર્મ સંકુચિત વાડાબંધીનો નહિ પણ સત્ય અને અહિંસાનો. પણ એ ધર્મનો કેવળ બૌદ્ધિક પ્રચાર કરવાથી જ ઉદ્દેશ સિદ્ધ ન થઈ શકે. એ ધર્મના સિદ્ધાંતોને જીવનમાં ઉતારનાર માણસના સંસર્ગથી જ દીવે દીવો પ્રગટે એમ વિશ્વબંધુત્વની ભાવના ફેલાઈ શકે. અમુક માનવનાનું પ્રત્યક્ષ આચરણ જોવાથી જ એ ચેપી બની શકે.

મહાત્માજીના જીવનનું મુખ્ય લક્ષણ એ છે કે અપાર સદ્‌ભાવ અને સૌજન્યની સાથે એમનામાં એક પણ નિર્બળતા નથી. એમની સચ્ચાઈના બળથી જ તેમણે બ્રિટિશ સરકારને અકળાવી મૂકી. ગાર્ડિનરે કહ્યું છે તેમ, An earnest man is like a bomb in Omar Khayyam's, garden. સત્યના પ્રચાર માટે મહાત્માજીએ વાણીનું સાધન પસંદ કરેલું.

### ઉત્તમ સાહિત્ય

મહાત્માજીના લેખનની મુખ્ય પ્રેરણા સાહિત્યકારની નહોતી: અને છતાં એમણે જે લખ્યું, તે ઉત્તમ પ્રકારનું સાહિત્ય છે. દુનિયાભરનું ધાર્મિક સાહિત્ય આ પ્રકારનું જ હોય છે. આપણાં ઉપનિષદો, કુરાન, બાઈબલ વગેરે એનાં દૃષ્ટાંતો છે. માણસની પાસે કહેવાની વસ્તુ ઉત્તમ પ્રકારની હોય, ચિંતન અને મનનથી ભરપૂર હોય, તો એના મોંમાંથી જે વાણી નીકળે એ આર્ષ જ નીકળે; અને આવી વાણી સાહિત્ય જ હોય. બ્રિટિશ સરકારે ગાંધીજી

સામે જ્યારે તહોમતનામું રજૂ કર્યું અને મુકદ્દમો શરૂ કર્યો ત્યારે ગાંધીજી અદાલતમાં જે ઉત્તરો આપતા હતા એ સાંભળતાં તો એમ જ લાગે કે જાણે કે ગાંધીજીની સમક્ષ બ્રિટિશ શહેનશાહ ગુનેગાર તરીકે ઊભા છે! આ બળ સત્યનું બળ છે.

## શક્તિની એકાગ્રતા

મહાત્માજી જ્યારે બોલે છે કે લખે છે ત્યારે તેઓ પોતાના સમગ્ર ચિત્તંત્રમાં કૂટસ્થ થઈને બેસે છે એ રીતે જ હું આ વાત કહી શકું. એમણે પોતાનું આખું ચિત્તંત્ર એક જ ધ્યેયને માટે અણુએ અણુ વ્યવસ્થિત કરેલું હતું. આ કથનને સ્પષ્ટ કરવા એક ઉદાહરણ આપું : લોઢાના ટુકડામાં તેમ જ સુંબકમાં બન્નેમાં સુંબકત્વ તો છે જ; પણ લોઢાના ટુકડામાં એ સુંબક પરમાણુઓ એવા તો આડાઅવળા હોય છે કે એ બધાની શક્તિઓ એકાગ્ર એકત્રિત થઈ શકતી નથી. સુંબકમાં એ શક્તિ એકાગ્ર થયેલી છે. મહાત્માજીની બધી જ શક્તિઓ એક જ પ્રયોજન માટે એકાગ્ર થઈ હતી.

એક પ્રસંગ મને યાદ આવે છે: અમદાવાદમાં છઠ્ઠી સાહિત્ય પરિષદમાં સ્વ. ટાગોર વ્યાખ્યાન આપતા હતા ત્યારનો એ પ્રસંગ છે. પુરુષમાં હોઈ શકે એટલું બધું જ સૌન્દર્ય ટાગોરમાં હતું. હું એમનું પ્રવચન સાંભળતાં સાંભળતાં એમના સુંદર અવાજ તરફ એટલો બધો આકર્ષાઈ જતો હતો કે એમની વાણીના અર્થ ઉપરથી મારું ધ્યાન ખસી જતું હતું. મેં આ વાત મહાદેવભાઈને કહી ત્યારે તેમણે પણ એને સમર્થન આપ્યું. એમણે કહ્યું કે ગાંધીજી શાંતિનિકેતન ગયા ત્યારે ટાગોરે 'ડાકઘર' ભજવ્યું અને એમાં સારંગીવાળાની નવી ભૂમિકા ઉમેરીને પોતે જ તખતા ઉપર ઊતરી આવ્યા. અને સારંગીવાળા તરીકે એમણે જે નૃત્ય કર્યું એની એકેએક ગતિ સૌન્દર્યથી નિયત થઈ હતી. મહાદેવભાઈએ કહ્યું કે જેમ ટાગોરની એકેએક ગતિ સૌંદર્યમય છે, તેમ મહાત્માજીની એકેએક ક્રિયા અને ગતિ રૅશનલ છે.

ટાગોર અને ગાંધીજી વચ્ચેનું જુદાપણું એક ભાઈએ મને આમ સમજાવેલું : ટાગોર કવિ છે. છતાં વાસ્તવમાં તો તેઓ એક સૂક્ષ્મ બુદ્ધિપ્રધાન છે. મહાત્માજી હંમેશા rational હોય છે, છતાં એમનું મુખ્ય તંત્ર લાગણીમય છે.

## બૌદ્ધિક ઉપપત્તિ

ગાંધીજી માટે 'રૅશનલ' શબ્દ જ મહાદેવભાઈએ વાપરેલો અને એ એક રીતે સાચો છે. અન્ય ધર્મોદ્ધારકો અને ગાંધીજીમાં એક મોટો ભેદ છે. અન્ય ધર્મોદ્ધારકો કહેતા કે અમે પરમ સત્યનું દર્શન કરી લીધું છે, અને માટે અમે કહીએ છીએ એ જ સત્ય છે. મહાત્માજી કહે છે કે મને પરમ સત્યનું દર્શન હજી થયું નથી. મને ગુરુ નથી મળ્યો. વસ્તુસ્થિતિ જ્યારે આમ હોય ત્યારે દરેક વસ્તુને બુદ્ધિગમ્ય રીતે-રૅશનલી-જ સમજાવવી પડે. ગાંધીજી દરેક વસ્તુ બૌદ્ધિક ઉપપત્તિથી જ રજૂ કરતા.

કેટલાક સાહિત્યકારો માને છે કે સાહિત્ય લોકભોગ્ય ન બની શકે. કેટલાક મગરૂરીથી કહે છે કે અમારું સાહિત્ય તો અમુક વર્ગ સમજી જ ન શકે. ગાંધીજી માને છે કે મારે જે કહેવાનું છે એ સહુ લોકો ન સમજી શકે તો એ નકામું છે. ધર્મની બાબતમાં એમ ન કહી શકાય કે એ આ વર્ગ માટે છે, અને આ વર્ગ માટે નથી. ધર્મ જેવી ડેમોક્રેટિક વસ્તુ બીજી કોઈ નહિ હોય.

## ગાંધીજીનો ધર્મ

ગાંધીજીનો ધર્મ માત્ર વિચારવાનો જ નહિ પણ કાર્યમાં મૂકવાનો હતો. ચિત્રકાર પોતાની રેખાઓમાં વિચારે છે, એમ ગાંધીજી બધું કાર્યમાં જ વિચારતા. જેમ નવલકથા two-dimensional હોય છે, નાટક three-dimensional હોય છે, તેમ મહાત્માજીનું ચિન્તન four-dimensional હતું. ચોથું Dimension કાળનું હતું. આજનું આપણું Abstract thinking શૂન્ય-ડાઇમેન્શનલ છે એમ હું તો કહું.

બુદ્ધિનું એક લક્ષસ્થાન એ છે કે માણસની ઘણી સદ્વૃત્તિઓને એ કામ કરતી રોકે છે. અમુક ભિખારીને જોઇને બુદ્ધિશાળી માણસને પૈસો આપવાની ઇચ્છા થાય પણ તુરત બુદ્ધિ એની પાસે તરેહતરેહની દલીલો કરાવે છે અને પૈસો આપવાનું એ મોડી વાળે છે.

બુદ્ધિનો આ ખરાબમાં ખરાબ ધંધો છે. અત્યારનો જમાનો સપ્રેશન અને રીપ્રેશન-વૃત્તિઓના દમનની સામે પુષ્કળ પોકાર કરે છે. પણ અત્યારે સદ્વૃત્તિઓનું આ ભયંકર દમન માણસ પોતે જ પોતાની બુદ્ધિથી કરે છે. કેટલાક લેખકો સલાહકની સકત વખતે કહેતા કે, અમે એટલા માટે જ અલિપ્ત રહીએ છીએ કે લડતનાં દશ્યોને અમારાં હૃદયમાં ઉતારીશું. સાહિત્યની આ દષ્ટિને માટે મને શરમ આવે છે.

## ગાંધીજીની અસર

આ યુગના સમગ્ર સાહિત્ય ઉપર ગાંધીજીની ઊંડી અસર છે. ગાંધીજીએ પોતે લોક-સાહિત્ય એકું નથી કર્યું. પણ લોકસાહિત્યનું સંશોધન અને સંપાદન ગાંધીજીની જ પ્રેરણાથી થયું. એ એક જ વ્યક્તિ કેટલાં બધાં ક્ષેત્રોમાં કામ કરી ગયા! અને છતાં ગાંધીજીના ધ્યેયથી આપણે એટલા બધા પાછા પડ્યા કે ગાંધીજીને એનું ઊંડામાં ઊંડું દુઃખ થયું. એ દુઃખનો જોટો જડે એમ નથી. આજે આપણે જે સ્મારકો કરીએ છીએ—જે કરવાં જ જોઈએ—એમાં આપણી પોતાની જાતને જ છેતરતા હોઈએ એમ નથી લાગતું? ગાંધીજીનું સાચું સ્મારક તો સત્ય અને અહિંસા જ છે.×



× લેખકમિલનના ઉપક્રમે તા. ૧૫-૨-૪૮ના રોજ મળેલી સભામાં કરેલું વ્યાખ્યાન 'જન્મભૂમિ' માંથી

' જનપદ '

" આપણા યુગના સૌથી શુદ્ધ, ક્રાન્તિકારક અને પ્રેમાળ પુરુષને એક ગાંડા માણસના રોષનો ભોગ થવું પડે એ દર્શાવે છે કે આપણે સોક્રેટીસ—જેમને ઝેર પીવું પડ્યું હતું—અને જિસસ—જેમને વધસ્તંભ ઉપર ચઢાવવામાં આવ્યા હતા—તેમના સમયમાં હતા તેથી વધુ સુધર્યા નથી." ( રાધાકૃષ્ણન્ )

* * *

" અમે ન રડીએ, પિતા, મરણ આપનું પાવન,
કલંકમય દૈન્યનું નિજ રડી રહ્યા જીવન."

( ઉમાશંકર જોષી )

* * * *

૨

# વૈયક્તિક સ્વાતંત્ર્ય કે વેઠ ?

[ નોંધપાત્ર બનાવો : શુક્રવાર તા. ૩૦-૧-૧૯૪૮ની સાયંપ્રાર્થનાસભાના પ્રારંભમાં મહાત્મા ગાંધીજીનો ગોળીબારથી કરેલુ દેહોત્સર્ગ; દુનિયાભરમાંથી ગાંધીજીને શ્રદ્ધાંજલિ; UN સલામતિ સમિતિમાં કાશ્મીર સંબંધે હિન્દી પ્રતિનિધિ મંડળને નિરાશા; સીલોન સ્વતંત્ર; રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ, મુસ્લિમ નેશનલ ગાર્ડ્ઝ અને ખાકસાર સંસ્થા ગેરકાયદેસર; ભરતપુર અને અલવર રાજ્યોમાં કોમી રમખાણ અંગે તપાસ; મધ્યસ્થ ધારાસભામાં Industrial Finance Corporation Bill અને દામોદર વેલી બિલ પસાર; મુંબઈમાં ગોદી કામદારો દોઢ માસની હડતાલ પછી પુનઃ કામે ચડયાં; બે વર્ષના ગાળામાં મુખ્ય ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવાનો બરમા સરકારનો નિર્ણય; કાઠિયાવાડમાં 'સૌરાષ્ટ્ર'ની સ્થાપના; દક્ષિણ આફ્રિકામાં ડૉ. દાદુ અને બીજા સત્યાગ્રહીઓ ગિરફતાર; આયર્લેન્ડમાં શ્રી ડિવેલેરાનો પરાજય; રશિયા અને હંગેરી વચ્ચે મૈત્રીકરાર; ચીનને સત્તાવન કરોડની લોન આપવા પ્રે. ટ્રુમેનની માગણી; વડોદરા રાજ્યમાં ખનીજ તેલની શોધખોળ માટે બિરલા બ્રધર્સને પચાસ વર્ષનો ઈજારો; પશ્ચિમ કિનારાનાં બંદરોના વિકાસ માટે શેઠ કસ્તુરભાઈના પ્રમુખપદે તપાસ સમિતિની નિમણૂક; માંગરોળ, માણાવદર, બાબરિયાવાડ વગેરે દેશી રિયાસતોએ હિન્દી સંઘમાં જોડાવાની તરફેણમાં આપેલો લોકમત; કોન્ગ્રેસમાંથી સમાજવાદી નેતા શ્રી. અચ્યુત પટવર્ધને આપેલું રાજીનામું; મુંબઈ કોરપોરેશનની ચૂંટણીમાં કોન્ગ્રેસપક્ષે મેળવેલી બહુમતી; કોન્ગ્રેસ કારોબારી સમિતિએ Co-operative Commonwealth સ્થાપવા કરેલો નિર્ણય. ]

* * *

" Bourgeois civilisation is built on this rock, that complete freedom consists in complete personal anarchy, and that man is NATURALLY completely free. This Rousseaudism is found distorting

all bourgeois thought. Hence the honest bourgeois is always either pessimistic or religious. ......If we do not know the laws of our environment, we cannot know ourselves, and if we cannot know ourselves, we can never be free "

(Christopher Caudwell : *Studies in a Dying Culture*, p. 79)

* * *

નીલા : રાષ્ટ્રપિતા ગાંધીજીના દેહત્યાગ પ્રસંગે આપણે પ્રથમ બે મિનિટ મૌન રાખી તેમના આત્મા માટે શાંતિ પ્રાર્થીએ.

( બધા બે મિનિટ મૌન રાખે છે. ત્યારબાદ—)

નવીન : ગાંધીજીના અકાળ દેહાવસાનથી હિન્દના સમસ્ત રાષ્ટ્રજીવનમાં અંધકાર વ્યાપી ગયો લાગે છે, જાણે કે રાષ્ટ્રજીવનનો જ્વલંત દીપક બુઝાઈ ગયો ન હોય ! આ રાષ્ટ્રલાગણી ઊભરાઈ આવવાનું કારણ એ છે કે ગાંધીજીના આચાર અને વિચાર, પ્રયોગ અને પ્રચાર રાષ્ટ્રજીવનના દરેક ક્ષેત્રમાં ઓતપ્રોત થઈ ગયાં હતાં.

નીલા : ગાંધીજી જેવા શાંતિચાહક સંતશિરોમણિને ગોળીથી વીંધી નાખનાર હત્યારાને તાત્કાલિક ફાંસીને માંચડે ચડાવી દેવો જોઈએ.

નરીમાન : કોઈપણ ગુનાખોરને સજા કાયદાની અદાલતમાં અને કાયદાની કલમ પ્રમાણે જ થઈ શકે.

નીલા : કાયદાની આંટીઘૂંટીમાં પડીએ તો કોઈ વસ્તુનો જલદી નિકાલ જ ન આવે. આ ખૂનીને સજા કરવામાં લાંબો વિચાર શો કરવાનો હતો ?

સુરેશ : ગાંધીજીના ખૂનમાં ખૂનીની સાથે બીજા પણ સંડોવાયા છે તેમની તપાસ પૂરી ન થાય ત્યાર પહેલાં સજા કરવી નિરર્થક નીવડે. આ કાવત્રામાં અનેક વ્યક્તિઓ તેમજ સંસ્થાઓનો હાથ કેટલો છે તેની તપાસ થવી જોઈએ. સરકારે રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘને ગેરકાયદેસર જાહેર કરેલ છે.

ગામંત : અમે સામ્યવાદી તો પહેલેથી કહેતા હતા કે આવા કોમવાદી સંસ્થાઓને દબાવી દેવી જોઈતી હતી. પરંતુ કોન્ગ્રેસ સરકારે આજસુધી અમારી સૂચના માન્ય ન રાખી.

સુરેશ : સરકારે સ્વયંસેવક સંઘ ઉપરાંત બીજી કોમવાદી સંસ્થાઓને ગેરકાયદેસર ઠરાવી છે. હિન્દુ મહાસભા અને મુસ્લિમ લીગ પોતાનાં ધારાધોરણ નહિ બદલે તો તેમની સામે પણ પગલાં ભરવામાં આવશે.

મનોહર : આ સંસ્થાઓ ધારાધોરણ બદલવાની બાહ્ય નીતિ સ્વીકારે તેથી તેમની આંતરિક કોમી ભાવના ઘટવાની નથી. છૂપી રીતે પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખશે.

સુરેશ : ગેરકાયદેસર ગણાયા પછી તે પોતાનાં દુષ્કર્મ મોટા પ્રમાણમાં આચરી ન શકે.

નીલા : કોમી ભેદભાવનું ઝેર આપણા માનસમાં અતિશય ઊંડું ઊતરવા પામ્યું છે. કાયદાની કલમથી તે નાશ પામે એવાં ચિહ્ન દેખાતાં નથી.

**સુરેશ :** કોમી ભેદભાવ એકાએક નષ્ટ ન થાય. પરંતુ આપણે જોયું કે કલકત્તા અને દિલ્હીમાં ગાંધીજીના ઉપવાસે એકે કોમોના દિલમાં કેવો સારો પલટો આણ્યો ? વળી ગાંધીજીના દેહાંત પછી બધી કોમોએ તેમના આત્માને કેટલી ભાવભરી શ્રદ્ધાંજલિ આપી ! કોમી બંધુભાવ વિકાસ પામતો દેખાય છે.

**મનોહર :** અમુક વિશિષ્ટ પરિસ્થિતિમાં જન્મેલો બંધુભાવ ચિરંજીવી નીવડે તેવું માનવાનાં સબળ કારણો નથી. સ્મશાન વૈરાગ્ય જેવું કેમ ન થાય ?

**નરીમાન :** કાશ્મીર અને હૈદરાબાદનો મામલો જોતાં લાગે છે કે ખરી મૈત્રી જામી નથી.

**મનોહર :** પરદેશી સરકારની divide and Ruleની નીતિએ આપણા માનસમાં અને જીવનમાં ભેદવૃત્તિ સ્થાપિત કરી દીધી છે. કોમવાદે વહેવડાવેલા ઝંઝાવાત પછી પ્રાંતીય ભેદો સપાટી પર આવવા લાગ્યા છે.

**સુરેશ :** પ્રાંતીય ભેદનો કોયડો ઉકેલવાનું કાર્ય મુશ્કેલ નથી. જેમ દેશી રાજ્યોનો સવાલ સરદારે સૌરાષ્ટ્રની લોકશાહીની સ્થાપના કરી ઉકેલ્યો છે તેમ જ આંતરપ્રાંતીય સવાલ પણ ઉકલી જશે.

**મનોહર :** દેશી રાજ્યોનો પ્રશ્ન ઉકેલવામાં લોકશાહીનો વિજય હું જોઈ શકતો નથી. તેમાં તો નાનીમોટી રાજસત્તાઓ વચ્ચેનું માત્ર સમાધાન છે. મોટે ભાગે Power politics અને party politicsની રમત રમાઈ છે. તેમાં આમજનતાના કલ્યાણનાં પગલાં દેખાતાં નથી. હજુ તો આપણી હિન્દી સરકાર પ્રજાહિત સિદ્ધ કરવાનો કાર્યક્રમ હિન્દમાં અમલમાં મૂકી શકતી નથી. અંતરાય પર અંતરાય આવ્યા કરે છે. અમારા નેતા શ્રી. જયપ્રકાશનું એમ માનવું છે કે જ્યાં સુધી રાષ્ટ્રના પ્રશ્નોને આર્થિક ધોરણ પર મૂકવામાં નહિ આવે ત્યાં સુધી સાચી પ્રગતિ અને શાંતિ અશક્ય છે. તે તો એટલે સુધી કહે છે કે આર્થિક ન્યાય યા સમાજવાદી રાજતંત્રની સ્થાપનાથી કોમી સવાલ આપોઆપ ઉકલી જશે.

**નીલા :** હા, આર્થિક પરિવર્તનની ચર્ચા આપણે ગઈ વખતે પણ કરી હતી. આર્થિક ધોરણ પર કાર્યક્રમ મૂકવામાં ક્યા અંતરાય નડે છે ?

**મનોહર :** મોટામાં મોટો અંતરાય મૂડીદાર વર્ગનાં સ્થાપિત હિતો. લોકશાહીની દિશામાં જવા માગતા રાજતંત્રને અનેક આયત્નોથી મૂડીદાર વર્ગ હેરાન કરવાનો. મધ્યસ્થ સરકાર ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણની દરખાસ્ત લાવવા પ્રયુક્ત થાય ન થાય ત્યાં તો મૂડીદારોનું લાગવગ ધરાવતું મંડળ પોતાનાં વિરોધનાં વ્યૂહચક્રો ફરતાં કરી દે છે.

**સુરેશ :** અત્યારે ઉત્પાદન ન વધે તો દેશની દોલત પણ ન વધે. અને ઉત્પાદન વધારવા અર્થે મૂડીદાર વર્ગની મૂડી, અનુભવ અને વ્યાપારી કુનેહની જરૂરિયાત આપણે સ્વીકારવી જ જોઈએ.

**રામન :** તમે એમ માનો છો કે આ કારખાનાં મૂડીદાર વર્ગના ધનભંડાર ઉપર નભે છે ? તમે એમ માનો છો કે ખેતીવાડી જમીનદાર વર્ગના અનુભવ ઉપર અવલંબે છે ? ઉદ્યોગપતિ અને જમીનદાર વર્ગની મુખ્ય પ્રેરણા તો એક જ છે કે ઉત્પાદિત વસ્તુના વેચાણમાંથી અઢળક નફો મેળવી લેવો. આ નફાની રકમમાંથી મૂડી વધારવી–તેમાંથી

પાછો નફો વધારશે. આમ નફાખોરીના વિષચક્રમાંથી મૂડીદાર છૂટી શકતો નથી. હિન્દુસ્તાનની ૪૨૦ કાપડની મિલોએ યુદ્ધનાં વર્ષોમાં કેટલો નફો મેળવ્યો તે શ્રી. ખંડુભાઈ દેસાઈએ બતાવ્યું છે. યુદ્ધ પૂર્વે આ મિલોનો વાર્ષિક નફો પાંચ કરોડ રૂપિયા હતો તે વધીને ૧૯૪૪ની સાલમાં એક અબજ નવ કરોડ અને '૧૯૪૬માં એકતાળીસ કરોડ રૂપિયા સુધી પહોંચ્યો. આમ નફાખોરીની પકડ મૂડીદારોને નફાના આંકડામાં જ ગોંધી રાખે છે. બાકી કારખાનાંમાંથી અને જમીનમાંથી ઉત્પાદન કરનાર તો યંત્રો ચલાવનાર અને હળ ચલાવનાર મજૂરો અને નિષ્ણાતો જ છે.

નીલા : તો પછી સરકારે ઉદ્યોગોની માલિકી પોતાને હસ્તક કરી લેવી જોઈએ. અને નિષ્ણાતો, મજૂરો અને ખેડૂતોને દરેક રીતે ઉત્તેજન આપી ઉત્પાદન વધારવું જોઈએ.

ગમન : તમે પ્રશ્નનો નીવેડો એકદમ સરલ રીતે લાવી દીધો. પરંતુ તેમાં રહેલા ભેદી મુદ્દાનો તમને ખ્યાલ નથી. આપણું આજનું રાજતંત્ર અને આપણો આજનો મૂડીદાર વર્ગ એક જ પાટલે બેઠેલાં છે. જેથી એક બીજાનો સામનો કરવાને બદલે સહકાર અને ભાગીદારીનો રસ્તો જ તેમના માટે શક્ય છે. બેઉ મોટી મોટી વાતો કરવાના. ઉદ્યોગપતિઓ કહેશે, અમે ઉત્પાદન આમજનતાના વપરાશ અર્થે જ કરીએ છીએ. સરકાર કહેશે ઉત્પાદન વધારવા મૂડીદાર વર્ગને ઉત્તેજન આપ્યા વિના છૂટકો નથી. નફાખોરીનાં અનિષ્ટ તત્ત્વો દબાવી દેવા તરફ તેમની દૃષ્ટિ જતી જ નથી. કંટ્રોલની પદ્ધતિમાં યોગ્ય સુધારાવધારા કરી તેને શ્રેષ્ઠ બનાવવાને બદલે કંટ્રોલ કાઢી નાખવાનું સરકારને સ્વીકાર્ય લાગે છે. પરિણામે ઉદ્યોગપતિ અને વ્યાપારીવર્ગ માટે નફાખોરીનો માર્ગ મોકળો બન્યો છે. કાપડના ભાવોમાં વધુ ટકાનાં કાળાં બજારની શરૂઆત થઈ ગઈ છે.

સુરેખ : તમારી વિચારસરણી પાછળ વર્ગસંઘર્ષનું ભૂત ભરાયું છે. પરન્તુ કોન્ગ્રેસ સંસ્થા અને સરકાર વર્ગસમન્વયના સિદ્ધાન્તને અપનાવે છે. દરેક વર્ગ પોતપોતાના સ્થાને સુખી, સમૃદ્ધ અને શાંતિપૂર્વક રહી શકે છે અને રહેવું જોઈએ તેમ તે માને છે. માલિકવર્ગ માલિકનો ધર્મ બજાવે : મજૂરવર્ગ મજૂરનો ધર્મ બજાવે : રાજવીઓ રાજધર્મ બજાવે. સૌરાષ્ટ્રની સ્થાપના સમયે સરદાર સાહેબે લોકોને સ્પષ્ટ શબ્દોમાં સલાહ આપી કે રાજવીઓની સંસ્થાનું ગૌરવ જાળવજો અને તેમની હાંસી ન કરશો.

નવીન : વર્ગ અને વર્ગધર્મની મીમાંસા સરલ નથી. વિશ્વના રચનાર પ્રભુએ વર્ગ નથી ઘડ્યા. વળી આધુનિક વર્ગભેદની પ્રથા શાશ્વત કાળ સુધી નથી ટકવાની. માનવ સમાજની ક્રમિક વર્ગની મજલમાં પ્રકૃતિના પરિબળો ઉપર મનુષ્યનું નિયમન ક્રમશઃ વિકાસ પામતું આવ્યું છે. અને ઉત્પાદક સાધનોના ઉત્કર્ષ સાથે સમાજના રૂપરંગ પલટાતાં આવ્યાં છે. ગુલામી, સામંતશાહી, સામ્રાજ્યશાહી અને મૂડીવાદ—એમ એક પછી એક ઊર્ધ્વગામી ભૂમિકા પર સમાજ આગળ ધપ્યે જાય છે. વૈજ્ઞાનિક સમાજવાદીઓનું કહેવું છે કે મૂડીવાદી સમાજનું આયુષ્ય ખતમ થવાની અણી પર છે. અને હવે સમાજવાદી યા સામ્યવાદી સમાજ અસ્તિત્વમાં આવવો જ જોઈએ. સમય

જતાં સમાજ વર્ગવિહીન બનશે, ત્યારે વર્ગસંઘર્ષ કે વર્ગસમન્વય જેવો પ્રશ્ન રહેશે જ નહિ. રાજ્ય જેવી સંસ્થા પણ અદૃશ્ય થશે; સમાજ વ્યક્તિ માટે અને વ્યક્તિ સમાજ માટે—એ પ્રકારનું તાદાત્મ્ય અસ્તિત્વમાં આવશે.

નીલા : આવી સમાજરચના અસ્તિત્વમાં ન આવે ત્યાં સુધી—એટલે કે આજના મૂડીવાદી સમાજમાં—વર્ગધર્મ કેવા પ્રકારનો હોવો જોઈએ ?

નવીન : જીવન-નિર્વાહ સંબંધે શ્રી. કિશોરલાલ મશરૂવાળા કહે છે:

"આપણે સૌથી નીચેના થરને કચરાતા દેવાની કે એ વિષે બેપરવા રહેવાનીયે મનોવૃત્તિ સ્વીકારીને આપણા નિર્વાહનો પ્રશ્ન નહિ ઉકેલી શકીએ. સૌથી નીચેના માનવ-થરનું જે રીતે ધારણપોષણ થઈ શકે તેવી રીતે વ્યવહાર કરવાથી જેમ મૂળને કરેલું સિંચન ટોચ સુધી પહોંચે છે તેમ આપણો એ પ્રશ્ન ઉકલાશે."

('જીવનશોધન' : ભા. ૧, પૃ. ૪૮)

આ દર્શન પ્રમાણે દૃષ્ટિ રાખવાથી મૂડીવાદી સમાજજીવનમાં શાંતિ રહેશે. વર્ગધર્મ સચવાશે.

નીલા : પરંતુ આ દૃષ્ટિ વાસ્તવિક અમલમાં જોવામાં આવતી નથી તો વર્ગધર્મમાં એવી કયી ઊણપ છે ?

નવીન : એકંદરે સમાજનાં નૈતિક ધોરણો તે સમાજમાં સત્તારૂઢ થયેલા વર્ગના હિતની દૃષ્ટિએ ઘડાયેલાં હોય છે. આ ધોરણો શોષક તેમજ શોષિત વર્ગના માનસમાં અજાગૃત દશામાં સ્થાપિત થવા પામે છે. જ્યારે શોષિત વર્ગ યા આમજનતાના મોટા ભાગને આ સત્યનું ભાન થવા માંડે છે ત્યારે સમાજમાં ક્રાન્તિની આંધિ ચડી આવે છે.

નીલા : આપણી આજની પરિસ્થિતિમાં પ્રગતિને કયાં પરિબળો રૂંધી રહ્યાં છે ?

મનોહર : હિન્દના આજના રાજતંત્રમાં કોમવાદી અને મૂડીવાદી ભયંકર વિઘ્નો ઊભાં કરે છે. તે સામે પોકાર ઉઠાવતાં શ્રી. જયપ્રકાશ કહે છે:

"આપણી નવી જન્મેલી આઝાદી ખૂનના સાગરમાં ડૂબી જાય અને પરિણામે તેઓ પોતે સત્તા કબજે કરી શકે એ હેતુથી આંતરવિગ્રહ ઊભો કરવાની આતુરતા સેવતા પ્રત્યાઘાતી રાજવીઓ તથા વેપારી હિતો જ ખૂન અને આગમાં રાચતી ટોળીઓને મદદ આપે છે." (પટણા ખાતેના ભાષણમાંથી)

સુરેશ : તમે સમાજવાદીઓ અને સામ્યવાદીઓ જે સમાજરચનાની હિમાયત કરી રહ્યા છો તેમાં વૈયક્તિક સ્વતંત્રતા મળતી નથી. આ સત્ય રશિયાના દાખલા પરથી સ્પષ્ટ જણાશે. રાજસત્તા જે રાહ નક્કી કરે તે રાહ પ્રજાએ — દરેક વ્યક્તિએ — સ્વીકારવો જ રહ્યો. તેમાં વ્યક્તિસ્વાતંત્ર્યનું ખૂન નહિ તો બીજું શું છે ?

ગગન : સુરેશભાઈને રશિયાના સમાજજીવનની વીગતોનો ખ્યાલ હોય તેમ લાગતું નથી. ૧૯૧૭ની લોકક્રાન્તિના પરિણામે રશિયન જીવનના દરેક પ્રદેશમાં મહાન પ્રગતિ થવા પામી છે. નીતિ, શરીરસ્વાસ્થ્ય, વિજ્ઞાન, સાહિત્ય, સંગીત, કલા, ઉદ્યોગ, ખેતી, સૈન્ય વ૦ દરેક ક્ષેત્રમાં ત્યાં કેવી પ્રગતિ થઈ છે તેના હેવાલ અને આંકડા જગત સમક્ષ રજૂ થયેલા છે.

નીલા : સુરેખભાઈ કહે છે તેવું મેં પણ સાંભળ્યું છે કે સમાજવાદી સમાજરચનામાં વ્યક્તિત્વ નાબુદ થાય છે.

નવીન : આપણે ઇંગ્લંડને તેની સામ્યવાદી સંપૂર્ણતાની ભૂમિકા પર હજુ રશિયા પહોંચ્યું નથી. ત્યાં ત્રીશ વર્ષથી સમાજવાદી પદ્ધતિ આગળ ધપી રહી છે. સામ્યવાદી ભૂમિકા પર પહોંચવાની તેની હોંશ છે. આ હોંશ હાંસલ ન થાય ત્યાં સુધી જે ત્રુટિઓ જોવામાં આવે તે પરથી આપણે સમાજવાદને તિરસ્કારી શકીએ નહિ. જૂના મૂડીવાદી સમાજના અવશેષો લોકમાનસમાંથી દૂર થતાં સમય લાગે. બાકી વૈયક્તિક સ્વાતંત્ર્ય ત્યાં વધવા પામ્યું છે. ત્યાંની સરકાર જે યોજનાઓ ઘડે છે તે લોકો સાથે ચર્ચા કર્યા પછી, લોકપંચાયતોના અભિપ્રાય, અનુભવ અને દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં લીધા પછી, લોકહિતની દૃષ્ટિએ અમલમાં મૂકે છે. મને ભય છે કે વૈયક્તિક સ્વાતંત્ર્યનો આપણો ખ્યાલ અર્ધદગ્ધ છે.

નીલા : દરેક વ્યક્તિ પોતાને રુચે તેવું જીવન ગાળી શકે તે વૈયક્તિક સ્વાતંત્ર્ય. તેમાં રાજસત્તા ફરજિયાત બંધન ન નાખી શકે.

નવીન : આપણે યાદ રાખવું જોઈએ કે દરેક વ્યક્તિ સમાજમાં વસવાટ કરે છે. સમાજ અને વ્યક્તિનાં હિત પરસ્પર સંકલિત છે, અને પરસ્પર સહકારથી જીવનનિર્વાહ કરી શકે છે. સમાજ વ્યક્તિ માટે અને વ્યક્તિ સમાજ માટે. તેમાં વર્ગહિતનો કીડો ન જોઈએ. પોતાના નિર્વાહ માટે દરેક વ્યક્તિને શ્રમ કરવો જ રહ્યો. પરંતુ આ શ્રમમાં વપરાતાં સમય અને શક્તિ યથાયોગ્ય ઓછાં હોય તેમ સારું, જેથી વધારાનાં સમય અને શક્તિ દરેક વ્યક્તિ પોતાના માનસિક, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક ઉત્કર્ષ અર્થે વાપરી શકે. આપણા મૂડીવાદી સમાજમાં જેને વૈયક્તિક સ્વાતંત્ર્ય કહેવામાં આવે છે તે ખરું જોતાં શુદ્ધ સ્વાતંત્ર્ય નથી. તે ત્રણ રૂપે પ્રવર્તે છે : પહેલું, વૈયક્તિક નિઃસહાયતા; બીજું વૈયક્તિક સ્વચ્છંદતા; અને ત્રીજું વૈયક્તિક વેઠ.

નરીમાન : તે કેવી રીતે?

નવીન : આપણે ગમે તેમ વર્તવા મુક્ત છીએ એમ કહીએ છીએ પરંતુ ગમે તેમ વર્તવા જતાં વર્ગહિતોની ભીંતરૂપ દીવાલ સામે આપણું માથું પટકાય છે. કદમે ને પગલે આપણને પ્રતીતિ થાય છે કે કહેવાતા ઉપલા થરની સત્તા, મૂડી અને લાગવગ આપણા વિકાસમાં આડખીલી રૂપે આવીને ઊભાં રહે છે અને આપણા ઉત્તમ આદર્શોને ઘડીના છઠ્ઠા ભાગમાં ભસ્મીભૂત કરી નાંખે છે. આપણે નિઃસહાય, નિરાશ બની જઈએ છીએ.

નીલા : વૈયક્તિક સ્વચ્છંદતાનું રૂપ સમજાવો.

નવીન : મૂડીવાદી સમાજમાં વ્યક્તિને ગમે તેમ જીવન ગાળવાની છૂટ હોય છે. તેના ઉપર કાયદાનાં બંધન નહિ જેવાં હોય છે. તે શ્રમ ન કરે તો પણ તેના ઉપર કાયદાનો બળાત્કાર નથી. પરિણામે, અનિષ્ટ પ્રકારની વ્યક્તિઓ સમાજને હાનિ થાય તેવી પ્રવૃત્તિ આદરવા શક્તિમાન બને છે. તેમજ સશક્ત વ્યક્તિ — ખાસ કરીને ધનિક વ્યક્તિ — આળસુ, સુખચેની, વિકારી અને નીતિભ્રષ્ટ બની જાય તેને રોકી શકાતું નથી. પોતાના કે સમાજના નિર્વાહ અર્થે ફાળો આપવાના કાર્યથી વિમુખ બને છે.

**નીલા :** વૈયક્તિક વેઠ શું ?

**નવીન :** આપણા મૂડીવાદી સમાજમાં ઉત્પાદક સાધનોની માલિકી અને વહેંચણી સ્થાપિત હિતોના હાથમાં હોવાથી તે સિવાયના બધા વર્ગોની વ્યક્તિને નસીબે વેઠ આવી પડે છે. પાંચ કે સાત કલાક શ્રમ કરી પોતાનો જીવનનિર્વાહ ચલાવવા શક્તિમાન થવાને બદલે બાર કે પંદર કલાક સુધી શ્રમ ઉઠાવવો પડે છે, અને આ વધારાનો—શ્રમ મૂડીદારનો નફો વધારવાના કાર્યમાં જ વપરાય છે. જીવનની મૂળભૂત જરૂરિયાતો. અન્ન, વસ્ત્ર, ઘર અને દવાદારૂ — મેળવવામાં પુષ્કળ સમયનો ભોગ આપવો પડે છે. છતાં ઘણી વખત આ જરૂરિયાતો સંતુષ્ટ કરી શકાતી નથી. લાંબો સમય આવી વેઠ કરવાથી વ્યક્તિની શક્તિ હણાઈ જાય છે. પરિણામે ઉત્પાદક કે સર્જક કૃતિ પેદા કરવા અશક્ત બની જાય છે.

**નીલા :** તો પછી સાચું વૈયક્તિક સ્વાતંત્ર્ય કેમ પ્રાપ્ત થાય ?

**નવીન :** સમાજ સ્થગિત નથી, તેમાં પલટા અને પ્રગતિનાં આંદોલનો આવ્યે જાય છે. પુરાતન કાળમાં જ્યારે વર્ગીય હિતો હાલના જેવાં ઉગ્ર નહોતાં ત્યારે વ્યક્તિ અને સમાજ વચ્ચે સુમેળ હતો. મોટા અંતરાય અસ્તિત્વમાં નહોતા આવ્યા. તે સમયના મહાન વિચારકોનું ધ્યાન વૈયક્તિક આચારવિચારની નીતિ તરફ વિશેષ હળતું. પરિણામે તેમણે જે તત્ત્વજ્ઞાન રચ્યું તેમાં વ્યક્તિગત નીતિધર્મ અને આચારવિચાર ઉપર ભાર મૂક્યો. શ્રી ગીતામાં આપણને સ્પષ્ટ જણાશે કે વ્યક્તિના ઉત્કર્ષ અર્થે અત્યંત કીમતી સૂચનાઓ તેમાં આપવામાં આવી છે. સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો, દૈવી અને આસુરી સંપત્તિની મીમાંસા વ. મૂલ્યવાન વિધાનો તેમાં આલેખવામાં આવ્યાં. પરંતુ આ વિધાનોમાં આગામી સ્થાપિત વર્ગહિતોની ઉત્પત્તિ અને વિકાસનું દર્શન નથી અને હોઈ શકે પણ નહિ. સમાજજીવન આગળ વધતું ગયું તેમ તેમાં નવાં પરિબળો અસ્તિત્વમાં આવ્યાં. પુરાતન કાળના વ્યક્તિની જે સ્થિતિ હતી તેમાં ફેરફાર આવ્યા. તેના હક્ક અને ફરજોમાં નવા પલટા આવ્યા. આ નવા પલટામાં વર્ગહિતોનો ભયંકર અગ્નિ સમાજને ભરખવા લાગ્યો. વર્ગવિરોધો, વર્ગસંઘર્ષોનો યુગ બેઠો. જ્યાં સુધી આ વર્ગહિતોનું અનિષ્ટ દૂર ન થાય ત્યાં સુધી સમાજમાં સાચી શાંતિ ન સ્થપાય તેમજ સાચું વ્યક્તિસ્વાતંત્ર્ય પણ ન ઉદ્ભવે. આજે જે થોડુંઘણું વ્યક્તિસ્વાતંત્ર્ય દેખાય છે તે ફક્ત ધનિક વર્ગની વ્યક્તિઓ માટે. નીચલા વર્ગનાં મનુષ્યોને તો વેઠ જ વળગી રહેવા પામી છે.

**નીલા :** આ વર્ગવિસંગતિને દૂર કરવાનો માર્ગ કયો ?

**મનોહર :** સમાજવાદી શાસનતંત્રની સ્થાપના.

**વામન :** કેવળ સમાજવાદી નહિ, પરંતુ સામ્યવાદી આદર્શ તરફ કૂચ કરતું શાસનતંત્ર.

**નવીન :** આપણા મનોરથ ભલે તેટલા ઊંચા હોય તેથી તે એકાએક સફળ થતા નથી. તે સિદ્ધ કરવા માટે જાગૃત પ્રયાસો આવશ્યક છે. અને આ પ્રયાસોનું ચણતર આર્થિક આયોજનના પાયા પર થવું જોઈએ. દરેક પ્રવૃત્તિ આમજનતાના કલ્યાણની

ગણત્રીથી યોજાવી જોઈએ, નહિ કે એક નાના ધનાઢ્ય વર્ગના હિતરક્ષણ અર્થે. ભૂતકાળના ઇતિહાસમાંથી બોધપાઠ અને માનસશાસ્ત્રના સિદ્ધાન્તો ધ્યાનમાં રાખી વૈજ્ઞાનિક પદ્ધતિથી દરેક પ્રવૃત્તિ યોજાવી ઘટે. આમ થાય તો જ વૈયક્તિક ભેદ નષ્ટ થાય અને સમાજના દરેક ક્ષેત્રમાં સમતા અને સૌમ્યતા પ્રગટે. પ્રો. લેવી ખરું કહે છે:

"Let us realise that the question of marshalling science to social welfare means that more and more aspects of social life common to all men can be catered for by social organisation; that man can be rescued in this way from carrying out the **drudgery of** "individual tasks", when these, in fact, have nothing individual about them."

( **Prof. H. Levy** : *Challenge of Our Time* )

નીશા : ખરી વાત છે. મને ઘણી વખત એમ લાગે છે કે આપણા જીવનની ભૌતિક જરૂરિયાતો પ્રાપ્ત કરવામાં રાજ્યસંસ્થા તરફથી નિયમિત સગવડ આપવામાં આવે તો કરોડો માણસોને દોડાદોડ મટી જાય, સમય બચે, શક્તિ બચે અને સાચાં ઉત્પાદક અને સર્જક કાર્યો સિદ્ધ કરવામાં પોતાનો ફાળો વધુ પ્રમાણમાં આપી શકે. આમ થાય તો જ સાચું, શાંતિમય અને પ્રગતિશીલ સમાજજીવન ઉદ્ભવે અને વ્યક્તિ સ્વતંત્ર બની શકે.

શામન : પરંતુ આ સ્વપ્ન મૂર્ત કરવા માટે શ્રમજીવી વર્ગે જાગૃત થવું પડશે અને શોષકવર્ગનો સામનો કરવા તત્પર થવું પડશે. કારણ :

"To expropriate the expropriators, to oppose their coercion by that of the workers, to destroy all the instruments of class coercon and exploitation crystallised in the bourgeois State—is the first task."

( **Christopher Caudwell** : *Studies in a Dying Culture*. p. 128)

૨૨-૨-૧૯૪૮

# પતન—અભ્યુદય બન્ધુર પન્થા.

લેખક : જિતેન્દ્ર ચક્રવર્તી
અનુવાદક : ઠાકોરભાઇ નાયક

**ચાં**દપુર જનારી સ્ટીમરઃ ફર્સ્ટ ક્લાસની સામે ડેકચેર ઉપર બેસી અરુણ બાજુના તરંગ-ફેનિલ સમુદ્રને જોઈ રહ્યો છે. પાસે જ સ્ટૂલ ઉપર એક મોટું પુસ્તક પડ્યું છે—અંદર એક લાલચૂડી પેન્સિલ છે. લેખક કોઈ આન્તર્રાષ્ટ્રીયતાવાદી ફિલસૂફ છે. અરુણ પણ આ વિષયના જ વિચારમાં મગ્ન છે. દેશ અને જાતિની નાનીનાની આશા-આકાંક્ષાની સાંકડી હદ ઓળંગીને ક્યારે માનવમાત્ર આન્તર્રાષ્ટ્રીય તથા વિશ્વમાનવરૂપ ક્યારે થશે : આના ઉપર અરુણે ખૂબખૂબ વિચાર્યું છે. વાંચ્યું પણ એટલું જ છે. સ્ટીમરે આગળનાથી સહેત, સશબ્દ અને ચંચલ ચપેલ પદ્માના જલપ્રવાહ તરફ એની નજર પણ નથી. એને તો થાય છે : આજે પૃથ્વી ઉપરના ભિન્નભિન્ન આદર્શોની અથડામણમાં બધા જ માણસોનું મન કેવું વિક્ષુબ્ધ અને ચંચલ થઈ ઊઠ્યું છે ! દેશ, કાલ, જાતિ અને ગોત્ર વગરની માનવતાને આશીર્વાદ રૂપ થનારી બધી મગજના સમન્વયથી જન્મનારી મહાશાંતિ ક્યારે આવશે ?

એકદમ જ એની વિચારમાળા તૂટી. એક ખાદીધારી યુવક આવ્યો. એની પાસે ડેક ઉપર બેસીને વાંચવાની રજા માગી. બેસવાને માટે તો બીજે પણ જગા હતી; પણ ત્રીજા વર્ગના ઉતારુને એક જગાએ બેસીને શાંતિથી ગંભીર વિચાર કરવાનું શક્ય નથી. અરુણને અને એના સહયાત્રીને કશો વાંધો નથી, એ જાણી ધન્યવાદ દઈને યુવક ગયો. અરુણ લીગ ઑફ નેશન્સની બંધારણની કલમો ઉપર વિચારે ચડ્યોઃ સાર્વજનીન રાષ્ટ્રવ્યવસ્થા કેમ શક્ય બની શકે !

ડેક ઉપરનાં શેતરંજી અને સુજનીનાં બિછાના ઉપર બે યુવકો વાતચીત કર્યા કરતા હતા, કશુંક લખતા પણ હતા. એકદમ એક તરુણી આવી ને તેમની વચ્ચે બિછાના ઉપર ધબ દઈને બેસી પડી પૂછવા લાગી : " લિસ્ટ તૈયાર થઈ ગયું કે પછી મારે જ બધું કરવું પડશે ?" પછી કાર્યકર્તા તરીકે કોણ કેવો, કોણ મળી શકવાનો નથી, કોણ જેલમાંથી ક્યારે છૂટશે—એના ઉપર એમની વાત વધી ને ક્રમેક્રમે ઊંચો સ્વર થતો ગયો. અરુણનું વિચારસૂત્ર છિન્નવિચ્છિન્ન થઈ ગયું. પાઈપ પકડીને ચૂપ થઈ બેઠો રહ્યો; આમની વાતો થતી હતી એટલે બીજો વિચાર કરવો બની શકે એમ હતું જ નહીં; એમની વાત ઉપર જ વિચાર કરવો પડે. એ વાતો બંગ યુવકયુવતીની વિચારધારાનો પરિચય આપતી હતી. અરુણ દસબાર મહિના થયા જ અમેરિકાથી આવ્યો છે : લાહોરમાં એને મોટી નોકરી મળી છે. ત્યાંથી આ બાજુ પહેલી જ વખત આવે છે.

યુવતી બોલી : " એમ છે ત્યારે તો આપણા પંદર જણા થયા ને ? એને તાણીતૂસીને વધારવા છે ?" એક યુવાન બોલ્યો : " શહેરમાં કાર્યકર્તા ક્યાંથી લાવીશું ? વીસેક જણા તો જોઈશે જ. " યુવતીએ લિસ્ટ લઈ લીધું, જાણે ખીજવાઈ ગઈ બોલી : " કંઈ થવાનું

નથી. વીસ છોકરા ને તે ય જેમતેમ ! હું મહિલા સમિતિની પ્રતિનિધિ છું, તો ય આટલા પણ મળતા નથી !" કાગળના ટુકડા ટુકડા કરીને એ નવું લિસ્ટ તૈયાર કરવા બેઠી.

એનો તીક્ષ્ણ અવાજ, સતેજ રીતભાત, અને સંકોચહીનતા અરુણ કે એના સહયાત્રીની પરવા જ કરતાં ન હતાં. લિસ્ટ તૈયાર કરી એમના હાથમાં આપતાં બોલી: " લો, કોઈ વાંધો લે તો કહેજો કે મેં તૈયાર કર્યું છે. જુઓ : હું સેક્રેટરી, ને મહિમ બાબુ પ્રેસિડેન્ટ. લિસ્ટ વેણીબાબુને: આપજો. "

અરુણને જાણે સમજાવા લાગ્યું. પૂર્વ બંગાળાના પોતાના એકાદ સુપરિચિત શહેરમાં કોઈ તરુણસમિતિ હશે. વિદ્યાર્થી સંઘ હો કે પછી કોઈ કોમિસકમિટિ હો : એનું પુનર્વિધાન થઈ રહ્યું છે. આ બધા જુદીજુદી શાખાઓના પ્રતિનિધિ હોઈ કલકત્તાની કેંદ્રીય સમિતિમાંથી સ્લોક સૌથી લઈને આવ્યા છે. એમની આશા આજે ખૂબ તેજસ્વીલા છે. ઉત્સાહથી એમનાં મન ભર્યાં છે. ગમે તેમ કરીને વર્તમાન રાષ્ટ્રવ્યવસ્થાને બદલી નાખવાના આગ્રહને છોડીને એમની વાત રાજપદ્ધતિની જટિલ આલોચના ઉપર આવી પડી. એક છોકરો બોલ્યો : " જુઓ, દસ દિવસ ઉપર તો જેલમાંથી છૂટ્યાં છો, તબિયત સારી નથી માટે આરામ લો. સેક્રેટરીનું કામ કરવામાં ઓછી મહેનત નથી." છોકરીએ જવાબ વાળ્યો : " હા ભાઈ, તમે બધા મળીને વાતને બગાડી મૂકો અને હું બેસીને જોયા કરું ! આટલી બધી સમિતિ રચી છે. બધીને જ ચલાવું છું : એક અટકી પડી છે ? તમે તો બધા નવાસવા છો, સમિતિ ચલાવતાં વળી તમને ક્યાંથી આવડે ? કદાચ તૈયાર કરેલી સમિતિ ચલાવી શકો તો કોણ જાણે ! આરામ કહો ! જેને આરામ જોઈએ છે તેનો આ રસ્તો નથી. કલકત્તામાં તિલાદી જોડે ફરીફરીને દરેક જાતની સમિતિની ભીતરી ખબર લઈ આવી છું. જુઓ હવે શું કરું તે ? દેશ આખાને ગરમ કરી મૂકું. તમને તો વિચારવાનો ય સમય ન રહેશે. " છોકરાઓ ગયા. એ બિછાનામાં સૂઈ ગઈ.

અરુણે મોં ફેરવી બૂમ મારી : " સુવિ. " એ ચમકી પડી ઝડપ દઈને ઊઠી પડી: " ઓ મા, આ તો અરુણ દા ! આ લોકોએ કહ્યું: કોઈ સાહેબ છે એટલે મેં તો મોં ફેરવીને જોયું પણ નહીં ! ક્યારે ચાલ્યા કે ? લાહોરથી આવ્યા - લાગો છો. મને તો જોઈને જ ઓળખી કાઢીને કંઈ ? !"

" તારો બોલ સાંભળીને. તમારી રાજનૈતિક વાતચીતમાં ખલલ થશે એમ માનીને મેં તને બોલાવી નહીં. કેમ છે ? જેલમાં જઈ આવી ? મોટાભાઈની નકલ કરતાં શીખે છે કે ? પહેલી વારની જેલ કે ? "

સુવ્રતા હસીને બોલી : " ના, એમ તો બેચાર વખત જઈ આવી. આ વખતની ત્રણેક માસ જેટલી લાંબી હતી. આવનારી એના કરતાં મોટી આવશે. અમારો દર પણ ક્રમે ક્રમે વધે છે ને !!"

એક ખુરસી બતાવીને અરુણ બોલ્યો : " બેસ. " સુવ્રતા બેઠી નહીં. અરુણની ખુરસીની પીઠ પકડી ઊભી રહી. બોલી : " અરુણ દા, તમારી બૂમ સાંભળીને એવી ચમકી પડી ! હજી ય હૃદય જોરથી ધબકયા કરે છે. કોને ખબર કે તમે મળશો !

ઓહો ! કેટલા દિવસ થયાં તમને જોયા ન હતા ! સાહેબ થઈ ગયા એટલે પરખાઓ પણ શાના ! "

અરુણ બોલ્યો : " તારો બધો સરસામાન અહીં વાળીને ડાહી છોકરીની જેમ શાંત થઈને બેસી જા. દેશની કથા સાંભળવી છે. " શેતરંજી તાણી લઈને સુવ્રતા અરુણની ખુરસી પાસે બેસી જઈ બોલી : " એમાં તો હું હોશિયાર છું. બોલો શું જાણવું છે ! " "કૉલેજની ચળવળમાં પડી હો, જેલમાં જઈ આવી હો; તો તારા અભ્યાસનું શું થયું ? " અરુણે પૂછ્યું. સુવ્રતા બોલી : " આપોઆપ જ અભ્યાસ બંધ થઈ ગયો; પછી બી. એ.માં બેસીને યે શું કરવાની હતી ? એક સ્કૉલરશીપ હતી, એની મદદથી સમિતિનું બધું કામકાજ ચાલતું હતું. એની માયાને લઈને સૌએ કહ્યું: ભણ; પણ મને જ વખત મળ્યો નહીં; જેલમાં જવા આવવાની ધમાલને લઈને ડિગ્રીની ચિંતા શક્ય જ ન હતી. "

" સુવિ, નિખિલ અને રંજનના શા ખબર છે ? માસીબા ક્યાં છે ? "

" બા કાશી ગયાં છે. ભાઈ તો કૉલેજ કમિટીના સેક્રેટરી હતા, એમને ઇન્ટર્ન કર્યા છે. " થોડીવાર ચૂપ રહીને બોલી: " બહાર નથી. "

" રંજન નથી ? શું થયું હતું ? "

" અમારી જોડે એમનો રાજનૈતિક મત મળતો નો'તો આવતો. કોણ જાણે કેટલાય વખતથી વિપ્લવીઓના દળમાં જોડાયા હતા. ' આર્મરી રેઇડ ' પછી એમના ક્યાં ખબર નથી. કોઈ કહે છે : એઓ ગોળીથી માર્યા ગયા છે. કોઈ કહે છે : એઓ આંદામાનમાં છે. ખરું શું તે કંઈ જણાતું નથી. "

રંજન અરુણનો નાનપણથી જ મિત્ર હતો. તે જૂના દિવસો સ્નેહના, પરસ્પર નિર્ભરતાના, વિશ્વાસના તથા તારુણ્યનાં સ્વપ્નભર્યા, અરુણની સ્મૃતિમાં અમર થઈ ગયા છે. એ દિવસો ગયા પછી તો અરુણ દેશપરદેશ ખૂબ ફરી આવ્યો છે; પરંતુ એટલી ગાઢ મૈત્રી ત્યારબાદ બીજા કોઈ સાથે થઈ નથી. પ્રથમ યૌવન ગયા કેડે કદાચ સાચી મૈત્રી ન પણ થતી હોય ! અરુણનું મન જરા વિષણ્ણ થઈ ગયું. સુવ્રતા જાણતી જ હતી કે આ ખબરથી અરુણને દુઃખ થશે જ; એટલે દૂર ક્ષિતિજમાં નજર નાખતી એ ચૂપ રહી.

" સુવિ, તું તો ક્યાં ! તારી સંભાળ કોણ રાખે છે ? " સુવ્રતાએ કહ્યું: " મિલકતનો મોટાભાગનો ભાગ સરકારે જપ્ત કર્યો છે. બાકી રહ્યું છે એમાંથી ઠીકઠીક નભે છે. પહેલેવાળો નોકર નારણકાકા જ બધું જુએ કરે છે. જેલમાંથી આવ્યા પછી આજ સુધી તો મામાને ત્યાં રહેતી હતી. આ બંને જુવાનીઆઓ કંઈ કરવા માગે છે. હું તો ઘર જાઉં છું, આજે. "

અરુણે જોયું—સુવ્રતાનું મોં એના ભાઈ રંજનને બરાબર મળતું આવે છે. તેનું શરીર ગોરડું જ મજબૂત છતાં ય મોં કોમળ હતું. તેવી જ આંખો, તેવું જ કપાળ અને એનું હસવું પણ કેવું રંજન જેવું ! સુવ્રતા જાણે એને અતીતના સ્વપ્નમય દિવસોમાં ઘસડી ગઈ. આજે તો ઘણી મહેનત પછી એ મોટો માણસ થયો છે; પાછળ ફરીને પણ જોવાનો વખત નથી. છતાં ય આજની આ સંધ્યાના ઝળમળ અજવાળામાં પદ્મા નદીની છાતી ઉપરથી જતાં એને વિદ્યાર્થીજીવનના દિવસો યાદ આવ્યા વગર રહ્યા નહીં. આ જ પદ્માતીરે

કેટલી વારનાં આવતાં જતાં, કેટલાય દિવસોની કેટલીય સુખસ્મૃતિઓ ! સુવ્રતા પણ એમની સાથે આવતી. અરુણ–રંજન વચ્ચે તો એને કોઈ જાતનો ભેદભાવ જ ન હતો. આજે એ ઓગણીસ વર્ષની સુવિને જોઈને અરુણ વિચારવા લાગ્યો—એ એને કેટલો સ્નેહ કરતો, અને પછી આ કેટલાં ય વર્ષ એને ભૂલી પણ ગયો. આજે એને એકલી તથા જેલવાસને લઈને ફીકી પડી ગયેલી જોઈ અરુણને ખૂબ જ લાગી આવ્યું.

સુવ્રતા બોલી: "ચાર વરસ પછી આવ્યા ને અરુણ–દા ? ઓહો, તે વખતે તો હું ય આવડી અમથી હતી !" અરુણ હસ્યો. એને યાદ આવ્યું, એ ગયો તે દિવસે સુવ્રતા ડૂસકે ડૂસકે રડેલી તે. "રડેલી તે યાદ આવ્યું કે, સુવિ !" સુવ્રતા હસી, અને માથું જરા ખંજવાળ્યું. અરુણ શાંત રહ્યો; જાણે અતીતની સ્મૃતિએ આ બંનેને સ્પર્શ કર્યો.

અરુણ થોડું બોલતો. તેમાં ય ઊર્મિશીલતાને તો બહાર પડવા દેતો જ નહીં. સુવ્રતાની લાંબી લાંબી વાતો સાંભળતાં જોયેલા એના મુખની કોમલતા, બે ઓઠની પલ્લવતા અને દૃષ્ટિની સ્નિગ્ધતા એના મનને કેવી અસર કરી ગયાં એ કદી ય બહાર આવ્યું નહીં.

રાજકારણની વાતચીત વખતે સુવ્રતાને જોઈને અરુણને નવાઈ લાગી. આંખ ભીં ઉજ્જ્વલ થઈ આવે; આવી ભવિષ્યત ઉપરની નિર્ભરતા, આવો આશાવાદ, અને આવેગમય કંઠસ્વર—આ બધું જોઈને અરુણને થયું: સુવ્રતા તો સ્વદેશપ્રેમી જુવાનીનું ભાવપ્રતીક છે. જુગે જુગે એ લોકો જ મુક્તિનું સોણલું જુએ, એમની જ ઉદ્દીપના કર્મશીલ પૃથ્વી ઘડે, બીજાઓ એમના સ્વપ્નને આકાર આપે. પરંતુ આવી જાતની સંકુચિતતા અરુણને ગમી નહીં: એની આન્તર્જાતિકતા અને વિશ્વમૈત્રીની કોઈ પણ દલીલ સુવ્રતાને ગળે ઊતરી જ નહીં. "તમે લોકો વિચારી તો જુઓ, સુવિ" અરુણે કહ્યું: "આ તમારો સંકુચિત દેશપ્રેમ જ વિશ્વમૈત્રીની આડે આવ્યા કરે છે. દેશ દેશમાં, જાતિ જાતિમાં, જે મારામારી કાપાકાપી થાય છે, કેટલાય દેશોની સંસ્કૃતિઓ નાશ પામે છે, તેના મૂળમાં આ સંકુચિત દેશપ્રેમ જ રહેલો છે. હું તો સ્વદેશિકતાના ભાવાવેશમાંથી આધુનિક માણસની મુક્તિ ઈચ્છું છું. તો જ નાનાનાના દેશોમાં ખંડિત થયેલી પૃથ્વી અને જાતિજાતિમાં વિભક્ત થયેલો માણસ એમાં એકતા આવશે. મારો દેશ, મારી જાતિ: આ વાત પુરાણી છે, એમ જ વિચારવાનો વખત આવ્યો છે, સુવિ." સુવિને સમજવું ન હતું. એ તો ડોકું ધુણાવીને કહે: "પૃથ્વીની મને ગમે તેટલી પડી હોય પણ પહેલો મારો દેશ."

રાજનીતિની બાબતમાં સુવ્રતાના દૃઢ પૂર્વગ્રહો જોઈને અરુણ એને કહે: "તમે જે કર્મપન્થ લીધો છે તેમાં દેશની સ્વાધીનતા આણવાની શક્તિ જ નથી. તમારી વિચારધારાના મૂળમાં માત્ર પ્રેસ્ટીજ મેળવવાની આતુરતા છે. કોઈ મોટા માણસે કહ્યું કે આ કરો: તો પછી તમે એને સ્વપ્નું જ બનાવી દો." અરુણના પાંડિત્યમાં સુવ્રતાને શ્રદ્ધા હતી, તેથી દલીલનો જવાબ ન આપતાં એ બોલી: "We are the dreamers of dreams, અરુણ–દા. ઘણાં માણસોનાં સ્વપ્નો સાચાં પડ્યાં છે." અરુણને ય થયું તો ખરું કે વિશ્વમૈત્રીની કલ્પના પણ એક સ્વપ્નું જ ને ?

અરુણ વિચારવા લાગ્યો પેલા બે યુવકો અને સુવ્રતા વાત કરતાં હતાં તે વખત વિષે. બપોરના સ્નિગ્ધ સૌંદર્ય ભરેલા વખતે, પદ્માના પાણી ઉપર, આ ત્રણે જણાં કલાકોના

ક્યારેય સુધી વાતો કર્યા કરે—એમાં હાસ્યમજાકની, સીનેમા નાટકના ઍક્ટરોની અથવા વ્યક્તિગત સુખદુઃખની વાતો ન હતી; પરનિંદા, પરચર્ચા કે પ્રેમની વાત પણ ન હતી. અનિર્દિષ્ટ ભવિષ્યતને માટે એક વિહ્વળતા જ છે. કદાચ એ વિચારોમાં સંકીર્ણતા હશે, પણ એમાંથી જ એક નવી ધાતુનાં માણસો પેદા થઈ રહ્યાં છે એ અરુણે જોયું. બંગાળની કોંગ્રેસ અને ચળવળ વિષે એણે બહાર રહ્યાં સાંભળ્યું હતું એનાથી વિશેષ દેશમાં આવીને જાણ્યું. ત્યાં પગ મૂકતાં જ બેચાર દોસ્તોને શોધવાનો પ્રયત્ન કર્યો; પણ મળ્યા નહીં. એઓ બધા જેલમાં હતા. પ્રમોદ મળ્યો. જે આઈ. સી. એસ. થવાનો હતો; થઈ શકત જ—એ પ્રમોદ આજે સવારની કૉલેજમાં છોકરાઓને શીખવતો હતો. એની સ્ત્રી જેલમાં હતી; છોકરાંનું જેમતેમ પોષણ થાય. પ્રમોદની સાથે બરાબર વાતચીત પણ થઈ શકી નહીં. સાંજ સભાસમિતિના કામમાં એ વ્યસ્ત હતો. બંગાળની હવામાં એક સ્વપ્નનો ભાવ ઘેરાયેલો પડેલો એને લાગ્યો. આન્તર્જાતિકતાવાદી અરુણ જાણે આ સ્વપ્નને પિછાની શક્યો નહીં.

મતભેદ છતાંય આ ચર્ચા પછી બંનેનાં મનમાં આ સંધ્યા રંગીન બની ગઈ. અરુણને થયું : આવી એક ક્ષીણ, દીર્ઘાંગી, ભાવમયી તરુણીના સાહચર્યમાં જ એની જીવનયાત્રા સુંદર બનશે. સુવ્રતા હજી આજે ય તેવી જ આંખમાં કૈશોર સંતાડતી, સરલ જ હતી. અરુણને જે નવીન લાગ્યું તે એનું પ્રતાપમય સૌંદર્ય, ઇન્ટલેક્ચ્યુઅલ બ્યુટી. સુવ્રતા સમજી કે અરુણનો પેલો સુગભીર પ્રેમ હજી એને માટે જમા જ છે. તે સંસારમાં એકલી નથી; નિશ્ચિંત થઈને ફરવાને ઠામ છે. બાલ્ય કૈશોરમાં જ્યાં અરુણ-દા હતા ત્યાં આજે પણ કોઈક છે. સુવ્રતાને આટલા દિવસની કઠોરતા પછી એક અનનુભૂત સ્નિગ્ધ આનંદ મળ્યો. એ એક વખત બોલી: "બહુ સારી સંધ્યા નીકળી છે નહીં અરુણ દા ? કોણ જાણે કેટલાય દિવસથી સંધ્યા ય જોઈ નથી."

બંને ચટગાંવ શહેરના એક જ મહોલ્લામાં રહેતાં હતાં. બીજે દિવસે સવારે ... પહોંચ્યા.

આનંદઉત્સવ વગરના આ દિવસો રાજનૈતિક આંદોલનની તન્મયતામાં જ એણે વીતાવ્યા હતા. એક સ્વપ્નની મેઘમેદૂર છાયાએ એની આંખને દુનિયાની બીજી વસ્તુઓ તરફ જોવા દીધી નથી. કોઈ પણ ઇચ્છા કે વેદનાએ એના મનને સ્પર્શ કર્યો નથી. પુરુષમિત્રો આ તન્મયતાને પૂજે છે. આ નિષ્કલુષ કુમારીમનની એકમુખીન આત્મપ્રભુતાને એ લોકો સન્માને છે. મોહિમાંડે એઓ કહે છે : આવી એકાગ્રતા અને આવો ભાવાવેગ જ, એમની ચળવળનો પ્રાણ છે. સુવ્રતા કેટલાય હિંસાસંભવને તોડીને નાખીને કેટલીય બહેનોને ચળવળમાં બોલાવી લવી છે. આવી આદર્શવાદી, એકાગ્ર, અક્લાન્ત દેશસેવિકાનું જીવન કઠોર હોય તો જ સ્વાભાવિક કહી શકાય એવું બની ગયું છે.

આવા કઠોર રૂખા જીવનના આકાશ નીચે શુદ્ધ પ્રેમની સુંવાળી શાંતિ લઈને આવ્યો અરુણ. સુવ્રતાના જીવનમાં તો આ એક મોટા આશીર્વાદ રૂપ હતું: સુવ્રતાએ આ ક્યારે સ્વીકાર્યું તે ય ખબર પડી નહીં. આ થોડા દિવસો બંને જણાએ, કર્ણફુલીને કિનારે, પતંગાને સમુદ્રકાંઠે, રેલવે યાર્ડમાં, તરુછાયાઘન એકાંત રસ્તે પરસ્પરના સાન્નિધ્યમાં સ્વપ્ન

રચ્યા કર્યાં. ઉદાર આકાશ, મામામય પૃથ્વી એમનાં રૂપ રસ ગંધ અને વર્ણથી સુવ્રતાને એક પરિચિત સ્વપ્નલોકમાં લઈ ગયાં. આ રસભર્યા નવ-અનુભવથી એ પોતાની જાતને જાણે ભૂલી રહી છે.

અરુણની રજાઓ પૂરી થઈ. એણે બીજી રજા મંગાવી. સુવ્રતાને લીધા વગર એ જવા ઇચ્છતો નથી. કેટલીય વખત મનમાં એક વાત આવ્યા કરતી હતી; પણ એ બોલી જ શકતો ન હતો: "ચાલ સુવ્રતા, આપણે સાથે મળી ઘર બાંધીએ." સંશય એના મનને છોડતો નથી. વનની હરણી આજે તો પળાયેલી લાગે છે; પરંતુ, કોણ કહી શકે છે કે વનનું તેડું ક્યારે આવે ને એને લઈ જાય ? અરુણ પોતાનો પ્રેમ એની આગળ કહી શક્યો નહીં. સુવ્રતાને જોઈને એને લાગતું, કદાચ મારા પ્રેમનિવેદનથી આ અપાપ વિદ્ધાના મનને અશુચિ જેવું કંઈ લાગશે તો !

આ દિવસોમાં સુવ્રતાની આંખો વધુ કાળી, વધુ ભાવમય બની ગઈ, ને એની રૂખી સુંદરતા ધીરેધીરે લાવણ્યરેખાથી તરંગાન્વિત થઈ ગઈ. અરુણની આંખ સામે જાણે કમળકળીનું આ કમપ્રસ્ફુટન હતું. અરુણનું મન ભમરાની માફક એની આસપાસ ગુંજારવ કર્યા કરે; અને પોતાને ધન્ય માને.

બંને સાથે ફરવા જાય: કોઈ દિવસ શહેર છેડેના નિર્જન ગામડીઆ રસ્તે. અરુણ પોતાની મુસાફરીની વાતો કરે; સાથેસાથે સુવ્રતાનું મન પણ એ બધા દેશોમાં ફરી વળે. ગામડાની પગદંડી, બાજુનાં આંબા, જમરૂખી, નાળિયેરી, સોપારીનાં ઝાડોની છાયા, ઘુઘુરની ધારે ધારે ફરવું: આને લઈને અરુણને બંગાળનાં ગામડાં ખૂબ ગમ્યાં. એને થયું: દેશમાં આવ્યો તે સાર્થક થયું. આટલી કર્મકઠોર જિંદગીના ઉત્તપ્ત દિવસો પછી આવું મુક્તિ-સ્વપ્ન ! કોઈ જવાબદારી નહીં, કોઈ સંગ્રામનો સ્પર્શ નહીં; દિવસો ચાલી જાય છે જાણે નદીના પ્રવાહમાં સઢવાળી હોડીઓ ચાલી; તેમાં વળી સુધા ભરે છે સુવ્રતાનું સાહચર્ય. જાણે પ્રત્યેક પ્રહર એની હજારો કથાઓ અને હાસ્યના સુરમાધુર્યથી ભરેલો છે. સુવ્રતા ઘણી વખત અરુણને ઘરે આવી બેસી રહેતી. પાછી જાય ત્યારેય અરુણને લાગે કે એની નજરથી, એના સુરથી, અને એના દેહની સૌરભથી આખું ઘર ભરભર બની ગયું છે. એ જાણે એક ઉષ્મા ઘરની અંદર મૂકી જાય છે.

પરંતુ, એને સાથે લઈ જવાની વાત કેમ કરવી એ હજીય અરુણને સૂઝ્યું નહીં: સંશય આજે પણ ગયો નહીં. વખત આવ્યો છે કે નહીં તે ખબર નથી. અસમય થઈ ગયું તો બધું ધૂળધાણી થઈ જશે. સુવ્રતાની આંખની સરલતામાં એણે જે સંભ્રમપૂર્ણ વિશ્વાસ જોયો છે તેનો જ એને ભય છે.

એક દિવસ કૈવલ્યધામ પહાડ ઉપર અરુણ અને સુવ્રતા પત્રબહુલ યુકેલિપ્ટસનાં ઝાડ નીચે બેઠાં છે. સામે જ્યાં સમુદ્ર અને ક્ષિતિજ મળ્યાં છે ત્યાં સૂર્યાસ્ત થાય છે. શહેરના જનકોલાહલથી દૂર મંદિરના આંગણામાં આવે ટાણે એકબીજાના સાન્નિધ્યથી બંનેનાં મન આવેશમુગ્ધ બની રહ્યાં છે.

અરુણે સુવ્રતાનો એક હાથ પોતાના ખોળામાં લીધો. કહે: "સુવિ, માની સાથે

કાલે જાઉં છું. તું ત્યાં અમારી સાથે રહેવા આવ. તારા વગર અમારાથી ન રહેવાશે." પાંદડાંના અંતરાલમાંથી આકાશને જોતી સુવ્રતાએ દૃષ્ટિને અર્ધનિમીલિત રાખીને જ કહ્યું: "આવીશ." આ પછી શું બોલવું એ અરુણને સૂઝ્યું નહીં. માત્ર એકવાર સુવ્રતાનો હાથ એણે પોતાને મોંએ ચાંપ્યો. પોતાના પેટની વાત કહેવાઈ કે નહીં અથવા સુવ્રતા બરાબર સમજી કે નહીં એ એને સમજાયું નહીં.

એ લોકો જ્યારે પાછાં ફર્યાં ત્યારે રસોડામાં અરુણની મા પાસે આવીને સુવ્રતા કહે: "માસીમા, હું તમારી સાથે લાહોર આવીશ." અરુણની માને ખૂબ આનંદ થયો. એ કહે: "હા બહેન, જરૂર ચાલ. એ દેશનાં હવાપાણી બહુ સારાં છે, ત્યાં થોડા દિવસ રહીશ તો તારું શરીર બહુ સરસ થઈ જશે."

સુવ્રતા બાળકીની માફક હસીને બોલી: "એ શું બોલ્યાં, માસીમા! મારા શરીરને શું થયું છે જે! તે સિવાય મેં કહ્યું, આવીશ; ને તમે કહ્યું, થોડા દિવસ રહેજે પણ હું તો ખૂબ રહેવાની છું." અરુણની મા હસીને કહે: "સાંભળો ગાંડીની વાત! તારી મરજી થાય ત્યાં સુધી રહેજે. કેટલી વખત અમારી સાથે રહેવા મેં તને કહેલું; પણ તું જ સાંભળે નહીં ને!" સુવ્રતા કહે: "રહોસ્તો. રહેવા કહેલું તેનું શું? આજે કહોને—'સુવિ, અમારી સાથે જ તું રહે.' પણ બાપુ, આપણને તો શંકતાં આવડે નહીં. એ ધમાલ આપણાથી ન થાય." અરુણની મા બોલી: "એટલું તો મેં ઠાકુર પાસે કેટલાય દિવસથી માગ્યું છે. આજે કેટલે દિવસે તે પૂરું પાડ્યું?" એની ચિબુકે હાથ મૂકર્યો ન મૂક્યો ત્યાં તો એ ઘરમાંથી નીકળી ગઈ. અરુણની માએ હસીને બૂમ પાડી: "સુવ્રતા, સાંભળ તો બહેન." સુવ્રતા વરન્ડા ઓળંગીને ય ભાગતી હતી.

અરુણે બધું સાંભળ્યું. પલાયનરત સુવ્રતાની આંખ–મુખની એક આનંદોચ્છલ ચપલતા અને ચલનભંગીએ એને કહી દીધું: "તારી અરજી પાસે સુવ્રતાના મન સુધી પહોંચી ગઈ છે. તારા અન્તરનું આવેદન મંજૂર થઈ ગયું છે."

મંદ જ્યોત્સ્નામાં જ્યારે પોતાના ઘરના નાના બાગમાં એ આવ્યો ત્યારે એને થયું: પૃથ્વી કેટલી સુંદર છે; માત્ર જીવવું પણ કેટલું સુંદર છે. જે સુવ્રતાને એ ચાહે છે તે સુવ્રતા એને મળી છે. જાણે એને મન થાય છે કે બધાને બોલાવીને બૂમ પાડીને કહે: 'મારી સુવ્રતા મને મળી છે. મારો પ્રેમ ધન્ય થયો છે.'

તે રાત્રે સુવ્રતા સૂતાં પહેલાં બારી પાસે આવીને વિચારવા લાગી: 'આહા, આજે કેટલાય દિવસે મારું જીવન સાર્થક થયું છે.' જાણે એને કેવી ય મહામૂલી ચીજ મળી છે. એક જ આકાશ નીચે આવી અસ્પષ્ટ જ્યોત્સ્નાસ્નાન પૃથ્વી ઉપર તે અને અરુણ, કેવો સુંદર અવસર. આજ સુધીના એના કર્મવ્યસ્ત દિવસો તુચ્છ થઈને જતા રહ્યા. એ જાણે નવીન માધુરીપૂર્ણ પૃથ્વી ઉપર આવી પડી. એ પૃથ્વી ઉપર સર્વ કોઈને ઢાંકીને ઊભો છે એનો અરુણ. જે બે નાગચંપાનાં ફૂલો અરુણે એની વેણીમાં ખોસ્યાં હતાં તે કાઢીને એ ગાલે અડકાડવા લાગી.

લાહોરમાં અરુણનું ઘર, ગાડી અને બીજો વૈભવ જોઈને સુવ્રતા વિસ્મિત થઈ ગઈ. આવા દેશમાં એવો બગીચો ખૂબ મનોહર લાગ્યો. માટીની પાળ બાંધીને બનાવેલી તળાવડીમાં કમળ ફૂટતાં હતાં. બાજુમાં નાગફણીનાં પુષ્પો ભરેલી કુંજ; અને બાગમાં હમેશાં ખીલતાં ફૂલ! અભિજાત મહોલ્લો, ઉચ્ચ શિક્ષિત સમાજ, આવું સુન્દર ઘર અને એની સ્વતંત્રતા. આ બધાં વચ્ચે પોતાનું જીવન જરી એ સુવ્રતાને મનોહર લાગ્યું.

એક દિવસ એણે અરુણને કહ્યું: "ઘણાં દુઃખો વેઠી તમે મોટા થયા છો. બાક-દાએ એ વિષે મને ઘણું કહ્યું છે. તમારા દુર્દિનમાં મેં તમને કશી પણ મદદ નથી કરી. તે જીવન સાથે તો મારો કોઈ સંયોગ જ હતો નહીં; તેથી તમારા આ વૈભવની વચ્ચે આવી પડતાં મને સંકોચ થાય છે."

અરુણ હસ્યો: "હવે તો તારી હાજરીથી જ આ બધું સાર્થક કર."

કેટલાક દિવસ પછી સુવ્રતાને લાગ્યું: અહીં આ સુરુચિપૂર્ણ વૈભવ જ નથી. અહીં એક બાહ્યજગત પણ છે; તે છે સોસાયટી. અરુણના ઘણા મિત્રો ઇંગ્લૅંડ જઈ આવેલા અને ઉચ્ચ પદે પહોંચેલા હતા. મહિલાઓ પણ આધુનિક જ આવતી. એમનાં સૌજન્ય-શિષ્ટાચાર અમૂલ; વાતચીત વિવેકવિનય બધું જ ગમી જાય એવું; એ જોઈને સુવ્રતાને થયું કે એ કોઈ નવીન જગતમાં આવી પડી છે. એમનાં તીક્ષ્ણ બુદ્ધિ અને ગભીર જ્ઞાન જણાઈ આવતાં એમની આન્તરરાષ્ટ્રીય પ્રશ્નો ઉપરની ચર્ચાથી. લીગ ઑફ નેશન્સ, પાર્લમેંટ, ગોલ્ડ સ્ટૅન્ડર્ડ અથવા અંગ્રેજી અને ઍંટી-નેશનલ સાહિત્ય એ એમના ચર્ચા-વિષયો રહેતા.

આ બધાં વચ્ચે એકલી પડેલી સુવ્રતા જ્યારે વિચાર કરે છે ત્યારે એને લાગે છે: જાણે એ ભારતવર્ષની બહાર જઈ પડી છે. અહીં પહેરવેશ, આચાર, ખાનપાન અને ભાષા એ બધું જ વિદેશી હતું! જ્યાં હિંદી, ઉર્દૂ કે બંગાળીથી ચાલી જાય ત્યાં પણ અંગ્રેજીનો જ વપરાશ! હા, આ બધું ખૂબ સ્વાભાવિક થઈ ગયું છે; એમાં શિક્ષાસુરુચિનો અભાવ માત્ર નથી; કેમ કે અશોભન એવું કંઈ શોધ્યું ય ન જડે. વૈદેશિકતાને એ લોકોએ એવી અપનાવી લીધી છે કે સુવ્રતા નવાઈ પામી. આ લોકો પોતાના જ દેશવાસી છે એ સુવ્રતા માની શકી નહીં. ભારતદેશની કોઈ સમસ્યા વિષે એઓ કદાચ વાતચીત કરે તો એને ટૂંકામાં જ પતાવતા. રાજનૈતિક ચળવળ વિષે બેત્રણ વાક્ય બોલી શાંત રહેતાં. મન એમનાં બહિર્મુખી; દૃષ્ટિ એમની ઇંગ્લૅંડ-અમેરિકા ઉપર. એઓ એટલા બધા આન્તર્રાષ્ટ્રિક હતા કે સ્વદેશ કરીને ય કોઈ વસ્તુ છે એ એઓ ભૂલી ગયા હતા. સુવ્રતાના સ્વદેશપ્રેમ ઉપર એમને માત્ર સ્નેહમિશ્રિત અનુકંપા જ હતી. એ તો ઉલાકવાદ છે એમ એઓ માનતા.

દેશનાં, જાતિધર્મ સમાજનાં એમને બંધન નથી. પોતાના વર્ગની 'સોસાયટી' એ જ એમનો સમાજ. દેશની જમીન ઉપર રહેવા છતાં ય દેશનાં સુખદુઃખ કે આશા-આકાંક્ષા એમને અસર જ કરતાં નથી. એમની વિદ્વત્તા અથવા અસાધારણ જ્ઞાનને માનવા છતાં ય સુવ્રતા આ બધું સમજી શકી નહીં. એને થયું, પશ્ચિમની ઉજ્જ્વલતાથી આ લોકો એટલા બધા આંધળા થઈ ગયા છે કે એમની દૃષ્ટિમાં સ્વદેશ વિચ્છિન્ન થઈ ગયો છે. અરુણની આન્તર્રાષ્ટ્રિકતાની પણ એ આલોચના કરતી; ગમે તે થાય પણ એ મતનો સ્વીકાર જ કરી શકી નહીં.

ચારે બાજુના અજસ્ર ઐશ્વર્ય, પાર્ટી ડીનર, નાચગાન વગેરેના મનોમુગ્ધ આયોજનમાંથી તથા અરુણના અત્યંત પ્રેમમાંથી પણ ગંભીર રાત્રે સુવ્રતાને ગરીબ ભારતમાતાનો અવાજ જાણે અસ્પષ્ટ સંભળાયા જ કરતો. ક્યારેક ને ક્યારેક કોઈ ને કોઈ વાતના ઇંગિતમાંથી એને થયા કરતું કે એની દિશા આ નથી, આ નથી!

અરુણ સુવ્રતાને બહુ સારી રીતે રાખતો. એનો ઓરડો એકદમ સુસજ્જ; એને માટે એણે એટલાં દાસદાસીઓ; ક્યાંય પણ ત્રુટિ આવવા દીધી ન હતી. કદાચ ત્રુટિ હોય તો જ એમાંથી રસ્તો કરી બધા પેસી જાય. પોતાના નિશ્વાસમાં જે ઉત્તેજના, જે સંગીત, જે સૌન્દર્ય અરુણે આપ્યાં છે તે માટે સુવ્રતા કૃતાર્થ છે તો પણ રાત્રિના પુષ્પગંધનિબિડ અંધકારમાં, એના જાગૃતિ અને સુષુપ્તિ વચ્ચેના વખતમાં, એને કોઈ અનિર્દિષ્ટ વેદના થઈ આવે છે!

'સિવિલ ઍન્ડ મિલિટરી ગેઝેટ', 'સ્ટેટ્સમેન' વગેરે જ છાપાં અરુણ અને મિત્રો વાંચતા. સુવ્રતા એ તરફ ધ્યાન જ દઈ શકતી નહીં. 'ટ્રીબ્યુન'માં હેડલાઈન જોતી એટલે એને કંઈ કંઈ થઈ આવતું. એવી જ લાગે કે એઓ હિન્દુસ્તાનની અંદર છે. તંત્રીનોંધ અથવા કોઈક લેખથી સુવ્રતા ખૂબ જ ચંચળ બની જતી.

સાંજને વખતે જ્યારે રાજનૈતિક ચર્ચાઓ ચાલતી ત્યારે અરુણ સુવ્રતાની અંદર ફેરફાર જોવા લાગ્યો. સુવ્રતા કોઈ ચર્ચાની અંદર ભાગ લેતી નહીં; તો ય એની નજર ઉપરથી અરુણને કંઈક ફેર જણાયો. આંખ હજી ય તેવી જ સરસ; પણ કોઈ વાતથી વધુ તેજસ્વી બની જતી. જ્યારે જ્યારે કોંગ્રેસની વિરુદ્ધ વાત ચાલતી ત્યારે એના અંગની રેખારેખા કઠણ બની જતી અરુણે જોયું: જાણે એના દૃઢ બંધાએલ હોઠ ઉપર કોઈ પ્રતિજ્ઞા બંધાતી એના જોવામાં આવી. અરુણ ગભરાયો. સ્નેહાશ્રયમુગ્ધા બંદિની વન્યહરિણીને વનનું તેડું આવી પહોંચ્યું કે શું? અરુણે બેઠક બીજે ઘરે બેસાડવાનો પ્લાન કર્યો: એ દેશસેવિકા સુવ્રતાને છંછેડવા જ માગતો ન હતો!

અરુણની મા પંચાંગમાંથી શુભદિન જોવા પ્રયત્ન કરતી હતી. એ વાત એણે સુવ્રતાને કહી. સુવ્રતા જવાબમાં બોલી: "સારું. જેવી તમારી મરજી." આટલાથી ય અરુણને ભરોસો આવ્યો નહીં. રાજનૈતિક આંદોલનની છાયાથી સુવ્રતાને કેટલાક દિવસ દૂર રાખી શકાય? એનું મન તો ઘણું જ સજાગ અને સ્પર્શચેતન: કોઈ પણ આઘાતે આ ભાવમુગ્ધતા ભાંગી જઈને એનો દેશપ્રેમ વહી જ નીકળે. વળી રાજનૈતિક મતમતાંતરથી પણ એમની વચ્ચે ભેદ પડે જ. પણ સુવ્રતાને એ ખોવા માગતો ન હતો. આજની સ્વપ્નરંગીન પૃથ્વીને એ રંગહીન થવા જ કેમ દે? અરુણ જેમ જેમ વિચાર કરે છે તેમ તેમ ચંચલ બની જાય છે.

ઘરના વરંડામાં રેલિંગ ઉપર ભાર દઈને સવારના અસ્પષ્ટ તેજમાં જનહીન શાંત રસ્તા ઉપર જોતી હજી તાજી જ ઊઠેલી સુવ્રતા ઊભી છે. બહુ દૂરથી પ્રભાતફેરીના સંગીતનો અવાજ સંભળાયા કરે છે. સુવ્રતા ઉત્કર્ણ થઈ ગઈ. ભાષા અજાણી, વાણી અસ્પષ્ટ; છતાં આ ગાનમાં સ્વાદેશિકતાનો અતિપરિચિત સૂર એને જણાઈ આવ્યો. થોડીવારમાં તો એણે સરઘસ આવતું જોયું: કેટલાક પુરુષો, કેટલીક સ્ત્રીઓ—તિરંગી ધ્વજ ઊંચા કરે છે!

અરુણ પાસે આવીને ઊભો. એને સુવ્રતાએ પૂછ્યું: "આ લોકો ક્યાં જાય છે?" "સ્ટેશને." "કેમ?" "એ લોકો જલિયાંવાલા બાગની સ્મૃતિ મનાવવા જાય છે."

સુવ્રતા જાણે સ્વપ્ન જોવા માંડી. પોતાનામાં કંઈક શોધી રહી હોય એવી બની ગઈ. અન્યમનસ્ક સુવ્રતાના મોં ઉપર આવો વિચિત્ર ચાંચલ્ય જોઈને અરુણ ક્ષુબ્ધ થઈ ગયો.

સાંજને વખતે પાછો ગીતનો અવાજ સાંભળીને એઓ બહાર આવી ઊભાં રહ્યાં. સવારવાળું સરઘસ પાછું ફર્યું છે. કેટલાકને કપાળે પાટા છે; કેટલાકની આંખ સૂઝી આવી છે; કેટલાકના હાથ ઝોળીમાં બંધાયા છે. સરઘસ ધીરે ધીરે જતું રહ્યું.

અરુણ સુવ્રતાનો એક હાથ પકડીને બોલ્યોઃ "સુવિ, આ ભૂલ ભરેલો રસ્તો છે. આ શારીરિક યાતના નિરર્થક છે. માત્ર આટલા પાછા ફર્યા છે. કેટલાક જેલમાં ગયા છે; કેટલાક હૉસ્પિટલમાં; કેટલાક તો મર્યા છે, એમ સાંભળ્યું. આ દુઃખ સહેવાથી દેશપ્રેમ બતાવાતો હશે; પણ દેશની મુક્તિ આ રસ્તે ન જ આવશે. મોટા પ્રશ્નોને ગવર્મેંટ સાથે સમજી લો તો આવા નાના પ્રશ્નો આપોઆપ જ ઊકલી જશે. તારી સહાનુભૂતિ આ ચળવળ પ્રત્યે છે; તેથી કહું છુંઃ આ રસ્તો ભૂલ ભરેલો છે; આ સ્વદેશપ્રેમની દિવાલો સાંકડી છે; એ જ રસ્તો કૉમ્યુનિઝમનો!"

સુવ્રતાએ આટલું જ કહ્યુંઃ "ભવિષ્યના આવનારા મોટા સંગ્રામને માટે આ તો કેળવણી છે દેશનો Morale કેટલો વધે છે!"

અરુણે સુવ્રતાનો હાથ દબાવ્યો. બોલ્યોઃ "સુવિ, સ્ત્રીઓનો કર્મમાર્ગ પુરુષો સાથે હોઈ જ શકે નહીં. રાજનીતિ નહીં પણ સમાજનીતિ એ જ નારીનું ક્ષેત્ર. તમારામાંની પ્રત્યેક એક એક સમાજ ઘડી શકે છે. દેશનું ભાવિ તમારા હાથમાં છે. તમે જ જ્યારે બહાર ઊભાં રહેશો ત્યારે કામ કરશે કોણ? એક આખી પ્રજાનું કલ્યાણ તમે ભવિષ્યના હાથમાં આપી શકો છો." સુવ્રતાએ જવાબ આપ્યો નહીં. અરુણને ખભે માથું ટેકવી નિઃશબ્દ ઊભી રહી!

તે રાત્રે પોતાના વર્તમાન જીવન સાથે એણે કલ્પેલું આદર્શજીવન સરખાવતાં સુવ્રતાનો સંઘાત તીવ્ર થઈ ગયો. ઘણા દિવસથી ઉઘાડી ન હતી તે રવિબાબુની કવિતા લઈને બેઠી. તેમાંથી એક દેશસેવિકા બહેનની ચિઠ્ઠી મળી આવીઃ "તારી પાસેથી અમે ઘણી આશા રાખી હતી; પરંતુ આંખ સામે જ તારું માનસિક મૃત્યુ જોવાનું દુર્ભાગ્ય મને મળ્યું."

માનસિક મૃત્યુ? સાચે જ!! આદર્શ વિચ્યુત, કર્મહીન, આળસુ જીવન. સાચે જ પોતાના દળ માટે તો એ મરેલી જ કહેવાય, દળ માટે તો એ ખોવાયેલું સંતાન જ ને! શું અરુણનું દેશજાતિ–સમાજહીન ગૃહમંડળ જ એને માટે ખરું સ્થાન છે? આ આદર્શચ્યુતિ શું એનું પતન નથી? દેશનાયક કહે છેઃ "બાહ્યજગત બહાર આવો." અરુણ કહે છેઃ "મારી પાસે રહે." આ બેમાં સાચું શું? મહત્ત્વનું કયું?? જે વ્યથા આજસુધી અસ્પષ્ટ હતી તે સુસ્પષ્ટ થઈ ગઈ.

બીજે દિવસે સવારે અરુણ અને સુવ્રતા વરન્ડામાં ઊભાં છે. સુવ્રતા થાકેલી લાગતી હતી. મોં શુષ્ક અને વિવર્ણ. સરઘસની રાહ જોતાં હતાં. સામે જ અરુણોદય થઈ રહ્યો છે. અંધકાર ભેદીને પ્રકાશદેવનો રથ આવી પહોંચવાની તૈયારીમાં છે. વિકાસોન્મુખ રાગરક્ત વર્ણછટાથી આભાસ પામેલું આકાશ કોઈ મહાન ઘટનાની આગાહી આપી રહ્યું છે!

ઘણીવાર પછી સરઘસ આવી પહોંચ્યું. આજે એમાં ઘણાં જ ઓછાં માણસો હતાં. કેટલાક દિવસની ધરપકડથી સ્વયંસેવકોની સંખ્યા ઘટી ગઈ છે. અરુણે કહ્યું: "રોજરોજ સંખ્યા ઘટતી જાય છે. શારીરિક મારના ભયે ઘણા ય નીકળી ગયા છે." એમના ઘર પાસે આવી બધાએ વંદેમાતરમ્ પોકાર્યું.

સુવ્રતા ચંચલ બની ગઈ. આસ્તે આસ્તે એણે કહ્યું: "હું જાઉં છું." પછી એણે ઝીણી ખાદીની ચાદરનો છેડો શરીર ઉપર તાણી લીધો અને ઝડપી પગલે નીચે ઊતરી ગઈ! અરુણ હાથ લંબાવતો પૂછતો રહ્યો: "ક્યાં જાય છે, સુવ્રતા?" સુવ્રતાએ આવેગમય સ્વરે કહ્યું: "જવા દો, મને જવા દો." અરુણે હાથ પાછો ખેંચી લીધો. સુવ્રતા સરઘસ સાથે ભળી ગઈ.

થોડીવાર પછી મોટર લઈને, અરુણ સરઘસ પાસે આવ્યો. ઊતરીને બૂમ મારી: "સુવ્રતા, પાછી આવ." સુવ્રતા સરઘસને મોખરે ઝંડો પકડીને ઊભી હતી. એની સ્વપ્નમય દૃષ્ટિ જાણે આજુબાજુનું બધું ભેદીને દૂર જોઈ રહી છે; હવામાં વાળ ઊડયા કરે છે. હજી જાગરણશુષ્ક મુખ ઉપર એક ભાવોન્માદ છે. અરુણે બોલાવી તે એણે સાંભળ્યું કે નહીં તે જણાયું નહીં. અરુણે ઘણી વખત બોલાવી પણ સુવ્રતા પાછી ફરી નહીં. અરુણને થયું: આને અનુસરવાનો પ્રયત્ન મિથ્યા છે. એને સ્નેહબંધનમાં બાંધવાનો પ્રયાસ પણ અર્થહીન છે. આસક્તિ વગરની આ ચિર પલાયનપરા એના જીવનમાંથી સંપૂર્ણ અંતર્હિત થઈ ગઈ. રંગતરંગી પૃથ્વી અને આકાશ એને માટે વિવર્ણ થઈ ગયાં.

સુવ્રતાના સૂવાના ઓરડામાં અરુણ ગયો. સુવ્રતા ગઈ કેટલી તે હજી જણાઈ આવતું હતું. ઓરડાની હવામાં એક ઝીણી સૌરભ અને મૃદુ ઉષ્ણતા જણાઈ આવતાં હતાં. સામેની દિવાલ ઉપર એના દાદાની છબી પાસે ગાંધીજીની દાંડીકૂચ વાળી છબી હતી. તેની નીચે સુવ્રતાએ લખ્યું હતું: ' પતન અભ્યુદય બન્ધુર પન્થા, જુગજુગ ધાવિત જાત્રી " મહાત્માજી હસતા હતા, જાણે કહેતા હોય: "મારી પાસેથી લઈ લેવી હતી તારે? જન્તુ!"

અરુણ વેદનાથી ઉચ્છ્વસિત બની ગયો. બોલવા લાગ્યો: "હે જાદુગર સંન્યાસી, આ તમારા હાસ્યે લાખો નરનારીને મુગ્ધ કર્યાં છે. તમારું સ્વપ્ન સિદ્ધ કરવા કેટલાય હજારો તરુણ પ્રાણીએ આત્માહુતિ દીધી છે! તમે કેટલા નિષ્ઠુર છો એ કોણ જાણે છે! તમારું સ્વપ્ન સિદ્ધ થાય એટલા માટે આજે ભાંગ્યું મારું જીવનસ્વપ્ન; વિવર્ણ થઈ મારી પૃથ્વી; બંધ થઈ અકાલે મારા જીવનની ચંદ્રાલોકગીતિકા!!"

અરુણની આંખમાં આંસુ આવ્યાં. જે ફૂલ એણે ગઈ કાલે સુવ્રતાની વેણીમાં ગૂંથ્યાં હતાં તે આજે ત્યાં પડયાં હતાં. એ વિગતસૌરભ ફૂલ ઉપર એનાં બેત્રણ આંસુ ટપક્યાં.

# ગુજરાતી સાહિત્યમાં નિબંધ

'સુન્દરમ્'

[ માગશર અંક ૨૦૦૪ થી ચાલુ ]

**આ**પણે હવે વર્તમાનકાલની એકદમ પાસે આવી પહોંચ્યા છીએ. છેલ્લાં લગભગ સો વરસના ગાળામાં આપણો નિબંધ અનેક રૂપે અને અનેક પ્રદેશોમાં વિચર્યો છે. મથાળાની ઠાવકી પાઘડી પહેરીને, આદિ મધ્ય અંતની પદ્ધતિસર લખાવટની કવાયત કરતા ચુસ્ત લશ્કરી સિપાઈથી માંડી ખેતરોમાં ફરવા નીકળેલા રમતિયાળ છતાં એકાગ્ર અને અનેકાગ્ર માનસવાળા કપાળે બાબરીએ રઝળતા શોખીન મનમોજી વિદ્યાર્થી જેવા અનેક વેશ તેણે ધારણ કર્યા છે. ધૂમકેતુના સૂત્રાત્મક 'રજકણો'થી માંડી, ગિજુભાઈનાં મનન અને વિજયરાયનાં પહેલાં પાન જેવી એકેક પેરેગ્રાફની કે પૃષ્ઠની રચનાઓ ધારણ કરતો, મણિલાલ, આનંદશંકર, ગાંધીજી અને કાકાની એકેક બબ્બે પૃષ્ઠના તત્ત્વગંભીર કે કલ્પનાસમૃદ્ધ સ્વરૂપે પ્રગટતો તે પાઠકની 'કાવ્યની શક્તિ' જેવી ૯૮ પ્રબંધવાળી વિસ્તૃત રચનાઓમાં પહોંચ્યો છે. સંસારસુધારો, રાજકારણ, ધર્મ, તત્ત્વજ્ઞાન, વિવેચન, સમાજજીવન, પ્રકૃતિ, પુરાતત્ત્વ, વિજ્ઞાન એમ માનવજ્ઞાનના અને ઊર્મિના દરેક પ્રદેશમાં તેણે વિચરણ કર્યું છે.

**સામયિકોનો ફાળો**

ભૂતકાળની પેઠે આજે પણ તે સામયિકો દ્વારા વિકસી રહ્યો છે, અને આપણું ખીલતા જતા પત્રકારિત્વની સાથે તેમાં નવા નવા આવિર્ભાવો પણ થતા જાય છે. આપણાં સામયિકોમાં જેણે નિબંધનું સ્વરૂપ પદ્ધતિસર રીતે વિકસાવ્યું હોય તેવું એક માત્ર માસિક 'કુમાર' છે. પોતાની વાચનસામગ્રીનાં અંગોને વ્યવસ્થિત યોજનાપૂર્વક યોજીને તેને શિષ્ટતાની એકસરખી ઊંચાઈ પર વરસોથી ટકાવી રહેલા આ પત્રે ચિત્રકળા અને કાવ્યના કીમતી સંસ્કાર સીંચતી પ્રજાને આપવા સાથે જીવનચરિત્ર અને વિજ્ઞાન, વ્યાયામ તથા ઇતિહાસ–ભૂગોળના વિવિધ લેખો સેંકડોની સંખ્યામાં આપ્યા છે. વસ્તુપ્રધાન એવાં આ લખાણો યુવાન માનસને જીતી લે તેવી કલ્પનાત્મક અને સાહિત્ય છટાઓવાળાં બનેલાં છે. અને એ લખાણોના અનેક લેખકો આપણા નિબંધસાહિત્યમાં માનાર્હ સ્થાનના અધિકારી છે. પ્રવાસ, વ્યાયામ અને ખાસ તો પંખીઓ વિશેના અપૂર્વ લેખોને, ઉઠાવદાર ચમત્કારી રીતે લખનાર હરિનારાયણ આચાર્ય, વિજ્ઞાનની કીમતી માહિતીવાળાં લખાણો લખનાર કાન્તિલાલ પંડ્યા, રેવાશંકર સોમપુરા અને યશવંત નાયક, પ્રવાસ અને ઐતિહાસિક સંશોધનનાં લખાણો આપનાર જુવાન અભ્યાસી અમૃત વ. પંડ્યા, અને જીવનચરિત્રોની સામગ્રીને કલાત્મક ઉઠાવથી રજૂ કરનાર અને બીજા પણ ઘણા વિષયોને એકસરખી અભ્યાસસમૃદ્ધિથી નિરૂપનાર ફાંકડા કલમબાજ અશોક હર્ષ, આ માસિકની નોંધો તથા કળા અને કળાકારોની ચર્ચા કરતા લેખો લખનાર રવિશંકર રાવળ અને છેવટે તે બધા લેખોનું સંપાદન કરનાર અને પડદા પાછળ રહીને એ લખાણોને નિજપનો ઘાટદાર આકાર આપનાર બચુભાઈ રાવત એ આ માસિકને અંગે જન્મેલી વિવિધ લેખસામગ્રીના લખનારાઓમાંના મુખ્ય છે. કરાચી જેવા દૂરના ખૂણામાં રહીને પણ

વરસો લગી 'નવચેતન' માસિક દ્વારા ચાંપશી વિઠ્ઠલદાસે વિવિધ પ્રકારની હળવી લેખસામગ્રી આપી છે. પણ તેમાં હાસ્યરસના અમુક લેખો સિવાય ધ્યાન ખેંચે તેવું કોઈ ખાસ અંગ કે લેખકો જોવા મળતા નથી.

સાપ્તાહિકોની દુનિયામાં આવતાં પોતાના જૂનકાલીન ગૌરવથી સ્મરણીય રહેલું 'ગુજરાતી', હવે નામશેષ થયેલું 'સૌરાષ્ટ્ર' અને દિનપ્રતિદિન નવી સમૃદ્ધિ અને ઊંચી સાહિત્યિક શિષ્ટતા ધારણ કરતું 'પ્રજાબંધુ' આપણું ધ્યાન ખેંચે છે. ગુજરાતી પત્રકારિત્વના વિકાસમાં 'ગુજરાતી'નો કીમતી ફાળો જાણીતો છે. વરસો લગી એ સાપ્તાહિક ગુજરાતની શિષ્ટ સાહિત્યપ્રવૃત્તિનું એકમાત્ર પ્રતિનિધિ રહ્યું હતું. એનું સંપાદન યોજનાપૂર્વક થતું હતું. એમાં આવતા 'બાર હોરા રંગ' જેવાં નર્મમર્મપ્રધાન અંગો તથા અંદરના અભ્યાસપૂર્ણ લેખો નિબંધના પ્રકારને પોતપોતાની રીતે સમૃદ્ધ કરતાં હતાં. તેની અઠવાડિક 'સાહિત્ય પૂર્તિ' તથા દીવાળી અંકોની અભ્યાસપૂર્ણ લેખોની કીમતી સામગ્રી આપતા રહ્યા હતા. 'સૌરાષ્ટ્રે' ચાબખાબાજવાળી શૈલીના ત્રણ લેખકો આપ્યા: અમૃતલાલ શેઠ, કકલભાઈ કોઠારી અને ઝવેરચંદ મેઘાણી. એ ત્રણમાંથી મેઘાણીની કલમ વધારે પ્રૌઢ અને ટકાઉ મૂલ્યની રચનાઓ આપી શકી છે. મેઘાણીનું કાર્ય અનેક દિશાઓમાં થયું છે. તેમાંથી નિબંધાત્મક રીતે તેમનું લખાણ લોકસાહિત્યના અભ્યાસમાં અને 'કલમ અને કિતાબ'ની સાહિત્યની અને વિવેચનની કટારોમાં ખાસ ખીલ્યું છે. તેમની રંગદર્શી અને લાડ કરતી શૈલી જે વિષયને અડે છે તેને અમુક પ્રકારના ઉમંગથી થનગનતો કરી મૂકે છે. વિસરાઈ ગયેલા લોકસાહિત્યને તેમણે ફરી તો રસનું જીવતુંજાગતું કેન્દ્ર બનાવી આપ્યું. 'જન્મભૂમિ'માં 'કલમ અને કિતાબ'નો સાપ્તાહિક અવલોકન વિભાગ હાથમાં લઈ તેમણે સાહિત્ય–વિવેચનને લોકપ્રિય કર્યું. તેમના નિર્ણયો હમેશાં સ્વીકારવા જેવા ન હોય છતાં સાહિત્યકલાનાં કેટલાંક સત્યો સહજબુદ્ધિથી તેમને હાથ ચડી ગયાં છે. ગુજરાતના તથા ગુજરાત બહારનાં સાહિત્યોમાં તેમનું વિવિધ ક્ષેત્રોમાંનું પરિભ્રમણ તેમની શૈલીના કેટલાક આકર્ષક નિબંધો ઉત્પન્ન કરી ગયું છે. 'પ્રજાબંધુ' સાપ્તાહિકની સાથે સંકળાયેલી કલમ ચુનીલાલ વ. શાહની છે. તેમની શાંત અને સૌમ્ય શિષ્ટ શૈલી તેમના લખાણને નવલકથાનાં લખાણોની ખૂબ નજીકમાં લાવી મૂકે છે. તેમને હાથે ચોકોર અને મેરુના ઉપનામે લખાતાં વિનોદપ્રધાન ખાસ અંગો, સૌથી વિશેષે તો ચકરાકૂની વાણી, તથા અવારનવાર દેખાતી અને ગુમ થતી રહેતી 'હું, શાણી અને શકરાભાઈ'ની ત્રિપુટીના વ્યવહારો તેમની હાસ્યશક્તિના તથા સૂક્ષ્મ બુદ્ધિમત્તાના ઉત્તમ આવિર્ભાવો છે.

સંસારસુધારાના વિષયને ચર્ચતા 'જ્યોતિર્ધર' માસિકમાં ગટુલાલ ધ્રુવની કલમ તંત્રીની નોંધ રૂપે તથા છૂટક ચર્ચાઓ અને 'અનુભવ નવનીત' જેવા પ્રસંગોમાં શાંત અને ધીર શૈલીથી વસ્તુની રજૂઆત કરે છે. આજના કાળમાં પ્રતિષ્ઠિત થઈ ગયેલી શિષ્ટ ભાવનાઓમાં પણ તત્ત્વના જે અતિરેક અને વિકૃતિઓ આવે છે તે પ્રત્યે નિખાલસ અને નિર્ભય રીતે ધ્યાન ખેંચવાનું કાર્ય તેમણે આરંભ્યું છે. આજના જમાનાની બધી બાજુઓ પ્રત્યે વધારે પરીક્ષક બુદ્ધિથી કામ કરતું તાજું માસિક 'રેખા' છે. ગાંધીવાદ અને સમાજવાદના એકાંગી અતિરેકો, ભાવનાની વિકૃતિઓ વિડંબનાઓ, અને વિવિધ પ્રકારની આત્મપ્રતારણા-

એને તે હળવીગંભીર કટાક્ષમયતાથી સ્પર્શે છે. સ્વ. નવલરામ ત્રિવેદી, જૂના ભટ્ટ, અને તેના સંપાદક જયન્તિ દલાલ એ માસિકના આવા કટાક્ષબાજોમાંના મુખ્ય છે. દલાલની કલમમાં એક રીતનું પ્રશસ્ય લાઘવ છે, અને નવી રીતની આલંકારિતા અને છટા છે. તેમના 'પડછાયા' 'પગદંડી'માંનાં રેખાચિત્રોમાં તેમની ખાસ શક્તિ જોવા મળે છે.

આજના જુવાન કવિઓ અને વાર્તાકારો પણ એક કે બીજી રીતે ગદ્ય લખે છે, અને વિવેચન કરે છે. ચંદ્રવદન મહેતા, સ્નેહરશ્મિ, મનસુખલાલ, બેટાઈ, સુન્દરમ્, ઉમાશંકર અને બીજા ઘણા અવારનવાર ગદ્યમાં કલમ ચલાવી વિવેચનો પ્રવેશકો કે નિબંધો એવું એવું લખે છે. દરેકની પાસે વૈયક્તિક મરોડવાળી શૈલી છે, અને તેઓ ધારે તો વસ્તુપ્રધાન અને કલ્પનાપ્રધાન એ બન્ને પ્રકારમાં આકર્ષક નિબન્ધો રચી શકે તેમ છે. પણ તેમની શક્તિ શુદ્ધ સર્જનાત્મક પ્રવાહોમાં અત્યારે તો વધારે વહેતી લાગે છે.

* * *

[ આ પછીના છેવટના ભાગ તરીકે, આ લેખમાળામાં પહેલો પ્રસિદ્ધ થયેલો લેખ (સં. ૨૦૦૪ શ્રાવણ અંકમાં) વાંચવો. આ લેખમાળામાં છેવટના ભાગ તરીકે, ઉપસંહાર તરીકે, તે લખાયેલો; પણ છપાયેલો સૌથી પહેલો. એટલે સંબંધ માટે તે હવે પછી ફરીથી વાંચી જવો.

આ આખી લેખમાળા 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ કરવા આપવા બદલ અમો ભાઈ 'સુન્દરમ્'ના આભારી છીએ.—સંચાલક ]

[ સમાપ્ત. ]

# આકાશનાં પંખી

'જદિલ'

અમે આકાશનાં પંખી,
ગહન આનંત્ય વીંધી પાર જવા ઊપડયાં પંથી,
અમે આકાશનાં પંખી.

અમે ધરતી થકી ઊંચાં,
છતાં અંતઃકરણ અમ પૃથ્વી-જનતા સંગમાં ધમતાં;
હૃદયમાં ઝીલતાં સુખદુઃખ સહુના, ને સુખો જોઈ
સદા વરસાવતાં મીઠાં જિગરથી હાસ્યની ધારા,
અને ધરતી તણાં નર-નારને દુઃખે થતાં દુઃખી
અમે આકાશનાં પંખી.

જગત નર-નારનાં પાપો
યુગોથી જે ઝિલ્યા છે પૃથ્વીએ આકાશના શાપો
ધરીને કાંધ પર દેણું ફગાવી સૃષ્ટિથી છેટાં!—
અને ધરતી પરે પાછાં
અમે સ્વર્ગંગના તોડી કિનારા લાવશું વ્હેનો
પુનિત સત્પુણ્યના, કિલ્લોલતાં, પાવક, મધુર રંગી
અમે આકાશનાં પંખી.

પડળ નયને ચડે જગને,
ગહન અંધાર છાયે દશદિશે,
કાલ-રાત્રિ સમ અહિં સુનકાર પૃથ્વીને પટે—
ત્યારે અમે
સૂર્ય ચંદા કિરણથી યે ઊજળાં
સંધ્યા-ઉષાથી અધિકતર સૌન્દર્ય રંગે નીતર્યાં
સ્વર્ગીય તેજઃ કિરણ જે હૃદયે ભર્યાં.
તેના અખંડિત ધોધ રેલવશું જગે
તત્ક્ષણે ધરતી પરે
સૌ બંધ જન-ઉર-દ્વારને ખોલી, ત્યહીં
જ્યોતિ અનસ્ત પ્રકટશે, ઉઠશે ઉરે ઉર ઝગમગી.
યુગ-યુગોથી માનવી જેને રહ્યાં ઝંખી
અમે આકાશનાં પંખી.

વીંઝાતી પાંખ, ને આગે અને આગે અમે ધોડતાં,
સકલ મર્યાદ સૃષ્ટિની વિહારી તીર શાં ચાલ્યાં;
અમારા ભવ્ય પડકારે ગુલામી બંધનો હડતાં
અમારા વિજયના આનંત્યમાં પડઘમ રહ્યાં બજતાં
સમીરની ચંડ શક્તિ પાંખમાં અમ વીજશી ચમકે
અમારી આંખડી બ્રહ્માંડનાં ઉર માપવા તલખે.
અમે ઘન પિંજરો ભાંગી
જડત્વે રોધનારી વાસના જડમૂળથી ત્યાગી
હવે સ્વાતંત્ર્ય ઘેલાં, વિશ્વમાં ના કોઈનાં બાંધી,
અમે આકાશનાં પંખી.

અમારાં ગાનના સૂરે
અમારા પાયને તાને
અમે પ્રકટાવશું જે જ્યોત તેના તેજની સાને
નવલ પાંખો ધરી ધરતીય બનશે સ્વર્ગની સંગી.
અમે આકાશનાં પંખી.
ગહન આનંત્ય વીંધી પાર જાવા ઊપડયાં પંથી.
અમે આકાશનાં પંખી.

卐

અનુસંધાન પૃ. ૧૮૯ નું ચાલુ ]

અવસાનની સાથે જ સરખાવી શકાય એમ છે. ગાંધીજીનું મૃત્યુ તેમની કોમના એક માનવીના હાથે નીપજ્યું છે એ દુનિયાના ઈતિહાસમાં એક બીજું મહાન આત્મબલિદાન છે. તેમના અવસાનથી કેવળ અમારા ઘરમાં જ નહિ, પણ આખા દેશમાં, બલ્કે આખી દુનિયામાં શોકનું વાદળ છવાઈ ગયું છે. જેઓએ ગાંધીજીને નજરે નિહાળ્યા નહિ હોય તેઓ પણ તેમના અવસાન ઉપર અશ્રુ સારી રહ્યા છે.

અમારા લોકોમાં ગાંધીજી માટે પૂજ્ય ભાવના જાગી હતી અને ધીમે ધીમે અમને એવું લાગવા માંડયું હતું કે ગાંધીજીનો માર્ગ જ સાચો છે અમારાં અખબારો આ નવા બળની પ્રશંસા કરતા થયાં હતાં. હિંદે તેમના દ્વારાથી ઘણી સિદ્ધિઓ મેળવી છે. જુદાં જુદાં રાષ્ટ્રો વચ્ચે જાગેલા તીવ્ર મતભેદોને શાંતિમય માર્ગે ઉકેલવાના ગાંધીજીના પ્રયાસોની અમે બધાં પ્રશંસા કરતા થયાં હતાં. આ તબક્કે દુનિયા હિંદ પાસેથી શેની અપેક્ષા રાખે છે તે પ્રત્યેક હિંદી સ્ત્રી અને પુરુષ સમજી લે. હિંદે આજે એક નવું જ સ્થાન મેળવ્યું છે. બધા લોકો માટે હિંદ એક પ્રતીક સમાન છે.

[ 'ગુજરાત સમાચાર'માંથી ]

o

# મહાન આત્મબલિદાન

પર્લ બક

અમેરિકાના એક ગામડા નજીક અમારા ખેત ઘર મારે તે દિવસ અન્ય દિવસ જેવો જ ઊગ્યો. અમે તે દિવસે વહેલાં ઊઠ્યાં હતાં કારણ કે બાળકોને થોડે દૂર આવેલી શાળામાં અમારે મોકલવાનાં હતાં. અમે નાસ્તો કરવાના ટેબલ પાસે બેઠાં અને હંમેશની માફક વાતો કરવા લાગ્યાં. બારીની બહાર બરફના પડ જામેલા હતા અને આકાશ ભૂખરા રંગનું દૃષ્ટિગોચર થતું હતું. બાળકોને ભય લાગ્યો કે આજે કદાચ વધુ વરસાદ પડશે.

એવામાં એકાએક મારા પતિ અમે જ્યાં બેઠાં હતાં ત્યાં આવ્યા. તેમની મુખાકૃતિ ગંભીર હતી. તેમણે કહ્યું: " રેડિયોમાં હમણાં જ એક ભયંકર સમાચારની જાહેરાત થઈ."

અમે બધાં તેમના તરફ ફર્યાં અને શોકજનક સમાચાર સાંભળ્યા કે " ગાંધીજીનું અવસાન થયું છે. "

હિંદથી હજારો માઈલ દૂર આવેલા એક અમેરિકન કુટુંબ ઉપર આ સમાચારે શી અસર ઉપજાવી હશે તેનો ખ્યાલ હું હિંદની પ્રજાને આપવા ઇચ્છું છું. ગાંધીજીનું અવસાન કેવી રીતે થયું તેની પૂરી વિગતો અમે સાંભળી. એ મૃત્યુ સાધારણ કે સામાન્ય મૃત્યુ નહોતું. શાંતિદૂત સમા અને જેણે પોતાનું સમગ્ર જીવન પોતાના દેશબાંધવોની સેવામાં જ વ્યતીત કર્યું હતું એવા ગાંધીજીનું અવસાન થયું. અમારા દશ વર્ષના પુત્રે આંખમાં અશ્રુ સાથે કહ્યું: " દુનિયામાં કોઈને બંદૂક બનાવતાં જ ન આવડી હોત તો કેવું સારું થાત ? "

અમારામાંથી કોઈએ કદી ગાંધીજીનાં દર્શન કર્યાં નથી. અમે જ્યારે હિંદ ગયેલાં ત્યારે તેઓ જેલમાં હતા પરંતુ અમે બધાં તેમનાથી પરિચિત હતાં. અમારાં બાળકો પણ તેમની મુખાકૃતિથી તેઓ જાણે અમારા ઘરમાં જ રહેતા હોય તેવી રીતે સુપરિચિત હતાં. અમારે માટે ગાંધીજી દુનિયાની મહામોટી વિભૂતિઓમાંના એક હતા અને સત્યને માટે ઝઝૂમનારા એક મહાપુરુષ હતા.

તેમના જીવનનું શું મહત્ત્વ હતું ? અને તેમના અવસાનની શી અસર થશે તે વિષે અમે પુષ્કળ ચર્ચા કરી. ગાંધીજી હિંદના એક નેતા હતા એ માટે અમે મગરૂર છીએ અને એક હિંદીને હાથે તેમનું અવસાન થયું એ માટે અમે હિંદ તરફ સહાનુભૂતિ દર્શાવીએ છીએ. અમે શાંતિપૂર્વક પણ ખિન્નહૃદયે અમારા દૈનિક કામે વળગ્યાં.

અમારા દેશમાં ગાંધીજીના જીવન વિષે લોકોમાં ઘણું જ કુતૂહલ છે એ જાણી તમને હિંદમાં ઘણું આશ્ચર્ય થશે. આ સમાચાર જાણ્યા પછી હું કશાક બહાર નીકળી ત્યારે રસ્તામાં મને એક ખેડૂત મળ્યો. મને રોકી તેણે પૂછ્યું: " દુનિયામાં બધા માણસો ગાંધીજીને એક ભલા માણસ તરીકે ગણતા હતા. તો પછી એમને શા માટે આ રીતે મારી નાખવામાં આવ્યા ? " મેં સઘળું કહ્યું. તેણે એક ઊંડો નિસાસો મૂકતાં જણાવ્યું: " ઈસુને જે રીતે મારી નાખવામાં આવ્યા તે જ રીતે ગાંધીજીની પણ હિંદીઓએ હત્યા કરી. "

એ ખેડૂતે સત્ય હકીકત જણાવી. ગાંધીજીના અવસાનને ઈસુ ખ્રિસ્તના

[અનુસંધાન પૃ. ૧૮૮ ઉપર

# બાપુને વિદાય !

નાથાલાલ દવે

ન્હોતાં જાણ્યાં રે બાપુ ! તારાં આવાં પ્રયાણ !
ઓ રે ભારતના પ્રાણ !
મધદરિયે નાવ થંભી, છોડી ચાલ્યો સુકાન,
ઓ રે ભારતના પ્રાણ !
લાખો નયનોની આશ, કોટિ ઉરનો ઉજાશ,
બૂઝાયો દીપ, આજે નિરખું હૈયાં હતાશ.
થંભી અવનિ આઘાતે, ઝંખાતું આસમાન—ઓ રે ભારતના૦

તારી હાકેથી બાપુ ! દિગ્પાળો ડોલિયા ને
ડોલ્યા કૈં જુલ્મીઓના તાજ,
સતની સમશેર વીંઝી ચાલ્યો તું સંત ! તારો
આલમમાં ગાજિયો અવાજ.
તારા તપથી અહીં જાગ્યાં મોંઘેરાં મુક્તિગાન—ઓ રે ભારતના૦

પ્રલયના પૂર સામે ઊભો તું પાળ બાંધી,
દુનિયા થઈ દંગ, બાપુ ! ઊભા રોકીને આંધી.
તારા આતમના તેજે થંભાવ્યા તેં તુફાન—ઓ રે ભારતના૦

ચાલ્યો રે તપસી કરીને કાયાના પિંજરા ખાલી,
છેલ્લી આહુતિ થઈને હંસ મારો જાય હાલી,
શાં શાં સ્વપ્નો અધૂરાં મેલી દીધાં પ્રયાણ—ઓ રે ભારતના૦

વિશ્વના તાત ! હળવે બાંધીને ગોદ લેજે,
જાણી નહિ જીંદગીમાં એવી તે શાંતિ દેજે.
આવે છે તારી પાસે માનવનો તારણહાર,
આવે છે રાષ્ટ્રની સ્વાધીનતાનો સરજનહાર;
સૃષ્ટિ સરજીને તેં ના દીઠાં આવાં બલિદાન—ઓ રે ભારતના૦
મધદરિયે નાવ થંભી, છોડી ચાલ્યો સુકાન,
ઓ રે ભારતના પ્રાણ !

૩૧-૧-૪૮

# ભવ્ય અંજલિઓ

ગૌતમ બુદ્ધ પછીથી સૌથી મહાન હિંદી અને ઇશુ પછીના દુનિયાના સૌથી મહાન પુરુષ ગાંધીજી હતા.

ડૉ. જહોન હાઇન્સ હોમ્સ

આ અંધકારભર્યા દિવસોમાં આપણને મદદ કરી શકે તેવા તેઓ જ એકમાત્ર પ્રકાશનું કિરણ હતા. હું આશા રાખું છું કે પ્રેમ, સત્ય અને અહિંસાની તેમની ભાવના આપણને દોરશે.

ખાન અબ્દુલ ગફારખાન

આ કરુણ બનાવથી હું તો અવાક્ જ બની ગયો છું. હિંદી એકતા ખાતર સૌથી મહાન, સૌથી મહાન નેતા અને રાષ્ટ્રપિતાએ પોતાની જાતની કુરબાની આપી છે.

સર તેજ બહાદુર સપ્રુ

માનવ ઇતિહાસના કેટલાક શ્રેષ્ઠ માનવીઓની હત્યારાઓને હાથે કતલ થયેલી છે. પોતાના જીવનના ભયની આવા બધાને જાણ હતી; છતાં તેમની જેમ કોઈએ ભયની સામે આવો તિરસ્કાર બતાવ્યો નથી. તેમની મહાન સિદ્ધિ હજી હવે આવશે. ગરીબો, નિરાધારો અને તરછોડાયેલાઓના તેઓ સાથી હતા.

ફિલીપ નોએલ બેકર

માનવતા સામે ભયંકરમાં ભયંકર ગુનો કરવામાં આવ્યો છે. દુનિયાએ એક મહાન પુરુષ ગુમાવ્યો છે.

આઝમ પાશા (મંત્રી, આરબ લીગ)

આપણી પેઢી કે જેણે 'હિંસાના શેતાન' હિટલરનો અંત જોયો છે તેણે અહિંસાના મહામાનવનો અંત પણ જોયો છે. આ દુનિયામાં કદાચ બીજા ગાંધી પેદા નહીં થાય. દુનિયાના જુલમો સામે લડતા આ પવિત્ર વૃદ્ધ પુરુષનું સ્મરણ માનવજાત લાંબો સમય યાદ રાખશે.

ફ્રેન્ક ટોરોર

આ માનનીય પુરુષના અવિચારી ખૂન કરતાં વધુ ક્રાન્તિકારી કોઈ બનાવ તાજેતરના ઇતિહાસમાં બન્યો નથી. ગાંધીજી એવા પયગંબરોમાંના એક હતા કે જેઓ પોતાના જમાનાથી ઘણા આગળ વધેલા હોય છે.

જનરલ મૅક આર્થર

આપણા દેશ અને સમગ્ર જગતને પ્રકાશિત કરનાર જ્યોત બુઝાઈ ગઈ છે. ખૂનીની ગોળીએ મહાત્માજીના શરીરને જ નહીં, પણ હિંદુધર્મના હૃદયને જ વીંધી નાખ્યું છે.

ડૉ. શ્યામ પ્રસાદ મુખર્જી

મને લાગે છે કે દુનિયા રસાતળ ગઈ છે. પીડિતોનાં દુઃખ હળવાં કરે એવું હવે કોણ રહ્યું છે! મુશ્કેલીઓ વખતે અમે એમની જ પાસે માર્ગદર્શન માટે જતા હતા. અને એમણે અમને કદી નિરાશ નથી કર્યા. ઓ હિંદ! રડી લે, રડી લે; તારું હૃદય ફાટી જાય એવું આક્રંદ કરી લે.

મિ. સુહરાવર્દી

મહાત્મા ગાંધીજી પરના પ્રાણઘાતક હુમલાથી અને શબ્દોથી વર્ણવી ન શકાય તેવો આઘાત લાગ્યો છે. નાલેશીભર્યું—વિચારી ન શકાય તેવું બની ગયું છે. આપણા યુગનો આ સૌથી પવિત્ર, ઉત્કૃષ્ટ અને પ્રેરણાદાયક પુરુષ પાગલ માણસના ક્રોધનો ભોગ થઈ પડે તે જ બતાવે છે કે સૉક્રેટીસ—જેને ઝેર પીવું પડ્યું હતું—કે ઇશુ ખ્રિસ્ત—જેને ખીલાથી જડાવું પડ્યું હતું—તેમના વખતથી, આપણે હજી સુધર્યા નથી. અદૃશ્ય થતા જતા ભૂતકાળના એક માત્ર પ્રતીક સમા મહાત્મા ગાંધીજી હવે હયાત નથી. આપણે તેના શરીરનો નાશ કર્યો, પરંતુ તેમની અંદરની સત્ય અને પ્રેમની દૈવી જ્યોતની રોશની બુઝાવી નહીં શકાય! દુનિયા તેના સંતો માટે ક્યારે સલામત બનશે! બન્ને સંસ્થાનો. આપણી દુનિયા શીખે કે જો આપણે હિંસા, ક્રૂરતા અને અંધાધૂંધીમાં ખૂંપી ન જવું હોય તો મહાત્મા ગાંધીજી જેના માટે જીવ્યા અને મર્યા તે સિવાય બીજો કોઈ માર્ગ નથી.

સર સર્વપલ્લી રાધાકૃષ્ણન

અંધકારમાં અમર રહેલો પ્રકાશ છે જ. અને આખરે એનો વિજય થશે.

શ્રી અરવિંદ ઘોષ

પ્રકાશક : રણછોડજી સુરભાઈ મિસ્ત્રી: ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ: નવપ્રભાત પ્રિં. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદના. ૨૮-૨-૪૮

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૫ ફાગણ : ૨૦૦૩ અંક ૫

## શબ્દો

ઉમાશંકર જોષી

‘ અમે બેસી રહેશું, કવિ, સહુ અમે શબ્દ વસમા,
સુખે રહેશું મૂંગા; મુખ કરી દઈ બંધ, હરખે
નિહાળી તો રહેશું વહન કવિતાનું તુજ; રખે
કરે ચિંતા, વ્હેણે પડી જ રહીશું પથ્થર સમા.’

‘ ખરા યે રૂડા એવા ખડીક સખણા સૃષ્ટિભરમાં!
પ્રવાસી કો ચાહે ઝરણી કરવા પાર ક્રમથી
જરી મારી, ત્યાં તો મગર બની ચાલો જ પગથી!’

‘ અમોને ના પાછા દફન કરશો કોશ-કબરે.
અમે જન્મ્યા કોઈ રસિક તણી જીભે, તલસતા
મનુષ્યોને હૈયે સતત રમવા! ક્ષેય પડશે
અમારાં ત્યાં તારી શબ્દવણજારે ન ખબરે.’

‘ રહો! જાણું સૌ યે સરકી કપરા કો અવસરે
બુકાની બાંધેલા પથઅધવચે તૂટી પડતા.
અને લૂંટાતી ત્યાં રહી નિરખતી પોઠ અરેરે.’

૧૯–૨–૧૯૪૭

[ ગતાંકથી ચાલુ ]

૩

## तितिक्षा

सहनं सर्वदुःखानामप्रतीकारपूर्वकम् ।
चिन्ताविलापरहितं सा तितिक्षा निगद्यते ॥

*

" **Vice** is a monster of such frightful mien,
As to be hated needs to be seen;
Yet seen too oft, familiar with its face,
We first admire, then pity, then embrace."

*

પ્રકાશ : આપણી ઉપલી વાતચીતમાં આર્થિક સલામતી અને સામાજિક સ્વતંત્રતાની પ્રાપ્તિ પછી પ્રેમસામ્રાજ્યની ભાવનાનું પ્રતિપાદન કરવામાં આવ્યું હતું. આ ભાવના વૈદિક યુગથી ઊતરી આવી છે અને આપણા ધર્મ અને નીતિનાં વિધાનોમાં તેમ જ જીવનના વ્યવહારમાં ઓતપ્રોત થઈ ગઈ છે. આથી એમ નથી લાગતું કે, વૈદિક કાળના લોકો આપણા કરતાં કેટલા બધા ઉત્કૃષ્ટ અને જ્ઞાની હશે! અને જો તેમ હોય, તો આપણે આધુનિક વૈજ્ઞાનિક સંસ્કૃતિના પંથે જવાને બદલે ગાંધીજી કહે છે, તેમ પ્રાચીન સમયના સરલ ગ્રામ જીવન તરફ અને પ્રાચીન સમયના ધાર્મિક અને નૈતિક તત્ત્વજ્ઞાન પ્રતિ પીછેહઠ કરવી જોઈએ.

સુધીર : માનવી જીવન પુરાતન કાળથી અધિકાધિક વિકાસ પામતું જાય છે. તે પ્રકૃતિનો નિયમ સર્વમાન્ય થયેલો દેખાય છે. માટે પુરાતન સંસ્કૃતિ અને જીવનની રહેણી-કરણી કરતાં આપણે ઊતરતી કક્ષામાં છીએ, તેમ માનવાને સબળ પ્રમાણ નથી.

પ્રકાશ : પહેલાંના લોકો આપણા કરતાં વિશેષ સુખી, શાંતિપ્રિય અને આનંદમગ્ન હતા, તેમાં જરાપણ શંકા નથી. તે લોકોએ ધર્મ, નીતિ અને તત્ત્વદર્શનમાં મહાન પ્રગતિ સાધી હતી. હાલની જેમ વર્ગવર્ગનાં ઘર્ષણો નહોતાં.

હરિહર : ખરી વાત છે. જો ગાંધીજીએ દર્શાવેલા નીતિ, પ્રાર્થના, ઈશ્વરનો ડર, અહિંસા, સહિષ્ણુતા, પ્રેમ વ૦ જીવનનાં તત્ત્વોનું મૂલ્યાંકન યોગ્ય પ્રમાણમાં નહિ કરીએ, તો આપણો વિનિપાત જ થવાનો. વૈદિક સમાજ કેવો સુખી અને નીતિમાન હતો! તેવા સમાજની ભૂમિકા પર પહોંચવાનો માર્ગ આજે ગાંધીજી તેમની નોઆખાલીની તપશ્ચર્યા દ્વારા હિન્દને અને અખિલ વિશ્વને બતાવી રહ્યા છે. આવી તપશ્ચર્યાથી જ

મુક્તિ, શાંતિ અને સ્વાતંત્ર્ય સિદ્ધ થઈ શકે, નહિ કે તમારા ક્ષણભંગુર સમાજવાદ કે સામ્યવાદથી.

સતીન : વેદયુગનો સમાજ કેવો હતો, તેનું ચિત્ર આપણે ઐતિહાસિક પદ્ધતિથી તપાસીએ, તો જ સત્ય વસ્તુસ્થિતિ સમજાય. તેમ જ વેદોમાં વિશ્વની ઉત્પત્તિ અને મનુષ્યના જીવનનું જે પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તે સમજવું ઘટે. વેદયુગ અને બ્રાહ્મણયુગમાં સમાજના વિચારો કેવા હતા, તે શ્રુતિ સ્મૃતિમાંથી આપણે તારવવા ઘટે.

હરિહર : તેમાં તર્કવિતર્ક કે શંકાકુશંકાને સ્થાન જ નથી. બ્રહ્માના મુખમાંથી વેદવાણી ઉપલબ્ધ થયેલી છે, તે સંપૂર્ણ જ હોય. વેદ અનાદિ છે.

સુધીર : નહિ. આવી પ્રમાણરહિત માન્યતા તજવી જોઈએ. ટિળક અને રાધાકૃષ્ણન જેવા મહાન પંડિતો વેદને સમયની સીમાથી બાંધે છે. કેટલાક બે હજાર વર્ષ, કેટલાક પાંચ હજાર વર્ષ અને કેટલાક તેથી પણ વધારે વર્ષ—વેદના ઉત્પત્તિકાળને આપે છે. અનાદિ કાળની કલ્પના વર્જનીય છે. કારણ વેદ માનવી દ્રષ્ટાઓએ બનાવેલા છે. અને તેમના ઘણા વિચારો અને કલ્પનાઓ તત્કાલીન જ્ઞાન અને સામાજિક જીવનની મર્યાદાથી બદ્ધ છે.

સતીન : દરેક નાગરિકને પોતાના દેશ માટે પ્રેમ અને અભિમાન હોય છે. સ્વદેશના ભૂતકાળને કલ્પનામય આભૂષણોથી શણગારે છે, અને "જૂનું તેટલું સોનું" એવી માન્યતાને વશ થવા પામે છે. હાલના પ્રામાણિક વૈજ્ઞાનિકો વિશ્વને આધિભૌતિક જ માને છે. તેઓ ધરાવે છે કે: "પ્રથમ પ્રકૃતિ, પછી મન પછી પુરુષ." "First there is Matter, thereafter and therefrom Man and Mind." આવું તેમનું વિધાન આપણને અધમ લાગશે. પરંતુ આપણાં શાસ્ત્રોમાં એવું જ વિધાન ઘટાવવામાં આવ્યું હોય, તો તે તરફ આપણને ક્ષોભ કે રોષ નહિ થાય. ઉપનિષદ્ કહે છે:

> आत्मनः आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः ।
> अद्भ्यः पृथिवी । पृथिव्या औषधयः । औषधीभ्योऽन्नम् ।
> अन्नात्पुरुषः ॥ तैत्तरीयोपनिषद्—२–१

તે જ પ્રમાણે ગીતા કહે છે:—

> अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
> यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ ગીતા ૩–૧૪
> कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् । ગીતા. ૩–૧૫

પુરુષના—મનુષ્યના—આ જાતના ઉદ્ભવને તમે કઈ ભાવનાથી અપનાવશો? અને તેમાંથી કેવાં અનુમાન કરવા પ્રયુક્ત થશો?

પ્રકાશ : તમે શાસ્ત્રમાંથી અવતરણ સંભળાવ્યાં તો ઠીક, પરંતુ આખરે તો આકાશ આત્મામાંથી અને કર્મ બ્રહ્મમાંથી ઉદ્ભવેલાં વર્ણવ્યાં છે, તે તમે ભૂલી જાઓ છો.

સતીન : જે રીતે ઉપર્યુક્ત વિધાનનો અર્થ તમે કાઢો છો, તેથી હું જુદો પરંતુ સત્ય અર્થ કાઢવા ઇચ્છું છું. હું એમ કહેવા માગું છું કે, મનુષ્ય પર્જન્યમાંથી, અન્નમાંથી, પ્રકૃતિમાંથી ઉદ્ભૂત પ્રાણી છે, માટે પ્રકૃતિના નિયમોને અનુસરીને તેણે પોતાના જીવનનું નિયમન કરવું જોઈએ. અને આ નિયમન ક્રમશઃ વિચારપૂર્વક, ધૃતિસહિત ઉચ્ચ અને ઉચ્ચતર ભૂમિકા પર ચઢાવી આખરે ઉચ્ચતમ આત્માનુભૂતિમાં પહોંચાડવાનું છે. ત્યારે આવશ્યક વસ્તુ એ છે કે, આપણું આધુનિક જીવન એવી રીતે વ્યતીત કરવું કે જેથી પ્રકૃતિના નિયમાનુસાર આપણે અંતિમ ધ્યેય–દ્વંદ્વાતીત મહાભાવ–તરફ સફળ પ્રયાણ કરી શકીએ. આ પ્રકારની જીવનયાત્રા કરવામાં કયા પ્રકારનાં વિઘ્નો રસ્તામાં નડ્યાં છે, તેનો જ્ઞાનપૂર્વક અભ્યાસ કરવો ઘટે. વૈદિક સમાજમાં ઊણપો નહોતી, તેમ માનવાને કારણ નથી.

હરિહર : તમે તો વૈદિક સમાજને પણ અપૂર્ણ અને અર્ધદગ્ધ માનતા હો તેવું લાગે છે. આ તમારી એક જાતની વિધર્મી કેળવણીનું પરિણામ છે. આજકાલનો સમાજ પ્રાયશઃ ધર્મવિમુખ બનતો જાય છે.

પ્રકાશ : એમ નહિ. વૈદિક સમાજ પ્રત્યેની સતીનની દૃષ્ટિમાં જે શંકા યા અસંતોષ લાગે છે, તેનાં પ્રમાણો આપણે જાણવાં જોઇએ.

સતીન : તમે જાણો છો કે, પ્રાગૈતિહાસિક અને વૈદિક મનુષ્યને પ્રકૃતિ અને તેનાં બળોનું જ્ઞાન અલ્પ હતું. પરિણામે પ્રકૃતિની અનેક ઘટનાઓને સચેતન સ્વરૂપ આરોપી, દેવદેવીઓની કલ્પનાસૃષ્ટિ તેણે સરજી. આ કલ્પનાસૃષ્ટિના સર્જનમાં સામાજિક અને આર્થિક જરૂરિયાતો પોતાનો ભાગ પૂરતા પ્રમાણમાં ભજવતી. 'દેવ' શબ્દના અનેક અર્થ ઘટાવવામાં આવે છે તેમાંનો એક એ છે કે, દેવ એટલે દાન આપનાર.

देवो दानाद्वा ॥ निरुक्त : ७–१५.

વિશ્વનાં સર્વ સત્ત્વોને પોતાના જેવાં કલ્પવાની વૃત્તિ આખા માનવસમાજમાં સર્વ દેશકાળમાં હોય છે, જેથી પ્રકૃતિનાં સત્ત્વને કર્તૃત્વ આરોપવાની માનસિક ટેવ પડી જાય છે. પાણી માનવી જીવનને કેટલું બધું જરૂરી છે, તે સૌ કોઈ જાણે છે. તેના અધિષ્ઠાતા દેવ તરીકે ઇન્દ્રને કલ્પી તેની પ્રાર્થના કેવા રૂપમાં થાય છે, તે સાંભળો :

" जगृम्भा ते दक्षिणमिन्द्र हस्तं वसूयवो वसुपते वसूनाम्। विद्मा हि त्वा गोपतिं शूर गोनामस्मभ्यं चित्रं वृषणं रयिं दाः ॥ ऋग्वेद: १० : ४७ : १.

( હે ધનપતિ ઇન્દ્ર, અમે ધનની ઇચ્છાવાળા હોઇ, તમારો જમણો હાથ ઝાલીએ છીએ : હે શૂર, તમે અનેક ગાયભેંસના માલિક છો, એ અમે જાણીએ છીએ. માટે અમને ભરપૂર ને આશ્ચર્યકારક ધન આપો ).

વળી બીજું સૂક્ત સાંભળો :—

एवा न इन्द्र वार्यस्य पूर्धि प्र ते महीं सुमतिं वेविदाम । इषं पिन्व मघवद्भ्यः सुवीरां यूयं पात स्वस्तिभिः सदा नः ॥ ऋ. ७ : २४ : १.

( હે ઇન્દ્ર, તમે અમને શ્રેષ્ઠ ધનથી પરિપૂર્ણ બનાવો. તમારી કૃપા અમને જાણ

પ્રાપ્ત થશે. અમને દાતાઓને પરાક્રમી પુત્રાદિ અને અન્ન આપો. અમારું કલ્યાણ અને રક્ષણ કરો. )

તે પ્રમાણે અગ્નિ, વરુણ, સોમ વ. અનેક કલ્પિત દેવદેવીઓને પ્રાર્થના કરતાં સૂક્તો આપણને વેદોમાં મળે છે. આ પ્રાર્થનામાં ભૌતિક, આર્થિક અને સામાજિક જરૂરિયાતોની પ્રાપ્તિ સિવાય બીજી કઈ પ્રેરણા છે ? અને તે પણ તત્કાલીન સમાજની સંસ્કૃતિ પ્રમાણે ગાય, ઘોડા, ધન, પશુ, વરસાદ વ. ની પ્રાપ્તિ અર્થે. ' પશુ ' શબ્દમાંથી જ ' પૈસો ' શબ્દ ઊતરી આવ્યો છે.

પ્રકાશ : સતીન, તમારી સમીક્ષામાં નાસ્તિકતાનો અતિરેક છે. તમારી દૃષ્ટિ વેદ તરફ અતિશય અનાદર બતાવે છે.

સતીન : નાસ્તિકતા અને અનાદરનો પ્રશ્ન નથી. વાસ્તવિક સત્યનો — ઐતિહાસિક સત્યનો — પ્રશ્ન છે. પશુધન માટેની પ્રાર્થના બતાવી આપે છે કે, તે વખતનો સમાજ pastoral ( ગોપાલક ) ભૂમિકા પર હતો.

> " They were in chalcolithic stage of civilisation, i. e., they had passed out of the totemistic stage. They worshipped tribal gods, the apotheosized tribal kings and allegorical and atmospherical representations of natural forces."
>
> **Bhupendranath Datta** : *Studies in Indian Social Polity*

હરિહર : ભલે તેવા હતા, પણ તે સમયના સમાજમાં આધુનિક પ્રકારના જેવી નહોતી વર્ગવિસંગતતા નહોતી.

સતીન : નહિ, એમ નહિ. સમય જતાં કર્મકાંડની વિધિ વધારી મૂકી બ્રાહ્મણોએ પોતાનો એક વિશિષ્ટ વર્ગ સરજ્યો. આ વર્ગ આમજનતા ઉપર રાજકીય અને આર્થિક વર્ચસ્વ ધરાવતો થયો. અને પોતાનું વર્ચસ્વ અને ભોગવટો જાળવી રાખવા નીતિ અને કાયદા ઘડ્યા. તેનાં દૃષ્ટાંતો વેદ અને સ્મૃતિમાંથી પુષ્કળ મળે છે. સાંભળો :

उत यत् पतयो दश स्त्रियाः पूर्वे अब्राह्मणाः । ब्रह्मा चेद्धस्तमग्रहीत् स एव पतिरेकधा ॥
—अथर्ववेदः ५ : १७ : ८.

( અગાઉ બ્રાહ્મણ સિવાયના દશ પતિ સ્ત્રીને ભલે હોય; પણ જો બ્રાહ્મણ તેની સાથે લગ્ન કરે, તો તે એનો એકમાત્ર પતિ બને છે. )

વિશેષમાં મનુસ્મૃતિ કહે છે :—

शूद्रं तु कारयेद्दास्यं क्रीतमक्रीतमेव वा ।
दास्यायैव हि सृष्टोऽसौ ब्राह्मणस्य स्वयंभुवा ॥ मनु० ८–४१३

બ્રાહ્મણવર્ગની સેવા કરવા, ગુલામી કરવા બ્રહ્માએ શૂદ્રને સરજ્યો છે તે ઘટના તમને કેમ લાગે છે ?

પ્રકાશ : ભાઈ સતીનનો પ્રયાસ *Mother India* વાળી Miss Catherine Mayona

પ્રયાસ જેવા છે. ગાંધીજીએ તેને Gutter-inspectressનું બિરુદ આપ્યું હતું. તેમ તમને વૈદિક સમાજના Gutter-inspectorનું બિરુદ આપવું જોઈએ.

**સતીન :** ઉપનિષદ્‌ના આત્મજ્ઞાન સંબંધે મને ખૂબ માન છે. નિગુણાતીત થવાની તેની ભાવના મને સ્વીકાર્ય છે. પરંતુ તે ભાવના વેદ કે ઉપનિષદ કે ગીતામાં ગાવામાં આવી, તેથી તેમાં ટાંકેલા બધા વિચારો આપણે કેમ સ્વીકારી શકીએ. ઊલટું, બીજા વિચારોના પ્રતિપાદનથી તે સમયના સમાજની પરિસ્થિતિનું આપણને વાસ્તવિક ચિત્ર પ્રાપ્ત થાય છે. કામ કરનાર શ્રમજીવી શૂદ્ર અને કામ કરાવી તેનું ફળ ભોગવનાર બ્રાહ્મણવર્ગ આપણને વર્ણવિસંગતિના ઉત્કર્ષનું દૃષ્ટાંત પૂરું પાડે છે. મનુસ્મૃતિ કહે છે કે; જો કોઈ શૂદ્ર બ્રાહ્મણનું અપમાન કરે, તો તે શૂદ્રના કાનમાં કકડતું તેલ રેડવું; પણ જો બ્રાહ્મણ શૂદ્રનું અપમાન કરે, તો ફક્ત ૫૦ પણનો દંડ કરવો. ક્ષત્રિય બ્રાહ્મણનું અપમાન કરે, તો ૧૦૦ પણનો દંડ.

**અશ્રી :** ભાઈ સતીને પુરાતન સમાજનું જે વર્ણન કર્યું, તેથી મારા મગજમાં તો વિચારોની દોડધામ ચાલી રહી છે. જે જુલમ, અન્યાય અને શોષણ આપણે આજે જોઈએ છીએ તે ફક્ત બ્રિટિશના આગમનથી જ થવા પામ્યાં છે તેમ નહિ, પરંતુ સમાજના ઉપલા થરના વર્ગોએ નીચલા થરના વર્ગો ઉપર બળજબરીથી ઠોકી બેસાર્યાં છે. આ હિસાબે ઉપલા થરના વર્ગને યોગ્ય જવાબ મળવો જ જોઈએ.

**હરિહર :** તદર્થે તો ગાંધીજીએ અંત્યજના પ્રશ્નને સર્વોપરી માન્યો છે.

**સુધીર :** પ્રાચીન દિનમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયના પણ વર્ગવિગ્રહો થયા છે. ક્ષત્રિય રામ, બ્રાહ્મણ પરશુરામ અને રાવણ વગેરેના અનેક યુદ્ધો આપણાં પુરાણોમાં આલેખાયેલાં છે.

**પ્રકાશ :** તમે રામને વિષ્ણુ ભગવાનના અવતાર માનવાને બદલે ક્ષત્રિય તરીકે સંબોધો છો, તે તમારું માનસ ઘૃણાજનક છે.

**સતીન :** વેદ, સ્મૃતિ, પુરાણો વગેરેનું આટલું પૃથક્કરણ કરવાનો મારો આશય એ છે કે, જે નવી ઐતિહાસિક દૃષ્ટિ આધુનિક સમયમાં ઉદ્ભવી છે, તે દૃષ્ટિ સ્વીકારવાની આવશ્યકતા ઊભી થઈ છે. વૈજ્ઞાનિક દૃષ્ટિથી આપણે માનવી સમાજના ઇતિહાસનો અભ્યાસ કરવો ઘટે. ત્યારે જ આપણને સમાજનાં સત્યો સ્પષ્ટ ભાસે. અને ત્યારે જ સમાજમાં આવેલાં અનિષ્ટ તત્ત્વોનો પ્રતીકાર આપણે સાર્થક કરી શકીએ. વર્ગવર્ગના ઝઘડા પરાપૂર્વથી આપણને દૃષ્ટિગોચર થાય છે ત્યારે આજના મૂડીવાદના જમાનામાં કેવળ ધાર્મિક કે નૈતિક દૃષ્ટિ નિરર્થક છે.

**હરિહર :** તમારું એમ કહેવું છે કે, ગાંધીજીની નોઆખાલીની તપોયાત્રા અર્થસાધક નહિ નીવડે ?

**સતીન :** કોઈપણ સત્યાત્મક તપ નકામું જતું નથી. પરંતુ તે તપમાં જ્ઞાનવિજ્ઞાનનું આયુર્ધ જેટલું ઓછું હશે, તેટલું તે નિરર્થક બનવાનું ગાંધીજીની પ્રાર્થનાસભામાં મુસ્લિમો મોટા પ્રમાણમાં હાજરી આપે, તેથી ફુલાઈ જવાની જરૂર નથી. તેમજ બેચાર વ્યક્તિ ગાંધીજીની પ્રતિભાથી હૃદયપલટો અનુભવે, તેથી કોઈ મહાન કાર્ય

સિદ્ધ થઈ ગયું, તેમ માનવાને કારણ નથી. જ્યાં સુધી વર્ગવિસંગતતા ધ્યાનમાં રાખી રાજકીય પ્રવૃત્તિ ન યોજાય, ત્યાં સુધી તે વંધ્યા નીવડશે. આજના હિન્દના સામાજિક વાતાવરણનું સત્ય સમજવા જેવું છે. આજની રાજકીય હાલત દ્વિમુખી છે. પ્રથમ હિન્દના રાષ્ટ્રીય નેતાઓનો વર્ગ પરદેશી સરકારની સત્તા મેળવી લેવા મથી રહ્યો છે. બીજું આ વર્ગમાંનો મૂડીધારી વિભાગ પોતાનું વર્ચસ્વ ટકાવવા અને વધારવા સંપૂર્ણ સાવચેતી અને ચાલબાજી અમલમાં મૂકે છે. આ જાતની વિચિત્ર પરિસ્થિતિમાં આમજનતાનું સામુદાયિક હિત વિસારે પડે છે. અને આખો દેશ ભયંકર ગૂંચવણમાં અટવાઈ રહ્યો છે. પરિણામે :

> "In no period do we therefore find a more confused mixture of high-flown phrases and actual uncertainty and clumsiness, of more enthusiastic striving for innovation and more deeply rooted domination of the old routine, of more apparent harmony of the whole society and more profound estrangement of its elements."
>
> (*Marx : The Eighteenth Brumaire*)

**હરિહર :** તમારી વર્ગવર્ગની વાતો સાંભળી કંટાળો આવે છે. આખરે મનુષ્યનું ધ્યેય ધાર્મિક અને નીતિમય છે.

**સુધીર :** ધર્મ અને નીતિ સંબંધે ભાઈ હરિહરનું વિચારવર્તુળ અત્યંત સંકુચિત છે. ધર્મના સંપ્રદાયો અનિષ્ટ છે. બાકી અધ્યાત્મ ભાવનાનો વિકાસ ઈષ્ટ છે અને તેનો વિકાસ આપ્ત બનશે જ. આત્મજ્ઞાનના અનુભવ—અપરોક્ષાનુભૂતિ—વિશે કુશંકા કરવાની જરૂર છે જ નહિ. પરંતુ નીતિનું સ્વરૂપ સમજવું જોઈએ, નીતિનાં ધોરણો સમાજ-પલટા સાથે પલટાયા કરવાનાં. નીતિ સમાજમાં વર્ચસ્વ ધરાવતા વર્ગની અભિલાષાઓ અને જરૂરિયાતો પર અવલંબે છે.

**હરિહર :** પણ ગાંધીજી જે શાન્તિ અને આત્મભોગનો બોધ આપી રહ્યા છે તે વિના વ્યક્તિ કે સમાજને મુક્તિ મળે જ કેમ !

**અપ્સી :** આત્મભોગની વાત જવા દો. આત્મભોગ આપી આપીને પ્રજા થાકી ગઈ છે. પ્રજા આત્મભોગ આપે, પરિણામે એક રાજકીય પક્ષ સત્તા પર આવે અને સત્તા પ્રાપ્ત થાય, કે તુરત પ્રજાના હિતને વિસરી જાય. પક્ષના નેતાઓ, મોવડીઓ, પ્રધાનો પાર્ટી અને મેળાવડામાં જાય, જ્યારે લોકો તેલ, દીવાસળી વ. વસ્તુઓ માટે લાંબી કતારમાં ખરા બપોરે તપે—આ સ્થિતિ મને તો અસહ્ય લાગે છે. આપણા વડાપ્રધાન ખેર સાહેબે લોકોને ખખડાવ્યા કે જે ક્ષણે આઝાદી ઉંબરમાં આવીને ઊભી છે, તે ક્ષણે તેલ, દીવાસળી જેવી ક્ષુદ્ર વસ્તુનો ઉલ્લેખ યોગ્ય ન ગણાય. કહે છે કે સબૂરી રાખો.

**સુધીર :** એ જ મોટી મોકાણ છે. ગાંધીજી અને કોન્ગ્રેસપ્રધાનો સબૂરી રાખવાનું, સહનશીલતા કેળવવાનું, આત્મભોગ આપવાનું શીખવે છે. આ બોધપાઠ નૈતિક અને ધાર્મિક દૃષ્ટિથી ગમે તેટલો આકર્ષક લાગે, પણ વાસ્તવિક જીવનવ્યવહારમાં તેનું પરિણામ

મોંઘું આવે છે. કહેવાતી સ્વતંત્રતા — આઝાદી — લોકોને મળતી નથી. લોકોને તો મરવાની, સહન કરવાની સ્વતંત્રતા — સ્મશાની શાન્તિ — મળે છે. સ્વતંત્રતા ને સમાનતાની વાતો પોકળ જ બની જાય છે; તેનું કારણ શું ?

**સતીન :** કારણ વર્ગવર્ગના સંબંધો તરફ દુર્લક્ષ. લેનીન ખરું કહે છે કે :

> " Freedom and equality in the bourgeois system ( that is so long as private property in the land and means of production is maintained ) and in bourgeois democracy will remain formal, meaning in fact, **wage slavery** for the workers and **supreme power** for Capital, the oppression of labour by Capital. This is the A B C of socialism, 'educated' gentlemen, and you have forgotten this A B C. Tear off the mask from these wolves in sheep's clothing, who sing sweet songs about freedom, equality etc. "

ગાંધીજીની સત્ય, અહિંસા, પ્રેમ વ૦ ભાવનાઓ અત્યંત ઉત્કૃષ્ટ છે. તેનો અનાદર કરવો નિરર્થક છે. પરંતુ તે ભાવના અકાળે છે. જ્યારે સમાજ મૂડીવાદનાં બંધનોથી મુક્ત થઈ વર્ગવિહીન બનશે, ત્યારપછી ગાંધીજીની નૈતિક ભાવના મૂલ્યવાન લાગશે. આજના વર્ગગ્રસ્ત દેશો સમાજવાદ પ્રતિ પ્રયાણ કરવામાં રશિયાના અનુભવો ઉપયોગમાં લે છે. તેમ વર્ગવિહીન સમાજ ગાંધીજીનાં પ્રોત્સાહનો ઉપયોગમાં લેશે. પરંતુ હાલના તબક્કે ગાંધીજીની તપશ્ચર્યા નિરર્થક નીવડવાની બીતિ છે. હમણાં તો મૂડીવાદ દૂર કરી વર્ગવર્ગની વિસંગતતા નષ્ટ કરવા પ્રત્યે બધી પ્રવૃત્તિ આદરવી જોઈએ.

**હરિહર :** સમાજવાદ સિદ્ધ કરવાની તમારી અભિલાષા પરાજિત બનશે. કારણ, તેમાં ક્રાન્તિની અનિવાર્યતા સ્વીકારાયેલી છે. અને ક્રાન્તિથી સમાજજીવન અંધકારમાં લુપ્ત થઈ જાય છે.

**પ્રકાશ :** આ હિસાબે કોન્ગ્રેસ જે નીતિ અમલમાં મૂકી રહી છે, તેથી દેશને લાભ નથી, એમ તમને લાગે છે ?

**સુધીર :** નિઃશંક. બ્રિટિશ પ્રધાનત્રિપુટીનો હેતુ day of reckoning હિસાબ—ચૂકવવાનો દિવસ—બને તેટલો લંબાવવાનો છે. હાલની યુદ્ધોત્તર કટોકટીનો ભારની વેઠ બ્રિટિશરોએ કોન્ગ્રેસના માથે નાખી છે. કોન્ગ્રેસને વહીવટ સોંપી પરદેશી સરકાર અનેક પ્રકારનો લાભ સાધી રહી છે. પ્રથમ, અછત, મોંઘવારી અને બેકારી આમજનતાને હતાશ બનાવી ક્રાન્તિ તરફ ન ખેંચી જાય તે. પ્રજાના લડાયક નેતાઓને રાજતંત્રની ખુરશીઓમાં બેસાડી વિરોધની આંધીના ક્ષેત્રમાંથી ખસેડી નાખ્યા. બીજું, નવા કર નાખવામાં સગવડ. જુઓને, હમણાં જ રેલ્વેના દરમાં રૂપિયે એક આનો વધાર્યો. ત્રીજું, કોન્ગ્રેસી મંત્રીઓની મારફત પોલીસ વગેરે સરકારી અફસરો અને ખાતાઓની સત્તા વધારી. આવી રીતે વર્તમાન કટોકટીમાંથી

છૂટકારો અને ભવિષ્યમાં લાભ પરદેશી સરકારે મેળવી લીધા છે. સમય આવ્યે જ્યારે કોન્ગ્રેસી તંત્રને ખસેડવામાં આવશે ત્યારે આજે પ્રાપ્ત કરેલા લાભ પરદેશી સરકારને અત્યંત અનુકૂળ થવા પામશે.

**હરિહર :** કોન્ગ્રેસે મંત્રીત્રિપુટી સાથે જે સમજૂતી કરી છે, તે વગર વિચાર્યે નથી કરી.

**સુધીર :** આ સમજૂતીમાં રાજકીય કુનેહ નથી. જયપ્રકાશ કહે છે:

> "When the Congress accepted the Cabinet Mission's proposals, it compromised seriously with the foreign power as well as with Communalism and the feudal order. Indian democracy built on the foundation of that compromise cannot be full democracy."

**Jayaprakash Narayan : India's Road to Socialism :**
(*Bharat Jyoti 26–1–47*)

**અલી :** ગાંધીજીના આદર્શવાદ અને જયપ્રકાશના સમાજવાદનો આ ઝઘડો હવે પડતો મૂકો. મુખ્ય મુદ્દા પર આવો કે હિન્દનું કોકડું કેમ ઉકલે, જેથી લોકો ખાય, પીએ અને રાજ કરે.

**હરિહર :** મેરઠમાં કોન્ગ્રેસે જે ઠરાવ પસાર કર્યો, તે મુજબ પ્રાંતીય પ્રધાનો, વચગાળાની સરકાર અને કોન્ગ્રેસી કાર્યકરો કામ કરી રહ્યા છે. તે રીતે જ સ્વરાજ્ય મળશે અને લોકો સુખી થશે.

**સુધીર :** તેમ કાંઈ થતું નથી. મેરઠમાં આમજનતાની આર્થિક જરૂરિયાતો ઉપર જે ભાર મૂકવામાં આવ્યો તેનો અમલ પૂરતા પ્રમાણમાં થતો નથી. તેનું કારણ દર્શાવતાં જયપ્રકાશ કહે છે:

> "The difficulty, however, seems to be that to the dominant section of the Congress, which seems at bottom to be Juided by capitalistic ideas but which exploits the name of Mahatma Gandhi, these declarations of social policy are merely tactical moves to placate the masses in order not to lose their support." (Ibid)

**અલી :** તમારા જયપ્રકાશ રસ્તો કયો બતાવે છે?

**સુધીર :** જયપ્રકાશ કહે છે—

> "I believe that in the fire of revolution alone can be burnt down the edifice of Imperialism together with the supporting edifices of feudalism and communalism.
> ......In fact, I do not see that revolution succeeding, ij only **Quit India** were inscribed on its banners. Other objectives too its banners must proclaim :

'Land to him who tills it :
Wealth to those who produce it :
Praja Raj in the States.'

( Ibid )

**સુરિદુર :** તમારા જયપ્રકાશને જે રસ્તો દેખાય છે, તે ગાંધીજી, કે જવાહરલાલને કે સરદારને નહિ દેખાતો હોય, શું ?

**સતીન :** તમારો આ પ્રશ્ન વિચિત્ર છે. આપણામાં કહેવત છે કે, "ભણેલા ભીંત ભૂલે." તેમ અનેક વેળાએ દેશોના ઇતિહાસમાં પ્રખર નેતાઓ પણ પંથ ચૂકે છે. આપણે એટલું ન ભૂલવું જોઈએ કે, જ્યાંસુધી પરદેશી સત્તા અને સ્વદેશી મૂડીવાદ આપણા સમાજને ગ્રસ્ત કરી રહી છે, તેનો સદંતર નાશ કરવામાં ન આવે, ત્યાંસુધી સાચું સ્વરાજ કે સાચી શાન્તિ નહિ મળે. સામ્રાજ્યવાદ અને મૂડીવાદ સતત ડખલગીરી, ભયંકર ચાલબાજી અને ભીષણ શોષણથી આપણને હેરાન હેરાન કરી મૂકશે. સેંકડો વર્ષથી જે ગુલામી અને પરતંત્રતા આપણને જકડી રહી છે, તેનો સામનો સાર્થક પદ્ધતિથી કરવામાં નહિ આવે, તો તે અનિષ્ટ દશા સમય જતાં આપણને સ્વાભાવિક લાગશે અને આપણો જીવનવ્યવહાર તે અનિષ્ટ દશાને અનુકૂળ બની જશે. એ જાતની અભ્યાસ મનોદશામાં આપણે સબડી રહીશું. જે વિચારો જયપ્રકાશ જણાવે છે, તેવા જ વિચારો અને સિદ્ધાન્તો હિન્દની કિસાન સભાઓ, મજૂરમંડળો, વિદ્યાર્થીમંડળો અને મધ્યમવર્ગમંડળો ધરાવે છે. આ બધાં મંડળોનું એકીકરણ કરવા પ્રત્યે આપણા નેતાઓ દુર્લક્ષ કરે છે. ઊલટું, પોતપોતાનું વર્ચસ્વ મેળવવાના હેતુથી અંદર અંદર ભેદભાવ વધારે છે. પરિણામે સમાજજીવન છિન્નભિન્ન થઈ જાય છે. આ ખેદની વાત છે. આ બધાં રાષ્ટ્રિય મંડળોનું એકીકરણ કરી "united front" સિદ્ધ કરવા નેતાઓ અને કાર્યકરોએ પ્રયાસ કરવા ઘટે. પ્રયાસ સફળ થતાં ભેદ ધરાવતાં પ્રત્યાઘાતી બળો આપોઆપ સાઈડ પર આવી જશે. જ્યારે લોકશક્તિનો વિજય સિદ્ધ થશે, ત્યારે દરેક વ્યક્તિ પોતપોતાની આધ્યાત્મિક પ્રવૃત્તિ આગળ ધપાવી શકશે અને શ્રી શંકરાચાર્યની ભાવના પ્રાપ્ત કરવા અધિકારી બનશે.

न मे रागद्वेषौ न मे लोभमोहौ
मदो नैव मे नैव मात्सर्यभावः ।
न धर्मो न चार्थो न कामो न मोक्षः
चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥

( श्रीशंकराचार्यः आत्मषट्क स्तोत्र )

१८–२–४७

卐

# "માસ્તર"

હીના મંગલદાસ

માસ્તરને સંસ્કૃત સાહિત્યમાં ઊંડો રસ હતો. ભાસ અને ભવભૂતિનાં નાટકો, કાલિદાસ અને બાણની કૃતિઓ, જગન્નાથ પંડિતની 'ગંગાલહરી', જયદેવ અને ભર્તૃહરિનાં કાવ્યો, અને રાવણ અને શંકરાચાર્યનાં સ્તોત્રો તેમને બહુ પ્રિય હતાં. વેદ અને ઉપનિષદોનું તે પઠન કરતા. લીલાવતીનાં ગણિત માટે તેમને મમત્વ હતું.

નરસિંહ, મીરાં, દાદુ, કબીર, તુકારામ, તુલસીદાસ આદિ ભક્ત કવિઓનાં તલસ્પર્શી માર્મિક પદો તેમને કંઠસ્થ હતાં. આ પદો તેમની પરિમિત વાણીમાં વારંવાર નીકળી પડતાં.

ગાંધીજી અને શ્રી મહાદેવ દેસાઈનાં લખાણો માટે તે અતિમાત્ર આદર સેવતા. 'નવજીવન' અને 'હરિજનબંધુ' તે બહુ ધ્યાનથી વાંચતા. તેમનાં જીવન ઉપર ગાંધીજીનો પ્રભાવ ખૂબ હતો. માસ્તર ઘણું ખરું ખાદી જ પહેરતા. ગાંધીજી 'વૈષ્ણવ જન'નો જે આદર્શ આજે સમાજ આગળ ધરી રહ્યા છે, તેની પ્રતિકૃતિનો સાક્ષાત્કાર બહુ અંશે મને માસ્તરમાં જણાતો.

બંગાલી સાહિત્યના તેમના પૂજ્યભાવથી, તે બંગાલ અને બંગાલીઓ તરફ ખૂબ આકર્ષાયા હતા.

માસ્તર ૧૯૧૬ની સાલમાં પ્રથમ શાન્તિનિકેતન ગયા હતા. તેમની સાથે તે તેમનાં પુત્રી કુસુમબહેનને પણ લઈ ગયેલા. તે પછી તેમણે તેમના અનેક વિદ્યાર્થીઓને અને સંબંધીઓનાં બાલકોને શાન્તિનિકેતન અભ્યાસ માટે જવા ઉત્સાહ આપ્યો હતો. ઘણાં વર્ષો સુધી આવા વિદ્યાર્થીઓનો મોટો સમૂહ શાન્તિનિકેતનમાં હમેશ દેખાતો. આ રીતે તેમણે બંગાલી સંસ્કૃતિના પ્રવાહને ગુજરાતમાં વાળવામાં અવ્યક્ત ફાળો આપ્યો હતો, તે નિઃશંક છે.

શ્રી રવીન્દ્રનાથ ઠાકુર, શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર, શ્રી વિધુશેખર ભટ્ટાચાર્ય, શ્રી નન્દલાલ બોઝ, શ્રી ક્ષિતિમોહન સેન ઇત્યાદિ અનેક અગ્રેસર બંગાલીઓની નિકટતા તેમણે સેવી હતી. શ્રી પુલિનવિહારી દત્ત અને મૈત્રેય બાબુ માટે તેમને ખૂબ અનુરાગ હતો.

૧૯૩૧ની સાલમાં શ્રી ભીમરાવ શાસ્ત્રી વીણા સાથે બંગાલી ગીતો મને શીખવતા. તે બહુ વર્ષો સુધી શાન્તિનિકેતનમાં કવિવર પાસે રહ્યા હતા, તેથી, તેમને ઘણાં બંગાલી ગીતો આવડતાં હતાં. આ અરસામાં સાઠ વર્ષની વયે માસ્તર બંગાલી શીખી ગયા ! તે પછી તેમનું સઘળું વાચન બંગાલી સાહિત્ય–તેમાંયે શ્રી રવિ ઠાકુરનાં લખાણો તરફ વળ્યું હતું, તેમ કહીએ તો ચાલે.

દર થોડે થોડે વર્ષે માસ્તર બંગાલની યાત્રા કરી આવતા. શ્રી રવીન્દ્રનાથનાં સાહિત્યના અભ્યાસીઓમાં માસ્તરને ગુજરાતમાં અગ્રસ્થાન આપી શકાય. બંગાલના ભક્ત કવિઓ— બાઉલો, ભાટિયાલો (માછીમારો)નાં ગીતો તથા ચંડીદાસ અને વિદ્યાપતિનાં કીર્તનો તથા શ્રીચૈતન્યચરિતામૃત પ્રત્યે માસ્તર બહુ આદર સેવતા.

તેમને બહુ ઇચ્છા હતી કે હું બંગાળી વાંચું. તેમાં અભિરુચિ ઉત્પન્ન કરવા, તે મારે માટે ગુજરાતી લિપિમાં બંગાળી સાહિત્યમાંથી ફકરાઓ લખી રાખતા.

ભાષાન્તરો દ્વારા તેમણે પાશ્ચાત્ય સાહિત્યનો સ્વાદ કર્યો હતો. તેઓ બહુશ્રુત હોઈને તેમને તે સાહિત્ય સંબંધી સારો એવો ખ્યાલ હતો.

માસ્તર પોતાના ગુરુ તરીકે શ્રી મણિશંકર રત્નજી ભટ્ટને સંબોધતા. 'કાન્ત'ને લઈને માસ્તર પર ખ્રિસ્તી ધર્મની પણ અસરો પડેલી 'કાન્ત'ના 'શિક્ષણનો ઇતિહાસ'નું ચિન્તન માસ્તર કર્યા કરતા. તે પુસ્તક દ્વારા જગતના આગેવાન કેળવણીકારોના વિચારોના સંગમમાં તે આવ્યા હતા.

બીજી ઊંડી અસર તેમના મામાની તેમના પર પડી હતી.

માસ્તરને બે બહેનો હતી. તેમના પર માસ્તરને પૂજ્ય હેત હતું. પોતાના ગામ સારસામાં સારી શાળા ન હોવાથી માસ્તર મામાને ત્યાં ભાદરણમાં ઊછર્યા હતા. મામા આજન્મ નૈષ્ઠિક બ્રહ્મચારી હતા. તેમના પિતા દર પુનમે પોતાને ગામથી પગે ચાલીને ડાકોરજીનાં દર્શને જતા. તેમના પિતાની નિષ્ઠા અને મામાના બ્રહ્મચર્યનો માસ્તરનાં બાલમાનસ પર તીવ્ર પ્રભાવ પડયો હતો.

માસ્તર ક્રિયાકાંડ અને પૂજાપાઠ ધર્માન્ધતાથી કરતા નહીં. તે બધાં આહ્નિક કર્મો અને સંસ્કારવિધિઓ સારી રીતે જાણતા. તેમનામાં ધર્મ સંબંધી કોઈ પ્રકારનો વહેમ અથવા સાંપ્રદાયિક સંકુચિતતા ન હતાં. તે જ્ઞાતિબન્ધનો અને સ્પર્શાસ્પર્શ પાળતા નહીં. પણ વિધિઓ પાછળ રહેલી ભાવના તેમને ઊંડાણથી સ્પર્શતી. ઉપનયન, યજ્ઞ, અગ્નિહોત્ર ઇત્યાદિ કર્મો સંબંધી ઘણીવાર તે વિવેચન કરતાં કરતાં તન્મય બની જતા.

વિવાહસંસ્કારની પૂર્ણ વિધિ જાણવા માટે મારા લગ્ન પહેલાં માસ્તરની પાસે હું રોજ જતી. જીવનને તે યજ્ઞરૂપ માનતા. ગૃહસ્થ અને ગૃહસ્થના ધર્મ પર તે ખૂબ ભાર દેતા.

વિવાહ ઉપચારમાં મામા કન્યાને ચોરીમાં દોરીને લઈ જાય તેવો લોકાચાર હોય છે. મામાનું સ્થાન મારા માસ્તરે લીધું હતું. જે હાથ પર તે એક વખત મને ઊંચકીને ફર્યા હતા, તે હાથ પર મારો હાથ ટેકવી હું ચોરીમાં ગઈ.

માસ્તર કહેતા કે ખેડુતની મહેનત, આબોહવા અને જમીનનો કસ એમ સર્વની કસોટી જ્યારે ખળામાં અનાજ છૂટું કરવામાં આવે છે ત્યારે થાય છે. માસ્તરની 'ખળે ખબર'—કસોટી જ્યારે જ્યારે જીવનમાં થઈ ત્યારે ત્યારે તેને તે તરી ગયા હતા.

માસ્તર કોઈવાર વ્યાકુલ અસ્વસ્થ જણાતા નહીં. તે રઘવાટ પણ કરતા નહીં. તે પ્રાકૃત મનુષ્યની જેમ રાગદ્વેષ, ક્રોધ, વિલાપ કે શોકને વશ થતા નહીં. તે કદી ગર્વથી ફૂલાતા નહીં. યશ અને પ્રસિદ્ધિ કાજે કરાતાં કૃત્યોથી તે વિમુખ રહેતા. પોતાનાં લખાણો પ્રકટ કરવાં અને ભાષણો આપવાં તેમને ગમતાં નહીં. તે કહેતા કે "વાચાળપણાને લઈને નપુર પગમાં રગદોળાય છે, પણ મૂક સ્વભાવવાળા હારનું સ્થાન પ્રિયતમાના કંઠમાં છે."

( गुणवानपि मौखर्यात् पादे लुठति नूपुरः ।
हारस्तु मूकभावेन कण्ठे वल्लभतां गतः ॥ —उद्भट )

"સૂર્ય મૌન ધરીને યુગયુગાન્તરથી પોતાનું કર્તવ્ય કર્યા કરે છે, પણ રથનું જે ભાંગેલું પૈડું છે તે 'કિચૂડ કિચૂડ' અવાજ કર્યા કરે છે." તે કહેતા, "ઇનામ અને ધન્યવાદ મનુષ્યત્વને નષ્ટ કરે છે."

મહત્ત્વાકાંક્ષા તેમનામાં સદન્તર હતી જ નહીં.

તેમના મોં ઉપર વિકૃતિ આવી હોય, અને તે ઊંચે સાદે આવેશથી બોલ્યા હોય, તેમ મને યાદ નથી. જો કે ગાંભીર્ય, કરુણા, માર્દવ, પ્રસન્નતા, પ્રગાઢ શાન્તિ, પ્રેમ–એવા એવા ગહન ભાવોની છાયા તેમના મોં પર ઘણીવાર છવાઈ જતી. કોઈવાર મારી આગળ વાંચતાં વાંચતાં તેમના ભાવવાહી હાથ પર રોમાંચ થઈ આવતો, મોં પર ઉદય પામતા સૂર્ય જેવી રક્ત પ્રભા વ્યાપી ઊઠતી, કંઠ ગદ્ગદ થતો અને આંખો ભીની થતી. તે વખતે તે વાક્ય પૂરું કરી ન શકતા અને ક્ષુભિત ચિત્તે ચોપડી મારા હાથમાં આપી દેતા અને તે ફકરાને જાતે વાંચી લેવા મૂક સૂચન કરતા.

માસ્તર કોમળતાથી જે રીતે અમને બોલાવતા તે યાદ હજી મારાં હૃદયને આર્દ્ર કરે છે. તે કહેતા, કે "જેનાં શબ્દ, વાણી કે ઇંગિતમાં પણ કઠોરતા આવે છે, તે મનુષ્ય જડ બની ગયો હોય છે. જે પાત્રમાં તડ પડી છે તે પછી કદી આખું નથી બોલતું."

પણ માસ્તરની વાણી કેટલાકને કઠોર લાગતી. તે વ્યંગમાં બોલતા હોય તેમ પણ લાગતું. પણ તે વ્યંગ ન હતો. તે સંજ્ઞાવાચક ભાષા હતી. તેથી ભાષા સમજનારો સમજશે તેમ માની જે સત્ય હોય તે કહી દેતા. તેમ કઠોર લાગે તેવા તેમના શબ્દો કલ્યાણની ભાવનાથી જ પ્રેરાતા હતા, તે નિઃશંક છે.

માસ્તરને મન પૂજ્યભાવ–પ્રેમ–આદર–ભક્તિ–શ્રદ્ધા આ બધા પર્યાય શબ્દો જેવા હતા. પ્રેમની વચ્ચે તે અન્યથા કલ્પના આવવા દેતા નહીં. કોઈવાર અમે કંઈ ભૂલ કરતાં, તો વાણીમાં તો શું પણ મનમાં યે નિરાશા કે આવેશના તરંગો આવવા દેતાં નહીં. તેમને કદાપિ જો 'અન્યથા કલ્પના' આવી જતી તો તેમાં તેમને પોતામાં ખામી જણાતી અને તે પોતાના દૈન્યથી દુઃખી થતા.

માસ્તર માનતા કે આઘાત પ્રત્યાઘાતોથી ઘણું વાગેલો મનુષ્ય જીવન માટે વધારે બાધક બનતો નથી. બાળક રડે નહીં, ભાંગેલી–તૂટેલી–મરેલી વસ્તુને જુએ નહીં–બાગમાં મરી ગયેલું ઝાડ, ડાંખળી સુદ્ધાં તે ખસેડી દેવાનો આગ્રહ રાખતા. તે કહેતા, 'નિષ્પ્રાણ વસ્તુઓ જડતા પ્રેરે છે.' 'ખંડિત વસ્તુ પૂજનમાં ન ખપે.' જડતા 'જીવન'ને પ્રતિકૂળ છે. કળીઓ, અંકુર, કૂંપળ, પ્રતાન ( tendrils ), પ્રભાત, આવી આવી પ્રાણવન્ત અને વિકાસવન્ત વસ્તુઓ તરફ ઇંગિત માત્રથી નિત્ય તે ધ્યાન દોર્યા કરતા. એક કીડી બીજીને ઉપાડીને જતી હોય, તો તે તરફ પણ આંગળી ચીંધતા. 'પૂર્ણ', 'અસ્ખલિત', 'નિત્ય', 'અમૃત', 'જીવન', 'પ્રાણ' એવા એવા શબ્દો વારંવાર નાદ દેવરાવતા.

તે કરુણાથી ભરેલા હતા. ચાલતાં ચાલતાં પગ નીચે રખે કોઈ કચરાઈ જશે એવી અનુકમ્પાથી સંભાળીને ડગ ભરતા. માર્ગ વચ્ચે ખરી પડેલું કોઈ ફૂલ–કોઈ કીડાને તે બહુ સંભાળથી પાંદડામાં ઉપાડી લેતા અને રસ્તાને કોરાણે કોઈ સુરક્ષિત સ્થાને મૂકી દેતા. સડક પર પડેલા કાચ, કાંટા વગેરે કોઈ પથિકને વાગે નહીં તેથી તે પણ ઉપાડીને બાજુએ ખસેડી દેતા.

ફૂલ ચૂંટવાં કે સુંઘવાં તેમને ગમતાં નહીં. ઝાડને કોઈ કાપે–તરછોડે, કે તેના પર પ્રહાર કરે તો તેમને બહુ ઉદ્વેગ થતો. ફૂલને અડકતાં પણ જાણે તે અચકાતા. શ્વાસ કે હાથની ગરમીથી તેને આંચ ન આવે તેની તેમને બહુ ચિન્તા રહેતી.

તેમને ઋણનો અત્યન્ત ઊંડો ખ્યાલ હતો. ઋણમુક્તિમાં મનુષ્ય–ધર્મ સમજતા. અનાજનો એક કણ ખાવામાં તેમને ઋણનો ખ્યાલ આવતો. પ્રભુકૃપા મૂર્તિમાન્ પ્રતિ ભાસમાન્ । તે ઋણ તેમને વિશ્વની પ્રત્યેક વસ્તુ માટે લાગતું. તેથી પ્રત્યેક વસ્તુ તરફ તે કૃતજ્ઞતા, કોમલતા અને આદરથી પ્રેરાતા. આમ અહિંસા અને કલ્યાણનો 'શિવસંકલ્પ' તેમના સ્વભાવમાં આપોઆપ ઓતપ્રોત થયેલો જણાતો.

આમ તે અત્યન્ત નમ્ર હતા, તેમ છતાં તેમનામાં પેવલાપણું અને દૌર્બલ્યનો છાંટો પણ ન હતો. 'કુસુમ જેવું મૃદુ તેમનું મન વજ્રની કઠોરતા ધરાવતું.'

સામાન્યતઃ મનુષ્યોમાં જે સંજોગો મહાન આપત્તિરૂપ મનાય તેવા સંજોગોમાં તે સહનશીલ, સાહસિક, ધૃતિમાન અને નિર્ભય જણાતા.

ઘણી વાર તેમને પૈસાની તાણ પડતી, પણ તેની તે ચિન્તા કરતા નહીં. તેમનાં આપ્તજનનાં મૃત્યુના પ્રસંગોમાં તે અજબ ટેક સાથે વીરતા બતાવતા. આવા કેટલાક પ્રસંગો મને યાદ આવે છેઃ–

તેમના શિષ્યો અને મિત્રોના મરણપ્રસંગોમાં—તેમના ભાણેજ, તેમના જમાઈ કનકરાય અને મારા ભાઈ સુહૃદના મૃત્યુના પ્રસંગો વખતનું તેમનું મનોબલ દૃષ્ટાન્ત રૂપ હતું.

૧૯૨૫-થી બ્રાહ્મણ જ્ઞાતિમાં માસ્તરનો જન્મ થયો હતો. તેમની આર્થિક સ્થિતિ સામાન્ય હતી. તેમ છતાં બહુ મોટી વયે કુસુમબહેનનાં લગ્ન થયાં. પુત્રીનાં લગ્ન વખતે માસ્તરની ઉમ્મર પાંસઠ વર્ષની હતી. આ આર્થિક સ્થિતિમાં આ ઉમ્મરે રૂઢિઓનો સંપૂર્ણ ઇન્કાર કરવો તેમાં તેમની હિમ્મત અને નીડરતાનો ખ્યાલ આવી શકશે ! લગ્ન પછી એક વર્ષે કુસુમબહેનને પુત્ર જન્મ્યો. એક મહિના પછી માસ્તર બે દિવસ માટે બહારગામ ગયા. તેમની ગેરહાજરીમાં તેમના જમાઈ અકસ્માત અવસાન પામ્યા. માસ્તર બહારગામથી તરત જ પાછા આવ્યા. માસ્તરના મુખ પર ગાંભીર્ય હતું પણ તેમણે ભગ્ન આશા, ધિક્કાર, કલ્પાન્ત વગેરે દીન અને પ્રાકૃત ભાવો લગીર પણ દર્શાવ્યા ન હતા. તેવાં તેમનાં આત્મસંયમ અને આત્મનિષ્ઠા હતાં.

બીજો પ્રસંગ ચિત્રવત્ મારી સામે દેખાય છે. મુંબઈમાં મારા ભાઈ મોટા છે. દસ

દિવસ તે, માંદા રહ્યા. માસ્તર રોજ નીચે કલાકોના કલાકો બેસી રહે છે. તે Busy-body જેમ પોતાની મહત્તા બતાવતા રઘવાટ કરતા નથી. મારા ભાઈ સવારે ચાર વાગે અવસાન પામ્યા. અમે તેમને લઈ બાણગંગા જઈએ છીએ. ત્યાં મારાં માતા અને પિતા તેમના સન્તાનનો અન્તિમ સંસ્કાર–અગ્નિસંસ્કાર કરે છે. પાછળ મહોદધિ,–મહાકાશ, આગળ કાળી શિલાઓથી આચ્છાદિત પૃથિવી, સમુદ્રકિનારે હોય તેવો વેગપૂર્ણ વાયુ અને મારા ભાઈની ચિતાનો અગ્નિ. આમ જલ, આકાશ, પૃથ્વી, વાયુ અને અગ્નિ તે પાંચેમાંથી આવેલા અને પાછા તે પાંચેમાં પંચત્વ પામતા મારા ભાઈના બળતા દેહને જોતાં હું કાંઈ આશ્વાસન પામું છું. અન્ય સ્નેહીજનો અને અમે ભાઈભાંડુઓ સાથે મારાં માતપિતા બેઠાં છે. પવન સાથે ચિતા પરથી ઊડતી રાખ મારાં ગાત્રોને બાળે છે અને ટાઢક પણ દે છે. મારા માસ્તર –સીત્તેર વર્ષની વયે–ત્યાં ચિતા પાસે કલાકો સુધી સતત ઊભા રહે છે. ચિતાને પ્રજ્વલિત રાખવા દરેક યત્ન તે કરી રહ્યા છે. ચિતામાં અસ્થિના નહિવત્ અવશેષ રહેતાં અમે ઘેર જઈએ છીએ. પણ માસ્તર તો ત્યાં જ ઊભા છે. અસ્થિનાં ફુલ થઈ જતાં તેમાંથી અર્ધાં તે સમુદ્રમાં અર્પે છે. બાકીના અવશેષ તાંબાના એક પાત્રમાં ભરી, શુદ્ધ વસ્ત્રથી ઢાંકી, તે મારી માતાને આપી જાય છે.

'ઓઢેલો જનાર તે વીર' એવી તે વીરની વ્યાખ્યા કરતા. 'હરિનો મારગ છે શૂરાનો નહીં કાયરનું કામ જોને' તે ટૂંકો તે વારંવાર બોલતા. તે કહેતાઃ સિંહ પ્રવાહની સામે તરવામાં આનન્દ માણે છે. તેવા પુરુષાર્થ તરફ તે આગ્રહ રાખતા. તે ઘરમેળ (Compromise) માં માનતા નહીં અને કહેતા, કે 'અયોગ્ય સહનશીલતા ભીરુતા છે.'

માસ્તર કહેતા, "જે બીજાને દબાવે છે, તે જાતે પણ દબાય છે." માસ્તર કોઈને દબાવતા નહીં અને જાતે દબાતા નહીં. તેથી તેમને સ્વતંત્રતા વહાલી હતી.

સાંસારિક દૃષ્ટિએ માસ્તરમાં વ્યાવહારિક બુદ્ધિ નથી તેમ લાગતું. સંગ્રહ તેમના હૃદયથી વિરુદ્ધ હતો. શિક્ષક તરીકે તેમને જે વેતન મળતું તે જ તેમની કમાણી હતી. ઘણા શ્રીમન્તોને ત્યાં પ્રથમ શિક્ષકો તરીકે આવેલા માણસો પછીથી વેપાર કરતા થઈ જાય છે. 'લોહચુમ્બક ભારેમાં ભારે લોઢાને આકર્ષી શકે છે પણ સોનાની એક રજને આકર્ષવા અસમર્થ હોય છે.' તેમ માસ્તર પોતાના સ્વાધ્યાય સિવાય બીજી કોઈ બાબતમાં રસ બતાવતા નહીં. તેમણે કદી પાવલી બચાવી ન હતી, કે જેથી તે શેરો ખરીદે, બેન્કમાં ખાતું ખોલે, વીમો ઊતરાવે, વેપાર કરે, કે મિલકત ખરીદે. તેમનું જીવન બહુ જ સાદું હતું. જ્ઞાન સિવાય બીજા કોઈના તે 'બન્ધાણી' ન હતા. તેમના ઘરમાં ખપ પૂરતી તદ્દન આવશ્યક વસ્તુઓ જ હતી.

કુસુમબહેન માટે તેમને અપૂર્વ વાત્સલ્ય હતું, છતાં તેમને માટે ઘરેણાં લુગડાંના આડમ્બર માટે તેમની પાસે કદી પૈસા ન હતા. પણ પુસ્તકો માટે તેમને તેમની 'દરિદ્રતા' વારી શકતી નહીં. કેવી હાડમારી વેઠી પુસ્તકો ખરીદ્યાં હશે તે પ્રભુ એકલો જાણતો હશે! તેમના દરેક પુસ્તક પર કુસુમબહેનનું નામ હતું. તેમના વારસો માટે આ એક વારસો તે મૂકી ગયા છે.

કેટલાક તેમને પૂછતા કે, "તમારી પ્રતિષ્ઠા આટલી અમદાવાદ શહેરમાં છે તો શું કરવા આર્થિક અગવડો વેઠો છો?"

માસ્તર તેમને કહેતા, "પ્રતિષ્ઠા શું છે તે જાણું છું તેથી."

તેમનાં પત્ની અને તેમનાં ચાર સન્તાનો ઉપરાંત બીજાં ઘણાંનું ભરણપોષણ તે કરતા. મહેમાનો વગર તેમનું ઘર કદી સૂનું ન રહેતું: ગામડિયાઓ, સન્તો, વિદ્વાનો, વિદ્યાર્થીઓ, અને સગાંઓ—એવા મહેમાનોના સંમેળા જેવું તેમનું ઘર હંમેશ રાચતું. તેમના બારણા પાસે પોપટનું પાંજરું હતું અને ઓસરીમાં હીંચકો હતો. બારણા આગળ જોડાના ઢગલા હોય જ! આ જોડા તેમના ઘરમાં કેટલા જણ છે તેનો ખ્યાલ આપતા.

માસ્તરે અનેકવાર 'જ્ઞાનયજ્ઞો' કરેલા. તે કોઈએક વિદ્વાનને વ્યાખ્યાન આપવા માટે પોતાને ઘેર બોલાવતા. તેવા વિદ્વાનો પરપ્રાન્તના હોઈ તેમને ત્યાં જ ઊતરતા. ગામમાંથી તેમ જ પરગામથી પણ શ્રોતાજન આવતા. આ બધાંની ખાવા રહેવાની ગોઠવણ માસ્તર જાતે કરતા. સૂર્યના અક્ષયપાત્રની જેમ માસ્તરને ત્યાં ખોટ જણાતી નહીં. આવેલો કોઈ ભૂખ્યો પાછો જતો નહીં. આવા સંજોગોમાં માસ્તરે પોતાની જરૂરીઆતો જતી કરી હશે, આગન્તુકને પોતાની થાળી ધરી હશે. અનશન વ્રત પણ કર્યું હશે! આવા પ્રસંગો તેમના અન્તરાત્મા વિના બીજું કોઈ જાણવા પામ્યું નથી!

તેમને ત્યાં આવેલા અતિથિમાં કોઈ પ્રકારનો ભેદ ન રખાતો. આનો એક દાખલો અહીં નોંધું છું:

મારાં લગ્ન પછી હું એલિસબ્રિજ રહેવા આવી. માસ્તર સ્વસ્તિક સોસાયટીમાં રહેતા. સવારે તે મારે ઘેર ઘણી વાર આવતા. બપોરે જમવાની વખતે એક અને બેને સુમારે તે ઘેર જતા. તે વખતે અમારી મોટરમાં આગ્રહ કરી તેમને હું ઘેર મોકલતી. એક દિવસે મને મારા શોફરે કહ્યું, "मास्टरजी के यहाँ मैंने जैसा भोजन और घृत खाया वो कहीं भी न खाने पाया।" આવા મારા માસ્તર હતા. તેમને મૂકવા જનાર શોફર પણ તેમની ઉદારતાનો સ્વાદ કર્યા વગર પાછો ન આવતો! અમારા શોફરે અનેક પૈસાદાર લોકોનાં ઘરમાં ખાધું હશે, પણ માસ્તરને ત્યાંના જેવી તૃપ્તિ તેણે ક્યાંય અનુભવી ન હતી! માસ્તરમાં તેવી 'શ્રીમન્તાઈ' હતી.

માસ્તર બીજાની આગતા સ્વાગતામાં મચ્યા રહેતા, પણ રહેતા, પણ તે પોતાની જાત માટે બીજાની સેવા સ્વીકારતાં સંકોચાતા. કોઈ જાતની ઇચ્છા કે જરૂરિયાત પ્રકટ જ કરતા નહીં. તેમનાં આધિ કે વ્યાધિ કોઈ જાણવા પામતું જ નહીં, અને તેથી તેમણે પોતાની ચાકરી કોઈની પાસે ભાગ્યે જ કરાવી હશે! પોતાને માટે ભાગ્યે જ કાંઈ માગ્યું હશે.

માસ્તરનું ઘર નાનું હતું. અભ્યાસ માટે શાન્તિ અને એકાન્ત તેમને બહુ પ્રિય હતાં. પણ ભરેલા ઘરમાં તે કેવી રીતે મેળવતા હશે, તે આશ્ચર્યજનક હતું. 'જ્યારે બધાં સૂતાં હોય ત્યારે સંયમી જાગે છે.' મારા માસ્તર બધાંના આરામના સમયે સ્વાધ્યાય માટેની શાન્તિ શોધી લેતા. તેથી તે પરોઢિયે વહેલા ઊઠતા અને બપોરે સૂતા નહીં.

બગીચામાં, ઝાડ નીચે, નદી કિનારે એવા કુદરતી વાતાવરણમાં બેસવું તેમને બહુ ગમતું. ત્યાં આવેલા પ્રસ્વેદજીવીઓ સાથે વાતો કરવામાં તે બહુ રાજી થતા. તે ઘણીવાર બાળકના જેવું મુક્ત હાસ્ય કરતા. ભંગી, રબારી, માળી, પહેરાવાળા વગેરે તેમની પાસે દિલ હળવું કરતા.

કોઈ વાર જોનારને લાગે, કે આ ઉદારતા માસ્તરની દુર્બલતા છે. અયોગ્ય માણસો તેમની સમમનસ્કતાનો લાભ ઉઠાવે છે. તેમના મિત્રો તેમને આવી બાબતોમાં ચેતવતા, વારતા અને ઠપકો પણ દેતા.

જ્યાં સ્પૃહા, ત્યાં ભય: જ્યાં ભય, ત્યાં ગણના હોય છે. તેથી જ્ઞાન-જિજ્ઞાસામાં જેની સર્વ કામનાઓ પ્રવેશી ચૂકી છે તેવા એકનિષ્ઠ પુરુષને સાંસારિક ગણનાઓ હોતી નથી. તેવો જિજ્ઞાસુ સ્વાન્તઃ સુખમાં લવલીન છે. તે લિપ્સાથી પર છે. સર્વગ્રાસી લોકાપવાદ અને અભિપ્રાયોનાં ધોરણો તેવા ત્યાગી અને દઢ-વ્રતીને લાગુ પાડી શકાતાં નથી. તે તેવાં ધોરણોનો ભોગ બનતો નથી. સર્વ શક્તિઓને યથાશક્તિ સત્ય પાછળ રોકનાર તે ક્લેશ-કંકાસ ઉપજાવનારી લોકગણના તરફ ઉદાસીન હોય છે.

માસ્તરને પોતાના જીવનમાં વ્યવહારની જરૂર ન હતી પણ તે વ્યવહારને જાણતા. તે પોતાના પૈસાનો હિસાબ રાખતા નહીં પણ બીજાની એક દમડીને થાપણરૂપે માની ચીવટથી તેને સંભાળતા. અમારા રૂપિયા તેમની પાસે હોય તો પાઈએ પાઈનો હિસાબ તે લખી રાખતા.

ઘરમાં પહેરાવાળા, રસોઈયા, ધાત્રી વગેરે નોકરો કેવાં હોવાં જોઈએ, રસોઈ કેવી રીતે થવી જોઈએ, ધાન-ફલ-ફૂલ-શાક વગેરેની સંભાળ, સ્વચ્છતાના ઉપાયો, ઔષધિ અને વનસ્પતિના ઉપયોગો, શિષ્ટાચાર વગેરે સંબંધી તેમની પાસે પુષ્કળ માહિતી સાથેના નુસ્ખા અને ઈલાજો હતા. તે કોઈ વાર આવી વિગતો તરફ જ્યારે ધ્યાન ખેંચતા ત્યારે તેમની ઝીણી નજરનું દર્શન થતાં હું અવાક્ બનતી.

સારા ગણાતા લોકોમાં કોઈનો કાગળ પડ્યો હોય તો દૃષ્ટિપાત નાખી લેવાની વૃત્તિ-કોઈ વાત કરતું હોય તે સાંભળી લેવાની વૃત્તિ સર્વસામાન્ય છે. પણ માસ્તરને કોઈ પરબીડિયું ટપાલમાં નાખવા આપ્યું હોત તો સરનામા પર પણ તે પોતાની નજર પડવા દેતા નહીં.

તેમનું અવલોકન સૂક્ષ્મ હતું પણ તે છિદ્રો શોધવા અને નિન્દા કરવામાં કદી રસ બતાવતા નહીં. કોઈ વાર મારા અથવા બીજાની અંગત વાત કહેવા હું ઇચ્છા બતાવતી તો તે સાંભળવા તે અનિચ્છા દર્શાવતા. તે કહેતા, "કોઈની ઊંડી વાત ધારણ કરવા જેટલી શક્તિ મારામાં નથી. કોઈના દુઃખની વાત સાંભળવી હોય તો તેનો ઇલાજ કરવા-તેને મદદ કરવા માટે તત્પર રહેવું જ જોઈએ. પણ તેવી જવાબદારી માટે મારામાં તૈયારી નથી." વળી તે કહેતા, "જીવાત્મા કાજ જહાંની વાતો ના સુણવી ઘટે;" જે સહૃદયતા આવમાં જ આવીને અટકે છે તે સહૃદયતા નથી."

તેમ વાત ન સાંભળવામાં તે ઓછા સહૃદય કે બિનજવાબદાર હતા તેમ ન હતું. પણ તે તત્ત્વમાં માનનારા હતા. વિગતો તેમને માટે ક્ષણભંગુર કોઈ અનાવશ્યક હતી. તે કોઈ દિવસ દોષારોપણ-'નુક્તાચિની' કે આક્ષેપ પણ કરતા નહીં. કોઈ વખત સારાસાર પર ભાષણો કે સલાહ આપતા નહીં. પણ જે વિશાલતાથી તે વાત કરતા તે નાનાં નાનાં ક્ષેત્રોમાં અસર પહોંચાડતી-પ્રકાશ નાખતી-માર્ગ બતાવતી.

આમ કોઈ વાર મારા મનની વાત જાણ્યા વગર તે મનની મૂંઝવણો જાણી ટાળતા. જે સમયને ઉચિત હોય તેવો સન્દેશો–આદેશ–આશ્વાસન–દર્શન લઈને તે આવતા.

મારા માસ્તરનું હૃદય આમ સંવેદનને જાણતું. આવા અનુભવ તે કરતા અને કરાવતા. આને તે 'હૃદયનું સમકાલીન નૃત્ય' કહેતા.

અમે 'મોટાં' થયાં અને સહુ પોતપોતાનાં કામમાં પડ્યાં. તે પછી અમારો સ્વાધ્યાય તો ચાલુ જ હતો. પણ માસ્તરને નિયમિત મળવું તથા તેમની સાથે અધ્યયન ચાલુ રાખવું તે મુશ્કેલ બન્યું હતું. અધ્યાપન વગર માસ્તર ઝૂરતા હોય તેવું લાગતું. કોઈ નદીના મુખ પર પથ્થર દાબી દીધો હોય અને 'સ્વભંગ' પામેલી નદી જે વ્યથા અનુભવે તે વ્યથા અધ્યાપન વગર તે અનુભવતા. અધ્યાપન તેમનું આત્માવિષ્કરણ (selexpression) હતું. કોઈ કલાકાર આત્માવિષ્કરણ વગર રૂંધાય, તેમ માસ્તર પણ અધ્યાપન વગર રૂંધાતા. અધ્યાપન અર્થે પાત્રની શોધમાં તે સીત્તેર વર્ષની વયે મુંબઈ ગયા. તેમના પ્રવાહને ઝીલવા અમે અસમર્થ બન્યાં અને આવી વૃદ્ધ વયે તે મુંબઈ ગયા. તેમની આ શોધમાં એક પ્રકારનું કારુણ્ય મને દેખાતું. તેનો ખટકો આજે પણ મને લાગે છે.

આમ બે વર્ષ મુંબઈ ગાળ્યા પછી તેમને પક્ષાઘાત થયો છે તેવી ખબર મળતાં અમે તેમની પાસે મુંબઈ ગયાં. તે બેશુદ્ધ હતા. શુદ્ધિમાં હતા ત્યારે છેલ્લી ઘડી સુધી તે વાંચતા અને લખતા હતા. પ્રગાઢ શાન્તિ તેમના મુખ પર વિસ્તરેલી હતી. તેમના બ્રહ્મ-ચર્યનું વર્ચસ્વ હતું તે તેવું જ હતું. તે પછી બીજે જ સાંજે માસ્તરનો શ્વાસ વિરમી ગયો.

卐

# ત્રણ એષણાઓ

બાપાલાલ ગ. વૈદ્ય

ચરકસંહિતામાં સૂત્રસ્થાનના અગિયારમા અધ્યાયમાં ત્રણ એષણાઓ સંબંધી માર્મિક સમીક્ષા કરવામાં આવેલી છે. અધ્યાયની શરૂઆતનો જે ફકરો છે તે ચરકના ગદ્યનો સુંદર નમૂનો છે. એનો ભાવાર્થ નીચે મુજબ છે:-

"સત્ત્વ (મન), બુદ્ધિ, પૌરુષ, પરાક્રમ જેનાં હણાઈ નથી ગયાં એવા, અને આલોકમાં અને પરલોકમાં પોતાનું હિત કરવાની જેને ઇચ્છા છે એવા પુરુષે પ્રાણૈષણા, ધનૈષણા અને પરલોકૈષણા—આ ત્રણ એષણાઓ પ્રાપ્ત કરવી જોઈએ." "इष्यते अन्विष्यते साध्यं अनया इति एषणा"—(ચક્રપાણિદત્ત)—એષણા એટલે ઇચ્છા. મનુષ્યજીવનમાં આ ત્રણ એષણાઓ અતિ અગત્યનો ભાગ ભજવે છે.

પ્રાણૈષણામાં કામૈષણા અંતર્ગત છે; ખરી રીતે પ્રાણૈષણા અને ધનૈષણા બન્નેમાં કામૈષણા આવી જાય છે. કારણકે શરીરસંપત્તિ અને ધનસંપત્તિ ઉપર જ કામ નિર્ભર છે. કામૈષણા માટે તો મનુષ્યમાત્ર સ્વતઃ પ્રવૃત્ત થાય છે, એ માટે ઉપદેશની આવશ્યકતા નથી. એટલા કારણથી જ મહર્ષિ ચરકે તેનો જુદો ઉલ્લેખ કર્યો જણાતો નથી.

ચરકની આ ત્રણ એષણાઓને સ્થાને વેદ અને ઉપનિષદોમાં લોકૈષણા, વિત્તૈષણા, દારસુતૈષણાનાં નામો મળે છે. જૈનદર્શનમાં 'આહારસંજ્ઞા,' 'પરિગ્રહસંજ્ઞા,' 'મૈથુનસંજ્ઞા' આવાં નામોથી; બૌદ્ધદર્શનમાં 'ભવતૃષ્ણા,' 'વિભવતૃષ્ણા,' 'કામતૃષ્ણા' આવાં નામોથી; ફારસીમાં જર, જમીન, જોરુ—આવાં નામોથી; અંગ્રેજીમાં 'વાઇન, વેલ્થ અને વુમન'થી અથવા 'ફૂડ, શેલ્ટર અને સ્પાઉઝ'થી અથવા 'હંગર, એક્વિઝિશન અને સેક્સ'થી ઓળખવામાં આવે છે. દેવી ભાગવતમાં 'આહારેચ્છા, ધનેચ્છા વા સ્ત્રીચ્છાપિ તુ વા ભવેત્' આમ કહેવામાં આવ્યું છે.

અધ્યાત્મશાસ્ત્રમાં પ્રાણૈષણાને સ્થાને લોકૈષણા યોજવામાં આવી છે. આ લોકૈષણા-માં જ આહાર-લિપ્સા, યશોલિપ્સા, પરલોક-લિપ્સા અંતર્ગત છે. અન્નમય, પ્રાણમય-કોશાત્મક સ્થૂલ શરીર માટે આહાર જેમ સાધનરૂપ છે તેમ ઉત્તમ કાર્યોથી કમાયેલો યશ મનોમય, વિજ્ઞાનમય, કોશાત્મક સૂક્ષ્મ શરીરનો આહાર બને છે અને પરલોકમાં એ સૂક્ષ્મ શરીર સ્થિતિનું સાધન બની રહે છે. ટૂંકમાં, સ્થૂલ શરીરની દૃષ્ટિએ આહારેચ્છા, ધનેચ્છા, કામેચ્છાનું જે સ્થાન છે તે સૂક્ષ્મ શરીરની દૃષ્ટિએ સન્માનેચ્છા, જ્ઞાન-સંગ્રહેચ્છા (શાસ્ત્રૈષણા), ઐશ્વર્યેચ્છા, અર્થાત્ ઇજ્જત, ઇલ્મી દૌલત અને હકુમત—નું સ્થાન છે.

ચિકિત્સાશાસ્ત્રની દૃષ્ટિએ પ્રાણૈષણામાં આહારેચ્છા અને કામૈષણાનો સમાવેશ થઈ જાય છે કારણકે અધિકાંશ રોગો આ બે એષણાઓના દુરુપયોગથી જ થાય છે—જન્મે છે.

જો આ ત્રણ એષણાઓની પૂર્તિ ઉચિત માત્રામાં, ઉચિત પ્રકારોથી—ન્યાયથી, ધર્મથી, કાયદાથી—કરવામાં આવે, તો સંસારનાં સૌ ઉત્તમોત્તમ સુખો મનુષ્યોને મળે. જો આની પૂર્તિ કરવામાં ન આવે અથવા ન થાય, અથવા અતિમાત્રામાં, અનુચિત માત્રામાં દુષ્ટ પ્રકારોથી—અન્યાય અને અધર્મથી—કરવામાં આવે, તો સંસારની ઘોરતમ દુઃખો મનુષ્યોને ભોગવવાં પડે છે અને ભૂતળ એને માટે જીવતું જાગતું નરક થઈ પડે છે. અત્યારે ચોતરફ જણાતો દાવાનલ એ ખરી રીતે 'ધનૈષણા'ની અનુચિત પ્રકારથી કરવામાં આવતી પૂર્તિને જ આભારી છે.

ચરક કહે છે કે, આ ત્રણ એષણાઓ—મૌલિક વાસનાઓ—પ્રાપ્ત કરવા—પૂર્ણ કરવા જે પ્રયત્નો કરે છે તે જ ખરો પુરુષ છે. યોગીઓને આ એષણાઓ નથી હોતી કે પશુઓને, સામાન્ય મનુષ્યોમાં આ એષણાઓ છે જ; જો ન હોય તો તેને પશુતુલ્ય સમજવો જોઈએ. મનુષ્યમાત્ર આ એષણાઓ સાથે જ જન્મે છે. આ એષણાઓ સિવાય જીવન જ કલ્પી શકાતું નથી. આ એષણાઓની વિશુદ્ધિ ( sublimation ) સાધવી એ જ ખરો પુરુષાર્થ છે. પૃથગ્જનો એષણાઓના ગુલામ બની પશુતુલ્ય જીવન જીવે છે. મહાપુરુષો આ જ એષણાઓનું ઊર્ધ્વીકરણ કરીને મહાન બને છે.

જીવવાની ઇચ્છા, સંતાનની ઇચ્છા, ધન પ્રાપ્ત કરવાની ઇચ્છા, સુખી થવાની ઇચ્છા, ભગવાન મારું ભલું કરે એ ઇચ્છા—કયા મનુષ્યમાં નથી હોતી ? આ એષણાઓનો સ્વીકાર કરવો, એનો વિવેક પારખવો, એની પ્રાપ્તિ માટે સહૃદયી પ્રયત્નો કરવા—આમાં જ માણસાઈ છે. આ એષણાઓની પૂર્તિ ઉપર જ સંપૂર્ણ આરોગ્ય નિર્ભર છે. દીર્ઘ જીવનનો આધાર આ એષણાઓની પરિસમાપ્તિ ઉપર જ છે. સારાં માતપિતાને ઘેર જન્મ, યોગક્ષેમ પૂરતું ધન, સારી સ્ત્રી, સુશીલ સંતાનો, યોગ્ય મર્યાદામાં રહી સેવાતો સુખોપભોગ, અથવા ધર્મ, અર્થ અને કામ—આ ત્રણેના ધર્મથી અવિરોધી એવો સુખોપભોગ—આ સૃષ્ટિમાં જેને સુખ કહે છે તેનાં આ બધાં જનક છે. આ એષણાઓનો ઉલ્લેખ કરીને મહર્ષિ પુનર્વસુએ સુખી—હિત વા દુઃખી—અહિત, એવા ચતુર્વિધ આયુનો સંબંધ આ એષણાઓ સાથે ઓતપ્રોત રહેલો છે એ બતાવ્યું છે. મનુષ્યજીવન એ કંઇ સાધી લીટી જેવું સરળ નથી, પરંતુ વાંકી લીટી જેવું સંકુલ છે. એષણાઓ—વૃત્તિઓ—ઇચ્છાઓ આ બધાનો સંબંધ આયુ અને આરોગ્ય સાથે એવો વણાયેલો છે કે તેની અવગણના થઈ શકે એમ જ નથી.

## પ્રાણૈષણા

ત્રણ એષણાઓમાં પ્રાણૈષણાનું સ્થાન પહેલું છે કારણ કે 'પ્રાણપરિત્યાગે સર્વત્યાગ'—જીવન જ ન હોય તો પછી બીજાં બધાંનું પ્રયોજન જ ક્યાં રહ્યું ! જીવવાની ઇચ્છા પ્રાણીમાત્રમાં રહેલી છે. 'પ્રાણ' શબ્દ અનેક અર્થમાં વપરાય છે પરંતુ અહીં 'પ્રાણ' શબ્દ 'જીવન'ના અર્થમાં જ વપરાયેલો છે. " दशैव आयतनान्याहुः प्राणाः येषु प्रतिष्ठिताः" —ચરક સૂ. ૧૦. પ્રાણનાં દશ આયતનો ચરકે ગણાવેલાં છેઃ બે શંખ (લમણાં), હૃદય, બસ્તિ, શિર, કંઠ, રક્ત, વીર્ય, ઓજ, ગુદા—આ દશ પ્રાણનાં આયતનો છે. અન્યત્ર (શારીર અ. ૭) મૂર્ધા, કંઠ, હૃદય, નાભિ, ગુદા, બસ્તિ, ઓજ, શુક્ર, શોણિત અને માંસ—

આ દશ આયતનો ગણાવેલાં છે. પહેલી યાદીમાં જે શંખ છે તેને બદલે બીજી યાદીમાં નાભિ અને માંસ છે. ટૂંકમાં, આ સ્થાનોમાં પ્રાણનો વાસ છે. ખરી રીતે પ્રાણ સર્વશરીરવ્યાપી છે, પરંતુ આ સ્થાનો વિશેષ પ્રાણવાળાં હોવાથી પ્રાણાયતનો તરીકે ગણવામાં આવ્યાં છે. ગુદાને શરીરનું મૂલ ગણવામાં આવ્યું છે અને ત્યાં અનેક સિરાઓ આવેલી છે. ઔષધોથી પકાવેલાં તેલો બસ્તિવાટે ગુદામાં ચઢાવવામાં આવે છે જે આ સિરાઓ દ્વારા આખા શરીરમાં વ્યાપે છે અને અંગનું પોષણ કરે છે. मूलं गुदं शरीरस्य सिरास्तत्र प्रतिष्ठिताः। सर्वं शरीरं पुष्णन्ति मूर्धानं यावदाश्रिताः॥' ( પરાશર ). અનુવાસન બસ્તિઓ ( આયુર્વેદનું આ વૈશિષ્ટ્ય છે) થી જે ફાયદો થાય છે તે આ ગુદામાં રહેલ પ્રાણશક્તિ ઔષધોના પ્રાણને આત્મસાત્ કરે છે. તેથી હૃદય તો 'પ્રાણાયતન' છે જ. પરમ ઓજસનું સ્થાન અને ચૈતન્યનું આવાસસ્થાન હૃદય જ છે. બસ્તિ પણ એટલું જ અગત્યનું સ્થાન છે. શિરમાં જ સર્વ ઇન્દ્રિયોનો વાસ છે. પ્રાણીમાત્રના પ્રાણોનો વાસ શિરમાં જ છે, અંગોમાં ઉત્તમાંગ શિર જ છે. (સૂ. અ. ૧૭-૧૨). આયુર્વેદમાં હૃદય, બસ્તિ અને શિર—આ ત્રણને પ્રધાન મર્મો ગણેલાં છે. રક્ત પણ એટલું જ અગત્યનું પ્રાણાયતન છે. तद्विशुद्धं हि रुधिरं बलवर्णसुखायुषा। युनक्ति प्राणिनं प्राणः शोणितं ह्यनुवर्तते॥ ( चरक सू. २४-४ ) પ્રાણ શોણિતને જ અનુવર્તી રહે છે. નાભિમાં પણ પ્રાણીમાત્રનો પ્રાણ વસેલો છે એમ સુશ્રુતે કહેલું છે. नाभिस्थाः प्राणिनां प्राणाः प्राणान्नाभिर्व्युपाश्रिता। सिराभिः आवृता नाभिः चक्रनाभिरिवारकैः॥ ( સુશ્રુત શા. સ્થા. અ. ૭-૪ ). પ્રાણીઓના પ્રાણ નાભિમાં વસેલા છે. પ્રાણો પણ નાભિ-આશ્રિત જ છે. પૈડાંના આરાઓની માફક નાભિમાંથી સિરાઓ ચારેય બાજુ નીકળેલી છે. ટૂંકમાં, દરેક સ્થાન ખૂબ જ મહત્ત્વનાં છે. પ્રાણ વાયુનું પણ નામ છે. પ્રાણવાયુ જ શરીરનો પ્રાણ છે. પ્રાણ જ આ શરીરનો Vital force છે. આ પ્રાણની રક્ષા કરવી એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે અને આ રક્ષા માટેની એષણા મનુષ્યહૃદયમાં ખૂબ જ દૃઢમૂલ થયેલી છે. પ્રાણશક્તિ જ મનુષ્યની ખરી શક્તિ છે. મનુષ્યશરીરની ચોતરફ પ્રાણશક્તિનું કવચ રહેલું છે. આ કવચ ભેદીને આગંતુક ગ્રહો વ્યાધિરૂપમાં શરીરમાં પ્રવેશ પામે છે એમ યોગીઓ માને છે. પ્રાણશક્તિ પ્રબળ હોય તો રોગો શરીરમાં પ્રવેશી શકતા જ નથી. આ પ્રાણશક્તિ માટે કોઈ અંગ્રેજી શબ્દ મને જડતો નથી.

સર્વ પ્રાણીઓમાં રહેલા પ્રાણ માટે શાસ્ત્રોમાં 'હિરણ્યગર્ભ' શબ્દ વપરાયેલો છે. સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓના પ્રાણનો આધાર સૂર્ય છે; સૂર્યનું નામ પણ હિરણ્યગર્ભ છે. સર્વ પ્રાણીઓના શરીરમાં જે ઊષ્મા રહેલી છે તે આ પ્રાણતત્ત્વને આભારી છે. રુધિરશુદ્ધિ, પાચનક્રિયા, મલવિસર્જન, ધાતુપોષણ ઇત્યાદિ શરીરની ક્રિયાઓ પ્રાણ ઉપર જ નિર્ભર છે માટે જ શાસ્ત્રોમાં પ્રાણની સુંદર શબ્દોમાં સ્તુતિ ગાયેલી છે.

સૂર્ય, પૃથ્વી, ગ્રહો, ઉપગ્રહો અને પ્રાણીશરીરો—આની વચ્ચે પરસ્પર પ્રાણની પ્રતિક્રિયા ચાલી રહેલી છે. પ્રાણ એ એક અતિ સૂક્ષ્મ અને ઇન્દ્રિયોથી અગ્રાહ્ય જેવો તરલ પદાર્થ છે.

મનુષ્યોના શરીરમાં મજ્જાતંતુઓનો ગહનસમૂહ છે તેમ નાડીચક્રો પણ છે. નાડીઓમાં જરા પણ રુધિર નથી હોતું પણ વિદ્યુતમય તેજ જેવો પદાર્થ હોય છે. નાડીચક્ર-

સમૂહનું અને તેમાંથી નીકળતા અતિ બારીક મજ્જાતંતુઓનું પોષણ વિદ્યુતથી જ થાય છે. આ વિદ્યુત તેને શુદ્ધરક્તવાહી ધમનીઓ અને અશુદ્ધ રક્તવાહી શિરાઓમાંથી મળી રહે છે.

નાડીચક્રનું મુખ્ય સ્થાન મસ્તિષ્ક છે; આમાંથી જ નાનામોટા મજ્જાતંતુઓ નીકળી શરીરના પ્રત્યેક ભાગ ઉપર પથરાયેલા છે. આ જ પ્રમાણે રક્તવાહિની નાડીઓ પણ સકલ શરીરમાં પથરાયેલી છે. નાડીચક્રમાંથી નીકળેલ મજ્જાતંતુઓ, રક્તવાહિનીઓમાંથી વિદ્યુત ખેંચવાનું કામ કરે છે. રુધિરના અભિસરણમાં ધમનીઓમાં જે ઘર્ષણ થાય છે તેથી રુધિરની સાથે મળેલી વિદ્યુતશક્તિ મજ્જાતંતુઓ ભણી ખેંચાઈ આવે છે. જ્યારે ધમનીઓમાંનું રુધિર બીજી સર્વે નાની નસોમાં ફરીને ફેફસાં આગળ પાછું ફરે છે ત્યારે તેમાંની વિદ્યુત જતી રહેલી હોય છે. બહારના પ્રાણવાયુમાં જે વિદ્યુત રહેલી છે તે ફેફસાં શ્વાસ દ્વારા લઈ લે છે અને તેથી લોહીમાં મળે છે. આ પ્રમાણે રુધિરાભિસરણક્રિયામાં વિદ્યુતનો પુનઃ પુનઃ સંચાર થયા જ કરે છે. રુધિર આ વિદ્યુત મજ્જાતંતુઓને સોંપે છે. રુધિરમાં મળેલી વિદ્યુત કંઈક ઘર્ષણને લઈને તેમજ કંઈક આકર્ષણને લઈને નાડીચક્રમાં જતી રહે છે. નાડીચક્ર અને મજ્જાતંતુઓ—બન્નેનું પોષણ કરનાર આ વિદ્યુત છે. જેટલે અંશે આ વિદ્યુતની નાડીચક્રમાં કે અતિ બારીક મજ્જાતંતુઓમાં ખામી, તેટલે અંશે તે માણસનું મન નિર્બળ કે અશક્ત હોય છે.

નાડીચક્રમાં ત્રણ પ્રકારની પ્રાણવહા મજ્જાઓ રહેલી છે. એકના ઉપર સંકલ્પની સત્તા હોય છે. બીજી ઉપર સંકલ્પની સત્તા નથી હોતી. ત્રીજીમાં લાગણી બતાવવાનો ગુણ રહેલો છે તેથી શરીરના અમે તે ભાગના સ્પર્શનું આપણને જ્ઞાન-ભાન થાય છે. પ્રથમ પ્રકારના મજ્જાતંતુઓ ઉપર આપણા સંકલ્પની સત્તા છે એટલે તેમનામાં રહેલ વિદ્યુતને આંખ, હાથ કે શ્વાસદ્વારા બહાર કાઢી સંકલ્પાનુસાર બીજા પ્રાણીઓમાં તેનો પ્રવેશ કરાવી શકાય છે અથવા તે વડે બીજા મનુષ્યાદિમાં રહેલાં શુભાશુભ તત્ત્વનું આકર્ષણ કરી શકાય છે. આવી રીતે વિદ્યુતને–પ્રાણકલાને–પ્રવેશ કરાવવાની તથા સારાં–નરસાં તત્ત્વોને ગ્રહણ કરવાની વિદ્યાને ' પ્રાણવિનિમય વિદ્યા ' કહેવામાં આવે છે. મેસ્મર નામના વિદ્વાને આનો પરિચય સાધી રોગનિવારણની નવીન પદ્ધતિ જન્માવી છે, જે તેના નામ ઉપરથી ' મેસ્મેરિઝમ ' તરીકે લબ્ધપ્રતિષ્ઠ છે. ' ક્રિશ્ચિયન સાયન્સ 'નું ઉદ્‌ગમસ્થાન પણ આમાં જ છે.

જેમ લોહચુંબકમાંથી લોઢાને આકર્ષણ કરવાનો પ્રવાહ હમેશાં બહાર વહન કર્યા કરે છે તેમ પ્રત્યેક પ્રાણીમાત્રમાંથી પોતપોતાની પ્રાણકલાનો પ્રવાહ નિરંતર પોતાની આસપાસ વહન કર્યા કરે છે. આ ઉપરથી સમજાશે કે પ્રત્યેક પ્રાણી પોતપોતાની પ્રાણકલાના બલના પ્રમાણમાં પોતપોતાના ગુણોનો અદલોબદલો કર્યા જ કરે છે. પ્રબલ પ્રાણશક્તિ–પ્રાણકલા–વાળા સજ્જનના સહવાસથી બુદ્ધિમાં સુધારો, સારા વિચારો અને વિશુદ્ધ આનંદ પ્રાપ્ત થાય છે, જ્યારે દુર્બલ કે દુષ્ટ પ્રાણકલાવાળા મનુષ્યના સહવાસથી બુદ્ધિમાં બિગાડ અને દુષ્ટ વિચારો થાય છે. મનુષ્યના સ્થૂલ શરીરનું બંધારણ જોતાં તેના સ્થૂલ શરીરના પ્રત્યેક વ્યાપારનો આધાર તેના સૂક્ષ્મ શરીર ઉપર છે એમ લાગે છે. નાસિકામાં રહેલ સ્થૂલ પ્રાણનો સૂક્ષ્મ પ્રાણ સાથે સંબંધ છે જ. આવી રીતે બુદ્ધિ, ચિત્ત, મન વગેરેનું સમજવાનું છે. સૂક્ષ્મ શરીરમાં પ્રાણનો વાસ છે. સ્થૂલ શરીરમાં, આપણે ઉપર જોઈ ગયા તેમ, નાડી-

મજ્જા અને મજ્જાતંતુઓમાં પ્રાણતત્ત્વનો વાસ છે જ. આ પ્રાણતત્ત્વને કે પ્રાણશક્તિને બહાર જતી રોકવી, શરીરમાં જ આત્મસાત્ કરવી કે ઊર્ધ્વગામી બનાવવી–એને જ સ્વામી વિવેકાનંદે 'ઓજશક્તિ' વા 'કુંડલિની શક્તિ' તરીકે વર્ણવેલી છે. જેટલે અંશે માણસ શાંત, નિઃસ્પન્દ રહી શકે, ઉચ્ચ જીવનની અભીપ્સાથી વાસનામાત્રને કાબૂમાં રાખી શકે તેટલે અંશે તેની પ્રાણશક્તિ વિશુદ્ધ અને બળવતી રહી શકે. ચિત્તનાં બે બીજ છેઃ (૧) ચિત્ત અને (૨) પ્રાણ. એકનો નિરોધ થયે બીજાનો પણ આપોઆપ જ નિરોધ થાય છે. ચિત્ત અને પ્રાણ દૂધ અને જળની માફક જ સંલગ્ન રહેલાં છે. પ્રાણની પ્રવૃત્તિ થાય છે કે તુરત જ ચિત્તની પ્રવૃત્તિ શરૂ થાય છે. આથી જ પતંજલિએ અને આપણાં શાસ્ત્રોએ પ્રાણાયામ–પ્રાણશક્તિના નિયમન–ઉપર ખૂબ ભાર મૂક્યો છે ચિત્તશુદ્ધિ માટે પ્રાણશુદ્ધિ આવશ્યક છે. પ્રાણશુદ્ધિ માટે સજ્જનસહવાસ અને દુર્જનપરિત્યાગ આવશ્યક છે. આપણી સંસ્કૃતિમાં યમ, નિયમ, સદાચાર, સત્ય, દયા વગેરે ઉપર જે ભાર મૂક્યો છે તે પ્રાણની વિશુદ્ધિ માટે જ. વાગ્ભટે (અ. હૃદય શા. સ્થા. અ. ૩) આયુર્વૃદ્ધિકર ગણ સૂચવેલો છે જેમાં—

दानशीलदयासत्यब्रह्मचर्यकृतज्ञताः ।
रसायनानि मैत्री च पुण्यायुर्वृद्धिकृद्गणः ॥ १२० ॥

રસાયનાધ્યાયમાં ચરકે પણ આ બધા ઉપર ખૂબ ભાર મૂક્યો છે. આ જ આપણી Natural Immunity છે અને આથી જ 'આયુર્વૃદ્ધિકૃદ્ગણ' એ આયુર્વેદની વિશેષતા છે.

ચિરકાલના અભ્યાસથી પક્વ થયેલી પ્રાણની પ્રબલતા કિંવા નિર્બલતા વંશપરંપરાગત ઊતરી આવે છે. આને લઈને જ પ્રાણોસ્વભાવની વિવિધતા જોવામાં આવે છે. ચાતુર્વર્ણ્યની ભાવના પાછળ કદાચ આ જ ભાવ હોય તો નવાઈ નહીં.

સ્વામી વિવેકાનંદ કહે છે કે મનુષ્ય મનુષ્ય વચ્ચેનું પાર્થક્ય બતાવનાર ઓજ છે. જેમાં વિશેષ ઓજ હોય છે તે જ મનુષ્યોનો નેતા થાય છે. ઓજથી મનુષ્યની આકર્ષણશક્તિ ખૂબ થાય છે. Nerve Currents માંથી ઓજ ઉત્પન્ન થાય છે. કામાવેગની શક્તિમાં આ વિશેષ પ્રકટ થાય છે, એ એની ખાસ વિશેષતા છે. જો કેન્દ્રોની શક્તિનો અપવ્યય–દુર્વ્યય કરવામાં ન આવે તો તેમાંથી ઓજશક્તિ નિષ્પન્ન થાય છે. આ કામકેન્દ્રો કરોડના અંત ભાગમાં–Sacral plexusમાં આવેલાં છે. મગજમાંથી જે બે મહાન મજ્જા–પ્રવાહો nerve currents ઉદ્ભવે છે તે કરોડરજ્જુની બે બાજુ પરથી નીચે ઊતરે છે. ઊતરતાં અગાઉ આ બે પ્રવાહો મસ્તિષ્કના પાછલા ભાગમાં અંગ્રેજી આઠડાના આકારે ક્રોસ થાય છે એટલે શરીરનો ડાબો ભાગ મગજના જમણા ભાગ દ્વારા અને જમણો ભાગ મગજના ડાબા ભાગ દ્વારા નિયંત્રિત થયેલ છે. આ પંથમાં છેલ્લું સ્થાન કામકેન્દ્ર (sexual centre) નું છે. મગજમાંથી ઉપરોક્ત બે મહાપ્રવાહો સાથે ઊતરી આવેલી ચૈતન્યશક્તિ અહીં આગળ સેક્રલ પ્લેક્સસમાં સતત વૃદ્ધિગત થતી જ જાય છે સેક્રલ પ્લેક્સસની ઉપગનું હાડકું, એ જ કરોડરજ્જુની અંતિમ મર્યાદા છે. તંત્રની પરિભાષામાં આને જ "ત્રિકોણ" તરીકે ઓળખાવવામાં આવેલ છે. શક્તિ આ ત્રિકોણની પાર છે. એટલે આ શક્તિને 'ભુજંગશક્તિ'–Serpent

સૌથી નબળું છે. નબળું એટલું જ નહીં આ વિજ્ઞાનના ઓઠા નીચે જ કામશક્તિએ આજે માઝા મૂકી છે. ફ્રૉઇડના માનસશાસ્ત્રે પણ બાળ્યો છે. 'ભાવતું'તું ને વૈદે કહ્યું' એવું ફ્રૉઇડના વિષયમાં થયું છે. એની Libido-કામૈષણાએ જુવાનિયાંના મગજમાં વિષ રેડ્યું છે અને એ ઝેર નાબુદ થતાં વર્ષો લાગશે. સામાજિક મનાઈ પણ હવે નિષ્ફળ બની ગઈ છે અથવા બનવા આવી છે.

જૅકસ કહે છે કે સમાજમાં સૌન્દર્યોપાસનાને—સૌન્દર્યભાવનાને જાગૃત કરવા ઉપર ખૂબ ભાર મૂકવો જોઈએ. આપણે ગુમાવેલા વારસામાં એ સૌથી મોટામાં મોટો વારસો છે. સત્યં, શિવં, સુંદરમ્-એ ભારતીય કલાનો આત્મા છે. કલાદ્વારા સૌંદર્યભાવનાને જીવન્ત બનાવી શકાય છે. જ્યારે ધર્મ ક્ષીણ થાય છે, ત્યારે ખરી રીતે કલા જ તેનો ઉદ્ધાર કરે છે. આજે તો કલા પણ વિકૃત થઈ છે એટલે સૌંદર્યભાવના પણ ભ્રષ્ટ બની છે આપણા શિક્ષણનો પાયો જ દોષભરપૂર છે. સમાજમાંથી કામવાસના ઓછી કરવાનો માર્ગ સૌંદર્ય-દૃષ્ટિ કેળવવી એ જ છે. પ્રાણની ભરતી ચઢે છે, ત્યારે જ સમાજમાંથી નિર્બળતા—નિર્માલ્યતા નાશ પામે છે. આ પ્રાણની ભરતીનો ઓટ આજે હિંદુસ્તાનમાં ચાલી રહ્યો છે. એટલે જ નવું સર્જન શક્ય નથી અને કૂપમંડૂકતા અને પામર લાચારી નજરે ચઢે છે. અસ્તુ.

આયુર્વેદમાં પ્રાણૈષણાની પ્રાપ્તિ માટે દિનચર્યા, રાત્રિચર્યા, સ્વસ્થવૃત્ત-વગેરે ઉપદેશેલ છે. સ્વસ્થવૃત્ત એ આયુર્વેદનું અનોખું અંગ છે. સ્વસ્થવૃત્તની અનુવૃત્તિ ઉપર જ પ્રાણૈષણા નિર્ભર છે. પ્રાણીમાત્રના પ્રાણ અન્નથી પોષાય છે એટલે 'આહારવિધિ'નો સ્વસ્થવૃત્તમાં વિચાર થયેલો છે. સદાચાર સિવાય દીર્ઘ આયુષ્ય સંભવે નહિ એટલે સ્વસ્થવૃત્તમાં સદાચાર પણ સુંદર રીતે વર્ણી લીધો છે. ટૂંકમાં, સ્વસ્થવૃત્તમાં જે કંઈ કહેવામાં આવ્યું છે તેના પાલન ઉપર જ પ્રાણૈષણા નિર્ભર છે. અને નિરંતર શીર્યું પતું શરીર છે એટલે રોગો પણ આવવાના જ; તો તે વખતે ગભરાયા વિના શાંત ચિત્તે ઈલાજ કરવો જોઈએ. સ્વસ્થવૃત્તાનુવૃત્તિ અને આતુરવિકારપ્રશમન આ બે ઉપર બરાબર ધ્યાન દેવામાં આવે તો પ્રાણૈષણા સિદ્ધ થાય. પ્રાણનું અનુપાલન એટલે દશ પ્રાણાયતનો ઉપર તલસ્પર્શી વિચાર, સ્વસ્થવૃત્તમાં ઉપદેશેલ વાતોનું સમ્યક્ આચરણ.

## ૨ ધનૈષણા

પ્રાણ પછી બીજા નંબરે ધનની એષણા આવે છે. ખરી રીતે તો પ્રાણૈષણાની અંદર જ આનો પણ સમાવેશ થઈ જાય છે પરંતુ ધનૈષણા વિષે મહર્ષિને અમુક સૂચનો કરવાનાં છે એટલે એનો ખાસ ઉલ્લેખ કર્યો છે. જેમ મહર્ષિ કામની નિંદા કરતા નથી તેમ ધનની પણ નિંદા કે અવગણના કરતા નથી. ધન એ પ્રબલ શક્તિ છે અને મનુષ્યના જીવનમાં એનો ફાળો જેવો તેવો નથી એ બતાવવાનો આ પ્રયત્ન છે. 'नहि अतः पापात् पापीयोऽस्ति यदनुपकरणस्य दीर्घमायुः । तस्मात् उपकरणानि पर्येष्टुं यतेत ॥'-(ચરક સૂ. ૧૧—૫) આ જગતમાં ઉપકરણો—સાધનો વિનાનો માણસ લાંબો વખત જીવે તેના જેવો બીજો કોઈ જ પાપી નથી. માટે પ્રત્યેક વ્યક્તિએ પોતાને માટે અને પોતાના કુટુંબ માટે પૂરતા

સાધનો વસાવવા–પ્રાપ્ત કરવા પૂર્ણ પ્રયત્ન કરવો જોઈએ. અહીં પાપ શબ્દનો અર્થ દુઃખ થાય છે; એટલે 'પાપી'ની જગાએ 'દુઃખી' શબ્દ મૂકી શકાય છે. પ્રત્યેક વ્યક્તિએ પોતાના કુટુંબ માટે ઉપકરણો–દેહનિર્વાહ માટે આવશ્યક ધનપ્રપંચ મેળવવા પ્રયત્નો કરવા જ જોઈએ. આરોગ્યરક્ષા માટે, સંસારના ભોગો માટે અને ધર્મસાધના માટે ધનની જરૂર પડશે જ. લોકોત્તર મનુષ્યોને માટે આ નિયમ નથી, પરંતુ સામાન્ય કોટીના સમાજના એક મોટા વર્ગની આ વાત છે. ગૃહસ્થાશ્રમીને કઈ ચીજની જરૂર નથી પડતી? સ્ત્રી હોય તો તેને માટે સુંદર વસ્ત્રો (મહાભારતકારે કહ્યું છે કે, ખરાબ વસ્ત્રોથી સ્ત્રીને બચાવવી જોઈએ અર્થાત્ સ્ત્રીઓને સુંદર વસ્ત્રો આપવાં જ જોઈએ) અને આભરણો જોઈએ. બાળકો હોય તો તેના માટે દૂધ, માખણ, ફલફલાદિ, મિષ્ટાન્ન વગેરે જોઈએ. બાળકોની કેળવણી માટે પૈસો જોઈએ. ઘરમાં સારું રાચરચીલું જોઈએ. આ બધું ધન માગે છે. સુખ અને ભોગ ધનનાં જ અનુષંગી છે. લાંબું આયુષ્ય હોય અને ઘરમાં ખાવા ન હોય તો એના જેવું બીજું ભારે દુઃખ શું હોય? આ જમાનાની ધનપ્રાપ્તિ પાછળની દોડધામ જુઓ અને આજના અનેક રોગો એ દોડધામમાંથી જન્મેલા જણાય છે. જે સમાજ સુખેથી, નિશ્ચિંતતાથી; ધર્મમાર્ગથી ધન કમાઈ શકતો હોય તે જ સમાજ સુખી અને નીરોગી હોવાનો. માણસ શો ધંધો કરે છે તે મને કહો, તો હું તે ઉપરથી તેનું આરોગ્ય કેવું હશે તે કલ્પી શકું. ધંધા અને આરોગ્યને નિકટનો સંબંધ છે. માણસના ધંધાને કે આજીવિકાને તેનાં આરોગ્ય અને આયુષ્ય સાથે નિકટનો સંબંધ છે. જે યુગ કે જે સમાજ સર્વ માણસોને માટે પુષ્ટિકર આજીવિકાની સગવડ નથી આપતો તે યુગ અને તે સમાજ એટલે અંશે જરૂર દોષિત છે. મજૂરી કરીને, શાસ્ત્ર અને સજ્જનોથી અવિગર્હિત એવો ધંધો કરીને, પોતાનું અને કુટુંબનું પોષણ કરવું એ વ્યક્તિ માત્રની પવિત્ર ફરજ છે. આ યુગની જટિલ સમસ્યાઓનાં મૂળમાં આજના ધંધાઓ છે. મીલોમાં અને ખાણોમાં તનતોડ કામ કરતી મજૂર સ્ત્રીઓ પાસેથી Radiant motherhoodની આશા શી રખાય? અને તનતોડ મજૂરી કર્યા પછી, આનંદ માટે, પરસેવાથી કમાયેલા પૈસા સીનેમામાં, પીઠામાં કે વેશ્યાવાડામાં, બરબાદ કરતા મજૂરો, કારીગરો અને કામદારોના સ્વાસ્થ્યનો વિચાર કરતાં એમના ધંધાની ફિલસૂફીમાં ઊતરવા જેવું નથી લાગતું શું? મનુષ્ય જે ધંધો કરતો હોય તેમાં તેને રસ અને આનંદ પ્રાપ્ત થતો હોય, તો તે જ ધંધો વૃત્તિપુષ્ટિકર તેને માટે ગણાય. મનુષ્યમાત્ર પોતાના ધંધામાં જ્યારે પોતાનો આત્મા પરોવશે, તેમાંથી રસ પ્રાપ્ત કરતો થશે, તેમાં તેને આત્મીયતા જણાશે ત્યારે જ તે અખૂટ આનંદ પોતાના કામમાંથી મેળવશે. જ્યારે મજૂરો જે કામ કરે તે 'મારું પોતાનું એ કામ છે,' એમ માનીને કરશે ત્યારે જ તેઓ એ કામમાંથી રસ, આનંદ અને સ્ફૂર્તિ પ્રાપ્ત કરશે; બાકી દિવસના આઠ કલાક કામ કરવાના કે ચાર કલાક કરવાના કાનૂનો ભલે ઘડાય, એ બધું ધૂળ ઉપર લીંપણ જેવું જ થશે. આજે મીલમજૂરોને, ઑફિસ કારકુનોને અને અન્ય સુમારના વગેરેને જે અસંતોષ છે તે તેમના ધંધામાંથી જ પ્રાપ્ત થયેલો છે. 'હિબર્ટ જર્નલ'ના અધિપતિ શ્રી જેક્સના વિચારો આ વિષયમાં જાણવા જેવા છે:—

"આજનાં સ્ત્રી–પુરુષો જેવાં છે તેવાં તેમને બનાવનાર શારીરિક ને માનસી અનેક અસરોમાં, તેઓ જે અનેક ધંધાઓ વડે પોતાનો જીવનનિર્વાહ કરે છે,

તેમની અસર મુખ્ય છે એ નિર્વિવાદ છે. આ વસ્તુ છૂટાંછૂટાં સ્રીપુરુષો માટે જ સાચી છે એમ નથી, પરંતુ આખી પ્રજાઓ, સમાજો, સંસ્કૃતિ અને ઐતિહાસિક યુગો માટે પણ સાચી છે...કોઈ સંસ્કૃતિની રોટી કમાવાની પ્રવૃત્તિ જો તેના આધ્યાત્મિક પોષણમાં જરા પણ ફાળો નહિ આપતી હોય, તો ગમે તેટલી સમાજ-સુધારણાઓ, રાજકીય ફિલસૂફીઓ અને ધાર્મિક પુનરુત્થાનો હોવા છતાંય, તેનો આત્મા ભૂખે જ મરી જવાનો. થાને ટકાવી રાખવા જે ઔષધો, ઉત્તેજકો યા ઉદ્દીપનો યોજવામાં આવશે, તેમનાથી તેની આધ્યાત્મિક અવનતિની ક્રિયા જ વધુ વેગવંત બનવાની...યંત્રોદ્યોગવાદના દોષમાં ધનસંપત્તિ થોડાક જ માણસોના હાથમાં જઈ પડે એ દોષ તો નાનો છે, પરંતુ થોડાક જ માણસોના હાથમાં 'કુશળતા' જાય છે એ તેનાથી મોટો દોષ છે..."

કારીગરો મટ્યા પછી દવેના વૈદો દવા બનાવવાની પોતાની 'કુશળતા' ગુમાવી રહ્યા છે. એ કુશળતા અને એમાંથી પ્રાપ્ત થતો વિશ્વાસ અને આનંદ વૈદો માટે વિચારવા જેવો વિષય નથી શું? કે પછી આ અવિચારી જમાનામાં બધી સારી ચીજોનો ભોગ અપાશે અને ક્ષણિક કાળે જ રાંડવા પછી ડહાપણ આવશે શું? મનુષ્યનો ધંધો કે મજૂરી, ફક્ત રાષ્ટ્રનો આર્થિક પ્રશ્ન જ નથી. એ તો જીવનનાં બધાં શ્રેયોના મૂળમાં છે. રોગ-મીમાંસકો આજે જે સામાજિક રોગોનું નિદાન કર્યા કરે છે તે બધાનું મૂળ જોવા જઈએ તો કામમાંથી ગયેલાં કુશળતા અને આનંદ; અને તે થકી નીપજેલાં દુઃખ અને કંટાળો; અને આમાંથી છૂટવા દારૂ, વેશ્યાઓ અને સીનેમાઓ પાછળ ભટકતાં ટોળાંઓ—આમાં છે. ફુરસદના વખતમાં દાખવવામાં આવતી મૂર્ખતાનો, મજૂરી દરમિયાન કરવા પડતાં ગધ્ધાવૈતરાં સાથે શો સંબંધ છે, તેનો તલસ્પર્શી અભ્યાસ થવાની જરૂર છે. કદાચ એ આપણા સામાજિક ઈતિહાસનું કાળામાં કાળું પ્રકરણ બને. આજના ઘણા રોગોનું કારણ 'જડ મજૂરી' 'જડ ફુરસદ'માં જ રહેલું વિચારકોને જણાશે.

બર્ટ્રાન્ડ રસેલ કહે છે કે, જ્યારે દિવસમાં ચાર કલાક કામ કરવું પડશે ત્યારે જ ફાજલ વખતમાં આધ્યાત્મિક, નૈતિક ઉન્નતિ સાધી શકાશે. પરંતુ આ માટે અમેરિકામાં પ્રયોગો થયા છે અને પુરવાર થયું છે કે ફુરસદનો વખત કેમ ગાળવો એનું જ્યાં સુધી લોકોને ભાન થયું નથી ત્યાં લગી એ ફુરસદનો તો ભયંકર દુર્વ્યય જ થવાનો. છુટ્ટીના વખતમાં મજૂરો અને કારીગરો દારૂ, રંડીબાજી, અને રાતના ઉજાગરા કરીને લોથપોથ થઈ જાય છે અને સોમવારે કામ પર ચડે છે ત્યારે ઓછામાં ઓછું કામ આપી શકે છે એમ અનુભવથી સિદ્ધ થઈ ચૂક્યું છે. એટલે કાનૂનોથી વખતના કલાક ઘટાડવા પહેલાં કારીગરોને 'ફુરસદની ફિલસૂફી' સમજવાની યોગ્યતાવાળા બનાવવા પડશે. જ્યારે મજૂરો વગેરે પોતાના કામમાંથી જ રસના ઘૂંટડા અને આનંદ પ્રાપ્ત—કરશે—ત્યારે જ આજના અનેક જટિલ પ્રશ્નો આપોઆપ ઊકલી જશે. પરંતુ આ માટે પારસમણિનો સ્પર્શ જોઈએ. એ પારસમણિ સમાજનો સમજુવર્ગ—શિષ્ટવર્ગ—બનશે ત્યારે તેના પવિત્ર સ્પર્શે સહુ પ્રાણવન્તું અને પવિત્ર થશે એટલે 'પોતાની જાતને સુધારવી,' 'પોતાના આત્માને ઓળખવો', 'સર્વાંગ વિશુદ્ધિ કેળવવી'—આ જ્યારે વ્યક્તિમાત્ર સમજશે ત્યારે જ વિશુદ્ધ પ્રાણના સ્પર્શે સૌ નવપલ્લ-

સાધનો વસાવવા-પ્રાપ્ત કરવા પૂર્ણ પ્રયત્ન કરવો જોઈએ. અહીં પાપ શબ્દનો અર્થ દુઃખ થાય છે; એટલે 'પાપી'ની જગ્યાએ 'દુઃખી' શબ્દ મૂકી શકાય છે. પ્રત્યેક વ્યક્તિએ પોતાના કુટુંબ માટે ઉપકરણો-દેહનિર્વાહ માટે આવશ્યક ધનપ્રપંચ મેળવવા પ્રયત્નો કરવા જ જોઈએ. આરોગ્યરક્ષા માટે, સંસારના ભોગો માટે અને ધર્મસાધના માટે ધનની જરૂર પડશે જ. લોકોત્તર મનુષ્યોને માટે આ નિયમ નથી, પરંતુ સામાન્ય કોટીના સમાજના એક મોટા વર્ગની આ વાત છે. ગૃહસ્થાશ્રમીને કઈ ચીજની જરૂર નથી પડતી! સ્ત્રી હોય તો તેને માટે સુંદર વસ્ત્રો (મહાભારતકારે કહ્યું છે કે, ખરાબ વસ્ત્રોથી સ્ત્રીને બચાવવી જોઈએ અર્થાત્ સ્ત્રીઓને સુંદર વસ્ત્રો આપવાં જ જોઈએ) અને આભરણો જોઈએ. બાળકો હોય તો તેના માટે દૂધ, માખણ, ફલફળાદિ, મિષ્ટાન્ન વગેરે જોઈએ. બાળકોની કેળવણી માટે પૈસો જોઈએ. ઘરમાં સારું રાચરચીલું જોઈએ. આ બધું ધન માગે છે. સુખ અને ભોગ ધનના જ અનુષંગી છે. લાંબું આયુષ્ય હોય અને ઘરમાં ખાવા ન હોય તો એના જેવું બીજું ભારે દુઃખ શું હોય? આ જમાનાની ધનપ્રાપ્તિ પાછળની દોડધામ જુઓ અને આજના અનેક રોગો એ દોડધામમાંથી જન્મેલા જણાય છે. જે સમાજ સુખેથી, નિશ્ચિંતતાથી; ધર્મમાર્ગથી ધન કમાઈ શકતો હોય તે જ સમાજ સુખી અને નીરોગી હોવાનો. માણસ શો ધંધો કરે છે તે મને કહો, તો હું તે ઉપરથી તેનું આરોગ્ય કેવું હશે તે કલ્પી શકું. ધંધા અને આરોગ્યને નિકટનો સંબંધ છે. માણસની ધંધાને કે આજીવિકાને તેનાં આરોગ્ય અને આયુષ્ય સાથે નિકટનો સંબંધ છે. જે યુગ કે



× ૧ જામનગર શ્રી ગુલાબકુંવરબા આયુર્વેદિક સોસાયટીનું મુખપત્ર આયુર્વેદ(આયુષ્ય)માંથી ઉદ્ધૃત

# એક અભૂતપૂર્વ વિશ્વવિદ્યાલય (!)

રજુ કરનાર : જયંતીલાલ આચાર્ય

મથાળું વાંચીને કોઈ આશ્ચર્ય ન પામે, કારણ કે એ વિશ્વવિદ્યાલય હજુ સ્થપાયું નથી. આ તો માત્ર તેની એક યોજના રજુ કરવામાં આવે છે. હમણાં હમણાં આપણે વિશ્વવિદ્યાલયની વાતો વાંચીએ છીએ ને ? અમનેય એનો એક વિચાર આવ્યો, એટલે જનતાના હિતને માટે—કારણ કે, હવે તો આપણે ત્યાં ઘણાં માણસો લોકોનું કલ્યાણ થાય, તેટલા માટે જે કાંઈ કરે છે, તે કરે છે (!)— મારા મિત્રોએ અને મેં વિચારેલી યોજનાની આછી રૂપરેખા અહીં રજૂ કરું છું. જમાનો જાહેરાતનો હોઈ અમે આમ કરવું ઈષ્ટ ધાર્યું છે.

જેવા આપણે ભણીગણીને જિંદગીની અભિમુખ થઈએ છીએ, તેવો એક મહા પ્રશ્ન આપણી સામે સ્થિર ભાવે ખડો થયેલો જણાય છે. હવે શું ? ઘણાય વિદ્યાર્થીઓને અમે એ મહા પ્રશ્નના ઉકેલ માટે મથતા જોયા છે. ભણે ત્યાં સુધી તો જાણે કે ગાઈડથી કે કોઈ માર્ગદર્શિકાથી ગબડાવ્યે રાખે, પણ જ્યાં જીવન પોતે જ પોતાના નક્કર જટિલ સ્વરૂપમાં સામું ખડું થાય છે, ત્યાં કઈ ગાઈડ કામ લાગે ! એટલે આવી ડામાડોળ સ્થિતિમાંથી વિદ્યાર્થીવર્ગને બચાવી લેવા એક નવી ઢબના વિદ્યાલયની જરૂર રહે છે, અને આ વિદ્યાલય એવી ખોટ પૂરી પાડવાનો અત્યારે તો ઇરાદો સેવે છે.

કોઈ કહેશે કે, તમે વિશ્વવિદ્યાલયની મોટી મોટી વાતો કરવા માંડો છો, પરંતુ વિશ્વવિદ્યા કોને કહેવાય, એનો કંઈ ખ્યાલ છે ? અરે વિદ્યા કોને કહેવાય તેય જાણો છો ? અમે કહીશું કે ભાઈ, જ્યારે આવું કામ લઈ બેઠા છીએ, ત્યારે શું એટલોય વિચાર નહિ કર્યો હોય ? અમે કેટલાય પ્રાચીન અને અર્વાચીન વિશ્વવિદ્યાલયોનો અભ્યાસ કર્યો છે અને જનતાના કલ્યાણને માટે કેટલોય પરિશ્રમ ઉઠાવ્યો છે, અને ત્યાર પછી આ કામ હાથ ધર્યું છે. એમ ન માનતા કે, અમે ધનને મહત્ત્વ આપીએ છીએ, એમ ન માનતા કે અમે કોઈ ધનિકની ભાવનાઓની મશ્કરી કરીને ધન કઢાવી લઈએ છીએ. તમે ક્યાં નથી જાણતા કે, અમે શુદ્ધ વિદ્યાના ઉપાસકો છીએ અને આજીવન એ જ વ્રત લઈને બેઠા છીએ ! અસ્તુ !

ઉપર જે વિશ્વવિદ્યાલયની વાત કરી તેનું નામ "જીવન વિશ્વવિદ્યાલય." રહેશે. આમાં દાખલ થવા ઈચ્છનાર વિદ્યાર્થીએ મેટ્રીક તો પાસ કરી જ હોવી જોઈશે.

આ વિશ્વવિદ્યાલયનો અભ્યાસક્રમ બે મુખ્ય ભાગમાં વહેંચી નાખવામાં આવશે : એક બાહ્ય જીવનને સંબંધ ધરાવતો અને બીજો આંતરિક જીવનને લગતો.

સર્વ પ્રથમ વિદ્યાર્થીએ આ સંસ્થામાં જોડાવાની અરજી કરવી પડશે. ત્યાર બાદ સમય નક્કી કરીને તેને પ્રત્યક્ષ મળવાનું જણાવવામાં આવશે. વિશ્વવિદ્યાલય તરફથી એક મહાન જ્યોતિષી અને એક મહાન માનસશાસ્ત્રીને રોકવામાં આવશે. અરજી કરનાર વિદ્યાર્થીને જ્યોતિષી તેમની વિદ્યા પ્રમાણે સંપૂર્ણ રીતે તપાસશે અને ત્યાર પછી માનસશાસ્ત્રી, માનસ પૃથક્કરણ પ્રમાણે તેના માનસમાં અવગાહન કરશે. છેવટે જ્યોતિષી અને માનસશાસ્ત્રી મળીને તે વિદ્યાર્થીને માટે જે ભાવિ ઉચિત માર્ગ જણાશે, તે તેની આગળ રજૂ કરશે. વિદ્યાર્થીએ તે પ્રમાણે તે વર્ગમાં જવું જોઈશે. ત્યાં તેને તેની જીવનની નક્કી કરેલી દિશામાં કેવી રીતે આગળ ધપવું, તે વિષે પ્રયોગાત્મક વ્યાખ્યાનો આપવામાં આવશે.

બની શકે, તો બધા જ સમાજોપયોગી હુન્નરોને તેમાં સ્થાન આપવામાં આવશે, અલબત્ત, શરૂશરૂમાં તો તેની વ્યવસ્થા મર્યાદિત સ્વરૂપમાં જ રહેશે.

બીજી એક મહત્ત્વની અને બધાંની સમજ માગી લેતી નવી હકીકત એ છે કે કલાને, એટલે કાળાકળાને પણ ઉદ્યોગ તરીકે ગણવામાં આવશે. આ વિશ્વવિદ્યાલય કંઈ જૂની ચાલી આવતી પ્રણાલિકાઓ પ્રમાણે જ ચાલે, એવું તો ઓછું હોય, એટલે નવા યુગને ઘડે તેવી વિચારણા તેણે કર્યે જ છૂટકો છે; કેટલીક દિશામાં તો તે ક્રાંતિકારી પગલાં ભરશે. તેમાંનું એક દૃષ્ટાંત ઉપર કહ્યું તે છે.

ધારો કે, પેલા જ્યોતિષી અને માનસશાસ્ત્રીએ મળીને કોઈ ઉમેદવારને માટે કવિ થવાની ધારણા કરી. તેને કવિ બનવા માટે ચાલતા વર્ગોમાં મૂકવામાં આવશે. એ વર્ગમાં તેને કવિતા કેવી રીતે બનાવી શકાય, શબ્દો કેવી રીતે પસંદ કરાય, કેવી રીતે ચોટ અણાય, કેવી રીતે કોઈ નવો જ ચીલો પાડવાની પેરવી યોજી શકાય, કેવી રીતે પોતાની દુનિયા ઉપર પોતે, કે પોતાના નિકટના માણસની પાસેથી ટિપ્પણ લખી કે લખાવી શકાય ઈત્યાદિ ઘણી ગૂઢ અને કુનેહ માની લેતી બાબતોની ચોખ્ખી અને વ્યવહારુ છણાવટ કરવામાં આવશે. બીજી બધી કળાઓને વિષે પણ આવી જ નીતિ રહેશે. અમને લાગે છે કે, આપણા પ્રાંતના સંસ્કારના ઘડતરમાં આ અમારી ક્રાંતિકારી યોજના અત્યારે નહિ, તો ભાવિમાં પોતાનું સ્થાન લઈ લેશે.

આ ઉપરાંત એક બીજી વાત એ છે કે, આ વિશ્વવિદ્યાલયમાં ટી. ટી. સી. ના વર્ગો ચાલશે. ટી. ટી. સી. એટલે ટ્યૂશન આપવા જનારને માર્ગદર્શન કરાવતા વર્ગો. કેળવણીના ક્ષેત્રમાં આ એક મહત્ત્વનું અંગ ગણાશે, કારણ કે હાલમાં તેના પર ઘણા શિક્ષકો નિર્ભર છે. આપણી હાલની કેળવણીમાં આ વર્ગો એક નવો યુગ આણશે!

આ વર્ગોમાં જોડાનારને પ્રયોગો દ્વારા શીખવાડવામાં આવશે કે, ઓછામાં ઓછા પ્રયત્ને અને અતિ અલ્પ વાંચનથી કેવી રીતે ટ્યૂશન કરી શકાય. આ દિશાની ઘણી ગુપ્ત ચાવીઓ રાખનારા અનુભવી, ટ્યૂશનીઝમ નામના નવા શાસ્ત્રના ઉસ્તાદોને આ કામ સોંપવામાં આવશે. વિશ્વવિદ્યાલયનું આ અંગ જેમ વિશ્વવિદ્યાલયને માટે લાભદાયક થશે, તેમ તેમાંથી ટી. ટી. સી. ની છાપવાળા કેળવણીકારો (!) ને માટે પણ તેવું જ અગર તેથી યે વધુ પેટપૂર્તિનું સાધક બનશે.

આટલી બાબતો ઉપરથી વાચકને વિશ્વવિદ્યાલયના બાહ્યાંગનો કાંઈક ખ્યાલ આવશે. તેનું જે બીજું અંગ આંતરિક જીવનનું અંગ રહેશે, તે વિષે ઘણું જણાવવું અત્યારે ઉચિત લાગતું નથી; કારણ કે, તેમાં આંતરિક જીવનના ઘણા કોયડાઓ જેવા કે, લગ્ન, પ્રેમ કે મૈત્રી, યોગ, ભગવાન, પ્રાર્થના, પૂજા ઈત્યાદિનો સમાવેશ થશે. આ બાબત ઘણી સૂક્ષ્મ હોઈ અમે હજુ તેનો પૂર્ણ વિચાર કરી શક્યા નથી. થોડા વખતમાં તેનો વિચાર કરીને તે વિષેની યોજના આ યોજનાની પૂર્તિરૂપે જાહેર જનતાની જાણ માટે મૂકવામાં આવશે.

ઉપરની બાબતો ધ્યાનમાં લઈને જેઓ જોડાવા ઈચ્છતા હોય, તેઓ અત્યારથી આ વિષે ગંભીર વિચાર કરી રાખે, કારણ કે, વિશ્વવિદ્યાલય શરૂ થાય, તેવી જ અમે વકી રાખીએ છીએ કે, ઉમેદવારોની સંખ્યા વધી જશે.

અમને આશા છે કે આ વિશ્વવિદ્યાલયના પાયાના ચણતરમાં આપણો સમાજ મહત્ત્વનો ફાળો આપશે.

# મહાગુજરાતની મુસાફરી

નાયક ઠાકોરભાઈ ભાણાભાઈ.

મુંબઈના હવે તો સુપ્રસિદ્ધ એવા ગુજરાત સંશોધન મંડળે મહાગુજરાતના જાતિ-સમૂહોની મનુષ્યમાપનવિદ્યાની તથા રક્તવર્ગની દૃષ્ટિએ તપાસ કરવા લખનૌ યુનિવર્સિટી વાળા ડૉ. મજુમદાર, તેમના ફોટોગ્રાફર શ્રી. શેરસિંગ અને મને મોકલ્યા. આવો મોટો સર્વે આવી ખાનગી સંસ્થા તરફથી હિંદભરમાં પહેલો જ હતો. જાતિસમૂહોની તપાસથી વણિકલાભ બે ત્રણ છે. પ્રજામાં કુદરતી શરીર બંધારણ કેવું છે તે એના વગર ખબર ન પડે, એ જાણ્યા પછી પ્રજાઓનો સારો ઉપયોગ કરી શકાય. પ્રજાની તંદુરસ્તી જાણી શકાય; અને નબળા આરોગ્ય માટે ઉપાયો સૂચવી શકાય. અથવા કહી શકાય કે મનુષ્યમાપન વિદ્યાથી જ સામાજિક જીવનશાસ્ત્ર આગળ વધી શકે કેવળ પ્રકાશ માટેય જ્ઞાન એ ખૂબ મોટો ઉદ્દેશ છે. એનાથી વિજ્ઞાનને જ થોડોઘણો લાભ થતો હોય તો પણ કામ કરનારને નિજાનંદનો બહુમૂલો ફાયદો થાય છે.

*

એક દિવસ જ ડૉ. મજુમદારથી મોડો પડ્યો, એઓ રાજપીપળા રાજ્યમાં ક્યાંક કામ કરે છે એટલી ખબર હતી. હું ઝઘડીઆ સ્ટેશને ઊતરી તપાસ કરવા લાગ્યો; પણ કોને ખબર હોય કે એઓ ક્યાં છે? આખરે મારા હમાલે કહ્યું: "કોઈ બે સાહેબ વાલીઆ ગયા છે." બે સાહેબ એટલે નક્કી ડૉ. મજુમદાર અને અમૃત પંડ્યા! મેં વાલીઆ મોટરમાં સામાન ચઢાવ્યો. ડ્રાઈવરે પણ હા પાડી કે ગઈ કાલે જ એઓ વાલીઆ ગયા છે. મને શાંતિ થઈ; મોટર ઊપડી અને સાંજે વાલીઆ પહોંચી. ત્યાં પૂછતાં જણાયું કે એઓ ડેલી ગયા છે. અરે! મોટરમાંથી ન ઊતરતાં ડેલી ગયો. ડેલીનો પટેલ કહે. તમે મોડા પડ્યા. એઓ તો દેસાડ ગયા છે; ને રાતે વાલીઆ પહોંચશે! રાત તો અંધારી ઘોર; રજપૂતોને લગન થતાં હતાં પણ કેરોસીનના દીવાએ; આવા પ્રકાશહીન મંગલપ્રસંગે મારી ગભરામણમાં વધારો કર્યો. ક્યાં જાઉં! ભવાટવીમાં ભટકનાર શા માટે ગભરાતો હશે એનો ખ્યાલ આવ્યો. પટેલને કહ્યું: "હવે પાછો પહોંચાડો વાલીએ." પટેલ ખૂબ સારા. પુરી, વાલ, અને દૂધ જમાડ્યાં. ગાડું જોડી આપ્યું; ને હું એક બારેક વાગે વાલીએ ગયો!! તે રાત, ગાડાની તે મુસાફરી ઉપર ચમકતા તારાઓ અને ગુજરાતના એન્થ્રોપોલોજીકલ સર્વેની જરૂર ઉપર મારા વિચારો એ સૌ હજીય ખૂબ યાદ આવે છે.

*

થોડી તાએ રાજપીપળામાં છીએ. સર્વેનું કામ હવે રીતસરનું શરૂ થઈ ગયું છે. મે મહીનો છે; અને ગામની નિશાળમાં ઊતર્યા છીએ. બાળીને રાખ થઈ જઈએ એટલો તાપ પડે છે; પસીનો ગણગણ પાણીએ કપાળે ભીંજવી જાય છે. બપોરે તો કામ જ થતું નથી; પરસેવાથી રેબઝેબ ઊંઘી જઈએ છીએ. ઊઠીને કાર્યક્રમ તરબુચ ખાવાનો શરૂ થાય છે એવાં સરસ તરબુચ હોય છે. અંદરથી ગ્રામ્ય લાલ જાણે, બનાસિયા ચક્કું પાનેતર; અ

કાળાંકાળાં ખીઆં; અંદરનો ગર કેવો દળદાર લાગે છે. જાણે ભરેલાં માલૂક ન હોય !! તરબુચ ખવાતાં જાય છે, 'લખનવી ચીભડાં તો એના કરતાં પણ સારાં, એમ શેરસિંગ કહે છે; હું વિચારું છું કે સ્પૃહણીય ચન્દ્રમા અને ઉપભોગ્ય તરબુચ ન હોય તો ઉનાળાની મજા જ ન રહેત.

*

કોઈ વખત રાત્રે રક્તવર્ગણી કરીને બેસીએ છીએ. ઉર્દૂની શાયરી મિત્ર સંભળાવે છે. એકમાં પ્રિયતમના આવવાની વાટ જોતી વિનોભીનું વર્ણન આવે છે.

તપતી મુંડેરેં, ગર્મ છતેં
કોઠોં પર ફેરે પર ફેરે
હરદમ જરાસી આહટ પર
ચિલમન કી કરીબન આનાજાના
જિનેમેં છીપ કર ખત લિખના
ખત લિખકર સજના ધરના
તનહાઈ મિલે તો રો લેના
તનહાઈ ન મિલે તો ઘબડાના

હજીય કેમ ન આવ્યો એ વિચારમાં તાપથી ગરમ થયેલી અગાસીના પતરા ઉપર કાપી પગલાં મૂકવાં, જરાક જ કોઈની પાની સંભળાતાં આતુરતાથી બારણે નાંખેલા પડદા તરફ જવું, કોઈને ન જોતાં નિરાશ થવું, છુપાઈ છુપાઈને કાગળો લખવા, વખત મળે તો ખોબેખોબો આંસુએ રડી લેવું: સાચું કહેજો, પ્રેમ કરનારીઓ, આવું જ થાય ને?

કોઈ કહેશે: ખરો એન્થ્રોપોલોજીકલ સર્વે !

*

રાજપીપળામાં કેટલાંક ગામોમાં સુન્ની વોરાઓની ઘણી વસ્તી છે. પૈસાદાર, જમીનવાળા, અને અંગાંગે પણ ઘણા સારા; પરદેશ ખેડનારા પણ ખરા. આપણી સાંસ્કૃતિક મનુષ્યવિદ્યા તો હજી શરૂ નથી થઈ, થાય તો આ કામ જરૂર કરવા જેવું છે: મુસલમાનોનો કલ્ચરલ અભ્યાસ એમના ઊંડા સામાજિક અભ્યાસ વગર આજના આપણા કોમી સંઘ કે સંપોનાં કારણો ન જ જાણી શકીશું. એમની ભાષાનો અભ્યાસ પણ જરૂર કરવો પડશે. એઓ અંગડેની ઉર્દૂ બોલે છે; ગુજરાતી ભાષા પણ છે. આવી દ્વિભાષી પ્રજાઓ મારી દૃષ્ટિએ એક પ્રશ્ન ઊભો કરે છે. એમના ઊર્મિપ્રવાહને વહાવનારી એકપણ ભાષા હોતી નથી. એથી જ એમનામાંથી લેખકો કે કવિઓ પાકતા નથી. આ દૃષ્ટિએ મુસલમાનોનો ગુજરાતી સાહિત્યમાં ફાળો એ પણ સંશોધન યોગ્ય વિષયોમાંનો એક છે. આવા વિષયો ગણાવ્યા કરવાનો શો ફાયદો! સંશોધન કરનાર જ ક્યાં છે?

*

એક ગામમાં અમારે મુસલમાનોનાં માપ અને લોહી લેવાં હતાં; પણ કોઈ મળે જ નહીં! બે કલાક બેઠા; તોય કોઈ હાજર જ ન થાય. પટેલ તલાટીના પ્રયત્નો વ્યર્થ ગયા,

મુકામે આવ્યા પછી કોઈ વાત લાવ્યું કે અમે મુસલમાનોને ઈંજેક્શન આપીને નિર્બળ કરવા આવ્યા છીએ! અવળો પ્રચાર અને અજ્ઞાન: આ બે ભળે ત્યારે કેવાં પરિણામો લાવી મૂકે છે! વિચાર આવે છે: આવા પ્રચારથી જ ઊર્મિચાલિત આદર્શો શું સત્ય બની શકે ખરા? જે વસ્તુને કાળે સત્ય બનાવી નથી; જેને વિજ્ઞાન ખોટી ઠેરવે છે તે શું દસ વાર બોલવાથી સત્ય બનાવી શકાય? જેને ન્યાય કે સમતોલ વિવેકબુદ્ધિ ગલત ગણે છે તે શું ઊર્મિ અને પ્રચારથી સાચી બનતી હશે? એ સત્ય તો ન જ બને; પણ થોડોક વખત વર્તમાનને હલાવી જરૂર શકે. દેશની વર્તમાન અશાંતિનું આ જ કારણ છે.

*

બીલીમોરામાં આવ્યા છીએ; રેલ્વેના બંગલામાં મુકામ છે. આંબા, ફણસ, ચીકુ, દાડમ અને બીજી જાતજાતની વૃક્ષઘટાઓમાંથી ગળાઈને આવતો પવન એવો સરસ લાગે કે! વાજીદઅલી શાહ લખનૌની ગરમીથી ત્રાસવા બાદશાહ બાગમાં આવે ગળાઈ ગળાઈને આવતો પવન ખાતો એ યાદ આવ્યું. બીલીમોરા-ગણદેવીનો આ પ્રદેશ ખૂબ જ રળિયામણો છે! અંબિકાને કાંઠે સવારે જાઓ તો સામે કાંઠે ઘુમસથી ઘેરાએલી ફળની વાડીઓ દેખાય; રેતીમાંથી પૂર ઊતરી ગયાં હોય છતાં એની ભીની નિશાની રહી ગઈ હોય, જાણે લાવણ્યવતી સ્ત્રીની આંખેથી, અશ્રુસુકાયાં આંસુ; હોડીમાંના માણસો ધોળાધોળાં બેઠાં દેખાયા કરે; અને સવારનો મીઠો પવન અંગેઅંગમાં ઉત્સાહ પ્રેર્યા કરે. ગુજરાતની વાડીનું નામ આ પ્રદેશને માટે જરાય ખોટું નથી. ને અહીંની કેરીઓ કે ચાંપી કદી ખાધાં છે? અહીંની પીપરની વાડીઓમાં ભમ્યા છો? અથવા આ તરફના રસાળવૃક્ષાચ્છાદિત કૂવાઓના રેંટ હાંક્યા છે? કે શેરડીને રસ ભરપૂર ખેતરે બેસીને શેરડી ખાધી છે? એના જેવી મજા હું નથી ધારતો બીજે હોય; જરૂર એ તરફ એકવાર જજો.

*

અમારા બંગલાનો ચોકીદાર જાતે નાયકો છે. નાયકાઓ આદિવાસીઓમાંની એક જાત છે. ખૂબ ગમ્મતિયાળ માણસ; કામ પણ એટલું જ કરે. અમારું રાંધવાનું કામ પણ એ જ કરતો (મારા તરફનું કોઈ આ વાંચવાનું નથી એથી જ લખ્યું છે!) ને રાત્રે નવરો પડે ત્યારે અમારી પાસે આવીને બેસે. મેં એને એકાદ બે ગીતો ગાવા કહ્યું. "ની આવડે રે બા એ તો હું બધી દાંડી કેળા કરે," એ જવાબ આપે: (દાંડી-વખત) "અરે પણ એક તો ગા!" મેં એનો પીછો છોડ્યો નહીં. મારી પકડમાંથી છૂટવા એણે મને ત્રણચાર નાયકાગીતો ગાઈ સંભળાવ્યાં. ત્યાર પછી એ અમારી પાસે આવતો ન હતો; દૂરથી જ બધું કામ કરે. આટલી મહેનત પછી મેળવેલાં ગીતોમાંનું એક આ:

એ તો લીલો ને પીળો રે દોરો
એ તો કેસર સોનો રંગ
એ તો લીલો ને પીળો રંગ
હું તો આવ્યા કરી કરી આવી
તારી આરસામાં શું રે કરું રે

હું તો પાંચ પાંડવની રાણી
મને સરી સભામાં આણી
એ તો કેસરભીનો રંગે
એ તો લીલો ને પીળો રંગે

*

બોરીમોરામાં અરવિન્દ પેપર મીલ્સવાળા કૌશિક ભાઈ અને ગૌતમભાઈની મીલમાં જ માપ લીધાં. આ માપથી અનાવિલો આદિવાસીઓ અને બીજાઓનો ભેદ જણાઈ આવ્યો. અનાવિલોની દંતિક (:શબ્દ ચાલશે કે ?) ઉત્પત્તિમાં કહેવાય છે કે ભગવાન રામચંદ્રે અનાવલ ગામ પાસે યજ્ઞ કરવા માટે બ્રાહ્મણો ન મળવાથી આદિવાસીઓને જનોઈ પહેરાવીને કામ ચલાવ્યું. આ બ્રાહ્મણો તે અનાવિલો પણ અમારાં માપો ઉપરથી એટલું તો નક્કી જ છે કે એ જાતિ સમુદાય જુદો જ છે. આધુનિક આદિવાસીઓના વિશિષ્ટાંશો એમનામાં નથી. નાકની સરેરાશ લંબાઈ પર મીલીમીટર જેટલી અને ઉંચાઈ ૫" ૫ા" જેટલી છે એટલે એઓ બ્રાહ્મણવર્ગમાં જ મૂકાય. આ તો જરા વિષયગમન. કૌશિકભાઈ–ગૌતમભાઈની મેમાનગીરીનાં વખાણ ન થાય. મોસમનો કેરીનો રસ પહેલો એમને ત્યાં ખાધો. બીજી વાનીઓ જોઈને :

ભાતભાતનાં ભોજન કીધાં
વડી ને કંસાર

યાદ આવ્યું. એમની ફેક્ટરીમાં કાર્ડ બોર્ડ બને છે. દેશી ઘાસ, પરદેશી ફ્લેનલ; રાક્ષસી મશીનો; માનવીની વિચક્ષણતા અને આ ભાઈઓનું સાહસ: આ વસ્તુઓ ખૂબ જ અસર કરી ગઈ, આપણે કરવા ધારીએ તો ખૂબ જ વસ્તુઓ થઈ શકે એમ છે. વૈપુલ્યમાં વૈકલ્યની નામોશી આપણી ન રહેવી જોઈએ હવે તો.

*

નૃતત્ત્વવિદ્યાનો એક હેતુ પ્રજાનો ઇતિહાસ જાણવાનો છે. ભાન, રીતરિવાજો કે ખોરાકની ટેવો બદલાય પણ શરીરબંધારણ અને રક્તવર્ગો પ્રજા ગમે ત્યાં જાય તોય ન બદલાય. મોહન જો દડોની પ્રજા ક્યાંની છે તે એમનાં હાડપિંજરનાં માપ લઈને બીજી પ્રજાઓ સાથે સરખાવતાં માલૂમ પડી આવ્યું હતું. 'અનાવિલો વિષે મેં' ઉપર જ નોંધ્યું છે. આ રીતે જોતાં નૃતત્ત્વવિદ્યાનો અભ્યાસ બધી વિદ્યાપીઠોમાં શરૂ કરાવવો એકદમ જરૂરનો છે. પણ આ ઉનાળાની સરસ રાતે હું શા માટે નૃવિદ્યાનો પ્રચાર કરવા બેઠો ! આ ઉપર તારાની મોતીધળ ઉડાડતો રાતરાણીનો રથ ચાલી જાય છે એ જોવું સારું નહીં ?

*

બીલીમોરાથી સવારે સવારે તૈયારી કરી બપોરના ફાસ્ટમાં જવાના હતા અમદાવાદ. સામાન અમારી પાસે ખૂબ; એટલી બધી ભીડ અને ગાડી ઊભી રહે ત્રણ મિનિટ ! એક જગ્યા શોધી અંદર સામાન ચઢાવવા ગયા ત્યાં તો ડબ્બામાંથી સૌ કોઈ બોલી ઊઠયું:—અહીંઆં જગ્યા નથી; બીજે જાઓ; એટલો બધો સામાન શા માટે સાથે લઈને ફરો છો ? બ્રેકમાં નાખતાં શું થાય છે ? વગેરે આ હોકાર, ગાડી ઊપડી જવાની બીક, હજી તો બણો

સામાન ખાટી, ઘોડા ચડેલો! તેમાં વળી એક ટ્રંક મૂકતાં જતાં એક જણને વાગી, કે વાગી એમ કહ્યું, એટલે એણે ટ્રંકને બહાર ફેંકી દીધી! લડાઈ કરવા જઈએ, તો રહી જવાય એમ હતું. જેમ તેમ બીજા ત્રીજા ડબ્બામાં સામાન ચડાવી અમે આ ડબ્બામાં ચડ્યા ને ગાડી ઊપડતાં જ પેલા ફેંકનાર સાથે બોલાચાલી શરૂ કરી. અમે બે ત્રણ જણા ને તે એકલો; એટલે તરત જ દબાયો. આ પ્રસંગ યાદ રહી જશે. એ એક બોધપાઠ શીખવે છે મુસાફરી કરનારાઓને! એકલા હોય, તો સાથે ખૂબ સામાન રાખવો નહીં; નાનાં ડઝન પોટલાં કરતાં એક ત્રણ મણનો હોલ્ડૉલ સરસ ગણાય; ઘણા માણસો હોય, તો ખાસ વાંધો નથી આવતો; ઉર્મિશોઈ જવાથી કામ સરતું નથી; ને લડાઈ તો ગમે ત્યારે માણસ જોઈને કરાય, ન કરાય; વિવેકના પૈસા પડતા નથી; ને એક મુક્કાને બદલે એક પણ નહીં—ના સિદ્ધાંતમાં સોકો માનતા થયા નથી.

*

આ અમદાવાદથી તો તોબા! શાહીબાગથી એલીસબ્રીજ જવું હોય તો જવાય જ નહીં!! લોકશાહીના જમાનામાં પણ રથગતિ આટલી અંકુશિત હશે, એ આજ સુધી ખબર ન હતી! શાહીબાગના એક "થોભા" (શબ્દ થોડો ઊછાંછળો, છીછરો નથી લાગતો!) પાસે હું બસ માટે ઊભો હતો; એક કલાક થયો, પણ બસ આવે તો ને! એક સહગિરાદ બોલ્યો: "હું અહીં એક મહિનાથી ઊભો છું; પણ બસ નથી મળી." એ વાત છેક ખોટી માની લેવાય એમ નથી.

ને આવડા મોટા શહેરમાં—ગુજરાતને પાટનગરે—અમારી પાર્ટી કોઈ ગંદી, અંધારી, રોમાંચિત હોટેલમાં જમવા બેઠી! સાથે મિલમજૂરો પોતાના મેલાઘેલા વેશમાં અને અણુ-શિખાઉ, બીને શહેરી રીતભાતમાં આવીને બેઠા. અમને લોકશાહીનો આછો ખ્યાલ આવ્યો. લોકશાહી દરેક દેશને ત્યારે જ શોભે જ્યારે એને માટે લોકો લાયક હોય. એને માટે પણ અધિકાર જોઈએ. લોકશાહી હક્ક ખરો, પણ એના બદલામાં ખૂબખૂબ ફરજો છે. એ ફરજો બજાવતાં આવડે, તો એ શોભી ઊઠે. જ્યાં અજ્ઞાન, અવિવેક છે, ત્યાં એ ન ફાલેફૂલે; ત્યાં એનાં બૂરાં પરિણામો આવ્યા વગર ન રહે. હા, એ ખરું કે, અજ્ઞાન-અવિવેક ડેમોક્રસી વગર ન જાય, આવા વિષારી વર્તુળમાંથી આપણે ગમે તે રીતે છૂટવું જોઈએ.

*

બાદનાં કિલ્લામાં ઉપર ઘણુંએક મધપૂડા જોઈને મને એ મધુ-સંમાહિકાની આવી કોલાહલભરી દુનિયા વચ્ચે જરાપણ ક્ષુબ્ધ થયા વગર પોતાનું કામ 'કર્યે' જવાની શક્તિ ઉપર, અને આવી યંત્ર-હોહોકારની નીરસ દુનિયામાંથી પણ મધ મેળવવાની રસિકતા ઉપર અદેખાઈ આવી. મારા જેવો સામાન્ય માનવી કાં તો એવી દુનિયાના કોલાહલમાં ગભરાઈ જાય, અથવા રસહીન થઈ જાય. એલીસબ્રીજ ઉપર ઊભા રહીને દૂર દૂર સાબર-મતીના-નાના થયેલા પટને જોતાં, અંદર ફરતાં માણસો, જનાવરોની ઉપરથી જોતાં મનની લાગતી સૃષ્ટિ નજરે પીતાં હું ધરાતો નથી; મોટાં મોટાં મિલનાં ભૂંગળાં અને મજૂરોના ફ્લૅટ, શાહીબાગનાં મોટાં મોટાં ઘરો અને બીજી તરફ કોચરબની ચાલો જેતાં આશાવાદી માણસને પણ ઘણીવાર હડોગારે કરી નાખે, એવી વૈરાગ્યવૃત્તિ અનુભવી; આટલી

ત્યાંની આયુર્વેદિક કોલેજ તથા સૂર્યભવન એમને આભારી છે. ઉક્કી સાહિત્યપરિષદમાં મહેતા સાહેબનો નિબંધ બહુ વખણાયો હતો.

*

જામનગરથી પોરબંદર જવા માટે ત્રીસ કલાક! સાંજે ૭ વાગ્યે બેઠા, તે બીજી રાત્રે બાર વાગે પોરબંદર પહોંચ્યા. ગેસ્ટ–હાઉસના વેઈટરો ઊંઘે ઘેરાયેલી આંખો સાથે ખાવાનું રાખી બેઠા રહેલા. અમે ગયા. અંધારામાં દરિયો ક્યાં છે, એ દેખાયું નહીં, પણ એનો અવાજ મૃદુમધુર નિમંત્રણ જેવો આવ્યા જ કરે. પાસે જ મહારાણાનો મહેલ અંધારામાં ઝાંખો ઝાંખો દેખાયા કરે. અહીંની અમારી સગવડોનો પાર ન હતો. બિછાનામાં જ બત્તી; પાણી માગો, તો લીંબુનો રસ આવે; ને ન માગો, તોય નોકર સિગારેટ સામે ધરે. મને થયું: માણસની સગવડોનો પાર હોતો હશે! સંસ્કૃતિની એક પારાશીશી આ બેશી સગવડોમાં વધારો થાય, એ છે. પણ સગવડો જ, શરીર સુખ જ વધ્યા કરે, સુંવાળી લાગણીઓને જ પંપાળ્યા કરાય અને એના વધારા પાછળ જ મંડયા રહેવાય, તો બીજી કશી વસ્તુ રહી જાય છે, એમ નથી લાગતું?

ચાલુ ]

卐

# માધુબાગમાં

કાન્તિલાલ

સંધ્યાકાળ થઈ ગયો હતો. રસ્તા પરના દીવા પણ સળગી ગયા હતા, પરંતુ માધુ-બાગના દીવા સુભાગ્યે આજ બગડી ગયા લાગતા હતા. ચંદ્રનો આછો આછો પ્રકાશ પત્રિ-ઓમાંથી પડી, અંધકાર અને પ્રકાશની જાળીઓ રચતો હતો. પક્ષીઓનું કિલ્લિાણ શમ્યું હતું. ફરતો ફરતો હું મારી રોજની બેઠકે પહોંચ્યો, ત્યારે એ બાંકડા પર કોઈ લોકો બેસી ગયાં હતાં. હું જરા દૂરના એક બાંકડા પર જઈને બેઠો.

"ગોવિન્દકાકા, એકાદ ભજન તો ગાઓ."

ભજન શબ્દ સંભળાતાં મારું ધ્યાન એ બાજુ ખેંચાયું. બાંકડા પર ત્રણ કન્યાઓ બેઠી હતી અને પાસે નોકર જેવો લાગતો એક પુરુષ બેઠો હતો. એના હાથમાં તંબૂરા જેવું કાંઈ દેખાતું હતું. પાસેની મોરસલ્લી નીચે બે નાનાં બાળકો ફૂલ વીણતાં હતાં. એ આછા આછા પ્રકાશમાં પણ કળાતું હતું કે, છોકરાંઓ કોઈ મોટા ઘરનાં છે.

મુખડા ક્યા દેખો દરપનમેં,
તેરે દયા ધરમ નહિ મનમેં—મુખડા.

ભજન શરૂ થયું અને હું રસથી સાંભળવા લાગ્યો. પૂરું થતાં એક કન્યા બોલી, "ગોવિન્દકાકા, કેમ આજે આવું 'ઉસ્તાદી' ભજન ગાયું?"

"કોણ જાણે બહેન, આજ મને દર્પણના જ વિચાર આવે છે. જ્યારથી આ 'વિધા-તા'એ અમને 'આરસીના ભીતરમાં'× થી 'કદલીવન'+ માં ખેંચી આણ્યાં છે, ત્યારથી મને એના એ જ વિચાર આવે છે.

"તે કાકા, મારી બા મરી ગઈ, ત્યારે આપણે 'આરસીના ભીતરમાં' રહેતાં હતાં?"

"હા બેટા, ને રેવાએ તો તને ઝમકુમાને સોંપેલી."

"ત્યારે ઝમકુમાને 'વિધાતા'એ નકામાં જ મારી નાખ્યાં ને?"

જે કન્યા અત્યાર સુધી શાંત બેસી રહી હતી, તે બોલી ઊઠી, "અરે રાધારાણી, એટલું પણ ન સમજી! ઝમકુ ડોસી મરે, તો જ તને ઉર્મિલા માશી મળે ને? નહિતર, તું ગોરી થાય, માટે તને કેસરી દૂધ પીજું કોણ પાત?"

"હા; અને આ સ્વાતિબહેન તથા યામિનીબહેનનાં સહીપણાં પણ ત્યારે જ મળ્યાં ને?"

"પરંતુ ગોવિન્દકાકા, તમને એવું નથી લાગતું કે, તમારી રાધા પ્રત્યે ખૂબ પક્ષપાત બતાવવામાં આવ્યો છે, ને મને અન્યાય થયો છે? હોશિયારી તો રાધાની, રૂપ તો કે એનું, દેશદાઝ તો કે રાધામાં, સદ્ગુણોનો ભંડાર પણ એ જ!"

"તે શું રાધારાણી ખરેખર એવી નથી?"

"જો યામિની, તું ખોટી રીતે રાધાનો પક્ષ ન તાણ. રાધાને શ્રેષ્ઠ બતાવવા મને ઉતારી પાડવાની શી જરૂર હતી?"

રાધા, સ્વાતિ, યામિની—આ બધાં નામ તો પરિચિત લાગતાં હતાં, છતાં મને પૂરી ઓળખાણ પડતી નહોતી. ત્રણે છોકરીઓ સુંદર હશે, એમ તો લાગતું હતું. સ્વાતિ 'રૂપ-રૂપના અંબાર' જેવી હતી, તો યામિની નીચી છતાં ખૂબ ગોરી હતી. એનો દેખાવ

× "આરસીના ભીતરમાં"; + લેખક વિનોદિની નીલકંઠ, ૧૯૫૨.
"કદલીવન" " " " ૧૯૫૬.

"અસાધારણ આકર્ષક" હતો. રાધા એ કરતાં જુદા પ્રકારની હતી. ચંદ્રના આછા પ્રકાશમાં બધાંનાં મોં બરાબર સૂઝતાં નહોતાં, છતાં આટલું કળાતું હતું.

"અને શું હું એટલી બધી સ્વાર્થી છું કે, રાધાની અદેખાઈ કરું. એના સુખે બળી મરું, અને માત્ર એના પર દાઝ કાઢવા જ બેવકૂફ જેવાં લગન કરું?" સ્વાતિની ફરિયાદ ચાલુ હતી.

"જુઓ બહેન, અમારા છોટમ મહારાજે એક ભજન લખ્યું છે—તું તો ન્યારો રહીને ખેલે હો નારાયણા રે' એમાં આવે છેઃ—

'નટ જેમ પટને ઓથે રહે છે, સકળ પૂતળાં નાચ કરે છે,
તેમ તારા કરમાં સર્વેના તાંતણા રે—તું તો ન્યારો.'

પરમાત્મા—તો સૂત્રધાર છે. એ જેમ નચાવે, તેમ માનવી રૂપી પૂતળાં નાચે. સૂત્રધારને, કોઈ પૂતળું વહાલું પણ નથી, તેમ અળખામણું પણ નથી. જેવો પરમાત્મા, એવો જ કવિ કે કથાકાર; એને કોઈ વહાલું અળખામણું ન હોય. વળી તમે મુંબઈથી છટકીને આવ્યાં, એવાં તમે રાધા પાસે જ ગયાં હતાં. તમને રાધા પ્રત્યે સદ્‌ભાવ ન હોય, તો એવું કરો! અને તમને એવી મતિ આપનાર તો તમારી એ લાગણી જોતાં જ હોય ને!"

"એ બધું ખરું ગોવિન્દકાકા, પરંતુ સ્વાતિને પેલા ચંદુભિયાથી છોકરું થાય, એ તો અસહ્ય છે."

"વાત સાચી બહેન, પરંતુ પ્રત્યેક પ્રસંગ શા માટે બને છે અને એની પાછળ શો હેતુ હોય છે, એ સમજવા જેટલી માનવબુદ્ધિની પહોંચ નથી. મારા જેવો ગામડિયો તો એટલું જ કહે કે, એમાં જરૂર પરભવની કંઈ લેણદેણ હશે."

"તમને ગોવિન્દકાકા, આ 'કદલીવન'માં શું ખૂબ ગમે છે?" યામિનીએ પૂછ્યું.

"મને તો બહેન, એમાં વહેતી ગાંધીભક્તિ અને ઈશ્વર ભક્તિની ગુપ્ત ગંગા બેઉ બહુ આનંદ થાય છે."

બોરસલ્લીનાં ફૂલ વીણતાં હતાં તે બે બાળકો ફૂલ વીણી રહ્યાં એટલે પેલા બાકાની પાસે આવી ઊભાં રહ્યાં. ફૂલ વીણતાં વીણતાં પણ એમના કાન આ વાર્તાલાપ સાંભળી રહ્યા હશે, એમ જણાતું હતું. બાળક વચમાં જ બોલ્યો, "અને અમદાવાદનું વર્ણન કેટલું સરસ છે?"

"પણ જયદેવ! તેં સાબરમતીનું વર્ણન× વાંચ્યું છે? એ તો અદ્‌ભુત છે, એવું અમારા માસ્તર કહેતા હતા. આવું અમદાવાદ અને આવી સાબરમતી આપણાં હસમુખબાભીને ન ગમે!" પેલી નાની બાળકી બોલી.

"અને ગોવિન્દકાકા, તમારે ગામ પહોંચવા માટે મને જે મુસાફરી કરાતી, તે પણ કેવી સરસ! 'ઊતરતી વસન્ત ઋતુની પાછલી રાત બરાબર જામી હતી. મન્દ મીઠો વાયુ વાતો હતો. નભમંડળ ઉપર તારાઓનું રાજ્ય પૂર અમલમાં હતું. તાજી જ ઊગેલી શુક્રતારા સ્નાનથી વિશુદ્ધ બનેલી કોઈ તેજસ્વિની રમ્ય કુમારિકા જેવી દેદિપ્યમાન દેખાતી હતી. કવચિત્ પંખીનો ગીતરવ સંભળાતો હતો. પસાર થતાં ગામડાં પણ હજી નિદ્રાધીન હતાં...'

રાધાઃ—અને પ્રેમમાં પાવાના 'અનુભવનું પણ કેટલું સુંદર વર્ણન છે! "પ્રેમનો

× 'આરસીના શીતરમાં' નું.

પગસંચાર થતાં યુવાન હૃદયને બધું જ નવીન લાગે છે. રોજની વસ્તુઓ, નિત્યનું જીવન, દરરોજ જોયેલાં માણસો વગેરે સર્વ ઉપર વસન્તઋતુની પરોઢનો પવન જાણે આછો આછો ફરી વળે છે. સમસ્ત વિશ્વનાં ફૂલવનોની ફોરમ પ્રથમ પ્રેમને આવરી લે છે."

**યામિની :**—અરે એક સાકળ વાસવા જેટલી નાનકડી વાત પણ કેવી ખૂબીથી વર્ણવી છે, નહિ મીરાં ?

**મીરાં :**—હા, યામિની બહેન; અને વળી કેટલાક સોડાનાં નામ પણ કેવાં ટીખળી પાડ્યાં છે ! ચોકડીનો ગુલામ, સૂકી ખારેક; અને ચોકડીના ગુલામના નાકનું વર્ણન પણ કેવું વિચિત્ર છતાં નવીન છે ?

**જયદેવ :**—તે શું તમે એમ માનો છો કે, 'કદલીવન' સર્વગુણ સંપન્ન છે ? એમાં ખામી જ નથી ?

**યામિની :**—હોય, તો બતાવને ગાલ્લા.

**જયદેવ :**—જો; પહેલું તો એ કે તેં તારા પપાને જે કાગળ લખ્યો છે, તે તદ્દન અવાસ્તવિક છે. તારામાં એટલી હિંમત હતી જ નહિ, અને હોય, તોય તારી ઉંમરની છોકરી પોતાના બાપને એવું ન લખી શકે. બીજું, રેવા, ઝમકુમા ને ઝીણુકો એમ ત્રણ જણને મારી નાખ્યાં છે; મારા પપાને બિચારાને બંદૂક ખવડાવી આંધળા બનાવ્યા છે, સ્વાતિને કમનાવડ થઈ છે અને રાધાને આગમાં સપડાવી છે. અનિષ્ટ પ્રસંગોની કેટલી લાંબી પરંપરા ! વળી જોડણીની પણ ભૂલો છે; ખાસ કરીને ઉ અને ઊ વાપરવામાં ગોટાળો જ કરેલો છે. ઊપડવું પણ ઉપાડવું, ઊઠવું પણ ઉઠાડવું, ગૂંથવું પણ ગુંથાવું, એવો જે લોકસ્વીકૃત છે, તે જળવાયો નથી.

**યામિની:**—અરે, એ તો છાપભૂલ હશે.

**જયદેવ:**—પેસ એસ; છાપભૂલ તો ઊલટી નથી. માત્ર એક, કે બે હશે—જેમ, 'અકળ'ને બદલે 'અકાળ' છપાઈ ગયું છે× એ દુર્ભાગ્યની વાત છે, અને 'શરૂઆત'+ ને છાપભૂલ ગણી હોય, તો ભલે. પરંતુ આ ઉપરાંત કેટલાક પ્રસંગોય નિરર્થક લાગે છે. લીલાવતીનું પ્રકરણ તથા ઝીણકાનો પ્રસંગ એ સ્વતંત્ર વસ્તુઓ જેવાં છે તે તેથી અહીં થીગડાં જેવાં લાગે છે. સોહનની માંદગી પણ નિષ્કારણ જણાય છે.

**ગોવિંદ:**—એવું જ છે જયદેવભાઈ. આ જગતમાં બનતા ઘણા પ્રસંગોનું રહસ્ય આપણી ટૂંકી બુદ્ધિથી નથી સમજાતું. આપણને જે નિષ્પ્રયોજન જણાય છે, તે પરમાત્માની નજરે સપ્રયોજન હોય છે. આ જગતરૂપી ખેલ એવો રચ્યો છે, કે આપણાથી પૂરેપૂરો કળી કળાતો નથી. આપણે તો એ ખેલમાં રહેલી પરમાત્માની કે કવિની, કે કલાકારની—ખૂબી જ જોવાની છે. પ્રીતમ ભગત કહે છે—

> એણે રમવાને રચના કરી, નરનારી રૂપ જુજવાં ધરી,
> ખેલ ખોટા ને ખૂબી ખરી ... ... ... ...

* * *

મિલનું ભૂંગળું બોલ્યું ને હું ઝબક્યો. સાડાસાત વાગી ગયા હતા. બાગ તદ્દન નિર્જન અને નીરવ હતો. માત્ર રણછોડભાઈનું સફેદ બાવલું કુંભેરના જેવું અચળ અને અવિચલ મારી તરફ જોઈ રહ્યું હતું.

---

× પૃ. ૧૫      + પૃ. ૫૩

# પશ્ચિમનું પુનર્દર્શન

સરોજિની મહેતા, એમ. એ.

## ડેનમાર્ક

ડેનમાર્ક નાનો દેશ છે, પણ એનું મુખ્ય શહેર કોપનહેગન ( જે ત્યાંની ભાષામાં કોબનહાવન કહેવાય છે તે ) બહુ મોટું અને સુશોભિત છે. ઇમારતો, બાગ અને રસ્તાં યુરોપના કોઈ પણ શહેરના જેવા પહોળા ને સ્વચ્છ. મ્યુઝિયમો, ચિત્રસંગ્રહો વગેરે એટલાં બધાં છે કે, કોપનહેગન ઉત્તર યુરોપનું એથેન્સ કહેવાય છે.

મોટરોની ધમાલ તો બધાં શહેરોમાં હોય જ, પણ અહીંનું મુખ્ય વાહન બાઇસિકલ છે. સ્ત્રીઓ, પુરુષો, બાળકો, કમરેથી વાંકી વળેલી ડોશીઓ, સફેદ દાઢીથી શોભતા ડોસા, લાંબા ઝભ્ભાવાળા પાદરી કે ટૂંકાં પાટલૂનવાળા વિદ્યાર્થી—દરેક પ્રકારનાં માણસો સાઇકલની સવારી કરતાં નજરે પડે છે. અકસ્માતો અટકાવવા માટે મુખ્ય રસ્તો અને પગે ચાલવાના ફૂટપાથની વચ્ચે લાકડાનો બનાવેલો ખાસ માર્ગ સાઇકલો માટે હોય છે. એટલે મોટરના હાંકનારા ને સાઇકલના બેસનારાં નિરાંતે પોતપોતાનાં વાહન ચલાવે છે. વળી લાકડાને લીધે બાઇસિકલનાં પૈડાંને પણ ઘસારો ઓછો પહોંચે છે. એક વખત શહેરના મધ્ય ભાગમાં આવેલા એક પુલ ઉપર ગણતરી કરવામાં આવી, ત્યારે આખા દિવસમાં સિત્તેર હજાર સાઇકલો ત્યાંથી પસાર થઈ હતી!

શહેરની સફર જે અહીં 'રુંડફાર્ટ' ( Rundfart—પરિક્રમા ) કહેવાય છે. તે માટે અમે હંમેશ મુજબ મોટર બસમાં નીકળ્યાં. સંગ્રહસ્થાનોમાં સૌથી મુખ્ય થોર્વાલ્ડસન મ્યુઝિયમ છે. જાતે ડેનીશ હોઈ, બર્ટેલ થોર્વાલ્ડસન અનેક મુશ્કેલીઓ વેઠી ઇટલીમાં શિલ્પકળા શીખ્યો હતો. જિંદગીનાં મુખ્ય ૪૩ વર્ષ એણે ત્યાં જ કાઢ્યાં હતાં. એના જીવન પર્યંતના પ્રયત્નોના પરિણામ રૂપે થયેલા સમસ્ત શિલ્પકામનો અહીં સંગ્રહ છે. ગેનીમીડિયસ, ક્યુપીડ એન્ડ ધી ગ્રેસીસ વગેરે એની શિલ્પકળાના અપ્રતિમ નમૂના અહીં જોવા મળે છે. વૃદ્ધાવસ્થામાં એ પાછો સ્વદેશ આવેલો. મહાન્ સુધારક માર્ટિન લ્યુથરની પ્રતિમા ઘડતાં ઘડતાં એનું મૃત્યુ થયું અને એ પ્રતિમાની એક આંખ અધૂરી રહી ગઈ.

આ મ્યુઝિયમથી થોડે દૂર રોઝેન બર્ગ કાસલ નામનો જૂનો રાજમહેલ છે, જેને હવે સંગ્રહસ્થાનના રૂપમાં ફેરવી નાખવામાં આવ્યો છે. અંદર અનેક પ્રકારનાં ચિત્રો, નવાઈની ચીજો, રાજમુગટ, રાજદંડ વગેરે છે. અહીંના એક રાજા ચાર્લ્સ ચોથાનું મરણ લડાઈમાં આંખમાં બંદૂકની ગોળી વાગવાથી થયું હતું. એની રાણીએ એના શબ ઉપર શસ્ત્રક્રિયા કરાવી, ગોળી કઢાવી, તેના બે સરખા ભાગ કરાવ્યા. અને પોતાના કાને પહેરવાના સોનાનાં ઇયરરીંગમાં એ બે આબેહૂબ નંગ માફક જડાવ્યા. આ ઇયરરીંગ અહીં રાખેલાં છે. રાજા પ્રત્યેના પ્રેમને ખાતર, કે ધિક્કારને ખાતર આવો વિચિત્ર અલંકાર ઘડાવ્યો હશે, તે વિષે કશી માહિતી નથી.

રાજાઓનો બેંક્વેટીંગ હોલ ( મહાભોજનગૃહ ) અસલ દશામાં જાળવી રાખ્યો છે.
[illegible]

હૃદયોને હરી લેનાર વિખ્યાત પરીકથાઓના લેખક હાન્સ ઍન્ડરસનનું પૂતળું છે. એ ડેન્માર્કનો જ વતની હતો.

શહેરથી દૂર આવેલા ફ્રેડરીક બર્ગ કાસલ નામના જૂના મહેલનું પણ સંગ્રહસ્થાન બનાવ્યું છે. આમાં ચિત્રસંગ્રહ ખાસ જોવા જેવો છે. મુખ્ય ઓરડાની છત પર ચીતરેલું દરિયાઈ પક્ષી સી. ગલનું ચિત્ર એક અપૂર્વ કળાનો નમૂનો છે. આ મહેલની આસપાસ પણ બહુ સુંદર બગીચો છે. પણ સૌથી સરસ બાગ તો ડેન્માર્કના હાલના રાજકુટુંબના શહેર બહારના રહેઠાણ ફ્રેડન્સ બર્ગ કાસલની આસપાસ છે. વિશાળ વૃક્ષો, લીલી છમ ઘટાકુંજો, ફૂલક્યારાની આકર્ષક રચના એ સર્વ આ બગીચામાં છે, તેવાં આખા ડેન્માર્કમાં શું, પણ આખા યુરોપમાં બીજે નથી.

કોપનહેગન એ એક જુદો બેટ છે. દરિયાકિનારે ઘણીએક સરસ ફરવાની સડકો છે. લાંગલિની નામની જગા બહુ લોકપ્રિય છે. ત્યાં દરિયામાંથી બહાર નીકળતા એક પથ્થર પર એક બેઠેલી જળ કન્યાનું પૂતળું છે — માથાથી કમર સુધીનો ભાગ સ્ત્રી જેવો અને નીચેનો ભાગ માછલી જેવો છે. સાદા દરિયાઈ ખડકમાંથી કોતરેલું આ પૂતળું ખૂબ જ સપ્રમાણ અવયવોવાળું છે. અને મોઢાની રેખાઓ કોઈ સાચી કન્યા બેઠી બેઠી સમુદ્રનાં ઘેરાં જળ નીરખી રહી હોય, તેવી જ આબેહૂબ છે.

એક દિવસ સવારે અમે મોટર બસમાં ડેનીશ રીવીયેરા કહેવાય છે, તે જોવા ગયાં. કોપનહેગનથી ઘણે દૂર ગયા પછી હેલસીંગોર નામનું ગામ આવ્યું. શેક્સપિયરે 'હેમલેટ' નાટકમાં 'એલસીનોર' તરીકે આને અમર બનાવ્યું છે. અહીં ક્રોનબર્ગ કાસલ નામનો પુરાણો કિલ્લો છે. એના વચલા ચોકમાં ઊભાં રહી મહેલની રચના જોઈએ, તો ડેન્માર્કના પ્રાચીન શિલ્પનો ખ્યાલ આવે છે. એક તરફ અંધારું ભેજવાળું ભોંયરું છે જેમાં અસલમાં કેદીઓને પૂરવામાં આવતા. કિલ્લાની બહાર આવીને જોતાં સામે દૂર સ્વીડનનો કિનારો જણાય છે. પણ અંગ્રેજી સાહિત્યના અભ્યાસીઓને સૌથી વધારે રસ પડે તેવો હેમલેટસ બેસ્ટિયન (હેમલેટનો બુરજ) છે. હેમલેટના પિતાનું પ્રેત એને આ જ બુરજ ઉપર મળવા આવતું, એમ શેક્સપિયરની કલ્પના છે.

કોણ જાણે કેમ, આ સ્થળે ઊભાં રહી મને સ્વ. પિતાજીનું× સ્મરણ થઈ આવ્યું. જેમને અંગ્રેજી સાહિત્યનો ખૂબ શોખ હતો, શેક્સપિયરનો જેમણે ઊંડો અભ્યાસ કર્યો હતો, તે આ સ્થળે આવ્યા હોત, તો તેમને કેટલો આનંદ આવત! મારી આસપાસ ઊભેલાં આ સ્ત્રી પુરુષોમાંનાં ઘણાંએ શેક્સપિયરનું નામ પણ નહીં સાંભળ્યું. જેમને અ-છ આનાવાળી ડીટેક્ટીવ કથાનું મૂલ્ય 'હેમલેટ' કરતાં વધારે છે, એ સર્વ આ સ્થળ જોવા પામ્યાં, ને પિતાજીએ યુરોપની મુસાફરીનાં ઘણાં સ્વપ્ન સેવેલાં, તેમની આશા કેમ ફળીભૂત ન થઈ!

આ કિલ્લાથી જરા આગળ જઈ એક નાના રમ્ય ગામ આગળ ઊતર્યાં. આ જગાએ સમુદ્રતટ સ્વચ્છ રેતીના પટ વાળો છે. ઑગસ્ટ સપ્ટેંબર જે યુરોપનો ભર ઉનાળો ગણાય, તે વખતે આ સ્થળ સહેલાણીઓથી ઊભરાઈ જાય છે. અત્યારે પણ રેતીમાં

×

ફાટેલી છૂટી છત્રાઓ રંગિત છત્રીઓ નીચે આરામ લેતાં કેટલાંક પડ્યાં હતાં અને કેટલાંક સમુદ્રમાં સ્નાન પણ કરતાં હતાં. દૂર ક્ષિતિજમાં સ્વીડનનો કિનારો દેખાતો હતો. આ રમણીય સમુદ્ર તટ સામે આવેલા ખુલ્લા રેસ્ટોરાંમાં અમે જમ્યાં અને પછી કોપનહેગન આવવા નીકળ્યાં.

યુરોપનાં ઘણાં શહેરોમાં જાતજાતના ફુવારા જોયા હતા. પણ કોપનહેગનમાં નવા જ પ્રકારનો એક બાગની અંદર જોયો. એક માણસ ચાર બળદોને લગામ પકડી ચલાવતો હોય, તેવું પૂતળું છે. બળદોના નાકમાંથી પાણીની ધારો જોસમાં પડે છે. ખરા બળદ કરતાં પણ આ પૂતળાના બળદો મોટા છે. આ ફુવારો ગેફીઓ ફાઉન્ટન કહેવાય છે. ડેન્માર્કની એક જૂની દંતકથાને લગતું આ પૂતળું છે.

શહેરમાં સાંજનું મુખ્ય આકર્ષણ 'ટીવોલી' નામનો ક્રીડોદ્યાન છે. ગંજાવર બાગની અંદર જાત જાતનાં આનંદનાં સાધન ચારે તરફ પથરાયલાં છે. જુદા જુદા પ્રકારનાં ચગડોળ, માઉન્ટન રેલવે, મોટર સાઇકલ વગેરે જોતાં પાર આવે તેમ નથી. રાત્રે આખા ઉદ્યાનને અસંખ્ય વીજળીના દીવાથી શણગારવામાં આવે છે. મુખ્ય ભાગમાં એક સુશોભિત ઘાટવાળા હોજમાં સંખ્યાબંધ ફુવારા ગોઠવ્યા છે. રાત પડે એટલે ફુવારા ખોલવામાં આવે છે. ત્યાં મૂકેલા દીવા દેખાય નહિ, પણ એમનો રંગરંગિત પ્રકાશ જ ફુવારાની ધારો પર પડે, એવી રચના કરી છે. થોડી થોડી વારે પ્રકાશના રંગ અને ફુવારાની ધારોના ઘાટ બદલાયા કરે છે અને અનુપમ શોભા બની રહે છે. વિયેનામાં અમે 'પ્રેટર' નામનો આ પ્રકારનો ક્રીડોદ્યાન જોયેલો. પણ કોપનહેગનના 'ટીવોલી' ની વિશાળતા, વિવિધતા કે સુંદરતા એ કશું ત્યાં નથી.

કાર્લ્સબર્ગ બ્રુઅરી નામનું બીઅર બનાવવાનું કારખાનું જોવા ઘણાખરા મુસાફરો જાય છે. કાર્લ્સબર્ગ નામનો માણસ જર્મની જઈ બીઅર બનાવવાનો ઉદ્યોગ શીખી આવેલો. બીઅરને સારા પ્રકારનો બનાવવા માટે મુખ્ય જરૂર અમુક પ્રકારના ખમીરની હોય છે. કાર્લ્સબર્ગ જર્મનીથી છાની રીતે થોડા જથ્થામાં ખમીર લઈ આવેલો અને નાના પાયા પર કારખાનુ શરૂ કરેલું. ધીમે ધીમે વધી હાલ તેમાં રોજની વીસ લાખ બાટલી બને છે. હવે તો રાજ્યે કારખાનું વેચાતું લીધું છે. તેમાંથી થતી આવક વિજ્ઞાનનો અભ્યાસ વધારવામાં વપરાય છે. કારખાનું જોઈ રહ્યા પછી બધા મુસાફરોને એક આતિથ્યગૃહમાં લઈ જવામાં આવે છે. ત્યાં વચ્ચે ટેબલ પર જાત જાતના બીઅરના સીસા મૂકેલા હોય છે. જેમને ન ખપે, તેને માટે લીંબુ, નારંગી વગેરેના શરબતના સીસા પણ હોય છે. આસપાસ મૂકેલી પાટલીઓ પર બેસી મરજી પ્રમાણે મુસાફરો પી શકે છે.

ડેન્માર્કની પ્રજા એવું અભિમાન ધરાવે છે કે, દેશનાં બાળકો માટે એમનો દેશ જેટલું કરે છે, તેટલું બીજો કોઈ કરતો નથી. શાળાનું શિક્ષણ, રમતગમતો, તંદુરસ્તીની સાચવણી એ સર્વની ગોઠવણ તો બધા જ પાશ્ચાત્ય દેશોમાં હોય છે, પણ ડેન્માર્કમાં આ સર્વ ગોઠવણ ઉત્તમ પ્રકારની છે. તે ઉપરાંત મુસાફરી દ્વારા આનંદ અને શિક્ષણ આપવાની પણ વ્યવસ્થા કરી છે. રાજ્યને ખરચે ઉનાળાની રજામાં શાળાનાં બાળકોને જુદી જગાએ મોકલવામાં આવે છે. આખા દેશમાં મોટું શહેર એક જ કોપનહેગન છે. નાનાં ગામો અને ગામડાંનું દરેક બાળક એક વખત તો શહેર અને શહેરી જીવન જુએ

જોઈ શકે, એવી ખાસ વ્યવસ્થા કરવામાં આવી છે. દર વરસે ઉનાળામાં બધા ખેડૂતો આખા વરસ માટે માલની ખરીદી કરવા કોપનહેગન આવે છે, તે વખતે પોતાના ગામનાં બાળકોને વારાફરતી લેતા આવે છે. એમને સંભાળવાની જવાબદારી ખેડૂતોની રહે છે, અને મુસાફરીનું બધું ખર્ચ રાજ્ય આપે છે. નાની જગામાં બધા કુટુંબોને એકબીજા સાથે સારો સંબંધ ને ભાઈચારો હોય છે, એટલે પારકા માણસ સાથે છોકરાંને કેમ શહેરમાં મોકલાય, એવો સવાલ રહેતો જ નથી. ખેડૂતને ગામમાં બધાં છોકરાં "કાકા" તરીકે જ ઓળખતાં હોય છે.

ઉત્તર ધ્રુવના પ્રદેશની પાસે આવતાં જતાં હતાં તેમ દિવસ લંબાતો જતો હતો. કોપનહેગનમાં રાતના બે વાગ્યા સુધી સંધ્યાકાળ જેવું અજવાળું રહેતું અને સવારના ચાર વાગ્યેથી પાછો અરુણોદય થઈ જતો. એટલે માત્ર બે જ કલાક રાતનું અંધારું રહેતું, અલબત્ત હમણાં ઉનાળો હતો એટલે. શિયાળો હોત, તો એથી ઊલટી જ સ્થિતિ હોત.

ત્રણ દિવસ કોપનહેગનમાં રહી અમે સ્વીડન જવા ચોથે દિવસે બપોરના બે વાગ્યે અહીંથી નીકળ્યાં. નીકળતાં પહેલાં અમારો પુત્ર વિક્રમ મુંબાઈ યુનિવર્સિટીની મેટ્રિકની પરીક્ષામાં બહુ સારી રીતે પાસ થવાના સમાચાર આપતો તાર મળ્યો, એટલે અમે વિશેષ આનંદથી નીકળ્યાં.

થોડી મુસાફરી ટ્રેનમાં અને બાકીની સ્ટીમરમાં કરી સાંજે સાતેક વાગ્યે સ્વીડનના 'માલ્મો' નામના ગામે આવી પહોંચ્યાં. માલ્મો તો નાનું ગામ છે ને ખાસ જોવા લાયક નથી. અમે તો લાંબી મુસાફરીમાં રાતવાસો કરવા માટે જ અહીં ઊતર્યાં હતાં.

ચાલુ ]

卐

# લોકમાન્ય તીલકનગર

સ્ટેશન થનાર છે.

●

માસ્તર પ્લાનમાં આખું નગર આવી જાય છે.

●

નીચેના ફાયદાઓ મળશે:

(૧) ડામરરોડ
(૨) વીદ્યુતશક્તિ
(૩) ઇલેક્ટ્રીક
(૪) વૉટર
(૫) મ્યુનિ○ સ્કૂલ
(૬) મ્યુ○ બસ સર્વિસ
(૭) મ્યુ○ ઇલેક્ટ્રીક ટ્રામ
(૮) હૉસ્પિટલ
(૯) સેનિટેશન
(૧૦) બાગબગીચા વગેરે.




: પ્લોટ મળવાનું ઠેકાણું :

રેવાશંકર હરિશંકર ત્રિવેદી

: મેનેજિંગ એજન્ટ્સ :

પટેલ, વકીલ એન્ડ ત્રિવેદીની કું. ૨૪૫૬, ખાડ, અમદાવાદ

# દક્ષિણ હિંદમાં

# શિકાઈ ભુકી



હિંદના વિશાળ ઉપખંડમાં જુદા જુદા પ્રાન્તોએ શારીરિક સ્વચ્છતા માટે વિવિધ પ્રકારોનો ઉપયોગ કર્યો છે. દા. ત. તામિલનાડ (દક્ષિણ હિંદ)ના લોકો શિકાઈ ભુકી વાપરતા. જો કે, હવે આ પ્રથા ઝડપથી અદૃશ્ય થતી જાય છે અને આજે ઘણાં ઘરોમાં શિકાઈ ભુકી અને બીજાં સ્વચ્છતાનાં સાધનોનું સ્થાન સ્વસ્તિકનો કાન્તિ સાબુ લઈ રહ્યો છે.



બીજી સર્વોત્તમ સ્વસ્તિક બનાવટો: સુગંધિત કેસ્ટર-ઓઈલ, શેવીંગ સ્ટીક, ધોવાના સાબુઓ, ગોવર્ધન છાપ વનસ્પતિ, વગેરે, વગેરે.




# સ્વસ્તિકનો કાન્તિ સાબુ

ઉત્તમ અને અજોડ

**સ્વસ્તિક ઓઈલ મીલ્સ લીમીટેડ., વડાલા, મુંબાઈ.**

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૫ ચૈત્ર : ૨૦૦૩ અંક ૬

## નહિ એ નલે

પૂજાલાલ

[પૃથ્વી]

નહીં જ નહિ એ નલે, અલસ ! આમ આમોદ ના
ઢળી સુખદ સેજ શીતળ સમીર-લ્હેરે અહીં;
તપંત અતિ આકરો તપન, તોંય તું શોધ ના
સખે ! સઘન છાય; કેર કરતી કસોટી મહીં
ગતો વિસર ના દીપેલ વરદાગ્નિની સાખમાં,
વિસર્જન ન આવતાનું ડર, વાંછતો ના થવા
કદી કૃપણ કીટ, હીણપત હોય રે દાખ મા:
સ્મરી શિખર ઊઠ ને ઊપડ ઊર્ધ્વ આરોહવા.

ધર્યું હૃદય ધ્યેય જે સમય શૃંગ ઉત્તુંગનું,
ધર્યાં લિખિત ભાલ તે સમયથી જ યુદ્ધો તથા
શ્રમો વિરતિહીન, વેર વકરાયલાં વિઘ્નનું,
મથો હૃદય રંગતા, વિષમતા ભરેલી વ્યથા:
વિના વિપુલ શક્તિયોગ વર વસ્તુ ના રીઝતી;
વિના ધગશ ધ્યેયસિદ્ધિ સપને ય ના સીઝતી

# જ્ઞાતિ પ્રથા વિષે બે પ્રશ્નો

કિશોરલાલ ઘ. મશરૂવાળા

પ્રશ્ન ૧.–જ્ઞાતિઓથી હિંદુ જાતિને નુકસાન થઈ રહ્યું છે, તેથી તેનો નાશ થવો ઘટે છે"—એમ ગાંધીજી તથા તમે સૌ કહો છો. આટલે સુધી નુકસાન થઈ રહ્યાનો મુખ્ય મુદ્દો સમજાવશો ?

ઉત્તર—હિંદુ જ્ઞાતિઓ વિવિધ પ્રકારે ઉત્પન્ન થયેલી છે: કેટલીક ધંધાથી, કેટલીક મૂળ વતન પરથી, કેટલીક અંદર–અંદરના ઝઘડાઓથી તડો પડીને વગેરે. સર્વેમાં કોઈકને પોતાથી ઊંચી અને કોઈકને નીચી માનવાનો સંસ્કાર છે. સર્વે કોના હાથનું ખવાય અને કોના હાથનું ન ખવાય, તથા કોની સાથે બેટી વ્યવહાર કરાય–એટલા પૂરતી જ મહત્ત્વની રહી છે. ધંધાને કે વતનને પકડી રાખવાનું કોઈને ફરજિયાત રહ્યું નથી. મૂળ તડો પડવાનાં કારણો પણ ઘણીવાર માલૂમ હોતાં નથી. એટલે આ એક પાયામાંથી પડી ભાંગેલું, છતાં દેખાવ માત્ર રહેલું મકાન છે. એ સમગ્ર હિંદી પ્રજાને એક કોમ બનવામાં વિઘ્નરૂપ થાય છે. સંકુચિત અભિમાન, મિથ્યા ગર્વ, પોતાના વાડા માટે ખાસ માગણીઓ કરવાની વૃત્તિ જ પ્રેરે છે. બુદ્ધિ, આવડત, ચારિત્ર કરતાં અમુક જાતિના હોવું એ મહત્ત્વનું બનાવે છે. અખંડ હિંદુસ્તાનના આદર્શને સિદ્ધ કરવો હોય, હિંદુસ્તાને એક સ્વતંત્ર રાષ્ટ્ર બનવું હોય તો આ પ્રથા જવી જ જોઈએ.

પ્રશ્ન ૨—આ દરમ્યાન જ્ઞાતિને નામે ચાલતી–છાત્રાલયો, કેળવણી ફંડો, મેળાવડા ઇ૦–પ્રવૃત્તિઓમાં વિચારી વર્ગ ભાગ લઈ શકે કે કેમ ?

ઉ૦—જો એ સંસ્થાઓની સંકુચિતતા છોડાવી તેમને સાર્વજનિક એટલે ન્યાત, જાત, ધર્મ વગેરેના ભેદભાવ વિનાની સંસ્થાઓ બનાવી શકવાની શક્તિ અને શક્યતા લાગતી હોય તો તેટલો પ્રયત્ન કરવા પૂરતો તેમાં ભાગ લેવાને હરકત નથી. એવો સંભવ નથી એમ જણાતાં તેનો ત્યાગ કરવો જોઈએ. શ્રી જમનાલાલ બજાજનો દાખલો આ બાબતમાં ધડો લેવા જેવો છે. તેમણે પોતાની પ્રવૃત્તિઓની શરૂઆત મારવાડી વિદ્યાલય, મારવાડી વિધવા મહિલા મંડળ વગેરે સંકુચિત સંસ્થાઓ દ્વારા કરી. પણ જેમ જેમ તેમની દૃષ્ટિ વ્યાપક બનતી ગઈ તેમ તેમ તેમણે એ સંસ્થાઓને વ્યાપક બનાવવા પ્રયત્ન કર્યો. આ રીતે વર્ધાના મારવાડી વિદ્યાલયને નૂતન વિદ્યાલય બનાવ્યું, મારવાડી વિધવા મહિલા મંડળને પહેલાં હિંદુ મહિલા મંડળ, અને પછી કેવળ 'મહિલા મંડળ' કર્યું. એટલે દેશ, ધર્મ, ન્યાત, જાત ઇ૦ સર્વ ભેદોથી પર કર્યું. જે સંસ્થાઓને તે એવી રીતે વ્યાપક ન બનાવી શક્યા, તેનાથી પોતે છૂટા થયા.

૮ માર્ચ, ૧૯૪૭

'પથિક'

## ૪

## વિપ્લવવૃત્તિનો વારસો

"Ah Love! Couldst Thou and I with Fate conspire
To grasp this sorry scheme of things entire,
Would not we shatter it to bits—and then
Remould it nearer to our heart's desire?"

[ **Omar Khayyam** : *Rubaiyat* ]

*

મોટા અરણ્યમાં ઝાડ નીચે સૂકાં પાંદડાં આપોઆપ જ ખરી પડે છે, તેટલાથી જ જમીન ફળદ્રુપ થાય છે. જ્યાં વિજ્ઞાનની ચર્ચા થતી હોય તેવા દેશમાં જ્ઞાનના ટુકડા સદા ખરતા રહે છે; તેથી ચિત્તભૂમિમાં વૈજ્ઞાનિક ફળદ્રુપતાનો ઉપચય જામી રહે છે. તેના અભાવે આપણું મન અવૈજ્ઞાનિક બની ગયેલું છે. આ કંગાલિયત કેવળ વિદ્યાના વિભાગમાં જ નહિ, પણ કાર્યક્ષેત્રમાં પણ આપણને અકૃતાર્થ કર્યા કરે છે."

[શ્રી રવીન્દ્રનાથ ટાગોર : 'વિશ્વપરિચય']

*

અબ્દુલ : તમે હિન્દુઓ એમ જ માની બેઠા છો કે હિન્દની પ્રગતિ તમારા વિના—તમારી સોદાગર કોન્ગ્રેસ વિના—બીજા હિન્દીઓ ન સાધી શકે. પરંતુ તમે જોયું ને કે અમારા લિયાકતઅલીખાને બજેટમાં કેવો ધડાકો કરી બતાવ્યો!

હરિહર : તેમાં તેમણે શી ધાડ મારી? કરનો મોટો બોજો ઉદ્યોગપતિ અને શ્રીમંત લોકો ઉપર નાંખી હિન્દુ કોમને અન્યાય કર્યો છે, કારણ આ કર ભોગવનાર વગેરે મુખ્ય ભાગે હિન્દુ છે.

પ્રકાશ : કોમાંધપણાનો આવેશ ક્યાં સુધી જઈ પહોંચે છે? બજેટ ઘડવાના હેતુ પાછળ કોમી લાગણી આરોપવામાં હરિહરની દૃષ્ટિ સંકુચિતતાથી ક્લિષ્ટ બની છે. લીગના પ્રતિનિધિ પ્રધાને બજેટ ઘડ્યું માટે કોન્ગ્રેસ કે હિન્દુકોમના હિતની વિરુદ્ધ તે હોવું જોઈએ એવું અનુમાન કે એવો આરોપ હરિહરને શોભતો નથી!

અહમદ : કોન્ગ્રેસી જે કાંઈ કહે કે કરે તે હરિહરને મન સ્વીકાર્ય, અને લીગવાદી જે કાંઈ કહે કે કરે તે બધું બેકાર.

સુધીર : બજેટ કોણે ઘડ્યું તે પ્રશ્ન ગૌણ છે, પરંતુ આ બજેટ ધારાસભા સમક્ષ રજૂ કરતાં લિયાકતઅલીએ જે ભાવભર્યો ઉદ્ગારો કાઢ્યા તે ખરેખર પ્રશંસનીય ગણાય. ધનવાન અને હકરાતી વર્ગ પર કરનો ભાર નાખવામાં સમાજવાદી આદર્શોની કાર્યપદ્ધતિનો વિજય થતો નથી લાગતો?

અબ્દુલ : ખરું જોતાં આજસુધી કૉન્ગ્રેસના પ્રગતિશીલ નેતાઓ જે આર્થિક રાજનીતિની હિમાયત કરતા આવ્યા તે નીતિ લીગવાદી પ્રધાને અમલમાં મૂકી બતાવી તેથી તેને મુબારકબાદી આપવી ઘટે.

હરિહર : આવા કરના ભાર નીચે ઉદ્યોગોની પ્રગતિ રુંધાઈ જશે અને નવા ઉદ્યોગો અસ્તિત્વમાં આવતા અટકી પડશે.

સતીન : તમે તો ગ્રામ ઉદ્યોગના અને હાથમજૂરીના હિમાયતી છો. માટે તમારે ઉદ્વેગ ન પામવો જોઈએ.

અબ્દુલ : હરિહરની ફિકર સમજી શકાય તેવી છે. કૉન્ગ્રેસની મધ્યમવર્ગી પ્રવૃત્તિ મૂડીદાર-વર્ગનાં નાણાંથી પોષાય છે. તેમાં ગાબડું પડવાની પળ આવે તે કૉન્ગ્રેસમાનસ ધરાવતા હરિહરને ન રુચે. કૉન્ગ્રેસના ફાળામાં મોટી રકમો ભરનાર શેરબજારના મોવડીઓને લિયાકતઅલીએ કાંઈ ન આપ્યું તે તેમને કેમ ગમે ?

સુધીર : એ ધનિક શેઠિયાઓ વ્હીલે મોઢે દિલ્હીથી પાછા ફર્યા તે યથાર્થ છે. કારણ તેમની સ્વાર્થી દલીલોની પાછળ આમજનતાના વિશ્વાસનું બળ–mass sanction–નથી. જો આ ધનિકોને એમ કહેવામાં આવે કે એક જાહેર સભા ભરી બજેટ વિરુદ્ધ ઠરાવ પાસ કરો તો તેમ કરવા તેઓ શક્તિમાન છે ?

સતીન : અલબત નહિ. યુદ્ધકાળમાં અછત અને જુગારનો પૂરેપૂરો લાભ ઉઠાવી જનતાને તેમણે લૂંટી છે, તે કયા મોઢે જનતા સમક્ષ આબરૂ સાથે ઊભી શકે ! બાકી બજેટને સમાજવાદી ગણવામાં ભૂલ છે. જ્યાં સુધી સરકાર સંપૂર્ણ સમાજવાદી ન હોય ત્યાં સુધી સમાજવાદી બજેટ અશક્ય છે. સરકારી ખર્ચમાં આવતી ખોટ, પૂરી પાડવા નવા કર નાખવાની અનિવાર્યતા હતી. આ નવા કર ધનિકવર્ગ ઉપર નાખ્યા તેટલું જ. ખરું સમાજવાદી બજેટ ખર્ચની રકમોમાં જ મોટા ફેરફાર કરે. અને સમાજની જરૂરિયાતો પૂરી પાડવા ઉત્પાદન અને વહેંચણી તરફ મુખ્ય ધ્યાન આપે. આમજનતાનું જીવનધોરણ ઊંચું લાવવા મહી સર્વ પ્રયાસ થાય.

પ્રકાશ : મી. મથાઈએ ઉદ્યોગપતિઓના વિરોધને 'વહારાવેડા' કહી વખોડી કાઢ્યો.

સુધીર : ઉદ્યોગપતિઓએ નાણાંપ્રધાનને ભડકાવી નાંખવાની જ નીતિ આદરી. આ નીતિને 'shock tactics' તરીકે વર્ણવી પ્રો. પી. એ. વાડિયા કહે છેઃ

> "If the Finance Member had provided for the **total expropriation** of this (textile) industry instead of a levy of 25 percent on profits, we suppose the heavens would have fallen and the earth destroyed and no newspaper would have survived the dirges of the industry. And yet the world has survived the confiscatory legislation of revolutionary France in 1789 and that of revolutionary Russia in 1917."
>
> [ Profs. P. A. Wadia and K. T. Merchant: 12-3-47 ]

અલી: બજેટના ગુણદોષ વિષે તમે ગમે તેમ કહો, પણ એને તેમાં એવું કાંઈ જ દેખાતું નથી કે જેથી આમવર્ગના નીચલા થરને લાભ થયો હોય.

હરિહરઃ મીઠાવેરો કાઢી નાખ્યો ને ?

સુધીરઃ હા, અને રેલવેના દર વધ્યા.

સતીનઃ આપણી રાજકીય પરિસ્થિતિ સમજવા લાયક છે. કામચલાઉ મધ્યસ્થ સરકારની –Interim Governmentની — ગોઠવણ બ્રિટિશ સરકારે કરી છે; તેથી બ્રિટિશ સરકારનાં પાપપુણ્યનો અને નીતિરીતિનો વારસો તેમને મળ્યો છે. આથી આમજનતાનાં હિતમાં ક્રાંતિકારક ફેરફાર ન થઈ શકે. સેંકડો વર્ષોથી ચાલી આવતા ચીલે ચીલે જ પ્રગતિ કરવી પડે. આ ચીલાની દિશા મૂળથી ન બદલાય તેની કાળજી રાખવા વાઈસરૉય મીટ માંડી દિલ્હીની ગાદી ઉપર બેઠા છે. આમ ન હોત તો લશ્કરી ખર્ચ રૂ. ૧૮૮ કરોડ કાયમ રહી જ કેમ શકે ? અને કાપડની મીલોએ યુદ્ધકાળમાં એકસો એક કરોડ રૂપિયાની મૂડી ઉપર સરેરાશ વાર્ષિક નફો છપ્પન કરોડ રૂપિયાનો કર્યો તે શક્ય જ ન બન્યું હોત. નફાખોરીનો લોભ બીજા કોઈ પણ દેશમાં આટલા મોટા પ્રમાણમાં સફળ થયો નથી જાણ્યો.

સુધીરઃ બ્રિટિશ રાજવહીવટના દિવસોમાં કાયદાના અમલની જરા પણ કડકાઈ આવતી ત્યારે પ્રખર નાગરિક સ્વાતંત્ર્યના નામે કૉન્ગ્રેસ વિરોધનો પ્રચંડ પુકાર કરતી. તે જ કૉન્ગ્રેસનાં પ્રધાનમંડળો આજે નવા નવા કાયદા અને બીલો લાવી સરકારી ખાતાં અને અમલદારોની સત્તા અનહદ વધારી રહ્યાં છે. હમણાં મુંબાઈના ગૃહસચીવ મોરારજીભાઈએ લોકનૃત્યસંઘના નાટ્યપ્રયોગોમાંથી કાશ્મિર, R. I. N., અને કોમી ઝગડાનાં દશ્યો બતાવતા ત્રણ પ્રવેશો ઉપર પ્રતિબંધ મૂક્યો છે. આવા નૃત્યપ્રયોગોથી શું તે કરતાં હશે ?

પ્રકાશઃ આ પ્રયોગો ઉપરના પ્રતિબંધ વિશે આપણા લોક-શાયર સ્વ. મેઘાણી પણ ઊકળી ઊઠ્યા હતા. તેમના દુઃખદ અવસાનના એક જ દિવસ અગાઉ તેમણે વાત-ચીતમાં કહ્યું: " આપણું રાજકારણ ક્યાં જઈ રહ્યું છે ? લોકસંઘની ત્રણ નાટિકાઓ ઉપર પ્રતિબંધ મુકાયો એ તમે વાંચ્યું ને ? મેં એ નાટિકાઓ જાતે જોઈ છે ને એમાં કાંઈ વાંધાભરેલું મને લાગ્યું નથી. ટીકા પણ હળવાશથી કરી છે ને એમાં કલા છે. એક બાજુ કોમી છાપાંઓ રોજ ઝેર રેડે છે તેને કોઈ અટકાવતું નથી ને આ નાટિકાઓ પર પ્રતિબંધ ? . . . આપણા સેવકો સત્તાસ્થાને બેસે ત્યારે આવું કેમ બને ? મને લાગે છે કે આમ . સત્તા હરી તો આપણામાં પક્ષો પડશે ને પ્રતિક્રાંતિના વાયરા વાશે. એ હવા મૂર્તિમાન થઈ રહેલી હું જોઈ રહ્યો છું. "

હરિહરઃ આ પ્રયોગો હિંસાના પાઠ શીખવે છે, અને ગોરી સરકાર સામે બંડ જગાવવાની પ્રેરણા આપી લોકોને ઉદ્દીપ્ત કરી મૂકે છે. આ પ્રયોગો સામ્યવાદી અદા-કારી રજુ કરે છે. તેની પાછળ સંપૂર્ણપણે સામ્યવાદી માનસ પડેલું છે.

સતીનઃ તમે પાછા વાદવાદના ભ્રામક અંતરપ્રવાહમાં તણાઈ જાઓ છો. વાદ ગમે તે હોય પણ તેના સિદ્ધાન્તો અલિપ્તભાવે તપાસવા જોઈએ. દા. ત., લિયાકતઅલી લીગવાદી છે માટે તેમણે ઘડેલું બજેટ ખરાબ હોવું જ જોઈએ તે માનતા

ભૂલભરેલી છે. તેમજ શ્રી. મોરારજીભાઈ કોન્ગ્રેસવાદી છે માટે તેમણે ઘડેલું Public Safety Bill હિતકારક જ હોવું જોઈએ તે માન્યતા પણ ભૂલભરેલી છે. તેમજ નાટ્યપ્રયોગો રજુ કરતા અદાકારો સામ્યવાદી છે માટે તે પ્રયોગો અનિષ્ટ હોવા જ જોઈએ તે માન્યતા પણ બિનપાયાદાર ગણાય.

પ્રકાશઃ તમારી સૂચના પ્રમાણે તો દરેક કાર્ય પૃથક્પૃથક્ મૂલવવું પડે. આ મૂલવણી માટે પ્રમાણદંડની પદ્ધતિ ચોક્કસ કરવી જોઈએ.

સતીનઃ તે સહેલું નથી, તેમજ બહુ મુશ્કેલ પણ નથી. સમાજના વિકાસમાં, તેની રાજકીય પ્રગતિમાં, વર્ગવર્ગની વિસંગતતા મહત્ત્વનો ભાગ ભજવે છે તે પ્રથમ સમજી લેવું જોઈએ. સમાજના અનેક વર્ગો પાડી શકાય, જેમ કે : આદર્શવાદી અને ભૌતિકવાદી ફિલસૂફો, સામ્રાજ્યવાદી અને સમાજવાદી સરકારો, મૂડીદાર અને શ્રમજીવી— આ પ્રમાણેના અનેક વર્ગોની ક્રિયાપ્રક્રિયાથી સમાજનું રૂપ ઘડાય છે. પરંતુ આપણી સમજ પૂરતા મુખ્ય બે વિભાગ જ બસ છે : શોષકવર્ગ અને શોષિતવર્ગ. સમાજનું જીવન અંતે ભૌતિક ઉત્પાદનનાં બળો અને વર્ગવર્ગના આંતરિક સંબંધો ઉપર અવલંબે છે.

પ્રકાશઃ તમારું કહેવાનું ટૂંકમાં એમ થયું કે સમાજજીવન સમજવા માટે વર્ગવર્ગના આર્થિક સંબંધો અને ધર્મશોનું યથાર્થ પૃથક્કરણ આવશ્યક છે. આ દૃષ્ટિથી જોતાં આપણો દેશ તો ઘણો પછાત ગણાય.

સતીનઃ પછાતપણાથી નિરાશ થવાનું કારણ નથી. શોષિતવર્ગના લાભમાં જે કાંઈ સાધના થાય તે પ્રગતિ, અને શોષકવર્ગના લાભમાં જે કાર્ય થાય તે વિગતિ યા પ્રત્યાઘાત. જેમ અધ્યાત્મ જીવનમાં આત્મજ્ઞાન તરફ કાર્ય થાય તે અનુકૂલ અને તેથી વિરુદ્ધ કાર્ય થાય તે પ્રતિકૂલ ગણાય છે તેમ. બાકી પછાતપણું કેટલીક વખત લાભદાયી નીવડે છે. ટ્રોટ્સ્કી કહે છે:—

> "A backward country assimilates the material and intellectual conquests of the advanced countries. The privilege of historic backwardness permits, or rather compels, the adoption of whatever is ready in advance of any specified date, skipping a whole series of intermediate stages. Under the whip of external necessity, the backward culture is compelled to make leaps."
>
> [ Trotsky : *History of the Russian Revolution* ]

અલીઃ તમે બધા નાના મોઢે મોટી વાતો કરો છો. તેમાં લોકોનું દારિદ્ર્ય કેમ ફીટશે? દેશમાં જાણે કાંઈ કામ કરવાનું ન હોય તેમ, હમણાં આપણી વચગાળાની સરકારે મિ. અસફઅલીને અમેરિકા મોકલ્યા. તેથી લોકોને શો લાભ?

હરિહરઃ એમ કેમ કહો છો? પરદેશમાં મોકલાવેલા આપણા રાષ્ટ્રીય એલચીઓ સંગીન કાર્ય કરી શકે છે. મિ. અસફઅલીના પ્રયાસને લીધે તો ૧૯૪૮ના જુન માસ પહેલાં હિન્દને સ્વરાજ સુપરત કરવાનું વચન મિ. એટલીને જાહેર કરવું પડ્યું.

પ્રકાશ: આ વચન બ્રિટિશ સરકાર અદા કરશે કે કેમ તેની મને શંકા છે. ભૂતકાળમાં અંગ્રેજોએ અનેક વખત વચનભંગ કર્યો છે.

સતીન: ભૂતકાળમાં વચનભંગ થયા છે તે સાચું. પરંતુ વર્તમાન ઇતિહાસની એક સમસ્યા સમજવા જેવી છે. બીજા વિશ્વયુદ્ધને અંતે બ્રિટનની રાજકીય સ્થિતિ અત્યંત નબળી પડી છે. ખુદ વિલાયતમાં મિ. એટલીની મજૂર સરકારને કેટલી બધી આફતોમાંથી પસાર થવું પડે છે! બીજા દેશોની સાથેના સંબંધોમાં પણ બ્રિટનને નમતું જોખવું પડે છે. ઉપરાંત, કેટલાક બ્રિટિશ અર્થશાસ્ત્રીઓ એવો સિદ્ધાંત અપનાવતા થયા છે કે બ્રિટિશ સામ્રાજ્ય જૂની ઢબથી ચાલુ રાખવામાં લાભ નથી. દુનિયાભરમાં લોકોના બદલાતા માનસ સાથે સુમેળ સાધવાની નવી નીતિ બ્રિટિશ નેતાઓ સ્વીકારવા લાગ્યા છે. પરિણામે હિન્દ પ્રત્યેની નીતિ પણ બદલાવા પામી છે.

સુધીર: એમ તે સંજોગોમાં બ્રિટન આર્થિક અને વ્યાપારી લાભ તરફ મુખ્ય ધ્યાન રાખે છે. She is a nation of shopkeepers.

સતીન: ખરું. અત્યાર સુધી પોતાના આર્થિક લાભ બ્રિટને રાજકીય વર્ચસ્વથી—સામ્રાજ્યવાદથી — Imperialismથી — સાધવાની નીતિ રાખી છે. હવે તે લાભ અરસપરસ સમજૂતીથી સિદ્ધ કરવાની નવી નીતિ તેણે અખત્યાર કરવા માંડી છે. દા. ત., કામચલાઉ સરકાર નીમી તેની મારફત બ્રિટન પોતાનાં વ્યાપારી હિત સાધવાનો અખતરો અજમાવી રહ્યું છે. તદ્દઉપરાંત હિન્દી મૂડીદાર અને દેશી રાજાઓની ભાગીદારી રાજકીય નીતિરીતિથી કેળવશે. પરિણામે પરદેશી-બ્રિટિશ હિતો, દેશી મૂડીદારી હિતો, અને દેશી રાજાઓનાં હિતોની ત્રિપુટી હિન્દ ઉપર વર્ચસ્વ ધરાવવા દરેક પ્રયત્ન કરશે, પરંતુ તેમાં આમજનતાનું હિત એકદમ પાછળ પડી જશે.

અલી: કદાચ એમ પણ બને કે હિન્દી પ્રધાનોને રાજદોરી સોંપી હિન્દમાં પહેલા કરતાં પણ વિશેષ વ્યાપારી અને આર્થિક લાભ બ્રિટન ઉઠાવે; પરિણામે હિન્દી જનતા ગરીબીમાં જ સબડયા કરે.

સુધીર: આ સંભવિતતા ધ્યાનમાં રાખી જયપ્રકાશ ક્રાન્તિની ઘોષણા કરી રહ્યા છે. પહેલી તકે આમવર્ગની સત્તા—મજૂર, કિસાન, શ્રમજીવીની સત્તા—સ્થાપવાની નીતિ આદરે છે અને તૈયારી કરે છે. આવું સમાજવાદી માનસ કોંગ્રેસના સનાતન-મોનસી મોવડી મંડળને શૂળ જેવું લાગવાથી કાર્યવાહક સમિતિમાંથી જયપ્રકાશને ખસેડી તેના સ્થળે જે. સી. કુમારપ્પાને લાવવા વિચારી રહ્યા છે.

સતીન: જયપ્રકાશની ઘોષણા અને તલસાટ આજે તો પથ્થર ઉપર પાણી જેવાં નીવડે છે. કારણ અંગ્રેજ આર્થિક વિષયમાં સો યે સો ટકા ભામલ છે. પરદેશી અને દેશી પેઢીઓની ભાગીદારી સિદ્ધ કરી હિન્દનું આર્થિક શોષણ દીર્ઘાયુષી બનાવી રહ્યા છે. નુફિલ્ડ-બિરલા, I. C. I.—તાતા જેવાં જોડાણો અનેક ધંધાઓમાં થવા માંડ્યાં છે. Heavy chemicals : Automobiles : Plant and

Machinary : Plastics : Artificial silk: — આવા અનેક ઉદ્યોગોમાં દેશી-પરદેશી સહકાર પૂર જોસથી આગળ ધપી રહ્યો છે.

અલી: આપણી આજની આ વ્યાપારી પ્રવૃત્તિ સંબંધની વાતો સાંભળી મને તો એમ જ લાગે છે કે દેશની ખરી લગામ આ મૂડીદાર વર્ગના જ હાથમાં છે. જીવનની બધી સગવડતા તેઓ જ ભોગવી રહ્યા છે. અને આપણી રાજકીય હિલચાલો અને પ્રજાના પોકારો અરણ્યરુદન જેવાં છે.

સતીન: તમારો નિર્ણય વ્યાજબી છે સમાજનું જીવન મૂડીદાર વર્ગના હાથમાં શેતરંજનાં સોગઠાં માફક આમથી તેમ અથડાયા કરે છે. નીચલા વર્ગની એટલે કે આમ-જનતાના મોટામાં મોટા ભાગની સત્તા છે જ નહિ. તેમણે તો પગારદાર નોકરી કે ગુલામી જ કરવાની છે. પરંતુ આ ચિત્રથી નિરાશ થવાનું કારણ નથી. દરેક દેશના ઇતિહાસમાં અદૃશ્ય રીતે લોકમાનસ આગળ ધપતું જાય છે અને પોતાના હકનું અને શક્તિનું ભાન થતું જાય છે. આ લોકમાનસ વિશેષ વ્યાપ્ત, તલસ્પર્શી અને સક્રિય બનાવવા યોગ્ય અવસરે નેતાઓ અને કાર્યકરો પણ મળી રહે છે. મધ્યમ વર્ગ, મજૂર વર્ગ, કિસાન વર્ગ, શ્રમજીવી વર્ગ ક્રમશઃ એટલા જાગ્રત થવા પામશે કે ભલભલી મૂડીવાદી ચાલબાજી પરાજય પામશે. આ જાગૃતિ અને તૈયારી સિદ્ધ કરવા આજસુધી કોન્ગ્રેસના વૃદ્ધ નેતાઓએ પ્રયાસ આદર્યા, પરંતુ સત્તા પર આવતાં મૂડીવાદી માનસનો વિકલ્પ વારસો તેઓને કાલ્પનિક તરંગોમાં હડસેલી રહ્યો છે. રાજ્યમાં બધું આલબેલ છે તેવી તાર્કિક માન્યતા લોકોના મનમાં ઠસાવવા પ્રયાસ થાય છે. 'સબૂરી'નું મુત્સદ્દી કોન્ગ્રેસી નેતાઓના માનસને જકડી રહ્યું છે.

અલી : દેશનું કલ્યાણ કોન્ગ્રેસ વિના બીજા પક્ષો ન સાધી શકે !

સતીન : જરૂરિયાત ઊભી થતાં નેતાઓ આવી મળવાના. અત્યારે પણ સમાજવાદી, સામ્યવાદી પક્ષ જેવાં ઉદ્દામ બળો આગળ ધપી રહ્યાં છે. પરંતુ આખરે ખરો વિજય તો લોકોના પોતાના હાથબળે જ સિદ્ધ થઈ શકે.

પ્રકાશ : રાજકીય અને આર્થિક ઇન્દ્રજાળમાં ફસાઈ પડવાથી આપણા જીવનનાં પ્રધાન મૂલ્યો ભૂલી જઈએ છીએ.

હરિહર : આપણે ધર્મ અને નીતિથી ભ્રષ્ટ થયાં છીએ તેમાંથી આપણને બચાવવા માટે ગાંધીજી નોઆખાલીનું કાર્ય પતાવી બિહારમાં હવે આવ્યા છે.

સુધીર : અત્યારે તો પંજાબમાં ગાંધીજી વધારે સક્રિય ફાળો આપી શકે. ત્યાં કેમ જતા નથી !

હરિહર : તે નિર્ણય તમારે કે મારે કરવાનો નથી, તેમના અંતર્નાદનો એ સવાલ છે.

સુધીર : તમારો જવાબ સંતોષકારક નથી. નીતિનાં જે ધોરણો ગાંધીજી લોકોને શીખવે છે તેનું પરિણામ માલિકવર્ગની તરફેણમાં જ આવે છે. એક પ્રકારની અહિંસા પરંતુ તરંગી નીતિને ગાંધીજી વળગી રહ્યા છે.

**સતીન :** જે નીતિ ગાંધીજી આદરી રહ્યા છે તેથી જુદા પ્રકારની નીતિ ઓઢરવાનું તેમના માટે શક્ય નથી. સામાજિક પરિબળો તેમાં આડે આવે.

"As society has hitherto moved in class antagonisms, morality was always a class morality. We have not yet passed beyond class morality. A really human morality which transcends class antagonisms and their legacies in thought becomes possible only at a stage of society which has not only overcome class contradictions but has even forgotten them in practical life."

( **Engels** : *Anti-Duhring* ch. IX )

**પ્રકાશ :** પરંતુ ગાંધીજીનું નીતિશાસ્ત્ર નિઃસ્વાર્થ, આત્મભોગ, સત્ય અને અહિંસાના સિદ્ધાન્તો ઉપર ઘડાયેલું છે. તો પછી સત્યમેવ જયતે અનુસાર તેમના નીતિના બોધપાઠ સફળ થતા કેમ નથી ?

**સતીન :** મેં તમને પૂર્વે સમજાવ્યું છે કે તેમાં વૈજ્ઞાનિક અર્થશાસ્ત્ર યા સમાજશાસ્ત્રના મૂળ સિદ્ધાન્તોનો અભાવ છે. વળી ધાર્મિક કે યૌગિક દૃષ્ટિએ આપણે તપાસીએ તો એવું અનુમાન કરવું પડે કે સત્ય શબ્દનો ઉપયોગ થવા છતાં તેમાં સત્યપ્રતિષ્ઠા નથી. કારણ જો સત્યપ્રતિષ્ઠા હોત તો તેનું ફળ ક્યારનુંયે સિદ્ધ થયું હોત. પતંજલિ કહે છેઃ

सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥ યોગસૂત્ર ૨–૩૬

**હરિહર :** ગાંધીજી તો સતત શિખામણ આપી રહ્યા છે, પરંતુ લોકો ક્યાં માને છે ? આપણા ગુજરાતના પ્રખર લોકસેવક રવિશંકર મહારાજે કમલું ઓછાંને શિખામણ આપી કે "સાદામાં સમાસ" કરતાં શીખો અને નોકરોની હાડમારી અને ગુલામીમાંથી બચવું હોય તો હાથે બધું કામ કરો, ઇત્યાદિ. પરંતુ આપણો ઓીવર્ગ ક્યાં સાંભળે છે ?

**અલી :** હા, સાંભળો. ખાવાનું, ઓઢવાનું કે રહેવાનું, પૂરતાં પ્રમાણમાં મળતાં નથી તેમાંથી પણ સંકોચ કરવી અને જરૂરિયાતો ઓછી કરવી, તેનો અર્થ તો એમ થયો કે પુરાણા યુગના ગુફાનિવાસી જંગલીની માફક આપણે જીવન ગુજારતા થઈ જવું. પરંતુ હું એમ પૂછું છું કે ધનિક વર્ગ દરેક પ્રકારનાં સુખસગવડતા અને મોજશોખ ભોગવી શકે છે તેના તરફ નેતાઓ અને કાર્યકરો કેમ આંગળી ચીંધતા નથી ? ખુદ નેતાઓ અને કાર્યકરો કાં તો પોતાના બંગલા અને મોટરો વસાવે છે, કાં તો ધનિકોના બંગલા અને મોટરો વાપરે છે. લોકો ક્યાં ?

**હરિહર :** લોકોને પણ ધનિકોની જેમ જીવન ગાળવાની ઇચ્છા થશે તો તેમની માફક અધર્મ અને અનીતિના પાપમાં પડશે.

**સુધીર :** ધર્મ અને નીતિના નામે આપણા લોકો કાલ્પનિક દેવદેવીઓ અને તાર્કિક આદર્શો અપનાવવામાં બેનમૂન બની ગયા છે. આવી તરંગી, અવાસ્તવિક મનોદશાને લીધે આપણે ક્રિયાકાંડપરસ્ત બ્રાહ્મણોની લોલવૃત્તિના ભોગ બન્યા છીએ. રાધાકૃષ્ણન ખરું કહે છેઃ

"The process of Gods-making in the factory of man's mind cannot be seen so clearly anywhere else as in the Rig-Veda."

( **Sir S. Radhakrishnan** : *Indian Philosophy* I, Page 73 )

તેમ જ પુરોહિતોની લોભવૃત્તિ સમજાવતાં Rhys David કહે છે:

"The masses of men were addicted to the ceremonies and observances prescribed by those priests, who live on food provided by the faithful, and whom Buddha describes as tricksters, droners out of holy words for pay diviners, exorcists, ever hungering to add gain to gain."

(**Rhys David**: *Buddhist India* **p. 215**)

**સતીન :** આ અનિષ્ટ પરિસ્થિતિ મૂડીવાદી સમાજનું અનિવાર્ય અંગ છે.

**સુધીર :** સમાજવાદ આવતાં આ ગરબડ ખલાસ થશે.

**સતીન :** આજ સુધી પસીનાની પેદાશથી ઉત્પન્ન થતી સંપત્તિ સામ્રાજ્યવાદીઓ નિર્મળ જહાંગીરીના બળથી ગંગાથી ટેમ્સ તરફ ઘસડી ગયા. હવે તેનો મૃત્યુઘંટ વાગી રહ્યો છે. આક્રમણશીલ વરૂવર્ગના સામ્રાજ્યવાદીઓએ હિન્દને જંગલ જેવું બનાવી દીધું. આ ધીકતી ધરાના સૂકા અરણ્યમાં વૈજ્ઞાનિક સમાજવાદ લીલા કુંજધામ જેવું બનશે, અને લોકબળ વિકાસ પામતાં લોકવિજય સિદ્ધ થશે જ.

તા. ૧૬-૩-૪૭

卐

# ત્રણ એષણાઓ

બાપાલાલ ગ. વૈદ્ય

[ ગતાંકથી ચાલુ ]

## ૨. ધનૈષણા

ધંધા રોજગાર એવા હોવા જોઈએ કે જેમાં આરોગ્ય સદાચાર આનંદ કુશળતા વગેરે સચવાય. ફુરસદ અને ધંધાને આ—એનનો સબંધ છે. કામમાંથી છૂટ્યા પછી જે મનુષ્ય પોતાની આત્મસંપત માટે વિચાર ન કરી શકે તે કામ યા ધંધો તેટલે અંશે દોષિત જરૂર છે જ.

ચરકે ટીકાકર ચક્રપાણિ દત્તે યોગ્ય જ કહ્યું છે કે "धनस्य भोगधर्मसाधनार्थमेव उत्पादनमिच्छन्ति, न पुनः कृपणस्य विनियोगशून्यस्य सुसंवर्धितमात्रकरणार्थम् ।" ઉપકરણો મેળવવાના પ્રયત્નમાં ધનોપાર્જનનો સમાવેશ થાય છે, પરંતુ એ ધન ભોગ અને ધર્મસાધનાના અર્થે ઉપયોગમાં આવે એટલા પૂરતું જ હોવું જોઈએ, નહિ કે કૃપણની માફક તેનો સંઘરો કરવા માટે. કૃપણનું ધન વિનિયોગશૂન્ય (જેને 'લિક્વિડ મની' કહેવાય છે તેવું નહિ) હોય તે કેવળ સંગ્રહ માટે જ હોય છે. મુનિ જિનવિજયજીએ ગુજરાતીઓને 'અર્થદાસ' કહ્યા છે. અર્થદાસો છે માટે ગુજરાતીઓનાં શરીરો જુઓ: ઢીલાં, પોચાં, નિસ્તેજ, માયકાંગલાં, પૈસાની જ વાતોમાં રચ્યાપચ્યાં રહેનારાં!

ધનોપાર્જનનું પણ અનોખું શાસ્ત્ર છે. ગીતામાં જેને 'અનાસક્તિ' કહી છે તે હોય તો પછી ભલેને લાખો રૂપિયા માણસ કમાતો હોય. હું સમાજ પાસેથી જે કમાઉં તે સમાજ અર્થે મારે પાછું આપવું જ રહ્યું. પૈસાનું સમાજશાસ્ત્ર છે—પૈસાની 'ફિલસૂફી' છે. પહેલાના ઋષિમુનિઓ સ્ત્રીઓ સાથે રહેતા હતા, વિપુલ ઉપકરણવાળા હતા, પરંતુ તે બધા પાછળ સામાજિક દૃષ્ટિ અને અનાસક્તિ હતી. એટલે જ સમાજજીવનને તે પ્રેરણા પાતા અને સમાજજીવન નીરોગી રહેતું. વિદ્યા અને ત્યાગ પૂજાતાં, આજની માફક પૈસાની પૂજા થતી ન હતી. ધનિકો પોતાનો ધર્મ સમજે, પોતાના ધનને સમાજના 'ટ્રસ્ટ' તરીકે લેખે. પોતાના જેવા જ પોતાના આશ્રયે રહેલા સૌને ગણે, તો આજે જે Class Warfareના વાયરા વાઈ રહ્યા છે તે ન વાય.

જેમ પ્રાણૈષણામાં કામૈષણાને સમાવી શકાય તેમ ધનૈષણામાં કામૈષણાને સમાવી શકાય.

કામને પ્રેમમાં રૂપાંતરિત કરવાને બદલે જ્યારે પ્રેમ જ કામમાં રૂપાંતરિત થાય છે ત્યારે, સમાજમાં જબરી અરાજકતા ઊભી થાય છે અને તેને પરિણામે સંસ્કૃતિઓનો કચ્ચરઘાણ નીકળે છે. ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે કે 'ધર્મથી અવિરોધી એવો કામ હું પોતે છું.' કામની નિંદા કરવાની છે જ નહિ. સ્ત્રી અને પુરુષ—ઉભય એક બીજાનાં પૂરક છે. સુંદર સુશીલ સ્ત્રી પૂર્વજન્મનાં પુણ્ય સિવાય પ્રાપ્ત થતી નથી એમ ચરકમાં કહેવામાં આવ્યું છે. ભર્તૃહરિએ પણ યોગ્ય જ કહ્યું છે કે જો સુંદર મુખારવિંદ અને પ્રૌઢ અંગમાંથી

સૌંદર્ય ટપકતું હોય તેવી સ્ત્રી તારે જોઈતી હોય તો તપ કર; તપ સિવાય એવી સ્ત્રી સાંપડતી નથી: "આત્માઓનાં મનુષ્યોના દેહઘાટ ઘડાય છે" એ કવિ ન્હાનાલાલની ઉક્તિમાં પૂર્ણ જ તથ્ય છે. અલૌકિક સૌન્દર્ય એ આત્માની જ કલા છે. આવું સૌન્દર્ય ન મળ્યું હોય તો ભાગ્યને નિંદવાની જરૂર નથી. વિધિ અનુસાર જે સ્ત્રી મળી હોય તેથી સંતોષ માનવો. પરદારાગમન જેવું બીજું એક પણ પાતક આપણાં શાસ્ત્રોમાં ગણાવ્યું નથી, એની પાછળ પૂર્ણ રહસ્ય સમાયેલું છે. સમાજજીવનનું આરોગ્ય સ્ત્રીપુરુષોના વિશુદ્ધ કામજીવન ઉપર જ નિર્ભર છે. લંપટતા અને કામુકતા સમાજજીવનનાં વિષ છે. લંપટ અને કામાતુર સ્ત્રીપુરુષોની પ્રજા કદી મહાન ન બની શકે. સેવા, ત્યાગ, તિતિક્ષા, ઔદાર્ય વગેરે ગુણો સ્ત્રીપુરુષનાં જીવનમાં ન હોય તો તેટલે અંશે દંપતીજીવન દૂષિત બનવાનું જ. આમાં પણ પશ્ચિમનો પવન હિંદને લાગ્યો છે અને હવે અહીં પણ 'new morality'ની વાતો, સમજ્યે વગર-સમજ્યે, નાનામોટા મોઢે થવા લાગી છે. ભગવાન બચાવે.

ટૂંકમાં, ધનૈષણા અને કામૈષણા—બન્ને માનવરથના ઘોડા છે. આ બન્નેને કાબૂમાં રાખવાની શક્તિ જો માનવસારથીના હાથમાં નહિ હોય તો એ બન્ને તોફાન મચાવીને રથનો ભુક્કેભુક્કો કરી નાંખવાના. આ બે અશ્વોના નિયમન ઉપર જ સમાજસ્વાસ્થ્ય નિર્ભર છે. સ્વાસ્થ્ય અને દીર્ઘાયુષ સાથે આ બન્ને એષણાઓને નિકટનો સંબંધ છે.

કામનો વાસ મનમાં છે. એટલે જ કામનું નામ 'मनसिज' છે. મનમાં વૃત્તિઓનાં મોજાં ઊઠે છે; પરિણામે ઉદ્દીપન પ્રાપ્ત થાય છે. શારીરિક અને માનસિક વિકારોને નિકટનો સંબંધ છે. ચરક કહે છે: "ते च विकाराः परस्परमनुवर्तमानाः कदाचिदनुबध्नन्ति कामादयो ज्वरादयश्च ।" વિ. ૫.૮

## ૩ પરલોકૈષણા

મૃત્યુ પછી મારી સદ્ગતિ થાય, આત્મા સારી યોનિમાં જન્મ લે,—આ ભાવના હિંદુમાત્રમાં દૃઢમૂલ થયેલી છે. હિંદુશાસ્ત્રો પુનર્જન્મની ભાવનાથી ઓતપ્રોત છે એમ કહીએ તો ખોટું નહિ. પરલોકૈષણા એટલે ખરી રીતે ધર્મૈષણા; કારણ કે ધર્મના સારાનરસા આચરણ ઉપર જ સારો વા નરસો પરલોકવાસ પ્રાપ્ત થવાનો છે. સત્કર્મો કરનાર, ધર્માચરણ કરનારની સદ્ગતિ થાય છે અને અસત્કર્મો કરનાર અધર્માચરણીની દુર્ગતિ થાય છે. આથી જ ધર્માચરણ માટે મનુષ્ય પ્રવૃત્ત બને છે.

ધર્મની વ્યાખ્યા બાંધવી કઠિન છે. આજે તો આચાર જ ધર્મ મનાય છે. એક વખતનો અતિ ઉદાર પ્રાણવાન ધર્મ આજે અનુદાર નિષ્પ્રાણ ધર્મ બની ગયો છે. ધર્મની વ્યાખ્યા મનુસ્મૃતિમાં નીચે મુજબ આપવામાં આવી છે:

विद्वद्भिः सेवितः सद्भिः नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो ×धर्मस्तं निबोधत ॥

---

× અવસ્થા અનુસાર ધર્મનું આચરણ રાખવું એમ મહાભારતમાં કહેલું છે. 'धर्मो ह्यावस्थिकः स्मृतः ।' 'શાંતિપર્વ.' પાત્ર, કર્મવિશેષ, દેશ, કાલ, અવસ્થા—આ બધું જોઈને સૌએ પોતાનો ધર્મ નક્કી કરવો રહ્યો.

દ્વેષ અને રાગ સિવાયના સંતો અને વિદ્વજ્જનોથી જે નિત્ય સેવાયેલો હોય અને જેનું હૃદયપૂર્વક સમર્થન થઈ શક્તું હોય એ જ ધર્મ.

દરેક યુગનો ધર્મ ભિન્ન ભિન્ન હોય છે એમ મનુસ્મૃતિમાં કહ્યું છેઃ

"અન્યે કૃતયુગે ધર્માઃ ત્રેતાયાં દ્વાપરેઽપરે । અન્યે કલિયુગે નૃણાં યુગહ્રાસાનુરૂપતઃ ॥"
અર્થાત્ કૃતયુગનો, ત્રેતાયુગનો, દ્વાપરનો અને કલિયુગનો—બધા યુગોના ધર્મો યુગહ્રાસાનુરૂપ ભિન્ન ભિન્ન હોય છે. 'યુગેયુગે ધર્મપાદઃ ક્રમેણાનેન હીયતે' ચરક. વિ. ૩–૨૫. દરેક યુગના ધર્મો નોખા હોય છે એ વાત જો યાદ રાખવામાં આવે તો ધર્મનો વાદવિવાદ ઘણો ટળી જાય. મનુ અને આપસ્તંબના વખતનો ધર્મ આ કલિયુગમાં આપણને ખપ ન પણ આવે. જેવો યુગ તેવો ધર્મ. અને સાચા ધર્મનું રહસ્ય કોણ જાણી શકે છે તે પણ મનુએ બતાવ્યું છેઃ અર્થકામેષ્વસક્તાનાં ધર્મજ્ઞાનં વિધીયતે । ધર્મં જિજ્ઞાસમાનાનાં પ્રમાણં પરમં શ્રુતિઃ ॥ અર્થાત્ અર્થ અને કામમાં જે સત્પુરુષો આસક્ત થયેલા નથી હોતા, તેઓ જ ધર્મ શું છે તે જાણી શકે છે. ધર્મજિજ્ઞાસાવાળાઓ માટે શ્રુતિ–વેદો જ પ્રમાણભૂત છે.

ભર્તૃહરિએ યોગ્ય જ કહ્યું છે કે યદ્યપિ સાધુપુરુષો ઉપદેશ ન આપે તો પણ તેમની સ્વૈરકથાઓ પણ શાસ્ત્રો જેવી થઈ પડે છેઃ

परिचरितव्याः सन्तो यद्यपि कथयन्ति न सदुपदेशम् ।
यास्तेषां स्वैरकथास्ता एव भवन्ति शास्त्राणि ॥

અર્થાત્ સાધુતા જ ધર્મબોધ કરાવી શકે છે. ધર્મનું રહસ્ય જાણવા માટે આવા જીવન્ત સન્તોનાં જીવનમાંથી પ્રેરણા પીવી જોઈએ. શાસ્ત્રોનાં પ્રમાણોથી ધર્મ સમજવાનો નથી. ધર્મનું ઉદ્ગમસ્થાન માનવહૃદયમાં છે. હૃદયની વિશુદ્ધિ જ ધર્માચરણનાં મૂળમાં છે. બાહ્ય આચારોની અતિશયતા ધર્મના પ્રાણને હણે છે અને ધર્મનાં બાહ્ય શરીરને પણ કુત્સિત બનાવે છે. અસ્તુ.

પરલોકમાં સુખ મળે, મારું કલ્યાણ થાય—એવી ઇચ્છા મનુષ્યમાત્રમાં હોય છે જ. જેવું વાવશું તેવું લણશું–એ કહેવત જાણીતી જ છે. પૂર્વજન્મનાં આપણાં સારામાઠાં કર્મો અનુસાર આ ભવમાં આપણને સુખ યા દુઃખ મળે છે. કર્તવ્ય કર્મોનું ફળ પ્રત્યેક મનુષ્યને ભોગવવું જ પડે છે. ચરક કહે છેઃ "स्वकृतं यदपरिहार्यं अविनाशि पौर्वदेहिकं दैवसंज्ञकं आनुबन्धिकं कर्म, तस्यैतत् फलम्; इतश्चान्यद्भविष्यतीति ।" પૂર્વજન્મમાં કરેલાં કાર્યોનું ફલ આ જન્મમાં ભોગવવું જ પડે છે. આ ભવમાં ન ભોગવવામાં આવે તો આવતા ભવમાં તે ભોગવવું પડે છે. પૌર્વદેહિક કર્મો અવિનાશી છે અર્થાત્ તેનું ફલ ભોગવ્યા સિવાય તે કદી નાશ પામતાં નથી. આ કર્મો અનુસાર જ સારી નરસી યોનિમાં આપણો જન્મ થાય છે. આને જ આપણે "દૈવ" કહીએ છીએ; दैवं आत्मकृतं विद्यात् कर्म यत् पौर्वदेहिकम् (ચરક–વિ–૩/૩૦) પૂર્વજન્મમાં કરેલાં કર્મનું ફલ આ ભવમાં ભોગવવું પડે તેનું નામ જ દૈવ. नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि । अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् । (વિ–૩–૩૩માં ચરક ટીકાકાર ચક્રપાણિદત્તે આ શ્લોક ટાંકેલો છે.) ટૂંકમાં, પ્રાક્તન કર્મોનો વિપાક ભોગવ્યા સિવાય છૂટકો જ નથી. શુભ અને અશુભ કર્મોનું ફલ અવશ્ય ભોગવવાનું જ છે. એમાં કોઈથી મીનમેખ થઈ શકતું નથી.

કર્મો ત્રણ જાતનાં છે—હીન, મધ્યમ, ઉત્તમ. જો પ્રાક્તન કર્મો શુભ હોય અને આ ભવનો પુરુષાર્થ શુભ હોય તો યુગનિયત સો વર્ષનું સુખી આયુષ્ય ભોગવવામાં આવે. જો કર્મ મધ્યમ હોય અને આ ભવમાં પુરુષાર્થ પણ મધ્યમ પ્રકારનો હોય તો મધ્યમ આયુષ્ય અને સાધારણ સુખવાળું જીવન તેને સાંપડે છે. કર્મો હીન હોય અને પુરુષાર્થ પણ હીન હોય તો મનુષ્ય અત્યંત દુઃખી જીવન જીવે છે. दैवं पुरुषकारेण दुर्बलं ह्युपहन्यते । दैवेन चेतरत्कर्म विशिष्टेन उपहन्यते ॥ (ચરક વિ.૩–૩૪) દૈવ જો દુર્બળ હોય અને પુરુષાર્થ પ્રબલ હોય તો દૈવની માઠી અસર ઘણે અંશે હણાઈ જાય છે. પુરુષકાર અર્થાત્ દૃષ્ટ પ્રબલ હોય તો દુર્બલ અદૃષ્ટને (જન્માંતર કૃત શુભાશુભ શારીરાદિ નિર્વર્તક કર્મને) હણી નાખે છે. મનુષ્યના આયુનો વિચાર કરતી વખતે દૈવ અને પુરુષકાર—બન્નેનો વિચાર કરવો પડે છે. 'भूतानामायुः युक्तिमपेक्षते' કોઈ એમ ન માને કે દૈવ અનુસાર જ આપણો પુરુષાર્થ પણ આપણને પ્રાપ્ત થાય છે. આપણા દેશમાં 'દૈવવાદ' બુદ્ધો અને જૈનોએ દાખલ કર્યો છે અને તેને લઈને દૈવ ઉપર અનહદ ભાર મૂકવામાં આવે છે. આથી તો 'યોગવાસિષ્ઠ' લખવામાં આવ્યું છે. મહર્ષિ વાલ્મીકિએ આમાં દૈવનું, યુક્તિપ્રયુક્તિથી અને આખ્યાનોથી, સુંદર ખંડન કર્યું છે. પુરુષકારની અવગણના કરવાની છે જ નહિ.

जन्म जन्म यदभ्यस्तं दानमध्ययनं तपः । तेनैव अभ्यासयोगेन तदेवाभ्यस्यते पुनः (ચરક. શા. ૨–૩૫ની ટીકામાં). પૂર્વજન્મમાં મન ઉપર જે સંસ્કારો પડેલા હોય છે તે જ સંસ્કારો સાથે મન આ જન્મમાં આવે છે.

લિંગશરીર વા અતિવાહિક શરીરને ચરકમાં 'मनोजवः' કહેવામાં આવેલ છે. (मनसा जवते गच्छतीति मनोजवः ચ. દ.) "भूतैश्चतुर्भिः सहितः सुसूक्ष्मैः मनोजवो देहमुपैति देहात् । (ચરક. શા. સ્થા. અ. ૨–૩૧) અર્થાત્ લિંગશરીર સાથે જીવાત્મા એક દેહમાંથી બીજા દેહમાં જાય છે. સત્યવાનના શરીરમાંથી અંગુષ્ઠમાત્ર જીવ નીકળીને જતો સાવિત્રીએ જોયો હતો એમ મહાભારતકાર જણાવે છે. આ અંગુષ્ઠમાત્ર જીવ એ જ મનોજવ–અતિવાહિક શરીર. દિવ્યચક્ષુઓ વિના એ જોઈ શકાતો નથી. 'दिव्यं विना दर्शनमस्ति रूपम्' (ચરક. શા. ૨–૩૧) ચક્રપાણિદત્ત સમજાવે છે– कर्म धर्माधर्मरूपं यत्रैनं भोगार्थं नयति, तदेव देहमयं मातीत्युक्तं भवति' ધર્માધર્મરૂપ કર્મો લિંગશરીરને ભોગાર્થે જ્યાં લઈ જાય છે ત્યાં તે જાય છે. સાંખ્યોએ પણ લિંગશરીરનો સ્વીકાર કરેલો છે જ.

કવિવર રવીન્દ્રનાથે 'સોનારતરી' નામનું અતિસુંદર કાવ્ય લખેલું છે. 'રવીન્દ્રવીણા'માં આપણા શાયર સ્વ. મેઘાણીએ એનું પદ્યમાં અવતરણ (ગુજરાતીમાં) પણ કર્યું છે. મને લાગે છે કે આ સુંદર કાવ્યનો ભાવ મેઘાણી જરા પણ એમાં ઉતારી શક્યા નથી. કાવ્યનો ભાવ નીચે મુજબ છે:

મનુષ્ય પોતાના આખા જીવનમાં એક પ્રકારની ખેતી કરે છે. તેનાં જીવનનું ક્ષેત્ર એક દ્વીપ જેવું છે. ચારે પ બાજુ તે અવ્યક્તથી ઘેરાયેલું છે. પોતાનું જીવન જ તેને પરિચિત છે, અવ્યક્તની તેને ખબર જ નથી. ગીતામાં કહ્યું છે કે—

अव्यक्तादीनि भूतानि, व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव, तत्र का परिदेवना ।

સમય જ્યારે આવી જાય છે, ત્યારે ચારે ય બાજુની અવ્યક્તની જલ ઊછળે છે. અને તેનું આ જીવન ફરીથી એની અંદર સમાઈ જાય છે. અવ્યક્તની અંદર તેનું વ્યક્તિત્વ ભળી જવાનો સમય આવે છે ત્યારે તેના સમસ્ત જીવનની કરણીનું જે કંઈ ફલ હોય છે —ફસલ હોય છે, તેને તે સંસારરૂપી હોડીમાં—અવ્યક્તના દરિયા ઉપર તરતી સંસાર-નૌકામાં, મૂકી દેવું પડે છે. સંસાર—નૌકા એ બધું ફલ લઈ જાય છે, એક કણ સરખો પણ તે છોડી જતી નથી. નૌકા ફલ લઈને ચાલી જાય છે એટલે માનવી પોકારીને નૌકાપતિને કહે છે કે 'અરે! મારા કર્મ-ફલ સાથે મને પણ લઈ જાઓ.' પરંતુ નૌકાપતિ તેનું સાંભળતો નથી. ફરીથી હૃદયભીરતી ચીસો પાડી પોતાને બચાવી લેવા—નાવડીમાં ઊંચકી લેવા, માનવી કહે છે પરંતુ એ નૌકાપતિ કહે છે કે "અમારી હોડીમાં તારે માટે જગ્યા જ ક્યાં છે? તને લઈ જવો અમારે માટે શક્ય જ નથી. તારા જીવનનું જે કંઈ સંઘરવા લાયક સત્કર્મ છે તે બધું તો મેં ક્યારનું ય આ નૌકામાં ભરી લીધું છે. તારા માટે આમાં સ્થાન જ નથી." સાર એ છે કે પ્રત્યેક મનુષ્ય પોતાનાં જીવનમાં જે કાંઈ સત્કર્મોરૂપી ખેતી કરે છે તેનો બધો ફાલ સંસાર ગ્રહણ કરે છે—રક્ષા કરે છે. તેમાંથી રજ પણ નાશ પામતું નથી. ભગવાન કાલ આ કર્મોને ખૂબ જ જતનપૂર્વક સાચવી રાખે છે. પરંતુ જ્યારે માનવી તેની સાથે પોતાના 'અહમ્'ને પણ ચિરંતન બનાવવા ઇચ્છે છે ત્યારે તેનો તે પ્રયત્ન વૃથા જાય છે. વર્તમાન જીવનમાં જે કંઈ રોગાદિ ભોગવ્યું તેના ખજાના સ્વરૂપ 'અહં'ને મૃત્યુને અર્પણ કરીને, માનવીમાત્રને પોતાનો હિસાબ ચૂકતે કરવો પડે છે. આ 'અહં' કોઈ રીતે સંઘરવા જેવી ચીજ નથી. સત્કર્મો કદી નાશ પામતાં નથી. અવ્યક્તમાંથી જેમ તે આ જીવનમાં વ્યક્ત થયાં તેમ હવે પછી પણ તે અવ્યક્તમાં જ લીન થવાનાં. ભગવાન કાલને માનવીની દયા નથી. તેના શુભ કર્મોની જ તેમને જરૂર છે. મનુ ભગવાને યોગ્ય જ કહ્યું છે કે 'तपोमूलं इदं सर्वं दैवमानुषकं सुखम्'—દેવ અને મનુષ્યોનાં સુખોના મૂળમાં તેના તપ જ છે. તપ સિવાય ખરું સુખ શક્ય જ નથી.

આપણને જે શરીર મળે છે તે પણ પ્રાક્તન કર્મોના પરિણામ પ્રમાણેનું જ. કોઈની ઊંચાઈ ૫ ફીટ તો કોઈની ૬ ફીટ, કોઈના માબાપ દુર્બલ હોવા છતાં ય સંતાનો સશક્ત હોય છે જ્યારે બલવાન માબાપોનાં સંતાનો માયકાંગલાં પણ જોવામાં આવે છે. 'શરીર-વૃદ્ધિકર ભાવો' (ચરક, શા. ૬–૧૨)માં 'કાલયોગ' 'સ્વભાવસંસિદ્ધિ' અને 'આહાર-સૌષ્ઠવ'—પણ ગણાવેલાં છે. સ્વભાવનો અર્થ અહીં અદૃષ્ટ થાય છે. 'બલવૃદ્ધિકર ભાવો' (ચરક શા. ૬–૧૩)માં પણ 'સ્વભાવસંસિદ્ધિ' ગણવામાં આવી છે. शरीरमपि सत्त्वं अनुविधीयते (ચરક શા. ૪)-સત્ત્વ-મન-અનુસાર જ શરીર પ્રાપ્ત થાય છે. જગતનું પ્રત્યેક સારું માઠું કર્મ નિયકર્મોના ચોપડામાં લખાયા કરે છે. જનપદોધ્વંસમાં પણ 'पूर्वकृतं कर्मसत्कर्म' (ચરક વિ. ૩) ભાગ ભજવે છે. જનપદોધ્વંસ અને યુદ્ધનું કારણ અધર્મને જ ચરકે ગણાવેલું છે. મિ. જેકસ પણ તેના 'સર્વાંગીણ કેળવણી' નામના પુસ્તકમાં કહે છે કે 'યુદ્ધ તો, આપણાં મહામારા દુર્ગુણોની જેમ; માણસની સાચી પ્રકૃતિ અને વિશ્વ સાથેના તેના સાચા સંબંધના વિપરીત આવિષ્કારરૂપ જ છે.'

બાકી, પરલોકૈષણાના વિચાર પ્રસંગે નાસ્તિકતાનો—ચાર્વાક દર્શનનો—યદૃચ્છાવાદનો—સ્વભાવવાદનો પણ વિચાર કરવામાં આવેલો છે. ઈશ્વર નથી; ઈશ્વરનું પ્રયોજન છે શું?

માતાપિતાના શોણિતશુક્ર–સંયોગથી જ બાળકનો જન્મ થાય છે ત્યાં વળી ઈશ્વરને અને આત્માને શું કામ વચમાં લાવવો જોઈએ ? ભસ્મીભૂત દેહનું વળી પુનરાગમન શું ? આવા અનેક પ્રશ્નો દરેક યુગમાં પૂછાયેલાં છે અને દરેક યુગમાં ઈશ્વરનો સાક્ષાત્કાર કરનારા પણ પેદા થયા છે ! 'ઈશ્વર ક્યાં છે ?' પૂછનારને ઈશ્વર બતાવો તો જ તે માને. પરંતુ ઈશ્વર એમ ક્યાં રસ્તામાં રખડતો રહ્યો છે ! અને વખતે બતાવવામાં આવે, તો ય તે તેને માનસિક ભ્રમ–Hallucinations– જ માનશે ! બાકી ઈશ્વર જોનારા પણ ઈશ્વરને વર્ણવી શકતા નથી. કઠોપનિષદમાં યોગ્ય જ કહ્યું છે કે ' नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा । अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते । ' ઈશ્વર વાણીથી, મનથી કે ચક્ષુઓથી મેળવી શકાય એમ છે જ નહિ. ' ઈશ્વર છે જ ' એમ કહેનારા આપ્તોની વાણી વિના અન્યત્ર એની પ્રાપ્તિ ક્યાં છે ? पराची બહિર્ગામી ઈન્દ્રિયોથી પ્રત્યગાત્મા ( Inner self )નો પરિચય ઓછો જ થવાનો છે !

બાકી આ ચાર્વાકવાદ અતિભયંકર ચીજ છે. ઉપનિષદો પછીની સદીઓમાં અનેક અવૈદિક મતો અસ્તિત્વમાં આવ્યા છે. આ બધા મતોને ભારતભૂમિમાંથી હાંકી કાઢવામાં આવ્યા છે અને આટલા માટે પંચમવેદતુલ્ય મહાભારત વ્યાસજીએ રચ્યું છે. ગીતામાં પણ 'વેદવાદરતાઃ'ઓની રમણીય ઉક્તિઓની નિઃસારતા બતાવવામાં આવી છે. ૧૬મા અધ્યાયમાં દૈવી અને આસુરી સંપત્તિના વર્ણનમાં ચાર્વાકવાદીઓની પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ જગત તો આશ્રયરહિત, નિતાન્ત અસત્ય, અનીશ્વર, આપોઆપ જ સ્ત્રીપુરુષ–સંયોગથી ઉત્પન્ન થયેલ (अपरस्परसंभूत) તથા કેવલ ભોગવૃત્તિમાંથી જન્મેલ (कामहेतुक) આવાં અસત્યો માતબર ભાષામાં પ્રબલ યુક્તિઓથી એઓએ સમાજમાં વહેતાં મૂક્યાં અને હમેશાં સારી રીતથી કહેવાયેલાં અર્ધસત્યો લોકના માનસ ઉપર ઠીકઠીક અસર પણ કરે છે. આ યુગમાં પણ રૂશિયાના ધર્મવિરુદ્ધના તથા નીતિ અને સદાચાર વિરુદ્ધના મતો જોતજોતામાં કેવા ફાલ્યાંફૂલ્યા છે તેનો આપણને ક્યાં પરિચય નથી ? લોકોને ઊંચે ચઢાવવામાં જ લોકોત્તર શક્તિની જરૂર છે, નીચે પાડવામાં ઓછી જ શક્તિની જરૂર છે ! આ 'લોકાયતિકો' શુદ્ધ બુદ્ધિવાદનો આશ્રય લેનારા, પ્રત્યક્ષને જ પ્રમાણ માનનારા અને પરપક્ષના ખંડનમાં જ પોતાની બુદ્ધિમત્તા વાપરનારા હતા. બુદ્ધઘોષ 'लोकायत' નો અર્થ ' वितण्ड–सत्थ ' એવો કરેલો છે. ન્યાયમંજરીકારે પણ આને પુષ્ટિ આપેલી છે–' नहि लोकायते किंचित् कर्तव्यमुपदिश्यते । वैतण्डिककथैवासौ न पुनः कश्चिदागमः ॥ અર્થાત્ વિતણ્ડા એ જ એમનો ધંધો હતો. અને આજે પણ વાદ કરવામાં કોઈકુનિરીટો ક્યાં પાછા હઠે એવા છે ! રામાયણમાં ભરત જ્યારે રામચંદ્રને વનમાં મળવા આવે છે ત્યારે રામ ભરતને જે ઉપદેશ કરે છે તેમાં આ લોકાયતિકોથી ચેતતા રહેવાની ભરતને સૂચના કરી છે:

> कच्चिन्न लोकायतिकान् ब्राह्मणांस्तात सेवसे ।
> अनर्थकुशला ह्येते बालाः पण्डितमानिनः ॥
> धर्मशास्त्रेषु मुख्येषु विद्यमानेषु दुर्बुधाः ।
> बुद्धिमान्वीक्षिकीं प्राप्य निरर्थं प्रवदन्ति ते ॥ (અયોધ્યા [illegible])

અર્થનો અનર્થ કરવામાં કુશલ આ પંડિતમાનીઓના સમ્પર્કમાં તું નથી આવતો ને ? વિદ્યમાન સકલ ધર્મશાસ્ત્રોમાં આ દુષ્ટ બુદ્ધિવાળા મૂર્ખોને રજ પણ શ્રદ્ધા નથી અને કેવલ તર્કનો આશ્રય લઈને અર્થ વગરનું વક્તવ્ય બોલવામાં એમનો જોટો નથી. આવાઓથી ચેતતો રહેજે.

વેદની જેટલી નિંદા આ લોકાયતિકોએ–નિતંડિકોએ કરી છે તેટલી અન્ય કોઈએ કરી નથી. વેદોના કર્તાઓને આ લોકોએ ભણ્ડ–ભાંડ, ધૂર્ત–લુચ્ચા અને નિશાચર–રાક્ષસો કહેલા છે. (સર્વદર્શન સંગ્રહ પૃ. ૪)

ચાર્વાકોનો શિરોમણિ બૃહસ્પતિ છે એ યાદ રાખવા જેવું છે. એ પ્રખર બુદ્ધિવાદી હતા. આ સિદ્ધાન્તોમાં ઈશ્વરનો સ્પષ્ટ ઇન્કાર છે. એ લોકોએ ચૈતન્યનો સંબંધ ભૌતિક પદાર્થો સાથે જ છે એમ પુરવાર કરવા વૈદકશાસ્ત્રના દાખલાઓ પણ દીધેલા છે. બ્રાહ્મીઘૃતના ઉપયોગથી કુમારશરીરમાં પ્રજ્ઞાની પટુતા ઉત્પન્ન થાય છે જ તો પછી શરીરમાં ચૈતન્ય માનવું તર્કસંગત છે શું ! મદ કરવાનો જેમાં બિલકુલ ગુણ નથી એવાં દ્રવ્યોના પરસ્પર મીલનમાંથી જેમ 'મદ્ય' ઉત્પન્ન થાય છે તેમ આ ભૌતિક ચીજોના પરસ્પર મીલનમાંથી જ ચૈતન્યનો આવિર્ભાવ થાય છે. ચક્રપાણિદત્તે આ દાખલો એમની ટીકામાં ટાંક્યો છે જ (સૂ–૧૧/૬) અને તે ચાર્વાકમતવાદીઓનો પ્રસિદ્ધ દાખલો છેઃ

जडभूतविकारेषु चैतन्यं यत्तु दृश्यते ।
ताम्बूलपूगचूर्णानां योगात् राग इवोत्थितः ॥

અર્થાત્ પાન, કાથો, ચૂનો, સોપારી–આ પ્રત્યેક દ્રવ્યમાં લાલાશ નથી જણાતી, પરંતુ જ્યારે એક વિશિષ્ટમાત્રામાં તેનો સંયોગ થાય છે ત્યારે પાન ખાનારાના મોંમાં લાલાશ ઉત્પન્ન થાય છે.

જડ એવા પંચમહાભૂતોના પરસ્પર સંમિશ્રણથી જ સૃષ્ટિના સર્વ પદાર્થોની ઉત્પત્તિ થાય છે. એમાં ચૈતન્ય–ઈશ્વર–આત્માને માનવાની જરૂર જ શી છે ! ચાર્વાકોની આ દલીલ "चैतन्यविशिष्टः कायः पुरुषः" અથવા ભૂત–ચૈતન્યવાદ" તરીકે જાણીતી છે. જડ ભૂતોમાંથી જ ચૈતન્યની ઉત્પત્તિ થાય છે. આત્મા અને જીવને માનવાની કંઈ જ જરૂર નથી. આ એમનો 'ભૂતચૈતન્યવાદ'નો સાર છે. ચરકે ટૂંકમાં બધા વાદોનો નિર્દેશ કરાવ્યો છે જ.

" मातरं पितरं चैके मन्यन्ते जन्मकारणम् ।
स्वभावं परनिर्माणं यदृच्छां चापरे जनाः ॥ (सू. अ. ११)

આ શ્લોકમાં ભૂતચૈતન્યવાદ અને સ્વભાવવાદ, યદૃચ્છાવાદનો જ ઉલ્લેખ છે.

ચાર્વાકો 'પરલોક'ને–મોક્ષને માનતા નથી. મરણને જ 'મોક્ષ' માનેલો છે. "मरणमेव अपवर्गः" ભસ્મીભૂત દેહનું વળી પુનરાગમન ક્યાંથી ?–એ ચાર્વાકોનું વાક્ય સુપ્રસિદ્ધ જ છે.

ટૂંકમાં, ચાર્વાકવાદ એ "આધિભૌતિક સુખવાદ" છે. ખાઓ, પીઓ, કામોપભોગ કરો, સ્વર્ગ તો અહીં, પૃથ્વી ઉપર જ છે, માટે જેટલી ચેનબાજી થાય તેટલી કરી લો. ઋણ કરીને પણ ઘી પીઓ. જેટલું જીવાય તેટલું લહેરથી જીવો. આ ચાર્વાકોની જીવન વિચારસરણીએ લોકોનાં મનમાં ભયંકર વિષ રેડ્યું હતું. મદન એ જ મહાપ્રભુ. કામ એ જ મુખ્ય છે.

આધુનિક સાયન્સ પણ આ રીતે નાસ્તિક દર્શન છે–'ભૂતચૈતન્યવાદ' છે. શરીરની પ્રત્યેક ક્રિયા આપોઆપ ચાલ્યા જ કરે છે એમાં ઈશ્વરને એ લોકો વચમાં લાવતા જ

નથી. કૉન્ફ્યુનિસ્ટો જેમ 'સ્ટેટ'ને જ સુખદુઃખનો વિધાતા માને છે તેમ ચાર્વાકોએ પણ રાજાને જ સુખદુઃખનો વિધાયક માન્યો છે. ( निग्रहानुग्रहकर्ता राजा ईश्वरः ) ટુંકમાં, ખૂબ જ મોહક, આકર્ષક દલીલોથી સમાજજીવનમાં ચાર્વાકોએ હલાહલ વિષ રેડ્યું હતું. સદ્ભાગ્યે ભારતભૂમિમાં એનાં વિષવૃક્ષો બહુ લાંબો વખત ન રહ્યાં. ચરકમાં આ મતની ખબર લેવામાં આવી છે. છેવટે દલીલબાજીમાં ન ઊતરતાં મહર્ષિ પુનર્વસુ કહે છે કે—

"तत्र बुद्धिमान् +नास्तिक्यबुद्धिं जह्यात् विचिकित्सां च ।" બુદ્ધિમાનોએ આ નાસ્તિક્યબુદ્ધિનો ત્યાગ કરવો જોઈએ અને સંદેહવાદનું શરણ ન લેવું જોઈએ, કહીને સત્પુરુષોનાં જ્ઞાનચક્ષુઓથી જ જોતાં શીખવું જોઈએ એવી શિખામણ આપેલી છે.

"सतां बुद्धिप्रदीपेन पश्येत्सर्वं यथातथम् ।"

આ નાના લેખમાં આટલું જ બસ થશે.

ભગવાન પુનર્વસુએ ચરકસંહિતામાં પરલોકપણાની પુષ્ટિ માટે આપ્તોપદેશ, પ્રત્યક્ષ, અનુમાન અને યુક્તિ–આ ચારેયની મીમાંસા કર્યા પછી તદ્રુપયુક્ત ધર્મસાધના માટે શું કરવું જોઈએ એ માટે ધર્મસાધનો થોડાંક સૂચવ્યાં છે જે વિચારવા યોગ્ય છે.

૧. ગુરુશુશ્રૂષામાં દત્તચિત્ત રહેવું.–હિંદી ભારતીય, સંસ્કૃતિમાં ગુરુ જ મધ્યબિંદુ તુલ્ય છે. અને આ મહાપ્રતાપી આપ્તરૂપી સૂર્યમાંથી જ ચેતરફ જ્ઞાનરશ્મિઓ પ્રકાશતી જણાય છે. જીવન્ત વિજ્ઞાન માટે જીવતા ગુરુઓ જ જોઈએ. એ જીવન્ત વિજ્ઞાન પુસ્તકોમાંથી ન જ મળે. સ્વામી વિવેકાનંદ જેને 'quickening impulse' કહે છે તે ગુરુ સિવાય નહિ જ આવવાની. આથી જ ગુરુશુશ્રૂષાને સૌપ્રથમ સ્થાન આપેલું જણાય છે. આવા ગુરુઓની સેવા એ જ સાચું શિક્ષણ મનાતું. કૌટિલીય અર્થશાસ્ત્રમાં શિક્ષણ વિષયક પ્રકરણને 'वृद्धोपसेवा' એવું નામ આપેલું છે. વૃદ્ધોની શુશ્રૂષાથી શિષ્યો વિનમ્ર બનતા, તેમના સ્પર્શથી તેજસ્વિતા લાધતી, તેમની આશિષોથી જીવનનું પરમ કલ્યાણ સધાતું; આજના જમાનામાં આવા ગુરુઓ નથી એટલે આયુર્વેદનું તેજ ઝાંખું જણાય છે.

૨. અધ્યયનમાં ચિત્ત રાખવું. "स्वाध्यायप्रवचनाभ्याम् न प्रमदितव्यम्" સ્વાધ્યાય અને પ્રવચનમાં કદી પ્રમાદ ન રાખવો જોઈએ એ વેદાજ્ઞા છે. અધ્યયન વૈદો માટે નિતાન્ત આવશ્યક છે. જે વૈદ્ય હંમેશાં અધ્યયનપરાયણ નથી રહેતો તે સદ્વૈદ્ય થઈ શકતો જ નથી. વૈદ્યોનો અર્થ જ વિદ્વાન થાય છે અને જીવતી જાગતી વિદ્વત્તા જ લોકઆદર પામે છે. બુદ્ધભગવાનની એક સંજ્ઞા "महाभिषक" (વૈદ્યરાજ) છે, તથા બૌદ્ધ દાર્શનિક સાહિત્યમાં 'भैषज्य' નામધારી ગ્રન્થો પણ મળે છે ( બલદેવ ઉપાધ્યાયકૃત 'ભારતીય દર્શન' (પૃ. ૧૭૯ ).

૩. *વ્રતચર્યામાં નિષ્ઠાવાન રહેવું. મનુષ્યજીવનમાં અમુક વ્રતો પાળવાથી જે વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે એ એક માનસશાસ્ત્રની દૃષ્ટિએ સમજવા જેવો અનોખો વિષય છે. દેહપીડા, તપ, વ્રત, ઉપવાસ આદિ હસવા લાયક ચીજો નથી. વ્રત એ એક જાતનું તપ જ છે.

+"पातकेभ्यः परं चैतत् पातकं नास्तिकग्रहः" चरक सू-११-१५

* જ્યારે ધર્મમાં વિઘ્નભૂત એવા રોગો પ્રાદુર્ભૂત થયા, તપ, ઉપવાસ, અધ્યયન, બ્રહ્મચર્ય, વ્રત વગેરેના પાલનમાં એ વિઘ્નભૂત થયા ત્યારે મહર્ષિઓ એનો તોડ કાઢવા હિમાલયમાં ભેગા થયા હતા. चरक–सू, १. ६- ७

# મહાગુજરાતની મુસાફરી

હરિહરભાઈ ભાણાભાઈ નાયક

[ ગતાંકથી ચાલુ ]

પોરબંદરને દરિયે હરરોજ સવારે મરીન ડ્રાઇવ ઉપર દોડું છું. દરિયામાં લીલાં પાણી અને ધોળાં ફીણ, સવારનો પવન અને પૂર્વની આભા : આ બધું પોરબંદરના રત્ન જેવું છે. મહારાણાએ લંચ માટે બોલાવ્યા હતા ત્યારે જોયું તો એમના લંચરૂમમાંથી દરિયો દેખાયા કરે; એનો મંદ્રધ્વનિ સંભળાયા કરે છે! મેં મહારાણાના યુવરાજને કહ્યું કે કાલિદાસમાં એક શ્લોક આવે છે એનો પ્રત્યક્ષ અનુભવ મને આજે થયો. કાલિદાસ દરિયા-કાંઠે મહેલવાળા એક રાજાનું વર્ણન કરે છે:

यमात्मनः सद्मनि संनिकृष्टो
मन्द्रध्वनि त्याजितयामतूर्यः ।
प्रासादवातायन दृश्यवीचिः
प्रबोधयत्यर्णव एव सुप्तम् ॥

મહેલની બારીઓમાંથી જેનાં મોજાં દેખાયાં કરે છે એવો સમુદ્ર જ એ રાજાને સૂતો જગાડે છે, તો પછી યામતૂરીની શી જરૂર!

એમના મહેલમાં પોરબંદરની આજુબાજુથી મળેલી પુરાણકાળની કેટલીક વસ્તુઓ ધ્યાન ખેંચે એવી હતી. એ મોહન-જો-દડોના સમયની લાગી. વધુ ખોદકામ થશે એ પ્રદેશ ઉપર પ્રકાશ ફેંકાશે. કેટલાંક ચિત્રો રાજપુરુષનો કલાશોખ બતાવતાં હતાં. છેવટે ડૉ. મજુમદારને કેરી ખાતાં જ ન આવડી (ને એ કહે છે કે એઓ માલદા જિલ્લામાં ખૂબ ફર્યા છે! માલદામાં ખૂબ કેરી થાય છે.) ત્યારે તે કેરી ચૂસતાં ફોટો પડાવ્યો ત્યારે ઠીક મેળ આવી.

☆

રાતનીરડા ગામે રબારીઓનાં માપ લેવા પોરબંદરથી ગયા. મોટર પૂરપાટ નીકળીને જંગલમાં પેઠી. જંગલ કેવું? રાજપીપળા, ખાનદેશ અને ડાંગનાં જંગલો મેં જોયેલાં તેનાથી આ તો નવું નીકળ્યું. નાનકડાં કાંટાળાં ઝાડ, બાવળ, સમળી કે બોર, પથરા અને નાનકડા ડુંગર; અહીં તો તમે આરામથી ફરી શકો, અહીં તો ગમે તે રહી શકે! આ બરડામાં મહારાણાનો બંગલો છે. સામે જ સરોવર છે; તેની પેલી પાર આંબાની કુંજ છે; તમારી જમણી બાજુ ડુંગરો છે; અને બારણામાં ગુલમોર ખીલી નીકળ્યા છે. મહેલની અંદર સૌમ્યરંગી પથ્થરો, એ જ રંગના પરદા, ફર્નીચર અને કટલરી : ખૂબ સરસ લાગ્યું. રંગની સુષમ મિલાવટ જોતાં હૃદયને એક જાતનો આનંદ થયો. સક્કરટેટી ખાતાં જેવો આનંદ થાય તે એની થોડીક સરખામણી કરી શકે. (આ બંને એકસરખાં શાને લાગતાં હશે!)

મહેલમાંથી ઊપડી મોટરે બેસી સાતવીરડા પહોંચવા ટેકરીઓ ચડતા-ઊતરતા હતા, ત્યાં કોયલ ટહુકી ઊઠી! બરડામાં કોયલ! એ કુહુરવના ડુંગરેડુંગરે પ્રતિઘોષ ઊઠ્યા; અમારી સાથે જાણે ક્યાંય સુધી એ સૂર આવ્યો. બરડામાં કોયલ, બરડામાં કોયલ!! હું બોલતાં ધરાતો નથી. સાતવીરડે આવી રબારીઓએ દૂધ પાયું ને અમે કેલીપર્સ કાઢી માપ લેવા મંડ્યા. એક જ દિવસમાં આંખ-કાન-જીભને કેવી અનોખી વસ્તુઓ ગળેલી કહેવાય!



પોરબંદરથી મીયાણી સુધી મોટરમાં આવ્યા. ત્યાં થોડોક દરિયો ઓળંગીને સામેથી ઓખા જનારી મોટર પકડવાની હતી. હોડીમાં બેસીને દરિયો લાંઘવાની મજા આવી. અંદર ધસેલા દરિયાની સવારની શાંતિ, ઉતારુઓનો ઉત્સાહ અને સામે દેખાતી મીયાણીના કોટની કાળી ભીંત: આને માણતા થોડીવારમાં સામે કાંઠે જઈ પહોંચ્યા. હજીસુધી સામાન આવ્યો ન હતો તેની ફિકર હતી. કપાળે હાથ મૂકી નજરને લંબાવતાં સઢવાળી હોડી આવતી લાગી એટલે લાગ્યું કે સામાન આવી જશે, ચિંતા નથી. ઉતાવળા ઉતાવળા દહેરામાં પહોંચ્યા. ઓફિસર સાથે આવ્યા એટલે માં'રાજે ચા, બરફી, કોપરું વગેરે ખવાડ્યું. ટેકરી ઉપર દહેરું છે; ત્યાં ગયા. ખૂબ ઊંચું. ઉપર ચડતાં લોકોએ બનાવેલા ઈંટના ડોલમન્સ બનાવેલા જોયા. માન્યતા છે કે એનાથી અપુત્રવતીને છોકરાં થાય; અફળદાયી ખેતરમાં પાક પાકે. ખારી હવાથી દહેરામાં ફાટ પડી ગઈ છે; અને એ તદ્દન જીર્ણ થઈ ગયું છે. એની ભીંતમાં, છતમાં કોતરેલી વેલો ખૂબ કલાત્મક છે. નીચેના દહેરામાં પાછા આવ્યા; ને ત્યાં એના વિષેની દંતકથા સાંભળી. કોઈ વાણીઆએ આથેથી ડૂબતાં વહાણ માટે મદદ મંગાતી સાંભળી. ભોગ જો દે તો જ એ વહાણ બચે. એણે પહેલાં પુત્રનો ભોગ આપ્યો, પછી સ્ત્રીનો; અને છેવટે પોતાનો. વહાણ બચ્યાં. આવા ભોગ માટે લોકો પણ એને પૂજે છે.



દ્વારકા: ગાયકવાડના રેસ્ટ-હાઉસમાં ઊતર્યાં છીએ. કમ્પાઉન્ડ દરિયાને જ લાગી રહેલું છે. ખૂબ પવન આવે છે: રેસ્ટ-હાઉસની બારીઓ ફટાફટ, ધડાધડ થયા જ કરે છે (રાત્રે આ થાય ત્યારે ભૂતેર રજ્ય યાદ આવે.) અને એનો એક પણ કાચ સલામત નથી. ઘણો વખત બેસી રહેલી ધૂળે પણ ભાત સાથે અમારા પેટમાં સ્થિત્યન્તર કર્યું. દરિયો ખૂબ ગમ્યો; સદા કુદ્યા જ કરે, જાણે દ્વારકાધીશનો કવિ. પોરબંદરી પત્થર કેમ થાય છે એ પણ જાણવાનું મળ્યું. ઝીણી સફેદ-શી રેતી ઉપર પાણીની સદાસદા અસર થાય છે; એને લીધે પત્થર બંધાતા જાય છે. એનાં જુદાંજુદાં સ્ટેજો પણ જોવાનાં મળ્યાં. આ પત્થરો જમીનમાં દબાતા હશે એટલે એવા પૂર્ણરૂપી પત્થર બની જતા લાગે છે.

આ દરિયાકિનારે દરરોજ ફરવા જઈએ છીએ. દરિયા સામે આંખે ય માવા પ્રયત્ન કરીએ છીએ. પ્રાચીન રૌધનું

"એસો એસો એસો રે, દિનપતિ મોર ક્ષિતિ કુસુમ બાંધિ"

એની સામે ન ટકી શક્યું. મેરસિંગનું

ઉસ હાહાકાર હૃદયમેં
ક્યોં વિકલ રાગિણી બજતી
ઉસ કરુણાકલિત હૃદયમેં
'ક્યોં વેદના અસીમ ગરજતી (પ્રસાદજી)

એની કરુણા દરિયાના ઘોઘો કરતા ગીતસ્વરમાં' ન બતાવી શક્યું. હું અવિનાશ વ્યાસનું 'હલેસાં માર' ગાવા ગયો "પણ એ ય નકામું. અમે હાર્યાં તો ય હારની નામોશી ન હતી. કાલિદાસને બદલીને કહી શકાય:

હાર્યું સારું સબળ ગુણીથી,
ના કદી નીચથી હાં!

☆

દ્વારકાના મંદિરમાં ગયા. રાત થવા આવી હતી. મંદિરનું શિખર આકાશને અડી જતું હોય એટલું ઊંચું. ઉપર સપ્તર્ષિનો હાર જાણે ભગવાનને મંદિરે માળા રૂપે આ પાયો આ પાયો એમ લાગ્યા કરતું હતું. પંડાઓએ કૃષ્ણરાણીઓની જગા બતાવી; ને કંઈક મૂકવા જણાવ્યું. પંડા કોણ જાણે ડૉ. મજુમદાર-સચીન વગેરેનું બંગાળીપણું (તમે આ શબ્દનો બીજો અર્થ લઈ હસતા લાગો છો!) જાણી ગયો એટલે કહે: "પાંચ સીકી લાગશે મોશાય." ઠેક આ ઠેઠ પણ બંગાળી! ના, એ બંગાળીનો પ્રભાવ નથી એ તો પંડા-પ્રભાવ. અહીં પંડાઓની નિપુણતા વિષે એક વાત યાદ આવે છે. પુષ્કર ગયેલો ત્યાંના પંડા મારી પાછળ દોડતા-દોડતા પૂછે: "કૌન હો?" "સમાજ." "ના, ના, સાચું કહો." એમણે સાચી વાત જ કરવા કહ્યું ત્યારે મેં જાત જણાવી (ન્યાત કહીના જ અર્થમાં!) "કહાંના હો? વેરમા, પલસાણા, જલાલપોર, કાલિયાવાડી, મજુદેવી, ધમડાછા...". એ તો બોલતો ગયો! પુષ્કરમાં ધમડાછા! કાસ્પીઅન સમુદ્રને કાંઠે કોઈ હતારગામ વિષે પૂછે એના જેવું જ આશ્ચર્યવત્ ગણાય!! એ દિવસથી મને પંડાઓની અદ્ભુતશક્તિ વિષે માન દ્વિગુણ થયું હતું.

મંદિરમાં આરતી થતી હતી. ભગવાન પુષ્પ-વાસી હતા. ડૉ. મજુમદાર વગેરેએ પાંચ રૂપિયાનો ભોગ ધરાવ્યો. મુકામે જઈ આમાંની થોડી મીઠાઈ મળી. વધારે ખાત તે પહેલાં છેક હાકી એમણે એને મોકલી દીધી.

☆

મનુષ્યમાપન-સર્વે વિમાનમાં! કદાચ અમારી પાર્ટીએ જ પહેલ કરી હશે. જામ-નગરથી ભૂજ વિમાનમાર્ગે જવું હતું. દરિયા ઉપરથી ઊડવાનું થવાનું હતું એટલે 'રઘુવંશ' વાંચી લીધો. બીજી બધી તૈયારીઓ કરી નોકરને સામાન સાથે નવલખી રહીને કચ્છમાં દાખલ થવાનું જણાવી અમે "એર સર્વિસીસ ઑફ ઇંડિયા"ની ઑફિસે ગયા. એમની મોટર અમને જામનગર એરોડ્રોમ ઉપર લઈ ગઈ. ત્યાં અમારું વજન થયું; અમારો સામાન જોખાયો; અને અમે વિમાનની વાટ જોતા બેઠા ત્યાં થોડી જ વારમાં મુંબઈના પેસેન્જરો લઈને ગગનદૂત આવી પહોંચ્યું. અહીં જ પહેલી મુલાકાત શ્રી માધવલાલ ભટ્ટ, એમની પત્ની અને શ્રી. આશર, નાયબ-દીવાન કચ્છ, સાથે થઈ. બધાંએ કચ્છની ભૂમિ ઉપર મદદ કરવાનું વચન આપ્યું.

વખત થયો એટલે એકવીસ સીટવાળું આ વિમાન અમને લઈને ઊડયું. ખાસ નવાજૂની કશી લાગી નહીં; વધારે વેગથી મોટર જતી હોય અને અંદર બેઠેલાને જેવી અસર થાય તેવી જ અને તે થઈ; માત્ર વિમાન જ્યારે નીચે જાય ત્યારે પેટમાં એક જાતની ગમી જાય એવી ફીલીંગ થતી હતી! વાદળાંની વચ્ચે થઈને જતું વિમાન જાણે અદ્ધર અટકી રહ્યું હોય એમ લાગ્યું; પણ નીચે જોતાં દિવાસળીની પેટી જેવાં ઘરો, નાના કયારા જેવાં ખેતરો, રૂપેરી તાર જેવી નદીઓ, દૂધના વાડકા જેવાં સરોવરો, અને ધરતીની માંગ જેવા માર્ગો, એક પછી એક આવતાં જતાં હતાં એથી ઉત્તરસ્યાં દિશિ (ગતિ છે માટે ખરી રીતે બીજી વિભક્તિ જોઇએ; પણ મહાકવિની યાદમાં આટલી છૂટ નભાવી લેજો.) જઈ રહ્યા છે એમ લાગ્યું. થોડી જ વારમાં દરિયો આવ્યો; પાંચદશ મિનિટ સુધી દરિયાનો આરો જ ન દેખાયો; આથી ભૂરાં પાણી નીચે, ભૂરું આકાશ ઉપર, અને ભૂરી દિશાઓ બાજુએ હોવાથી કોઈ નિરવધિ મહાસત્યની વચ્ચે અકાલે આવી પડયો હોઉં એમ લાગ્યું. આને લઈને જુવાન બ્રહ્મ–સાક્ષાત્કારીને જેવો ભ્રમ લાગે તેવો મને પણ લાગ્યો. આવી સ્થિતિ વધુ વાર ન ટકી; કચ્છના અખાતનો ઉત્તરી કિનારો આવ્યો; સમુદ્રનાં મોટાં મોજાંઓ ઉપરથી તો હજારી મોગરાની માળા જેવાં લાગ્યાં; સૂર્યના પ્રકાશમાં નાં'તો કિનારો બહુ જ સરસ લાગ્યો; ને ત્યાંથી દક્ષિણ કચ્છની શસ્યશ્યામલ ભૂમિ ઉપરથી ઊડતાં એના કોટોની ભીંતો, એના ડુંગરો, એનાં જંગલો જોવાનાં મળ્યાં.



ભુજની બહાર બેએક માઈલ ઉપર એક નાનકડી ટેકરીને માથે શિવનું મંદિર છે. તેના ઉપર સંધ્યાકાળે બેસીને આ કોર માધાપુરા, આ બાજુ ભુજિયા કિલ્લાની છત્રછાયામાં રહેલું ભુજ, તો આ તરફ ડુંગરો અને ત્યાંસુધી લીલીછમ ભૂમિ—આ જોયા કરવાની મજા આવી. કચ્છ તો મેં ધારેલું એના કરતાં જુદું જ છે. મેં, તો માનેલું કે એમાં રેતીનાં રણ સિવાય કશું જ ન હશે; અહીં પહાડ કે ઝાડ તો હોય જ કયાંથી ! પણ કાઠિયાવાડનો ભાંખાણીથી ભાટીઆ સુધીનો આંખમાં ખૂંચતો લાગ નિહાળ્યા પછી અહીંની લીલી ધરતીને જોઈ. જાણે જીવનનું પ્રાપ્ય મળી ગયું હોય એટલો આનંદ થયો. આ પછી કેરા, ભારાસર, વગેરેની વાડીઓ જોવા મળી; શ્રી. માધવલાલ ભટ્ટે પોતાની ઉદાર મહેમાનગીરી ચખાડી. કેળ અને આંબાની વાડીઓ વચ્ચે, ડુંગરોની કુળકુપ ખીણોમાંથી એક ગામથી બીજે ગામ જવાનું મળ્યું. આંખ જોતાં ધરાતી ન હતી; મન ફુલીફુલીને અસીમમાં મળવા કરે; કચ્છીઓ કહે છે કે 'અસાંજો કચ્છડો બારે માસ ભલો' એ વાત ખોટી નથી લાગતી.



કચ્છના પાટનગર ભુજની ગલીઓ જોઇ હોય; અંદરથી એક મોટર લઈ જવા કરીએ તો આખા શહેરનો વ્યવહાર અટકી પડે. બીજાં માણસોથી નીકળાય નહીં; સામેનાં વાહનોને અટકવું પડે અને પાછાં વાળવાનો તો માર્ગ જ નહીં; એક છેડે પેસવું ને બીજે છેડે નીકળવું! શી ધમાલ! લોક પોતપોતાને કામે ચાલ્યા કરે; માથે પાઘડી અથવા પાણી સિવાય કંઈ નજરે ન પડે! રંગબેરંગી પહેરવેશ: ભૂરા ફેંટા, લીલા ફેંટા; આસમાની સાડી, ગુલાબી ઘાઘરા, રંગબેરંગી ચોળે; લીલી કેરી, પીળી કેરી; પીળાં ખારેકાં, કેસરી

ખરપુરા, અને લાલગલાલ તરબુચ! કેવી મલીઓ, કેટલો હોકાર, કેવી રંગત! આ પાણી ભરીને ગાડું ચાલી જાય છે; આ ઊંટોની હારની હાર નીકળી; આ કોઈની બેલગાડી! ખરેખરી ઓરીએન્ટલ રંગત જોવી હોય, તો કચ્છનાં શહેરોમાં મળે.



માંડવી એક રાત્રે પહોંચ્યા. તદ્દન દરિયાકિનારે બંગલો ને ત્યાં અમારો મુકામ. સુદની ચાંદની ધવલ રેતી ઉપર, તરલ પાણી ઉપર, ચંચળ ઝાડોની ટોચે પડીને જુદાં જુદાં રૂપ લેતી હતી. જમીન ઉપર સફેદ હલવા જેવી, પાણી ઉપર અવાહી રજત જેવી, ઝાડ ઉપર ઊડતા આગીઆ જેવી એ લાગતી હતી. રાત્રે ખાવાનું શહેરમાંથી આવતાં મધરાત થઈ; ને તે ય તદ્દન ભળીવાર વગરનું હતું! આમિષાહારીઓ પણ એક ખાઈને જ સૂતા. મોટો પાણી પીધું ને બહાર પડેલા પલંગ ઉપર ઊંઘવા મંડ્યા. એવી સરસ ઊંઘ આવી. અરબી સમુદ્રને ઘણી ઘણી જગ્યાએથી માણવા જેટલો હું ભાગ્યશાળી ગણાઉં.

માંડવીમાં ભાટીઆઓનાં માપ લીધાં; ખડેલાઓને મળ્યા અને વાઘેરોનો પણ અભ્યાસ કર્યો. ખડેલાઓ પાસેથી બેત્રણ ગીતો મેળવ્યાં; તે 'ઊર્મિ'માં છપાયાં છે. માંડવીના સમુદ્રની શોભા, ખડેલાઓની શરીરરચના, ભાટીઆઓનું ધનાઢ્યપણું એ બધું ખરું; પણ માંડવીની હવેલીઓ રેતીથી દટાયા કરે છે તેનું શું? આનાથી દર વર્ષે કેટલું નુકસાન થતું હશે! આ પ્રશ્નનો અભ્યાસ કરાવી સરકારે જલદી પગલાં લેવાં જોઈએ. નહીં તો થોડાં વર્ષોમાં માંડવી નેસ્તનાબૂદ થઈ જશે.



ખૂબ મહેમાનગીરી કીધી મહારાવશ્રીએ. રહેવાને સરસ બંગલો, ખાવાને સરસ રસોઈ, કામમાં મદદ કરવાને ઓફિસરો અને આ ઉપરાંત અન્ય સાધન-સગવડો. આથી જ અમે કચ્છમાં ઘણાં માપો લઈ શક્યા. કચ્છનું સામાજિક કે જાતિસામુદાયિક બંધારણ ગુજરાતથી, અને ખાસ કરીને કાઠિયાવાડથી જુદું નથી. સિંધની કેટલીક અસરો છે; એ તો જમીનનું સાતત્ય છે એટલે હોવી જ ઘટે. આ સિવાય, ઇતિહાસની દૃષ્ટિએ પણ, કચ્છ સિંધનો ભાગ રહ્યો છે. એક કયાં સુધી તો સિંધુનાં પાણી કચ્છમાં આવતાં. એ વખતની ભૂરચના આજના વૈજ્ઞાનિકોએ જાણવાની જરૂર છે.



કચ્છને એક મહારમણીય સ્થળ બનાવી શકાય. એની કુદરતી સંપત્તિ, એની રંગીનતા, એનો દરિયો: આ મુસાફરી કરનારાઓને નોતરે એવાં છે. કચ્છ, ગુજરાત, સિંધને એક રેલવે જોઈએ; નામાંતર માત્ર પોતાના હક તરીકે જુદું અળગું રાખવાનો કશો અર્થ નથી; એનાથી તો પ્રજાને ખૂબ જ નુકસાન છે; એક જ જમાતી યુનિયનમાં ન રહેવાથી પ્રજાને બહુ અગવડ પડે છે; અને રાજ્યને ખાસ આવક તો થઈ પડતી નથી. કંડલા સિવાય બીજી જગાએ પણ મોટું પડવી શકાય; એનાં પશુપંખી અને ઝાડપાન માટે અને ખનિજ માટે પણ સર્વે થવો જોઈએ; એનો સાંસ્કૃતિક સર્વે થાય

તો જ કચ્છ, આધુનિક બને. ખૂબ મોટું રાજ છે, ખૂબ મોટું. એનો અર્ધો ભાગ તો રણ જ છે. રણ પણ અસલની પેઠે નદીનાં પાણીથી પ્લાવિત ન થાય ? એ ન થાય તો રણ ફળદ્રુપ જમીન ઉપર ધસતું ન આવે તે તો જોવું જ જોઇએ.



કચ્છથી પાછા કાઠિયાવાડ. ઉત્સાહી વીરચંદભાઇના કહેણથી અને કાઠીઓને માપવાના લોભથી. કચ્છના કંડલા બંદરેથી નવલખી સુધી દરિયો અમે સ્ટીમલૅાંચમાં બેસી કાઢ્યો. આ પાણીમાં કેટલાં બધાં ઝાડવાંઓ, કેટલા બધા વેલાઓ હતા ! ઠેક ઉપરછલ્લી દૃષ્ટિએ પણ લાગે કે કચ્છ ગુજરાતને દરિયાનાં છેટાં નથી; એ તો એક સતત ભૂમિના જ ખંડ છે. સ્ટીમલૅાંચ ચાલેઃ પાણીમાં એક વરતાઇ આવે એવો પાણીનો જ રસ્તો બની રહેઃ અને લોંચમાં કોલાહલ થયા કરે. કચ્છમાં અનાજ લાવે એ અથવા કચ્છથી મીઠું લઇ જાય એ વહાણો હું જોયા કરું: સફેદ સઢો, આસમાની આકાશ, અને આવતી મેઘલી ઋતુનાં નિશાન — આ તે વખતની સુંદરતાઓમાંની કેટલીક. નવલખી બંદરે ઊતરવા માટે બધાં મુસાફરોનો એકસામટો ધસારો થયો. આ વખતે એક જણની બૅગ પાણીમાં પડી ગઇ; ત્યારે જરાક હસવું આવ્યું. જકાતવાળા અહીં પણ હેરાન કરત પણ અમારી પાર્ટી જોઇને કોણ જાણે કેમ જવા દીધા !



નવલખીથી બોટાદ ઠેક સવારે આવ્યા. ત્યાંથી જસદણ માટે ગાડી તો લગભગ બે વાગે બપોરે જાય. નાઇ પોઇ ઝવેરચંદભાઇ ત્યાં જ રહે છે એમ જાણતો હોવાથી એમને મળવા ગયો. એમને મળવાનો પહેલો જ પ્રસંગ હતો; પણ એમણે, જરાય ફોરમૅલિટી જણાવા દીધી નહીં. ચેવડો, તળેલા મગ અને ચાનો મને ભાવતો નાસ્તો એમણે આપ્યો. જાતજાતની વાતો થઇ; એમાં બેત્રણ ખાસ નોંધવા જેવી છે. એક, જે માણસ શાસ્ત્રીય વિષયો લખતો હોય તે લલિત સાહિત્ય ન જ લખી શકે, તેણે એ ન જ લખવું જોઇએ એવો કોઇ કાયદો નથી. લલિત સાહિત્ય લખનાર તો પોતે જીવનમાં કેટલો તરબોળ થાય છે એ બતાવે છે. બુદ્ધિનું કાર્ય થયા કરે છે; ઊર્મિને પ્રેરણા આપવાથી બુદ્ધિ બેકાર નથી થતી. જે જોવાનું છે તે સમતુલા; એક ય પોતાની સમતુલા ન ખોવી જોઇએ; અને સારો લખનાર એ ન જ કરશે. બીજું, તમે દંતકથાઓ, વાર્તાઓ, લોકગીતો ભેગાં કરો છો, એ બહુ સારું છે. તમે મને પૂછો છો કે જે કર્ણોપકર્ણ ચાલી આવતી હોય અથવા નાગી હોય એવી વાર્તાઓ લોક-મોંએ હોય છતાં ભેગી કરવી કે નહીં ? મારી સલાહ એ છે કે જરૂર ભેગી કરો. અત્યારે લોકરુચિ અમુક પ્રકારની હોવાથી એને લોકો હડધૂત પણ કરે, જો છપાય તો. તો ન છાપો; પણ એને ભેગી તો કરી જ રાખો; મરવા ન દેશો. હાથમાં આવ્યું એટલું તમારું છે. એ છપાશે તો ગમે ત્યારે; લોકરુચિ અનુકૂળ હોય ત્યારે. ત્રીજું, લોક-સાહિત્ય-સંસ્થા-રીતરિવાજો નોંધવા અને જણાવવા માટે એક ત્રિમાસિક જરૂરનું છે. એને માટે એક યોજના ઘડી શકો તો સારું. એ વિષયમાં લખનારા કેટલા છે તેની નોંધ કરો: ને એની હિસાબી પહેલ કોઇ અનુભવી પાસે તૈયાર કરાવો. આ જરૂર કરજો...લોકસાહિત્યના સામયિકની મારી ઘણા વખતની અભિલાષાને એના અમણીએ

આમ રસ આવ્યો તેથી મને ખૂબ ઉત્સાહ આવ્યો. વાંચનારાઓમાંથી કોઈ સૂચના લખી મોકલશે તો આભારી થઈશ.

☆

વાહવાહ ! નાના નાના ડુંગરો; એ ડુંગરો ચડી જતા, ઊતરી જતા મોર; મોટાં મોટાં વાદળાં હવે તો ઘટા કરી રહે છે; વચ્ચે પ્રકાશ પણ નીકળી આવે છે; સુરત પાયજામાવાળા ખેડૂતો ખેતર ખેડી રહ્યા છે; કહીક કહીક મોર કહૂક કહૂક કરતો ગેહકી ઊઠે છે ને હૈયું જાણે ખરેખર ચીરાય જાય છે !! આવી છે બોટાદ, જસદણ અને આટકોટ પાસેની કાઠિયાવાડની ભૂમિ. જસદણ સ્ટેશને વીરચંદભાઈએ મોટર મોકલેલી તેમાં બેસીને અમે સમઢિયાળા પહોંચી ગયા.

☆

સમઢિયાળાને વીરચંદભાઈ આદર્શ ગામ બનાવવા માગે છે. કમાયા છે તે વાપરી શક્યા છે. ગામમાં એક હોસ્પિટલ છે, શાળા છે, ઉદ્યોગભવન છે અને પાઠશાળા છે. એ બધું એમણે બનાવેલાં વિશાળ મકાનોમાં છે. એમની પાસે સેવાભાવી સ્ટાફ છે; અને અધૂરામાં પૂરું એમનામાં ખૂબ ઉત્સાહ છે. ગાંધીજીના ખૂબ દૃઢ અનુયાયી હોઈ ગામમાં મદ્યનિષેધ વિષે સફળ થયા છે. બીજા પણ ઘણા સુધારાઓ ચાલી રહ્યા છે. અત્યારે જ એમણે શાળા અને હોસ્પિટલ માટે પંદર લાખ જેટલી ઉદાર રકમ જુદી કાઢી છે. એમના જ પ્રતાપે અમે કાઠીઓનાં માપ લઈ શક્યા અને કાઠી મહેમાનગીરી પણ માણી શક્યા. કાઠી સંસ્કૃતિમાં એમની પ્રેમશૌર્યની ભાવના અને કલાપ્રિયતા ખૂબ ગમી ગઈ.

☆

અમારાં માપો ઉપરથી શું મળ્યું એ કહી લઉં. એ માપોનું શાસ્ત્રીય પૃથક્કરણ હજી ચાલી રહ્યું છે એટલે એના વિષે લંબાણથી કશું ન કહેવાય. માત્ર કેટલાંક પરિણામો આજસુધી આવ્યાં છે તે આપાય. ગુજરાતના જુદા જુદા સમુદાયોનો મસ્તિષ્કાંશ ૮૪·૩ (સુન્ની વોરાઓનો) અને ૭૫·૦૬ (પંચમહાલના ભીલોનો) વચ્ચે છે: દાખલા તરીકે, પારસીઓનો ૮૨·૧૬, મુસ્લીમ વાઘેરોનો ૮૧·૪૯, મીંયાણાઓનો ૮૨·૪, રબારીઓનો ૮૦·૫૫, મેમણોનો ૮૦·૭૭, વડનગરા નાગરોનો ૭૯·૫૨, મેરોનો ૭૯·૨, ખોજાઓનો ૭૯·૦૫, ઓસવાળ જૈનોનો ૭૯·૧૫, લુવાણાઓનો ૭૯·૪૪, રજપુતોનો ૭૮·૧૯, કોળીઓનો ૭૮·૦૨, કણબીઓનો ૭૮·૦૪, હિંદુ વાઘેરોનો ૭૭·૨૩, માછીઓનો ૭૬·૩૮ અને આદિવાસીઓનો ૭૫·૬૧. આમ ગુજરાત મનુષ્યવિદ્યાની પરિભાષામાં મધ્યશિરસ્, મેસો-સેફાલ છે; અને એના ઉપલા વર્ગોથી નીચે જઈએ તેમ માથાં પહોળાં મટી લાંબાં થતાં જાય છે.

નાકમાં પારસીઓનો નંબર પહેલો આવે. એમનાં નાક ઘણાં લાંબાં અને ઠીકઠીક સાંકડાં હોવાથી એમનો નાસિકાંશ (=નાકની પહોળાઈ ÷ નાકની લંબાઈ × ૧૦૦) ૬૫·૯૦ છે. પછી આવે રબારીઓ, ૬૬·૦૮; રજપુતો, ૬૮·૬૪; મેરો, ૭૦·૯; નાગરો, ૭૧·૪૯; વાઘેરો, ૭૧·૨૦; ઔદિચ્ય બ્રાહ્મણો, ૭૧·૧; મીંયાણાઓ, ૭૧·૩; ખોજાઓ, ૭૦·૩૨; લુવાણાઓ, ૭૧·૯૦; માછીઓ, ૭૪·૭; કોળીઓ, ૭૫·૨; પાટીદારો, ૭૬·૧૬; અને ભીલો ૭૭·૪૬.

સરેરાશ ઊંચાઈમાં પ્રથમ નંબર પોરબંદર રાજ્યના મેરોનો છે. ઊંચાઈ એમની ૧૬૯·૫૦ સે. મી. છે. ત્યાર પછી ઊતરતા ક્રમે આવે વાઘેરો (૧૬૮·૫૭), રબારીઓ

(૧૬૮·૨૨), પારસીઓ (૧૬૭·૭૩), મીયાણાઓ (૧૬૭·૩૭), ભાટીઆઓ (૧૬૫·૯), લુવાણાઓ (૧૬૪·૬૭), ખોજાઓ (૧૬૪·૪૭), ઔદિચ્ય બ્રાહ્મણો (૧૬૪·૩૪), રજપૂતો (૧૬૪·૧૭), નાગરો (૧૬૩·૭૩), ઓસવાળ જૈનો (૧૬૩·૫૮), મેમણો (૧૬૩·૬૪), સુન્ની વોરાઓ (૧૬૩·૯૪), ભીલો (૧૬૨·૬૭) અને આફ્રીઓ (૧૫૮·૮૪).

આ ઉપરથી ગુજરાતની વસતીના બે ભાગો પડે છે: એક પહોળાં માથાવાળો ને લાંબાં નાકવાળો. એની ઊંચાઇ સારી; બીજો, લાંબાં માથાવાળો ને ચપટાં નાકવાળો, એની ઊંચાઇ પણ ઓછી. આ બે સમુદાયો વચ્ચે અનેક સમુદાયો ગણવા રહ્યા.

☆

'મહાગુજરાતની મારી મુસાફરીનાં સ્મરણો' અહીં પૂરાં થયાં ગણાય. જેમણે જેમણે મદદ કરી છે, ઉત્સાહના શબ્દ કહ્યા છે, સ્મિતને પ્રતિસ્મિત આપ્યું છે એ સૌનો અમારે આભાર માનવો જોઇએ. જેમણે લોટી સેવા દીધું એવા સૌ માણસોને પણ હું ન ભૂલું. ગૂજરાત સંશોધન મંડળનો, એના વાઇસ પ્રેસિડેન્ટ શ્રી. પોપટલાલ શાહનો પણ આ સર્વેમાં મોટો ફાળો છે. આખી મુસાફરીના પ્રાણ અને ઉત્સાહરૂપ શ્રી. પોપટલાલ શાહ હતા. વિજ્ઞાનમાં કામ કરવાનો અને કરાવવાનો એમનો ઉત્સાહ એટલો બધો કે આંતરિક રીતે, આટલા દૂર છતાં અમે પ ઉત્સાહિત રહ્યા કરતા હતા. એમની કાર્યશક્તિ, એમની કીર્તિ અને એમની દૃષ્ટિ એ વખતે ખૂબ જોવા મળી. આવી મુસાફરીના જ્ઞાનાનંદ માટે એમનો આભાર ન માનું તો કેમ ચાલે? અમે આ બધાના આભારી છીએ.

બનારસ
૨૧–૧–૪૭

卐

## વડનું પંખી

બાલમુકુન્દ દવે

પ્રગટ્યો થડમાં, પ્રગટ્યો વડમાં
સળગી જાય અનલમાં રે તું ઉડ જા પંખી
જગવડલાને ઝાળ લાગી જંગી.

સળગ્યાં ટેટાટીશી ડાઇ !
સળગી લે વડવાઇ રે તું ઉડ જા પંખી
જગવડલાને ઝાળ લાગી જંગી.

વાપે ઝાળો, સળગે ડાળો
તો ય તજે ના માળો રે એક વડનું પંખી
જગવડલાની ઝાળ વચ્ચે જંગી.

જાઉં ના વડલાને મેલી
થાઉં આકુલ બોલી, બોલે વડનું પંખી
જગવડલાની ઝાળ વચ્ચે જંગી.

ઉલેચું સાગરને પાણી !
બોલે શ્રદ્ધાવાણી રે એક વડનું પંખી
જગવડલાની ઝાળ ઠારું જંગી.

ટીપે ટીપે ટોશું પાણી
જળલગં આગ બુઝાણી, બોલે વડનું પંખી
જગવડલાની ઝાળ ઠારું જંગી.

કાં વડલાની આગ બુઝાઉં
કાં જાતે જલ જાઉં, બોલે વડનું પંખી
જગવડલાની ઝાળ વચ્ચે જંગી.

---

અનુસંધાન પૃ. ૨૮૬ ]

તેમની સાહિત્યસેવાનું મૂલ્યાંકન કરવા જે તટસ્થતા જોઇએ તેનો હજી સમય નથી. પણ એક વાત તો સ્પષ્ટ છે કે ગુજરાતે તેમને જેટલા આવકાર્યા છે અને 'માણ્યા' છે તેટલા બીજા કોઇ સાહિત્યકારને નહિ ! સંશોધન દ્વારા લોકસાહિત્યની સેવા અને નવીન સર્જનદ્વારા કરેલી સાહિત્યસેવા તેમની હજુ ચાલુ જ હતી. નવા મનોરથો હજી ઘડાતા હતા, ત્યાં તો વિધિએ તેમનું દેહલોપન પકાવી લીધું ! સમય જતાં વિવેચકો તેમની સાહિત્યસેવાનું વિવેચન કરશે ! પણ ત્યારે એક તત્ત્વ વિસ્મૃત થઇ જવાનો સંભવ છે : મેઘાણી ખુરશી પરના સાહિત્યકાર ન હતા—પણ જીવનસાહિત્ય અને સાહિત્યજીવનમાં હરતા ફરતા પુરુષ હતા—શરીરથી અને મનથી; અને આ અર્થમાં એ હૃદયનું વહાલ ઠાલવતાં અને હૃદયનું વહાલ ભરતા ! એમની મૂર્તિ મારી આગળ તો એ રીતે હરેફરે છે.

卐

# હિંદી વિજ્ઞાન પરિષદ

## [ ૩૪ મું અધિવેશન ]

'રોહિણી'

હિંદી વિજ્ઞાન પરિષદ દર વર્ષે જાન્યુઆરીના પહેલા અઠવાડિયામાં ભરાય છે અને હિંદભરમાંથી અનેક વિજ્ઞાનીઓ અને વિજ્ઞાનના એક યા બીજા વિષયમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ભેગા મળે છે. આ વર્ષે હિંદી વિજ્ઞાન પરિષદનું ૩૪મું અધિવેશન દિલ્હીમાં ૩જી જાન્યુઆરીથી ૯મી જાન્યુઆરી સુધી ભરવામાં આવ્યું હતું. બે કારણોને લીધે આ વર્ષની પરિષદ દર વર્ષ કરતાં વધુ રસમય બની હતી અને તેમાં ઘણો ઉત્સાહ જોવામાં આવતો હતો — એક તો, પંડિત જવાહરલાલનું પ્રમુખપદ; અને બીજું, બ્રિટન, અમેરિકા, રશિયા, કેનેડા, ફ્રાંસ અને ચીનથી જાણીતા વિજ્ઞાનીઓની હાજરી.

૩જી જાન્યુઆરીએ બપોરે કકડતી ઠંડી અને ઝરમર ઝરમર વરસાદ છતાં દિલ્હી યુનિવર્સિટીનાં રમણીય અને વિશાળ ચોગાનમાં ઊભો કરેલો શામિયાણો હિંદનાં સેંકડો વૈજ્ઞાનિકો, વિજ્ઞાન વિદ્યાર્થીઓ અને દિલ્હીનાં શહેરીઓથી છલોછલ ભરાઈ ગયો હતો. મંચ પર પંડિત નહેરૂ સાથે વચગાળાની સરકારના પ્રધાનો — ડૉ. રાજેન્દ્રપ્રસાદ, શ્રી. રાજગોપાળાચારી, શ્રી. ભાભા, ડૉ. મથાઈ, શ્રી. જગજીવનરામ; તે ઉપરાંત બર્માના આંગ સાન, શ્રીમતી સરોજિની નાયડુ, દિલ્હી યુનિવર્સિટીના સભ્યો અને પરદેશથી આવેલા વૈજ્ઞાનિકો જોવામાં આવતા હતા.

પરદેશી વૈજ્ઞાનિકોની પંડિત નહેરૂ સાથે ઓળખાણ કરાવવામાં આવી હતી. ત્યાર બાદ દિલ્હી યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર સર મોરીસ ગ્વાયરે હિંદ અને પરદેશનાં પ્રતિનિધિઓને આવકાર આપ્યો હતો. પંડિત નહેરૂએ પ્રમુખપદેથી પહેલાં હિંદીમાં ભાષણ કર્યું હતું અને તેમાં હિંદની આમજનતામાં વિજ્ઞાનનો પ્રચાર તેમને સમજ પડે તેવી રીતે, તેમની માતૃભાષામાં કરવાની હાકલ કરી હતી. અને ત્યાર બાદ અંગ્રેજીમાં ભાષણ કરતાં, વિજ્ઞાન હિંદમાં શું શું કરી શકે, વિજ્ઞાનના પ્રચારની આવશ્યકતા, વૈજ્ઞાનિક દૃષ્ટિ અને પદ્ધતિ જીવનમાં અખત્યાર કરવાની જરૂર એની ચર્ચા કરી હતી સરકાર વિજ્ઞાનના બહોળા ફેલાવા માટે અને વૈજ્ઞાનિક સંશોધન માટે પોતાથી બનતું કરશે પણ યુદ્ધના કાર્યમાં વૈજ્ઞાનિકોને મદદ કરવામાં હિંદી સરકાર જરાએ પ્રોત્સાહન નહીં આપે એમ ભારપૂર્વક જણાવ્યું હતું. પરદેશી વૈજ્ઞાનિકોને આવકાર આપતાં તેમણે બીજા દેશો સાથે મિત્રાચારી-ભર્યો સંબંધ બાંધી સર્વે દેશોના વૈજ્ઞાનિકોએ મળીને દેશપરદેશના વૈજ્ઞાનિક પ્રશ્નોના ઉકેલ લાવવાની હિમાયત કરી હતી. પંડિત નહેરૂનું ભાષણ પૂરું થયા પછી સર ચાર્લ્સ ડાર્વિને બ્રિટનની વૈજ્ઞાનિક સંસ્થાઓ તરફથી, અને ફ્રાંસના પ્રોફેસર હેડેમાર્ડે ફ્રાંસના વૈજ્ઞાનિકો તરફથી મુબારકબાદીના સંદેશા આપ્યા હતા.

બીજા દિવસથી વિજ્ઞાનના વિવિધ વિભાગોના પ્રમુખોનાં ભાષણો વાંચવાની શરૂઆત થઈ હતી. રસાયણ વિભાગના પ્રમુખ ડૉ. પી. કે. બોઝનું 'પ્લાસ્ટીક્સ' પર, ભૌતિક વિજ્ઞાનના પ્રમુખ ડૉ. કે. બેનરજીનું 'અણુરચનામાં અવ્યવસ્થા' પર, ઇત્યાદિ ભાષણો આપવામાં આવ્યાં હતાં. આ ભાષણો ઉપરાંત રોજ દરેક વિભાગમાં

સંશોધન કાર્યના આવેલા નિબંધો વંચાતા અને તેના પર ચર્ચા થતી. પરિષદમાં નેશનલ પ્લેનીંગ-રાષ્ટ્રીયનિયોજન પર એક મહત્તાપૂર્ણ ચર્ચા ગોઠવવામાં આવી હતી. તેમાં પ્રો. મેઘનાથ શાહાએ 'રશિયા પ્લેનીંગ' પર, પ્રો. જે. એન. મુકરજીએ 'જમીનની માપણી' પર, સર જે. સી. ઘોષે 'ઔદ્યોગિક નિયોજન' પર, ડૉ. વાડિયાએ 'હિંદની ખનીજ સંપત્તિ' પર, બાબુ રાજેન્દ્રપ્રસાદે 'હિંદનાં ૪૦ કરોડના ખોરાકનો પ્રશ્ન' પર, ઈંગ્લંડના સર આર્થર ફ્લેમીંગે 'કળવાએલા વૈજ્ઞાનિકો (Technical Personell) મેળવવાનો પ્રશ્ન, પ્રો દત્ત્તી રહેષે 'જમીનને યોગ્ય ઉપયોગમાં લેવાની તપાસ' એ વિષયો ચર્ચ્યા હતા. પંડિત જવાહરલાલે 'રાષ્ટ્રીય નિયોજન' (National Planning)નાં ધ્યેય શાં હોવાં જોઈએ તે વિષે ચર્ચા કરી હતી. હિંદનાં ૪૦ કરોડને પૂરતું ખાવાનું, કપડાં, રહેવાનાં ઘરો ઉપરાંત તેમને જોઈતી જરૂરિયાતો પૂરી પાડવાનું રાષ્ટ્રીય નિયોજનનું ધ્યેય હોવું જોઈએ. ઔદ્યોગિક માલ મોટા પ્રમાણમાં પેદા કરી બીજા દેશો પર ઠાલવવાનો રાષ્ટ્રીય નિયોજનનો હેતુ ન હોવો જોઈએ. કોઈ પણ રાષ્ટ્રીય નિયોજનની રૂપરેખા આંકતાં પહેલાં દેશની આજે શી સ્થિતિ છે અને તેને કઈ કઈ વસ્તુઓ સાધનો ઈત્યાદિની જરૂર છે તે વિષે સર્વે માહિતી ભેગી કરવાની જરૂર છે, એમ તેમણે જણાવ્યું હતું.

રાષ્ટ્રીય નિયોજનની ચર્ચા ઉપરાંત જુદા જુદા વિભાગમાં જુદા જુદા વિષયો પર ચર્ચાઓ ગોઠવવામાં આવી હતી. ભૌતિક વિજ્ઞાન વિભાગમાં 'કોસ્મિક કિરણો' પર ચર્ચા હતી. તેમાં ઈંગ્લંડના પ્રો. બ્લેકેટ, ડૉ. ભાભા ઈત્યાદિ તે ક્ષેત્રમાં અગ્રણી કાર્ય કરનારા વિજ્ઞાનીઓએ ભાગ લીધો હતો. રસાયણના ક્ષેત્રમાં 'આલ્કલોઈડ્સ' અને અસંયોગીકરણથી બનાવેલા ઔષધિના ઉદ્યોગનો હિંદમાં વિકાસ' એ વિષય પર સંયુક્ત ચર્ચા ગોઠવવામાં આવી હતી, જેમાં ડૉ. જે. એન. રાય અને હિંદના બીજા રસાયણિકોએ ભાગ લીધો હતો. 'ફાર્માસ્યુટિકલ' પરિષદ જે આ જ અરસામાં ત્યાં જ ભરાઈ હતી તેના તરફથી 'મેલેરિયા-નિરોધક ઔષધિ' પર ચર્ચા રાખવામાં આવી હતી, જેમાં ઘણા રાસાયણિકો અને 'ફાર્મા-કોલોજીસ્ટો'એ ભાગ લીધો હતો.

પરિષદ દરમિયાન હિંદનાં વૈજ્ઞાનિક કાર્ય કરનારાઓનું મંડળ (Scientific Workers Association)ની સ્થાપના કરવામાં આવી હતી તે પ્રસંગે ઈંગ્લંડના Scientific Workers Associationના પ્રમુખ પ્રો. બ્લેકેટે ઈંગ્લંડમાં તેમનું મંડળ શું શું કાર્ય કરી રહ્યું છે તેનો ખ્યાલ આપ્યો હતો. ઈંગ્લંડમાં આ મંડળ 'ટ્રેડ યુનિયન કોંગ્રેસ' સાથે જોડાએલું છે. આ મંડળ વૈજ્ઞાનિકોના હક્કો સાચવે છે એટલું જ નહિ પણ સાથે સાથે જનતામાં વિજ્ઞાનનો પ્રચાર કરવામાં તેમજ વૈજ્ઞાનિક સંશોધનદ્વારા ઉપસ્થિત થએલાં પરિણામો જનહિતાર્થે ઉપયોગમાં લેવા માટે કેવાં પગલાં લઈ રહ્યું છે તેનો ખ્યાલ આપ્યો હતો. અમેરિકાની સાયન્સ કલબોનાં મંડળના પ્રમુખ પ્રો. ગ્રીમસીએ અમેરિકામાં આ મંડળ શું કાર્ય કરી રહ્યું છે તેની રૂપરેખા આંકી હતી. અમેરિકાનું આ મંડળ અમેરિકન વૈજ્ઞાનિકોના હક્કો સાચવવા માટે નહિ પણ વિજ્ઞાનનું સામાજિક કાર્ય (Social function) તેના પર વધારે ધ્યાન આપી રહ્યું છે. ડૉ. બી. સી. ગુહાએ World Federation of Scientific Workers જેની સ્થાપના પેરીસમાં હાલમાં મળેલી 'યુનેસ્કો' પરિષદવખતે કરવામાં આવી હતી તેનાં ધ્યેય અને

કાર્યની રૂપરેખા આપી હતી. પ્રો. મેઘનાથ સાહાએ હિંદમાં વિજ્ઞાનના વિષયોમાં કાર્ય કરનારાઓનું મંડળ વૈજ્ઞાનિકોના હક્કો સાચવવા માટે અને વૈજ્ઞાનિકોને મદદ કરવા માટે સ્થાપવાની અગત્યતા જણાવી હતી. ડૉ. ભાભાએ આ મંડળના ધ્યેય અને તેમાં દાખલ થવા માટે qualifications (લાયકાત?) વાંચી સંભળાવ્યાં હતાં. પંડિત નહેરૂએ આ મંડળને ફતેહ ઇચ્છી હતી પણ સાથે સાથે જણાવ્યું હતું કે આ મંડળે ફક્ત વૈજ્ઞાનિકોની રોટલા માટેની લડત ચલાવી બેસી ન રહેતાં હિંદના વૈજ્ઞાનિક વિકાસમાં જનતાનાં દુઃખો વૈજ્ઞાનિક સંશોધનથી દૂર કરવામાં અને વિજ્ઞાનનો પ્રચાર કરવામાં સક્રિય ફાળો આપવો જોઈએ. વૈજ્ઞાનિકોના હક્કો સચવાય, તેમને તેમના કાર્ય માટે યોગ્ય બદલો મળે એ હું ઇચ્છું છું પણ વૈજ્ઞાનિકો પોતાનો સ્વાર્થ જનતાના ભોગે સાધે એ હું ઇચ્છતો નથી, એમ તેમણે જણાવ્યું હતું.

પરિષદ દરમિયાન રોજ સાંજે બે લોકપ્રિય ભાષણો રાખવામાં આવ્યાં હતાં. હિંદના જાણીતા માણસોને પ્રમુખસ્થાન લેવા નોતરવામાં આવ્યા હતા. ભાષણો ઘણા લોકપ્રિય થયાં હતાં અને આ ભાષણો માટે લોકો એક એક કલાક પહેલાંથી જગ્યા રોકવાની શરૂઆત કરતાં હતા. સર સી. વી. રામને જવાહરલાલજીના પ્રમુખપદ નીચે 'સ્ફટીકો' પર ભાષણ આપ્યું હતું, તેમની લાક્ષણિક શૈલીમાં તેમણે સ્ફટીકોનાં અભ્યાસની અગત્યતા અને સ્ફટીકોનાં બંધારણ વિષે સરળ ભાષામાં ચર્ચા કરી હતી. પ્રો. બ્લેકેટે બાબુ રાજેન્દ્રપ્રસાદનાં પ્રમુખપદ નીચે 'કૉસ્મિક કિરણો' પર ભાષણ આપ્યું હતું. પ્રભાવશાળી વ્યક્તિત્વ ધરાવતા ૮૫ વર્ષના સર ડાર્સી થોમ્સને શરીરનાં વિવિધ હાડકાંઓનાં આકારમાં ઇજનેરી તત્ત્વો કેવી રીતે સમાએલાં છે અને તેને લીધે શરીરનો ભાર સમાન રીતે કેવી રીતે વહેંચાએલો છે તેમજ શરીરરચના, દાખલા તરીકે—પક્ષીઓની પાંખોની રચના પરથી કેવી રીતે ઇજનેરોએ વિમાનની પાંખો રચી એ બધું અનેક ચિત્રો પાડી સમજાવ્યું હતું. ૮૬ વર્ષના આ વયોવૃદ્ધ વિજ્ઞાનીને કવિતા સમું ભાષણ આપતા અને અવારનવાર પાટિયા પર સુંદર અનેક આકારનાં હાડકાંઓ ચિતરતા જોઈને લોકો મુગ્ધ બન્યા હતા. પ્રમુખ શ્રી. રાજગોપાલાચારીએ આને Technique of speech-making—ભાષણ કરવાની કળા એ રીતે વર્ણવ્યું હતું અને આવું ભાષણ તે કેમ કરી શકે છે, કારણ કે તેઓ તેમનો વિષય સંપૂર્ણ રીતે જાણે છે એમ કહ્યું હતું. છેવટે, તેમણે યુવાનોને સલાહ આપી હતી કે તમારા વિષયનો તમે સંપૂર્ણ રીતે અભ્યાસ કરો, અને જ્યારે તે પૂરેપૂરો સમજો ત્યારે ભાષણો કરજો. પ્રો. મનરો ફોક્સે "પ્રાણીઓની વર્તણૂક" એ વિષય પર ભાષણ આપ્યું હતું. પક્ષીઓ વસંતઋતુમાં કેમ ઈંડાં મૂકે છે, ઠંડીની ઋતુમાં એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં સેંકડો માઈલ દૂર કેમ જઈ વસે છે, ઇત્યાદિ ખાસિયતોનો અભ્યાસ તેમણે કેવી રીતે કર્યો અને તેનાં પરિણામો શું આવ્યાં હતાં તે વિષે વિવેચન કર્યું હતું. પ્રમુખસ્થાને સર કલોડ ઑકીનલેક હતા. બ્રિટનની 'નેશનલ ફિઝિકલ લેબોરેટરી'ના ડિરેક્ટર સર ચાર્લ્સ ડાર્વિને 'નેશનલ ફિઝિકલ લેબોરેટરીનાં વિવિધ સંશોધન ઇત્યાદિ કાર્ય' વિષે ભાષણ આપ્યું હતું. પ્રો. શેપ્લી, હાર્વર્ડ વેધશાળાનાં ડિરેક્ટરે 'આકાશગંગાઓ' (Galaxies) પર બહુ જ સુંદર ભાષણ આપ્યું હતું. ડૉ. જ્હોન મથાઈ આ બન્ને ભાષણો માટે પ્રમુખ હતા. સર શાફાત

સ્પેન્સર જોન્સ, બ્રિટનના રાજખગોળશાસ્ત્રીએ (astronomer Royal) શ્રી. લીયાકતઅલીખાનના પ્રમુખપદ નીચે 'બીજા ગ્રહો પર જીવનની શક્યતા' પર અને સર સી. વી. રામનના પ્રમુખપદ નીચે પ્રો. મેઘનાથ સહાએ 'સૂર્ય કલંકો' (Sun spots) પર ભાષણો આપ્યાં હતાં. ઈંગ્લંડના પ્રો. મોરડેલે 'રામાનુજન' પર અને અમેરિકાના ડૉ. ઓસ્કાર રીડલે 'ગ્રંથીઓ અને શરીર' એ વિષય પર તેમના પ્રયોગો વિષે ભાષણ આપ્યાં હતાં. પહેલા ભાષણમાં સર મોરીસ ગ્વાયર અને બીજા માટે સર ટેરેન્સ શોન પ્રમુખ હતા. છેલ્લે દિવસે હિંદમાં અમેરિકાના પ્રતિનિધિ મી. મેરેલના પ્રમુખપદ નીચે અમેરિકાના પ્રો. બ્લેકસલી અને પ્રો. ન્યુટન હાર્વેએ ભાષણો આપ્યાં હતાં. પ્રો. બ્લેકસલીએ 'સ્વાદ અને વાસ' એ hereditary factors છે કે નહિ તે નક્કી કરવા માટે કરેલા પ્રયોગો વિષે ભાષણ આપ્યું હતું. ફીનાઈલ થાયો કાર્બામાઈડ નામના રસાયણમાં બોળેલી કાગળની પટ્ટીઓ શ્રોતાજનોમાં વહેંચવામાં આવી હતી અને તેમાંનો એક ટુકડો દરેકને મોઢામાં મૂકવા જણાવ્યું હતું. ઘણાને તે કડવો લાગ્યો હતો, કેટલાકને બિલકુલ સ્વાદ વગરનો, અને થોડાકને તે ગળ્યો અને થોડાકને ખાટો લાગ્યો હતો! આમ એક જ પદાર્થનો સ્વાદ જુદા જુદા માણસોને જુદો જુદો લાગ્યો હતો. પ્રો. ન્યુટન હાર્વેનો વિષય 'પ્રાણીઓનો પ્રકાશ' (animal light) હતો. લગભગ ૪૦ જાતનાં કીડાઓ, માછલીઓ, દરિયાઈ જીવડાં ઇત્યાદિ આગિયાની માફક પ્રકાશ આપે છે. પ્રકાશ આપતી વિવિધ માછલીઓ અને જંતુઓ વગેરેની અનેક સ્લાઈડો તેમણે બતાવી હતી. શરીરના કયા ભાગો પ્રકાશ આપે છે, કેવી જાતનો પ્રકાશ આપે છે, તેની તેજસ્વિતા કેટલી છે, કયાં રસાયણો અને રાસાયણિક પ્રતિક્રિયાને લીધે તે પ્રકાશ ઉદ્ભવે છે તે સર્વેની તેમણે ચર્ચા કરી હતી.

પરિષદ પ્રસંગે વિજ્ઞાન પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. તેમાં અનેક વિભાગો હતા. 'કાઉન્સિલ ઓફ સાયન્ટીફિક એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ રીસર્ચ' તરફથી તેમની ભૌતિક અને રાસાયણિક સંશોધન પ્રયોગશાળાઓમાં બનાવેલી વસ્તુઓ–જુદી જુદી જાતનાં 'ટેસ્ટીંગ' યંત્રો, વિવિધ પ્લાસ્ટીક પદાર્થો, બીલામા, નીમ, કુરચી, ચણા, બાવચી ઇત્યાદિ છોડમાંથી છુટા પાડેલા રસાયણોના નમૂનાઓ અને નકશાઓ જોવામાં આવતા હતા. દહેરાદુનની 'ફોરેસ્ટ રીસર્ચ ઈન્સ્ટીટ્યૂટ' તરફથી જુદી જુદી જાતનાં લાકડાં અને તેમાંથી બનતી વસ્તુઓ અને લાકડામાં પાણીનો ભાગ વગેરે તપાસવાનાં યંત્રો બતાવવામાં આવ્યાં હતાં. હિંદી વેધશાળા ખાતા તરફથી વેધશાળામાં વપરાતાં અનેક યંત્રો, નકશાઓ વગેરે, ભૂસ્તરશાસ્ત્રનાં ખાતા તરફથી હિંદમાં મળી આવતા અનેક ખનિજો, કલકત્તાની 'મેથેમેટિકલ ઈન્સ્ટ્રુમેંટ્સ ઓફિસ' તરફથી ત્યાં બનતાં અનેક વૈજ્ઞાનિક યંત્રો અને સાધનો, રાંચીની હિંદી લાખ સંશોધન સંસ્થા તરફથી જુદી જુદી જાતની લાખ અને તેમાંથી બનતા અનેક પદાર્થો, હિંદી રેલવેનાં કારખાનાંઓમાં એન્જીન અને ડબ્બાઓના બનતા વિવિધ ભાગો, Central water ways Irrigation and Navigation Commission તરફથી કોલાઘાટ આગળ રૂપનારાયણ નદી, દિલ્હી આગળ જમના નદી, કોટરી આગળ સિંધુ નદી, દામોદર નદીની ખીણ–આ સર્વે નદીઓના નમૂનાઓ બનાવી તેમનો પ્રવાહ કેવી રીતે વાળવામાં આવે છે, તેમાંની કેટલીક નદીઓ પર બંધો બાંધી પાણીનો પ્રવાહ કેવી રીતે કાબૂમાં રખાય છે અથવા

રાખી શકાય એ સહેલાઈથી સમજ પડે એવી રીતે બતાવવામાં આવ્યું હતું. આ ઉપરાંત પ્રદર્શનનો એક મોટો વિભાગ સશસ્ત્ર સૈન્યખાતા તરફથી ગોઠવવામાં આવ્યો હતો. સૈન્ય માટે વપરાતી અનેક વસ્તુઓ અને તેમની જાળવણી,—દાખલા તરીકે ગરમ કપડાંનો વિનાશ કરતા જંતુઓ અને તેમનાથી કપડાંને અલિપ્ત રાખવાની—રીતો, વાઢકાપ કરવા માટેનાં ઓજારો, લોહી આપવા માટેનાં સાધનો, લોખંડી ફેફસાં (iron–lung)–મેલેરિયા નિષેધની રીતો, કપડાં ઇત્યાદિ વસ્તુઓ વોટર-પ્રૂફ બનાવવા માટેનાં રસાયણો; સંદેશા મોકલવા માટે વાયરલેસ યંત્ર, રેડાર યંત્ર, ફરતી (mobile) ક્ષ–કિરણો માટેની લોરી, ખાતરનાં પૃથક્કરણ માટે ફરતી લોરીમાં ગોઠવેલી પ્રયોગશાળા અને સૈન્યને જોઈતી બીજી અનેક વસ્તુઓનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. ઇંડિયન નૅશનલ એરવેઝ તરફથી એરોપ્લેનમાં વપરાતું એન્જિન અને સ્વગતિક (automatic) પાઇલટ માટે વપરાતાં સાધનો વગેરે બતાવવામાં આવ્યાં હતાં. દિલ્હીની સેંટ સ્ટીફન્સ કૉલેજના માનસશાસ્ત્ર વિભાગ તરફથી અને માયસોર યુનિવર્સિટીના માનસશાસ્ત્ર વિભાગ તરફથી બુદ્ધિ, એકાગ્રતા, વિચારશક્તિ ઇત્યાદિ માપવા માટેની અનેક રીતો અને સૂચનાઓ આપતો એક વિભાગ હતો. આ ઉપરાંત રસાયણો, વિજ્ઞાનનાં સાધનો, જંતુવિનાશકો, ઔષધો, પ્રયોગો માટે વપરાતા કાચનાં સાધનો વગેરે બનાવતી કંપનીઓ અને કારખાનાંઓના 'સ્ટૉલ' પણ હતા. પ્રદર્શન જોવાથી ઘણું જાણવાનું મળે એમ હતું.

આટલેથી જ પરિષદનો કાર્યક્રમ ખતમ થતો ન હતો. રંજન કાર્યક્રમો, ઐતિહાસિક તેમજ વૈજ્ઞાનિક દૃષ્ટિએ રસમય જગ્યાઓ, કુતુબમિનાર, લાલ કિલ્લો, બીરલા મંદિર, રેડિયો હાઉસ, વેધશાળા, જંતરમંતર, દિલ્હી કાપડની મીલ, દોરાલા કેમિકલ વર્ક્સ, મોદીનગરનાં કારખાનાંઓ—એ સર્વે જગ્યાઓ જોવા માટે રોજ બપોરે પર્યટનો ગોઠવવામાં આવ્યાં હતાં.

આ જ અરસામાં નૅશનલ ફિઝિકલ લેબોરેટરીનો પાયો પંડિત જવાહરલાલે દિલ્હીમાં નાખ્યો હતો અને લાલા શ્રીરામ ટેકનોલૉજિકલ ઇન્સ્ટીટ્યૂટનો પાયો ડૉ. જોન મથાઈએ નાખ્યો હતો. ફાર્માસ્યુટિકલ પરિષદ, સ્ટેટીસ્ટીકલ પરિષદ વગેરે આ જ અઠવાડિયામાં ભરાઈ હતી.

જોવાની અને સાંભળવાની તીવ્ર ઇચ્છા હોવા છતાં અનેક કાર્યક્રમો પડતા મૂકવા પડયા હતા કારણકે બેત્રણ જુદા જુદા કાર્યક્રમો એક જ સમયે જુદે જુદે ઠેકાણે કેટલીક વાર થતા હતા. દર વર્ષે વિજ્ઞાન પરિષદમાં હાજરી આપતા આવેલા કેટલાક મિત્રો કહે છે કે આ વર્ષનું અધિવેશન અત્યાર સુધીમાં થએલાં અધિવેશનોમાં આગળ તરી આવે છે—હિંદમાં બદલાતી પરિસ્થિતિ, પંડિત નહેરુનું પ્રમુખપદ અને પરદેશી વૈજ્ઞાનિકોની હાજરી આ એનાં કારણભૂત છે.

☆

# બુદ્ધનો ગૃહત્યાગ

[ નૃત્યરૂપક ]

પ્રેમશંકર હ. ભટ્ટ એમ. એ.

સૂત્રધાર :

પરકમ્મા સૂર્યની પૃથ્વી પ્રતિવર્ષ કરી રહે
કાળની ભવ્ય લીલાને કૈંયે ગઢ વણ્યા કરે:
કાળની ધાર આંધીમાં નક્ષત્રો, પહાડ, અર્ણવો
બનીને પર્ણ ઝૂલ્યાં ત્યાં ગર્વ સામ્રાજ્યનો કશો?
ન મૂક્યો ધર્મનો દીપ, ઓજસ્વી આદિથી રહ્યો,
સદૈવ પુણ્યનો પંથ માનવે એ થકી ગ્રહ્યો.

સૂત્રધાર અને નર્તકવૃંદ

[ રાગ કેદારો ]

ધન્ય, ધન્ય, લુમ્બિની ઉદ્યાન,
ધન્ય ધરા, પશુ, પંખી, રાન!
ધન્ય શાલવૃક્ષ વિશાળ,
છાયા ધરી જે થયું કૃતાર્થ!
ધન્ય બોધિસત્ત્વ અવતર્યો
ધર્મે મંગળ પગલાં ભર્યાં!

—ધન્ય, ધન્ય૦

[ નર્તકવૃંદ ચાલ્યું જાય છે. ]

સૂત્રધાર :

[ સારંગ ]

હરખી માયા, શુદ્ધોદન હરખ્યાં, જનગણ ઊંડે મલક્યાં,
જગદાકાશ તણા અગ્નિ પર અમૃતમેઘો છલક્યાં!
ખિલ ખિલ કરતું શૈશવ વીત્યું, જગસરવરના નીરે
સિદ્ધાર્થ તણા જીવનની વલ્લી ઝૂલે મલયસમીરે.
માર્દવ ચંપાકળીનું અંગે, બીજકળા ભ્રૂ ભંગે,
ઉષા તણું કુંકુમ લીંપાતું કપોલ પર સ્મિત સંગે;
નયનકટોરી પીતાં જેનું રૂપ તૃષાતુર થાયે,
મુગ્ધા એવી યશોધરા સહ આયુ ધપતું જાયે;
એનું જીવન ધપતું જાયે!

[ પાછળની જવનિકા ઊપડે છે: પર્યંક પર યશોધરા નિદ્રાધીન છે. સિદ્ધાર્થ ખંડમાં પર્યંક પાસે ઊભો છે: પ્રેમાળ નજરે યશોધરાને અવલોકે છે, હર્ષોલ્લાસ અનુભવે છે. ]

**સિદ્ધાર્થ :**

[ દરબારી કાનડો ]

શા રસરંગે છલકાતું,
મીઠાં સ્મિત સભરે મલપાતું;
—શા રસરંગે૦

મનહર, મંગળ, અધઊઘડેલું યૌવનફૂલ રૂપાળું,
મધુપુટમંડિત, અનિલ-વિલોલિત, રૂમઝુમ કરતું ન્યારું !
—શા રસરંગે૦

ગંધ છૂટે છે, રૂપ ખીલે છે, કનક કિરણ સૂરજનાં
નર્તન કરતાં, દલદલ રસતાં; મધુ સ્વર પંખીગણનાં !
—શા રસરંગે૦

જડ ચેતનમાં કોણે ઢોળ્યું અક્ષયપાત્ર સુધાનું ?
પ્રણયોલ્લાસે સૃષ્ટિ વિલસે, ધન, ધન, ભાગ્ય ધરાનું !
—શા રસરંગે૦

[ થોડી પળો યશોધરા તરફ જોઈને ચિંતનમગ્ન થઈ જાય છે. ]

યૌવનમદ, ધનવૈભવ અઢળક, પ્રિયની કાંચનકાયા,
હેમવલ્લી શી કાયા;
જર્જર થાશે ? વ્યાધિ, મૃત્યુના પડશે ત્યાં પડછાયા ?
ઓ રે, પડશે શું પડછાયા ?
—શા રસરંગે૦

અજર, અમર ના કશું યે અહીંઆ ? મૃત્યુ, જરા ને વ્યાધિ

[ ત્રણ દૃશ્યો જુએ છે, સ્વપ્નમાં જોતો હોય તેમ: (૧) વ્યાધિનું (૨) જરાવસ્થાનું (૩) મૃત્યુનું. ]

અજર, અમર ના કશું યે અહીંઆ ? મૃત્યુ, જરા ને વ્યાધિ
લટમાળે એ કોણ ? શાને ? ગાંઠ જીવનની વાંધી !
—શા રસરંગે૦

[ યશોધરા નિદ્રામાંથી ઝબકીને જાગે છે: સિદ્ધાર્થ ગૂઢ ચિંતન ને મનોમંથનમાં ડૂબ્યો હોય છે. ]

**વૃંદ :**

શાન્તિની સોડમાં સૂતી ચેતના સૃષ્ટિની બધી,
સિદ્ધાર્થહૃદયે ઊઠી ઉગ્ર સંઘનની ઝડી.

[ યશોધરા ભયથી વિહ્વળ ચમકી ]

યશોધરા :

[ પ્રદીપ ]

મને સ્વપ્ન ભયંકર લાધ્યું,
પિયુ મને સ્વપ્ન ભયંકર લાધ્યું !
બળે હૈયું દાઝ્યું,
મારું બળે હૈયું દાઝ્યું !—પિયુ મને૦

ભર નિંદરમાં સૂતી ઝબકી, દૃશ્ય ભયંકર ભાળ્યું.
પ્રલયંકર વંટોળે મંદિર તણા શિખરને ઢાળ્યું !
—પિયુ મને૦

ઘોર અવાજે ડમરૂ ગાજે, દેવધ્વનિ શો વાજિ
ડામણ તોડી પળમાં ખૂંદે દૂર ક્યહીં વનરાજિ !
—પિયુ મને૦

પુરમાં હાહાકાર પ્રવર્તે, સાદ અનામી આવે
'અહીં' નહિ, અહીં નહિ, દૂર ચલો' કરી ડામણ કોક બોલાવે;
પિયુ કરી ડામણ કોક બોલાવે !
—પિયુ મને૦

સિદ્ધાર્થ :

[ બહાર ]

એ સાદ મને બોલાવે,
ઉર ગુંજનને ડોલાવે; (૨)
—એ સાદ મને૦

વાયુ, સાગર, તારા, ધરતી સાદ સામટાં પાડે,
બંધ તોડવા રમતા દેરા જીવનઝરણું ચાહે;
—એ સાદ મને૦

દીન, દુઃખિયારા, નોધારાં હૈં જેને વનઈંધણ થાતાં
આપ્તજનોથી અળગાં, કારણ ચેન મહીં ખડકાતાં !
—એ સાદ મને૦

જનગણમંગલયજ્ઞ મહીં હું બલિ બનતો આપું,
અંધકારની છાતી માથે જ્યોત કિરણને થાપું !
—એ સાદ મને૦

યશોધરા અને પરિચારિકાઓ :

[ પૂર્વી કલ્યાણ ]

પ્રિય નવ, પ્રિય નવ રે !
પ્રિય નવ, પ્રિય નવ રે !

નાથ ! જશો ના ત્યજીને મુજને
અદય થઈ ના ઘટતું તુજને
—પ્રિય નવ, પ્રિય નવ હે !
અમ જીવનનૌકા મધ્યસમુદ્રે સદ વ્હાલી કાં છોડો ?
મહાકાળ ભૈરવ શા ખડકે, નાથ ! ન પટકો, ન તોડો !
—પ્રિય નવ, પ્રિય નવ હે !

સિદ્ધાર્થ :

યશોધરા પ્રિય તું છે, રહેશે જીવન દ્વિતીય સદાનું,
બદ્ધ હું વાંછું જનનિધિ કેરું, તું છો બિંદુ સુધાનું !

યશોધરા :

પ્રિય નવ, પ્રિય નવ હે !
પ્રિય નવ, પ્રિય નવ હે !
હું નોધારી તારે શરણે
જીવનું સાર્થ વસ્યું તવ ચરણે !
—પ્રિય નવ, પ્રિય નવ હે !

સિદ્ધાર્થ :

નિધિમાં બિંદુ સરખી તું ને જનગણમાં વર રેખા
સાદ પડે સામે તટથી સુણુ .... .... .... ....
સાદ પડે સામે તટથી સુણુ .... .... .... ....

[ સિદ્ધાર્થ વંદન કરી ચાલ્યો જાય છે. ]

યશોધરા અને પરિચારિકાઓ :

પ્રિય નવ, પ્રિય નવ હે !
પ્રિય નવ, પ્રિય નવ હે !

વૃંદ :

વિશ્વમાંગલ્યના કાજે ઘોર રાત્રિપથે ભમી,
પૂર્વમાં પાથરી જ્યોતિ તારો દૂર રહ્યો ઝગી ! *

☆

* શ્રી સાધનામંડળ (મુંબઈ) તરફથી ભજવવા માટે લખાયેલું.

# પશ્ચિમનું પુનર્દર્શન

સરોજિની મહેતા એમ. એ.

## સ્વીડન

नित्यज्योत्स्नाः प्रतिहत तमोवृत्तिरम्याः प्रदेशाः ॥ (मेघदूत)

કવિ કાલિદાસે અલકાપુરીને 'નિત્યજ્યોત્સ્ના' કહી અંધકારરહિત પ્રદેશવાળી કલ્પી છે. સ્કેન્ડીનેવિયન પ્રદેશોમાં ઉનાળાના દિવસો સાચે જ ચોવીસે કલાક અંધકારરહિત જ હોઈ ખૂબ રમ્ય હોય છે.

કોપનહેગનથી નીકળી રાતનો આરામ લેવા માટે અમે માલ્મો નામના સ્વીડનના ગામમાં ઊતર્યાં. સવારની વહેલી ટ્રેનમાં સ્ટૉકહોમ જવું હતું તેથી રેલવે સ્ટેશનની પાસે ગ્રાંડ હોટેલમાં મુકામ કર્યો. અહીંના પ્રદેશોમાં મુખ્ય ભોજન જે 'મિડડાગ' (મધ્યાહ્ન) કહેવાય છે, તે બપોરના ત્રણથી પાંચ સુધીમાં થઈ જાય છે. [લાંબા દિવસોને લીધે એ સમયને મધ્યાહ્ન ગણવાની રીત પડી હશે, એમ અનુમાન કરી શકાય.] અમે રાત્રે પહોંચ્યાં એટલે હોટેલમાં ખાવાનું જે કાંઈ હોહેલું હશે, તે જેવું તેવું અમારે ભાગે આવ્યું. સૂવાની સગવડ તો સારી હતી.

સવારમાં જલદી તૈયાર થઈ નાસ્તો પણ કર્યાં વગર અમે સ્ટેશન ઉપર જઈ સ્ટૉકહોમ જવાની ટ્રેનમાં બેઠાં. ત્યાંની રેસ્ટોરાં કારમાં નાસ્તો લેવા ગયાં. ઇંગ્લંડમાં નાસ્તામાં હંમેશાં ચા કે કોફી, પાંઉ માખણ ને ઈંડાં હોય જ. યુરોપના બીજા દેશોમાં માત્ર કોફી, અને પાંઉ માખણ જ મળે. પણ સ્વીડન નોર્વેમાં તદ્દન જુદો રિવાજ છે. નાસ્તા વખતે લગભગ વીસ–પચીસ જેટલી વાનીઓ બનાવી, મોટા ટેબલ ઉપર મૂકી દે. એમાંથી આપણે જે જોઈએ, તે આપણી રકાબીમાં લઈ આવી આપણા ટેબલ ઉપર ખાવાનું. પાંચ ચીજ લો કે પંદર લો; એક વખત લો કે દસ વખતઃ કોઈ પૂછનાર નહિ. વળી લેવા માટે નહિ ધક્કામુક્કી, કે નહિ ખાવાના પર લૂંટાલૂંટ!

સ્વીડન એ જર્મની, ઇંગ્લંડ વગેરે કરતાં પછાત દેશ ગણાય છે. છતાં ત્યાંની ટ્રેનમાં કેટલીક સગવડો હોય છે, તે બીજા દેશોમાં નથી હોતી. એક તો ટ્રેનના મધ્ય ભાગમાં એક Lounge એટલે બેઠકનો ઓરડો હોય છે. ડબ્બાની સંકડાશથી કંટાળ્યાં હોઈએ, તો ત્યાં જઈ થોડીવાર બેસાય. બધાં ત્યાં જઈ સગવડવાળી ખુરસીઓ ઉપર લાંબાં થઈ થોડી વાર બેસે ને પરસ્પર ઓળખાણ પણ કરે. બીજી સગવડ તે ટ્રેનની કોરીડૉર (ઓસરી)માં થોડે થોડે અંતરે ભીંતમાં ગોખલા બનાવી પાણીનું વાસણ ને પીવાના ગ્લાસ મૂકેલા હોય છે. બાથરૂમમાં મોઢું ધોવા માટે સાબુ અને ચોખ્ખા ટુવાલો તો યુરોપમાં બધી ટ્રેનોમાં હોય છે, તેમ અહીં પણ હોય છે.

ઇંગ્લંડ સિવાય યુરોપના બધા જ દેશોમાં બીજા મુસાફરો સાથે વગર ઓળખાણે વાત કરવામાં શિષ્ટાચારનો ભંગ ગણાતો નથી. અમારા ડબ્બામાં એક વૃદ્ધ અને એક જુવાન બે બાઈઓ મુસાફરી કરતી હતી. અમે "તમે અંગ્રેજી જાણો છો?" એ પ્રશ્ન પૂછી

વાત શરૂ કરી. જુવાન બાઈ બોલી શકતી હતી, પણ વૃદ્ધા જે તેની માતા હતી, તે પોતાની સ્વીડીશ ભાષા ઉપરાંત ફ્રેંચ ભાષા જ જાણતી. ડૉક્ટર સાથે એણે ફ્રેંચમાં વાત કરવા માંડી ને દીકરીએ બધાં સાથે અંગ્રેજીમાં ખૂબ વાતો કરી. બન્ને યુરોપની મુસાફરી કરી પાછાં ઘેર જતાં હતાં. યુવતી મિસ લિન્ડબેકે પોતાનું સરનામું લખી આપી કહ્યું કે "સ્ટૉકહોમમાં તમને કંઈ મુશ્કેલી પડે, તો મને જરૂર કહેજો. આ મારો ટેલિફોન નંબર પણ છે. હું બનતી મદદ કરીશ." અમે સૌજન્યતાનો બદલો વાળવા કહ્યું કે, "મુશ્કેલી નહિ હોય, તો પણ મળવા આવીશું." એ કહે કે, "એમ હોય, તો મારે ત્યાં ચા પીવા જરૂર આવજો. સ્ટૉકહોમમાં ઠરી ઠામ થઈ ફોન કરજો એટલે આપણે દિવસ ને વખત નક્કી કરીશું." એની માએ પણ ફ્રેંચમાં બોલી ખૂબ આગ્રહ કર્યો. અમે તો આ અજાણ્યાં મા–દીકરીનો સત્કાર જોઈ આભાં જ થઈ ગયાં.

સાંજના સાડાચારેક વાગે રમણીય સ્ટૉકહોમ શહેરમાં આવી પહોંચ્યાં. મા-દીકરી ફરી આગ્રહ કરી, પોતાને ત્યાં આવવાનું વચન લઈ છૂટાં પડ્યાં.

તે સમયે સ્વીડનના રાજાની એંશીમી વરસગાંઠનો ઉત્સવ હોવાથી બધી હોટેલો ભરચક હતી. ઘણી તપાસ પછી આખરે હોટેલ સ્ટૉકહોમ હોસ્પિટ્સ નામની હોટેલમાં, ૧૪મી જૂને ઓરડા ખાલી કરી આપવાની શરતે, અમને જગા મળી. એ તારીખ પછી બધા જ ઓરડા વરસગાંઠના ઉત્સવ અંગે આવનારાઓ માટે રોકાઈ ગયેલા હતા.

સ્ટૉકહોમ એ ઉત્તર યુરોપનું વેનીસ ગણાય છે. કારણ કે, ત્યાં પણ વેનીસની માફક શહેરની વચમાંથી નહેરો વહે છે. વેનીસ જેટલી સંખ્યામાં નથી, પણ વેનીસ જેવી ગંદકી કોઈ ઠેકાણે નહિ. નહેરો પહોળી અને સ્વચ્છ છે. શહેર પણ બહુ જ સ્વચ્છ અને સુશોભિત છે. મધ્ય ભાગમાં મોટી નહેરના કિનારા પર રાજાનો ભવ્ય મહેલ છે. અને પાસે જ પાર્લામેંટનું વિશાળ મકાન છે. સિત્તેર એકર જમીનમાં પથરાયેલા એક અત્યંત મોટા બાગમાં સ્કાનસેન નામનું સંગ્રહસ્થાન છે. આની વિશિષ્ટતા એ છે કે, એ એક મકાનમાં નથી, પણ આખા બગીચામાં પથરાયેલું છે. બાગ ઊંચી જગામાં આવેલો છે. ત્યાં જવા માટે લંડનમાં અંડર ગ્રાઉન્ડ સ્ટેશને હોય છે તેવો moving staircase એટલે સરકતો દાદર છે. આપણે દાદરના નીચલા પગથિયા પર ઊભા રહેવાનું. વીજળીના બળથી આખો દાદરો ધીમે ધીમે સરકતો ઉપર જાય, ઉપર સપાટીએ પહોંચે એટલે પગથિયું ખસીને અંદર પેસી જાય અને આપણે સપાટી પર ચાલ્યા જવાનું. રેંટની માફક પાછાં પગથિયાં નીચે જઈ જમીનની બહાર નીકળે ને ઉપર ચઢે. એમ ચાલ્યા જ કરે.

સ્વીડન દેશમાં જેટલાં પ્રાણી થાય છે, તે બધાં જ આ સંગ્રહસ્થાનમાં રાખ્યાં છે. દરેકને પોતાને અનુકૂળ સ્થાન બનાવી આપ્યું છે. દેશના જુદા જુદા ભાગોનાં ગામડાંમાં જે જે પ્રકારનાં ઘર હોય, તે સર્વ અંદરના રાચરચીલા સુદ્ધાં તૈયાર કરી, બાગમાં ઠેકાણે ઠેકાણે ગોઠવ્યાં છે. અંદર એ ભાગના ખાસ પોષાક પહેરેલી સ્ત્રીઓ પણ કેટલાકમાં બેઠી હતી અને તે ભાગમાં થતું સીવણભરત કરતી હતી. બહાર બાગમાં એ જ ભાગોમાં થતાં ફૂલ વાવ્યાં હતાં. સ્વીડન દેશની જે જે વિશેષતાઓ છે, તે બધી જ આ 'સ્કાનસેન'માં જોઈ શકાય છે.

બાગમાં સર્વથી ઊંચી જગાએ એક બહુ જ સરસ રેસ્ટોરાં છે. ત્યાંથી સ્ટૉકહોમ અને આસપાસનો રમ્ય પ્રદેશ દેખાય છે. અમે ત્યાં જમવા માટે ગયાં. અમે વેટરને કહ્યું કે, સ્વીડનની ખાસ કોઈ વખણાતી ચીજ હોય, તે અમને આપ. ત્યારે કહે કે, સૂપને બદલે અમારું બલગેરિયન સાવર મિલ્ક (ખાટું દૂધ) લો. નામ તો આકર્ષક નહોતું, છતાં મંગાવ્યું. તો મોટા કાચના પ્યાલામાં સરસ દહીં! હિંદુસ્તાન છોડ્યા પછી દોઢ મહિને દહીં મળ્યું ને તે પણ ખૂબ સ્વાદિષ્ટ. બલગેરિયાના ખેડૂતો પાસેથી સ્વીડીશ લોકો દહીં બનાવતાં શીખ્યા છે, તેથી એને બલગેરિયન સાવર મિલ્ક કહે છે. જમીને હોટેલમાં ગયાં. સાંજે ફરી સ્કાનસેનમાં ગયાં; કારણ કે, ત્યાં લોકનૃત્ય થવાનાં હતાં. ખુલ્લી જગામાં આમ સ્ત્રી–પુરુષો પોતાનાં અસલી ભરતકામવાળા સુંદર પોષાકો પહેરી જાતજાતનાં નૃત્ય કરતાં હતાં. ગ્રામવાજિંત્રો સાથે તાલ પુરાવતાં જાય. જોવા માટે ટિકિટ કે બેઠકો નહિ. આસપાસ ટોળે વળી સૌ જોયા કરે. આવા વાતાવરણને લીધે નૃત્ય કરનારાં પોતાનો નૈસર્ગિક અભિનય કરી શકતાં.

શહેરના મુખ્ય ભાગમાં એક રમ્ય બગીચાની વચ્ચમાં ટાઉન હોલનું ભવ્ય મકાન છે. સ્વીડીશ ભાષામાં તેને સ્ટાડર્સ હસ્ટ કહે છે. મકાનના નીચલા ભાગમાં અતિશય વિશાળ હોલ અને તેને ફરતી ગેલેરી છે. ગેલેરીમાં એક તરફ મોટું સો નળીવાળું ઓરગન વાજું છે. તેની ગણના જગતનાં શ્રેષ્ઠ ઓરગનોમાં થાય છે. ટાઉન હોલનું મકાન બાંધવામાં અનેક મુશ્કેલીઓ આવેલી તે બધી અમને એક માણસે કહી બતાવી. મકાનના ઉપરના ભાગમાં શહેરની મ્યુનિસિપાલિટીની મીટિંગો ભરવાનો ખંડ તેમ જ તેને લગતી ઑફિસો છે. ટાઉન હોલની પાસે રાથુસપ્લાટઝ નામનું શહેરનું મધ્યબિંદુ છે ત્યાં મોટરોનો અકસ્માત અટકાવવા બહુ જ સરસ ગોઠવણ છે જે બીજે કોઈ ઠેકાણે જોઈ નથી. રસ્તાની નીચે ઢોળાવ વાળો, બીજો રસ્તો બનાવ્યો છે. એક તરફની મોટરો ઉપલા પુલ જેવા રસ્તા પરથી જાય અને બીજી તરફની નીચલા રસ્તા પરથી.

નહેરની કિનારા પર આવેલા નેશનલ મ્યુઝિયમમાં ચિત્રોનો મોટો સંગ્રહ છે. આ મ્યુઝિયમની પાસે જ નહેરમાં ફરવા માટે મોટરબોટ મળે છે. જ્યારે બોટમાં ફરવા નીકળ્યાં ત્યારે જ સમજાયું કે, સ્ટૉકહોમ શહેરની રચના, વિશાળતા અને શોભાનો ખ્યાલ તો આ નહેરમાં ફરવાથી જ આવે છે. ગરીબ વર્ગો માટે કરેલી નવી હોસ્પિટલો, શ્રીમંતોનાં શહેર બહાર આવેલાં સુશોભિત મકાનો, એ સર્વ જોતાં જોતાં અમે ખૂબ દૂર નીકળી ગયાં અને બોલ્ટિક સમુદ્રની હદ સુધી પહોંચી પાછાં વળ્યાં.

પાશ્ચાત્ય જીવનનો એક મુખ્ય આનંદ તે રેસ્ટોરાંમાં જમવું તે છે. આપણા લોકો ધારે છે તેમ ત્યાં ગૃહજીવન જેવું કાંઈ છે જ નહિ ને રોજ બધાં બહાર જમે છે, એવું તો નથી જ. પણ વારતહેવારે, મિત્રોને નોતરવા માટે અથવા માત્ર એક મોજ તરીકે બહાર જમવાનો રિવાજ અત્યંત વ્યાપેલો છે. આને લીધે રેસ્ટોરાંને આકર્ષક બનાવવાના અનેક સફળ યત્નો થયા જ કરે છે. સ્ટૉકહોમનું એક અત્યંત આકર્ષક રેસ્ટોરાં 'ગીડાલીન' નામનું છે. રેસ્ટોરાંનું ચારપાંચ મજલાનું મકાન ખૂબ ઊંચું છે અને તેનાથી થોડે દૂર રેસ્ટોરાં-વાળાએ જ બંધાવેલો એક ટાવર છે. એની વચ્ચે ઠેઠ ઉપલે માળે ઝૂલતો પુલ બાંધ્યો

છે. મકાનની અંદર પણ જમવાની સગવડ છે અને આ પુલ ઉપર પણ જમવાની બેઠકો ગોઠવી છે. ઉપર છાપરું છે એટલે ગમે તેવી ઋતુમાં, કે દિવસના ગમે તે ભાગમાં ત્યાં બેસી શકાય છે. ઝૂલતા પુલ પરથી આસપાસ આખું શહેર અને તેની નહેરો દેખાય છે. વેનીસ શહેરમાં ત્યાંની ખાસ આકારની 'ગોંડોલા' નામની હોડીમાં ફરવા નીકળીએ, તેવું જ આ પુલ પર બેઠાં બેઠાં આસપાસની નહેરો જોઈ લાગે છે. તેથી આ રેસ્ટોરાંનું નામ 'ગોંડોલીન' પાડ્યું છે.

જમી રહ્યાં, ત્યારે રાતના દસ વાગ્યા હતા. ઉત્તર ધ્રુવના પ્રદેશનો સૂર્ય અસ્ત પામતો હતો. એનાં રક્તવર્ણાં કિરણોથી અદ્‌ભુત દૃશ્ય બની રહ્યું હતું. સંધ્યાકાળ જેવું અજવાળું આખી રાત અહીં રહેતું. અડધી રાતે પણ વાંચવું લખવું હોય, તો દીવાની જરૂર નહિ! રાત્રે બારીબારણાં પર કાળા પડદા નાખીએ, ત્યારે જ ઊંઘી શકાય.

મુંબઈની 'વ્હાઈટવે લેડલો' કે 'આર્મી નેવી' જેવી, પણ એથી ઘણા મોટા મંજલર પાયા પર આવેલી દુકાન નોર્ડીસ્કા કોંપાનીએટ (ઉત્તરની કંપની) નામની છે. તેનું મકાન આઠ માળનું હોઈ સ્ટોકહોમમાં સૌથી ઊંચું છે. તેથી 'સ્કાય સ્ક્રેપર' કહેવાય છે. તેની અગાસીમાં બહુ સરસ બગીચો બનાવ્યો છે, એમ સાંભળી અમે તે જોવા ગયાં. દુકાન બંધ થવાનો વખત જાણવામાં ભૂલ થયેલી એટલે અમે ગયાં ત્યારે અગાસીમાં જવાનો દાદર તો બંધ થઈ ગયેલો ને આખી દુકાન બંધ થવાની તૈયારીમાં હતી. પણ સ્કેન્ડીનેવિયન લોકોની અતિથિસત્કારની ભાવના પ્રમાણે ફરી દાદર ઉઘાડી અમને બગીચો બતાવ્યો.

"તમે છેક હિંદુસ્તાનથી આવી અમારી દુકાનને મુલાકાત આપો, અને અમે નિયમનું પૂછડું પકડી રાખી તમને જોવા ન દઈએ, તે કેવું ખરાબ કહેવાય?" એમ બતાવનાર માણસે કહ્યું અને એ શબ્દો સ્વીડીશ સુજનતાના નમૂનારૂપ જ હતા.

સ્ટોકહોમથી થોડે દૂર સેલ્ટસ્યો બાડન (ખારું સ્નાન) નામની સમુદ્ર કિનારાની જગા છે. સ્ટીમરમાં ત્યાં જવાય છે. નાનું શાંત ગામ છે પણ કિનારો બહુ જ રમણીય છે. જુલાઈ ઑગસ્ટમાં બધું ભરચક થઈ જાય છે. ત્યારે તો કુદરતની શાંતિ માત્ર હતી

છેલ્લે દિવસે સાંજે માદામ અને મિસ લિંડબેકના ભાવભર્યા આમંત્રણને માન આપી તેમને ત્યાં ચા પીવા ગયાં. એમના સુંદર શણગારેલા ઘરમાં અમારું ખૂબ આતિથ્ય કર્યું. માદામ લિંડબેકના પહેલી વારના લગ્નથી થયેલી એક મોટી પરણેલી પુત્રી અને તેની એક સખીને પણ અમને મળવા બોલાવ્યાં હતાં. બન્ને અંગ્રેજી બોલી શકતાં એટલે વાતચીત કરવાની સરળતા પડી.

વાત કરતાં જણાયું કે દક્ષિણ ધ્રુવની શોધમાં ગએલી જાણીતી મંડળીમાં જે પ્રખ્યાત સ્વીડ હતો તે જ માદામ લિંડબેકનો પિતા હતો. નેશનલ મ્યુઝિયમમાં એનું પૂતળું છે.

ટ્રેનમાં થયેલી સામાન્ય ઓળખાણ પરથી પરદેશીઓને અતિથિ-સત્કારથી તરબોળ કરનારાં દુનિયામાં કેટલાં હોય છે?*

એક દિવસ અમે ફરતાં ફરતાં રાજમહેલ તરફ ગયાં. એના ચોગાનની વચ્ચેથી એક જાહેર રસ્તો જાય છે. ચોગાનની ચારે બાજુએ રાજમહેલનાં ભવનો છે. એક મકાન આગળ લોકોનું ટોળું જોઈ અમે તે તરફ ગયાં. એ મકાન પાટવી કુંવરનું હોઈ ત્યાં થોડી વારમાં

* યુદ્ધના દાવાનળ પછી સાત વર્ષે હમણાં નઈ તાલીમમાં મિસ લિંડબેકનો પત્ર આવ્યો. મેં અમદાવાદનું મારાં માતુશ્રી સેઠી વિદ્યાબહેનના ઘરનું સરનામું એમને આપેલું તે એમણે સાચવી રાખેલું અને એ સરનામે પત્ર લખી સંબંધ તાજો કર્યો!

જવા નીકળવાનો છે એમ ખબર પડેલી એટલે લોકો જોવા માટે ઉભરાઈ આવ્યાં. મોટર તૈયાર હતી. પણ એટલામાં તો લોકો એ જગા છોડી સામેના મકાન તરફ કોઈએ ભાંગ્યા તૂટયા અંગ્રેજીમાં સમજાવ્યું કે કુંવરને નીકળવાને હજી વાર છે પણ મકાનમાંથી રાજા પોતે નીકળે છે. અમે પણ તે તરફ દોડયાં. મોટરની છેક પાસે ભાં. થોડી વારમાં અંદરથી ચોપદારે બૂમ પાડી એટલે ડ્રાઈવરે મશીન ચાલુ કર્યું. પકા કે કોઈ દમામ વગર રાજા અને તેમનો અંગરક્ષક મોટરમાં બેઠા. લોકોના પોકાર વચ્ચે મોટર ચાલી ગઈ અને રાજાએ હાથ હલાવી માની સલામ ઝીલી. ાર પછી યુવરાજ અને યુવરાણી પણ એટલા જ સાદા વિધિથી નીકળ્યાં. આ મજાનું રાજકુટુંબ પણ સરળ અને સાદું હશે એમ લાગ્યું. મહેલની આસપાસ નહિ નહિ પહેરો; વચલા ચોગાનમાંથી જાહેર રસ્તો જાય અને છેક રાજાનાં બારણાં લોકોનાં ટોળાં જઈ શકે.

યુરોપભરનાં સંગ્રહસ્થાનો, રાજમહેલો, દેવળો જોઈ અમે ધરાઈ ગયાં હતાં. એટલે ખબર પડી કે સ્ટોકહોમમાં સામાજિક સંસ્થાઓ જોવા માટે પણ એક બસની સફર ા છે ત્યારે અમે એ સમાચાર વધાવી લીધા. પણ અમારા નસીબમાં એ નહોતું. ર તા. ૧૬મી જુનથી શરૂ થતી હતી, અને અમારે તો હોટેલના માલિકને વચન આપ્યા ૧૪મી જુને ઓરડો ખાલી કરી આપ્યા વગર છૂટકો જ નહોતો. બીજી કોઈ ી ચાર દિવસ પહેલાં જ જગા નહોતી તો હવે તો ક્યાંથી જ હોય ? રાજાની વર્ષ-ક પાસે આવી હતી. એટલે આ રમણીય સ્ટોકહોમનાં અનેક મધુર સ્મરણો સાથે અમારે એ સવારમાં જ એ છોડવું પડ્યું.

લુ ]

# લોકમાન્ય
# તીલકનગર
સ્ટેશન થનાર છે.

●

માસ્તર પ્લાનમાં આ
નગર આવી જાય છે.

●

નીચેના ફાયદાઓ મળશે:

(૧) ડામરરોડ
(૨) વોટરવર્કસ
(૩) ઇલેકટ્રિક
(૪) ગટર
(૫) મ્યુનિ૰ સ્કુલ
(૬) મ્યુ૰ બસ સર્વિસ
(૭) મ્યુ૰ ઇલેકટ્રિક ટ્રામ
(૮) હોસ્પિટલ
(૯) સેનિટેશન
(૧૦) બાગબગીચા વગેરે.

સુઘડ
ભાટ
કોટેશ્વર
ચાંદખેડા મોટેરા
કલોલ
ખોરજ ખોડીઆર
તીલક નગર
સાબરમતી
અમદાવાદ
મણીનગર
વટવા
મુંબઈ
આબુરોડ
વાડજ
ગાંધીબ્રીજ
એલીસબ્રીજ
જગતપુર
છારોડી
ઓગણજ
પશ્ચિમ
પૂર્વ

## લોકમાન્ય તીલક નગર.

: પ્લોટ મળવાનું ઠેકાણું :

રેવાશંકર હરિશંકર ત્રિવેદી

: મેનેજિંગ ડાયરેકટર :

પટેલ, વકીલ એન્ડ ત્રિવેદીની કું. ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૬ વૈશાખ : ૨૦૦૩ અંક ૧

## જીવન જ્યારે સૂકાઇ જાય—

જયંતીલાલ આચાર્ય

[ રાગ—જયજયવંતી એકતાલ ]

જીવન જ્યારે સૂકાઇ જાય
કરુણાધારાએ આવો;
સકલ માધુરી લોપાઈ જાય
ગીતસુધા વરસાવો!

કર્મ પ્રબળરૂપે જ્યારે,
કોલાહલ કરી મૂકે ત્યારે,
હૃદયપ્રાંતે, હે જીવનનાથ
શાંત ચરણે આવો!

થઈ જઇ જવ પોતે જ કૃપણ,
ખૂણે પડ્યું રહે દીનહીન મન!
બારણું ખોલીને, હે ઉદાર નાથ,
રાજસમારોહે આવો!

વાસનાઓ જવ ભભકાબંધ
અબૂઝને ભોળવે કરી અંધ,
ઓહે પવિત્ર, ઓહે અનિદ્ર,
રુદ્ર આલોકે આવો!

卐

[ 'રવીન્દ્ર ગીતસુધા'માંથી ]

# અણુગોષ્ઠી

'પથિક'

[ગત ગોષ્ઠીના લેખન પછી થયેલા નોંધપાત્ર પ્રસંગોચિત બનાવો: નવા વાઇસરૉય લૉર્ડ માઉન્ટબૅટનનું આગમન; ઇન્ટર-એશિયન સભાની દિલ્હીમાં બેઠક; ગાંધીજી બિહારથી દિલ્હી અને દિલ્હીથી પાછા બિહાર; સરદાર વલ્લભભાઈની અમદાવાદ તથા મુંબાઈ વગેરેની મુલાકાત; મધ્યસ્થ સરકારનું બજેટ પસાર; અમદાવાદમાં મ્યુનિસિપાલિટીએ કરેલો બસ વ્યવહારનો પ્રારંભ; મુંબાઈમાં ટ્રામ બસ સરવિસના કામદારોની હડતાળ; ગાંધીજી અને ઝીનાની સંયુક્ત અપીલ.]

## ૫. રાજકારણી ત્રિમાર્ગી મૃગયા

"**To-day** the world is passing into a new stage of its existence. New knowledge and new technologies have altered the proportions of things....**Moral** codes have suffered from the exaggerated claims made for them. The dogmatic fallacy has here done its worst. Each such code has been put out by a God on a mountain top, or by a Saint in a cave, or by a Divine Despot on a throne, or at the lowest, by ancestors with a Wisdom beyond later question. The result is that the world is shocked, or amused, by the sight of saintly, old people hindering **in the name of morality** the removal of obvious brutalities from a legal (and economic) system. Some **Acta Sanctorum** go ill with civilisation."

(**A. N. Whitehead** : *Adventures of Ideas*, p. 374)

**પ્રકાશ:** મને અત્યંત હર્ષ થાય છે કે ગાંધીજી અને ઝીનાની સંયુક્ત અપીલ લોકો સમક્ષ રજુ થવા પામી છે.

**સતીન:** આ અપીલ વાઇસરૉયની દરમ્યાનગીરીના પરિણામે થવા પામી તેના બદલે પરસ્પરની હમદર્દી અને સમજૂતીથી થઈ હોત તો હિન્દના આ બે મહાન નેતાઓ ઐતિહાસિક ધન્યવાદને પાત્ર થાત.

**અબ્દુલ:** ગાંધીજી શાન્તિના ગમે તેટલા પયગામ પાઠવે, પણ તમારા સરદાર વલ્લભભાઈ ક્યાં ઠંડા પડે છે? તેમનો મીજાજ બેકાબૂ બનતો જાય છે. પહેલાં તલવાર સામે તલવારની ધમકી આપી ગયા. હવે ગમે તેવા મુસ્લિમને ઉશ્કેરી નાખે તેમ કહે છે કે પાકિસ્તાન લેવું તે શકીરકંદના ખેલ નથી, સુરતનું ભૂંસું ફાકવાનું નથી. પાકિસ્તાન કેમ લેવાય છે તે તો તેમને ઝીનાસાહેબ શીખવશે ત્યારે ખબર પડશે. અને કોંગ્રેસનું એકહથ્થુ સત્તા મેળવવાનું સ્વપ્ન ખાકમાં મળી જશે.

**હરિહર:** હિંદ છોડીને ચાલી જવાનો નિર્ણય મી. ઍટલીએ જાહેર કર્યો છતાં સંપ સિદ્ધ કરવાનો પ્રયાસ કરવાને બદલે મી. ઝીના તેમની પાકિસ્તાનની જીદ્દી માગણી તજી શકતા નથી, અને હિંદના ટૂકડા થઈ જાય તેની તેમને પરવા નથી. બ્રિટિશ

સરકારે શ્રી. ઝીણાના માથે મોડ પહેરાવી દેશની આખી રાજવિધિ બગાડવા પાસો ફેંક્યો છે તેનો ખ્યાલ હજુ તેમને નથી આવતો.

અબ્દુલ : ઝીણા સાહેબ બીજો કયો રસ્તો લઈ શકે તેમ છે? મુસ્લિમ કોમ તરફની તમારા હિન્દુઓની અને કોન્ગ્રેસની વર્તણૂક એવી બેશરમ છે કે પાકિસ્તાનની માગણી સિવાય બીજો માર્ગ નથી. Tit for Tat.

અહમદ : હા, જુઓને, ગાંધીજીની પ્રાર્થનામાં કુરાનની આયાતો વાંચવા સામે હિન્દુઓ જ વિરોધ કરે છે.

પ્રકાશ : ગત હજાર વર્ષના ઇતિહાસે હજુ આપણને સંપનો પાઠ શીખવ્યો નથી, અને બ્રિટિશરોની કુટેવી જાળમાં આપણા સત્તાલોલુપ નેતાઓ ફસાઈ પડ્યા છે.

અલી : મને દર્દ એ થાય છે કે આપણા રાજકીય નેતાઓ સત્તાની ખુરશી માટે પડાપડી કરે છે, અને આખરે નિર્દોષ પ્રજાનો ભોગ લે છે.

સુધીર : આ રમખાણોની કેટલીક વીગતો આપણે ધ્યાનપૂર્વક તપાસીએ છીએ ત્યારે એમ લાગે છે કે તેમાં લૂંટફાટ અને ચોરીના કિસ્સા મોટા પ્રમાણમાં હોય છે. આનું મૂળ કારણ એ જ હોઈ શકે કે પ્રજાના ભિન્ન ભિન્ન વર્ગોમાં આર્થિક વિષમતાએ મર્યાદા મૂકી છે. માટે જો આપણે ખરી શાંતિ ઇચ્છતા હોઈએ તો રાજકીય પ્રવૃત્તિને આર્થિક પ્રેરણાથી પોષવી જોઈએ. જ્યાંસુધી આર્થિક ધોરણને પ્રધાનપદે મૂકવામાં નહિ આવે ત્યાંસુધી અનિષ્ટ અને જીવનવિઘાતક આફતો ચાલુ રહેવાની.

હરિહર : લોકો ગાંધીજીની સલાહ માનતા નથી. જે નૈતિક માર્ગ તેમણે સૂચવ્યો છે તે માર્ગ અપનાવ્યે જ છૂટકો થશે. પ્રેમ, સત્ય, વિશ્વાસ, ઈશ્વરનો ડર, અહિંસાનાં સૂત્રો અમલી બનાવવાં જોઈએ.

સતીન : તમે કહો છો તે ભાવના પ્રશંસાપાત્ર છે, સાત્ત્વિક છે. પણ તેમાં એક પ્રકારનો હેત્વાભાસ નજરે પડે છે. "સત્ય બોલો અને આચરો એટલે અસત્ય નષ્ટ પામશે. ડાહ્યા બનો એટલે ગાંડપણ અદૃશ્ય થશે. શાંતિ ધરો એટલે ઝઘડા બંધ પડશે. ગુલામી ત્યજી દો એટલે સ્વતંત્રતા પ્રાપ્ત થશે. ધાર્મિક જીવન સ્વીકારો એટલે અધર્મ ભાગી જશે." આ જાતનાં નીતિનાં સૂત્રો બોલવાં સહેલાં છે, કદાચ આકર્ષક પણ લાગે, ભોળાઓને ક્ષણિક સાંત્વન પણ આપે. પરંતુ ન્યાયદૃષ્ટિએ નિહાળતાં જણાશે કે તેમાં એક જ જાતની નીતિને કારણ અને કાર્યનાં જુદાં જુદાં રૂપ આપવાથી હેત્વાભાસનો દોષ ઉપસ્થિત થયો છે. ભવ્ય અને આકર્ષક દેખાતી છતાં તે વિચારસરણી તર્કદૂષિત છે. સામાજિક વિષમતાનાં તલસ્પર્શી કારણો શોધવાનો તેમાં પ્રયાસ નથી.

પ્રકાશ : ધર્મ અને નીતિનાં તત્ત્વો ઉપર ગાંધીજી જે ભાર મૂકે છે તે વ્યાજબી છે, કારણ આખરે જે સામાજિક વિષમતાની તમે વાત કરો છો તેનાં મૂળ કારણો આચાર-

વિચારની નીતિ અને ઇશ્વર સંબંધેની આપણી શ્રદ્ધામાં પેસી ગએલી શિથિલતામાં જ જડે એમ છે.

હરિહર : નીતિ અને શ્રદ્ધા પુનઃ પોતાના યોગ્ય સ્થાને સ્થપાય તે હેતુથી ગાંધીજી સામુદાયિક પ્રાર્થનાનો પ્રયોગ અજમાવી રહ્યા છે.

સુધીર : આવી સામુદાયિક પ્રાર્થનાનો હેતુ પુરાણી જર્જરિત સામાજિક નીતિના સિદ્ધાન્તોને સમર્થન આપવાનો હોય છે.

> " Current offorts to save Christian faith by turning away from the economic tragedy to something else are of many sorts. They include private mystical practices and " enriched worship " (which is self-deceiving); re-omphasis upon the depravity of the human heart, and upon our alleged helplessness and dependence upon God; reversion from the idea of a world-mastering faith to adoration of an Absolute, holy and self-contained, who does not come down into the dust of industrialism. These endeavours either to get above the economic issue or to reach it by an obliquo goodness do not avail. **Capitalism has no serious objection to such religion.** In the economic sphere, then, the great drama of the soul is being played to-day.-- We must commit ourselves to the active struggle for a classless society, to which our inherited ethical principles are incapable of guiding us..Plenty of religionists are eager to tell us what not to do, but it is steam, not brakes, that moves a train up a gradient. "

[ George A. Coe: *Religion in Transition*, p. 116 ]

સતીન : હું તો કહી કહીને થાકયો છું કે દેશની મુક્તિ તેમ જ આંતરિક ઐક્ય ત્યારે જ સિદ્ધ થઈ શકે કે જ્યારે આપણી વિચારસરણી અને કાર્યપદ્ધતિના પ્રેરક સિદ્ધાન્ત તરીકે આર્થિક અને સામાજિક સ્વતંત્રતા અને સલામતીનો સ્વીકાર થાય. સામુદાયિક પ્રાર્થનાના આટલા પ્રયોગો પછી પુનઃ નોઆખલીમાં હત્યાકાંડના ભણકારા વાગી રહ્યા છે. હેલ્ડેન ખરું કહે છેઃ

> " We cannot hope for great improvement in our spiritual values without improvement in the economic structure of society. We need not be Marxists to believe this. "

(*J. B. S.* Haldane : *The Modern Quarterly, 1946 p. 11* )

અલી : મને પણ ઘણી વખત ગમગીની થાય છે કે ધર્મના અસંખ્ય પુસ્તકો, મંદિરો, મસ્જિદો, દેવળો અને આશ્રમો હોવા છતાં, સંતો અને મહાત્માઓના પાક મુખમાંથી

નીતિનાં અસંખ્ય ફરમાનો નીકળતાં હોવા છતાં, મનુષ્યસમાજની પરિસ્થિતિ દિન-પ્રતિદિન કથળતી જાય છે. સતીન કહે છે તે સત્ય છે કે આપણી જાહેર સંસ્થાઓ અને દેશનેતાઓ આર્થિક પુનર્ઘટના તરફ આગ્રહપૂર્વક પ્રવૃત્તિ ન આદરે ત્યાંસુધી માત્ર રાજકીય હિલચાલો બેકાર નીવડશે.

**હરિહર :** કૉન્ગ્રેસ આમજનતાની આર્થિક ઉન્નતિ માટે જ પ્રયત્ન કરે છે અને તે સિદ્ધ કર્યા વિના જંપશે નહિ.

**સુધીર :** હરિહરને ખબર નથી કે કૉન્ગ્રેસની આજની પ્રવૃત્તિ ફક્ત રાજકારણમાં સમાપ્ત થાય છે. જ્યારે શ્રી. અચ્યુત પટવર્ધને ફરિયાદ કરી કે કૉન્ગ્રેસી નેતાઓ અને કાર્યકરો મૂડીદાર વર્ગ સાથે સહકાર રાખી રહ્યા છે ત્યારે તેના જવાબમાં શ્રી. શંકરરાવ દેવે ખુલાસો આપ્યો કે કૉન્ગ્રેસની હાલની નીતિ પરદેશી સરકાર પાસેથી રાજકીય સત્તા છીનવી લેવાની છે, આર્થિક અને સામાજિક પુનર્ઘટના કરવાની નથી.

**હરિહર :** એકી સાથે ઘણાં સાહસો ખેડવામાં જોખમ છે. હાલ તુરત તો કૉન્ગ્રેસ રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં નિમગ્ન છે તે યથાર્થ ગણાય.

**અબ્દુલ :** રાજકીય સ્વતંત્રતા બધાને પસંદ છે. પરંતુ કૉન્ગ્રેસી મોવડીઓનો હેતુ પોતાના પક્ષ માટે જ સર્વ સત્તા એકઠી કરવાનો સ્પષ્ટ જણાય છે. એ કારણને લીધે જ જુદા જુદા આલેખનો વિરોધ વધ્યો છે.

**સુધીર :** કૉન્ગ્રેસની રાજનીતિમાં મને બીજો મુખ્ય દોષ દેખાય છે. મધ્યસ્થ તેમ જ પ્રાંતિક સરકારો, લોકમાન્ય પ્રધાનોના હાથમાં સત્તા આવ્યા પછી, જનતાનો ઉત્સાહ, જનતાનો તલસાટ અને પુકાર, અને જીવનની જરૂરિયાત માટેની જનતાની માગણી ઉપર ઠંડું પાણી રેડી રહી છે. તે પણ એટલે સુધી કે સ્થાપિત હિતોના વર્ગનો લાભ અખંડ રહે તેવી કાળજીથી.

**અલી :** ખરી વાત છે. જો સરકારી તંત્ર આપણા પ્રધાનોના હાથમાં ન હોત તો આજની અનાજપાણીની અસહ્ય તંગીમાં Food riots ફાટી નીકળ્યાં હોત. વળી કિસાનો, કામદારો, માસ્તરો, કારકુનો અને બીજા શ્રમજીવીઓનો વિરોધ જ્યારે હડતાળનું ઉગ્ર સ્વરૂપ પકડે છે ત્યારે તેને સખ્ત હાથે દાબી દેવામાં આવે છે. પોલીસને પણ અનહદ સત્તા આપવામાં આવી છે. Public Safety Bill જેવા અનેક કાયદાઓ ઘડાય છે.

**સુધીર :** ચોપાનિયાં ઉપર પ્રતિબંધ, નાટિકાઓ ઉપર પ્રતિબંધ, પુસ્તકો ઉપર પ્રતિબંધ, વર્તમાનપત્રો ઉપર પ્રતિબંધ, જાહેરસભા ઉપર પ્રતિબંધ—આમ પ્રતિબંધોનો રાફડો ફાટી નીકળ્યો છે. ટૂંકમાં, ફોજદારી કાયદાની ફરતીય કલમો ૧૦ ના અમલથી સામાન્ય નાગરિક હકો ઉપર જબ્બર ફટકો પડતો જાય છે.

**સતીન :** આવી વિચિત્ર ઘટનાનાં કારણ વિચારપૂર્વક સમજવાં ઘટે. દરેક દેશમાં સ્થાપિત સરકારની સામે ઝુંબેશ ઉઠાવવામાં આવે છે. આ ઝુંબેશ રાજકીય પક્ષો ઉઠાવે છે.

નાના નાના પક્ષો બાજુ પર મૂકી મુખ્ય પક્ષ—કોન્ગ્રેસ જેવો પક્ષ—કયા પ્રકારની નીતિ આદરવા પ્રવૃત્ત થાય છે તેની સમીક્ષા સાંભળો. તેની પ્રવૃત્તિ ત્રિમાર્ગી હોય છે. તેનાં સૈદ્ધાંતિક સૂત્રો ત્રણ હોય છે :

૧. ચાલુ રાજતંત્ર પાસેથી પોતાના પક્ષ માટે રાજસત્તાની પ્રાપ્તિ;

૨. થોડા યા વધારે પ્રમાણમાં રાજસત્તા મળતાં આમજનતાની ક્રાન્તિમય પ્રવૃત્તિનું દમન;

૩. પક્ષની અંદર અંદર સત્તાની વહેંચણી માટે અંગત રાગદ્વેષ.

**હરિહર** : કોંગ્રેસ પોતાના પક્ષ માટે સત્તા નથી માગતી, સમસ્ત પ્રજા માટે લડી રહી છે.

**સતીન** : પહેલા સૂત્રમાં જણાવેલી રાજસત્તાનો અર્થ સમજવાની જરૂર છે. સત્તા એટલે ઉત્પાદક સાધનો અને સામાજિક સંબંધો ઉપરનું નિયમન અને વર્ચસ્વ.

**પ્રકાશ** : જો એમ જ હોય તો મૂડીદાર વર્ગ તે પક્ષની પાંખે રહી પોતાનો સ્વાર્થ સંપૂર્ણપણે સાધી શકે.

**સતીન** : હા, એમ જ. ઉત્પાદક સાધન ઉપરનું નિયમન કરવાની સત્તા મળી છે તે કારણથી જ કોંગ્રેસ અને લીગ બંનેના પ્રતિનિધિઓ મધ્યસ્થ સરકારમાં સાથે રહી કામ કરી શકે છે. નહિતર ધાર્મિક અને રાજકીય દૃષ્ટિએ એ બેઉ સાથે એક ઘડીવાર બેસી શકે ખરા કે ! બજેટનો નીવેડો કેવી સિફતથી આવ્યો તે હકીકત તાજી છે. તેમાં ફેરફાર કયા વર્ગ માટે થયો તે સૌ કોઈ જાણે છે. પ્રધાનોનું દોરીસંચાલન મૂડીદાર વર્ગના હાથમાં સારા પ્રમાણમાં છે.

**હરિહર** : કરનો ભાર લોકો ઉપર તો નાંખવામાં નથી આવ્યો ને ?

**સુધીર** : ના, પણ તે મહિમા યુગબળનો છે. આજના જમાનામાં અધિકાધિક જાગ્રત પામતી પ્રજાનું માનસ હમેશાં ધ્યાનમાં રાખ્યા વિના રાજતંત્રીઓને ચાલે તેમ નથી.

**સતીન** : તે પરથી જ હું બીજા સૂત્ર વિષે ચોખવટ કરવા માગું છું. રાજકીય પક્ષ જ્યારે જૂની સ્થાપિત સરકાર સામે લડત ઉપાડવા ઇચ્છે છે ત્યારે તેને જનતાની સહાય વિના ચાલે નહિ. માટે તેની પ્રચારપદ્ધતિમાં ધર્મ, ઈશ્વર, સ્વતંત્રતા, શાંતિ વ૦ મહાન શબ્દાડંબરનો સમાવેશ કરાય છે. તેથી પ્રજા જાગ્રત થાય છે, ઉશ્કેરાય છે, અને જૂની સરકાર સામેની લડતમાં પોતાનો મોટો ફાળો અર્પણ કરે છે. પરિણામે પક્ષને વિજય પ્રાપ્ત થાય છે. પરંતુ સત્તા હાથમાં આવતાં શરમ લાગવા માંડે છે. જે મહાન પ્રચારસૂત્રો પુકારી જનતા લડી હતી તેનો અમલ થતો નથી. જે મહાકાંક્ષા જનતાએ સેવી હતી તે ફળીભૂત થતી નથી. જનતા હતાશ બને છે, અને ફરિયાદ તથા વિરોધનો વરસાદ વરસાવવા માંડે છે. તે જ ક્ષણે તેમને દાબી દેવાની કોશીશ સત્તારૂઢ નવી સરકાર તરફથી કરવામાં આવે છે, લડત સમયે જનતા સાથે કરેલી ભાગીદારી ખતમ થાય છે. કારણ કે જનતાની માગણી સંતુષ્ટ કરવામાં આવે તો ઉત્પાદક સાધનોનું નિયમન પક્ષના હાથમાંથી સરી પડે, પરિણામે મૂડીદાર વર્ગનો ભાગીને

ભૂકો થઈ જાય. પ્રજાના જુદા જુદા શ્રમજીવી વર્ગોએ ઉપાડેલી હિલચાલો કેવી કરામતથી, સિફતથી, કાયદાથી, જુલમથી દબાવી દેવામાં આવે છે તેના નમૂના તમારી સમક્ષ રોજબરોજ ખડા થયેલા હોય છે જ. જે લોકયંત્રને પહેલાં વરાળ આપી સતેજ અને ગતિમાન કરવામાં આવ્યું તે લોકયંત્રને હવે 'બ્રેક' લગાવવામાં આવે છે, લગામ ખેંચવામાં આવે છે. આ બીજા સૂત્રની મીમાંસા.

પ્રકાશ : ત્રીજા સૂત્રની સમજૂતી !

**સતીન :** રાજકીય નેતાઓ આખરે મનુષ્ય છે. તેમને પણ સત્તાનો શોખ વળગેલો જ હોય છે. તેઓ પણ કામ, ક્રોધ અને લોભના ભોગ હોય છે. એથી અંદર અંદર સત્તાની વહેંચણી વખતે ઝઘડા ઊભા થવા પામે છે. સત્તાલોલુપતાને શિસ્તપાલનનું આકર્ષક રૂપ આપી અનિચ્છનીય માણસોને રુખસદ અપાય છે. નેતાજી સુભાષનો દૃષ્ટાંત પૂરતો છે.

**સુધીર :** અને મદ્રાસના શ્રી. પ્રકાશમ્ નહિ કે ? મુંબઈના શ્રી. નરિમાન નહિ કે ?

**સતીન :** આ ત્રણ સૂત્રોથી સંચાલિત રાજકારણ સમજીશું તો કોંગ્રેસની રાજનીતિ સારા પ્રમાણમાં સ્પષ્ટ દેખાશે.

**પ્રકાશ :** તમે પક્ષના રાજકારણની આ સમીક્ષા કરી તેમાં ધર્મ અને અધ્યાત્મને તો જાણે સ્થાન જ નથી એમ થયું.

**સતીન :** માનવી જીવનના દીર્ઘકાલીન વિકાસમાં ધર્મ અને અધ્યાત્મને ઘણું ઉત્કૃષ્ટ સ્થાન છે. પરંતુ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાના માર્ગમાં સામાજિક અને આર્થિક વિષમતા ભયંકર અંતરાયો ઊભા કરે છે. આ અંતરાયો પ્રથમ નષ્ટ કરવા ઘટે. આર્થિક અંતરાયો ગૌણ નથી, તે તરફ આંખ આડા કાન કરવા પાલવે તેમ નથી. સ્વધર્મ-પાલન અર્થે જેમ સ્વરાજની જરૂર છે, તેમ અધ્યાત્મપ્રાપ્તિ અર્થે આર્થિક સંપત્તિની જરૂર છે.

> "I do not think that the goal of religion or theology can be reached otherwise than by deeper and still deeper immersion into the concrete actualities of economic society with a view to a revolutionary change."
>
> (George A. Coe ; *Ibid* P. 116)

અલી : આ હિસાબે લોકોની મુક્તિ આપણા આજના નેતાઓ સાધી શકે તેમ લાગતું નથી. સેવાની ભાવના વ્યક્ત કરી સત્તાના શોખીન બનતા જણાય છે.

સુધીર : લોકોની મુક્તિ લોકોના જ પ્રયત્નથી સિદ્ધ થાય. તેમણે જાગૃત થવું જ જોઈએ.

'જાગો જગતના ક્ષુધાર્ત ! જાગો દુર્બલ અશક્ત !
ઇનસાફી તખ્ત પર કરાલ કાળ જાગે.' (સ્વ. મેઘાણી)

તા. ૧૯-૪-૭૪

☆

# રવીન્દ્રપ્રતિભાનાં મૂળતત્ત્વો*

જયન્તીલાલ આચાર્ય
પ્રિન્સિપાલ, ભારતી વિદ્યાલય

" નિત્યનિયમિત સાધનાને પરિણામે મન પરિપૂર્ણ કળશની માફક ભરાઈ જાય છે. એ કળશને સહેજ હલાવતાં તેમાંથી જેમ પાણી છલકાઈ જાય છે, તેમ કોઈ કારણથી જેનું મન સહેજ હાલી ઊઠે કે તેવી તેની અક્ષય રસાનુભૂતિ અને રૂપાનુભૂતિ પણ ચિત્ર, મૂર્તિ, નૃત્ય, કવિતા, ગાન ઈત્યાદિ દ્વારા છલકાઈ જાય છે. "

શ્રી. નંદલાલ બસુ

બંગાળાના સુવિખ્યાત તત્ત્વવિદ અને કવિવિવેચક ડૉ. સુરેન્દ્રનાથ દાસગુપ્તા જણાવે છે કે રવીન્દ્રનાથના વિષયમાં ક્યાંથી શરૂ કરવું એ મુશ્કેલ છે, કારણ કે તેમનું વ્યક્તિત્વ સાગર જેવું બૃહદ અને ગભીર છે. થોડા વખત પહેલાં જ્યારે મહાત્મા ગાંધી શાંતિનિકેતન ગયા હતા ત્યારે તેમણે ત્યાંના અધ્યાપકોની સમક્ષ વાતચીતમાં જણાવ્યું હતું: " ઘણા સમયના મંથન પછી હું એવા દૃઢ નિર્ણય પર આવ્યો છું કે ગુરુદેવ एक व्यक्ति તરીકે તેમનાં સઘળાં કવન ને કાર્યો કરતાં ઘણા જ ઉન્નત છે. " + આ ઉપરાંત બંગાળાના એક સૂક્ષ્મ વિવેચક શ્રી નલિનીકાંત ગુપ્ત વળી વધુ ઊંડા ઊતરીને જણાવે છેઃ " પ્રત્યેક માનવમાં ભિન્ન ભિન્ન માનવવ્યક્તિઓ સુષુપ્ત રહેલી હોય છે. જેઓ લોકોત્તર પુરુષ હોય છે તેમની ચેતના અનેક પુરુષ–સમષ્ટિની ચેતનાથી ઘડાયેલી હોય છે. આ રીતે અનેક વિભિન્ન અને કેટલેક અંશે વિરોધી ધારાઓ મળવા છતાં જ એવા પુરુષની ચેતનામાંથી કેવો એક અપરૂપ અભિનવ એકતાનો પ્રવાહ વહે છે તેનો પરિચય મેળવવો હોય તો રવીન્દ્રનાથની પ્રતિભાનો અભ્યાસ કરવો જરૂરી છે. "

રવીન્દ્રનાથની નવા નવા ઉન્મેષ પામતી પ્રજ્ઞાનાં ઉદાહરણો અસંખ્ય છે. સર્વનો સ્વીકાર કરીને ખુલ્લી આંખે આ સંસારનાં ક્ષણિક તેમજ શાશ્વત સ્વરૂપોનું ધ્યાનમગ્ન રસદર્શન કરતી તેમની સર્વતોમુખી સર્વતોભદ્ર પ્રતિભાનો યત્કિંચિત ખ્યાલ આપવાનો આ એક તદ્દન નમ્ર અને અલ્પ પ્રયાસ છે.

ભારતીય સાધનાની ચિન્મય પરંપરાના તેઓ યથાર્થભાવે સંતાન હતા. તેમણે આજીવન સાહિત્યના સર્વ ક્ષેત્રોનું રસલક્ષી એકાગ્ર અને કળા તેમજ વિજ્ઞાનના વિવિધ વિષયોનું સત્યાન્વેષી સંયમમય નિરંતર સેવન કર્યું છે. જીવનના અનેકવિધ કર્મક્ષેત્રમાં તેમણે
વિરલ જ્વલંત ફાળો આપ્યો છે અને અનેક કસોટીની વેળાના વિષમ પ્રસંગોએ વીરની
પ્રચારસત્રોર ૭ આકા રહીને પોતાને સાચાં જણાતાં મૂલ્યાંકનોનો ઉદ્ઘોષ કર્યો છે. સંસાર-
સેવી હતી તે રૂપો, રૂપે પ્રકામય ભાવે તેમણે સ્વીકાર કર્યો છે.
વિરોધનો વરસાદ વર
નવી સરકાર તરફથી ક
ખતમ થાય છે. કારણ
સાધનોનું નિયમન પક્ષના

*ગુજરાતી સાહિત્ય મંડળ તરફથી પ્રા. અનંતરાય રાવળને પ્રમુખ- ૨–૪૫ વાગે કરેલ વાર્તાલાપની નોંધ પરથી તૈયાર કરેલો લેખ.
Views, Feb., 1946.

અહીં એક દૃષ્ટાંત દ્વારા મારે જે કહેવાનું છે તે સમજાવવાનો પ્રયત્ન કરું.

અભિષેક બે પ્રકારે થાય છે : એક સામાન્ય અભિષેક, બીજો પૂર્ણ અભિષેક. પૂર્ણ અભિષેકમાં તીર્થયાત્રી પોતાના ઇષ્ટદેવથી યાત્રાની શરૂઆત કરે છે. ધારો કે કોઈએ વિશ્વનાથને પોતાના ઇષ્ટદેવ તરીકે સ્વીકાર્યા. હવે તે તીર્થયાત્રી ગંગાનાં જળથી વિશ્વનાથને પ્રથમ અભિષેક કરે, ત્યાર પછી તેનું પ્રસાદીરૂપી જળ પોતાની કાવડમાં લઈને પગપાળા અન્ય તીર્થોએ જાય, ત્યાં પેલું જળ ચડાવે અને ત્યાંના તીર્થક્ષેત્રનું જળ કળશમાં ઉમેરે. આમ પ્રત્યેક તીર્થક્ષેત્રના ઇષ્ટદેવને પ્રથમના સર્વ ઇષ્ટદેવનું પ્રસાદીરૂપી સલિલ ચડાવતો અને સંઘરતો તે તીર્થયાત્રી આખાય ભારતવર્ષનાં તીર્થધામોનું સંચિત સલિલ લઈને અંતે પાછો ગંગાતીરે વિશ્વનાથને ચડાવે છે. આમ કરે ત્યારે તેનો પૂર્ણ અભિષેક થયો કહેવાય.

આ પૂર્ણ અભિષેકની પ્રક્રિયાને મરમી લોકો ( mystics ) રૂપક તરીકે જુએ છે. માનવ એક તીર્થયાત્રી છે. તેની જીવનયાત્રાની શરૂઆત પોતાના ઇષ્ટદેવથી થઈ પ્રત્યેક જન્મ એક એક તીર્થધામ છે. જન્મ જન્મનું સંચિત અનુભવવારિ તે તે જન્મના અધિદેવતાને ચડાવતો માનવ આગળ ને આગળ ધપે જાય છે. આમ કરતાં કરતાં જ્યારે તે પોતાનું પરિક્રમણ પૂર્ણ કરે અને પોતાના જીવનદેવતાને ત્યાં પાછો ફરે ત્યારે તેની જીવનયાત્રાની પરિપૂર્ણ અભિવ્યક્તિ થઈ ગણાય. આવી પરિપૂર્ણ અભિવ્યક્તિ પામેલ પુરુષ પોતાની પૂર્ણ માત્રાએ પ્રકાશે છે, તેના અંતર્નિહિત સર્વાનુભૂઃ અંતર્યામીને પળે પળે પ્રગટ કરે છે.

રવીન્દ્રનાથ આવા એક તીર્થયાત્રી હતા. પોતાના અંતર્યામી વિશ્વદેવને જીવનનું સંચિત જળ સમગ્રભાવે તેમણે ચડાવ્યું છે. ફૂલની પાંખડીનું નહિ પરંતુ સમગ્ર ફૂલનું તેમણે સમર્પણ કર્યું છે. આ એમનો પૂર્ણાભિષેકનો વારો હતો.

તેથી જ તેઓ 'જીવનદેવતા' નામના એક કાવ્યમાં કહે છે : "હે અંતરતમ, મારા અંતરમાં સ્થાન પામીને શું તમારી ચિરજીવનની તૃષા છીપી છે ? ...હે પ્રાણેશ, જે કંઈ મારું હતું તે બધું શું હજુ ય શેષ થયું નથી !" તેમનો આ અભિષેક જેટલો વ્યાપક તેટલો ગંભીર છે. પોતાના અંતરમાં બિરાજેલા તે પરમ દેવતાને જે ભાવે તેમણે વિશ્વસમગ્રનું સાધનાજળ સમર્પ્યું છે, તે જ રીતે આખા બંગાળને, ભારતવર્ષને અને જગતને તે પરમ દેવતાનાં જુજવે રૂપે,—સાહિત્યનાં ને કળાનાં, શિક્ષણનાં ને વિજ્ઞાનનાં, જીવનનાં ને કવનનાં વિધવિધ રૂપે દર્શન કરાવ્યાં છે. આ રીતે જગતનું અનંત ભાવે તેમણે રસદર્શન કર્યું છે અને જે લીધું છે તે પ્રસન્ન ચિત્તે દીધું છે.

'તત્ત્વજ્ઞાનહીન' નામે એક નાનકડા કાવ્યમાં તેઓ જણાવે છે : "સૌની ઇચ્છા મુજબ સૌ કોઈ આંખો મીંચીને ભલે ધ્યાન ધરે અને આ વિશ્વની સત્યતાનું કે મિથ્યાપણાનું અન્વેષણ કરે; પરંતુ હું તો તૃપ્તિહીન નયનોએ, અનિમેષ ભાવે, સારો દિવસ બેઠો બેઠો, આ સર્વના પ્રકાશમાં વિશ્વની પ્રત્યેક ક્ષુદ્ર કે મહદ્ વસ્તુને ધરાઈ ધરાઈને જોયા કરીશ." વસ્તુઓના સમ્યક્ ઉપભોગમાં વિશ્વતત્ત્વની સાથે તેમણે યોગ સાધ્યો હતો. આગળ જતાં 'નૈવેદ્ય' નામના કાવ્યસંગ્રહના એક કાવ્યમાં તેઓ જણાવે છે કે વૈરાગ્યસાધનામાં મારી મુક્તિ નથી, મારી મુક્તિ બંધનમાં છે. આ બંધન કયું ? વિશ્વ

ચરાચરના પ્રત્યેક પદાર્થની સાથેના સહજયોગનું. આ સહજયોગમાં મોક્ષ મુક્તિ રૂપે ઝળહળશે, પ્રેમ ભક્તિ રૂપે ફળશે. આ વાતને વધુ ગભીર ભાવે 'પ્રાંતિક'માં મૂકે છે: "સહજમાં સહજ ભાવે પાછા ફરવું, એ જ થશે મુક્તિ. કૃચ્છ્ર સાધના દ્વારા પ્રાણને સૂકવી નાખીને આત્માનો અસ્વીકાર કરવો એ મુક્તિ નથી. કારણ કે, રિક્તતામાં, નિઃસ્વતામાં પૂર્ણતાનું ધ્યાન કરતાં જગતલક્ષ્મીનું અસંમાન થાય."

બંધનમાં મુક્તિનો આ મંત્ર તેમણે ઈ. સ. ૧૯૨૫માં પ્રથમ ભારતીય તત્ત્વજ્ઞાનની પરિષદના અધ્યક્ષ પદેથી એક બાઉલના મૂળ ગાનથી ઉદ્‌ઘોષ્યો હતો. તે ગાનનો અર્થ આ પ્રમાણે છે: "હૃદયકમળ યુગ યુગથી ખીલી રહ્યું છે, તેમાં તમે ય બંધાયા છો, હું ય બંધાયો છું. કમળ તો ખીલી જ રહ્યું છે, તેનો અંત નથી. આ કમળમાં જે મધ છે તે તેનો રસ છે, તે તેની વિશેષતા છે. હે લોભી ભ્રમર, તેથી જ તું તેને છોડી જઈ શકતો નથી; અને તેથી જ તું ય અને હું ય બંધાયાં છીએ! મુક્તિ ક્યાંય નથી!" તે પહેલાં માનવમનમાં ચિરંજીવ રહેવાની એષણા એમના એક પદ્યખંડમાં વ્યક્ત થઈ હતી.

માનવનાં આમ સામાન્યતઃ બે સ્વરૂપો છે: મૃણ્મય અને ચિન્મય. જે ભૂમિમાં તેનો જન્મ થયો હોય તે ભૂમિના પ્રાણતત્ત્વની સાથે તેની નાડીનો યોગ હોય છે. ધરતીનાં ધાવણથી તેનાં શરીર અને પ્રાણ ઘડાય છે, પોષાય છે. પરંતુ જેમ જેમ તેનો માનસિક વિકાસ થતો જાય છે, તેમ તેમ તે દિશદિશના પ્રકાશ ને ઋતુઋતુના પવન ઝીલે છે. પરિણામે તેનું ચિન્મય સ્વરૂપ અખંડ સાધનાને ફળે વિશ્વવ્યાપી બની જાય છે.

રવીન્દ્રનાથનો જન્મ થયો બંગાળના જળમય સમતલ પ્રદેશમાં. આથી ત્યાંની ભૂમિની સાથે તેમના પ્રાણનું એક અનિર્વચનીય અનુકંપન અનુભવાય છે. બંગાળની ધરતી, તેની આબોહવા, વનસ્પતિ, તેનાં ફળફૂલ, તેનાં ઢોરઢાંખર, તેનાં પંખી અને તેનાં માનવોની સાથે તેમના હૃદયનો એક અપૂર્વ યોગ થયેલો જણાય છે. તેમનાં કાવ્યોમાં, ગાનોમાં, વાર્તાઓમાં, નવલકથાઓમાં, નાટકોમાં જ્યાં ત્યાં જુજવે રૂપે આ જણાય છે. અને આ યોગ, આ હૃદયનો યોગ, કોઈ સ્થૂળ સાધનપ્રણાલીનાં ઉપકરણોને લઈને નહિ, પરંતુ તેમની ઉપર જણાવેલી ગેલી તીર્થયાત્રીની સતત પ્રાણધારાને લીધે થયેલો હતો. પોતાની ભૂમિની સાથેનો આ સહજયોગ એ એક તેમની પ્રતિભાનું વિશિષ્ટ મૌલિક તત્ત્વ છે.

આ થઈ તેમના દેહતત્ત્વની, પ્રાણતત્ત્વની વાત. પરંતુ બીજી બાજુથી બંગાળની ચિન્મય સાધનાના તેઓ યથાર્થ વારસદાર હતા. ચૈતન્ય મહાપ્રભુનો ભક્તિજુવાળ, વિદ્યાપતિ–ચંડિદાસનાં સહજ માનવભાવનાં કૃષ્ણરાધા વિષયક વિરહ–વ્યાકુળ વેદનાનાં પદ, જયદેવની ગીતલહરી, રાજા રામમોહન રાયની સર્વધર્મ–સમન્વયની ભાવના, પોતાના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથનું તત્ત્વચિંતન અને ઉપનિષદના બ્રહ્મનું અન્વેષણ, બંકિમનો જનની જન્મભૂમિનો મુક્તિમંત્ર, જ્ઞાનદાસ, બિહારીલાલ ઇત્યાદિના સાહિત્યનું વાચન, શાસ્ત્રીય તેમજ વૈષ્ણવ પદાવલિના સંગીતપ્રકારોનું અનુશીલન,——આમ બંગાળના ચિન્મય દેહની સાથે તેમનો માનસયોગ રચાયો. આ ઉપરાંત ઉપનિષદનું શ્રવણ, મનન, અને નિદિધ્યાસન, વ્યાસ, વાલ્મીકિ અને કાલિદાસાદિ મહાકવિઓનાં મહાકાવ્યોનો સ્વાધ્યાય, પશ્ચિમના શેક્સપીયર, મિલ્ટન,

બ્રાઉનિંગ, શેલી, વર્ડ્ઝવર્થ વગેરે કવિઓનાં કાવ્યોનો આસ્વાદ, અને પશ્ચિમના ઈતર જ્ઞાન વિજ્ઞાનની વિપુલ શાખાઓનાં વાચન, મનન, ચિંતનને પરિણામે તેમનું માનસ વિશ્વમાનવ-મનમાં ઉન્નીત થયું. આ રીતે જેમ એક બાજુથી રવીન્દ્રનાથ 'સોનાર બાંગલા'ના ભૂમિકવિ ( poet of the soil ) થયા, તેમ બીજી બાજુથી ભારતવર્ષના ક્રાન્તદર્શી, સૌન્દર્યદર્શી આર્ષકવિ ગણાયા. ભારતે તેમને ગુરુદેવ તરીકે અપનાવ્યા; જગતે તેમને કવિગુરુનું આસન આપ્યું. જ્યારે દેશ ઉપર કે જગત ઉપર હિંસાથી ઉન્મત્ત થયેલ પશુ કે રાષ્ટ્રનું તાંડવ થતું તેમણે જોયેલું ત્યારે પ્રાચીન સત્યપ્રતિષ્ઠિત ઋષિની જેમ તેમની વાણી તેમના અંતરાકાશમાંથી અગ્નિશિખાની માફક પ્રજ્વળી ઊઠતી. તેમણે એક ઠેકાણે જણાવેલું: "હે મહાકાલના સિંહાસન ઉપર વિરાજેલ વિચારક, મને શક્તિ આપો, શક્તિ આપો, મારા કંઠમાંથી વજ્રવાણી પ્રગટો ! આ શિશુઘાતી, નારીઘાતી બિભત્સ સંસ્કૃતિને નામે મચી રહેલી ધિક્કારને પાત્ર કુત્સિતતાને ખુલ્લી કરી શકું ! ઈત્યાદિ."

આ રીતે બંગાળ, ભારત, અને પશ્ચિમની સંસ્કૃતિની સાધનાની ત્રિવેણીના અવગાહનથી તેમનામાં એક અપૂર્વ આત્મકેન્દ્ર ખૂલ્યું, જ્યાંથી અગમ્ય જળનાં સ્રોત સદાય વહેવા લાગ્યાં. આ સ્રોતનાં મૂળ રસાતલમાં છે કે કોઈ ઊર્ધ્વ તળમાં એ માનવબુદ્ધિને કેવળ તર્કથી અગમ્ય પ્રશ્નને આપણે છેડીએ નહિ; પરંતુ એટલું કહી શકીએ કે તેમાં કેટલીક દૃશ્ય, એટલે કે વ્યાખ્યાનગોચર ધારાઓ ભળી હતી. આવી બધી ધારાઓને પૃથક્ પૃથક્ જોવી મુશ્કેલ છે, છતાંય તેનો આછો ખ્યાલ આવી શકે તેવી રીતે શ્રી નલિનીકાંત ગુપ્તે તેને ચાર ભાગમાં વહેંચી દીધી છે: પ્રથમ છે ઉપનિષદની ધારા; બીજી વૈષ્ણવ-ભાવની ને બાઉલભાવની ધારા; ત્રીજી બાહ્ય ઈન્દ્રિયગત સૌન્દર્યના ઉપભોગની ( paganism ) ધારા અને ચોથી આધુનિક વૈજ્ઞાનિક બુદ્ધિશક્તિની અને મુક્તિ-વાદની ધારા. આગળ જતાં શ્રી ગુપ્ત શ્રી અરવિંદની પારિભાષિક સૂત્રશૈલીમાં જણાવે છે કે, "ઉપનિષદની ભાવનાએ રવીન્દ્રનાથની ઊર્ધ્વતર બુદ્ધિને ( Higher Mind ) પ્રકાશમાન કરી, વૈષ્ણવભાવે તેમના હૃદયને, ઊર્ધ્વતર પ્રાણને ( Higher vital ) રસાન્વિત ને વિદગ્ધ કર્યાં, સૌન્દર્યપ્રિયતાએ તેમના નિમ્નતર પ્રાણને ( Lower vital ) કોઈ અપરૂપ મોહિની શક્તિથી ભરી દીધો અને વૈજ્ઞાનિક બુદ્ધિની મુક્તિવાદની ધારાએ તેમની બાહ્ય માનસી સત્તાને એક વ્યાપક સ્વરૂપ અર્પ્યું. અને આમ છતાંય આમાંનું કોઈ પણ તત્ત્વ મૂળ સ્વરૂપે સ્વકીયભાવે રહ્યું નહિ, પરંતુ તે દરેક પર એક પ્રકારની રાવીન્દ્રિક છાપ પડી."

ત્યારે, આ રાવીન્દ્રિક છાપ કઈ? મને લાગે છે કે તે તેમના ભૂમાના દર્શનની, અસીમ અને સીમાના દ્વંદ્વ–સંવેદનની ગણાય. રવીન્દ્રનાથની પ્રતિભાનું આ પણ એક મૂળતત્ત્વ છે.

અહીં મને આચાર્ય ક્ષિતિબાબુએ સ્પષ્ટ કરેલી એક બાબત યાદ આવે છે. રવીન્દ્રનાથના 'ખેયા' નામના કાવ્યસંગ્રહને વિષે બોલતાં તેમણે સમજાવેલું કે વૈષ્ણવો સીમાને સીમામાંથી જુએ છે, દાર્શનિકો અસીમને અસીમથી જુએ છે. વૈષ્ણવોમાં અસીમ

તરફની ઉદાસીનતા જણાય છે, દાર્શનિકમાં સીમા પ્રત્યેની બેદરકારી જણાય છે. આ રીતે વૈષ્ણવ કે દાર્શનિક એકને તેના વડે જુએ છે, અન્યદ્વારા નહિ. પરંતુ રવીન્દ્રનાથ એક દ્વારા બીજાને વ્યક્ત કરે છે. તેઓ અસીમને સીમા દ્વારા વ્યક્ત કરે છે આ દ્વંદ્વનું સામંજસ્ય રાખવું ઘણું અઘરું છે, પરંતુ કવિશ્રી પોતાની પ્રતિભાને બળે તેમ કરી શક્યા છે અને તે સફલ રીતે.

અને આમ કરવા જતાં રવીન્દ્રનાથે કેટલીકવાર એવી માયાવી રૂપસૃષ્ટિ ખડી કરી છે કે કેટલાક વિવેચકો તેમને અસ્પષ્ટ ગણતા. તેમની દૂર માટેની પિપાસા એટલી પ્રબળ હતી કે તે માટેનાં તેમનાં વ્યાકુળ ક્રંદન સૂક્ષ્મ સંવેદન ઝીલવાને અશક્ત પાત્રને કદાચ કેવળ શબ્દચાતુર્ય, કેવળ ઊર્મિલતા, કેવળ કલ્પનાનું કુદ્દન, કેવળ ઝાંઝવાંનાં જળ જણાય; પરંતુ વાસ્તવિક રીતે એ બધાં તેમની કવિચિત્તની પળે પળે વિકસતી અભિજ્ઞતાનાં આવતાં ને જતાં ક્ષણિકમાં શાશ્વતના પદચિહ્નો મૂકી જતાં રસદર્શન હતાં. તેમાં રસો વૈ સઃની ઝલક હતી, આનંદમય ને અમૃતમયની સમરસતા હતી.

આચાર્ય ક્ષિતિમોહન સેન ઇતિહાસોપનિષદનો એક શ્લોક ટાંકીને જણાવે છે કે રવીન્દ્રનાથ માનસવેદના ઉપાસક હતા. તે શ્લોક આ રહ્યોઃ

> ऋचो ह यो वेद स वेद देवान् यजूंषि यो वेद स वेद यज्ञम् ।
> सामानि यो वेद स वेद सर्वं यो मानसं वेद स वेद ब्रह्म ॥

[અર્થ: જે ઋચાઓ જાણે છે તે દેવને જાણે છે, યજુર્વેદને જાણે છે તે યજ્ઞને જાણે છે, સામને જાણે છે તે સર્વને જાણે છે અને માનસ વેદને જાણે છે તે બ્રહ્મને જાણે છે.]

આ રીતે રવીન્દ્રનાથ જેમ માનસવેદના જ્ઞાતા હતા તેમ 'નિજામ્નાય'ના, અર્થાત્ પોતાના અંતર્વેદના આવિર્ભાવક હતા. આ પણ થયું તેમનું મૂળ તત્ત્વ.

નાનપણમાં લખેલી તેમની 'આલોચના' નામની નોંધમાં એક ઠેકાણે તેઓ જણાવે છે કે જગતની બધી વસ્તુઓને જે ત્રણ પરિમાણો છે તે પૂરતાં નથી. તે ઉપરાંત એક ચોથું પરિમાણ જરૂરી છે. આ પરિમાણ તે તેમણે 'અસીમ આયતનતા' કહ્યું છે. આ આયતનમાં માનવમનનું ઊર્ધ્વીકરણ થતાં આપણાં મૂલ્યાંકનોનું રૂપાંતર થાય છે. એટલે કે જેને આપણે બૃહદ માનતા હતા તે બૃહદ રહેતું નથી, જેને ક્ષુદ્ર માનતા હતા તે ક્ષુદ્ર જણાતું નથી. આપણા સામાન્ય માનસના માનદંડ ત્યાં ટકતા નથી. ત્યાં બધાંનું કોઇ અનિર્વચનીય વિરાટમાં રૂપાંતર થઇ જાય છે. આ પ્રકારના તત્ત્વના ચિંતન ને નિદિધ્યાસનને પરિણામે તેમનો ભૂમાભાવ પ્રગટયો. આ ભાવ કોઈ વાદ તરીકે તેમણે પ્રતિપાદિત કરવા ખાતર રજુ કર્યો નથી, પરંતુ તેને તેમણે પોતાની ચિત્તપ્રકૃતિની અભિજ્ઞતા તરીકે જણાવ્યો છે. આથી તેમના સાહિત્યનાં જુદાં જુદાં સર્જનોમાં સીમા અને અસીમનાં દ્વંદ્વ, પુરુષ અને પ્રકૃતિનું સંઘર્ષણ, બ્રહ્મ અને સંસારનું બ્રહ્મભાવી અદ્વૈત, ભોગ અને યોગનો સંવાદ, રાગ અને ત્યાગની સમતા, જન્મ અને મૃત્યુની આવાગમનલીલા વગેરે જણાય છે. આ ઉપરાંત તેમનાં ઘણાં ગાનોમાં આ પાર અને પેલી પારનો અને બૃહદની નિરંતર હાકલ ( incessant call ) નો વેદનાગભીર મેઘમંદ્રસ્વર સંભળાય છે.

રાગના મૂળ સુર, શબ્દો, અને ભાવ એક બીજાની સાથે હળીમળી જઈને એક પ્રકારની અનિર્વચનીય ભીડ ખડી કરે છે. આ ભીડમાં તેમના વિશ્વલક્ષી પ્રાણનો પોકાર, તેનાં સ્પંદન અનુભવાય છે. જાણે કે સમસ્ત માનવપ્રકૃતિ પોતાના દિવ્ય પુરુષના આવાગમનની રાહ જોતી પોતાની હૃદયવીણા વગાડી રહી ન હોય!

આ દ્વંદ્વનાં વિશિષ્ટ ઉદાહરણો તરીકે આપણે 'ડાકઘર', 'કચદેવયાની', 'ખેયા' ઇત્યાદિ ગણાવી શકીએ. અહીં દૃષ્ટાંત તરીકે 'શેષ ખેયા' નામના એક કાવ્યનો અંતિમ ભાગ રજૂ કરું છું.

"ઘેર જનારા તો ક્યારના ય ઘેર સીધાવી ગયા અને પાર જનારા પહોંચ્યા પાર. પરંતુ જે ન ગયો ઘેર કે ન પહોંચ્યો પાર, એ તો અધવચ્ચે આજે બેઠો છે! ફૂલનો બહાર જેનો ખીલ્યો નહિ, ફસલ જેની ફળી નહિ, અરે આંસુય જેનાં પરિહાસ ઉપજાવે, એવો આજે આ ઘાટે આવીને બેઠો છે! અરે કોઈ આવો, મને આ છેલ્લે વારે, આ અંતિમ ટાણે લઈ જાઓ તો!"

બીજું કાવ્ય છે 'નીડ અને આકાશ'. તે આખું જ આપું છું:

"માળામાં બેઠાં બેઠાં પ્રકાશ અને છાયાનાં જૂજવાં ગાન ગાયાં હતાં. એ ગાનોમાં વનભૂમિનો ચંચલ પ્રાણ ભળી ગયો હતો.

"બપોરવેળાની ગભીર ક્લાંતિ, રાત્રિની નિબિડ શાંતિ, પ્રભાતકાળની વિજય-યાત્રા, સંધ્યાટાણાનું મલિન મૌન; પાનનું કંપન, ફૂલનું ફૂટવું, શ્રાવણ નિશાનાં ઝરમરિયાં, તમરાનાં તીણાં તાન, આવાગમનના કેટલાય આભાસ, હવાના સરસરાટ, જ્યોત્સ્ના રાતે નિઃશ્વાસ નાખતી વેણુવનની વ્યાકુળ વેદના; ઘાસનાં નાનાં નાનાં પાન, માટીની સુગંધ, ઋતુ-ઋતુના જૂજવા છંદ—આવું કેટકેટલું મારાં માળાનાં ગાનની સાથે સુરે સુરે ભળી ગયું હતું.

"અને આજે શું મારે આ નીલ આકાશનાં નિર્જન ગાન ગાવાં પડશે? શું મારા માળાનાં બંધન તોડીને મારા પ્રાણને મુક્ત કરવો પડશે?

"શું આ બંધવિહીન વાયુને થરે થરે, શબ્દવિહીન શૂન્યતામાં, છાયાવિહીન જ્યોતિર્લોકમાં, સંગવિહીન નિર્મમતામાં, અબાધિત સુખે ભળી જઈને ઊર્ધ્વલોકમાં ક્યાંક ઊડી જઈશ અને મારી અર્થવિહીન કલકલવાણીને સુરથી ભરી દઈને ગાનો ગાતો ગાતો ફરીશ?

"જ્યારે આ આનંદામૃતનું પાન મુક્તભાવે કરું છું ત્યારે મારા મનની દિશા સૂઝતી નથી, શંકાઓ ટળી જાય છે, તૃષા ઓસરી જાય છે!

"અને આમ છતાંય વળી મારા માળામાં પાછો ફરીને હસું છું અને રડું છું! બધું હોવા છતાં આ પ્રકાશ અને છાયાનાં વિધવિધ ગાનોને ચાહું છું!"

રવીન્દ્રનાથ બધાય દ્વંદ્વોના સામંજસ્યમાં, સર્વના નિર્હેતુક અનુરાગપૂર્વકના સ્વીકારમાં જીવનની યથાર્થતા, કૃતકૃત્યતા સમજતા હતા. આ બધાં તત્ત્વોની સાથે તેમનો ભૂમાવાદ, દુઃખવાદ, રસદર્શન, જીવનવિજ્ઞાન અને તેમનાં નક્કર સર્જનો, જેવાં કે શાંતિનિકેતન, શ્રીનિકેતન વગેરેનો ઉદ્ભવ થયો.

*પિતાના આત્મજાત સંતાન તરીકે નાનપણથી જ તેઓ ઉપનિષદના મંત્રોનું રટણ* કરતા. આમાંય ખાસ કરીને ઈશોપનિષદનો પ્રથમ શ્લોક તેમના સમગ્ર જીવનનો જાણે કે મંત્રરૂપ બની ગયો હતો. યજ્ઞોપવીત સંસ્કાર થઈ ગયા પછી ગાયત્રીમંત્રનો માનસિક જપ

કરતા. પરિણામે તેમને ધ્યાનનિમગ્ન ચિત્તે જણાવા લાગ્યું કે "ધ્યાન દ્વારા તેઓ જેમની ઉપલબ્ધિ કરી રહ્યા હતા તેઓ વિશ્વાત્મામાં, પોતાના આત્મામાં, ચૈતન્યના યોગથી યુક્ત છે." આવા મનનને પરિણામે તેમનામાં એક પ્રકારનો જ્યોતિ પ્રગટ્યો. નિત્યનિરંતર બાહ્ય અને આભ્યંતર સાધનાને પરિણામે તેમનામાં અનેક રૂપાંતર થતાં ગયાં. એક વાર "નિઃસીમ વ્યાપી સર્વાનુભવની એક અનવચ્છિન્ન ધારા, અનેક પ્રાણની વિવિધ લીલામાં મળેલી એક અખંડ લીલા તેમની નજરે પડી. પોતાના જીવનમાં જેનો બોધ અને ઉપભોગ કરી રહ્યા હતા, આસપાસ ઘેરઘેર માનવેમાનવે પળેપળે જે કાંઈ ઉપલબ્ધિ થઈ રહી હતી, તે બધું એક વિરાટ અભિજ્ઞતામાં મળી ગયું. પ્રત્યેક નટ પોતપોતાનો અભિનય કરતો જણાયો. જીવનયાત્રાનાં સુખદુઃખનાં ખંડિત પ્રકાશ થઈ રહ્યા હતા. પરંતુ તે સમસ્ત દ્વારા એક નાટ્યરસ પ્રકાશ પામી રહેલો હતો એક પરમ દ્રષ્ટામાં, જે હતા સર્વાનુભૂઃ. આટલો વખત પોતાના જીવનમાં સુખદુઃખની જે અનુભૂતિ તેમને વિચલિત કરતી હતી તેને તેમણે એક નિત્ય સાક્ષીની પાસમાં ઊભા રહીને દ્રષ્ટા રૂપે જોઈ." આવું હતું તેમનું વિશ્વમાનવ મન, જે તેમનું અસલી ભાવરૂપ હતું (essential Being). આ રૂપે જ તેમને શ્રી. નલિનીકાંતની ભાષામાં 'ઐન્દ્રજાલિક રૂપકાર' બનાવ્યા. તેમના શિવદર્શી આત્માએ પ્રાણ દ્વારા સૌન્દર્યનાં રસપાન કર્યાં અને ચિત્ત દ્વારા સત્યનું અન્વેષણ સાધ્યું. જીવનસાધનાને ક્રમે ક્રમે પ્રગટતું તેમનું વિભક્ત વ્યક્તિત્વ કોઈ અવિભક્ત પૌરુષમાં ઉત્તીર્ણ થયું;+ સત્ય નિરહંકાર બન્યું, સૌન્દર્ય નિરલંકાર થયું. તેમને જણાયું કે આ વિશ્વમાં જે મહાન સ્વરસંવાદ પ્રગટી રહ્યો છે તેને ઝીલવા માટે હજુયે કોઈ વધુ ઉચ્ચ, વધુ સૂક્ષ્મ ભૂમિકાની જરૂર છે.

"Great is life in this wide world and small the corner where my mind dwells. (*The Great Symphony*)

જીવનની અંતિમ પળોએ તેમને લાગ્યું કે પોતે કોણ છે તેનો બરાબર ઉત્તર તેમને મળ્યો નથી. એ અજાણ્યા નાવિકને તેમણે પોતાના જીવનનૌકા સોંપી દીધી અને શાંતિના પારાવારમાં પ્રયાણ કર્યું.

ઉપર જણાવેલાં તત્ત્વોની સાથે એક બીજું વિશિષ્ટ તત્ત્વ તેમનામાં હતું. એ તત્ત્વ તે તેમનો શિશુભાવ. આ ભાવનાં ખાસ સર્જનો તે 'શિશુ' અને 'શિશુભોલાનાથ' તેમનાં નાટકોમાં ઠાકુરદાના પાત્રમાં આ શિશુભાવ જ્યાં ત્યાં નજરે પડશે. આ શિશુભાવ એટલે મરમી લોકો જેને સહજભાવ કહે છે તેવો ભાવ. વિશ્વની જવાબદારી જાણે કે પોતાને માથે આવી પડી હોય તેમ તેનાં મુરબ્બીપણું કરવામાં બીજા ઘણાને જે ભાર લાગે છે તે તેમને જણાતો નહિ. અનેક વાદોના બખેડા તેમને ગમતા નહિ. બાળકની માફક સહજ ભાવે, રમતિયાળ સ્વભાવે જે કહેવાનું હોય તે કહેતા. આમાંથી તેમનાં અદ્વિતીય મુક્ત હાસ્ય, વિનોદ, રસિકતા, નર્મ વગેરે પ્રગટ્યાં. આઉલો કહે છે તે પ્રમાણે રસના પારાવારમાં તેઓ ડૂબકી મારતા અને એ સાગરનાં અમૂલ્ય રત્નો આપણને આપતા. તેઓ આ રીતે એક મરજીવા હતા. તેથી જ તેમણે ગાયું છે કે –

"જગત પારાવારને તીરે બાળકોનો મહામેળો જામ્યો છે."

卐

---

+ સરખાવો "When we have passed beyond indiribualising then we shall be real Persons." Sri Aurobindo

# નારી પ્રશસ્તિ

'ઉશનસ'

હે સુન્દર નારી !
હે સુન્દર નારી !
અલકલટે પરિભૂષિત વદને મોહક
સ્મિત કરનારી !—હે

પ્રતિપલ તવ કાયાને ધારી,
હરખે છે અંતર આભારી
સૃષ્ટિનું, જેને તેં અભિનવ શોભાએ
શણગારી—હે

સ્રષ્ટાનું સુંદરતમ સર્જન
દ્રષ્ટાનું નિર્વાણ સનાતન
તું સૃષ્ટિના રુક્ષ સકલ પર વિજયી
વિરાજનારી—હે

તારાં શાં ગુણગાન કરે જન;
જોતાં જ્યાં ગુલતાન બને મન !
નયનોનાં સાદાં જાદુએ આ પરવશ
કરનારી—હે

ઋતુઓ સૌ સુન્દર તવ પ્રેમે,
સૌનું ક્ષેમકુશળ તવ ક્ષેમે
અહિરંતરના તારે મંજુલ મંગલ સ્વર
સજનારી !—હે

# ગુજરાત વિશ્વવિદ્યાલય પ્રશ્નાવલિ

ઉત્તરદાતા : રસિકલાલ છોટાલાલ પરીખ

[ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળ તરફથી ગુજરાત વિશ્વવિદ્યાલય અંગે પોતાનો ખરડો તૈયાર કર્યો તે પહેલાં આ અંકમાં છાપેલી પ્રશ્નાવલી વિશ્વવિદ્યાલયમાં રસ લેનારાઓને મોકલી આપવામાં આવી હતી. આ પછી ગુ. વિ. મં. તરફથી વિશ્વવિદ્યાલય અંગેનો ખરડો પણ પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે. મુંબઈ સરકારના વડાપ્રધાને કરેલાં વખતોવખતનાં નિવેદનો ઉપરથી એમ લાગે છે કે મુંબઈ સરકાર પણ ગુજરાતમાં વિશ્વવિદ્યાલય રચવા માટે એકાદ સમિતિ નીમશે. તેથી આ પ્રસંગે વિ. વિ. અંગે જેટલી યોગ્ય ચર્ચા થાય તેટલી જરૂરી છે એમ માની અમે આ પ્રશ્નાવલિ પ્રગટ કરીએ છીએ. સાથે શ્રી. રસિકલાલ છો. પરીખના ઉત્તર પણ પ્રસિદ્ધ કરીએ છીએ. આ વિષયમાં રસ ધરાવતા અને અભ્યાસ-વાળા બીજા વિદ્વાનોને પણ, અમે આ પ્રશ્નોની ચર્ચા કરવા નિમંત્રણ આપીએ છીએ. ઉપરના પ્રશ્નો અને ઉત્તરો છાપવાની પરવાનગી આપવા માટે અમે વિશ્વવિદ્યાલય મંડળના અધિકારીઓના આભારી છીએ.

—સંપાદક ]

**પ્રશ્ન**

૧. કેટલાકને એ ભય છે કે જુદું વિશ્વ-વિદ્યાલય સ્થાપવાથી રાષ્ટ્રીય એકતામાં વાંધો આવશે. તમને એવો ભય છે ખરો? જો હોય તો તે અટકાવવા માટે તમે શાં શાં પગલાં સૂચવો છો?

**ઉત્તર**

૧. મને 'રાષ્ટ્રીય એકતામાં વાંધો આવશે' એવો ભય નથી. છતાં 'સકલ કલ્યાણ'ની ભાવનાને ઉત્તેજવા અને પોષવા વિશ્વવિદ્યાલયે સતત પ્રયત્નશીલ રહેવું.—કેવળ અમુક ભાષામાં કે અમુક સ્થળે વિશ્વવિદ્યાલય સ્થાપવાથી એકતામાં વાંધો આવતો નથી. ઊલટું, વિશ્વવ્યાપી ભાષાના (જો કોઈ એવી હોય તો) અને આખા વિશ્વના (જો એ શક્ય હોય તો) વિદ્યાલયમાં 'અહંકાર', 'માલિકપણું', 'સ્પર્ધા', 'ભેદ', 'દ્વેષ' ઇત્યાદિ કૃપણ અને 'સંકુચિત' ભાવોને ઉત્તેજન આપવાથી 'એકતા'માં વાંધો આવે છે. વિશ્વવિદ્યાલયની 'વિશ્વ'તા એનાં દ્વાર સૌ કોઈ માટે ખુલ્લાં રહે અને એનો વિદ્યાપ્રદેશ સમગ્ર વિશ્વને આવરી લેવા મથતો હોય તેમાં છે; તથા એની વિશ્વ-કલ્યાણની ભાવનામાં છે.

**પ્રશ્ન**

૨. ગુજરાત વિશ્વવિદ્યાલયની પ્રાદેશિક મર્યાદા શી રાખવી?

૩. ગુજરાત બહાર વસતી ગુજરાતી પ્રજા સાથે આ વિશ્વવિદ્યાલયે કેવી જાતનો સંબંધ રાખવો? અને એ સંબંધ રાખવા માટે શું કરવું જોઈએ, તે સમજાવશો?

૪. પ્રાથમિક નિવેદનની કલમ ૨ (જુઓ પ્રશ્ન નં. ૧૩) ને ધ્યાનમાં લઈને

**ઉત્તર**

૨–૩–૪–૫. હું 'એકસ્થાનીય' વિશ્વ-વિદ્યાલયને વધારે યોગ્ય માનું છું. પણ હાલના સંજોગોને લઈને 'બહુસ્થાનીય' અને 'સમવાયી' વિશ્વ-વિદ્યાલય કરવાનું હોય તો સમસ્ત ગુજરાતમાં—જ્યાં જ્યાં ગુજરાતી ભાષામાં વ્યવહાર થાય છે—જે સંસ્થાઓ વિશ્વવિદ્યાલય મંડળનાં ધ્યેયોને માન્ય રાખતી હોય અને

| પ્રશ્ન | ઉત્તર |
| --- | --- |
| બહારની સંસ્થાઓ સાથે સંબંધ કેવી રીતનો રાખવો એ વિશે તમારો મત અથવા સૂચના જણાવશો ? | તે પ્રમાણે કામ કરવા તથા ગુજરાત વિશ્વવિદ્યાલયનું નિયંત્રણ સ્વીકારવા તૈયાર હોય તેમનો સમાવેશ કરવો. |
| ૫. જો તમે એકસ્થાનીય (Unitary) અથવા સમવાયી (Federal) વિશ્વ-વિદ્યાલયની તરફેણમાં હો તો ગુજ-રાતના મધ્ય સ્થળ બહારનાં મહા-વિદ્યાલયો અને શાળાઓનો સંબંધ વિશ્વવિદ્યાલય સાથે કેવા પ્રકારનો હોવો જોઈએ ? | 'એકસ્થાનીય' વિશ્વવિદ્યાલયમાં પણ સમસ્ત ગુજરાત અને બૃહદ્ ગુજ-રાતનાં જીવનના પ્રશ્નો અંગે અભ્યાસ તથા સંશોધન થવાં જોઈએ. |
| ૬. સ્વતંત્ર સંશોધન મંડળોના ગુજરાત વિશ્વવિદ્યાલય સાથેના સંબંધ વિશે તમારી શી સૂચનાઓ છે ? હાલ છે તે ઉપરાંત બીજા કયા વિષયોનાં સંશોધન મંડળો સ્થાપવા તમે ઇચ્છો છો ? | ૬. હું જેને 'સંશોધન મંડળ' કહું એવું એકે મંડળ હાલ ગુજરાતમાં હું જાણતો નથી. ગુજરાત વિદ્યા-પીઠમાં પુરાતત્ત્વમંદિર એવું મંડળ હતું; પણ હાલ તો અનેક વિષયોમાં સંશોધન મંડળ સ્થપવાનાં છે : ઉ. ત. ઇતિહાસ, વિજ્ઞાન, કલા, તત્ત્વજ્ઞાન, અધ્યાત્મવિદ્યા, – પ્રકારો, ઉપપ્રકારો સાથે–પણ ખાસ તો ઇતિહાસ, સમાજશાસ્ત્ર અને વિજ્ઞાન અને તેનો વિનિયોગ–(જેમકે ખેતીમાં, નહેરોમાં, કાપડ અને બીજા ઉદ્યોગોમાં–) ઇત્યાદિમાં સંશોધન મંડળ સ્થાપવાં જોઈએ. |
| ૭. પ્રવેશ (મૅટ્રિક) પરીક્ષા લેવા માટે માધ્યમિક શાળાઓ અને વિશ્વવિદ્યાલય વચ્ચે કેવા પ્રકારનો સંબંધ રાખવા તમે સૂચવો છો ? | ૭. શાલાન્ત પરીક્ષાઓ શાળાઓ લે, વિશ્વવિદ્યાલય માન્ય વિશ્વવિદ્યાલય તરફથી ગોઠવાય. |
| ૮. શિક્ષણની બાબતમાં વિશ્વવિદ્યાલય સ્વતંત્ર હોવા છતાં જાહેરમત સાથે સંપર્ક રાખે એ બાબત તમારી શી સૂચના–છે ? | ૮. વિશ્વવિદ્યાલય જાહેર ફંડ ઉપર નભતું હોય એટલે મજ્બૂ સંપર્ક તો આપો-આપ સિદ્ધ થાય; પ્રજાની જરૂરિ-યાતોમાં વિદ્યાની સંસ્થા કરી શકે એવી મદદ કરવાની હોય. તે ઉપરાંત તેના સમાજશાસ્ત્ર વિભાગમાં આ માટે ખાસ યોજના હોય ! |

| પ્રશ્ન | ઉત્તર |
|---|---|
| ૯. સમસ્ત ગુજરાતના સંશોધનના કાર્યનો સમન્વય કરવા માટે તમારી શી સૂચના છે? | ૯. સંશોધનનું કાર્ય યોગ્ય સંશોધક ઉપર આધાર રાખે છે; તેની રુચિ, વૃત્તિ અને શક્તિને દબાવીને સમન્વય કરવામાં આવે તો 'મૂલે કુઠારઃ' જેવું થાય! છતાં સંશોધન પ્રવૃત્તિમાં યોજના હોય એ આવશ્યક છે; કામ બીનજરૂરી રીતે ન બેવડાય, માહિતીના અભાવે થઈ ગયેલાં કામ ફરી ન થાય, અથવા અસિદ્ધ ઠરેલી બાબતોમાં જ્ઞાનના અભાવે સમય ન ખર્ચાય(જોકે સિદ્ધ કરવામાં નવો પ્રયત્ન ગમે તેટલો થાય) ઇત્યાદિ બાબતોમાં નજર રાખવી જોઇએ. ઉપરાંત છૂટાં અને અલગ સંશોધનોને જુદી જુદી દષ્ટિએ સમન્વિત કરવાને અવકાશ રાખવો જોઇએ. |
| ૧૦. ગુજરાત વિશ્વવિદ્યાલય ગુજરાતમાં છે તે તરીકે પ્રાન્તના શિક્ષણ વિભાગમાં શી શી વિશિષ્ટતાઓ તેણે લાવવી જોઇએ? અને કઈ કઈ બાબતો પર ભાર આપવો જોઇએ, તે લખશો? | ૧૦. ગુજરાતનાં જીવનના પ્રશ્નો માટે શિક્ષણ અને સંશોધનમાં પૂરતો અવકાશ રાખવો જોઇએ. તેનું આર્થિક જીવન, સામાજિક જીવન, ધાર્મિક જીવન અને સાંસ્કૃતિક જીવન અનેક ગૂંચવણોથી ભરેલું છે તેનો વિદ્યા અને વિચારથી ઉકેલ કરવાનો વિશ્વવિદ્યાલયમાં પ્રયત્ન થવો જોઇએ. પણ ગુજરાત હિંદુસ્તાનનો એક પ્રદેશ છે તે દષ્ટિ કદી પણ ઝાંખી ન થવી જોઇએ. |
| ૧૧. સંશોધનનું કાર્ય કરનારા અધ્યાપકોને શિક્ષણનું કાર્ય સોંપવું કે કેમ તે વિષે તમારો શો અભિપ્રાય છે? | ૧૧. સોંપવું જોઇએ—જેથી સ્ફૂર્તિ રહે; પણ તેનું સંશોધન કાર્ય ગૌણ થઈ જાય એટલું બધું નહિ. આમાં દરેક સંશોધકની રુચિ અને શક્તિ ધ્યાનમાં લેવી જોઇએ! |
| ૧૨. ગુજરાત વિશ્વવિદ્યાલય હિંદુસ્તાનના અને ખાસ કરીને ગુજરાતના સાંસ્કૃતિક, ઐતિહાસિક, આર્થિક અને ઔદ્યોગિક | ૧૨. આ પ્રશ્નનો ઉત્તર syllabus ઘડવા જેવો થાય—જેને અંગે વિસ્તૃત-નિવેદન કરવું જોઇએ. નવા અભ્યાસક્રમ |

| પ્રશ્ન | ઉત્તર |
|---|---|
| પ્રશ્નોના સંશોધનના કાર્યમાં સારામાં સારી મદદ કઈ રીતે કરી શકે? અને તે માટે કેવો અભ્યાસક્રમ રાખવો? | અને વિષયવિભાગો રચતાં આ દૃષ્ટિ ખાસ રાખવી જોઈએ એટલું અત્યારે પૂરતું જણાતું છું. |
| ૧૩. પ્રાથમિક નિવેદનમાં કલમ ૨, ૬ પ્રમાણે–કલમ ૨ માં "ગુજરાત વિશ્વવિદ્યાલય અધ્યયન, અધ્યાપન અને સંશોધનનું કેન્દ્ર બનશે". કલમ ૬માં "ગુજરાત વિશ્વવિદ્યાલય શિક્ષણપ્રધાન રહેશે". આ ઉદ્દેશો પાર પાડવા તમે કયાં કયાં સાધનો સૂચવો છો? | ૧૩. આના જવાબમાં ગુજરાત વિશ્વવિદ્યાલયનું સમગ્ર આલેખન કરવું પડે. જરૂર હશે તો પાછળથી કરી આપી શકાશે. |
| ૧૪. જ્ઞાનની કઈ શાખાઓ તુરત જ ગુજરાત વિશ્વવિદ્યાલયમાં પોતાની હોવી જોઈએ એમ તમે માનો છો? | ૧૪. ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને વિજ્ઞાન–આ વિષયોમાં ગુજરાતના પ્રાદેશિક પ્રશ્નો અને જરૂરિયાતોમાં વિનિયોગની દૃષ્ટિએ ખાસ યોજનાઓ. |
| ૧૫. કેટલીક શાખાઓ બીજાં પડોશી વિશ્વવિદ્યાલયમાં હોય અને કેટલીક ગુજરાત વિશ્વવિદ્યાલયમાં હોય એમ તમે માનો છો? કે નાણાંની અને બીજી સગવડ પ્રમાણે ઇચ્છામાં આવે તે શાખાઓ ખોલવી એમ તમે માનો છો? | ૧૫. 'નાણાં અને બીજી સગવડ પ્રમાણે' બને તેટલી બધી શાખાઓ ખોલવી. વિશ્વવિદ્યાલયની કૃતાર્થતા વિદ્યાના સર્વ પ્રદેશને સમાવવામાં છે. |
| ૧૬. કૃષિવિજ્ઞાન અને ઇજનેરી જ્ઞાન માટેનાં મહાવિદ્યાલયો તથા પ્રયોગશાળાઓ (Laboratories) વિશ્વવિદ્યાલયે તુરત જ બાંધવી જોઈએ એમ તમે માનો છો? | ૧૬. હા. |
| ૧૭. વૈદકીય જ્ઞાન માટેના મહાવિદ્યાલય બાબત તમારો શો મત છે, તે વિગતવાર સૂચવશો? | ૧૭. આરોગ્ય વિજ્ઞાનની દૃષ્ટિએ વૈદકીય મહાવિદ્યાલય રચાવવું જોઈએ. કોઈ પણ નવા કે જૂના મિથ્યાભિમાનને તેમાં સ્થાન ન હોવું જોઈએ. |
| ૧૮. શારીરિક અને ફોજી તાલીમ માટે વિશ્વવિદ્યાલયે શા શા પ્રયાસો કરવા જોઈએ, તે જણાવશો? | ૧૮. અભ્યાસના બીજા વિષયો જેટલું જ કે તેથી અધિક મહત્ત્વ આપવું. પરતંત્ર પ્રજા સ્વતંત્ર થતાં અને |

| પ્રશ્ન | ઉત્તર |
|---|---|
| | રહેવાના ઉદ્દેશથી જેટલી હોઈ તાલિમ બની શકે તેટલી બધી, જો અત્યારે તો એકંદર બહુ ઓછી. પણ બધી તકોનો ઉપયોગ કરવો. |
| ૧૯. નહેરો અને વહાણવટાના વિશિષ્ટ અભ્યાસ માટે વિશ્વવિદ્યાલયે શી શી જોગવાઇ કરવી જોઇએ ? | ૧૯. તે વિષયના વિદ્યાલયો બનતી ઉતાવળે સ્થાપવાં. |
| ૨૦. ગુજરાત વિશ્વવિદ્યાલયમાં પ્રવેશનું ધોરણ કેવું હોવું જોઇએ ? પ્રવેશ (Matric) સુધીનું, પ્રથમ વર્ષ સુધીનું (F. Y.), કે દ્વિતીય વર્ષ (Inter) સુધીનું ? તમારી સૂચના મુજબ માધ્યમિક શાળાના અભ્યાસ માટે કેટલાં વર્ષ રાખવાં જોઇએ તે જણાવશો ? | ૨૦. હાલનું ઇન્ટર સુધીનું ધોરણ શાળાન્ત સુધી હોય. સ્વભાષા દ્વારા શિક્ષણની દૃષ્ટિએ વ્યવસ્થિત શિક્ષણ અપાય તો હાલ છે તેટલાં પૂરતાં છે—અર્થાત બાહ્ય પરીક્ષાની દૃષ્ટિએ નહિ. અથવા પરીક્ષાને શિક્ષણનો સળંગ ભાગ ગણી શિક્ષણની યોજના થાય તો. |
| ૨૧. જો તમે અનુસ્નાતક અભ્યાસ અને સંશોધનનું કાર્ય ગુજરાત વિશ્વવિદ્યાલયની સીધી દેખરેખ નીચે રાખવા ઇચ્છતા હો તો વિશ્વવિદ્યાલયમાં અનુસ્નાતક અભ્યાસનું સ્થાન અને યોજના તમે શી શી સૂચવો છો ? | ૨૧-૨૨. એક જ પદવી હોય તે ઇષ્ટ છે; ઉચ્ચ અભ્યાસક્રમ વિશ્વવિદ્યાલયની દેખરેખ નીચે હોય. સંશોધન અલગ પણ હોય. વિશ્વવિદ્યાલય પોતે સંશોધન મંદિરો ખોલે. અગર સ્વતંત્ર હોય તેવાંઓને મદદ કરે. સંશોધન માટે જુદી પદવી હોય એ ઇષ્ટ છે. |
| ૨૨. વિશ્વવિદ્યાલયમાં પદવીની શ્રેણી (B A., M. A.) રાખવાનું સૂચવો છો અથવા એક જ પદવી (PH. D.) રાખવા સૂચવો છો ? જો પદવીની શ્રેણી સૂચવતા હો તો સ્નાતક અને અનુસ્નાતક અભ્યાસ માટે કેવી યોજના સૂચવો છો ? | |
| ૨૩. હુન્નર ઉદ્યોગના શિક્ષણ (Vocational training) માટે વિશ્વવિદ્યાલયે કેવી કેવી અનુકૂળતા કરી આપવી જોઇએ ? | ૨૩-૨૪. થઇ શકે તેટલી બધી. બીજું ઉપરના જવાબોમાં આવી જાય છે. |
| ૨૪. ગુજરાતની કૃષિવિષયક અને ઔદ્યોગિક પ્રગતિમાં આ વિશ્વવિદ્યાલય કેવી રીતે ફાળો આપી શકે ? | |
| ૨૫. પુરુષો અને સ્ત્રીઓ માટે એક જ પ્રકારનો અભ્યાસક્રમ રાખવો કે જુદો | ૨૫. શાલાન્ત સુધી જુદો. વિશ્વવિદ્યાલયનો સરખો. |

**પ્રશ્ન** / **ઉત્તર**

જુદો રાખવો, તે વિશે તમારો મત જણાવશો ?

૨૬. મુંબઈ યુનિવર્સિટીથી તમે વાકેફ હશો જ. આ નવું ઊભું થનાર વિશ્વ-વિદ્યાલય તેના જેવું જ હોય કે તેનાથી જુદી જાતનું ?

૨૭. જો જુદી જાતનું હોય તો તે કેવી જાતનું હોય તેની તમારી કલ્પના જણાવશો ?

૨૬–૨૭. મુંબઈ યુનિવર્સિટીના સારા અંશોમાં તેના જેવું—અનિષ્ટમાં તેનાથી જુદું. ઉદાહરણ તરીકે, મું. વિ. વિ. ની માફક ગુ. વિ. વિ. મુખ્યત્વે પરીક્ષાનું કારખાનું ન હોય ! બાકીનું બાકીના જવાબોમાં આવી જાય છે.

૨૮. ઠેઠ બાલશિક્ષણથી માંડી અનુસ્નાતક સુધીના શિક્ષણવિભાગો વિશ્વવિદ્યાલય-વાળા જ સ્થળ ઉપર સીધી વિશ્વવિદ્યા-લયની દેખરેખ અને વ્યવસ્થા નીચે ચલાવાય અને સમસ્ત ગુજરાત માટે એક આદર્શ ઊભો કરાય એ ખૂબ ઈચ્છવા જેવું ને આવશ્યક છે એમ તમારું માનવું છે ?

૨૮. વિશ્વવિદ્યાલય એ આખું કેળવણીખાતું નથી. શિક્ષણની અમુક કક્ષા જ વિશ્વવિદ્યાલયનું ક્ષેત્ર છે. પણ તેથી તેનો બીજી કક્ષાઓ સાથે વિરોધ ન હોય. માધ્યમિક શાળા-ઓમાં પ્રાથમિક શિક્ષણ ન અપાય તો તેનો દોષ નથી. તેમ વિશ્વવિદ્યા-લયમાં માધ્યમિક શિક્ષણ ન અપાય તો દોષ નથી. પ્રાથમિકથી વિ. વિ. સુધીના શિક્ષણમાં સુસંગતિ જોઈએ ઇત્યાદિ વિ. વિ. ના શિક્ષણ વિદ્યાલયમાં શીખવાય.

૨૯. પ્રવેશ (Matric) ની પરીક્ષા માટે ભણવાના વિષયોમાં ફરજિયાત કેટલા ? વિકલ્પોની જરૂર તમે જુઓ છો ?

૩૦. હા, તો તમે કેવા વિકલ્પો સૂચવશો ?

૩૧. મહાવિદ્યાલયના આજના અભ્યાસક્રમમાં તેમ જ તેમનાં આયોજનોમાં કોઈ ફેરફારો સૂચવી શકો ?

૨૯–૩૦–૩૧. વિગતવાર જવાબ આપી શકાય તેટલો હજી વિચાર કર્યો નથી.

૩૨. આજની મુંબઈ યુનિવર્સિટી પ્રમાણેની પરીક્ષાપદ્ધતિમાં તમે કેવા ફેરફારો સૂચવી શકો ?

૩૨. પરીક્ષા એ શિક્ષણનું અંગ હોવું જોઈએ. વિદ્યાર્થીએ કેટલી સિદ્ધિ કરી અને પ્રગતિ કરી તેની નિયમિત નોંધ રહેવી જોઈએ—તેના શિક્ષકોનો અભિપ્રાય મહત્ત્વનો ગણાવો જોઈએ. દિન–પ્રતિદિન, વ્યવસ્થિત નોંધ રહેતી હોય તો તાલિમ પણ સારી મળે. યોગ્યતાની પણ બરાબર પરીક્ષા થાય અને પરીક્ષાનો હાઉ જતો રહે.

| પ્રશ્ન | ઉત્તર |
| --- | --- |
| ૩૩. હુન્નર ઉદ્યોગના શિક્ષણને શિક્ષણના ક્રમમાં જ સ્થાન આપી દેવું તેમ તમે ધારો છો ? | ૩૩-૩૬. હુન્નર ઉદ્યોગને શાળાન્ત સુધી સર્વ સામાન્ય શિક્ષણમાં સ્થાન હોવું જોઈએ. પછી અલગ. વિગતો આપવા જેટલો હું તજ્જ્ઞ નથી. |
| ૩૪. હા. તો તે શિક્ષણ કઈ ઉમરથી શરૂ થાય તેમ જ કેટલી તૈયારી પછી શરૂ થાય તેમ તમે ઇચ્છો છો ? | |
| ૩૫. એવા હુન્નર ઉદ્યોગના શિક્ષણ માટે તમે કોઈ ક્રમ સૂચવી શકો ? | |
| ૩૬. દશ વર્ષની અંદરની ઉમરનાં બાળકોને પણ હુન્નર કે ઉદ્યોગનું પ્રાથમિક શિક્ષણ આવશ્યક છે એમ તમે માનો છો ? | |
| ૩૭. ગુજરાત વિશ્વવિદ્યાલયમાં અંગ્રેજી ભાષાને તેમ જ રાષ્ટ્રીય ભાષાને કેવું અને કેટલું સ્થાન હોવું જોઈએ એમ તમે ઇચ્છો છો ? | ૩૭. અંગ્રેજી ભાષામાં વ્યાકરણશુદ્ધ વ્યવહાર કરતાં તથા પોતાના વિષયના ગ્રંથો બરાબર સમજતાં આવડે એટલું તો સર્વ માટે. સાહિત્યના અભ્યાસમાં અંગ્રેજી સાહિત્યને ખાસ સ્થાન હોવું જોઈએ. રાષ્ટ્રીય ભાષાને માતૃભાષા જેટલું જ મહત્ત્વ આપવું જોઈએ. |
| ૩૮. ગુજરાત વિશ્વવિદ્યાલય ગુજરાતની વિશેષતાઓને કેળવે અને તે સાથે બીજા પ્રાંતો સાથેનો તેનો સુમેળ સધાય તે માટે તમે કોઈ વ્યવસ્થિત સૂચનો આપી શકો ? | ૩૮. વિશાળ ભાવનાને પોષે એવું વાતાવરણ અને એવા શિક્ષકો. |
| ૩૯. ગુજરાત વિશ્વવિદ્યાલયનો સંશોધન વિભાગ આ દૃષ્ટિએ તત્કાળ કયાં કયાં અંગ ઉપાંગોને હાથ ધરે તો ઠીક તેમ તમે ઇચ્છો છો ? | ૩૯. સંસ્કૃતિઓનો તુલનાત્મક અભ્યાસ. ખાસ કરી ઉત્તર ભારત અને દક્ષિણ ભારતની ભાષાઓ, સાહિત્ય, કલા, લોકાચાર, ઇતિહાસ, ઇત્યાદિનો તુલનાત્મક અભ્યાસ. ગુ. વિ. વિ. માં ક્રમેક્રમે હિંદુસ્તાનની બધી મુખ્ય ભાષાઓનાં આસન હોવાં જોઈએ, જે પરસ્પર સંપર્કનાં દ્વાર ખુલ્લાં કરે. પશ્ચિમની સંસ્કૃતિનો મૌલિક અભ્યાસ થઈ શકે તે માટે ગ્રીક, લેટિન તથા |

| પ્રશ્ન | ઉત્તર |
| --- | --- |
| | ફ્રેન્ચ, જર્મન, રશિયન, ઇટાલિયન, હિબ્રુ, અવેસ્તા, ફારસી, અરબી ઇત્યાદિ. |
| ૪૦. શિક્ષણ દ્વારા સમાજમાં સમાનતા અને શાંતિ સ્થપાય તેમ તમે ઇચ્છો તો ગુજરાત વિશ્વવિદ્યાલયના તંત્રમાં તેમ જ સંચાલનમાં ક્યાં ક્યાં તત્ત્વોનું પ્રાધાન્ય સ્વીકારશો ? | ૪૦. વિદ્યાર્થીઓના દૈનિક જીવનમાં અહિંસા અને અપરિગ્રહની ભાવના કેળવાય એવું વાતાવરણ અને એવા શિક્ષકો તથા સંચાલકો. |
| ૪૧. ગુજરાત વિશ્વવિદ્યાલયનું ધ્યેય નક્કી કરવામાં તમે કયા કયા જીવન-સિદ્ધાન્તોને નજર આગળ રાખવાનો આગ્રહ કરો ? | ૪૧–૪૨ સત્ય જાણવાની ધગશ, તે કહેવાની અને આચરવાની તત્પરતા, અહિંસા અને અપરિગ્રહ. |
| ૪૨. ગુજરાત વિશ્વવિદ્યાલયના આદર્શો અને તેના વ્યવહાર માટે તમે કંઈ ઉપયોગી સૂચનો આપશો ? | |
| ૪૩. વિશ્વવિદ્યાલયની સીધી દેખરેખ નીચે કામ કરતા જુદી જુદી કક્ષાના અધ્યાપકોની પસંદગી અને પગારનું ધોરણ તમે શું સૂચવો છો ? | ૪૩. પગાર વર્તમાન આર્થિક સંજોગો પ્રમાણે. પસંદગીમાં ધોરણ–પોતાના વિષયનો પ્રેમ અને તેની જીવનમાં અને કાર્યમાં સાબીતી. |
| ૪૪. કુલનાયક (Vice-chancellor) ની જગા અવૈતનિક (માનાર્હ) રાખવી કે પગારદાર રાખવી ? તે વિશે તમારી શી સૂચનાઓ છે ? | ૪૪–૪૫–૪૬. અધિકારીવિચારકો આનો જવાબ આપશે. |
| ૪૫. મહામાત્ર, સહાયક મહામાત્ર (Assistant Registrar), હિસાબનીસ વગેરેની યોગ્યતાનું તથા પગારનું ધોરણ કેવું રાખવું ? તેના આંકડા આપશો ? | |
| ૪૬. વિશ્વવિદ્યાલયનાં જુદાં જુદાં મંડળો (જેવાં કે Academic council faculties વગેરે) ના સભ્યોની સંખ્યા, કામકાજની વહેંચણી વિશે તમારો મત આપશો ? | |
| ૪૭. ગુજરાત વિશ્વવિદ્યાલયે પોતાનું પ્રકાશન ખાતું ખોલવા માટે તમારી શી સૂચના છે ? | ૪૭. ખોલવું જોઈએ. |

| પ્રશ્ન | ઉત્તર |
| --- | --- |
| ૪૮. આજનાં પાઠ્ય પુસ્તકોની અનેકતા વિદ્યાર્થીને નુકસાન કરનારી છે એમ તમે માનો છો? | ૪૮. વિ. વિ. ના અભ્યાસક્રમમાં તો અનેક પુસ્તકો હોય તે ઇષ્ટ છે. વિદ્યાર્થીએ શિક્ષકની મદદથી પોતાની બુદ્ધિ અને વિવેચનશક્તિ ખીલવવાની હોય છે. |
| ૪૯. હા, તો ગુજરાતમાં બાળકો, કિશોરો, કુમારો અને ઇતર સૌ કોઈ માટે પાઠ્ય પુસ્તકો તૈયાર કરવાનું અને પ્રગટ કરવાનું કામ પણ વિશ્વવિદ્યાલયે જ હાથ ધરવું ઘટે એમ તમને લાગે છે? | ૪૯. ના. વિ. વિ.ની મર્યાદાની બહાર છે. વિ. વિ. એ શિક્ષણ અને વિદ્યાસંવર્ધનની અમુક ભૂમિકાની સંસ્થા છે, તે કેળવણીખાતું કે સાહિત્ય પ્રકાશન ખાતું નથી. |
| ૫૦. વિશ્વવિદ્યાલયની નિયામક સભા (Senate) તેમ જ કાર્યવાહક સભા (*Syndicate*) ની રચના કેવી હોવી જોઈએ? | ૫૦—૫૧—૫૨—૫૩. અર્થશાસ્ત્રીઓ અને કાયદા-ઉસ્તાદો ઉત્તર આપશે. કોઈ પણ શક્તિવાળો વિદ્યાર્થી તેની આર્થિક ગરીબાઈના કારણે વિ. વિ.નો લાભ લેતાં અટકી જાય એવું ન થવું જોઈએ. |
| ૫૧. ગુજરાત વિશ્વવિદ્યાલયની સ્થાપના અને ચાલુ ખર્ચમાં સરકારે કેટલો હિસ્સો આપવો જોઈએ તે વિશે તમારો શો મત છે? | |
| ૫૨. કુલ ખર્ચના વધારેમાં વધારે અને ઓછામાં ઓછા કેટલા ટકા આવક વિદ્યાર્થીઓની ફીના હોય? તે વિશે તમારો મત જણાવશો? વિશ્વવિદ્યાલયની આવકનાં સાધનો ક્યાં ક્યાં હોવાં જોઈએ તથા વિદ્યાર્થીનું ફીનું ધોરણ કેવું રાખવું તે સૂચવશો? | |
| ૫૩. વિશ્વવિદ્યાલયે, પોતાના ખર્ચમાંથી થોડી શિષ્યવૃત્તિઓ (સ્કોલરશિપો) અને ફ્રીશિપો રાખવી જોઈએ એ વિશે તમારો શો મત છે? | |
| ૫૪. હાલનાં મહાવિદ્યાલયો (કૉલેજો)નાં મકાનોની જોગવાઈ ધ્યાનમાં લઈને વિશ્વવિદ્યાલય માટે કેટલી જમીન અને નવાં મકાન જોઈએ તે વિશે વિગતવાર સૂચનાઓ મોકલશો? | ૫૪. વિશ્વવિદ્યાધામ કે વિશ્વવિદ્યાનગર વસાવવું જોઈએ. |

| પ્રશ્ન | ઉત્તર |
| --- | --- |
| ૫૫. ગુજરાત વિશ્વવિદ્યાલયમાં શિક્ષણનું વાહન ગુજરાતી રાખવાથી ઉપસ્થિત થતા પ્રશ્નો અને તેના ઉકેલ માટે તમારી શી સૂચનાઓ છે ? | ૫૫. ગુજરાતીમાં શીખવવાનો પ્રયત્ન કરવાથી અને મહાવરો રાખવાથી બધા પ્રશ્નોનો નીકાલ આવી જશે; ઉપરાંત ગુજરાતી અધ્યાપકોએ અંગ્રેજીનું પોતાનું મિથ્યાભિમાન છોડી દેવું જોઇએ, અને સંસ્કૃતનું ચોખલિયાપણું છોડી દેવું જોઇએ. પર ભાષાના શબ્દોથી ગુજરાતીને સમૃદ્ધ થવા દેવી આ દૃષ્ટિએ કામ કરવાથી દેખાતી મુશ્કેલીઓ ઓછી થઇ જશે. |
| ૫૬. ગુજરાતી ભાષામાં યોગ્ય પાઠ્ય પુસ્તકો તૈયાર કરવા માટે તમારી શી સૂચનાઓ છે ? તે કાર્ય અત્યારથી શરૂ કરવું જોઇએ કે કેમ તે જણાવશો ? | ૫૬. શિક્ષણના પ્રયોગ સાથે પાઠ્યપુસ્તકો તૈયાર કરવાની યોજના જોઇએ. મૂળમાં જુદા જુદા વિષયો ઉપર ગુજરાતીમાં વિચાર કરવાનું બોલવાનું લખવાનું વાતાવરણ કરવું જોઇએ. |
| ૫૭. આ ઉપરાંત જે કોઇ બાબત આપને યોગ્ય જણાય તે વિશે આપનો અભિપ્રાય જણાવશો ? | ૫૭. ગુજરાતમાં વિદ્યાની પ્રતિષ્ઠા વધારવી. |

તા. ૨૨-૩-૪૫

# કાળજી દૂભયો ક્યાં ?

ટોપણ દયાળજી ધેસાણી

ભૂપત કાકા બોલ્યા: " જો ભાઈ રશ્મિ, તું તારા બાપનું કારજ શાંતિથી પતાવી લે તો સારું કહેવાય. બહુ મોટા ખરચ કરી તેરમું કરવાનું હું તને કહેતો નથી, પણ વિધિસર, સરામણું કરી પિંડ મૂકી તેર બ્રાહ્મણો અને થોડાં સગાંસબંધી, મિત્રો વગેરેને જમાડી કામ પતાવી લે એમ મારું કહેવું છે. તું તારા બાપનો એકનો એક સપુત દીકરો છે, ભણેલો છે, શાણો છે તેથી તને કહું છું. આ સૂતકના દિવસોમાં ભભકાદાર રેશમી કિનારનું ધોતિયું ને ઝભ્ભો પહેરી તાજમહાલ કે ગ્રીન હોટેલમાં મુસલમાન ખાનસામાના હાથનાં 'ટોસ્ટ' બિસ્કીટ અને 'કરી રાઈસ' ખાઈને હરવું ફરવું એ શું સારું દેખાય? ફક્ત તેર જ દિવસનું કામ છે ને? વધુ તો નહીં ને! આ દિવસોમાં રોજ રોજ હજામત કરી ધોતિયું અને પંજાબી ઝભ્ભો પહેરીને ફરવા કરતાં દાઢી વાળ વધારી ટૂંકું ધોતિયું પહેરી માથે સફેદ ફાળિયું બાંધે તો તું વધુ સારો શોભે. એ તો લોકોમાં દેખાવ ને ડોળ કરવા પૂરતું છે એમ તું કહેશે પણ છતાં યે એ જ કરવું એ ઉત્તમ છે. બ્રાહ્મણના દીકરાને આ સૂતકના દિવસોમાં ગરમાગરમ મસાલા નાંખી બનાવેલી ટમાટાની 'કરી' અને રાઈસની 'થીક બીફ પ્લેટ' અને 'ટોસ્ટ' સાબખ મોંમાં મૂકી ચાવતાં ચાવતાં બહાદુરી બતાવવી તેના કરતાં બાજરાના ટેબરાં ખીચડી અને છાસ ખાઈને દિવસો ગુજારવા એ વધુ શોભે. એ બધી વસ્તુઓને શિસ્ત, સંયમ અને શ્રદ્ધા કહેવાય. શિસ્ત, સંયમ અને શ્રદ્ધાને જાળવી રાખવા કરતાં એનો ભંગ કરવો ને ન પાળવાં એ વધુ સહેલું છે તે હું જાણું છું, પણ એ કંઈ સારું કામ કે બહાદુરી તો ન જ કહેવાય. પણ તારો વાંક નથી એમાં. એ બધી સમયની બલિહારી છે ભાઈ, કળિકાળની લીલા છે. કલિયુગમાં ધર્મ એક પગે ઊભો છે ને. વારુ, જવા દે એ વાત, તું મારું કહ્યું માન. આ બધા ઉડાઉવેડા છોડી દે. તને હું મારા પોતાના દીકરા બરાબર લેખું છું તેથી તું ભૂલ કરતો હોય તો મારે તને ચેતાવવાની ફરજ છે એમ સમજી આટલું કહું છું."

કોમરેડ રશ્મિકાંતે જવાબ વાળ્યો: "જુઓ કાકાશ્રી, એ બધા વહેમ છે, એ બધું ડેમ હંબગ છે, હું એમાંનું કાંઈ યે માનતો નથી. રશિયન 'કોડ'માં આ બધા ઢંગને ક્યાંય સ્થાન અપાયું નથી. ત્યાં જ્ઞાતિઓના આવા અનાચારોને ખાસ કાયદો ઘડી રદ્દ કરવામાં આવ્યા છે. હું આ બધું 'નોન્સેન્સ' નિભાવી લઈ શકું તેમ નથી."

ભૂપતકાકા: "પણ ભાઈ આ તારું રશિયા નથીને! આ તો છે આર્યાવર્ત."

રશ્મિ: "કાકા, તમે વડીલ કહેવાઓ, મારા પિતાશ્રીના મોટાભાઈ. તેથી આ બધી બાબતોમાં મારે તમારી સાથે વાદવિવાદ કરવો એ ઠીક દેખાય નહીં. મારી જ ઉંમરનો કોઈ મારા સરખો સમોવડિયો હોત તો હું તેની સાથે ચર્ચામાં ઊતરત. છતાં તમને એટલું તો હું કહું છું કે, એંજિનસ ડેસ્ટ્રોયરની તમે વાંચી જાઓ તો તમે સમજી શકો કે આ બધા જરીપુરાણા રૂઢિરિવાજો વિરુદ્ધ એણે કેવા ચાબખા લગાવ્યા છે! એનો દેશી ભાષાનુવાદ વાંચી જવાથી બધી જણાશે એના કહેવાનો ખરેખરો મર્મ તમે સમજી

શકશો નહીં. કારણ કે અનુવાદકે પોતાની સારો અને સચોટ અનુવાદ કરવાની અક્ષમતાને કારણે ઘણી જગ્યાએ અર્થનો અનર્થ કરેલો છે. વારુ ત્યારે, હવે હું રજા લઉં છું. મારે હજુ ઘણું કામ કરવાનું બાકી છે."

ભૂપતકાકા: "અરે જરા બેસ તો ખરો ભાઈ; હજુ મારે તને બેચાર વાતો કહેવી છે. વારુ, ત્યારે એટલું બધું શું કામ છે તે જરા કહે તો ખરો ?"

રશ્મિ: "આ જુઓને, જાપાન હોનોલુલુ ઉપર બોમ્બ ફેંકે છે. તેના એ અમાનુષી કૃત્ય સામે વિરોધ દર્શાવવા આજ એક પ્રચંડ શોભાયાત્રા (સરઘસ) કાઢવાનો પ્રબંધ અમે કર્યો છે. ને એક સભા ભરી જાપાનની આ પાશવિક બર્બરતાની સખત શબ્દોમાં ઝાટકણી કાઢતો એક ઠરાવ પસાર કરવો પડશે. વળી ચીનમાં ભયંકર વસ્ત્રસંકટ આવી પડ્યું છે, ત્યાંની માનવસભ્યતા આજે ભયમાં છે—આફતમાં છે. આ ઘોરતર પરિસ્થિતિથી તેઓ લગભગ નગ્નાવસ્થા જેવી સ્થિતિમાં આવી પડ્યા છે. આ બાબતમાં પણ અમે ચૂપ બેસી રહ્યા નથી. એના માટે અમારે સખત મહેનત કરી સંગ્રામ ખેલવો પડશે. અમે ચીન માથે આવી પડેલી આફત માટે મહા શોક અને સમવેદના પ્રદર્શિત કરતો એક ઠરાવ પસાર કરી એની નકલો રૂટરના ખબરપત્રીને અને દેશી વર્તમાનપત્રોને મોકલી આપશું એમ નક્કી કર્યું છે."

ભૂપતકાકા: "વારુ, એ હોનોલુલુ દેશ ક્યાં આવ્યો ભલા ?"

રશ્મિ: "જી, એ આપણે આટ્લાન્ટીક ઓશનના નોર્થ-ઇસ્ટર્ન ખૂણા ઉપર આવેલા સ્પેન અને પોર્ટુગાલના બરાબર સધર્ન ખૂણા સામે બરાબર સીધી લીટીમાં આવેલો એક બેટ છે. તમે જો ચંદુને આટલાસ લાવવાનું કહો તો હું તમને નકશામાં તે બરાબર બતાવી આપું. એકાદ મોટાં તારંગીફળને પકબાવાર હાથમાં ઝાલી રાખતાં જેવો આકાર જણાય, બરાબર તેવો જ આકાર એ બેટનો છે. એની લંબાઈ છે આપણે ત્રણ હજાર સાતસો તેર વાર અને પહોળાઈ એક હજાર નવસો ને અઢાર વાર. નવ લાખ ત્રણ હજાર ત્રણસો ને એક માણસની વસ્તી છે અને ખીચોખીચ વસેલી છે. કલકત્તા શહેર કરતાં પણ વધુ ખીચોખીચ; કાશીની પેઠે થોડું વધુ ગીચ અને વળી ગંદું કહેતાં તમને બરાબર ખ્યાલ આવશે. એકના માથા ઉપર લાઠી મારતાં વીસ જણને લાગી જાય. આપણે કલકત્તાના બાબુઘાટથી જલમાર્ગે એ બેટ એકત્રીસ હજાર 'નોટ' છેટો છે. જો કંપાસ અહીં હોત તો હું એ બેટનું અંતર માપીને તમને બરાબર કહી શકત. ત્યાંનો મુખ્ય પાક છે શણ. એના અક્ષાંશ, રેખાંશ—"

ભૂપતકાકા (મનોગત): આ છોકરાનું ભેજું વિદેશના વિચારોમાં જ ખવાઈ ગયું છે. પણ એમાં એનો વાંક નથી. વિદેશી રાજતંત્રનું શિક્ષણવિધાન જ એવું છે કે દેશના યુવકોને પોતાના દેશ સંબંધી કંઈ શીખવવામાં આવતું નથી; જ્યારે વિદેશની ઝીણામાં ઝીણી અને તદ્દન નકામી જણાતી હકીકત પણ એમના ભેજામાં ભૂસાની પેઠે ઠાંસી ઠાંસીને ભરવામાં આવે છે. આ છોકરો પગતળે બળે છે તે જોતો નથી ને લંકા હોલવવા નીકળ્યો છે. એના પોતાના જ દેશમાં (બંગાળ પ્રાંતમાં) પડેલા અન્નસંકટથી લાખો

માણસો મરી ગયાં ને વસ્ત્રસંકટ તો હજુ યે ભયંકર ડોળા ધુરકાવતું ગરીબ અને મધ્યમ વર્ગની જનતાને ડરાવી રહ્યું છે તેનો એને કાંઇ વિચાર સરખો યે આવતો નથી ને બાઇ ચાલ્યા છે હોનોલુલુ અને ચીનનો ઉદ્ધાર કરવા ! એને એટલી યે ખબર નહીં હોય કે, આ દેશમાં પોલાંડનાં બાળકો માટે વાસ-ગૃહો બાંધવામાં આવે છે ને ફાળા ઉઘરાવાય છે પણ વિદેશમાં આપણા દેશ માટે આવું કાંઈ થાય છે ખરું ? પણ આ બધા વિદેશી શિક્ષણના દોષ છે ! એમાં એનો શો વાંક ? (પ્રકટપણે): "હં ! એમ છે કાં ? એટલે જ ત્યારે સુજી આજકાલ મળવી દુર્લભ થઇ પડી છે, ખરું ને ?"

રશ્મિકાંતઃ "આ સિવાય અમારા કાર્યક્રમમાં બીજું ઘણું યે છે."

ભૂપતકાકાઃ "બીજું શું શું છે કહે તો ખરો ભલા માણસ, અમે કાંઇક જાણીએ તો ખરા !"

રશ્મિઃ "એક તો એ કે આ કૂક કમિટિને ભાંગી તોડીને નવી રચવી પડશે. કારણ કે સેન્ટ્રલ કમિટિમાં એનો 'રેશીઓ' બરાબર નથી. મુસ્લીમ લીગ કહે છે કે એમના અગિયાર જણ જોઈએ, ને એમનો એ દાવો સ્વીકારવો જ પડશે."

ભૂપતઃ "હા, તમે બધાય ભાંગી તોડી તો જરૂર શકશો કારણ કે સર્જન કરતાં ભંજન બહુ સહેલું છે. વારુ, જો સાંભળ. હું તને કહેતો માગું છું તે એ છે કે તારી વહુ બિચારી તારા આ અક્કરમીપણાથી બહુ જ મુંઝાઇ ગઇ છે. તું કાંઈ કમાતો તો છો નહીં ને બાપ્પા આમની 'ભોઈની પટલાઈ' કરતો ફર્યા કરે છે ને અહીં ઘેર ઘર-ખર્ચ ચલાવવા માટે તારી બાયડીને અંગનાં ઘરેણાં ગીરો મૂકવાં પડે છે. એક પછી એક ઘણુંયે એમ ગીરો મુકાઇ ગયાં છે ને બીજાં મુકાતાં જાય છે; ને તું અહીં મીટીંગો ભરી ને ઠરાવો પસાર કરીને ઘમપછાડા મારી અલકમલકની પંચાત લઇ બેઠો છે એ કાંઈ સારું ન કહેવાય. વહુ બિચારી એક તો બાયડી માણસ ને તેમાં હજુ નાની બાળ છે બિચારી. ઘરમાં બીજું કોઇ વડીલ નહીં. તું એને કાંઈ દાદ ન આપે, ત્યારે એ બિચારી એકલી કેટલુંક વેઠી શકે ? એ તને અને બાલબચ્ચાંઓને રોજ રોજ ક્યાંથી લાવીને ખવડાવે કહે જોઉં ! બેઠે બેઠે ખાતાં રાજાના ભંડાર પણ ખૂટી જાય, ખબર છે ને ?

"માટે મારું કહ્યું માન ડાહ્યો થઇને, અને હોનોલુલુ અને ચીન દેશની ચિંતા ન કરતાં હાલ તુરત તારું પોતાનું જ સંભાળ તો ઘણું બધું. જો સાંભળ હું તને એક સહેલો ને સીધો રસ્તો બતાવું. આ તારા ઘરનું મોટું ખુલ્લું ફળિયું છે તેમાં એક તરફ વાડ કરી થોડા રીંગણીના છોડ હારબંધ વાવી જા, ને વળી પાલક, મેથી ને તાંદળજાની ભાજી, ટમાટા, મૂળા, ભીંડા, બાગુભાજી, કોબી, ફલુસી, વટાણા, એવું એવું વાવી દે, એથી ઘર માટે રોજ શાકભાજી બજારમાંથી વેચાતું નહીં લેવું પડે એટલું જ નહીં, પણ તમારી રોજની જરૂરિયાતથી વધુ ફાલ ઊતરશે તે બજારમાં કે આડોશી પાડોશીમાં વેચવાથી બે પૈસાની આવક થશે, અને બિચારી નાની વહુની બધાંયનાં પેટ ભરવાની ચિંતા કાંઇક અંશે ઓછી થશે. વળી તારે બે ગાયો પણ છે. એમને ઘાસચારો અને

ખાણુ કપાસીઆ વગેરે નિયમિત ખવડાવવાની કાળજી રાખે તો બેચાર શેર દૂધ પણ અનાયાસે તને મળી રહે વારુ, ને વળી બીજી વાત. તમે આજકાલના છોકરા બધાય પથ્થરના કે વજ્જરના ઘડેલા હશો, પણ વહુ બિચારીનું શરીર લોહી, માંસનું બનેલું છે. જ્યારે ત્યારે તું 'લેડી કોમરેડ'ને સાથે લઈ ઘરમાં આવજાવ કરે ને તારી જ બાયડી પાસે એ 'લેડી કોમરેડ'ની પરોણાગત કરાવે એથી એના મનમાં કેટલું દુઃખ થતું હશે તેનો તને કાંઈ ખ્યાલ કોઈ દિવસ આવ્યો છે?"

રશ્મિ: "કાકા, તમે હમણાં કહ્યું તે બધું કામ તો ઘરમાં જ બેઠે બેઠે તમારી વહુ (એટલે રશ્મિકાંતની સ્ત્રી)થી થઈ શકે એવું છે–તે અનાયાસે કરી શકે એવું છે, એમાં મને વચ્ચે કાં સંડોવો છો!"

હાલમાં એકાદ વર્ષ થયાં રશ્મિકાંત ક્ષુદ્ર જનતાને અગ્રભાગે આગળ વધતો વધતો હવામાં હાથ વીંઝતો જાપાન સામે મુઠ્ઠીઓ ઉગામી ઝૂઝતો હતો અને ભાષણ કરતાં હાથ પગ પછાડી બખાળા કાઢતો કહેતો હતો કે 'જાપાન એક ભૂખ્યા માંસ અથવા લોહીના તરસ્યા મંકોડ જેવું છે. આ યુદ્ધ તે જાપાન સામેનું જ યુદ્ધ માત્ર નથી. આ છે લોક-યુદ્ધ."

* * * *

રાતના બારને સુમારે મીટીંગ પૂરી કરી રશ્મિકાંત ઘેર આવ્યો. સાથે લેડી કોમરેડ મીસ લીલી એશર (આશર) હતી. રશ્મિકાંતે ઘરનાં બારણાં પાસે આવી એના પુત્રને હાંક મારી: 'અરવિંદ, અરે ઓ અરવિંદીયા, ખોલ બારણાં.' અરવિંદે આંખો ચોળતાં ચોળતાં આવીને બારણાં ખોલ્યાં. રશ્મિકાંતે એને ઉધડો જ લીધો: "આ હજુ તો સાંઝ પડી, ન પડી એટલી વારમાં તું અઘોરીની પેઠે ઘોરવા જ લાગ્યો? હકીકત શું છે તે કહે જોઉં! જા, બાને જઈને કહે જોઉં ઝટપટ કે બે પ્યાલા ચાના મોકલી આપે. ને જો સાંભળ બીજું. આ મારો ઝભ્ભો ને પછેડી લઈ જા. ને એને હમણાં જ સાબુ લગાડી ધોઈ નીચોવી ને એને સગડી પર જ ઝટપટ સુકવી નાખવાનું કહે. ને જરા સુકાય એટલે સારી રીતે ઘડી કરી એક લોટામાં ગરમ પાણી ભરી એ કપડાં ઉપર ફેરવી 'ઇસ્ત્રી' કરી રાખવાનું કહી દે. આવતી કાલે સવારે નવ વાગે એક મીટીંગ છે, સમજ્યો!" કહેવાની જરૂર નથી કે ઝભ્ભો અને પછેડી બન્ને ખાદીનાં હતાં.

અરવિંદ તરત જ ઘરમાંથી પાછો આવીને બોલ્યો: "બાપુજી, બા કહે છે કે કોલસા બધા ભીંજાયેલા છે ને ચૂલો પેટતો નથી."

"બાને કહે કે કોલસા પર મોઢામાંથી ગરમ શ્વાસ ફૂંકે ને પછી સળગાવે."

કહેવાની જરૂર નથી કે મહાશયોએ હમણાં ખાસ નિરીક્ષણ કરીને જોયું હશે તો એમને જણાયું હશે કે આજકાલ બૈરાંઓ છોકરાં થયા પછી પતિ છોકરાં મારફત બીને કહેડાવે– 'જા તારી બાને કહે...' ને સ્ત્રી કહેડાવે–'જા તારા બાપુજીને કહે...' પછી વળી ધીમે ધીમે 'તારા' અને 'તારી' શબ્દો અંતર્ધ્યાન થઈ જાય ને 'બાને કહે...' અથવા 'બાપુજીને

કહે...' એટલું જ રહે. એ પણ નવયુગનું નવું વિધાન છે! પણ જૂના યુગમાં આમ ભૂલાઈ જવું તો વિધિસર એનું પ્રાયશ્ચિત્ત કરવું પડતું.

થોડીવાર પછી અરવિંદ બે કપ ચા લઈને આવ્યો. સાથે એણે બાપુજીને એક ચિઠ્ઠી આપી. એ ચિઠ્ઠી હતી અરવિંદની શાળાના હેડ માસ્તરની. તેમાં લખ્યું હતું કે 'તમારો પુત્ર અંગ્રેજી અને ગણિતમાં બહુ કાચો છે. ખાસ કાળજીપૂર્વક અભ્યાસ તરફ ધ્યાન નહીં આપવામાં આવે તો ત્રીજી ચોપડીમાંથી ચોથી ચોપડીમાં એ આ વરસે ચડી શકે એવો સંભવ નથી.'

ચિઠ્ઠી વાંચી રશ્મિકાંત અરવિંદને ધમકાવતો બોલ્યોઃ "તને કેટલીયે વાર કહી કહી ને મારી જીભના કૂચા વળી ગયા. કે તું એક પોકેટ ડીક્ષનેરી ખિસ્સામાં લઈ કોઈ લાયબ્રેરીમાં જઈ 'ટાઇમ્સ'નું 'એડિટોરિયલ કૉલમ' નિયમિત વાંચતો જા. એમ કરતાં તને થોડા દિવસમાં જ અંગ્રેજી ભાષા ઉપર કાબૂ આવી જશે. એક્ષરોરાયલમાં શું ભાવ અને ભાષા હોય છે ? આહા! અમારા વખતમાં આ બધી અગડં બગડં નોટબૂકો વગેરે કશુંયે ન હોતું! મારી બાર વર્ષની ઉંમરે તો મેં ગોવર્ધનરામભાઈનો 'સરસ્વતીચંદ્ર'ના ચારે ભાગ અને 'ગુજરાતી' પત્રની ભેટની બધીય ઐતિહાસિક નવલકથાઓ તથા ઇચ્છારામભાઈના 'ચંદ્રકાંત'ના ત્રણે ભાગો, વગેરે વાંચી નાંખ્યા હતાં. તને કેટલી યે વાર કહ્યું કે તું વિવેકાનંદનું ચિંતાઓનું ભાષણ વાંચી જા. પણ તેં મારી એકેય વાત માની ? તમે કહો લોર્ડ મીસ એલ્ગર, આવા અક્કલના છાંટા વગરના છોકરાંઓનું મારે કરવું તે શું ! હજુ તો ઊગીને ઊભા થાય છે ત્યાં તો કોઈની વાત પણ માનતા નથી ને જાણે કેમ બધાયના મુરબ્બી હોય તેમ મરજી માફક વર્તવા લાગે છે. ને વળી ગણિતમાં પણ એવું અઘરું શું છે કે નથી આવડતું! પાટી ગણિતમાં જ્યાંથી અટકી જવાય, આગળ ન ચલાય, ત્યાંથી 'એક્સ'ને રકમ ધારી એલજીબ્રાના પ્રૉબ્લેમની મદદથી એને ગણી લેવું, સમજ્યો હવે ?"

અરવિંદે બિચારે ભયભીત ચહેરે હકારમાં ડોકું ધુણાવ્યું કે તે સમજી ગયો છે.

*  *  *  *

રાતના એક વાગે અણધાર્યા મુકુંદરાય આવીને હાજર થયા. મુકુંદરાય રશ્મિકાંતના સસરા થાય. નવસારીની કાપડની મીલમાં એ મહામુનીમ (હેડ કલાર્ક) હતા. મુકુંદરાયે ઘરમાં દાખલ થઈને જોયું તો એમની પુત્રી વીણા ખાદીની પછેડી અને પહેરણને પાઈ મૂકવી ઘડી કરી એના પર લોટો ફેરવી ઘસી કરતી હતી અને રશ્મિકાંત રેડી ગ્રામરેક સાથે બહારના ખંડમાં બેઠા બેઠા આવતી કાલની મીટીંગનો કાર્યક્રમ ઘડતો હતો! મુકુંદરાય રશ્મિકાંતને ઉદ્દેશીને બોલ્યાઃ "જુઓને શેઠ, આ વીણાને શરીરે આજકાલ મજા રહેતી નથી. તમે રજા આપો તો હું એને થોડા દિવસ નવસારી તેડી જાઉં. ત્યાંનાં હવાપાણી અને વાતાવરણની ફેરબદલીથી એનાં શરીર અને મનને આરામ મળતાં એની તબિયત પાછી સુધરી આવશે."

રશ્મિકાંતઃ "બહુ જ સારું, તેડી જાઓને. એ તો બહુ જ ખુશી થવા જેવી વાત છે. તમારી દીકરી છે, તમે એને ચાર દિવસ તેડી જઈ સુખ-શાક દેખાડો એમાં વળી મને

પૂછવા જેવું યે શું હોય, ને મારે વાંધો લેવા જેવું પણ શું હોય? તમે એને ખુશીથી તેડી જાઓ."

* * *

વીણાને ગયાને એક મહિનો વીતી ગયો. જતી વખતે તેણે પતિના હાથમાં વીસ રૂપિયા આપ્યા હતા. એ રકમ હોટેલમાં જમે રાખી રશ્મિકાંતનું બે વખત નાસ્તાપાણીનું ચાલ્યા કરતું હતું. પણ હવે હોટેલવાળાએ ચાપતી ઉઘરાણી કરવાની શરૂઆત કરી દીધી કે 'હવે મહિનો પૂરો થયો શેઠ બીજા રૂપિયા અગાઉથી આપો.' રશ્મિ કહેતો, 'જરા બે દિવસ સબુર કરી જાઓને ભાઈ. આ નવસારીથી રૂપિયા મંગાવ્યા છે (એટલે વીણા પાસેથી) તે આવે એટલે તમને તરત આપું.'

પોતાના કાર્યક્રમમાં અમાસ, અગિયારસ, સંક્રાંત, વ્યતિપાત વગેરે હિંદુ તહેવારના દિવસોએ સવારના સમુદ્રકાંઠે સ્ત્રીઓનાં નહાવાનાં ઘાટ ઉપર કે બાબુલનાથના મંદિર પાસે ઊભા રહેવાનું, હાથમાં મ—મ. માત્રાનો ઉપરથી પૈસો નાંખી શકાય એવું લાંબું કાણું પાડેલો અને મીણમરાં લગાવી તાળું મારી સીલબંધ કરેલો એવો અરધા રતલીયા ઘીનો ખાલી ડબ્બો રાખી તેને બચ્ચાંઓના રમવાના ઘુઘરાની જેમ આમથી તેમ ફેરવી, અંદરના થોડાક પૈસા ખખડાવતાં બરાડા પાડતાં બોલવાનું કે—'બહેનો, મા, માડી, 'રેલીનઆક ફંડ' માટે આમાં કંઈક આપો'. સ્ત્રીઓમાંથી ૯૯ ટકા સમજતી નહીં હોય કે 'રેલીનઆક ફંડ' એટલે શું!।

આ તરફ હોટેલવાળો અને ચાવાળો વગેરે ડોળા ઘુરકાવી ચાપતી ઉઘરાણી કર્યાં કરે કે 'હવે પૈસા નહીં આપો તો ભોજન અને ચા બંધ થઈ જવાનાં.'

મુશ્કેલ મામલો! આફતની આલમારી!! અધૂરામાં પૂરું મ્યુનિસિપલ ટેક્સ કલેક્ટર આવીને કહી ગયો કે છેલ્લાં ૭ ક્વૉર્ટર્સનો ટેક્સ ભરાયો નથી (ઘરનો). સાત દિવસમાં ભરી નહીં જાઓ તો 'વૉરન્ટ' કાઢવામાં આવશે.

રશ્મિ વિચારવા લાગ્યોઃ આમ બાબત શું કાં! હવે મારે કરવું શું? વીણા હોત તો તે આનો કાંઈક રસ્તો કાઢત. પણ હવે?—

એકાએક એનાં ફળદ્રુપ ભેજામાં એક નવો વિચાર ઝબકી ઊઠ્યો. એના પિતાના મિત્ર જયસુખલાલ કાકા પોલીસ ઇન્સ્પેક્ટર હતા. એમની પાસે જવાથી આ સમસ્યાનું કદાચ સમાધાન થઈ શકશે.

જયસુખ કાકા પાસે જઈને રશ્મિ બોલ્યોઃ "જયસુખ કાકા, મહામુશ્કેલીમાં આવી પડ્યો છું. તમે મદદ નહીં કરો તો ઊગરવાનો એકે આરો નથી."

જયસુખ કાકા બોલ્યાઃ "શી મુશ્કેલી છે ભાઈ?"

રશ્મિઃ "આ જુઓને કાકા, આખી બજારમાં દુકાને દુકાને કરજ છે. રસ્તે નીકળવું ભારે થઈ પડ્યું છે. કોઈ ને કોઈ લેણદાર સામે આવી જ ચડે ને ઉઘરાણી કરી જ હોય. કહીએ કે 'ભાઈ સબુર કર, થોડા દિવસ; જરૂર તને પેર ઓડા આપી જઈશ' પણ માળા કોઈ વાત માને જ નહીં. ને વળી અધૂરામાં પૂરું મ્યુનિસિપાલિટીમાંથી અચાનક જપ્તીનું 'વૉરન્ટ' નીકળ્યું છે. એનો ટેક્સ લેણો છે તે જુદો. તમે એક કામ કરો તો બધું, ભાઈ પછી જાય. આ તમે મારી રાષ્ટ્રીય ચળવળ તરફ જરા ધ્યાન આપી 'ડીફેન્સ એક્ટ' અથવા બીજા

કોઈ ઓરડીનાન્સ ધારાની રૂએ મને 'એરેસ્ટ' કરી અટકમાં રાખે, એટલે પછી હું સરકાર સામે દાવો માંડી વ્યાજ સુદ્ધાં બધી નુકસાની વસૂલ કરી મારા ઘરનો ચડેલો ટેક્સ પણ ભરી આપું ને લેણદારોને પણ એમનું લેણું ચૂકવી આપું.

વાત સાંભળી જયસુખ કાકાનાં ભવાં ઊંચાં ચઢી ગયાં. તે બોલ્યાઃ "તું મૂરખ–છે, ગધેડા છે ગધેડો, ક્યાંકનો ! તારા જેવા અક્કરમી, કરમ ભમરાળા છોકરાને જેલમાં મોકલી હું મારી નોકરી ગુમાવું કેમ ? ચાલતા માંડય, ચાલવા...માળો–ઓ–ઓ–મને બનાવવા આવ્યો છે, લે !"

રશ્મિએ વિચાર કર્યો હવે કાંઈ ઉપાય નથી. અહીં આ નગણા શહેરમાં જ્યાં મારી આટઆટલી દેશસેવાઓને કોઈ જરા મુલવી પણ શકતું નથી ત્યાં રહેવું શા માટે ! એને શહેર ઉપર 'તીવ્ર વૈરાગ્ય' આવી ગયો. તે મનમાં બબડયો–ચાલ નવસારી જાઉં, ત્યાં વીણા છે, તે આ આફતનો તોડ લાવી શકશે. ગમે તેમ તો પણ મારું બાપીકું ઘર એટલે વીણાના સસરાનું ઘર તો ખરું જ ને વળી ! એના પર જપ્તી આવે તો વીણાની ને એના બાપની ઈજ્જત શું રહી પછી ? એ આબરૂ–ઈજ્જતને ખાતર એના બાપ સાથે આકાશ પાતાળ લડી ગમે તેમ કરીને વીણા એની પાસેથી પૈસા કઢાવી ચડેલો ટેક્સ ચૂકવી આપશે. ને બાકીના પૈસા મને આપશે તેમાંથી હું મારું દેવું ચૂકવી દઈશ. થયું આ...આ...લો... નવસારી ×

卐

× બંગાળી ઉપરથી થોડા ફેરફાર સાથે.

# માનસને તીર

નાથાલાલ દવે

ચાલો રે માનસને તીર, મારા રાજહંસ !
ચાલો રે માનસને તીર.

સામા છો વાય રે સમીર, મારા રાજહંસ !
ચાલો રે માનસને તીર.

પિંજરમાં પ્રાણ શે પૂરાય, મારા રાજહંસ !
પિંજરમાં પ્રાણ શે પૂરાય ?

તારા કર્દમમાં દિવસો શે જાય, મારા રાજહંસ !
કર્દમમાં દિવસો શે જાય ?

છાંડો છાંડો ડોળાં નીર, મારા રાજહંસ !
ચાલો રે માનસને તીર.

તારી પાંખોને થાક કેમ લાગે, હો રાજહંસ !
પાંખોને થાક કેમ લાગે ?

જ્યારે હૈયામાં લાખ લાખ જાગે હો સોણલાં
હૈયામાં લાખ લાખ જાગે.

પ્રાણ આકાશે ઊડવા અધીર, મારા રાજહંસ !
ચાલો રે માનસને તીર.

સામા છો વાય રે સમીર, મારા રાજહંસ !
ચાલો રે માનસને તીર.

卐

## જે શ્રદ્ધા

જે શ્રદ્ધા હૃદયના ઊંડાણે સ્થપાઈ અર્પે ઉરે છે બલ,
જે શ્રદ્ધા મધુરી ઉરે સરળતા વ્યાપે બને નિશ્ચલ
જેનાં ભવ્ય ઉંડાણને, ગહનતા કારી, કસોટી તણાં
અગ્નિસ્નાન મહીં પસાર થઈને શું નીવડે કુન્દન,
એ શ્રદ્ધા ખલુ આત્મના વિભવને ચૈતન્યનું છે ધન !

કુસુમાકર

# શંકરભૈયા બિનીવાલા

અનુ૦ : ગુલાબભાઈ મંકોડી

**શંકરભૈયા** એ …… દરબારનો પેઢી દર પેઢીથી ગવૈયો. મોટા મહારાજાને ગાવા બજાવવાનો ભારે શોખ. શંકરભૈયાના પિતા બાળાભૈયાની એકાદી ચીજ સાંભળ્યા સિવાય મહારાજાને ઊંઘ જ ન આવે. બાળાભૈયાનો દુર્ગા રાગ ખૂબ તૈયાર. દુર્ગા ગાતાં ગાતાં ભૈયાજી એવી રંગની રેલમછેલ કરી દે કે કાંઈ વાત ન પૂછો. આજકાલની ઠુમરી, કવ્વાલી વગેરે ગાયકી બિનીવાલા કુટુંબમાં વર્જ્ય હતી. કોઈ કદાચ કવ્વાલી ગાવા લાગે તો તે સાંભળી સચૈલ સ્નાન કરવાનું શંકરભૈયાને મન થાય. તેમ રાગમાં ખીચડી પણ ભૈયાને ન પરવડે. ધ્રુપદની ગાયકી માટે તો બિનીવાલાઓની ખ્યાતિ જમ્મુ-કાશ્મીર પર્યંત હતી.

શંકરભૈયા અડંગ ચુસ્ત સ્માર્ત હતા. તેમનાં કુટુંબમાં ચાર પેઢીથી અગ્નિહોત્ર અખંડ ચાલુ હતો. બિનીવાલાને ઘેર સાંજસવારનો હોમ કદી પડ્યો નથી. ભૈયાજી સવારે ૮-૮॥ વાગે ઊઠે. તેમના ઘરમાં આજસુધી ચાનો પ્રવેશ થયો નહોતો—અને સુંઠાંબૂખ' જેવાં ચીનાઈ વાસણો પણ દેખાતાં નહોતાં. સ્નાન પછી હોમ, દેવપૂજા આદિ આટોપીને ભૈયાજી બારે માસ એક લોટો 'અસલી' દૂધિયાં શાકરી (ભાંગ) પીતા. પૂજાના ખંડમાં ખાસ્સો પથ્થર તથા ઉપરવટણો પૂજાપાના સામાન તરીકે જ રાખ્યો હતો. ભાંગ બનાવવાનું કામ ખાસ પોતાની પત્ની પાસે જ રહેતું. બીજા કોઈએ—વહૂબેટીએ—બનાવેલી ભાંગ ભૈયાને ન ચાલે.

ભાંગ પીધા પછી ભૈયાજી પોતાના શાગીર્દોને ગાવાની તાલીમ આપતા. શિષ્યમંડળ ભૈયાથી ખૂબ બીતું. તાલ ચુકાયો તો કોઈ કોઈ વાર તો ફડ દઈને ગાલ પર તમાચો પડી જાય. ગાળોનો ખોરાક તો અલબત્ત હમેશનો જ. જૂના જમાનાના અન્ય સજ્જનોની પેઠે ભૈયાજી અશ્લીલ વાઙ્‌ગમયના નિસ્સીમ ભક્ત હતા. બાળબચ્ચાંઓને તથા શાગીર્દોને હમેશાં આ વાઙ્‌ગમયની પ્રસાદી મળે જ, પરંતુ વહૂબેટીને સુધ્ધાં "રંડી !" અથવા તો તેથી પણ "અસલી" સંબોધનો સાંભળવાં પડતાં. પત્ની વૃદ્ધ થવા છતાં વચ્ચે વચ્ચે તેનો પણ વારો આવી જતો. પોતરાંઓ (પૌત્ર-પૌત્રીઓ) તો ભૈયા પાસે ઊભાં જ ન રહે ને ! એક પૌત્રે આજકાલની ફૅશન છે એમ માની ચુડદાની ધારી જરા મોટી કરી અને તેલ ચોપડી ચોટલી ચકચકતી કરી. ભૈયાએ તેને એવો તો ટીપ્યો કે બીચારો જિંદગીભર યાદ કરે. બેવકૂફ ઔલાદ !

ખાસ્સા બપોર થાય ત્યારે ભૈયાજી ઊઠે. નૈવેદ્ય, વૈશ્વદેવ, વગેરે પતાવી ભોજન કરવા બેસે. પત્ની પંખો ઢોળતાં ડાબી બાજુએ ઊભે. ભોજન પત્યા પછી પાનનું બીડું ચાવતાં ચાવતાં ભૈયાજી પોતાની પ્રેમપાત્રાને ઘેર બપોરની વામકુક્ષી માટે જાય. છપરપલંગમાં પડ્યા, ઓશીકાં નજીકના મોગરાના ગજરાની વાસ લેતા લેતા ભૈયાજી ખાસ્સા ત્રણચાર કલાક આરામ કરે.

ગુલાબ મુસલમાન ધર્મની રામજની ( ગાયિકા ) હતી. તે અપ્રતિમ સૌંદર્યવાન હતી. એમ કહેવાય છે કે ' મુસ્તાની ' પ્રમાણે ગુલાબના હાથનું ખાધેલું પાનનું બીડું બહારથી જ વરતાઈ આવે ! તેનો કંઠ પણ અતિ મધુર, સરસ્વતી વીણાની મંજુલ લહરી જેવો હતો. ગુલાબ પ્રથમ ભૈયાજીની શાગીર્દ હતી. પ્રથમ શિષ્યા અને પછી પ્રેમપાત્ર એ નિયમ તો જગમશહૂર છે. પોતે બિનીવાલાની રખાત છે એ વાતનું ગુલાબને અત્યંત અભિમાન થતું. તે ભૈયા સાથે એકનિષ્ઠાથી વર્તી. ભૈયાજી પણ તેનું કહ્યું ઘણુંખરું સાંભળતા જ. ભૈયાની પત્નીને કંઈ અગત્યની વાત પાર પડાવવી હોય તો તે ગુલાબને વચ્ચમાં નાખે. ભૈયાનાં બાળકોને ગુલાબે જ ઉછેર્યાં હતાં એમ કહીએ તો ચાલે. બાળકો ગુલાબને 'મા' કહી સંબોધતાં. ઘેર તો કડક શિસ્ત; અને આ બાજુ ગુલાબને છોકરાંઓનો શોખ. ગુલાબ બાળકોનાં બધા પ્રકારે લાડકોડ કરે. ભૈયાના મોટા દીકરાની દીકરી " બગડી " તો " મા "નો પાસે જ આઠે પહોર રહેવાની જ. ગુલાબ ક્યાંઈ ગાવા માટે જાય તોએ બગડી તો સાથે હોવાની જ. " તેં મારાં બધાં બાળકોને લાડ કરી કરીને બગાડ્યાં છે " એમ કહી ભૈયાની પત્ની ગુલાબ સાથે પ્રણયકલહ કરે. ગુલાબ તેટલા જ પ્રેમના ઉમળકાથી કહેતી કે " તે મારાં બાળકો છે. " પાર્વતીબાઈ ( ભૈયાની પત્ની ) આડોશી પાડોશી પાસે હંમેશાં ગુલાબનાં વખાણ કરતી.

' ભૈયાનો બન્ને પર પ્રેમ હતો. સ્માર્ત અગ્નિહોત્રી બ્રાહ્મણ હોવાથી પ્રેમ વ્યક્ત કરવાનો તેમનો માર્ગ જુદો જ હતો. એક જણી તેની ગૃહિણી હતી, બાળકોની માતા હતી, દેવધર્મ અને કુળાચારના પાલન માટે આવશ્યક સહધર્મચારિણી હતી; બીજી તેની પ્રિયકરણી હતી, પ્રેમકળાકુશળ રંભા હતી, ગાયનકળાની અધિષ્ઠાત્રી હતી. પહેલી " प्रजायै गृहमेधिनः " એ 'રઘુવંશ'માંની ઉક્તિ પ્રમાણે પ્રજોત્પત્તિ માટે-પિતૃઋણ ફેડવા માટે આવશ્યક હતી; ધર્મ-પરંપરા, કુલપરંપરા ચાલુ રાખવા માટે યોગ્ય હતી. કેમ જાણે પહેલીનાં કર્તવ્યક્ષેત્રનું ઉલ્લંઘન ન થાય એટલા ખાતર જ, બીજીને સંતાન ન હતાં. ચિરયૌવના ઉર્વશીની પાછળ બાળબચ્ચાંની લાંબી લટાંગ કોણે જોઈ છે ? ગુલાબ કેવળ નિર્મળ કલાવિકાસ અને રતિવિલાસ માટેની લાડકી સહચરી હતી.

ભૈયાનો ગુલાબ પર નિસ્સીમ પ્રેમ હતો. છતાં પણ તેણે કદી તેના હાથનું પાણી સરખું પણ પીધું નથી. તેમનો કળશીયો પ્યાલો જુદાં જ રાખવામાં આવતાં. ચાર સાડા ચારે ઊઠીને બે કોગળા કરી ભૈયાજી થોડી વાર વિનોદ વાર્તા કરીને પછી ડોલતા ડોલતા ઘેર આવતાં. ઘેર આવી સ્નાન કરતા. સવારની પેઠે ફરીથી પાર્વતીબાઈ એક લોટો ભાંગ આપતાં. તે પીઈને ભૈયાજી બહાર જવાની તૈયારી કરતા.

પત્નીએ ભક્તિભાવથી ધોએલું ગુલાબી કિનારવાળું ધોતિયું, શરીરે ખારાબંદી પહેરણ, તેના ઉપર સુંવાળાં મલમલનું જૂની ઢબનું કોલર વિનાનું બોરિયાંવાળું પહેરણ, ગળામાં જૂઈની માળા, કાનમાં હિનાનો ફાયો, મુખમાં ત્રૈલોક્યસુગંધિતબીડું અને હાથમાં સુંવાળા ઉપરણાની પછેડી, આવા ઠાઠમાઠથી ભૈયાજી શ્રી માર્કંડેયનાં દર્શને જતા.

આ સ્થાન સ્વયંભૂ હતું, જાગૃત હતું. દેવાલયના પાછલા ભાગમાં એક સુંદર બગીચો હતો, અને તેમાં એક સુંદર સ્વચ્છ વાવ હતી. વાવ પાસે એક પત્થરનો ઓટલો હતો તે

પર ભૈયાજી અને તેનું મિત્રમંડળ સંધ્યાકાળનો સમય ગાળતા. મંડળી, ઉભડક પગના ગોઠણ ફરતી પછેડી વીંટાળી, તમાકુના ફાકડા ચડાવી ગોળકુંડાળું થઈને બેસે. "અરે ભાઈ જમાનો જ એવો આવ્યો છે," "અમારા વાલીદ,", "અમારા ઉસ્તાદ", વગેરે શબ્દો વાર્તાલાપમાં આવતા. સખારામ ભૈયો પખવાજી જૂના જમાનાનો. હથેળીમાં પતાસાં બાંધીને પખવાજના બોલ કાઢનારો, લખનૌ, દેહલી સુધી નામ કાઢી આવેલો બુઢ્ઢો ધાટી હતો. ભમ્મર વચ્ચે લાલભડક સીંદુર, અને નીચે લાંબા લાંબા થોભા. હસવું તો તેનું ખડખડાટ ટપોદાર! પખવાજની સાથે એક વખત ખ્યા, ખ્યા, ખ્યા, શરૂઆત થઈ કે આજુબાજુનો બધો ભાગ ગાજી ઊઠે. સખારામ ભૈયાનું કામ ભાંગ ગાળવાનું હતું. "અરે ભાઈ, હું હમણાં જ પીને આવ્યો" એમ કહેતા શંકરભૈયા એકાદ કટોરા ભાંગ શ્રી માર્કંડેયની પ્રસાદી તરીકે પી જતા. મંડળનો સંધ્યાકાળ તો વાવ પર જ જતો. ઘેર આવી ભૈયાજી અગ્નિને હવન દેતા આજકાલ અવસ્થાનુસાર ભૈયાજી એકભુક્ત જ રહેતા. પાર્વતીબાઈ તેમને પ્યાલો ભરીને મસાલાવાળું કઢેલ દૂધ લાવી આપતાં. પતિરાજ દૂધ પીતા હોય ત્યારે પત્નિશ્રી દિવસભરના જાણવા જોગ કહેતાં. ભૈયા, હું હૂં કરતા શ્રવણકાર્ય કરતા. સંસાર-વ્યવહારની વાતો, લેવુંદેવું વગેરે બધાનો ફેંસલ આ સમયે થતો.

રાત્રે ભૈયા પોતે એકલા જ ગાતા ગાતા બેસતા. આ સમયે તેમને ગાનશાસ્ત્રમાંની અઘરી કસરતો કરવામાં લહેર આવતી. ખર્જની કઠિન તાનો લેવામાં તો બ્રહ્માનંદ થતો. કોટડીમાં આવવાની કોઈને પરવાનગી ન હતી. ભૈયાના ભક્તો તેમનું ખરું ઝીણવટનું ગાયું સાંભળવાનું મેળવવા માટે કોટડી બહાર આવીને ખબર ન પડે એમ ઊભા રહીને સાંભળતા. રાત્રિ કેટલી થઈ તેનો તેમને ખ્યાલ જ ન હોય. કદી બાર, કદી એક એક બબ્બે વાગ્યા સુધી આ બ્રહ્માનંદ ચાલે થાકે ત્યારે તંબૂરો બાજુએ મૂકી ભૈયાજી નિદ્રાધીન થતા.

આ લગભગ હમેશનો કાર્યક્રમ. આજકાલ ભૈયાજી મહેફિલમાં જવાનું બને ત્યાં સુધી ટાળતા....દરબારમાં કોઈ ખાસ પ્રસંગે મુજરા માટે જતા ત્યારે એકાદી ચીજ ગાદી પાસે ગાતા તેટલું જ ગુલાબનું હર્યું ગાયું હોય અને તેણે ખૂબ જ આગ્રહ કર્યો હોય તો વળી બેઠકમાં હાજર રહેતા, પરંતુ તે મન મૂકીને ગાતી નથી એવું લાગે તો ભર મહેફિલમાં "લવંડી" "કમજાત" "ઉલ્લૂ કી પઠ્ઠી" એવી આ પ્રકારના લોકોના વર્ગમાં પ્રચલિત એવી ગાળો દેવામાં બાકી ન રાખતા.

હવે ભૈયાને ઉમર થઈ છે. હમણાં હમણાંમાં નવી નવી જાતની ગાયકીઓ નીકળી છે. અપૂર્ણ કિલુંસ્કર નામના એક માણસે તો ગાયનવાળાં નાટકો જ કાઢ્યાં છે. ભૈયાને શાકુંતલ નાટક જોવાનો તથા "બાલ્યા" નામના નટનું ગાણું સાંભળવાનો પુષ્કળ લોકોએ આગ્રહ કર્યો; પરંતુ ભૈયા નાટકમાં ગયા જ નહિ. "અમારા તે શું લાવણીઓ સાંભળવાના આ દિવસો છે?" એમ તે કહેતા. આ કટાક્ષ અલબત્ત સૌભદ્ર નાટક ઉપર હતું.

બીજાં કેટલાક વર્ષો વીત્યાં. ખાડીલકર નામના એક બીજા માણસે 'માનાપમાન' નામનું નાટક લખી લાવણીઓની પ્રણાલિકા તોડી; રંગભૂમિ ઉપર ગવૈયાની પદ્ધતિની ગાયકી આણી. નાનાભૈયા (શંકરભૈયાનો પુત્ર) એ નાટક જોઈ આવ્યો. પણ રેવાજી

આ નાટકમાં પણ ગયા નહિ. લોકોએ પૂછ્યું, "ભૈયાજી! કિર્લોસ્કરનાં નાટકો તો લાવણી-વાળાં છે કહીને જોયાં નહિ, આમાં શી હરકત હતી?" શંકરભૈયા દુઃખિત થઈને કહે: "અરે ચાંડાળો! એ લાવણી કદાચ ચાલે પણ આ ખીચડી તો નહિ જ. ખરેખર ગાયકી શું પાંચદશ મિનિટ તમારી પેટીના સૂર પર ગાવાથી સમજાવાની હતી! ખરું ગાણું તો મહેફિલનું. તે શું રંગભૂમિ ઉપર મળવાનું હતું! કેવળ ગાણાની કિંમત ઓછી થાય છે. અસ્તુ. અમારો જમાનો ગયો. ચાલવા દો તમારાં નાટકો."

શંકરભૈયાના સાથીઓ એક પછી એક ખરવા માંડ્યા. પત્ની મરી ગઈ. ગુલાબ પણ વૈકુંઠવાસ ગઈ. વચલો પુત્ર પણ મરી ગયો. એક પૌત્રીનો પતિ પણ ગુજરી ગયો. સખારામ પખવાજી, સાઠ વર્ષ સુધી મહેફિલો અને બેઠકોમાં જેણે ભૈયાને સાથ દીધો હતો તે પણ, વચ્ચે જ સાથ છોડી ગયો. હૈદરખાન સરોદિયો પણ ગયો. બાળકૃષ્ણ બુવા પણ ગયા. નાના ભૈયા, તેનો પુત્ર. તેના પણ શંકરભૈયા જેવા દાંત પડી ગયા અને દમનો વ્યાધિ લાગુ થયો.

હમણાં હમણાંમાં ભૈયાજીએ બહાર જવાનું છોડી દીધું છે. પુત્રવધૂ બે વખત ભાખરી આપે છે તે ખાય છે અને તંબૂરો લઈ કોટડીમાં બેસી રહે છે. ભૈયાએ હવે વ્યવહાર પણ ત્યજ્યું છે. "છો નાનાભૈયા તે કરશે" એમ માની આશ્વાસન લે છે. પાર્વતીબાઈ, ગુલાબ, ઉસ્તાદો, દેવ—એ સૌ ભૈયાના પ્રેમનાં, ધર્મનાં, કર્તવ્યનાં ધાગા એક પછી એક તૂટી ગયા. હવે તો માત્ર એકલી ગાનકલાની આરાધનામાં ભૈયાજી જીવનની દીર્ઘકાલીન સંધ્યા વિતાવી રહ્યા છે.

પોતે એક દિવસ મરનાર છે અને તે દિવસ પણ લગભગ પાસે આવી લાગ્યો છે આ હકીકત માત્ર ભૈયાનાં ધ્યાનમાં-મનમાં નથી. પરલોક, પુનર્જન્મ, પાપપુણ્ય વગેરે પ્રશ્નો પર ચિંતન કરવાની તેમને ટેવ નથી. ગુલાબ ગુજરી જતાં અપાર શોક થયો ત્યારે તેમણે તંબૂરો લઈ આખી રાત ગાવામાં કાઢી અને વિસ્મરણને લીધે આખી રાત એકની એક ચીજ ગવાઈ જતી હતી. હમણાં હમણાંમાં તેમનું ગાન સાંભળવાની મનાઈ નથી. ભૈયાનાં ધ્રુપદો સાંભળવા લોકો દૂર દૂરથી આવે છે ભૈયાજી પણ ગાવાથી કંટાળતા નથી. પહેલાંના જેવી તાનો હવે કંઠમાંથી નીકળતી નથી પરંતુ તપશ્ચર્યા તો ચાલુ જ છે. અન્ય સહચરીઓ ગઈ પરંતુ આ સહચરીનું પ્રિયારાધન હજુ ચાલુ જ છે. ભૈયાનાં આયુષ્યનો બાકી રહેલો કાળાવશેષ એ એક સુંદર, સ્વચ્છ, ગંભીર દુર્ગા રાગ જ છે!*



* મૂળ લેખક : શ્રી. ખાટે ( મરાઠીમાંથી )

## વસંત ખીલી !

પ્રેમશંકર હ. ભટ્ટ

રસમય ઋતુ ધન, વસંત ખીલી,
સૃષ્ટિ હાસે મધુરપ ઝીલી;
—રસમય ઋતુ૦

શુષ્ક વૃક્ષ કુસુમિત ફરી થાતાં, કોકિલ આમ્રઘટામાં
પંચમ સ્વર વીણાના છેડે, પુલકે પૃથ્વી છટામાં !
—રસમય ઋતુ૦

ગૂંજત અલિગણ મદભર તેની ધનુની પણછ બનાવી
સાથે પુષ્પ રસાળાં ઠાંસી, નીકળી અનંગસવારી !
—રસમય ઋતુ૦

સચરાચર અંતરમાં વાગે મધુમધ બંસરો મીઠો,
હૈયે મારે સૂતી જાગે ઝંખા કોક અદીઠી !
—રસમય ઋતુ૦

ચિરઝંખિત પંથી આવો હું પાંપણિયે પદરજ લૂછું,
હર્ષોલ્લાસે ઘેલી ઘેલી બે મનની વાતો પૂછું !
—રસમય ઋતુ૦

卐

# પશ્ચિમનું પુનર્દર્શન

સરોજિની મહેતા એમ. એ.

## નોર્વે

### લાખમાં એક

**નોર્વે** જતી ટ્રેનમાં, જેના પરિચયથી જીવનને ધન્ય માનીએ એવી એક અમૂલ્ય ઓળખાણ થઈ. ટ્રેનની 'કોરીડોર'માં ઊભા ઊભા ડૉક્ટર કોઈ હિંદી ગીત ગણગણતા હતા ત્યાં પાસે ઉભેલા એક ભાવિક ગૃહસ્થ આવ્યા ને હસીને "હિંદુસ્તાની સંગીત અમને તો સંભળાવો" કહી વાત શરૂ કરી. એ ઓસ્લોની યુનિવર્સિટીના પ્રોફેસર ડૉ. જોહન પાર્નસ્ટાક હતા. યુનિવર્સિટીની પરીક્ષા લેવા ફીનલેન્ડ જઈ પાછા ફરતા હતા. સ્કેન્ડીનેવિયન લોકોની સરળતામાં અતડાપણું કે ખોટા શિષ્ટાચારનો આભાસ ન દેખાય. અને તેમાંએ ડૉ. પાર્નસ્ટાકની સહૃદયતાનો, સૌજન્યનો પાર નહોતો. ઓસ્લો પહોંચતાં પહેલાંજ અમને એ સર્વનો ખ્યાલ આવ્યો. લાખમાં એક મળે એવા ચારિત્ર્યવાન આ સજ્જન હતા.

ચાલતી ટ્રેને વાયરલેસ ટેલીફોન દ્વારા પ્રોફેસરે પૂછાવી જોયું કે ઓસ્લોમાં વરસાદ છે કે નહિ. અમે બે જ દિવસ ત્યાં રહેવાનાં હતાં અને ભલા બિચારા પ્રોફેસરને ફીકર પડી કે જો વરસાદ હશે તો અમારો ફેરો અફળ જશે. વરસાદ નથી જાણી અમારા કરતાં એ તેમને વધારે આનંદ થયો.

ઓસ્લોમાં કોઈ મોટી પરિષદ ભરાવાની હતી એટલે બધી હોટેલો ભરચક હતી તેની પ્રોફેસરને ખબર હતી. એટલે જેવાં સ્ટેશને ઊતર્યાં કે અમારા ઉતારાની તજવીજમાં એ પડ્યા. ઓસ્લોમાં સ્ટેશન ઉપર જ હોટેલની તપાસ માટે બહુ સારી સગવડ છે. પ્લેટફોર્મ પર વચ્ચે જ એક ઓફિસ રાખી છે. ત્યાં બેઠેલી ટેલીફોન ઓપરેટરને પોતાને કેટલી કીમતના અને કેટલા ઓરડા જોઈએ છે તે કહે એટલે તે છાપેલી યાદીમાં જોઈ યોગ્ય હોટેલમાં ફોન કરી પૂછી જુએ કે જગા છે કે નહિ. અને પછી સરનામું લખી આપે ત્યાં ટેક્સીવાળો લઈ જાય. અમને આ સંબંધી કાંઈ ખબર હતી નહિ. પણ ડૉ. પાર્નસ્ટાક તો ટ્રેનમાંથી ઊતરતાં વેંત જ ભીડમાંથી રસ્તો કરી એ ઓફિસે પહોંચી ગયા. ઘણી જગાએ નિષ્ફળ પ્રયત્ન કર્યા પછી આખરે હોટેલ બેલવેડીયર નામની નાની હોટેલમાં જગા છે એમ ખબર પડી. જાણે પોતાનો વાંક હોય તેમ હોટેલમાં પડનારી ભાવિ અગવડ માટે પ્રોફેસરે પોતાના દેશ તરફથી માફી માગી લીધી!

એમનાં પત્ની એમને તેડવા આવ્યાં હતાં. પ્રોફેસરે અમારી ઓળખાણ કરાવી એટલે દોડીને પ્લેટફોર્મ પરના ફૂલવાળા પાસેથી મોટો સરસ ગુચ્છો લઈ આવી મારા હાથમાં મૂક્યો! એમને અંગ્રેજી આવડતું નહોતું એટલે પ્રોફેસરે દુભાષિયાનું કામ કર્યું. અમને હોટેલ તરફ વળાવી એ ભલાં દંપતી ઘેર ગયાં.

બીજે દિવસે બપોરે એ બન્ને આવ્યાં ને અમને જૂના વખતનું વાઈકીંગ લોકોનું વહાણ જોવા લઈ ગયાં. એ જોવા માટે સ્ટીમરમાં જવાનું હતું. સ્ટીમર આગળ પહોંચ્યાં પછી ડોક્ટરને યાદ આવ્યું કે બીજે દિવસે અમારે મુસાફરી કરવાના પાસ લખાવી રેલવે ઑફિસમાં જવાની ખાસ જરૂર હતી. તે દિવસે શનિવાર હતો એટલે બપોરે ઑફિસો બંધ થઈ જાય અને બીજે દિવસે તો રવિવાર એટલે કશું બને જ નહિ. એટલે એમણે કહ્યું કે "તમે બધાં જાઓ, હું રેલવે ઑફિસમાં જાઉં છું." પણ ડૉ. માર્નસ્ટાડ કહે કે "તમે ન આવો તો હું પણ ન જાઉં" અમે બધાંએ ઘણું કહ્યું કે અમે બીજાં ચાર સાથે આવવા તૈયાર છીએ પછી શી હરકત છે. પણ એ તો હઠ જ રહ્યા અને કહે કે ડૉ. મહેતાને જો રેલવે ઑફિસમાં જવું પડે તેમ જ હોય તો હું એમની સાથે જ જઈશ. બીજાં બધાંને મારી પત્ની બતાવી આવશે. સ્ટીમર આગળ થતી રકઝક સાંભળવા પણ કોઈ રહ્યા ને સ્ટીમરના કેપ્ટને એની પતાવટ માટે સ્ટીમરને પાંચસાત મિનિટ થોભાવી પણ ખરી. ડૉ. માર્નસ્ટાડે કહ્યું કે રેલવે ઑફિસમાં મારે ઓળખાણ છે જે આપણા જતાં સુધી હું ખાસ ઉઘાડી રખાવીશ." આવા પ્રેમભર્યા આગ્રહને પાછો કેમ ઠેલાય? એટલે છેવટે ડોક્ટર પણ સાથે આવ્યા. સામે કિનારે ઊતર્યા પછી તરત જ ભલા પ્રોફેસરે કોઈના ઘરમાં જઈ ફોન કરી રેલવે ઑફિસ ઉઘાડી રાખવા બંદોબસ્ત કર્યો.

એક ખાસ બાંધેલા મકાનમાં "વાઈકીંગ શિપ" જોયું. ઉત્તર યુરોપમાં નવમી સદીમાં ચાંચિયા તરીકે મશહૂર થયેલા વાઈકીંગ લોકોનું આ વહાણ છે. સમુદ્ર કિનારેથી રેતીના ડુંગર નીચેથી દટાઈ ગયેલું એ જડી આવ્યું હતું. એમાંથી મળી આવેલી ચીજો ઑસ્લોના એક મ્યુઝિયમમાં રાખી છે. લગભગ હજાર વર્ષ સુધી દટાઈ રહ્યાથી એક ભાંગી તૂટી હાલતમાં વહાણ આવી રહ્યું છે.

પ્રોફેસર અને ડોક્ટર જલદી વહાણ જોઈ રેલવે ઑફિસમાં ગયા. અમે બાગમાં ત્યાં નિરાંતે બેઠાં. મિસિસ માર્નસ્ટાડ ખૂબ હસમુખાં અને આનંદી હતાં. એ જાતે જર્મન હોઈ એમને માત્ર સ્વભાષા જ આવડતી. પણ જે બેચાર અંગ્રેજી શબ્દો આવડે તેથી વાત કરવા પ્રયત્ન કરે ને બાકીનું ઈશારતથી સમજાવે. અમે પણ એ જ મુજબ જે બેચાર જર્મન શબ્દો આવડે તેનાથી જવાબ દઈએ. એટલે ખૂબ રમૂજ આવે.

વહાણ જોયા પછી પાછાં ક્યાં મળવું તે સંબંધમાં ડૉ. માર્નસ્ટાડ પત્નીને કહી ગયેલા. અમને ત્યાં મિસિસ માર્નસ્ટાડ લઈ ગયાં. એક નાના મકાનની બહાર બગીચામાં આવેલું રેસ્ટોરાં હતું. થોડીવારમાં ડોક્ટર અને પ્રોફેસર આવી પહોંચ્યા. ડોક્ટરે કહ્યું: "આ પ્રોફેસરે તો જેટલી મદદ કરી છે એટલી સગો ભાઈ પણ ન કરે. ઑફિસે ઑફિસે મારી સાથે રખડીને કામ જલદી કરાવી આપ્યું. અને જેવા ભલા છે તેવી જ એમની ઑસ્લોમાં પ્રતિષ્ઠા છે. એમના નામના પ્રભાવથી જ આજે ઑફિસ ખાસ વખત વધારે ઉઘાડી રાખી હતી એમ ત્યાંના માણસોએ કહ્યું" સૌજન્યની મૂર્તિસમા પ્રોફેસરે વાત ટાળી દઈ કહ્યું: "હવે તમારા દેશ ને કુટુંબ વિષે કંઈ વાતો કરો"

ચા પીતાં પીતાં અમે નિરાંતે ખૂબ વાતો કરી. માર્નસ્ટાડ દંપતીનો એકનો એક પુત્ર ફ્રાન્કફોર્ટમાં એન્જિનિયરિંગ શીખતો હતો તેને વિષે તેમણે ઘણીએ વાતો કરી.

પાસેથી પણ અમારી બાળકો વિષે વાતો કરાવી. યાદગીરી ખાતર સંસ્કૃત ભાષામાં કંઈ લખી આપવાનું કહ્યું. મેં માઘકવિની પ્રખ્યાત પંક્તિઓ "क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपम् रमणीयतायाः ।" લખી આપી અને નીચે અંગ્રેજીમાં અર્થ લખી આપ્યો. પ્રોફેસરે તરત પોતાની નોર્વેજીયન ભાષામાં એનું ભાષાંતર લખી લીધું. રમણીયતાના છલોછલ ભરેલા પાત્ર સમા આ દેશમાં પ્રત્યેક ક્ષણે કાંઈ નવીન સૌંદર્ય જ દષ્ટિએ પડતું. પ્રતિક્ષણ સુજનતાનો સાક્ષાત્કાર કરાવતું પ્રોફેસરનું હૃદય પણ નોર્વેની રમણીયતાના પ્રતીકરૂપ હતું. સાંજે અમે છૂટાં પડ્યાં. પણ અંદરના ભાગમાં ફરી ઓસ્લો પાછાં આવીએ ત્યારે પહેલેથી ખબર આપી જરૂર મળવાનું વચન આ દંપતીએ અમારી પાસેથી લીધું.

નોર્વેની રાજધાનીનું નામ પહેલાં ક્રિસ્ચીયાનીઆ હતું. પણ કેટલાક વર્ષોથી બદલીને એનું છેક પ્રાચીન નામ 'ઓસ્લો' પાછું રાખવામાં આવ્યું છે. શહેર ઓસ્લો ફ્યોર્ડ નામના સમુદ્રના ફાંટાને કિનારે છે. યુરોપનાં બધાં શહેરો જેવું મોટું અને સ્વચ્છ છે.

તા. ૧૬મી જુને ઓસ્લો છોડી ફોસ (Voss)× જવા નીકળ્યાં. કાશ્મીર અને સ્વિટ્ઝર્લૅંડના સૌંદર્યને પણ ભુલાવે એવું સૃષ્ટિસૌંદર્ય ચારે તરફ પથરાઈ રહ્યું હતું. દૂર પાઈન (દેવદાર)નાં વૃક્ષો અને એથી યે દૂર ક્ષિતિજમાં હિમાચ્છાદિત ગિરિમાળા. નાના સાદા દેશમાં નાનાં સુંદર ફૂલવેલથી ઢંકાયેલાં સ્ટેશનો આવતાં. રસ્તામાં કોઈ કોઈ ઠેકાણે તો કેવળ બરફથી ઢંકાયેલો પ્રદેશ ટ્રેનની બે બાજુએ આવતો.

અમારી ટ્રેનમાં એક ચાળીસેક કન્યાઓની ટોળી હતી. શાળાની શિક્ષિકા સાથે એ લોકો મુસાફરીએ નીકળ્યાં હતાં. કોરીડોર ટ્રેનની સગવડને લીધે એક છેડેથી બીજે છેડે ચાલતી ટ્રેને જઈ શકાતું, એટલે અમે કન્યાઓના ડબ્બામાં જઈ વાતો કરવા બેઠાં. નોર્વેના બધા ઉચ્ચ કેળવણી લીધેલાં માણસો માફક શિક્ષિકા અંગ્રેજી સારી રીતે બોલી શકતી. કન્યાઓને હજી શરૂઆત હતી. દર વરસે થોડી થોડી વિદ્યાર્થિનીઓને રાજ્યની મદદથી મુસાફરીએ લઈ જવામાં આવે છે. વાત કરતાં શિક્ષિકાએ કહ્યું: "અમે તો હિન્દુસ્તાનનાં બે જ નામ સાંભળ્યાં છે.—ગાંધી અને ટાગોર." અહીં ઉત્તરધ્રુવના પ્રદેશના ખૂણામાં પણ હિંદની આ બે ઝળકતી વ્યક્તિઓનો પ્રકાશ પહોંચ્યો હતો, એ જાણી કયા હિંદીને ગર્વ ન થાય ? અમે કહ્યું: "અમે પણ બે જ સ્કેન્ડીનેવિયનોનાં નામ સાંભળ્યાં છે—ઇબ્સન અને નોબેલ."

એક સ્ટેશને આસપાસ પુષ્કળ બરફથી છવાયેલાં ખેતરનાં ખેતર હતાં. કન્યાઓ ત્યાં ઊતરી બરફના ગોળા બનાવી ફેંકવા માંડી. સ્ટેશન પર ઊભાં રહી પોતાના કેમેરાથી અમારી છબીઓ લીધી અને અમે પણ તેમની લીધી. પછી કન્યાઓએ અમારા ઓટોગ્રાફ પણ લીધા. આખે રસ્તે ગાયનો ગાતી, ગમ્મત કરતી કન્યાઓ સાથે વખત ક્યાં પસાર થઈ ગયો તે જણાયું નહિ. આખરે સાંજે ફોસનું સ્ટેશન આવ્યું એટલે અમે ઊતરી પડ્યાં અને એ ટોળી આગળ બર્ગન તરફ ગઈ.

× ટ્યુટોનિ નોર્ડિક ભાષાઓમાં વો અક્ષરનો ઉચ્ચાર 'ફ' થાય છે.

ફોસમાં સ્ટેશન સામે જ હોટેલ ફ્લાઈગરમાં મુકામ કર્યો. નોર્વે જંગલપ્રધાન દેશ છે એટલે ઈમારતી લાકડાની ખોટ નથી. નાનાં ગામડાંમાં બધાં જ ઘર લાકડાનાં બાંધેલાં હોય છે. આ હોટેલ પણ આખી લાકડાની જ બાંધેલી હતી. આ કારણથી દરેક શયનખંડમાં આગ લાગે તો નાસી જવા દોરડાંની નીસરણી મૂકેલી હતી. દરેક હોટેલમાં તે મુજબ હોય છે. તે કેવી રીતે વાપરવી તેની છાપેલી વિગતો પણ દરેક ઓરડામાં હોય છે. એમાં દરેક મુસાફરને પહેલે દિવસે એ સાધન તપાસી કેમ વાપરવું તે સમજી લેવા વિનંતિ કરી હોય છે. જંગલની વચમાં આવેલી હોટેલોમાં પણ વીજળી, નળ, ગટર એ સગવડો તો હોય જ.

અમારી હોટેલની પાછળ જ ફોસનું વિશાળ, મનોહર સરોવર આવેલું હતું. એની ત્રણ તરફ વનરાજિથી શોભતા પહાડ આવી રહ્યા છે. હોટેલથી થોડે દૂર એક નાનું ગામ છે. અતિશય શાંત અને આહ્લાદક જગા છે. હોટેલનો બગીચો છેક સરોવરના કિનારાને અડકે છે. કિનારે નાની-હોડીઓ બાંધેલી હતી. એક છેક નાની હોડીમાં બેસી અમે બે સરોવરની સફરે નીકળ્યાં. થોડો વખત તો ખૂબ લહેર આવી. પણ પછી એકદમ પવનનું જોર વધી ગયું, અને સાથે પાણીનો વેગ પણ વધી ગયો. પાછી હોડી ફેરવવાનો ઘણોએ પ્રયત્ન કરવા છતાં હોડી તો આગળ જ ઝપાટાબંધ ધસડાયા કરે ! હોડી અતિશય નાની એટલે પવન અને પાણીના વેગને જ વશ થઈ ગયેલી. હમણાં ઊંધી વળી જશે એમ લાગે. મને ચલાવતાં આવડે નહિ. એટલે ડૉક્ટરને એકલાને જ હલેસાં મારી સમતોલપણું જાળવી રાખવાનું હતું. અમને તો થયું કે આજે અમારે બન્નેને જળસમાધિ લેવી પડશે. પણ આખરે અથાગ પ્રયત્ને પ્રકૃતિ પર વિજય મેળવ્યો. હોડી કિનારા તરફ ધીમે ધીમે ગઈ. જ્યાંથી નીકળેલાં ત્યાં સુધી તો ન પહોંચ્યાં પણ જે પાસેમાં પાસે કિનારો આવ્યો ત્યાં ઊતરી પડ્યાં હોડી ઘસડી, અને તેટલી અસલની જગા પાસે લઈ હોડી બાંધી દીધી.

*

ઉત્તર ધ્રુવના પ્રદેશનો ઉનાળો એટલે અંધકારનું તો નામ નહિ. ડૉક્ટર ફરી પાછા સાંજે મોડેથી ફરવા નીકળ્યા ત્યારે ગામના ચાર વિદ્યાર્થી મળ્યા. તેમને બપોરની અમારી સફરની વાત કરી. છોકરાઓએ કહ્યું કે અમે તમને સામેના કિનારા સુધી ફેરવી લાવીએ. પવન ધીમો પડી ગયો હતો અને ચલાવનારા ચાર જણા એટલે આસાનીથી સફર થઈ શકી.

અમારો વિચાર ફોસથી ગુડ્વાંગન નામને ગામે જઈ ત્યાં એકેક દિવસ રહેવાનો હતો. પણ હોટેલની મેનેજર બાઈએ કહ્યું કે ગુડ્વાંગનમાં તો કાંઈ નથી. નોર્વેનું ખરું સૌંદર્ય જોવું હોય તો સ્ટાલહાઈમ જાઓ. એટલે અમે ફોસમાં એકએ દિવસ રહી ત્યાં જવા વહેલી સવારે નીકળ્યાં.

ઋગ્વેદમાં જેનું અદ્ભુત વર્ણન છે એવી ઉત્તર ધ્રુવના પ્રદેશની ઉષા લાવણ્યમયી કુમારિકા સમી હસી રહી હતી. ચારે તરફ જ્યાં જુઓ ત્યાં પ્રકૃતિનું સૌંદર્ય—વિરૂપતા, કર્કશતા તો શોધી જડે નહિ, ઊંચાં ઊંચાં દેવદાર વૃક્ષોથી શોભી રહેલાં હિમાચ્છાદિત ગિરિશૃંગો ને તેના પરથી વહી જતાં ઝરણો. આવાં અપૂર્વ સૌંદર્યનું પાન કરતાં અમે

સાડા અગિયારેક વાગે સ્ટાલહાઈમ પહોંચ્યાં. લાકડાની બાંધેલી પણ ખૂબ મોટી ત્રણચાર મજલાની સ્ટાલહાઈમ હોટેલમાં ગયાં.

હોટેલની એક બાજુએ રમણીય સ્ટાલડાઈમ વેલી (ખીણ) આવેલી હતી. બે તરફ ઊંચા પહાડ ને વચમાં નાની નદી વહી જાય. દૂર એક મોટો ધોધ ખૂબ ઊંચાઈએથી પડતો હતો તે દેખાતો નહિ પણ તેનો ઘેરો નાદ હોટેલમાંથી સંભળાયા કરતો. અમારા ઓરડાની બહાર એક લાંબો ઝરૂખો હતો. ત્યાં બેસી સ્ટાલહાઈમ વેલીની સુંદરતા નીરખતાં આંખ કે મન ધરાતાં જ નહિ.

હોટેલના આંગણામાં એક નાનું લાકડાનું ઘર હતું. નોર્વેનાં ગામડાંનાં ઘર કેવાં હોય તેના નમૂના તરીકે એ ત્યાં રાખ્યું છે. અંદર રાચરચીલું ગામડાંનાં ઘર જેવું જ રાખ્યું છે. સામન મોટે ભાગે લાકડાનો હતો. માખણ કાઢવાનું સાધન, જમવાનાં વાસણ, પાણીના કટોરા એ બધું લાકડાનું જ. ગામડાંનાં ઘરમાં આવશ્યક એવાં રેંટિયો, સાળ, ખેતીનાં અને માછલાં પકડવાનાં સાધન વગેરે પણ મૂકેલાં હતાં. નોર્વે અતિશય ઠંડો મુલક હોઈ ખેતી બહુ થોડી છે. પ્રજા મુખ્યત્વે માછલાં અને બકરીનાં દૂધ ઉપર જ જીવે છે.

સર્વાંગ સુંદર સ્ટાલહાઈમમાં એક દિવસ ગાળી બીજે દિવસે સવારે મોટરમાં નીકળ્યાં. આજે પણ એ રૂપવતી રૈવતી ઉષાનાં દર્શન થયાં. એક ઠેકાણે રસ્તાની છેક પાસે એક સુંદર ધોધ પડતો હતો તે જોવા માટે ઊતર્યાં. પણ ત્યાં અચાનક એક બીજી અદ્ભુત કુદરતી લીલા જોઈ. ધોધ ખાડામાં પથ્થર ઉપર પછડાતો હતો. તેથી પાણીનાં ઝીણાં શીકરો ઊડી ધુવારો બનતો હતો. તેના ઉપર સૂર્યનાં કિરણો પડવાથી અધ્ધર હવામાં લટકતું નાનું સરખું મેઘધનુષ્ય અમારા પગ આગળ બની રહ્યું હતું! સાતે સાત તેજસ્વી રંગ અને કમાન પણ આખી. માત્ર દસ ગાડીનાં પૈડાં જેવડું. નવ વર્ષ પહેલાં કાશ્મીરના નિશાત બાગમાં જોયેલી અનુપમ લીલા આજે ફરી જોઈ.

[ચાલુ]

# લોકમાન્ય તીલકનગર

સ્ટેશન થનાર છે.

•

માસ્તર પ્લાનમાં આ નગર આવી જાય છે.

•

નીચેના ફાયદાઓ મળશેઃ

(૧) ડામરરોડ
(૨) વોટરવર્કસ
(૩) ઇલેકટ્રિક
(૪) ગટર
(૫) મ્યુનિ૦ સ્કૂલ
(૬) મ્યુ૦ બસ સર્વિસ
(૭) મ્યુ૦ ઇલેકટ્રિક ટ્રામ
(૮) હોસ્પિટલ
(૯) સેનિટેશન
(૧૦) બાગબગીચા વગેરે.

## લોકમાન્ય તીલક નગર.



: સ્થળે મળવાનું ઠેકાણું :

રેવાશંકર હરિશંકર ત્રિવેદી

: મેનેજિંગ ડાયરેકટર :

પટેલ, વકીલ એન્ડ ત્રિવેદીની કું. ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૬ જેઠ : ૨૦૦૩ અંક ૨

## પરમ આશ

પૂજાલાલ

અખંડ દિનરાત વાટ નિરખી રહ્યો એકલો
અહીં ભવસમુદ્રના તટ પરે સુનોકાંતણી:
કરાલ ગરજી રહ્યાં વિકટ કાલ કેરાં જલો;
તુફાન મુજ આસપાસ મચતાં, કરોડો ફણી
સમાન ફુતકારતાં : કઠિન ધૈર્ય સંભાળવું:
અતિ પ્રબલ ઝેરી વાયુ મહીં દીપ શ્રદ્ધાતણો
બુઝાય નહિ એ જ ચિંત; મત આકરૂં પાળવું
અનિદ્ર અભિલાષનું; વિરલ છેક આશ્વાસનો
છતાં પરમ આશ સેવતી રહી દુરાશા મહીં.—

જરૂર ભવપારથી કનકનાવ કો લાવશે,
અને સદય ઉદ્ધરી મરણના તટેથી લઈ
પુરાણ મુજ હંસ ધામ મહીં પાર ઉતારશે.
તહીં મુજ વિયોગદુઃખ સહતી મહામાવડી
ન્હવાડી નયનામૃતે હૃદય સાથ કેશે જડી.

卐

# અણુગોષ્ઠી

'પથિક'

[ગત માસના પ્રસંગોચિત બનાવો: અમદાવાદમાં ધર્મપરિષદ; મોસ્કોમાં પરદેશ-મંત્રીઓની સભા સમાપ્ત; મી. આસફઅલીએ અમેરિકામાં એક હજાર અમેરિકનોને આપેલી પાર્ટી; હિંદુસ્તાન મજદૂર સેવક સંઘ તરફથી સ્થાપવામાં આવેલું Indian National Trade Union Congress; લૉર્ડ ઇઝમેની વિલાયત તરફ રવાનગી; સ્વામી કરપાત્રી અને બીજાઓની ધરપકડ; લોકસભાનું ત્રીજું અધિવેશન; શ્રી. અંબુભાઇ પુરાણીનું અમદાવાદમાં આગમન; રતલામમાં સમાજવાદી પક્ષ તરફથી તાલીમવર્ગ ચલાવવા સામે મનાઈહુકમ; વાઈસરૉયે લોકસભાના સભ્યોને આપેલો સમારંભ; ગાંધીજી અને શ્રી. ઝીણાનો મેળાપ; ઢસાની ગાદી ઉપર દરબારશ્રી ગોપાળદાસનું પુનઃસ્થાપન; નિઝામ રાજ્યમાંથી શ્રી. જયપ્રકાશ નારાયણની હદપારી; મુંબઇમાં ઘરઘુસણીઆ (squatters)ની પ્રવૃત્તિ; પુષ્ટિમાર્ગી મંદિરોનાં દ્વાર એક દિવસ માટે બંધ; ડૉ. શાહનવાઝનું રાજીનામું.]

## ૬. ધર્મ અને નીતિનું કારાગૃહ

"Just as the charitable worker takes the revolutionary edge off poverty by distributing coal and blankets to the victims of acute industrial distress, so the priest promotes submissiveness by inculcating the duties of sobriety, meekness, unselfishness, honesty and contentment. These virtues make good workmen and prosperous employers, and, if they are only developed to a sufficient degree, will enable their fortunate possessors cheerfully to put up with bad wages, long hours, wretched houses, and social servitude.....The message of religion is **FROM**, and not **TO** the Rich."

C. E. M. Joad: *The Future of Morals*, p. 11)

**હરિહર:** લૉર્ડ ઍટલીએ પાછા ફરતાં હિન્દને રાજસત્તા સોંપવાની યોજના મૂર્ત બનશે, અને હિન્દ એક સ્વતંત્ર દેશ તરીકે કામ કરતું બની જશે.

**અબ્દુલ:** તમે એક હિન્દની વાત કરો છો તે ભૂલ છે. હિન્દ હવે એક ન રહી શકે. હિન્દુસ્તાન અને પાકિસ્તાન એમ બે મુખ્ય દેશો સ્વતંત્રપણે પોતપોતાનો રાજવહીવટ ચલાવશે.

**હરિહર:** હજારો વર્ષોથી હિન્દ એક અખંડ સંસ્કૃતિથી ઘડાયેલો દેશ છે. અનેક ધર્મો હોવા છતાં હિન્દી તરીકે આપણને અભિમાન હોવું જોઈએ. આપણે પ્રથમ હિન્દી છીએ, ત્યારબાદ હિન્દુ કે મુસ્લિમ કે ખ્રિસ્તી કે શીખ—આ પ્રકારનું માનસ આપણે કેળવવું જોઈએ.

**સુધીર :** હવે તો હિન્દુ અને મુસ્લિમના ઝઘડાને કોન્ગ્રેસ અને લીગના ઝગડા તરીકે ઓળખવાનો સમય આવ્યો છે. એટલે કે કોન્ગ્રેસના નેતાઓ અને લીગના નેતાઓ વચ્ચે ઝપાઝપીનો પ્રશ્ન થઈ પડ્યો છે. આ બે મુખ્ય સંસ્થાઓ એકમત ન થઈ શકે તેની પૂરેપૂરી કાળજી બ્રિટિશ સરકાર રાખી રહી છે.

**હરિહર :** આ પરિસ્થિતિને લીધે જ ગાંધીજી હવે અખંડ હિન્દનો પુકાર કરે છે. અંગ્રેજોને આજે ને આજે નીકળી જવાનો પડકાર કરે છે.

**પ્રકાશ :** ગાંધીજી અખંડ હિંદની હિમાયત કરે છે, ત્યારે કોન્ગ્રેસી મંડળો પ્રાંતોમાં પણ ધર્મના ધોરણે ભાગલા પાડવાની યોજનાઓ વિચારી રહ્યા છે. આમ એકપક્ષી કહેવાતા આ નેતાઓમાં સમન્વય જ દેખાતો નથી.

**અબ્દુલ :** પ્રાંતોમાં ભાગલા પાડવાનો હેતુ પાકિસ્તાનને નાકામિયાબ કરી નાંખવાનો છે.

**સતીન :** મુખ્ય મુદ્દાને ભુલાવી આડાઅવળા પ્રશ્નોમાં મુંઝાવી નાંખવાની કળામાં બ્રિટિશ મુત્સદ્દી પારંગત છે. સાચા સ્વરાજને આપણા નેતાઓએ નેવે ચઢાવ્યું છે, અને 'સેંઢ ભાગોળે ને ઘેર ધમાધમ'ની કહેવત પ્રમાણે ભવિષ્યની કાલ્પનિક યોજનાની મંત્રણાઓમાં તેઓ અટવાઈ પડ્યા છે. હિન્દમાંથી સીધી સાદી રીતે ચાલ્યા જવાને બદલે સત્તા કોને કયા પ્રકારે સોંપવી તેની ગોઠવણીની મંત્રણામાં હજુ બ્રિટિશરો વર્ષો કાઢી નાખે તેમાં નવાઈ જેવું લાગતું નથી. આવા આડાઅવળા માર્ગ ફંટામણના કિસ્સા તેમની પાસે ઘણા છે. પરદેશમાં રખાતાં લશ્કરોની સંખ્યા રજુ કરવાની સૂચના દરેક દેશને આપવાની દરખાસ્ત જ્યારે UNO માં મૂકવામાં આવી, ત્યારે તેનો સ્પષ્ટ વિરોધ અપ્રતિષ્ઠિત લાગવાથી બ્રિટને એવો સુધારો રજુ કર્યો કે પોતપોતાના દેશમાં રખાતાં લશ્કરોની પણ સંખ્યા જણાવવી. જ્યારે દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન UNO માં આવ્યો ત્યારે બ્રિટને એમ જણાવ્યું કે તે પ્રશ્ન International Court of justiceને સુપરત કરવો. આવા પ્રકારની ચાલીઓ અંગ્રેજની વાદવિવાદનીતિમાં અસંખ્ય છે. આ માર્ગવિચલનનો કિસ્સો ( side-tracking ) આપણા નેતાઓ બરાબર કળી શકતા નથી, તેથી મંત્રણા, યોજના, પરિષદ, ગોળમેજી, વ૦ અનેક અંતરાયોથી હાર પામે છે.

**હરિહર :** રાજકીય સવાલો વિષ્ટિ અને પરસ્પર મંત્રણા સિવાય ઉકલે જ કેવી રીતે? અહિંસક અને નૈતિક પદ્ધતિથી નિવેડો લાવવા માટે તે સિવાય બીજો માર્ગ કયાં છે?

**સુધીર :** અહિંસક અને નૈતિક પદ્ધતિથી રાજકીય સવાલનો ઉકેલ ન આવી શકે. તે તો લોકબળથી જ આવી શકે. ક્રાન્તિથી જ આવી શકે. મીઠા શબ્દોનો ઝંડો હાથમાં સ્વરાજ મેળવવાનો પ્રયાસ, હાથમાં મસાલ લઈ દરિયાને બાળી નાંખવાના સાહસ જેવો ગણાય.

**હરિહર :** હિંસા અને ક્રાન્તિથી પ્રાપ્ત થયેલું સ્વરાજ ટકી શકે નહિ. અને ટકે તો તેમાં અનીતિ અને રાગદ્વેષ પુષ્કળ વધી જાય.

**સતીન :** રાજકીય લડતમાં હિંસા, અહિંસા, સત્ય, ઈશ્વર વ૦ની સહેમ કબુલાત ન પાલવે. હિન્દે આવી તત્ત્વજ્ઞાની નીતિથી ઘણું ગુમાવ્યું છે. ૧૯૨૧-૨૨ માં ગાંધીજીએ સ્વરાજની

લડત ઉપાડી ત્યારે હિન્દુ મુસ્લિમ ખભેખભો મીલાવી સાથે હતા. પણ ચૌરીચૌરાના એક નાના હિંસક બનાવથી ગાંધીજી ભડકી ઊઠયા, અને તેમણે હિલચાલ બંધ કરી દીધી. પરિણામ શું આવ્યું ? એક અમૂલ્ય તક ગુમાવી. પરદેશી સત્તાની સામે તલપાપડ બનેલી રાષ્ટ્રિય તલવાર આંતરકોમી ભેદભાવ અને રમખાણ તરફ વળી. જવાહરલાલે જ કહ્યું હતું કે :

"It is possible that this sudden bottling up of a great movement contributed to a tragic development in the country. The suppressed violence had to find a way out; and in the following years this perhaps aggravated the communal trouble."

( *Autobiography*, p. 86 )

તે પ્રસંગે લોર્ડ લોથડે પણ બ્રિટનને ચેતવણી આપી હતી કે જો રાજકીય ચળવળ ચાલુ રહી હોત તો બ્રિટિશ સામ્રાજ્યનો મૃત્યુઘંટ વાગી જાત. દેશબંધુ દાસને પણ કહેવું પડેલું કે: " Gandhi had bungled and mismanaged. " આ ઉપરથી આપણે એટલું જોઈ શકીએ કે રાજકીય બાબતોમાં તત્ત્વજ્ઞાનના સૂત્રો ભેળવવાથી હાથમાં આવેલી બાજી ચાલી જવા પામે છે. ત્યારબાદ ગાંધીજીની રાજકીય નીતિમાં ધર્મ, નીતિ, ઈશ્વરનો ડર, અંત્યજોદ્ધાર, હિન્દુ-મુસ્લિમ ઐક્ય, ખાદી વ૦ પ્રશ્નો પ્રધાનપદ ભોગવવા લાગ્યા છે. સ્વરાજ્યરચના અશ્રોની તમામ છૂટી મૂકવાને બદલે તંગ થવા માંડી. પાંડુપુત્ર સહદેવનું અતિજ્ઞાન આપણને રૂંધી રહ્યું છે.

હરિહર: હિન્દુ મુસ્લિમ ઐક્ય વિના અને અસ્પૃશ્યતા નિવારણ વિના સ્વરાજની સિદ્ધિ અશક્ય છે.

સુધીર: હિન્દની કમનસીબી છે કે આપણા નેતાઓ દેશનું વર્ગીકરણ ધાર્મિક ધોરણે કરવા પ્રયુક્ત થયા છે. આર્થિક વિષમતાનો પ્રશ્ન તેમના ખ્યાલ બહાર જ રહે છે. શ્રી વિજયાલક્ષ્મી પંડિતે આ બાબત સંયુક્ત પ્રાંતની ધારાસભામાં યોગ્ય કહ્યું હતું કે:

"All talk of majorities and minorities is meaningless, and the words have been wrongly repeated, **ad nauseum. The majority in India to-day is neither Hindu nor Muslim.** It is the hungry, naked masses of India. The minority is the small group of vested interests, which under cover of slogans and in the name of religion exploits the millions. Lét us understand this correctly and try to do away with fooling each other." (*Free Press of India*, 21-4-1947)

પ્રકાશ: શ્રી વિજયાલક્ષ્મી કૉંગ્રેસમાં અગ્રસ્થાન ભોગવે છે તો પછી આ તેમની વિચારસરણીને વેગ કેમ મળતો નથી ?

સુધીર: ચિરતપાલન ! પણ મતેની વફાદારી !

અહમદ: ખરી વાત છે. બિહારમાં Tenancy Bill પણ પડતું મુકાયું છે.

અલી: " જ્યાં જ્યાં નજર મારી ફરે ત્યાં ત્યાં નિહાળું વિષમતા. "

ચોરટોલ, કાળાબજાર, ધૂમ નફાખોરી, જુલમ, અન્યાય, બેકારી, બિમારી, સટ્ટો,

લાઠીમાર, ગોળીબાર, પ્રતિબંધો—આ બધાં પૂર બહારમાં ખીલ્યાં છે. સાથે સાથે વાઇસરૉય લોકસભાના સભ્યોને ઝાકઝમાળ પાર્ટી આપે, અસફઅલી અમેરિકામાં પાર્ટી આપે, દિલ્હીમાં પાર્ટી, મુંબાઇમાં પાર્ટી—બધે જ અનાજની અસહ્ય તંગી હોવા છતાં સંમેલનોનો પ્રવાહ અસ્ખલિત વહ્યા જ કરે છે. અહિંસાને વરેલા પ્રધાનો હિંસાના પ્રયોગો જૂની સરકાર કરતાં પણ વિશેષ પ્રમાણમાં અજમાવી રહ્યા છે. કેટલાક પ્રધાનો તો અમુક માણસો સાથે વાતચીત કરવાની પણ આનાકાની કરે છે, શિક્ષકોને પંતુજી કહી ધુત્કારી કાઢે છે.

હરિહર : સખ્ત હાથે કામ લેવામાં ન આવે તો દેશમાં અરાજકતા વ્યાપી જાય અને મજૂરનેતાઓ હડતાલ પડાવી દેશમાં ઉત્પાદિત વસ્તુઓની તંગી વધારી મૂકે, અને મજૂરોનાં માથાં મોટાં કરે.

અલી : સરદાર જ કહેતા હતા કે મજૂરો આવતી કાલનો કાર્ડ છે.

સતીન : સરદારે જે કહ્યું હતું તે મજૂરોનો ઉદ્ધાર કરવાના હેતુથી નહિ. મજૂરોનું બળ વધતું જાય છે તેની સામે ચેતતા રહેવા મૂડીદારોને જાગ્રત કરવા.

હરિહર : સરદારને મૂડીદાર અને રાજવીઓ માટે કાંઈ પ્રેમ નથી. પરંતુ ગાંધીજીની સર્વોદયની મીમાંસા પ્રમાણે બધા વર્ગો હળીમળીને રહે તે ઉદ્દેશથી સરદાર તેમની નીતિ યોજે છે. હમણાં હમણાં મજૂરોનાં ભેજાં ફટકવા માંડ્યાં છે. સમાજવાદી અને સામ્યવાદી મંડળો તેમને સાતમા આસમાનમાં ચઢાવી રહ્યા છે. તેથી જ સરદારે Indian National Trade Union Congressની સ્થાપના કરી. આ સંસ્થા મજૂરોનું હિત સત્ય અને અહિંસાના ધોરણે જાળવશે. રાજવીઓને સારો દાખલો બેસાડવાના હેતુથી દરબારશ્રી ગોપાળદાસને ઢસાની ગાદી પાછી અપાવી.

સુધીર : જવાહરલાલ એક બાજુથી રાજાઓને નાબૂદ કરવાની વાત કરે છે ત્યારે બીજી બાજુથી એક રાજવીનો ઉમેરો કરવામાં કયા પ્રકારની વિચારસરણી કામ કરી રહી છે ?

અહમદ : મજૂરોની મધ્યસ્થ સંસ્થા All India Trade Union Congress છે, અને તે World Federation of Trade Unionમાં સભ્ય છે. તો પછી આ નવી સંસ્થા ઊભી કરવામાં શો હેતુ હશે ?

હરિહર : A. I. T. U. C. માં સામ્યવાદીઓની બહુમતી છે તેથી.

અલી : જો એમ હતું તો કૉન્ગ્રેસે પોતાના બળથી અને લોકપ્રિયતાથી તે સંસ્થામાં બહુમતી પ્રાપ્ત કરવા પ્રયાસ કરવો જોઈતો હતો.

હરિહર : બહુમતી ન મળી શકી તેથી જ અલગ સંસ્થા અસ્તિત્વમાં લાવવી પડી.

અબ્દુલ : બહુમતી ન મળે તેથી અલગ સંસ્થા સ્થાપવી એ સિદ્ધાન્ત તમે સ્વીકારતા હો તો અમારી પાકિસ્તાનની માંગણી પણ તમારે સ્વીકારવી જ રહી. એટલું જ નહિ, લોકસભા પણ બે જોઈએ, લશ્કર પણ બે અને મજૂર સંસ્થા પણ મુસ્લિમો અલગ કાઢે.

પ્રકાશ : વિજ્ઞાન તો મનુષ્યજાતિનું નિકંદન કાઢવા લાગ્યું છે. જીવનધ્વંસક ઓજારો દર વર્ષે નવાં ને નવાં તૈયાર થાય છે. અણુબૉમ્બે પુરવાર કરી આપ્યું છે કે વિજ્ઞાનની હરણફાળ માનવી સમાજને હતો ન હતો કરી મૂકશે.

સતીન : પ્રકૃતિનું જ્ઞાન જેમ વધશે, સમાજની રચના અને ઘટનાઓનો અભ્યાસ જેમ જેમ વૈજ્ઞાનિક પદ્ધતિથી વિકાસ પામશે, તેમ તેમ આપણી આધ્યાત્મિક પ્રગતિ પણ વૃદ્ધિ પામશે. શ્રી અરવિન્દ કહે છેઃ—

"And it is certainly the fact that the wider we extend and the surer we make our knowledge of the physical world, the wider and surer becomes our foundation for the higher knowledge, even for the highest, even for Brahmavidya."

(Shri Aurobindo : *The Life Dive I*, p. 17 .)

માટે વિજ્ઞાનની પ્રગતિથી ડરવાનું કોઈ જ કારણ નથી. વિજ્ઞાનની ક્રિયાઓ મનુષ્યના હાથમાં છે. અણુબૉમ્બ મનુષ્યની ઇચ્છા વિના ફૂટી શકવાનો નથી. પરંતુ જે પ્રકારની સામાજિક પરિસ્થિતિ અણુબૉમ્બના ઉપયોગને જરૂરી બનાવે છે તે પરિસ્થિતિને પલટી નાંખવાની આવશ્યકતા આપણે સ્વીકારવી પડશે.

પ્રકાશ : તમારા દર્શનમાં આર્થિક ન્યાય, આર્થિક સલામતી પ્રધાનપદ ભોગવે છે. પરંતુ વ્યક્તિની અંગત સુધારણા સિવાય સમાજ કેમ સુધરી શકે તે મારા સમજવામાં આવતું નથી.

સતીન : સમાજમાંથી આર્થિક વિષમતા દૂર થતાં વ્યક્તિને આત્મસુધારણા સુગમ પડશે. હાલની પરદેશી સામ્રાજ્યવાદની નીતિ અને દેશી મૂડીવાદની નીતિ આ કાર્ય સિદ્ધ કરવામાં પારાવાર અંતરાયો નાંખશે. માટે હિન્દના અનેક ભાગલા પડવાની પળ આવે ત્યાર પહેલાં આર્થિક ક્રાન્તિથી વર્ગવિષમતા નષ્ટ કરવી ઘટે. ભાગલા પડયા પછી સામાજિક જીવન વેરવિખેર થવા પામશે ત્યારે શું કરી શકવાના હતા ?

प्रोद्दीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥ (भर्तृहरि)

૨૫-૫-૩૭

★

# હિન્દુ–મુસલમાન

સુમતિ ર. દલાલ

૧

હુલ્લડની બૂમ પડી.

મારા થાકેલા પગમાં કોઈ નવું ચેતન આવ્યું હોય એમ ઝાપ લધી! આજુબાજુ ચિંતા, ગભરાટ, બીક, નાસાનાસ .... અને એ સૌ મારા પગમાં પણ ચેતન રેડે છે... "નાસો—ભાગો—જલદી—" અને હું દોડ્યો...

પણ સામે....? એક મોટું ટોળું. હથિયારોથી સજ્જ. ઉશ્કેરાયેલું... "મારો... કાપો...આ કાફર!...અલ્લાહો અકબર!...પાકિસ્તાન લેકર હી રહેંગે..." પગ અને બુદ્ધિ બેયમાંથી એકી સાથે ચેતન ચાલ્યું ગયું. શું કરવું? સામે ટોળું, પાછળ તો મિયાંવાડ, બાજુમાં જ મસ્જિદ....! ઓહ!...

—ત્યાં મસ્જિદમાંથી એક બુઝર્ગ બહાર ડોકાયા. મને એમણે બોલાવ્યો. હું એ તરફ દોડ્યો. એના ઉપર વિશ્વાસ મૂક્યા વગર બીજો ઉપાય જ ન હતો. કદાચ બચી પણ જવાય, બાકી તો સામે મોત પ્રત્યક્ષ ઊભું હતું....

છાતી ધડકે છે. સામે બીજા મુસલમાનો છે. બહાર હુલ્લડ છે. અને હું એક મસ્જિદમાં! અરે ઈશ્વર! શું થશે? પેલા બુઝર્ગ પણ દેખાતા નથી, અને આ બધાં બિહામણાં મોં—માથે લાલ લાલ ટોપીઓ, જાણે હિન્દુઓના લોહીથી રંગી હોય ને—લાંબી લાંબી દાઢીઓ.... કદાચ મારી છેલ્લી પળ આવી ગઈ. અરે, મારા ભગવાનને પણ યાદ કરવાનું મન નથી થતું, એટલી બીક લાગે છે આ મોતની.... પણ આ લોકો આટલી વાર કાં લગાડે?... એ શું મને રીબાવી રીબાવીને મારશે!

ત્યાં પેલા બુઝર્ગ દેખાયા. સફેદ વાળ, સફેદ દાઢી. લાલઘૂમ શરીર. ચોખ્ખાં ભૂખરા રંગનાં કપડાં. હાથમાં અકીકી માળા. બીજા હાથમાં એક પડીકું હતું. તે એમણે મને આપ્યું... ચણા! "અમારી રોટી તો તમારા લોકને ખપે નહિ. માટે આ ચણા લાવ્યો છું, આ, અને આ નળ [illegible] છે—આ લોટો કોરો—ચોખ્ખો છે, વાપર્યો વગરનો, જોઈએ તો એ માંજી લે, અને પાણી પી. પછી શાંતિથી બેસ હવે કોઈ જાતની બીક નથી."

મેં પડીકું લીધું. બુઝર્ગ ચાચાની આંખમાં દયા હતી. મારી આંખમાં શરમ. એમની રોટી મારાથી ન ખવાય. એમનું અડેલું પાણી તો શું, પણ એમના નળે વગર માંજ્યે મારાથી પાણી પણ ન પીવાય! એ જ રેશનના ઘઉં, એક જ સંચે દળેલા, એ જ સાબરમતીના પાણીથી લોટ બાંધેલો, અને એ જ કંટ્રોલના કોલસે પકવેલો, બધું એક જ, જે મારી બા બનાવે તે જ, છતાં મારાથી ન ખવાય! એમના માટલામાંથી, એમના વપરાતા પણ ચોખ્ખા લોટામાં મારાથી પાણી પણ ન પીવાય!

દિવસો, આ મસ્જિદ અને હું હિન્દુ, શુદ્ધ વૈષ્ણવ, મુસલમાનને અડકીને પણ નહાનારો, આજે અહીં નિર્ભય છું.... કદાચ આ બુઝર્ગ આ રીતે મારે ઘેર આવ્યા હોત તો ? હું નથી કહી શકતો એમને આશરો મળત કે કેમ....

૨

રાત પડી; બહાર કર્ફ્યુ છે, ભયાનક શાંતિ. દૂર ક્યાંક આગ લાગી છે. એના લાલ લાલ ભડકા અને કાળા કાળા ધુમાડા દેખાય છે. થોડે દૂર કદાચ ધમાલ હશે, તે અવાજો થોડીથોડી વારે આવી જાય છે. હું બુઝર્ગ ચાચા પાસે બેઠો છું. એમનું નામ મહમ્મદ ચાચા છે. એમણે મારી બધી વિગત પૂછી....મારો અભ્યાસ...ઇતિહાસ અને અર્થશાસ્ત્રની વાત આવતાં જાણે એમનું મન ઊંડે ઊંડે ઊતરતું હોય એવું લાગ્યું...

"ઇતિહાસ ! હા, ઇતિહાસ અને અર્થશાસ્ત્ર !..." એ જરા હસ્યા. "એના નામે જેટલી જૂઠ ચાલે છે, અને એની સાથે જેટલી છેડતી કરાય છે, એટલી છેડતી કદાચ કોઈ વેશ્યાની પણ નહીં થતી હોય...."

વાત સાચી છે. કેટલાય કલ્પિત બનાવો ઇતિહાસમાં અગત્યના બનાવો તરીકે શીખવાય છે. અમારા પ્રોફેસરે ઘણીવાર કહ્યું હતું ....

એકદમ એમણે મને પૂછ્યું, "૧૮૫૭ વિષે કાંઈ ખબર છે ?" મેં ગર્વભેર કહ્યું, "જરૂર. ઘણી બધી !....સિપાઈઓ..." વચ્ચેથી જ મને અટકાવીને એ બોલ્યા, "રહેવા દે; એ શાથી નિષ્ફળ ગયો એ ખબર છે ?... એનાં ફળ આજે પણ આપણે ભોગવીએ છીએ, એની શરૂઆત જ ખોટી હતી, પાયામાં જ ખામી હતી..પહેલી મોટી ભૂલ એ કે સૈનિકોને ધાર્મિક કારણો આપીને ઉશ્કેરવામાં આવ્યા હતા. ધર્મ !.. હા, ધર્મ ! એણે જ આ દેશનું સત્યાનાશ વાળ્યું છે—રાજકારણ અને ધર્મને જે રીતે આપણે ત્યાં ભેગાં કરવામાં આવે છે એવી રીતે બીજે ક્યાંય નહિ થતું હોય એણે જ આપણી પ્રગતિને રૂંધી છે.... ૧૮૫૭માં હિન્દુ મુસલમાન એક થયા જરૂર હતા, પણ એ એકતા સાચી એકતા ન હતી. કદાચ એ સફળ થયા હોત તો પણ પાછળથી ઝઘડી મરત. પરંતુ ૧૮૫૭ પહેલાંના જે બળવાઓમાં એ બે એક થયા હતા, એ એકતા સાચી હતી...."

ચાચા ઊભા થયા. મેં ચૂપચાપ સાંભળવું જ પસંદ કર્યું. થોડીવારે એ અંદરથી એક મોટી પોથી જેવું, કાંઈક લઈને આવ્યા.... "જો, આ છે સાચો ઇતિહાસ. બનતા બનાવોની સાથેસાથે લખાયેલો." ગ્રંથ આખો સુંદર અક્ષરે ઉર્દૂમાં લખાયો હતો. એમણે સાચવીને પાનાં ફેરવવા માંડ્યાં.... "જો—પ્લાસીની લડાઈ પછી થોડા જ વખતમાં, ઈ. સ. ૧૭૬૪માં, એક મહાન જાગૃતિ આવી.... હિંદી સૈનિકોને માથે કાંઈ નવા નિયમો લાદવામાં આવ્યા હતા....એમને બળવો કરવાની ફરજ પડી.... શરૂઆતમાં તો તેઓ શાંત હતા, માત્ર અન્યાય સામે ફરિયાદ કરતા હતા. મેજર મુનરો આ બળવાની વાત સાંભળી, છાપરાથી એકાએક બાંકીપુર દોડી ગયો. બ્રિટીશ ટુકડીઓ સાથે બળવાખોરો ઉપર તૂટી પડ્યો.... કેટલાયને પકડ્યા. એક મોટું ન્યાયનું નાટક કર્યું, અને બધાને ચડાવી દીધા ફાંસીએ...." પાનાં ફરે છે. ચાચાના અવાજમાં તિરસ્કારની ખુમારી આવી જતી હતી. ભાષામાં કટાક્ષની કટારી ફરતી હતી.... "યુરોપમાં નેપોલિયન આગળ વધતો હતો,

લડાઈ યુરોપની અંદરનાં નાનાં નાનાં રાજ્યોમાં પ્રસરતી હતી... ૭ સપ્ટેંબર ૧૭૯૫,—બંગાળી લશ્કરની ૨૫મી ટુકડીને તામલુક જવાનો હુકમ મળ્યો. વહાણ તૈયાર હતાં. તામલુકથી તેમને મલાક્કા જવાનું હતું.... બ્રિટીશ અને ડચ વચ્ચેની હિંદ બહારની લડાઈ માટે બંગાળી લશ્કર !—પણ તામલુક ગયા પછી સૈનિકોએ ચોખ્ખી વાત કરી દીધી કે "અમે તમારા માટે અમારો જાન હરગિઝ દેવાના નથી." અને ગોરા અમલદારે કોર્ટ માર્શલ જાહેર કર્યો. રઘુનાથસિંહ, ઉમરાવગીર અને યુસુફખાન, એ ત્રણે આગેવાનોને ગોળીએ દીધા. બાકીનાઓને એ પારકી ધરા ઉપર ત્યાં જ રખડતાં છોડી મૂક્યા....એ આખો ઇતિહાસ લોહીના અક્ષરે લખાએલો છે...." ચાચાનો અવાજ જુસ્સો ધરતો જાય છે. પાનાં પણ જલદી જલદી ફરે છે.... "૧૮૫૦...મદ્રાસનું મુસલમાન રાજ્ય આથમ્યાને થોડો જ વખત થયો હતો... વેલોરમાં અંગ્રેજો સામે સખ્ત પ્રચાર ચાલુ હતો—જાગૃતિ એકદમ આવતી જતી હતી....બળવો જોરપૂર્વક ચાલ્યો... પરિણામે વિલિયમ બેંટિકને પાછા દેશ ભેગા થવું પડ્યું. આખા દક્ષિણમાં આ બળવાની અસર થઈ. સંપ વધતો જ ગયો. હિંદુ મુસલમાન સૈનિક તદ્દન એક બની ગયા હતા, બે વચ્ચે કોઇ ભેદભાવ નહોતા રહ્યા. એક બ્રિટીશ સૈનિક લખે છે, 'નંદીદુર્ગ અને શંકરીદુર્ગના સૈનિકોમાં બળવાની અસર ખૂબ તેજ હતી ધર્મના મતભેદ જેવી કોઇ વસ્તુ નહોતી. બે ય બ્રિટીશ સત્તાની સામે હતા, અને એમને હાંકી કાઢવા ઇચ્છતા હતા....'" વધુ પાનાં ફરે છે.... "બળવાનાં બે જ વર્ષ પહેલાં, ઇ. સ. ૧૮૫૫માં, ૨૧મી સપ્ટેંબર...નિઝામ હૈદ્રાબાદ લશ્કરની ૩જી ટુકડીએ બળવો કર્યો હતો...બ્રિટીશ બ્રિગેડિયર કેપ્ટન કોલીન મેકેન્ઝી મહામહેનતે જાન બચાવીને નાઠો, સખ્ત રીતે ઘવાયો તો હતો જ. એનાં ઘરબાર લૂંટાઇ ગયાં હતાં...."

ચાચાને થાક જણાતો હતો. એ ખૂબ જ ઉશ્કેરાઈ ગયા હતા. મેં જિજ્ઞાસાથી પૂછ્યું, "આ કોનું લખેલું છે?" "મારા બાપ અને દાદાનું! મારી ઉમર કેટલી ધારે છે?" ચાચા હસતા હતા. આશરે સિત્તેર કે પચોતેર જેટલા તે લાગતા હતા. મેં કહ્યું, "સિત્તેર-પંચોતેર ..." અને ચાચા ખડખડાટ હસી પડ્યા ... "ના, ના, એકસો ને અઢાર!..."

"એકસો ને અઢાર!!... અરે! ત્યારે તમે તો ૧૮૫૭માં ભર યુવાનીમાં હશો! તમે તો બધું નજરે જોયું હશે... કદાચ જાતે ભાગ પણ લીધો હશે..."

"હા હા, મેં ભાગ લીધો છે!...."

બહારના ટાવરમાં અગિયારના ટકોરા પડ્યા.

વાતાવરણ ગંભીર, ભયંકર છે. વદ તેરશનો દિવસ છે. ચંદ્ર હજુ ઊગ્યો નથી. આકાશમાં જાણે કોઇ પણ દોર લગામ વગરના તારા ગમે તેમ વિખરાયેલા પડ્યા છે, નીચે ધરતી પરના દોરલગામ વગરના સામ્રાજ્યની મશ્કરી કરતા હોય એમ હસે છે, કે આંસુ વહાવે છે એ સમજ ના પડી. ચાચાએ ઉધરસ ખાધી.

"અગિયાર વાગ્યા છે, અને જો હું એ વાત કરવા જઈશ તો કદાચ સવાર પડશે પણ વાત પૂરી નહિ થાય ... આજ તો હું એ વાત નહિ કરું ... પણ થોડું કહ્યું—કહ્યા વગર નહિ જ રહેવાય....

"એને આજ કહેવામાં આવે છે સ્વાતંત્ર્ય યુદ્ધ. પણ ખરી વાત કહું તો સાચા અર્થમાં એ સ્વાતંત્ર્ય યુદ્ધ ન હતું. એ હતું. એ હતો માત્ર અંગ્રેજ સત્તાનો નાશ કરીને જૂની સત્તાઓ ફરી સ્થાપવાનો રાજવીઓનો આખરી પ્રયત્ન .... એમાં આમજનતાએ ભાગ લીધો ન હતો. સહકાર આપ્યો હતો—એમના સ્વાર્થ પૂરતો; માત્ર એમને એની

અસર પહોંચતી હતી એટલા પૂરતો; થોડી સહાનુભૂતિ પણ હતી, પણ સક્રિય સાથ નહિ. બાકી એમાં હતા અસંતોષી જનો, અંગ્રેજ સત્તાથી જેમને વધુમાં વધુ નુકશાન—'અન્યાય'—થયો હતો તે બધાં રાજરજવાડાંઓ, હતા એ સેનાપતિઓ જેમની ચઢતીની નિર્વાહ અવરોધાઇ ગઇ હતી, અને એ બેકાર સૈનિકો, જેમની રોજી બ્રિટીશ લશ્કરના આવવાથી ચાલી ગઇ હતી... બાકી આમજનતા તો પહેલાં પણ ક્યારે વિગ્રહમાં ભાગ લેતી! ઉચ્ચ પછાત વર્ગ તો બિચારો વટલીને સુખી થતો હતો!....

"આમાં ઉમેરાયું ધર્મ ઝનૂન ... ધર્મની રક્ષાને નામે પ્રચાર આદરવામાં આવ્યો ... અંગ્રેજોને લોકોને ખ્રિસ્તી બનાવવાનો બહુ મોટો રોગ હતો—એ તો જો-કે મુસલમાનોમાં પણ ક્યાં ન હોતો :—પણ આમણે તો હદ જ વટાવી દીધી હતી. એટલે લોકોને ઉશ્કેરવા એ સહેલું થઇ પડ્યું .... પલટાતા વાતાવરણ સાથે જનતા બરાબર ગોઠવાઇ ન હોતી શકી, એટલે ખીજાયેલી તો હતી જ ....

"એવાં બીજાં પણ ઘણાં કારણો હતાં. પણ એ પૂરતાં ન હતાં. એક સ્વાતંત્ર્ય યુદ્ધને માટે આ બધું પૂરતું નથી, એ આજ મને બરાબર સમજાય છે. છેક નીચલા વર્ગના સહકાર વગર કોઇપણ સ્વાતંત્ર્ય યુદ્ધ સફળ ન થાય, કદાપિ ન થાય. અને એ નિષ્ફળ ગયું ... નિષ્ફળ જવા જ સર્જાયું હતું ... આપણી ૧૯૪૨ની ચળવળ જેમ ... છેક પછાત વર્ગ વગર ક્રાંતિ થઇ જ ન શકે કદિ ... પણ આ તો ભવિષ્ય માટે ખરાબ બી વાવતું ગયું ... એણે બી વાવ્યાં ધર્મ ઝનૂનનાં, ભવિષ્યની હિંદુ મુસલમાન પ્રજાને એક ભેગી થતી અટકાવવાનું કામ કર્યું. આમાંથી અંગ્રેજોને ચાવી મળી, કે ફરી આ બેને ભેગાં થવા દીધા તો સત્તા સાચવવી એકદમ મુશ્કેલ થઇ પડશે, અને એમને જુદા રાખવા માટે ધર્મ જેવો સારો રસ્તો બીજો મળવો મુશ્કેલ છે. રાણી વિક્ટોરિયાના ઢંઢેરામાં મુખ્ય વાત એ જ હતી: 'સૌ પોતપોતાના ધર્મ પાળવાને સ્વતંત્ર છે ...' અને એ સ્વતંત્રતાએ હિંદની પરતંત્રતાનો પાયો વધુ મજબૂત બનાવ્યો .... આજની ઘડી સુધી એ આપણને નડે છે. બે વચ્ચેનું અંતર દિવસે દિવસે ઉગ્રપણે દેખાય છે, અને એ કોયડો એવો ગુંચવાનો જાય છે, જાણે કે ઉકેલ મળશે જ નહિ .....

"પણ ના. એનો ઉકેલ છે ... જરૂર છે. આઝાદ હિંદ ફોજ અને હિંદી નાવિકોનો બળવો એના પુરાવા છે. મારી મરી ગયેલી આશા ફરી સજીવન થઇ છે—એ દિવસથી જ્યારે નાવિકોએ બળવો કર્યો. એ બળવો એ અંગ્રેજ સત્તાના પાયામાં ઘા હતો. આખું સામ્રાજ્ય હચમચી ગયું એથી. જે હિંદી સૈનિકોના જોરે એમણે સત્તા ટકાવી રાખી હતી, એ હવે એમના નથી રહ્યા. ને આજ તો હું આશાભર્યો ભાવી તરફ મીટ માંડું છું ... અને ઉકેલ વગરનો લાગતો એ કોયડો હવે ઉકેલાય છે ... કારણ આમ જનતા જાગી ઉઠી છે .... એમની પાસે ખોટું ધર્મઝનૂન નથી, પણ ક્રાંતિનું સાચું કારણ છે—અને, અને બસ હવે સ્વરાજ્ય નજીક છે ...."

આચાર્યએ જોરથી ઉધરસ ખાધી, જાણે ખુમારીભર્યો ખોંખારો ખાતા હોય એવું લાગ્યું. બારના ટકોરા ક્યારે પડી ગયા તે કાંઇ ખબર ન પડી. એક વાગવા આવ્યો હતો. ચંદ્રના ઉદયની તૈયારી હતી, અને મને લાગ્યું કે આવતી સ્વતંત્રતાની એંધાણીઓ જોઇ તારા મલકાય છે.

અમે સૂતા. બહાર શાંતિ હતી. પણ એ અંધકારમાંથી ભણકારા ઊઠતા હતા—"આમ જનતા જાગી ઊઠી છે .... ને હવે સ્વરાજ્ય નજીક છે. ...."

卐

# સાયબાને નજરે ના દેખિયો

પ્રેમશંકર હ. ભટ્ટ

સાયબાને નજરે ના દેખિયો !

હાવળું દેતો હય હણહણે,
સીમડીશું ગજવી ભેંકાર;
નભને ગોરંભી રજને ઢાંકતો,
ધરતી પે ધમચી ખૂંદાય !

—સાયબાને૦

વજ્જર કડાકા ગાજે આભમાં,
સમદર માઝા મૂકી ધાય;
ખરેડી ખાંગાં થાતાં ડુંગરા,
સૂરજના દીવડા બૂઝાય !

—સાયબાને૦

બખ્તર બાંધ્યો ને તાતી તેગનો,
સજિયલ હોય જો શણગાર;
છળશું ના દેખી તારા વેશનો
ઉપલક કરડો અસબાબ !

—સાયબાને૦

ખેલવું હોયે તો ખેલો દેવતા !
ડમરુને નાદે ખાંડાખેલ;
ધગતાં રુધિરે કરશું ચાંદલા,
તારી આંખડીમાં જડી દેશું નેન !

—સાયબાને૦

☆

# કવિરાજ ચંદ્રશેખર

મૂળ લેખક: વિઠ્ઠલરાવ ડી. ઘાટે
અનુવાદક: ગુલાબદાસ મં. બ્રોકર

૧૯૨૦–૨૧ની સાલ હશે. મે મહિનામાં એક સાંજે, બગલમાં કવિતાની નોટબુક અને હાથમાં પરસેવો લૂછવાનો રૂમાલ લઈ મેં મામાનીપોળમાં પ્રવેશ કર્યો. ઘણે ઘેર પૂછપરછ કરી પરંતુ મહારાષ્ટ્રના એક કવિશ્રેષ્ઠના ઘરની, તે સાંકડી ગલીમાંના કોઈ પણ રહેવાસીને ખબર ન હતી. તપાસ કરતો કરતો છેક છેવટની એક અત્યંત સાંકડી ગાળીમાં હું દાખલ થયો. એ ગાળીમાં ખૂબ અંધારું હતું. અત્યંત સંભાળપૂર્વક ચાલવું પડતું હતું. દશપંદર ડગલાં આગળ જતાં એક બે મજલાવાળું ચોકવાળું મકાન આવ્યું. ચોક ઓળંગીને જરા આગળ જઈ અંધારામાં જ મેં બૂમ મારી: "કોણ છે!" એવો અંધારામાંથી જ એક ઊંચો પરંતુ રણકારવાળો અવાજ આવ્યો અને તરત જ દીવાના નાનાશા પ્રકાશવર્તુલમાં, ઠીંગણી પણ કસાયેલી, દૃઢયષ્ટિવાળી, વિશાળ પણ ચપળ આંખોવાળી, કાળી ચકચકતી પરંતુ છેડે ગાંઠ મારેલી ચોટલીવાળી, અને સ્વચ્છ સાદું પંચિયું પહેરેલી કવિરાજની મૂર્તિ દેખાઈ. "દત્ત કવિના પુત્ર" એવા મારા શબ્દો સાંભળતાં જ તેમની મુદ્રા બદલાઈ, આંખમાં આંસુ આવ્યાં અને ગળગળી બની તેઓ મને ભેટયા. આ રીતે અંધારામાં જ અમારો પરિચય થયો.

ચંદ્રશેખરનું આયુષ્ય વડોદરામાં અંધારામાં જ વ્યતીત થયું. વૈદકીય ખાતાની કચેરીમાં લોહી ઉકળાવી ઉકળાવીને કારકુની કરવી; સાંજે દેવદર્શને જવું અને સીધે રસ્તે પાછું ઘેર આવવું; હાથપગ ધોઈ ઉપરે મેડી ઉપર બેસી કાવ્યચિંતનમાં મધરાત સુધી જાગવું; સવારે મોડું ઊઠવું; સ્નાન કરી સૂર્યોપાસના કરવી અને બે કોળિયા ખાઈને કચેરીનો રસ્તો પકડવો—આ રીતે ચંદ્રશેખરનું જીવન વ્યતીત થતું હતું. વડોદરા તેમને ઓળખતું પણ ન હતું. ગરીબ કારકુનને તે વળી કોણ ઓળખે?

મોટા મોટા પરોણાઓ વડોદરાની પરોણાગત ચાખી ગયા છે. વક્તાઓ આવ્યા, ગ્રંથકર્તાઓ આવ્યા, કવિઓ આવ્યા, ધર્મોપદેશકો આવ્યા. સર્વનો સત્કારસમારંભ થયો, યથાયોગ્ય આદરમાન મળ્યાં. આદરમાન—પૂછપાછ પણ ન થઈ કેવળ ચંદ્રશેખરની! તેમનું આયુષ્ય ૩૦–૪૦ રૂપિયામાં કારકુની કરતાં જ વ્યતીત થયું! લેખકે કહ્યું છે કે,

જાતિ કેરા ભ્રમર પ્રતિ હાં! કોણ કહેશે કદાપિ
કે ત્યાગી હું સુમન પ્રિયને, વ્હાલ આ કાઈ કાપી!

છતાં વડોદરાએ ચંદ્રશેખર સરખા કવિતા—જાતિના રસિક ભ્રમરને લાકડું જ આપ્યું હતું!

ચંદ્રશેખર સંસ્કૃતિની દૃષ્ટિએ પ્રાચીન હતા. અભિરુચિ અને મનોરચના આ ગુણોની દૃષ્ટિએ તેઓ ભવભૂતિ અને જગન્નાથ પંડિતના સમકાલીન હતા. પ્રાચીન કવિઓનો ઉલ્લેખ તેઓ જેમ જાણે પોતાના સમકાલીન અને વડોદરાના ન હોય એ પ્રમાણે જ કરતા. તેમના જેટલી ભૂતકાળમાં રાચનારી અને નર્યા ભૂતકાળમાં જ મોજ માણનારી વ્યક્તિ મેં હજુ સુધી જોઈ નથી. વર્તમાન પરિસ્થિતિ સાથે તેમને કશું જ સાધર્મ્ય હતું જ નહિ; અને વડોદરાએ કરેલી તેમની અવહેલનાથી તો તેમનું મન ભૂતકાળમાં અધિકાધિક મગ્ન થઈ

રહ્યું હતું. કચેરીમાંથી ઘેર આવીને પાઘડી અને ઉપરણું ખીંટી ઉપર ભેરવી દેતા, ધૂળ ખંખેરી નાખતા અને હાથપગ ધોઈને પોતાની મેડી પરની પોતાની મઢીમાં તથા સાથે સાથે ભૂતકાળમાં પ્રવેશ કરતા; અને પછી તો પોતે ગરીબ છે, પોતે કારકૂન છે, પોતે ઉપેક્ષિત છે એ સર્વ હકીકતો વીસરી જતા. તેઓ કાલિદાસની સાથોસાથ રાજદરબારમાં બેસતા, વાલ્મીકિ સાથે તમસા કાંઠે સમિધો એકઠાં કરવા જતા, જગન્નાથ પંડિત સાથે દિલ્હીશ્વરના કૃપાછત્ર હેઠળ રહી લવંગિની સાથે પ્રણયાલાપ કરતા. તેમને વીસમી સદીના મરોડો કે આકારો દેખાતા પણ ન હતા.

શાપાદપિ શરાદપિ પ્રાચીન બ્રાહ્મણોના સહવાસમાં તેમનું જીવન વીત્યું. આશ્રમમાં રહી તપ સાધના કરી તે તપનો અંશભાગ ક્ષત્રિયોને આપનારા બ્રાહ્મણોનું રક્ષણ કરનારા રાજાઓ જોડે પલોંઠીએ પલોંઠી અડકાડી તેઓ બેસતા. પ્રાચીન સમાજ—વ્યવસ્થા, બ્રાહ્મણોનું તપ સામર્થ્ય, ક્ષત્રિયોનું તેજ; પ્રાચીન નગરો, વિલાસ મંદિરો, બાગબગીચા, પ્રાસાદો, પ્રાચીન રાજાઓ, તેમની રાણીઓ અને નોકર ચાકર પરિવાર; પ્રાચીન રાજકવિ, પંડિત, નર્તકી, મશ્કરાઓ ( વિદૂષકો ), વગેરે સઘળું તેમની દૃષ્ટિ સમક્ષ ખડું થતું અને એ પ્રાચીન વાતાવરણમાં તેઓ તલ્લીન થઈ જતા. મામાની પોળમાં અને વીસમી સદીમાં ચંદ્રશેખર કદી પણ જીવ્યા નથી—માનસિક દૃષ્ટિએ.

અમારી તે મામાની પોળમાંની મઢીમાંની બેઠકો હું કદી ભૂલીશ નહીં. અમે તરુણો તો ઘણુંખરું શ્રવણ ભક્તિ જ કરતા. વડોદરામાં એ ઉનાળાના દિવસો હતા. શરીરમાંથી પ્રસ્વેદની ધારાઓ જ ચાલતી. પરંતુ બેઠક એક વાર જામી કે પછી કોઈને કશાનું ભાન જ ન રહેતું. હમેશાં મોડું થઈ જાય, રાત્રિની તોપ થવાનો સમય લગભગ થઈ જાય; કોઈ કોઈ વખત તો તોપ થઈ પણ જાય. નીચેથી ચંદ્રશેખરને ફલાહાર માટે તેડું આવે, પરંતુ કાવ્યાનંદ તો ચાલુ જ રહે. અમે અમારા ભાડૂતી ઘર તરફ અનિચ્છાએ ચાલતાં જતાં રસ્તામાં કવિરાજ પાસે સાંભળેલી પંક્તિઓ ગણગણતા જતા. રસ્તા પરના લોકો હાંસી કરે પરંતુ અમને તેનું ભાન પણ ન હોય. ઈદાર પાછું જવાનું પાસે આવે ત્યારે તો બેઠકમાં વિશેષ રંગ જામે. અમે જમીને તરત જ ચંદ્રશેખર પાસે જતા. રાત આખી કાવ્ય-ગાનનો જલસો થાય. મોંસૂઝણું થાય કે ભાડૂતાકને ત્યાંથી જ કવિરાજની રજા લઈ અમે સીધા સ્ટેશને જતા. આવી અમારી સ્ટેશન પ્રતિની પ્રભાતફેરીઓમાં ચંદ્રશેખરની કવિતાઓનું જ ગાન થતું અને તે ગાડી છૂટે ત્યાં સુધી અટકતું નહીં.

સામે એક સુંદર નાનીશી પેટી રાખીને ચંદ્રશેખર બેસતા. કદી પોતાની કવિતા તો કદી જગન્નાથ પંડિતનો એકાદ સુંદર શ્લોક, કદી પોતાને ગમતી એકાદી અંગ્રેજી કવિતા, તો કદી ' અર્વાચીન કવિતા 'માંથી સેંધે, મોગરે, કીર્તિકર વગેરેની પોતાને ગમતી કવિતાઓ ઉપસ્થિત થતી. ચંદ્રશેખરને ગાતા ન આવડતું, પરંતુ તેમનું ગળું એટલું બધું મીઠું હતું કે કવિતા ગાતાં વિલક્ષણ પ્રેમળપણું અને માધુર્ય ભરેલાં અનુભવાતાં. ગાતાં ગાતાં કોઈ કોઈ વખત તો તેઓ દેહભાન વીસરી જતા અને ગળગળા થઈ જતા. " શી મજા છે.! " એમ કહેતાક જીભથી હોઠભીના કરતાકને પોતાનું ગદ્ગદ કંઠત્વ દાબી દઈ તેઓ આગળ વાંચતા. તેમના જેટલાં મનોભાવ અને તલ્લીનતાથી કેવળ એક તાંબે જ કવિતા ગાઈ શકે છે; અન્ય કોઈને તે વસ્તુ સિદ્ધ નથી. એકદમ રંગમાં આવે ત્યારે ચંદ્રશેખર ઊભા થઈ જતા,

અને પાછળના ભાગમાં હાથ એકમેકમાં જોડી આંટાફેરા કરવા લાગતા. અમે સૌ તેમના પ્રત્યે ચકિત અને શ્રદ્ધામય મુદ્રાથી જોઈ જોતા બેસીએ. વચ્ચે જ તેઓ થંભી જાય, અમારા તરફ વળે અને જરા મોઢું વાંકું વાળી આવેશ અને આવેગથી કહેવા લાગે કે "કેવો છે એ઼લમ કાકાનો ગાળીયો ?" આમ કહેતાં તેઓ હસે અને વળી પાછા આંટાફેરા શરૂ કરી દે. આવે પ્રસંગે કદી તેઓ કાવ્યકલાનું સુંદર વર્ણન કરતા અથવા મમ્મટ અથવા જગન્નાથની વ્યાખ્યાની ગંભીરપણે ચર્ચા કરતા. રાવબહાદુર મહાજનીની 'હેત્વસમાપ્તિ'ની વ્યાખ્યાનો તેઓ વારંવાર ઉલ્લેખ કરતા:

"ફરી તું લે, ફરી તું લે, મમ મનોમય મૃગ,
જીવન આ તવ પ્રિય સરી જતું સરી જતું."

એ કવિતા ગાતાં તો ચંદ્રશેખર હદ કરતા.

'અમૃત તે ગરલ સમ, ગરલ તે અમૃત સમ' એ ચરણ પર્યંત આવતાં તો તેઓ નાગની પેઠે ડોલવા લાગતા. આવે પ્રસંગે તેમની આંખોમાં ઉલ્લાસ ભર્યો દેખાતો. 'વસંત માધવ' ગાતાં ગાતાં,

'રે રે મન ! પ્રિય સખે ! ખિજી કેમ તું ગયું ?'

આ ઓગણચાલીસમા શ્લોકથી યોગ સમાધિનું વર્ણન કરતાં કરતાં તેઓ સ્વર બદલતા, વેગ કમી કરતા અને કંપતા તથા ધીમા અવાજથી ગાવા લાગતા. આ પ્રસંગે તે કોટડી તે અંધારીયા અજવાળામાં એક પ્રકારના સૂક્ષ્મ અને પવિત્ર વાતાવરણથી ભરાઈ જતી. "ચલો ચઈએ ભાઈ" એ પોતાનું એકનું એક પદ ગાતાં તો તેમની ભૂમિકા એટલી ઉજ્જવળ થતી કે હિમાલયનાં કોઈ પવિત્ર શિખર પર બેઠો કોઈ વેદકાલીન મહાત્મા વિશ્વને આવાહન કરતા હોય એમ અમને ભાસતું.

'ગોદા ગૌરવ'ની પણ પારાયણ થતી. આવે વખતે નાસિકમાં ગોદાવરી તટ પર કાઢેલાં બાળપણનાં સંસ્મરણો નીકળે—'બાટજી'ના મઠમાંનો આરામ, તે જૂના ઉસ્તાદ તરવૈયા ધારીઓ, નદી પર ફરવા આવેલાં લહેરી લોકો વગેરેનું તેઓ માર્મિક વર્ણન કરતા.

આપણે કવિઓના આત્મલક્ષી (subjective) અને પરલક્ષી (objective) એવા વિભાગો કરીએ છીએ. આપણને આત્મલક્ષી કવિઓ વિશેષ પસંદ પડે છે. કારણકે તેમનું જીવન અને કવન એ આપણને એકરૂપ થએલું ભાસે છે. તેમનું કાવ્ય તેમનાં જીવનનું પ્રતિબિંબ હોય છે. જેના જીવનનો તેની કળા સાથે પૂરતો સંબંધ નથી, જેની કળા સ્વાનુભવ પર અધિષ્ઠિત નથી તેના પ્રત્યે આપણને ખાસ સહાનુભૂતિ થતી નથી. જ્યાં કવિમાં અનુભૂતિ નથી ત્યાં વાંચકોમાં સહાનુભૂતિ ક્યાંથી આવે ?

મને કલાવંતોનું આ પ્રકારનું સ્થૂળ વર્ગીકરણ પસંદ નથી. વ્યાકરણે શબ્દસૃષ્ટિના વિભાગ (Parts of speech) કરીને શબ્દોનાં વ્યક્તિમત્ત્વનો જે વિધ્વંસ કર્યો છે તે જ દશા વર્ગીકરણથી કલાવંતોની થવાની. કેવો માણસ કયા વર્ગમાં આવે છે તે શોધી કાઢવા માટે અન્ય માણસો સાથેના તેનાં સાધર્મ્ય પ્રત્યે જ આપણી દૃષ્ટિ બંધાઈ રહે છે. ઈતર લોકોથી તેનામાં શી વિશિષ્ટતા છે તે તરફ આપણું લક્ષ જતું જ નથી. ચંદ્રશેખરને પરલક્ષી ઠરાવીને પતાવી નાખવામાં આવે જ અન્યાય થાય તેમ છે. લોકદૃષ્ટિએ જોઈ શકાય તેવું તેમનું દુઃખપૂર્ણ એકમાર્ગી જીવન તેમનાં કાવ્યોમાં પ્રતિબિંબિત થતું નથી, એ ખરું છે; પરંતુ "હું મેડિકલ ખાતામાં એક કારકૂન છું, જગત મારા તરફ અન્યાય કરી રહ્યું છે"

એમ રોતાં રોતાં તેમણે કરુણગીતો જ ગાવાં એવો આગ્રહ આપણે શા માટે રાખવો જોઈએ ? બાહ્ય જીવનથી ભિન્ન એવું ચંદ્રશેખરનું આંતરજીવન હતું. તેમાં જ તેઓ રચ્યા પચ્યા રહેતા. દારિદ્ર, અવહેલના વગેરેની તેમના ઓજસ્વી અને પ્રસન્ન કાવ્યો પર જરા જેટલી પણ છાયા પડી શકી નહીં એટલું એ આંતરજીવન પ્રભાવશાળી હતું. જૂની પેઢીમાંનો સંયમ નામનો ગુણ—કદાચ કેટલાકને એ અવગુણ પણ લાગે—ચંદ્રશેખરમાં હતો. પોતાનાં જીવનનું સ્પષ્ટ ચિત્ર વાઙ્‌મય સાહિત્યમાં ચિત્રિત કરવું એ ચાર માણસમાં લૂગડાં ફેંકી નાગા થઈ ચાલવા સરખું તેમની પેઢીને લાગતું. વસ્ત્રો તો જોઈએ જ અને તે પણ સુંદર, શરીરને લાવણ્યમય બનાવે તેવાં, એટલું જ નહીં ઉપરાંત શરીરના અવગુણને ઢાંકનારાં તો જોઈએ જ એવું તેઓને લાગતું. પોતાનો અનુભવ જો કહેવો જ તો પછી તેને થોડોઘણો મરડી મરડીને, તેને થોડું વ્યાપક સ્વરૂપ દઈને, કોઈ વાર તેનું અન્ય પરત્વે આરોપણ કરીને અને તેનો કલ્પના વિલાસ રચવો એવી તેમની વૃત્તિ હતી. પ્રણયિની પર કાવ્ય લખવાનું હોય તો અશરીરિણી પ્રેમદેવતાને સંબોધી ચલાવી લેવું પડતું. અનેક જૂના કવિઓએ કાવ્ય દેવતા નામની અમૂર્ત શક્તિ સાથે જ પ્રણયાલાપ કર્યો છે અથવા તો રાધાકૃષ્ણ-પ્રેમના નામે-by proxy—પ્રણયક્રીડા કરી છે તેનું માનસશાસ્ત્રીય કારણ આ જ હોવું જોઈએ.

પરંતુ અનુભવને મરડી મચકોડવો, પોતાના જીવન તરફ વાચકોની દૃષ્ટિ ન વળે તેની ખબરદારી રાખવી એ જુદું અને અનુભવ ન હોય, જગત પ્રત્યે સહાનુભૂતિ ન હોય, એટલે કે સહૃદયતા ન હોય એવા કવિએ પાંડિત્યપ્રદર્શક કાવ્યરચના કરવી એ જુદું. ચંદ્રશેખર પંડિતકવિ ન હતા. તેમનાં કાવ્યોમાંનો પ્રસાદ પાંડિત્ય-સાધ્ય નથી. તેમણે સૃષ્ટિ જોઈ હતી. તેમનું વિપુલ અને વિવિધ સૃષ્ટિજ્ઞાન પુસ્તકીયું ન હતું. મહાનદી પ્રત્યે જેટલી હાડમાંસવાળા માણસ પ્રત્યે હોય તેટલી તેમની ભક્તિ હતી. એક નિર્જીવ નદી પર આવો જીવંત પ્રેમ કરવો અને ગુજરાતની મરુભૂમિમાં પચાસ વર્ષ સુધી તેનો ધ્યાસ કરવો એ જીવંત ભાવનાપ્રધાન કવિ સિવાય કોને સિદ્ધ થવાનું હતું ? ચંદ્રશેખરને ફળફૂલનો વિસ્તૃત અનુભવ હતો, તેના ગંધરંગનું તેઓ એક તજ્જ્ઞ પ્રમાણે વર્ણન કરતા. 'કુંજ-કૂજન' નામક તેમના કાવ્યને શૈલીનો આધાર ભલે હશે તોપણ તેમણે તે અદૃષ્ટ પક્ષીનો રવ પ્રત્યક્ષ સાંભળ્યો હતો અને તે પક્ષી તેમને નાદ લગાડી શક્યું એટલા તે સંવેદનાનુકૂલ વૃત્તિવાળા હતા. મુંબઈની ચાલીમાં બેસી ચંદ્રશેખરે ભારદ્વાજ, ચકોર પર કાવ્યો લખ્યાં નથી, અથવા અરુણોદય ન જોયા છતાં તેનાં વર્ણનો કર્યાં નથી. તેમણે પોતાનું વૈયક્તિક જીવન પોતાનાં કાવ્યમાં સ્પષ્ટપણે વ્યક્ત કર્યું ન હોય, તો પણ તેમનાં કાવ્યમાં સૃષ્ટિ અને મનુષ્ય વચ્ચે ઉદ્ભવેલી સરસતા ક્ષણેક્ષણ દૃષ્ટિગોચર થાય છે.

ચંદ્રશેખર જેટલી કવિતાની નિસ્સીમ સેવા ક્વચિત્ કોઈએ જ કરી હશે. તે સૂર્યોપાસક હતા. સૂર્યોપાસના જેટલી જ કાવ્યોપાસના તેમને પવિત્ર અને અગત્યની લાગતી. હમેશનાં આહ્નિક માટે જે રીતે તેઓ શુચિર્ભૂત થઈને પવિત્ર ભાવનાથી અને શ્રદ્ધામય અંતઃકરણથી બેસતા તેટલી જ શુચિર્ભૂત વૃત્તિથી તેઓ સંધ્યાકાળે મેડી પર જઈ કાવ્યસાધના કરતા. કચેરીમાંનું ક્ષુદ્ર માથાકૂટ ભરેલું કામ ૫-૬ કલાક કાઢવા; કદી ન ખાઈ ચિનસે

ગુજારવા, મિત્રોના સહવાસ-સંભાષણ-વિના વર્ષો વિતાવવાં, પ્રેમાનંદ વિના જીવન જીવવું–આ સંયોગોની કલ્પના વાચકે મનથી કરી તે પછી ચંદ્રશેખર પ્રત્યે તેમજ તેમનાં કાવ્યો પ્રત્યે જોવું. પેટી પર એક પત્થર-પાટી અને પેન્સિલ, પાટી પર વળાંકદાર સુંદર તિરકસ અક્ષરો અને કવિરાજ કેવલ-સમાધિમાં તે પેટીની આસપાસ આંટાફેરા કરે છે, એવું ચિત્ર આંખો સમક્ષ રાખવું. વેળાનું ભાન નથી, રાત્રિનો ફલાહાર મળ્યો તો ઠીક છે નહીંતર કાંઈ નહીં, એમ અનેક રાત્રિઓ વીતે. ચંદ્રશેખરનાં કાવ્યમાં દિવાના તેલની વાસ આવે છે એવું કહેનારને હું કેવળ એટલું જ કહીશ કે તે દિવાનું તેલ સાદું સુંદું બજારુ તેલ ન હતું; હૃદય પીલીને કાઢેલું તેલ હતું. ચંદ્રશેખરે જાગરણો, કદન્નસેવન, ઉપવાસ, ક્લેશ, અવહેલના આ બધું પોતે જાતે વેઠ્યું પરંતુ મહારાષ્ટ્રને તો તેમણે માત્ર નિર્ભેળ આનંદ ખોબેખોબા ભરી પાયો છે. એ સ્વાર્થત્યાગ અને એ સંયમ અપૂર્વ છે. એક બીજા ચંદ્રશેખર (ભગવાન શંકર)ની પેઠે પોતે હલાહલ વિષ પ્રાશન કરી મહારાષ્ટ્રને તો ગંગાપાન કરાવ્યું છે.



# તાપીના લીમડેશ્વર મહાદેવનો સંદેશો

ડા. સુમન્ત મહેતા

**તાપી** નદીના તટ પર વસેલાં સુરત શહેરથી આશરે સાતઆઠ માઈલ દૂર, પૂર્વ દિશામાં, કઠોર અને ખોલવડ એ નાનાં ગામો હતાં અને ત્યાં વહોરા લોકોની વસતી હતી. બંન્ને ગામો તાપી નદીના એક કાંઠાની પાસે હતાં અને વચ્ચે તાપી નદી પશ્ચિમ દિશામાં સુરત તરફ વહી જતી હતી. આ ગામનાં લોકો સાહસિક હોઈ તેમણે દક્ષિણ આફ્રિકા, રંગૂન અને યુરોપમાં વેપારધંધા કર્યા હોઈ હવે મોટાં મોટાં ઘરો અને મસ્જિદો તથા મદરેસા બાંધ્યાં છે. હિંદુઓની વસતી મોડેથી આવી હોય એવું જણાય છે કારણ કે બન્ને ગામમાં તેમનાં ઘરો નદીથી દૂર છે. ખોલવડમાં આજે પણ મોટા ભાગની વસતી વહોરાઓની છે, પણ કઠોરમાં બન્ને કોમોની સંખ્યા લગભગ સરખી થઈ ગઈ છે. હિંદુઓ પણ પરદેશ જઈને સારું કમાયા છે. આજે આ બન્ને ગામો મ્યુનિસિપાલિટીવાળાં ગામ બની ગયાં છે, બન્નેમાં પાણીના નળ નાખવામાં આવ્યા છે, અને ખોલવડમાં તો વીજળીનું કારખાનું પણ છે. પ્રજા ઉદ્યોગી છે અને સામાન્ય રીતે તેમની આર્થિક સ્થિતિ સારી ગણાય.

કઠોરના નૈઋત્ય ખૂણામાં લગભગ નદીના કાંઠા સુધી પહોંચતું મોટું કબ્રસ્તાન છે અને એ કબ્રસ્તાનના નૈઋત્ય ખૂણામાં છેક તાપી નદીના ૪૦ ફુટ ઊંચા ભેખડ ઉપર લીમડેશ્વર મહાદેવનું મંદિર છે આ સ્થાન ખૂબ એકાંતમાં છે,--સીવાય જતી ભેખડોને લીધે ભયાનક લાગે છે એટલે મહાદેવને ઘણું અનુકૂળ અને યોગ્ય જણાયું હશે; અને ત્યાં હિંદુઓનું સ્મશાન જરા દૂર છે એટલે તેમણે મુસ્લીમ કબ્રસ્તાન પસંદ કર્યું હશે; અને તેમ કરીને "મીર્યાં મહાદેવ"નો સહકાર તથા ઐતિહાસિક સાધ્યો છે.

નદીકિનારા પર એક લીમડાના ઝાડની ચોતરફ એક ચોતરો બાંધ્યો હતો તેનો ચોથો ભાગ ગયા વર્ષના પૂરે તોડીને નદીના ભાઠામાં ગબડાવી પાડ્યો છે. આ લગભગ હવામાં તોળાઈ રહેલા, બિન-સલામત ચોતરા પર બેસીને હું વિચાર કરવા લાગ્યો. આસપાસ નિરવ શાંતિ હતી. મોડી સાંજે રાત્રિના ઓળા પથરાયા કરતા હતા. મારી નજર સામે થોડા સમય પહેલાં જોયેલું એક દૃશ્ય ખડું થયું. દક્ષિણ આફ્રિકાની હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ ડો દાદુ મૂળ ખોલવડના વતની છે. ખોલવડના હિંદુ તેમજ મુસ્લીમ રહીશોએ ડા. દાદુ તથા ડા. નાયકરને એક આંબાવાડિયામાં ઉજાણી આપી, અને માન આપ્યું. તેમાં સ્વાભાવિક રીતે વહોરા ભાઈઓની સંખ્યા મોટી હતી. તેમાંથી ઘણા ભાઈઓ "સફરી" હતા, એટલે કે પરદેશમાં વસીને વેપારધંધો કરતા હતા. હું બારીકાઈથી અવલોકન કરતો હતો. મેં જોયું કે લગભગ દરેક મુસ્લીમ બિરાદર, ઉંમરે નાનો કે મોટો સહુ, શરીરે તંદુરસ્ત હતા, કદમાં ઠીક ઠીક ઊંચા હતા, છાતીએ પહોળા થોડા હતા, તેમના શરીરની હાલચાલમાં સ્ફૂર્તિ હતી, અને મોં પર જીવનનું એમ અમર આનંદ હતો. તેમાંના ઘણા સફરીઓએ અંગ્રેજી ઢબનાં, ગરમ ઊનના, કિંમતી કાપડ (બ્રોડક્લોથ)ના સૂટ પહેર્યા હતા. હિંદુસ્તાન દેશમાં ઉનાળાના વૈશાખ માસમાં આવાં

કપડાં બેહૂદાં લાગતાં હતાં અને શરીરને સુખકારક તો જરૂર નહિ જ લાગતાં હોય. જે જે હિંદુઓએ સન્માનનાં વચનો કહ્યાં, જે બીચારાં હિંદુ બાળાઓએ દેશભક્તિનું ગીત ગાયું એ બધાં શરીરે ટૂંકાં, મોં પર નૂર વિનાનાં, માયકાંગલાં હતાં.—એક બે અપવાદ સિવાય. એ હિંદુ પ્રજા ગરીબ હતી એવું માનવાને કારણ નથી. તો પછી એક જ ધરતી પર રહેનારી, એક જ પાણી પીનારી, એક જ ગામમાં રહેનારી પ્રજામાં આટલો બધો તફાવત (ફેર) શા માટે? તફાવત મારી નજરે પડયો હતો બોલવડમાં, પણ મેં ચિંતન કરવા માંડયું કમરતાનની પાસેના મહાદેવના ચોતરા પર! હિંદુ પ્રજાનાં શરીર આવાં ટૂંકાં; નબળાં, સાંકડાં, માયકાંગલાં શા માટે છે? બીજો વિચાર આવ્યો કે આ હિંદુઓ તો ગુજરાતી બ્રાહ્મણ વાણીઆ જાતના હતા. ગુરખા અને પંજાબી હિંદુઓ, શીખ પ્રજા, રાજપૂતો અને જાટ, મરાઠા અને પૂરબીઆ, ગુજરાતના ભીલ અને કોળી, કાઠીઆવાડની અનેક લડાયક કોમો એ બધા કાંઈ નબળા હોતા નથી. ત્યારે શું ગુજરાતની ઊંચી ગણાતી પ્રજા હવે મરી પરવારશે?

બીજો વિચાર આવ્યો — બોલવડના મુસ્લીમો માંસાહાર કરે છે, પોતાની આવકનો મોટો હિસ્સો ખાવા મજા માણવામાં ખર્ચે છે. હિંદુઓ માંસાહાર કરતા નથી. હિંદુઓનો ખોરાક માત્ર સાદો નથી, પણ રસ વિનાનો હોય છે. ગુજરાતી હિંદુઓ ખાવામાં કરકસર કરે છે, તેમના ખોરાકમાં વિવિધતા નથી. એ વાત ખરી હશે કે ગુજરાતી હિંદુઓને બધાં પૌષ્ટિક તત્ત્વો પૂરતા પ્રમાણમાં મળતાં નથી? એ વાત સાચી છે કે મોટું જમણ હોય તે સિવાય હિંદુઓ ખાવાની બાબતમાં કેવળ વેઠ ઉતારે છે! સાચે જ ગુજરાતી હિંદુઓ પોતાના કુટુંબના ખોરાકી ખર્ચમાં કરકસર કરે છે એવું મને લાગે છે.

તેની સાથે સાથે એ વિચાર આવ્યો કે ઉપર જણાવેલી બધી લડાયક કોમો માંસાહારી છે. વૈદિક સમયના આર્યો માંસાહારી હતા. ક્ષત્રીઓ હમેશાં માંસાહારી હતા. ચીના, જાપાની, મોંગોલ, તિબેટી, એ બધા માંસાહારી છે. ગુજરાતી રાજપૂત, મુસ્લીમ, કોળી, ભીલ, કોકરા, આજિણા એ બધા માંસાહારી હતા અને છે; ત્યારે શું એકલા શાકાહારી ગુજરાતી બ્રાહ્મણ વાણીઆમાં જ સાત્વિક તેજ આવ્યું છે! પણ ક્યાં છે એ તેજ? માંસાહારને લીધે પશુવધ કરવો પડે અને હિંસાને ઉત્તેજન આપવું પડે એ કારણને લીધે હું માંસાહારની વિરુદ્ધ નથી વિચારપૂર્વક. મારા મનમાં એવું ઠસી ગયું છે કે માંસાહારને લીધે આપણાં શરીરમાં એવાં તત્ત્વો પેસે છે કે જેને લીધે લડાયક વૃત્તિ અને કામવાસનાને ઉત્તેજન મળે છે; અને સાથે સાથે હું એવું સ્પષ્ટ માનું છું કે આપણે નિરામિષ અથવા જેને સામાન્ય રીતે શાકાહાર કહીએ છીએ તેમાંથી શારીરિક બળ, શારીરિક અતિશ્રમ, અથવા — ખડતલપણાને લાયક બધાં પૌષ્ટિક તત્ત્વો મળી રહે છે, અને ઉપર જે માંસાહારી કોમોનાં નામો આપ્યાં છે તેમાંથી પૂરબીઆ અને બીજા લાખો મનુષ્યો એવા છે, અને હિંદી સૈનિકોમાં પણ તેમની મોટી સંખ્યા છે કે જેઓ માંસાહાર કરતા નથી. આજે જો જગતમાં શાન્તિ સ્થપાય તો ખેતી તથા ગોપાલનમાં વૈજ્ઞાનિક પ્રગતિ એટલી બધી થઈ છે કે માંસાહારની જરૂર રહેતી જ નથી, અને શરીરમાં બળ ખીલવવા માટે જેટલાં પૌષ્ટિક તત્ત્વો જોઈએ છે તે બધાં પૂરતાં પ્રમાણમાં મનુષ્યજાતિને મળી રહે.

ગુજરાતી હિંદુ કરકસરીઓ છે ખરા પણ ન્યાતના જમણ પાછળ કે પોતાની મોટાઈ બતાવવા માટે ગૂમડાંઓમાં ભારે ખર્ચો તો કર્યે જાય છે. એની કરકસર માત્ર દરરોજના ખોરાકમાં જ આવી જાય છે.

મારી નજર સમક્ષ ખડું થયું બીજું દૃશ્ય — કઠોર ગામની વચ્ચે એક ભાંગ્યું તૂટ્યું મંદિર, તેમાં ન મળે ચોખ્ખાઈ કે સુઘડતા, ભાંગેલાં શરાં અને નળિયાં તથા કચરાનાં ઢગલા પડેલા, અને તેમાં થોડા ઉત્સાહી જુવાનો અને બાલકો કસરત કરતા હતા. ખુલ્લા મેદાનમાં નહીં, પણ એક નાના ઓરડામાં કસરતો થતી હતી ! નાનાં છોકરાંઓના શરીર જોયાં ત્યારે મને થયું કે જો આ છોકરાંઓને સારું દૂધ ન મળે તો કસરતથી નુકસાન થવાનો પૂરો સંભવ રહે. કઠોરમાં લક્ષાધિપતિઓ છે, કઠોરમાં દેશપ્રેમી સજ્જનો છે. કઠોરમાં એક મામૂલી બેન્ડ લગ્ન પ્રસંગે આવ્યું તેને માટે રૂ. ૩૦૦ આપ્યા અને તેને સુરતથી આણવા માટે મોટરબસના રૂ. ૧૦૧ ખર્ચાયા. ત્યારે શું કઠોરના જુવાનો તથા વિદ્યાર્થીઓને શારીરિક તાલીમ આપવા માટે યોગ્ય મકાન અને ખુલ્લી જગ્યાની સગવડ આપવાનો ખર્ચ સજ્જનોને ભારે થઈ પડશે !

ગુજરાતમાં વ્યાયામ પ્રત્યે દુર્લક્ષ છે — ગુજરાતી માબાપોને વ્યાયામ પ્રત્યે અણગમો છે. બીકણ પોચા ગુજરાતીઓને બીક રહે છે કે કસરતશાળામાં એમનાં છોકરાંના હાથ-પગ ભાંગી જશે ! ગુજરાતી સ્ત્રીઓ "નાનીશી નાર" કહેવાય છે. શું આપણી સ્ત્રીઓ "નાનીશી નાર" રહે તેમાં ખુશ થવાનું છે અને મોટાઈ માનવાની છે !

કઠોરના કબ્રસ્તાનની પાસે તાપી નદીને કાંઠે તપશ્ચર્યા કરતા મહાદેવ મને કહે છે કે "વાપી અને તાપીને વચ્ચે તથા આસપાસના પ્રદેશમાં રહેતાં અનેક કોમના રહીશોને મારો સંદેશો કહેજો કે શારીરિક બળ વિના આત્મિક બળ સંભવતું નથી. દક્ષિણ ગુજરાતની પ્રજા નબળી, પોચી, બીકણ, નમાલી ન રહે. એ પ્રજા હિંદને કલંકરૂપ ન બને. એ પ્રજા વ્યાયામના અભાવને લીધે રોગીષ્ટ બની ગઈ છે. આ પ્રદેશમાં સવારે સ્ત્રીપુરુષો દેવદર્શને જવાને બદલે ડાક્તરો અને વૈદ્યોનાં દર્શને જયાં કરે છે. આ દક્ષિણ ગુજરાતીઓને મારો આદેશ છે કે દરેક બાળક તથા યુવાનને કસરતી તાલીમ આપવી, છોકરાઓને તેમજ છોકરીઓને, ગરીબ કસરતીઓને દૂધ પીવડાવવું, મોટી વયનાં સ્ત્રીપુરુષોએ દરરોજ નિયમસર હલકી કસરત પોતાના ઘરમાં કરવી, અને સારા ચારિત્ર્યવાન વ્યાયામ શિક્ષકોને તાલીમ આપવા માટે તાપીને તટે વિશાળ તાલીમશાળા કાઢવી. હું ભીમકેશ્વર, ભીમકામાં પણ છું અને આખી સૃષ્ટિમાં પણ છું. અજ્ઞાનમાં ડૂબેલી પ્રજા અંગ્રેજોની ગુલામ બની રહી હતી, જ્ઞાનનાં કિરણો સ્વરાજ્યની ઝાંખી કરાવી રહ્યાં છે. બળહીન પ્રજા સ્વરાજ્ય સાચવી શકશે નહીં. રેવા, આ મારો સંદેશો દક્ષિણ ગુજરાતને કહી સંભળાવ."

☆

# વનવિહાર

ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

## ૧ ડાંગીઓના દેશમાં

ડાંગ એટલે વેરીઅર એલ્વીન કહે છે એવું નૃવિદ્યાનું અજાયબ-ઘર. અહીં તમને દરેક જાતનો આદિવાસી મળે. અહીં ભીલ મળે, કુંકણ મળે, ચોધરા અને ઢોડિયા મળે, વારલી અને મુરલી મળે, કોટવાળિયા અને કોલચા મળે. આ બધાને અહીં તહીં; આ ગામ, પેલે ગામ, આ ડુંગરની તળેટીમાં કે પેલા જંગલની ઓથમાં રહેલા જુઓ; અને તમને નૃવિદ્યાનો સૌથી મોટો પ્રશ્ન ઊભો થાય: આટલી બધી જાતો, અહીં ક્યારે, શા માટે આવી? જેમ સમાજની સાંસ્કૃતિક કક્ષા નીચી તેમ સમાજમાં એકકેન્દ્રગામિતા, રૂઢિચુસ્તતા વધારે. એટલે જ આ પ્રજાઓ પોતાની જાતને આજે જેવી ને તેવી ટકાવી રહી છે. ભીલ કોટવાળનું ખાતો નથી, અને ચોધરો ભીલનું ખાતો નથી. આપણી જ્ઞાતિ-સંસ્થાના મૂળમાં પણ કોઈક આવો જ નિયમ કામ કરી રહ્યો છે. કુળ જાય પણ ન્યાતને ન છોડનારા બ્રાહ્મણો, પરન્યાતમાં લગ્ન કરનાર દીકરાદીકરીને ઘર બહાર કરનારાં ન્યાતકુટુંબો: આ બધામાં પણ પેલી એકકેન્દ્રગામિતા જ છે. હટન ? વગેરે જ્ઞાતિ-સંસ્થાનાં મૂળ નાગાખાસી વગેરે આદિવાસીઓમાં શોધે છે એ કદાચ ખોટું તો ન જ હોય.

* * *

બીલીમોરાથી ઉપડેલી નાની ગાડી ત્રણેક કલાકમાં તમને વઘઈ સ્ટેશને પહોંચાડે. અનાવિલોનું ઉત્પત્તિ-સ્થાન અનાવલ પણ રસ્તે જ આવે છે. અનાવિલોની ઉત્પત્તિ ભીલોમાંથી થયેલી મનાય છે. ભીલોની વસ્તી પણ પાસે જ છે ને! પણ આ દંતકથાના મૂળમાં ભૂમિના અસલ માલિક હોવાના દાવેદાર તરીકે જ એઓ પોતાને મનાવતા લાગે છે. આ વિશે કોઈક વખત. વઘઈ સ્ટેશનેથી ડાંગનાં મહામૂલાં લાકડાં નિકાસ થાય છે. ગાયકવાડની નાની ગાડીમાં ડાંગીઓ મજૂરી કરતા ગાયા કરે. લાકડાં ભરતાં એઓ ગાય છે:

એને વારવી હું ભર રે હેઈસાં — સુંબઈ દીઠું કેમ ચેપડું હેઈસાં
શેઠ બધરીઓ હેઈસાં — સુંબઈ જાઈ જ તાણુ રે હેઈસાં
જંગલાનાં રણુ રે હેઈસાં — સુંબઈ ગોરાં કે ગામનાં હેઈસાં
એને ચાલવાનાં નઈ રે હેઈસાં — સુંબઈ દિવસને પાણી હેઈસાં
સુંબઈ સાથે તો ઉભશો હેઈસાં — સુંબઈ એક તો આવી હેઈસાં

અથવા:

લે રે જુવાનને જોરે હેઈ રે — જોરમાં લાગો હેઈ રે
રે ભાર રે જોર હેઈ રે — જોરમાં સાથે હેઈ રે
લે લાકડામાં લાખ રે હેઈ રે — આ ગામથી વારો હેઈ રે
લાગ રે જુવાન હેઈ રે — આ જુવાનને બા'રે હેઈ રે
જોરે જોરે હેઈ રે

* * *

નવસુ [૧૬] કરીને એક કુંકણો અહીં લાકડાં ભરવાનું કામ કરે છે. એણે ટૂંકું ખમીસ, અને ટૂંકી ચડ્ડી પહેરેલ. માથે મોટા વાળ, કાને મુદ્રી, કથીરની, પહેરી છે. મેં પૂછ્યું: "તું કડી કેમ પહેરતો નથી?" નવસુ: "પહેરેલી પણ કાઢી નાખી." લાખુ (૨૨) એ ગામગોઠણ ગામીનો કુંકણો છે. એ અહીં લાકડાં લઇ આવેલ. એણે લંગોટી મારી છે. માથે ધોતિયું વીંટાળેલ છે; અને શરીરે ખમીસ છે. કેડે સૂતરની દોરીઓ ઘણી બધી એકઠી વણીને બાંધી છે. મોંએ ખાસ વાળ નથી; નાકે નાનકડું પણ ચપટું નથી; રંગ કાળો; કાને કડી.

હું—કેમ લાખુ!

લાખુ—ઠીક છે.

હું—આ તારા બળદનાં નામ શું છે?

લાખુ—કારીઓ ને હાજીઓ. કોઇ ભુરીઓ પણ રાખે, ને કોઇ ધોરીઓ પણ. ત્યારપછી ગાડીના ભાડા વિષે વાત નીકળી. ઢાંગી લગન વિષે પણ અમે ખૂબ ગપ્પાં માર્યાં. કેવા સારા લોકો છે! એમનામાં સંસ્કારી માણસોમાં હોય છે એવી એકે ગાંઠ હોતી નથી.

સ્ત્રીઓ ગળામાં હાંસડી, અને ઘણી વખત કોડીઓના હારનો જથ્થો પણ પહેરી રાખે છે. હાથમાં કથીરની ચારપાંચ, ચારપાંચ બંગડીઓ પણ રાખે છે. સ્ત્રીઓમાં, અને પુરુષોમાં પણ, છૂંદણાં છૂંદાવવાનો રિવાજ ઘણો જ પ્રચલિત છે. શોખ કહો તો ય ચાલે. એ તો પરમેશ્વરના લિખણ કહેવાય. છૂંદણાંને એઓ ગોખાન કહે છે. એ છૂંદનારી એક જાત જ આવે છે, ગોધારીન લોકોની. છૂંદણાંની અનેક જાતો આવે છે. એનો ય જુદો અભ્યાસ કર્યો હોય તો?

* * *

ચીકટયા, ઇશલજ, ઓવરી વગેરે ઘણાં ગામો ફર્યાં. ઓવરી ગામને પાદરે હનુમાનની દેરી છે. હનુમાનને એ લોકો હનવત કહે છે; અને એનામાં બહુ શ્રદ્ધા રાખે છે. "હનવત તો બહુ સારા. જે જોઇએ તે આપે. આપણે તો એકાદ નાળિયેર જ ફોડવાનું." આમ મને એક ગામના આગેવાને કહ્યું. રસ્તે જતા હોઇએ ને હનુમાનની પત્થરીઆ મૂર્તિને તેલસિંદૂર ચઢેલા જોવા મળે. આવનાર જનાર એના ઉપર કાંદા ખરીદ્યા હોય કે કરમદાં તોડ્યાં હોય એમાંથી બેચાર દેવને ચઢાવે જ ચઢાવે. દેવના ખાધાં પહેલાં ન ખાય. આને આપણે શ્રદ્ધા ન કહેતાં અદૃષ્ટનો ડર અથવા એક ભરપટની માન્યતા જ કહીશું. આના ઉપરથી પ્રાથમિક મનુષ્યમાનસની ધાર્મિક પ્રતિક્રિયાઓ જરૂર જાણી શકાય; તો ય એના ઉપરથી અતૂટ નિયમો બાંધી દેવા ઠીક ન ગણાય.

* * *

આ લોકો રાતે નવરાશને વખતે આનંદ ખાતર તમાશા પણ કરે છે. કહો ને કે આપણે ત્યાં થતી ભવાઇ જેવા જ. ભીલો એને સોગ કાઢવા કહે છે. એમાં બેચાર જણા ભેગા થાય. એક છોકરી થાય. પછી જાતજાતના ખેલ બનાવે. એક ખેલમાં એક છોકરી સાથે એના પરણેલાને ફાવતું નથી; ને બાઇ નાસી જાય છે. ધણી પકડવા દોડે છે; અને પેલીની લગોલગ જાય છે ત્યારે બોલે છે:

ભૂલવલી રે તુલા ભૂલવલી
હમ પકડેંગા
અરે શામ રે
હમ પકડેંગા.

પેલી ભાગી જાય છે. ત્યારે ધણી નિરાશ થાય છે અને ગાય છેઃ

કાં ગઈ રે મારી બાલમ રાણી
લાંબી લાંબી પેલી કાં ગઇ રે
કાં ગઈ રે મારી ગેલણરાણી.

આવા તો ઘણા તમાશા થાય છે. એનાં ગીતો જાતજાતનાં ગીતોનો ખીચડો છે; એ તો આ બે નમૂનાથી સમજાઇ જશેઃ

હજરત નામા નામા રે કબીરે સાહી સાહી
અરે બકરા કાટો, મરઘા કાટો
હમકો હજરત નામા નામા રે

અથવાઃ

અસી તસ્દી ધરૂ નકા મા'રાજ.
ગાડી વર આ હો આજ રમેલા
બોડા ભરી આહો આજ રમેલા
પાનબીડા ખાહો આજ મા'રાજ
પાલખી તુમી બસા હો મા'રાજ
'હરે તુમી યા હો આજ રમેલા.

આ તમાશા જોઇને ઘણાઘણા વિચાર આવી જાય છે. આદિવાસીઓ અને બાળકો ઘણી રીતે સરખાં છે. હેવિગહર્સ્ટ અને લોબ કહે છે તેમ, બાળકો આપણે ન જાણીએ તેમ, ઘણું ન શીખવાનું શીખી જાય છે. કોણ જાણે ક્યાંથી તે પણ ખબર પડતી નથી। આદિવાસીઓ પણ જરા સરખું જુએ તેની જ નકલ કરે છે. એવા માનસને સારી વસ્તુઓ કરતાં ધાંધલિયાં, બેહુદી કે ઉઘાડા હાસ્યરસવાળી વસ્તુઓ ઘણી ગમી જાય છે. આથી જ એમનામાં આવા હલકા રસવાળા તમાશાઓ આનંદથી પ્રસરી રહ્યા છે. આદિવાસીઓ અને કેળવણીઃ આ પ્રશ્ન ખૂબ જ વિકટ છે. એમને કેળવણી આપતાં આ બધાનો વિચાર કરવો જ પડશે. એ વસ્તુને કાઢી નાખવા માટે એનાથી સારું કંઇક આપવું પડશે. શું આપીશું ? કેવાં નાટકો, ગીતો દઇશું ? નાટ્યશક્તિ તો એમનામાં છે જ. એમને એમની ભાષામાં, એમની પુરાણકથામાંથી કોઇ પ્રસંગ ગોતીને એમનાં ગીત અંદર મૂકીને એમને આપીશું, તો નર્મદાશંકર કહેતા તેમ "સૌ સારાં વાનાં થશે."

* * *

કુંકણાઓનાં લગ્ન વિષે તો મેં આગળ ગુજરાત સંશોધન મંડળના ત્રિમાસિકમાં લખ્યું જ છે. એમની પંચાયત ખૂબ જ જોરદાર ગણાય. છિનાળું થાય કે પંચાયતને બોલાવવી જ પડે. ગેઝેટીઅર કહે છે તેમ, છિનાળું કરનાર પકડાય તો તેને દંડ થાય છે. સુખમાલના કુનબી કુળના કુંકણા ગમન દગડુ (૩૦)એ મને કહ્યું કે એવા માણસને બાર રૂપિયાનો દંડ થાય છે. દંડનો મોટો ભાગ પંચને દારૂ પાવામાં જ જાય છે. બકરી જો

કુંવારી હોય અને એને છોકરું થયું તો પેલા સાથે પરણાવી દે છે. આ પછી કોઈ પણ જાતનાં સામાજિક કાયોકુધી રહેતાં નથી. એનું પછીથી કોઈ નામ પણ લેતું નથી. આદિવાસીઓ પાસેથી આપણે ઘણી વસ્તુઓ શીખવાની છે. ઉપર લખેલી વસ્તુ વિષે હું એમ કરતાં કરતાં કહું તો વાંધો ખરો ?

* * *

ડાંગીઓના દેશમાં ઘણી રમણીય વસ્તુઓ જોવા મળી. ચારોળીનું ઝાડ આટલું સુંદર હોતું હશે એ મને ત્યાં જ જણાયું; હલદરવાનું ઝાડ સોનાને પણ પીળાશમાં ટક્કર મારતું ડાંગમાં જ જોયું; સાગના લાકડાની ખરી કિમ્મત અને તેને લઈને ડાંગની આર્થિક શક્યતાઓ—આ ઉપર હું ત્યાં રાચ્યો; ખરી પડેલાં પાંદડાંવાળાં સાગનાં ઝાડોને જોઈને મેં તેમને કસરત કરતા ફોજીઓની ઉપમા પણ ત્યાં જ આપી હતી; અને ગાવરી ગામે જતાં ડુંગરો ચડતાં સ્વર્ગ એક જ વેંત છેટું પણ એ પ્રદેશમાં જ લાગેલું; અને આખરે: આદિવાસીઓના દેશમાં ભભૂત લગાવીને બેસી જઈએ, આમથી તેમ રખડ્યા કરીએ; ખાવાનું જે મળે તે ખાઈએ તો કેવી મઝા એમ પણ ત્યાં જ થયેલું, ત્યાં જ થયેલું, ત્યાં જ થયેલું!!!



## ૨ સોનગઢની છાયામાં

ગામીતોનો અભ્યાસ મારે ઘણા વખતથી કરવો હતો. એક તો એમની અને ભીલોની વચ્ચે સાંસ્કૃતિક અંતર અથવા એકતા શું છે એમાં મને ઘણો રસ હતો; અને બીજું મારે એમની આર્થિક સ્થિતિનો પણ ખ્યાલ મેળવવો હતો. સોનગઢમાં ભાઈ ગટુભાઈ અંગ્રેજી સ્કૂલમાં શિક્ષક એટલે એમની પાસે દિવાળી વેકેશન પૂરું થયે જઈ પહોંચ્યો. બીજા પણ ઘણાં ઓળખીતાઓ મળ્યા. મારાં કામમાં એમણે ઘણો રસ બતાવ્યો; ઉમંગથી મદદ પણ કરી. એ માટે એમનો જેટલો આભાર માનીએ એટલો ઓછો.

* * *

આદિવાસીઓમાં ફરવા નીકળવું એટલે જિંદગીનો એક અણમોલ લહાવો લૂંટવા જેવું છે. પહાડની તળેટીમાં વસી રહેલાં એકલાં ગામો હોય, ગામનું જીવન શાંતિથી ચાલ્યા કરતું હોય; આ કોઈના બળદ છૂટા થઈને ચર્યા કરે છે; પેલાં તુવેરના ખેતરમાં થઈને છોકરાંઓ ક્યાંક ચાલ્યાં જાય છે; આ પણે નાનાં પેલા સાગની પાસે જ, કોઈ સ્ત્રી લાકડાં કાપતી જણાય છે: તમે જાઓ અને આ બધાંમાં ચુપકીદીથી ભળી જાઓ; જોયા કરો. સામાજિક જીવન તો બધે સરખું હોય છે, માત્ર એ સંસ્કૃતિનો Ethos, મધ્યવર્તી કલ્પના જુદી હોય છે.

* * *

ચાંપાવાડી ગામે ફરી આવ્યા. એમની ખેતીનો કંઈક ખ્યાલ આ ગરીબ સ્થિતિમાં. તુવર કરેલી તેના બેચાર, બેચાર છોડ ઊગી, નીક ખા! આખું ખંડની જ ખેતી છે! જટી અને નાગલી પણ છેક રૂપાના બાકી છે. ઘાસ જેવાં જ લાગે. ડાંગરનું જોયા. ડાં

હલકી. જાતની કોલમ પણ એ લોકો કરે છે. અમે ગયા તે વખતે એમની કોલમ વઢાઈ ન હતી.

ગામનો ચોગડો કરીને એક માણસ મળી ગયો. આવો બેસો કહીને એણે ખાટલો આપ્યો. અમે: કેમ ચોગડા, શું કામ ચાલે છે?

ચોગડો કહેઃ ખેતીમાં અનાજ તૈયાર થવા આવ્યું છે. જેવું તેવું પાક્યું છે; પણ આ રખડેલ ગાયો સાલો કોણ જાણે કોણ છૂટી મૂકી દે છે તે બધો પાક ખાઈ જવાની. આખા દિવસના થાકેલા હોઈએ ત્યાં આવીને સાલી પાક ભરખી જાય.

અમે પૂછ્યું: "તું સરકારને અરજી કેમ કરતો નથી?" ચોગડો કહેઃ "સરકારને અરજી કરી પણ "—એક ગાળ દે છે—" કોણ જાણે કાં એ ગમકી ગઈ! આવડું મોટું ઘર છે પણ એમાંથી એક દાણો ફુવર મળવાની આશા નથી!"

* * *

હરિજનો અને આદિવાસીઓ એ બેમાંથી કોની સ્થિતિ સારી એ પ્રશ્ન જ નથી; છતાં ય કોક વખત આપણી સામે એવા પ્રશ્નો આવે છે જ; કાં તો એક ચર્ચાસ્પદ વિષય તરીકે અથવા એક વાસ્તવિક ઉકેલ તરીકે. હરિજનો સવર્ણ હિંદુઓથી અનેક રીતે નંગોવાય છે. એમને એમણે માણસ તરીકેના હક્કો જ આપ્યા નથી. છતાં ય એમનાં દુઃખ આંખની કણીની માફક આપણને ખૂંચવા માંડ્યાં છે; અને એઓ પણ રીતે ધ્યાન ખેંચી રહ્યા છે. એઓ સજાગ પણ ખૂબ જ બન્યા છે. આદિવાસીઓનો પ્રશ્ન જ જુદો છે. ખેર સાહેબે થોડા વખત ઉપર એક ભાષણમાં કહ્યું હતું તેમ, હરિજનો તો અસ્પૃશ્ય જ છે પણ આદિવાસીઓ તો અજ્ઞાત છે! આપણા હિંદમાં છ કરોડ જેટલા વનવાસીઓ છે; અને ગુજરાતમાં બાર તેર લાખ જેટલા છે. એ વિષે કેટલા જાણે છે? સોનગઢની છાયામાં વસેલ આ ગામીતો વિષે કેટલાક જાણે છે? આ બધાને સુધરેલી પ્રજાની હરોળમાં લાવવાનો પ્રયત્ન ક્યારે થશે?

* * *

સરસ ગીતો ગાય છે આ ગામીતો. લગ્નનાં આ બેત્રણ ગીતો જુઓ તો ખરા:

૧

ચાલ ભૂખ લાગી કીકા, ચાલ કોદ્દે લીએ રા!
ચાલ ભૂખ લાગી રા! ચાલ પીહી લાગી કીકા,
ચાલ કોદ્દે લીયે કીકા, ચાલ પાંથી લીયે રા!

૨

મા બાયો ધાનકુર્યો, ધાન વેરે રા, ચરી હોડી આકુહી બાલો ચઢે રા.

૩

કોઈ નાંય મીળે રા બાંડા, કોએ હદે રા બાંડા;
કાંઈ નાંય મીળે તા જગમાં ય! કાંઈ નાંય મીળે તા જગમાં ય!

આ એ પ્રેમ-ગીતો છેઃ

૪

આમલીવાલા ખેતમેં જોડી અાંચ કા હિંડુ વ મા જોડા !
મેં હુલકો જોડયો વ મા જોડી વાટે ચાલનારી બાયા એ !
વાટે ચાલનારી વ મા રોડાલી બેન પડી ઊભી રેજે વ મા જોડા.
રૂપિયા પુડદો દેજે વ મા જોડી મા માટી પછાડી આવે
મા. ફોડે પોય હા વાંકાં, તુલ માઇ ઠાકે વ મા જોડી !

એનો અર્થ આમ થાયઃ હે પ્રિયતમા, મેં આમલીવાળા ખેતરમાં હળ જોડ્યું છે. તારી પાસે રૂપિયાનું પરચૂરણ હોય તો, એ રસ્તે જનારી, મને દઈ દેજે. હે પ્રીતમ, મારી પાસે એક પૈસો પણ નથી; તો તને શું આપું ? એ વટેમાર્ગુ પ્રિયતમા ! તું ઘોડી વાર મારે માટે થોભી જા તો ખરી. કેમ થોભું ? મારો ધણી પાછળ આવે છે; આપણને સાથે જુએ તો તને મારી નાખે ને !

૫

હા રે જોડી રોડાલી હાં રે જોડી રોડાલી,
કેહલે કામે આવારે વ રોડાલી જોડી. કાય રોજ મિળે વ રોડાલી જોડી
હા રે જોડા રોડાલા, હા રે જોડા રોડાલા,
સડકી કામે આવી વ રોડાલા જોડા: ચ્યારો આના રોજ મિળે વ રોડાલા-જોડા.

અર્થઃ અરે રંગીલી જોડી, અહીં શા માટે આવી છે ? હું તો, પ્રીતમ, સડકનું કામ કરવા આવી છું. શો રોજ મળશે તને, સખી ? ચાર આના, પ્રીતમ !

ઉત્સવ-ગીતો પણ એમનામાં ઘણાં છે. હોળી ઉપર એઓ બોલ ગાય છે. એમાં હોળીનાં વખાણ હોય છે. આ બોલ ગાતાં છોકરાંઓ ઘરઘર ફરે છે, અને ફગવો માગે છે. બોલનો રાગ ખૂબ જ મધુર હોય છે.

૬

હોળીબાઇ, તું કાયકાય લેવહે ? જેહુજ વાટીઓ લેઈ લઈ યેહુવા.
જેહુજ આડલા યેઈ લેઈ યેહુવા. હોળીબાઈ, તું કાયકાય લેવહે ?
હોળીબાઈ, તું કાયકાય લેવહે ? જેહુજ નાળિયેર લેઈ યેઇ યેહુવા.

કહે છે-અરે, હોળીબાઈ, તું શું શું લાવશે ? હોળી જવાબ આપે છેઃ હું તો ટારકા, ટાપરાંની વાટીઓ અને નાળિયેર લઇને આવીશ.

૭

હોળીજબાઇ તુ ગેલહેરે, ગેરીઆ; નાકે જ પાવો ફુકહે રે ગેરીઆ;
નાકે જ પાવો ફુકહેરે ગેરીઆ; ડુંગે જ ઢોલ ઠોકહેરે ગેરીઆં;
પાગેજ પાંચરાં બાંધહેરે ગેરીઆ; મુંયેજ ઢોવડાં ફુકહેરે ગેરીઆં.

અર્થઃ હોળીબાઈ, તું આવશે ને ગેરીઆઓ ખેલવા લાગશે. એઓ નાકે પાવો વગાડશે; પગે પાયટાં બાંધશે; ખભે ઢોલ લટકાવશે અને મોંએ ઢોવડાં વગાડશે.

* * *

રાનીતોમાં દેવદેવીઓ ઘણાં છે. કાળબળીઆ, હીંવારીઓ, ગોવાળદેવ, કંસારી, દેવલીમાડી, બગલીમાડી, કાળકામાતા, મોરીમાતા, રાયગઢમાતા, બાપરી, કુંવાસી,

ચોહાસ્યો, પાંદરમાતા: આ તો થોડાં નામો ગણાવ્યાં. આટલાં બધાં દેવદેવીઓ હોવાનું શું કારણ હશે? મનુષ્યવિદ્યાના વિદ્વાનો ધર્મને જુદી જુદી રીતે સમજાવે છે. કેટલાકનો મત છે કે એમને દરેક વસ્તુમાં કાંઈક સત્ત્વ, શક્તિદા વસ્તુ નજરે પડે છે. તેનો એમને ડર રહે છે. એટલે એ વસ્તુથી સત્ત્વને રીઝવવા એમને પૂજે છે. બીજા કેટલાકોનો મત છે કે ધર્મ અને દેવદેવીઓ એમને પોતાના કામમાં મદદ કરતાં લાગે છે એટલે એઓ એમની પૂજા કરે છે. કોઈ અદૃષ્ટનો ડર તો હોય જ છે: અંધારામાં જતાં કેટલા ડરતા નથી?

હિંદુધર્મમાં પણ આવાં કેટલાંય અદૃષ્ટની પૂજા છે. જેને પૂરેપૂરી રીતે સમજાવવામાં આવ્યો હોય અને જેને ફિલસૂફીનું બહુમાન મળ્યું હોય એવો ભાગ તો હિંદુધર્મમાં ઘણો જ થોડો છે. આજે કોઈ પૂછે કે હિંદુધર્મ એટલે શું તો આપણે ન જ કહી શકીએ. મનુષ્યવિદ્યાની દૃષ્ટિએ હિંદુધર્મમાં આદિમજાના ધર્મની ઘણી અસર થયેલી લાગે છે. આ તો થોડું વિષયગમન જ.

* * *

એક પ્રજા પોતાની પરિસ્થિતિ જોડે પોતાના સંજોગોને ઘણી જ સીફતથી જોડી લે છે. આમ કરે તો જ એ પ્રજા જીવે. એને અંગ્રેજીમાં Social Economy કહેવામાં આવે છે. એને આપણે સમાજતંત્ર કહીશું. ગામીતામાંથી એક જ દાખલો આપીએ. આ લોકોને આપણા વારોની ખબર નથી. એમનાં ઘણાં ગામે હાટ ભરાય છે. જે ગામે જે દિવસે હાટ ભરાય તે દિવસને તે ગામનું નામ આપવામાં આવે છે. રવિવારે સોનગઢમાં હાટ ભરાય છે માટે રવિવારને 'કુનમઢીઓ' કહેવામાં આવે છે. એ રીતે સોમને બંધારપાડીઓ, મંગળને ઉતાદીઓ, બુધને ખોરડીપાડ્યો, ગુરુને દેવગઢીઓ, શુક્રને રાયપુરીઓ અને શનિને વ્યારીઓ કહે છે.

ચાલુ ]

☆

# રૂપેરી વાદળી

નાથાલાલ દવે

એક રૂપેરી વાદળી જ્યાં જાય,
દિશે દિશે આન ભરી જાય.

તેજ તેજના અંબાર એને ભાલે,
એ તો મલકાતી મસ્ત બની ચાલે.
આવડાં અનુપ, એને કોણે દીધાં રૂપ ?
એનો પાલવ દિગંત પાર લ્હેરાય—દિશે દિશે૦

કોણ જાણે ક્યાંથી એ અહીં આવી,
ઉરે આટલા ઉલ્લાસ ભરી લાવી.
ઘડી નિર્મલ નિઃશંક, ઢળે વ્યોમ તણે અંક,
વળી વાયુ સંગાથ સરી જાય—દિશે દિશે૦

એની ઉજળી કપુર સમી કાયા,
રમે સોનેરી સીમ પરે છાયા.
હેમંતના આકાશ તણો ઝીલતી પ્રકાશ,
એનું મુખ મધુર હસી હસી જાય—દિશે દિશે૦

એ તો દૂર દૂર દેશ જશે ચાલી,
પછી લાગશે આકાશ ખાલીખાલી;
વટી ડુંગરની ધાર, જશે સાગરને પાર,
જોતી આખો સંસાર, કરે વ્યોમના વિહાર
એને રોકી હા ! કેમ કરી રોકાય ?—દિશે દિશે૦×

卐

---

× તા. ૧૧ મી જુન ૧૯૪૭, રાતે, ૮–૩૦ થી ૮–૪૫ ના સમયે મુંબઈ રેડિયો પરથી ગવાયી.

# જરા અને દીર્ઘાયુષ્ય

જે. ડી. પાઠક

**મૃત્યુ** કોને ગમે છે? ઘડપણ કોને ગમે છે? થોડા વખત ઉપર ગાંધીજીએ પણ જાહેર કર્યું હતું કે મારે સવાસો વરસ જીવવું છે. અખંડ યૌવન ભોગવવાની અને લાંબી જિંદગી જીવવાની આકાંક્ષા તો દરેક મનુષ્યને હોય છે જ. માણસ પ્રાચીનકાળથી એ જ ઝંખતો આવ્યો છે. આપણા દેવોની કલ્પના લઈએ. તેમને જરા નથી, મૃત્યુ નથી. એકલા હિંદુ દેવો નહિ પણ ગ્રીક દેવો બધા જુવાન રહેતા. ઈસ્લામનું જન્નત પણ અખંડ જુવાન હુરીઓથી વસેલું છે. એ બધું સાચું હોય કે નહિ પણ માનવની અંતરેચ્છા તો એ અવશ્ય વ્યક્ત કરે છે જ.

પણ દીર્ઘાયુષી બનવાના ઉપાયો શોધવા પાછળ જોઈએ તેટલી મહેનત કે મૂડી હજુ ખરચાઈ નથી. સુધરેલા દેશોમાં અનેક જાતના નાનામોટા દરદો માટેની ઇસ્પિતાલો પાછળ તથા સાધારણ દરદોની શોધખોળ પાછળ કરોડો ડોલર ખરચાયા છે. પણ વૃદ્ધ માણસ એ તો સમાજનું નાખી દેવા જેવું અંગ હોય તેમ, નથી તેની પૂરતી કાળજી લેવાઈ કે નથી તેની મુશ્કેલીઓનો ખાસ અભ્યાસ થયો, કે નથી તેના સુખને માટે પૂરતી જહેમત ઉઠાવાઈ.

ઘરડાની કાળજી લેવામાં દેશદેશમાં બહુ ફેર છે. દક્ષિણ અમેરિકાના વિટોલો, ઉત્તર ધ્રુવના એસ્કિમો, ઓસ્ટ્રેલિયાના ટાસ્માનીઅનો ઘરડાં તથા માંદાને તેમના નસીબ ઉપર છોડી દે છે અને કોઈ પ્રકારની કાળજી લેતા નથી. સાઈબીરિયાના કેટલાક પ્રદેશોમાં ઘરડાંને 'દયાળુ રીતે' મારી નાખવામાં આવે છે! સુધરેલા દેશોમાં તેમની સગવડ ઓછે વત્તે અંશે સચવાય છે. આપણા દેશમાં ઘરડાંની કાળજી તેના દીકરા ને સગાંવહાલાં લે તે ખરી. ચીનમાં પણ તેમજ છે. પશ્ચિમના દેશોમાં ઘડપણનું પેન્શન ને બુઢ્ઢાને રહેવાનાં ખાસ ઘરોની યોજના સરકાર તરફથી હોય છે. તેમને પાળવા પોષવાનું સરકાર માથે લે છે ત્યારે તેમનાં કુટુંબીજનો તેમના તરફ અહીં કરતાં વધુ ઉદાસીન હોય છે. આપણે ત્યાં મરણનું પ્રમાણ વધુ હોવાથી ઘરડાંનો પ્રશ્ન ગંભીર બન્યો નથી, પણ પશ્ચિમના દેશોમાં તો તેમનું શું કરવું એ મોટો કોયડો છે.

નવી શોધખોળોથી માણસ સાધારણ રીતે ૭૫ વરસ તો જીવશે એમ ધારવામાં આવે છે. આમ થતાં નવા પ્રશ્નો ઊભા થશે. એટલું તો સ્પષ્ટ છે કે વધુ પડતી ઘરડી પ્રજા એ સમાજને ભારરૂપ થઈ પડે, મદદ રૂપ નહિ. તો પછી વૃદ્ધોનું શું કરવું? નોકરીમાંથી તેમને પેન્શન ઉપર ક્યારે ઉતારવા? ત્યાર બાદ તેમને કયું કામ સોંપવું? રાજ્ય તરફથી નભાવ માટે કેટલું વર્ષાસન તેમને કાઢી આપવું? આ અને આવા અનેક પ્રશ્નો ઉકેલવાના રહેશે.

વૃદ્ધો આમ શાસ્ત્રીય રીતે સમાજશાસ્ત્રનો અને વ્યવહારની દૃષ્ટિએ રાજ્યવહીવટનો એક મોટો પ્રશ્ન ઊભો કરે છે એટલેથી જ બસ નથી. એ વિજ્ઞાન સમક્ષ એક કોયડો રજૂ

કરે છે. વિજ્ઞાને જરા કે વાર્ધક્યના પ્રશ્નને કેવી રીતે હાથ ધર્યો છે. અને તેનો કેવોક ઉકેલ તે બતાવે છે એ વિષે અહીં વિચારીશું.

સાધારણ રીતે લોકો માને છે કે માણસ જન્મ્યા પછી બહુ વધવા માંડે છે. વાસ્તવિક હકીકત જુદી છે. ગર્ભ પહેલે મહિને ૧૦,૦૦૦ ગણો વધે છે. બીજે મહિને ૭૪ ગણો, ત્રીજે ૧૧ ગણો, પછીના મહિને ૧.૭૫; ૦.૮૨; ૦.૬૭; ૦.૫૯; ૦.૪૭; ૦.૪૫ ગણો અનુક્રમે વધે છે. જન્મ વખતે બાળકનું વજન ૬ શેર હોય છે. બીજું વરસ બેસતાં ૧૮ શેર થાય છે. ત્રીજું બેસતાં ૨૨ શેર, ચોથું બેસતાં ૨૪½ શેર થાય છે. એટલે પહેલે વરસે બાળક ૧૨ શેર, બીજે ૪ શેર, ત્રીજે ૨॥ શેર... વધે છે. આમ પ્રગટ જોતાં વૃદ્ધિમાં દિવસે દિવસે ઘટાડો થતો રહે છે. ઉત્તરાવસ્થાનાં પગલાં ગર્ભવાસમાંથી જ મંડાય છે!

દરેક પ્રાણીની વૃદ્ધિનું પ્રમાણ સરખું નથી હોતું. વ્યક્તિગત ફેર પડે છે એટલું જ નહિ પણ શરીરનાં બધાં અંગ અને પેશીઓ સમાન રીતે વધતાં નથી. દા. ત., સ્નાયુ કરતાં હાડકાં ગમે તે સંજોગોમાં વધારે વધે છે. માણસને પૂરતું પોષણ મળતું ન હોય છતાં પણ શરીરનાં સ્નાયુ કે બીજી ઇંદ્રિયોના ભોગે હાડકાં વધ્યે જાય છે. ફાઇબ્રોબ્લાસ્ટ— સાંધવાની પેશીઓ બીજી વધારે વિકાસ પામેલી પેશીઓ કરતાં વધુ ખડતલ છે. ગમે તે સંજોગોમાં તે જીવી શકે છે, એટલું જ નહિ પણ વધેય છે. વિકાસ પામેલા કોષોની જીવાદોરી ટૂંકી હોય છે એટલું જ નહિ પણ અમુક જાતનું વાતાવરણ મળે નહિ તો તે વહેલાં નાશ પામે છે.

કોષોને ઉગાડવાના અખતરા ઉપરથી માલમ પડ્યું છે કે અત્યંત નજીવાં પ્રમાણમાં પણ કેટલાંક તત્ત્વો કોષોમાં વૃદ્ધિ, વિકાસ, ઘડપણ આણી શકે છે. કોષની જિંદગી માટે એ તત્ત્વો જરૂરી છે. એક ગ્લાયોસ નામનું તત્ત્વ ચીરટના કલ્ચરમાં $\frac{૧}{૧૦૦૦૦૦૦૦૦૦}$મા ભાગમાં ઉમેરવાથી ચીરટની વૃદ્ધિ એકદમ વધારી મૂકે છે. વિટામિનો, હોર્મોનો આવી જાતનો ભાગ આપણા શરીરમાં ભજવે છે. આવાં અનેક તત્ત્વોનો મેળો કોષો વધારવાની, વિકસાવવાની, અથવા તેમનામાં જરા લાવી નાશ કરવાની પ્રવૃત્તિનું સંચાલન કરે છે.

આ પણ ધ્યાન ખેંચે તેવી હકીકત છે કે જે પ્રાણી જલદી વધે છે તે જલદી મરે છે. પ્રાણીઓનું વજન થોડા ખોરાકથી પણ માણસ કરતાં જલદી વધી શકે છે. માણસનું metabolism ચયાપચય તંત્ર તેજ હોઇ તેના ખોરાકનો મોટો ભાગ શક્તિ અને ગરમી આપવા માટે વપરાય છે; વજન વધારવા અમુક થોડોક ભાગ કામ આવે છે.

બાળકનું વજન જન્મ પછી ૧૮૦ દિવસમાં બેવડું થાય છે. વાછરડાનું ૪૭ દિવસમાં, બકરીનું ૧૯, ઘેટાના બચ્ચાનું ૧૦, ને બિલાડીના બચ્ચાનું વજન ૭ દિવસમાં બેવડું થાય છે. વૃદ્ધિની ઉંમરને અને કુલ આવરદાને ગાઢ સંબંધ છે. એમ મનાય છે કે પુખ્ત ઉંમર પહોંચવાની — વૃદ્ધિની ઉંમર (growth period)થી પ્રાણી પાંચગણી લાંબી જિંદગી જીવી શકે છે. આ હિસાબે માણસ ૧૮–૨૦ વરસે પુખ્ત ઉંમરનો થાય છે તો તે તેનાથી પાંચગણું — ૧૦૦ વરસનું આયુષ્ય જરૂર ભોગવી શકે.

જેટલા ખોરાકથી નાનપણમાં વજન વધે એટલાથી મોટપણે નથી વધતું, એ તો જાણીતી વાત છે. મોટપણે કોષો પોષણ ચૂસી શકતા નથી. ઘરડા કોષોમાં રાસાયણિક ફેરફારો જલદી થતા નથી. તેવા ફેરફાર એ કોષના જીવનની- અગત્યની ક્રિયા છે. કોષમાં જ્યારથી તેવા ફેરફાર થવા બંધ પડે છે ત્યારે તેનું મૃત્યુ થાય છે.

વીઝમેને આવરદાની દૃષ્ટિએ કોષના બે જાતના વિભાગ પાડે છેઃ

(૧) જનનકોષો ( germplasm અંડ ) ને વીર્યકોષો ); (૨) બાકીના શરીરના કોષો ( Somatoplasm ). જનનકોષોમાંથી અનેક કોષો પેદા થાય છે અને બીજું પ્રાણી ઉત્પન્ન થાય છે. બીજા ઉત્પન્ન થયેલા પ્રાણીમાં પણ આવા જ કોષો આવેલા છે. આમ પરંપરા ચાલી- રહે છે તેથી જનનકોષોનું protoplasm પ્રોટોપ્લાઝમ ઘડપણ કે મૃત્યુ પામતું નથી, ફક્ત રૂપાંતર પામે છેઃ એમ કહી શકાય. બીજા શરીરના કોષોનું ( Somatoplasm ) પુખ્ત બન્યા પછી નવા કોષો બનાવી શકતા નથી. તેમને ઘડપણ આવે છે અને નાશ પામે છે.

એકોષવાળાં પ્રાણીઓ ( જેવાં કે અમીબા )ના શરીરના ભાગલા પડી- બે અમીબા થાય છે. બેનાં ચાર, ચારના આઠ...એમ ભાગ પડી વધે છે. એટલે તેમના કોષનું protoplasm જીવતું રહે છે.

વીઝમેન માને છે કે શરીરના કોષોમાં તેમની વૃદ્ધિ વખતે એવું કોઈ તત્ત્વ પેદા થાય છે કે જે જનનકોષોને મળે છે અને તેમને અમર. બનાવે છે. આ તત્ત્વોનો અભાવ શરીરના બીજા કોષોમાં ઘડપણ ને મૃત્યુ આણે છે. વીર્ય, બહાર નીકળી જતા બીજા રેસા જેવો રસ નથી, પણ આખા શરીરનું એ સત્ત્વ છે એવી આયુર્વેદની ધારણાને વીઝમેનની વાત મળતી આવે છે.

ઉમર પુખ્ત થતાં પ્રાણી પ્રજોત્પત્તિ કરવા સમર્થ બને છે. આમ શરીરનો હેતુ ફળીભૂત થાય છે ત્યારથી શરીર ઘડપણ અને મૃત્યુ તરફ પગલાં માંડે છે. અંગ્રેજીમાં ઘડપણ અને વૃદ્ધાવસ્થાના અર્થમાં ફેર છે. વૃદ્ધાવસ્થા senescence ઉમરમાં થતા ફેરફાર કુદરતી ક્રમ છે. ઘડપણ Senelity તો અવસ્થાનાં ચિન્હો–બિમારી, શોક, ચિંતા– અનેક કારણોથી વહેલી આવી પડતી સ્થિતિને લાગુ પડે છે.

વૃદ્ધાવસ્થામાં બધાં અંગોમાં અને કોષોમાં ફેરફાર થાય છે. કોષનાં રજકણો નાનાં થાય છે. કોષો ઘટ્ટ બને છે. કોષમાં ચરબીના રજકણો દેખાય છે. કોષ બાલ્યાવસ્થાની માફક ઈજા પછી જલદી રૂઝાતા નથી. તેનું રાસાયણિક બંધારણ અસલની માફક જળવાતું નથી.. આલ્કલીનું પ્રમાણ ઘટે છે ઘડપણમાં રુધિરાભિસરણ-તંત્ર સૌથી વધુ બગડે છે. નસો જાડી ને ખરબચડી ઉપર છે. નસોના રોગથી દા. ત. પક્ષઘાતથી હૃદય બંધ પડી જવાથી સૌથી વધારે [illegible] કેટલું મૂત્રપિંડની નસોમાં થતા ફેરફારથી તેમની ક્રિયાઓ નબળી પડે છે. [illegible] "A Man is as old as his arteries"—માણસ તેની નસો જેટલો [illegible] શારીરિક રીતે ઘરડો છે. Lymphatee system રસગ્રંથિઓમાં પણ ફેરફાર [illegible] પ્રશ્ન ઊભો કરે છે એટલે અને રોગનો સામનો કરવા અશક્ત બને છે. વૃદ્ધા-

વૃદ્ધાવસ્થામાં આ ઉપરાંત પાચનતંત્ર પણ નબળું પડે છે. ભૂખ લાગતી નથી. રસો ઓછા થતાં ખોરાક જલદી પચાવી શકાતો નથી. જઠરમાં રહેલા અમ્લરસનું પ્રમાણ ઓછું થાય છે. ૬૦ વરસની ઉમર પછી ૧૦૦એ ૬૦ જણના પેટમાં એસીડ બિલકુલ પેદા થતો નથી. જોશ બીલીંગ લખી ગયો છે તેમ "માણસને સારું જઠર એ ગમે તેટલા સારા મગજ કરતાં મોટી દોલત છે."

વૃદ્ધાવસ્થામાં મગજ નબળું પડે છે. તાજેતરમાં બનેલા પ્રસંગો યાદ રહેતા નથી. નામ ભૂલી જવાય છે. સહિષ્ણુતા અને ઉદારતા ઓસરતી જાય છે. તે કંઇ પણ શીખવાને અશક્ત બને છે. બીજા ઘણા માનસિક ફેરફારો થાય છે. કહેવાય છે કે તુલનાશક્તિ કંઇક તીવ્ર બને છે.

કાને બહેરાશ આવે છે. આંખનું તેજ ઘટે છે. મોતીઓ ઊતરે છે. જનનેંદ્રિયોમાં ફેરફાર થાય છે. સ્ત્રીઓને રજસ્રાવનું બંધ પડવું બતાવે છે કે બિપિંડમાં રસો (Hormons) પૂરતા પ્રમાણમાં પેદા થતા નથી. એવા રસોથી hormones સ્ત્રીને જુવાનીનાં ચિન્હો—ઋતુસ્રાવ, ગર્ભનું ટકવું શક્ય બને છે. તેનાં બાહ્ય અંગો વિકસે છે. ઘડપણમાં આ ગ્રંથિઓના રસોનું પ્રમાણ ઓસરતું જાય છે. સ્ત્રીની માફક માણસના જનનકોષો કામ કરતા એકદમ અટકી જતા નથી. માણસના વીર્યમાં શુક્રકોષો લાંબી ઉમર સુધી મળે છે. એક્સનરને (Exner)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૦–૭૦ | ની | ઉમરના | માણસના | વીર્યમાં | ૬૮.૫ ટકામાં |
| ૭૦–૮૦ | ,, | ,, | ,, | ,, | ૫૯.૫ ,, |
| ૮૦–૯૦ | ,, | ,, | ,, | ,, | ૪૮ ટકામાં શુક્રકોષો જણાયા હતા. |

ઘડપણમાં પ્રોસ્ટેટ ગ્રંથિ વધે છે. સ્નાયુઓ દૂબળા થઇ જઇ ઢીલા પડે છે. હાડકાંનું બંધારણ પણ જુદા પ્રકારનું થાય છે. તેમાં લોહી વહી જતી ધમનીઓ બદલાય છે, હાડકું બરડ બને છે. Cartilages કઠણ હાડકાં જેવાં બને છે. દાંત પોચા પડે છે. તેમના ઉપરનું પડ ખવાય છે અને હાલી જાય છે. વળી ચામડીમાં થતા ફેરફાર શરીરમાં જે કંઇ બને છે તેનું પ્રતિબિંબ છે. ચામડી પાતળી બને છે; તેના પર કરચલીઓ પડે છે. અને પછી તે લબડે છે. તેની નીચેની ચરબી ઓસરી જાય છે. તેમાં લોહીનું ભ્રમણ ઓછું થાય છે એટલે શરીરની ગરમી જાળવી શકાતી નથી. ચૂંદને ખોળ બહુ આવે છે. વાળ ખરી પડે છે, સફેદ બને છે. નખ નાના થાય છે.

ઘડપણનું વર્ણન ઘણા કવિઓએ સુંદર કર્યું છે. તેમાં સૌથી પ્રસિદ્ધ તો છે શંકરાચાર્યનું એ વર્ણનઃ

> अंगं गलितं पलितं मुंडं दशनविहीनं जातं तुंडं ।
> करधृतकंपितशोभित दंडं तदपि न मुंचत्याशापिंडं ॥

ગુજરાતીમાં નરસિંહ મહેતાનું 'ઘડપણ કેણે મોકલ્યું' તથા દલપતરામનો 'મિથ્યાભિમાન' નાટકમાં ઘડપણ વિષેનો છપ્પો વૃદ્ધાવસ્થાના વર્ણનના ઉત્તમ નમૂના છે.

ઘડપણ મૃત્યુની આગાહી છે. જે જન્મે છે તે મરે છે. પણ પ્રાણીજ સૃષ્ટિ કરતાં વનસ્પતિ-સૃષ્ટિનો આવરદા લાંબો હોય છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં મુલમાં એક ઝાડ છે જેની

ઉમર ૭૦૦૦ વરસ ઉપર આંકવામાં આવે છે. પ્રાણીજ સૃષ્ટિમાં એકકોષી જીવો સૌથી ટૂંકું જીવે છે. માંખો થોડા કલાક જીવે છે. માછલીઓમાં વાઇક આમન કાર્પ ૨૦૦ વરસ, કાચબો ૨૦૦ વરસ, કાગડો ૧૦૦ વરસ ઉપર જીવે છે. એક પાળેલું ગીધ ૧૮૨૪માં ૧૧૭ વરસની ઉમરે મરી ગયેલું નોંધાયું છે. આંચળવાળાં પ્રાણીઓ સરેરાશ ૧૫–૨૦ વરસ જીવે છે—કૂતરો, ગાય, ભેંસ, બિલાડી, વાઘ, વરુ, સિંહ, ગધેડો વગેરે—આંચળવાળામાંથી ૫૦ ઉપર જીવતા હોય તો તે ઘોડો, હાથી અને માણસ જ.

તો હવે માણસ વધુમાં વધુ કેટલું જીવે તે જરા જોઈએ. પૌરાણિક અને દંતકથાના દાખલા અહીં પડતા મૂકીશું. લાંબા આવરદાના નામીચા દાખલા નીચે મુજબ છે. હંગરીનો પેટ્રોઝ ઝુરટર ૧૮૫ વરસની ઉમરે ૯૫ વરસનો દીકરો મૂકી ૧૭૨૪માં સ્વર્ગવાસ પામ્યો હતો. યોર્કશાયર (ઈંગ્લાંડ)નો હેરી જેન્કીન ૧૪૦ વરસ સુધી જીવ્યો. તે કોર્ટમાં ૧૦૨ અને ૧૦૦ વરસની ઉમરના બે દીકરા સાથે હાજર થયાની નોંધ છે. રશિયાની એક કેથેરાઈન ૧૪૦ વરસ જીવી હતી. ડેન્માર્કનો ડેકનબર્ગ બીજો નમૂનો છે. ૧૧૧ વરસે ૬૦ વરસની ડોસીને પરણ્યો પણ પછી રાંડ્યો. ૧૩૦ વરસની ઉમર સુધી પરણવાના કોડ રાખ્યા પણ કોઈએ તેને સ્વીકાર્યો નહિ અને છેવટે ૧૪૬ વરસની ઉમરે ગયો. બે દશકા પહેલાં ઝોરો આગા નામનો તુર્ક ૧૪૮ વરસની ઉમરે ગુજરી ગયો એમ પેપરમાં વાંચ્યું હતું. સૌથી વિખ્યાત દાખલો થોમસ પારનો છે તે ૧૫૨ વરસ અને ૯ માસની ઉમરે ૧૬૩૫ની સાલમાં ગુજરી ગયો. તેના જીવનની કેટલીક બિનાઓ જાણવા જેવી છે: ૧૦૨ વરસની ઉમરે તેના ઉપર બળાત્કાર કર્યાનો આરોપ મૂકાયો હતો. ૧૨૦ વરસે એક વિધવા બાઈની સાથે તેણે લગ્ન કર્યાં. તે બાઈના શબ્દોમાં " તેની મોટી ઉમર દેખાડી આપે એવું તેનામાં કંઈ ન હતું." પછી ૧૫૨ વરસે તેને લંડન દરબારમાં રહેવા તેડાવવામાં આવ્યો હતો. ૯ મહિનાની લંડનની શહેરી જિંદગી તથા ભારે ખોરાકની અસર ૧૫૨ વરસની સાદી જિંદગીથી નડ્યાતી થઇ તેવી થઇ અને તે ઘરડો દેખાવા લાગ્યો, બેવડ વળી ગયો અને ૯ મહિનામાં મરી ગયો. રૂધિરાભિસરણની ક્રિયાના શોધક પ્રખ્યાત વિલિયમ હાર્વેએ તેનું મડદું તપાસ્યું હતું. હાર્વેએ લખ્યું છે તેના " cartilages સ્થિતિસ્થાપક અને સુંવાળાં હતાં. છાતીનાં cartilages ઘડપણમાં કઠણ બને છે તેવા નહિ પણ જુવાન જેવાં હતાં. તેનાં વૃષણ ( testes ) મોટાં ને તંદુરસ્ત હતાં."

પ્રખ્યાત એનેટોમિસ્ટ કનિંગહામે દરિયાઈ ટાપુઓમાંના એક ખલાસી જેની ઉમર ૧૩૦ની નોંધાઈ હતી તેનું મડદું તપાસ્યું હતું. તેને વિષે પણ કનિંગહામ આવું જ લખે છે: " તેનાં બધાં અંગો જુવાન જેવાં હતાં. વૃષણ મોટાં અને તંદુરસ્ત હતાં. Cartilages કાર્ટીલેજ હજુ કડક થયાં ન હતાં."

ફ્રાંસની નીનોન દઈ ક્લોસનો દાખલો અજાયબી પમાડે તેવો છે. તેને ઘડપણ આવ્યું જ નહિ. ૯૦ વરસની ઉમરે તે એટલી બધી રૂપાળી ને જુવાન લાગતી હતી કે એક જુવાન પાદરી તેના પ્રેમમાં પડ્યો હતો!

આ ઉપરથી એટલું તો ચોક્કસ છે કે ઘડપણમાં થતા ફેરફારો દીર્ઘાયુષીમાં મોડા ઊતરે છે. ઘડપણ એ કેવળ ઉમરની ગણતરીથી નહિ પણ દેહમાં થતા ફેરફારની દૃષ્ટિએ માપવું જોઈએ.

આ દાખલાઓ ઉપરથી આટલું તો નક્કી થાય છે કે માણસ ૧૫૦—બહુ તો ૨૦૦ વરસ જીવી શકે. કેટલાક ઉપર બતાવેલી ઉમરની નોંધમાં વિશ્વાસ ધરાવતા નથી. પર્લ એની ચોપડી 'શતજીવીઓ'માં લખે છેઃ "કોઈ રીતે કોઈ શંકા ન ઉઠાવી શકે તેવી લાંબામાં લાંબી ઉમર ૧૧૧થી વધારે કોઈની નોંધાયેલી નથી."

એમેટ સેનફોર્ડને યુનાઈટેડ સ્ટેટસની મોટી વીમા કંપનીઓમાં પૂછપરછ કરતાં ૯૮ વરસથી લાંબી કોઈની ઉમર નોંધાયેલી જડી ન હતી. મેં આપણા દેશની મોટી વીમા કંપનીઓને પુછાવ્યું હતું. ઘણાએ જવાબ આપ્યો હતો કે તેમની પાસે એવું કોઈ રેકર્ડ નથી. ફક્ત એક કંપનીએ લખ્યું કે તેમની પાસે ૯૦ વરસની ઉમર ઉપરના ૩૦ કેસ નોંધાયેલા છે પણ ૧૦૦ ઉપરનો તો એકે નહિ. કોઈની જન્મ તારીખ નોંધાયેલી હોય ને ૧૦૦ ઉપર જીવ્યો હોય તો આપની પાસેથી જાણીશ તો આભારી થઈશ. એમ તો આ દેશમાં ઘણા જણ પોતાની ઉમર ૧૦૦—૧૨૫ વરસની જણાવે છે. પણ તેની ખાતરી શી!

રે સેકેસ્ટર આયુષ્યને બે રીતે ગણે છેઃ (૧) Specific longevity—વાસ્તવ આયુષ્ય જે માણસ સરેરાશ જીવે છે તે; (૨) Potential longevity શક્ય આયુષ્ય—જે આયુષ્ય માણસ આદર્શ સંજોગોમાં જીવવાની શક્યતા ધરાવે તે. બીજા પ્રકારનો એકે દાખલો જડે તેમ નથી. તેવા માણસનું મરણ 'કુદરતી' રીતે બધા અવયવ ધીમે ધીમે મંદ પડી અટકી જાય ત્યારે થાય. સાધારણ રીતે શરીરનું જબર બીજા કરતાં વહેલું બગડે છે અને તેથી માણસ મરે છે. પ્રીરેડોને મડદાની તપાસના બહોળા અનુભવમાં એક પણ દાખલો એવો નહોતો મળ્યો કે જ્યાં મરણ 'કુદરતી' રીતે થયું હોય.

મરતાં માણસોમાં અર્ધા તો ધમની તથા રુધિરાભિસરણના રોગોથી, ચોથા ભાગના ફેફસાંના—ક્ષય ન્યુમોનિયા વગેરે રોગોથી, આઠમા ભાગના મૂત્રપિંડના અને છઠ્ઠા ભાગના પેટના રોગોથી અને બાકીના અકસ્માત તથા અન્ય રોગોથી મૃત્યુ પામે છે.

આ આંકડા તો અમેરિકન પ્રજાના છે. આપણા દેશના સત્તાવાર આંકડા મળતાં નથી. પણ ૫૦ ટકા ઉપરની સંખ્યા તો ૧૦ વરસની ઉમર પહોંચે તે પહેલાં મરી જાય છે. હિંદમાં વરસેદહાડે સરેરાશ ૬૨,૦૧,૪૩૪ માણસો મરે છે. તેમાંના ૫૮.૪%મેલેરિયા વગેરે તાવથી, ૭.૧% ફેફસાના રોગો—ક્ષય, ન્યુમોનિયાથી, ૪.૨% મરડા અને ઝાડાથી, ૨.૪% કોલેરાથી, ૧.૧% પ્લેગ ને બળિયાથી અને બાકીનાં ૨૫.૮% બીજાં કારણોથી મરે છે. આપણા દેશમાં ઘણાંખરાં નાનપણમાં જ બીજા રોગથી ઝડપાઈ જતાં હોવાથી પશ્ચિમના લોકોની માફક હૃદય બંધ પડી જવાથી કે કેન્સર જેવા મોટી ઉમરનાને થતા રોગોથી મરનારનું પ્રમાણ ઓછું છે. શોચનીય વાત તો એ છે કે હિંદમાં મોટે ભાગે મૃત્યુ અટકાવી શકાય તેવા રોગોથી થાય છે.*

ચાલુ ] [ આવતા અંકમાં પૂરું થશે. ]

* અમદાવાદ મેડિકલ સોસાયટી સમક્ષ તા. ૧-૨-૪૭ ના રોજ અંગ્રેજીમાં આપેલા ભાષણ પરથી

# સરિતાનું મન

અનુ૦ : રૂપચંદ દયાળજી મેલાણી

ઓફિસમાં જ એક પત્ર મળ્યો.

સફેદ કવરમાં એક આછા પીરોજી રંગના કાગળ પર સુંદર અક્ષરોથી લખેલો:
'શશીંદા, તમારું એક કામ પડ્યું છે. અત્યંત જરૂરનું. હમણાં ને હમણાં આ ચિઠ્ઠી દેખત આવો તો જ કામ લાગે.'

શ્રાવણ માસના આકાશની જેમ, મન વિચારોરૂપી ઘોર વાદળાંઓથી ઘેરાઇ અંધકાર-મય–ઉદાસ હતું. એકાએક આ પત્રરૂપી પવનના ઝપાટાથી વાદળાં બધાંય વિખરાઇ ગયાં. મન રૂપી આકાશ નિર્મળ બનતાં શરદઋતુનો શાંત સૂર્યપ્રકાશ હૃદયને, ચારે ખૂણે ઝગમગતું થઇ રહ્યું.

સ્ત્રીઓનાં–યુવતીઓનાં મનનો તાગ ખરેખર બ્રહ્મા પણ ન કાઢી શકે, ત્યારે હું તે કોણ વિસાતમાં ! આ સરિતાએ આજે જે ચિઠ્ઠી લખી છે, આ જે પાંચસાત લીટી લખી છે તેની પછવાડે કોને ખબર છે સાત સમુદ્રની ઊંડી કોઇ ગંભીર વસ્તુ નહીં હોય. અથવા તો સાવ સાદી સામાન્ય વસ્તુ પણ હોય. પાંચસાત મિત્રો પાસે પોતાની કોઇ નવી કળાની કંઇ હોશિયારી બતાવવી હશે ! કોણ જાણે !

સરિતાનું સુંદર હસતું મુખડું ! કેવું નિર્દોષ ! આવી અતુલ સૌંદર્યશાળી યુવતીનું મન પણ એવું જ સરલ સુંદર ન હોય શું ? મેં સરિતા માટે ઘણીયે વાર ઘણું યે ખર્ચ કર્યું છે. સરિતા ખરેખર મારા પર વિશ્વાસ રાખે છે. એને કંઇ ખાનગી–ખાસ કામ પડતાં તે મને ન બોલાવે, મને ન યાદ કરે તો કોને કરે ભલા ! હા, શકુંત મહેતા જરૂર એની પાછળ પાછળ ફર્યા કરે છે ખરો, પણ મોટા પગારની નોકરી ને લક્ષ્મીનું વાહન (ઘુવડ) મળવાથી જ શું બધી યુવતીઓ ખુશી થતી હશે ? સરિતા દલાલ જેવી ચતુર અને સર્વ વાતે શાણી યુવતીની નજરે શકુંત મહેતા લક્ષ્મીના વાહન ઘુવડથી વિશેષ કંઇ નથી જ તો વળી ! આ વાત મને ઘણી યે વાર મનમાં સ્ફુરી હતી ને એવું સ્ફુરણ થતાં હું મનમાં ને મનમાં ખુશી પણ ઘણો થતો. હું સરિતાને કેટલો ચાહું છું, એને માટે કેટલો તલસું છું એ વાત એણે મારી અનેક રીતે પરીક્ષા કરી જાણી લીધી છે જ. ઓફિસમાંથી બરાબર કામની ધમાલને વખતે એક કલાક છપ્પન ગણી જઇ હું કેટલીયે વાર–દિવસોના દિવસો–સરિતાને ઠાકરસી ઇન્સ્ટીટ્યુટમાં ભાણું આપવા જતો. એના બીજા યુવક મિત્રો અને સહપાઠીઓ જ્યારે એને પરીક્ષા પછી કોઇ સારા હવા ખાવાને સ્થળે જઇ જરા આરામ લેવાની અને તબિયત સુધારવાની સલાહ આપતા અથવા આવતી પરીક્ષામાં વધુ સારું પરિણામ આવશે એમ કહી, તેને ધીરજ અને ઉત્સાહ આપતા અથવા એની પાળેલી કાળી બિલાડીનાં વખાણ કરી, ખુશામતથી એનો કૃપાકટાક્ષ મેળવવા મથતા ત્યારે હું તે વખતે સરિતાએ ખાઇને એંઠી છોડેલી ખાદ્ય સામગ્રીવાળા ટીફીન બોક્સના ડબ્બાઓ સમેટી એક કપડામાં બાંધી તારદેવની બસ કે ટ્રામની વાટ જોતો કયુમાં ઊભો હોઉં. સરિતાને ઘેર એ અજીઠાં વાસણો પહોંચાડી વળી હું પાછો ઓફિસમાં પહોંચી જતો. આ બધું શું સરિતા જેવી શાણી અને સમજુ યુવતી સમજી ન શકે ? ને એનું મન મારા તરફ ન ઢળે એમ કેમ કહી શકાય ભલા ! કોણ જાણે ભાઇ ! યુવતીઓનાં, ને તેમાં પણ આજકાલની યુવતીઓનાં મન,–એ કંઇ મન કહેવાય ? એ તો કહેવાય મહા–વન ! એ વનરૂપી મન

પાસે સર્વેને હાર જ સ્વીકારવી પડે ! ફળફૂલ ખાઈ વલ્કલ પહેરી ઋષિઓની પેઠે જે દિવસો ગુજારી શકે, તેઓ જ એ વનમાં વાસો કરી શકે, અથવા તો પછી બંદૂકધારી શિકારીઓનો એ વનમાં પ્રવેશ હોય. પણ એ એની વર્ગ્યોની કોટીના જે હોય, તેઓને આ વનમાં વાઘ, સિંહ અને વરૂઓની ખોઃ સિવાય બીજે આશ્રય પણ ક્યાં મળે, કહો જોઉં તમે ?

તે ગમે તેમ હોય, પણ હમણાં એ બધી વાતનો વિચાર કરવાનો સમય જ નહોતો. ને સરિતા જેવી માન–ભૂખી અને પડીકમાં રીસાઈ જતી છોકરી, ને એનો સ્વભાવ તોબાહ, તોબાહ ! પત્ર મળ્યા પછી જરા જેટલી પણ જો વાર લાગી તો ભોગ જ લાગ્યા સમજો ને ! મીપો હેડ ક્લાર્કના ટેબલ પર ટેલીફોન જ કરી બેસે ને ! શું ઉપાય કહો ? આવી પરિસ્થિતિમાં આવી પડતાં માત્ર એક જ માર્ગ સિવાય આમાંથી ઊગરવાનો બીજો માર્ગ પણ ક્યાંથી હોય ? ને તેથી એ ખુલ્લા રહેલા માત્ર એક જ માર્ગ ઉપર મારે પગલાં માંડવા પડ્યાં.

મેં એકદમ મહામુનીમ ( હેડ.ક્લાર્ક ) ની કેબીન ભણી જ પગલાં માંડ્યાં. હેડ ક્લાર્કની મારા પર નજર પડતાં જ :

—'સારંગપાણી કંપનીની ફાઈલ લઈ આવો તો, શશીકાંત.'

—'સર, મારે આપને એક અરજ કરવાની છે.'

'વારુ, અરજી પછી સાંભળીશ, પહેલાં આ ફાઈલ લઈ આવો જોઉં.' 'હાય રે નસીબ ! ફાઈલ શોધતાં શોધતાં પંદર મિનિટ નીકળી ગઈ. મારે માટે તે પંદર યુગ જેવડી હતી તે મહામુનીમ ક્યાંથી સમજી શકે ! ફાઈલ મહામુનીમના ટેબલ પર રાખી મેં ફરીથી આગલો પ્રસંગ ઉખેડવા પ્રયાસ કર્યો:

—'સર, મારી અરજ જો મહેરબાની કરીને સાંભળો તો—!'

'આજ શું છે વળી ? તમારાં ફોઈબા તો નથી મરી ગયાં ને ?'

—'ના સર, ફુઆ મરી ગયા છે.'

નોકરી તરફ સંપૂર્ણ વૈરાગ્ય આવી જતાં મનમાંની બીક ( નોકરી જવાની ) કાઢી કાઢી મેં તડ ને ફડ કહી દીધું—કહો કે મહામુનીમે મારી પાસે - કહેવડાવ્યું. મહામુનીમ સ્વભાવના હતા જરા વહેમી. ને વળી ખારા ઝેર !

ઊંડે કલેજે મીઠું મધુરું હાસ્ય કરતા કરતા મહામુનીમ બોલ્યાઃ

—'શશીકાંત, જરા વિચાર કરીને જવાબ દેતા જાઓ. તમારા ફુઆએ આજ સવારના જ હજુ મને ટેલીફોન કર્યો હતો. તેઓ તમને ટેલીફોન પર બોલાવવાનું કહેતા હતા. પણ તમે ઑફિસમાં અગિયાર વાગ્યા પહેલાં આવતા હો તો ને ?'

'સર, આજ સવારે તેઓ હતા, ને ટેલીફોન કરવાની શક્તિ પણ તે વખતે એમની હતીઃ પણ હવે આ ઘડીએ, આ ક્ષણે તે નથી.'

—'શું-ત્યારે મિલિટરી લૉરી નીચે ...!'

—'ના સર, ઇચ્છા–મૃત્યુ !'

'—ઇચ્છા–મૃત્યુ ? રૂપા સાધક હતા કે શું !'

મોઢા ઉપર બની શકતો ઉદાસ—સોગીયો ભાવ આણી, બારીની બહાર બેબાકળી નજરે જોતા જોતા હું બોલ્યોઃ

—'હવે એમને આ દુનિયામાં કોઈ કાળે પણ જોઈ શકાશે નહીં, સર. એ સંત–મહાત્મા જેવા હતા. આ હમણાં ત્રણ મહિના પહેલાં જ એક દિવસ મેં એમને પ્રાણાયામ કરતી વેળા જોયા હતા. તે વખતે તેઓ જમીનથી ત્રણ હાથ ઊંચે અદ્ધર હવામાં પલાંઠી વાળી બેઠા હતા. નાનાં બચ્ચાંઓના ફેફસાંના રોગ માટે એમને સ્વપ્નમાં કોઈ મહા યોગી-રાજે બતાવેલી દવા તેઓ આપતા. તે એવી તો રામબાણ હતી કે ન પૂછો વાત. આ હમણાં અલ્લાહાબાદમાં કુંભમેળો હતો ને, તે વખતે તેઓ ત્યાં ગયેલા અને ત્યાં જ કોઈ મહા–યોગીરાજે એમને અધિકારી જાણી સ્વપ્નમાં દર્શન દઈ એ દવા બતાવેલી. હું બાજી મૂકીને કહી શકું સર, કે એ દવા નાનાં બચ્ચાંઓની ફેફસાંની બિમારી માટે અચૂક અમોઘ ઉપાય છે.' મહામુનીમને ઘેર નાનું બચ્ચું ફેફસાંની બિમારીથી પીડાતું હતું એ વાત. હું જાણતો હતો તે અત્રે પાઠકોને કહેવાની જરૂર નથી.

આ વાત સાંભળતાં જ મહામુનીમના ચહેરા ઉપર અજબ પરિવર્તન થયું. એમની મુખમુદ્રા શાંત-સ્નિગ્ધ હાસ્યમયી બની ગઈ કે જેવી ઓફિસમાં તો કોઈ કપીલા–છઠ જેવે પ્રસંગે બનતી હશે. મોટે ભાગે આ મહામુનીમ મોઢા પર દીવેલીનું પડ બાંધી ચોપડો ચઢા-વીને જ બેઠા હોય. કાંઈ પૂછવા જતાં સામટું બટકું જ બોલેઃ 'શું છે? કેમ આવ્યા? આ ભૂલ કેમ કરી? અમારે પછી શેઠને શો જવાબ આપવો? મને પૂછ્યું કેમ નહીં?...' વિગેરે પુષ્પાંજલિથી બિચારા કલાર્કને તો પાણીથી પાતળો જ બનાવી મૂકે. મારી વાત સાંભળતાં એમના વર્તનમાં અજબ પરિવર્તન થઈ ગયું—ને તે પણ વીજળીક ઝડપી પરિ-વર્તન! અત્યાર સુધી હું ઊભો ઊભો વાત કરતો હતો, હવે મને ખુરસી પર બેસવાનું કહ્યુંઃ 'ખુરસી પર બેસવાનું' મહામુનીમ જ્યારે કલાર્કને કહે ત્યારે એના ભાગ્યની અવધિ જ સમજવી. મહામુનીમ ખરેખર સંપૂર્ણ સુપ્રસન્ન થયા છે એ જાણવાનો એ માન-દંડ હતો. જો કે એ પ્રસન્નતા ક્ષણિક જ હોયઃ 'ક્ષણં રુષ્ટ ક્ષણં તુષ્ટ'–' તમે સમજ્યા ને? મને કેટલી ઉતાવળ હતી તે એમને કેમ કહું? છતાં એમનું માન રાખવા હું ખુરસી પર બેઠો એટલે મહામુનીમ ઉવાચઃ

—'એ દવા તમારી પાસે છે કે?'

હવે મારા જીવમાં જીવ આવ્યો ને કાંઈક આશા બંધાઈઃ હા–આ–શ!

—'જી, કુઆ તો જો કે સ્વર્ગે સીધાવ્યા પણ તેઓ આ દવા અમારા માટે રાખી ગયા છે. આપને જોઈતી હોય તો લાવી આપું સર,—આપ એ દવા વાપરો એ તો અમારું મહાભાગ્ય કહેવાય.'

—'ત્યારે લઈ આવજોને એ દવા કાલે. ઘેર નાની બેબી બિચારી આજ ચાર દિવસથી પીડાય છે.'

—'બેબીને હવે કેમ છે, સર?—' મેં ઘનિષ્ટતા વિસ્તારવાનો પ્રયાસ કરતાં કહ્યું.

'આ એમ ને એમ છે હજુ તો બાપુ. શું કરીએ બચ્ચાંને માંદા મૂકી આવતાં બહુ જ દુઃખ થાય છે. કામમાં યે જીવ લાગતો નથી પણ શો ઉપાય? ઑફિસમાં આવડી મોટી જવાબદારી! ન આવું તે પણ કેમ ચાલે? શેઠને કામ પડતાં જવાબ કોણ આપે? બિચારી બેબી ફેફસાંની બિમારીથી જ પીડાય છે.'

* * *

આ ફેફસાંની બિમારીથી જ મહામુનીમ પ્રસન્ન થયા. ને એ જ ફેફસાંની બિમારી-થી જ સરિતાના આવાહનને હુંકારો દેતો હું નીકળી પડ્યો. ઑફિસના દાદરાનાં પગથિયાં,

બુટ નીચે જેમ જાણે ગરેડી ન લગાડી હોય તેમ, સરરરર–સટ ઊતરી આ ફેફસાંની બિમારીએ મને સીધેસીધો રાજમાર્ગ ઉપર આણી મૂક્યો.

આ વર્ણાવસ્તુની મુશ્કેલીઓ વટાવી તારદેવ સોનાવાળા બિલ્ડીંગ પાસેની એક આસમાની પડદાથી ઢંકાયેલ બારી પાસે મારે પહોંચવું પાશે. ત્યાં આખી દુનિયાના માણસોમાં માત્ર એક હું જ સરિતાનું કામ કરવા યોગ્ય નીવડીશ. આ–હા–હા ! શું મહાભાગ્ય ! હા–વિધાતા !! સરિતાની ચિઠ્ઠી તો મને ગીતાના શ્લોકની જેમ મોઢે થઈ ગઈ હતીઃ 'શશી'દા, તમારું એક કામ પડ્યું છે......'

ભરચિક્કાર ટ્રામનું હેન્ડલ પકડી ભીડમાં હું ટ્રામમાં ચડ્યો. એક હાથમાં હેન્ડલ, જમણો પગ ટ્રામની પગથી પર અને ડાબો પગ હવામાં ઝૂલતો રહ્યો. શહેરની આખી યે માનવમેદનીને વીંટી વળી ચક્કર ચક્કર ફરતા પૂરા ચાર માઈલનો પ્રવાસ મેં આમ કાપ્યો. તે પછી 'એરેબિયન નાઈટ્સ'ની અજાયબીવાળો બોમ્બે સેન્ટ્રલ સ્ટેશનના પુલનો રસ્તો.

સરિતાએ જ આવીને બારણું ખોલ્યાં, તે બોલીઃ

—'તમે કેવા શાણા છો, શશી'દા ! બસ ચિઠ્ઠી મળી કે હાજર ! મેં ધાર્યું જ હતું કે તમે હમણાં જ આવી પહોંચશો.'

—'શી હકીકત છે, સરિ ?'

સ્નેહરસમાં ઝબોળી કાઢેલી પ્રેમ–નીતરતી મીઠી વાણી મેં એના કાનને સંભળાવી.

ચીડ કરતાં હસતી હસતી સરિતા બોલી :

—'વાહ રે વાહ, શેઠસાહેબને તો કાંઈ યાદ જ રહેતું લાગતું નથી ને શું ?'

—'તે ક્યાંથી યાદ રહે ? સાડી હજુ તૈયાર થઈ નથી. પરમ દિવસે સવારે મળશે.'

—'તે સાડી વગર હું મરી જતી હોઈશ કેમ ?'

અંધારું હોય ત્યાં લાકડી ઠોકતાં ઠોકતાં આગળ વધવાનો પ્રયાસ કરવો પડે. સરિતા કઈ વાત તરફ બાણ ફેંકે છે, શી વસ્તુ ઉપર એનું શરસંધાન છે, એ જાણવું એ મારે માટે પોલિસ્ટર એક શોધની વસ્તુ થઈ પડી. મેં અનુમાનથી નવી દિશા પકડી તુક્કો અજમાવ્યો. મોઢા પર મધુરું હાસ્ય ફરકાવી મીઠે પ્રેમભર્યે અવાજે મેં કહ્યું:

—'શું "દુઃખ પુરુષ" સિનેમા જોઈ આવી, સરિ !'

પણ મારો એ તુક્કો નિષ્ફળ ગયો. એને તો એક જ વાતની ધૂન હતી. "દુઃખ પુરુષ"નું આકર્ષણ અથવા પ્રલોભન એને એની મૂળ વસ્તુથી જરા પણ વિચલિત કરી શક્યું નહીં.

—'જી, ના સાહેબ.'

સરિતાએ બહુ જ ગંભીર ભાવે કહી નાખ્યું.

—'ત્યારે શું જોઈએ છીએ તને, કહેને સરિ !'

—'હું કાંઈ કાલિદાસની પેલી ભિખારિણી યુવતી નથીને !' સરિતાની આંખોની દૃષ્ટિ ભૂતકાળની–સમયની દિવાલ ભેદી બધી વસ્તુઓને વર્તમાન કાળની તુલનામાં લાવી મૂકે ! વર્તમાનકાળ સિવાય કોઈ વસ્તુની તે કોઈ કાળે પરવા જ કરતી નહીં. કાલિદાસ અને રવીન્દ્રનાથ એ બેઉ વચ્ચે ભેદ પાડની શતાબ્દીઓ જાણે તેણે એક ફૂંકમાં જ ઉડાડી દીધી. ભિખારિણી કાલિદાસની કૃતિ નહીં પણ રવીન્દ્રનાથની હતી. ઉપલી વાત કહીને તરત જ મુખમુદ્રા ઉપર મોહક હાસ્ય ફરકાવી, એવી જ મોહક અને માદક દૃષ્ટિ વડે તે મારી સામું એકીટસે જોઈ રહી, પછી બોલીઃ 'મારાં ઑર્ગનની વાત સાવ ભૂલી જ ગયાને ?'

હવે મારા જીવમાં જીવ આવ્યો. મેં છૂટકારાનો દમ ખેંચ્યો.

—'ના, ના છટ્ એ કાંઈ ભૂલી જવાય ખરું?'

મહિનાની છેલ્લી તારીખો ચાલતી હતી. ગજવામાંની પાકીટના તંદુરસ્તીની ચિંતા થયા જ કરતી હતી. ઑર્ગનની મરામતના પૈસા સરિતા પાસે માગતાં મન અચકાતું હતું. જરા વિચાર કરીને હું બોલ્યોઃ

—'વારુ સરિ, આવતે મંગળવારે—ચોક્કસ—'

—'ઓહો હો હો! એટલું બધું શોભાતું હોત તો પછી શકુંતદાને જ ન કહેત, તમને આટલી તાકીદની ચિઠ્ઠી શાને લખત?'

સરિતાએ અમોઘ બ્રહ્માસ્ત્ર છોડયું હતું. ગર્વથી આનંદથી મારી છાતી ગજ ગજ ઊંચે ઊછળી. આ આવડી મોટી વિશાળ સુંદર પૃથ્વીમાં મારા સિવાય સરિતા બીજા કોને જઈને કહે? કોને બોલાવે? શકુંત? છટ! હું એને કાંઈ આ યશ લેવા દઉં? આનંદનો આવેગ યથાશક્તિ દબાવી રાખી હું બોલ્યોઃ

—'ઑર્ગન મરામત કરાવવાની એટલી બધી તે શી ઉતાવળ છે?'

—'આ નકામી એક ચીજ પડી પડી ખરાબ થાય છે. કાંઈ કામ પણ નથી આવતી ને વખત પણ પસાર—'

આમ કહી ઠીક કરતી હસતી હસતી તે ચાલી ગઈ. વળી જતી વખતે મોઢું મારા તરફ ફેરવીને કહેતી ગઈ: 'તમે જરા બેસો શશીદા, હું માને બોલાવી લાવું.'

હવે મેં ખુરસી પર પડતું નાખ્યું. ટ્રામમાં એક પગ અદ્ધર ઝુલાવીને ઊભા ઊભા આવતાં બન્ને પગોમાં અસહ્ય કળતર થતી હતી. ભાંગેલા-તૂટેલા ઑર્ગન અને તેને તુરત મરામત કરાવવાની તેની પ્રબળ ઇચ્છા વચ્ચે શો સંબંધ હશે? મને તાકીદે મરામત કરાવી આપવાનું કહેવાનો શો અર્થ હશે? તેનો મનમાં વિચાર કરતાં કરતાં હું હેરાન-પરેશાન થઈ ગયો.

થોડીવારે સરિતાની મા દીવાનખાનામાં દાખલ થઈ.

—'શશીકાંત, જોયાને આ છોકરીનાં લખ્ખણ? જરા કાંઈ કામ પડયું કે તરત શશીદા, શશીદા, કરતી ગાંડોતુર બની જાય છે એ તો!'

—'જી, ના,—એ...હે...એ...એ...એમાં...શું...'

બહુ જ વિનયભર્યું હસી મેં વિવેક બતાવવાનો પ્રયત્ન કર્યો. પણ હું વાક્ય પૂરું કરી શક્યો નહીં. સરિતાની માએ જ મને એ સંકટમાંથી ઉગાર્યો. પણ એને શું ઉગારવું કહેવાય? એ તો 'હોલામાંથી ચૂલામાં' જેવી પ્રાણાંતક પરિસ્થિતિ! માસીબા મધુર સ્વરે બોલ્યાં: 'કાલ એને સગપણનો ચાલ્લો કરવાનો છે ને! તેથી એને ઑર્ગન વગેરેની જરૂર પડશે.'

—'સગપણ? કોની સાથે—!'

—'એ છોકરાને તો તું પણ ઓળખે છે—એ પેલો આપણો શકુંત મહેતા!'

બાપ્પુ રે બલાડ—આખી દુનિયા મારી નજર સામે કાણું પડેલા ફુટબોલની જેમ એક પળમાં શોષાઈ—સુકાઈ કોચલું વળી ગઈ.

છતાં યે મારું મન રબરની માફક સ્થિતિસ્થાપક બનાવી, બનતી ધીરજ ધરી હું બોલ્યો: 'વાહ! બહુ જ સારું—'

બાજુના ઓરડામાંથી સરિતા મધુર હાસ્ય છલકાવતી છલકાવતી આવી.

—'મા, તું શશી'દાને કેટલીક વાર ખોટી કરી રાખીશ ? એને કેટકેટલાં કામ કરવાનાં હોય ? હં ! એ પરગજુ સ્વભાવના, સહુનું કામ કરી આપે એટલે બધા ય એને જ ચાંપે ને'.

હું વ્યાકુળભાવે ઊઠીને ઊભો થયો.

—'માસીબા મજૂર વગર...'

—'અરે, શશી'દા, તમે તો કસરત કરતા ને કુસ્તી ખેલતા હતા ને ?' સરિતાએ હસતાં હસતાં કહ્યું. 'અત્યારે મજૂર ક્યાંથી મળે ? ને આ બાજુની શેરીમાં તો મરામતની દુકાન છે. ઊંચકવું યે વળી કેટલું ?'

સરિતાની માએ નોકરને બોલાવ્યોઃ 'તાનુ—ઓ તા—નુ—ઉ—ઉ—' ને પછી નોકર તાનાજી રાવની સહાયથી ભાંગેલું ઑર્ગન ઘરમાંથી નીચે ઉતારી એક તરફ નોકર એક તરફ હું એમ હાથોહાથ ઉપાડી બાજુની શેરીમાં આવેલ દુકાન ભણી હું ચાલવા લાગ્યો.

બારણામાં ઊભી ઊભી સરિતા બોલી,—'શશી'દા કેવા ભલા ને પરગજુ છે, મા !'×

卐

× મૂળ લેખક શ્રી હરપ્રસાદ મિત્ર-બંગાળીમાંથી થોડા ફેરફાર સાથે

# પશ્ચિમનું પુનર્દર્શન

સરોજિની મહેતા એમ એ.

## નોર્વે [ ચાલુ ]

### લાખમાં એક

અનેક જાતનાં આહ્લાદક દશ્યો જોતાં અમે ગુડ્વાંગન આવી પહોંચ્યાં. ત્યાંથી નેરો-ફ્યોર્ડમાં ઊભેલી સ્ટીમરમાં બેઠાં. કાશ્મીર અને સ્વિટ્ઝર્લૅન્ડમાં સરોવરો સૌંદર્યનાં ધામ છે તે પ્રમાણે નોર્વેમાં ત્યાંના ફ્યોર્ડ છે. સમુદ્રના ફાંટા લાંબા થઈ જમીનમાં ઊંડે સુધી જઈ સરોવરો બની ગયાં છે, એને ફ્યોર્ડ કહેવાય છે. એનાં પાણી સ્વચ્છ અને શાંત હોય છે. આસપાસ ચારે તરફ હિમ, જળધોધ અને પાઇનનાં વૃક્ષોથી શોભતા પર્વતો વ્યાપી રહ્યા છે. કેટલાક પાંચ–છ હજાર ફીટ ઊંચા છે. કોઈ ઠેકાણે ફ્યોર્ડ ઘણો સાંકડો થઈ જાય છે એટલે સ્ટીમર પર્વતની ઘણી નજીક આવી જાય છે.

નેરો ફ્યોર્ડમાંથી નીકળી સ્ટીમર સોગ્નિયા ફ્યોર્ડમાં દાખલ થઇ. બન્નેમાંથી શોભામાં કોણ ચડે તે કહેવું મુશ્કેલ છે.

સ્ટીમર ઉપર અમેરિકન મુસાફરોની એક આનંદી ટોળી હતી. તેમાં સીત્તેરેક વરસનાં એક ડોસીમા હતાં અમેરિકન લોકોના સ્વભાવ મુજબ તરત અમારી સાથે વાતો કરવા મંડયાં. અમેરિકાથી એ એકલાં જ આવ્યાં હતાં. અહીં નોર્વેમાં અકસ્માત જ એને સ્વદેશ–બંધુઓની એક ટોળી મળી ગઈ હતી. વાત કરતાં ડોસી કહે: "આટલી ઉંમરે હું એકલી મુસાફરી કરું છું તેથી તમને નવાઇ લાગતી હશે. દેશમાં પણ ઘણાંએ મને આ 'મૂર્ખાઇ' ન કરવા કહેલું. પણ મારે હવે જિંદગીમાં કશું મેળવવાનું કે કરવાનું બાકી નથી! કોઈ ફરજો પણ બજાવવાની નથી. હું હવે જીવનને આરે આવી છું. તો ઘરને ખૂણે સડીને મરવું તે કરતાં જે જોઇ લીધું તે ખરું. મુસાફરીમાં મરી જઈશ તો પણ શું? મરી ગયા પછી કંઇ ખબર પડવાની છે કે દેશમાં દટાઇ કે પરદેશમાં!" સાધારણ રીતે 'હવે તો ભગવાન મોત આપે તો સારું' એવું મોઢેથી માત્ર કહેનારાં ઘરડાં માણસો તબિયત ખૂબ પંપાળે છે. પણ આ ડોસીમાએ 'જીવ્યા કરતાં જોયું ભલું' એ કહેવત જીવનમાં ઉતારી બતાવી હતી.

*

પ્રો. થાર્મસ્ટાડને કાગળ લખીને ખબર આપેલી કે અમે અમુક તારીખે ઓસ્લો આવીશું. સવારે ઊઠીને એમને ટેલિફોન કર્યો એટલે એમણે કહ્યું કેઃ "મિસીસ થાર્મસ્ટાડ અને મારો છોકરો તમને હોટેલમાં મળવા આવશે. પછી તમે બધાં અમારી સાથે બપોરે જમજો. મારે તો યુનિવર્સિટીની સેનેટની મીટીંગ છે. તેમાંથી છૂટો થઇ એક વાગે બારોબાર રેસ્ટોરાંમાં આવીશ."

અમે સવારમાં થોડું ફરી આવીને હોટેલમાં પાછાં આવ્યાં કે તરત મિસીસ થાર્મસ્ટાડ અને તેમનો પુત્ર સીગર્ડ આવ્યાં. સીગર્ડ અઢાર વર્ષનો ઊંચો, મજબૂત શરીરનો અને જોતાં જ ગમી જાય એવી આકર્ષક, સ્નેહાળ મુખાકૃતિવાળો હતો. અમે પહેલીવાર ઓસ્લો આવ્યાં ત્યારે કૉલેજ ચાલુ હોવાથી એ ટ્રોન્ડહાઇમથી આવ્યો નહોતો. આજે પહેલી જ વાર મળ્યો. છતાં કશા સંકોચ વગર અમારી સાથે ખૂબ વાતો કરવા મંડ્યો. એના પિતાની માફક એ પણ તદ્દન સરળતાથી શુદ્ધ અંગ્રેજી બોલતો હતો. પોતાની માતાના દુભાષિયા તરીકે પણ અત્યારે કામ કરતો હતો. વાતો કરતાં સાડાબારેક થયા એટલે અમે બધા

પ્રોફેસરે નક્કી કરેલા રેસ્ટોરાંમાં ગયાં. એક વાગી ગયો પણ પ્રોફેસર આવ્યા નહિ એટલે સીગર્ડ ઊંચોનીચો થવા માંડ્યો. ઘડી ઘડી ઊઠીને યુનિવર્સિટીમાં ટેલીફોન કરી પૂછ્યા કરે કે સેનેટની મીટીંગ પૂરી થઈ કે નહિ, અને વાટ જોવડાવવા માટે અમારી માફી માગ્યા કરે. આખરે દોઢ વાગે પ્રોફેસર આવી પહોંચ્યા. ખૂબ આનંદમાં ભોજન પૂરું થયું.

અમારે બેને હિંદુસ્તાનથી આવેલી ટપાલની તપાસ કરવા પોસ્ટ ઓફિસમાં જવું હતું, એટલે જમ્યા પછી સીગર્ડને પૂછ્યું કે અમે કઈ બસમાં જઈએ ! એણે તરત કહ્યું કે "ચાલો તમારી સાથે આવું." અમે ઘણું કહ્યું કે બસનો નંબર અને ક્યાં ઊતરવાનું તે કહી દે તો અમે ખુશીથી જઈ શકીશું. પણ એણે તો માન્યું જ નહિ અને અમારી સાથે આવ્યો. મા, બાપ અને દીકરો ત્રણે સરખાં ભલાં અને પરગજુ હોય એવું આ એક જ કુટુંબ જોયું.

અમે સાંજના ચારેક વાગે પ્રોફેસરના કુટુંબને હોટેલમાં ચા પીવા બોલાવ્યું હતું તે પ્રમાણે એ લોકો આવ્યાં. ચા પીને અમે બધાં સિનેમા જોવા ગયાં. અમેરિકન ટોકી ફિલ્મ એટલે બોલે તો બધું ઈંગ્લીશમાં જ. નોર્વેજિયન લોકોના લાભ માટે થોડી થોડી વારે એમની ભાષામાં લખેલું પડદા પર આવે — જેમ ટોકી નીકળ્યા પહેલાં બધી ફિલ્મોમાં આવતું તેમ.

બીજે દિવસે સવારે દસ વાગ્યાની ટ્રેનમાં અમે નોર્વે છોડીને જવા નીકળ્યાં. પ્રોફેસર અને તેમનાં પત્ની સ્ટેશન ઉપર વિદાયગીરી આપવા આવ્યાં હતાં. સીગર્ડ મોડો ઊઠ્યો છે એટલે વખતસર પરવારશે તો આવશે એમ કહ્યું. થોડીવારમાં તો એ દોડતો આવી પહોંચ્યો. પ્રોફેસરે પોતાના સિનેકોડકથી અમારી બધાંની ફિલ્મ લીધી. નોર્વેના અનુપમ નૈસર્ગિક આકર્ષણમાં વધારો કરતો આ કુટુંબનો સ્નેહ અમને જીવનભર યાદ રહેશે.

રાતના આઠેક વાગે સ્વીડનનું માલ્મો સ્ટેશન આવ્યું. ત્યાંથી અમે ડૉ. બિ—ના કુટુંબથી છૂટાં પડ્યાં. અમે રાતની ટ્રેનમાં મુસાફરી કરી હેમબર્ગ જવાનાં હતાં અને એ લોકો માલ્મો પછીને સ્ટેશને ઊતરી જઈ રાત ત્યાં જ ગાળવાનાં હતાં. ત્યાર પછી અમારો મુસાફરીનો ક્રમ જુદો હતો.

માલ્મોને સ્ટેશને મિટ્રોપા (સૂવાની ટ્રેન)માં સામાન મૂકી કંડક્ટરને સોંપી અમે જમવા જવાનો વિચાર કર્યો. પણ ઘડિયાળમાં જોતાં જણાયું કે ઓસ્લોથી આવનારી અમારી ટ્રેન અર્ધો કલાક મોડી થઈ હોવાથી હવે આ ટ્રેન ઊપડવાને સાતેક મિનિટની જ વાર હતી. કંડક્ટરને પૂછતાં ખબર પડી કે રેસ્ટોરાં આ પ્લેટફોર્મ ઉપર નહિ પણ દૂરના એક પ્લેટફોર્મ ઉપર છે. પણ આ દેશની ઠંડી હવામાં ભૂખ તો કકડીને લાગેલી એટલે છેક ભૂખ્યાં રહેવાનું પણ પાલવે તેમ નહોતું. એટલે અમે રેસ્ટોરાં તરફ દોડ્યાં. ત્યાં તૈયાર સેન્ડવિચ હતા તે બાંધી આપવા ત્યાંની નોકરને કહ્યું અને બીજી એક પાસે બે ગ્લાસ દૂધ મંગાવ્યું. દૂધ ઠંડું બરફ જેવું ને મોળું હતું. પણ ખાંડ નાખવાનો કે ગરમ કરવાનો વખત જ નહોતો. દવાના પ્યાલા પેઠે જલદી દૂધ પી જઈ સેન્ડવિચનું પડીકું લઈ, પૈસા ફેંકી પાછાં દોડતાં ટ્રેનમાં પહોંચી શ્વાસ ખાધો.

રાયપુર

આકર્ષક અને
ટકાઉ

ફેન્સી સાડીઓ, વોઈલ, મલમલ,
શર્ટીંગ, પોપલીન, કોટીંગ, રૂમાલ વિ.



રાયપુર મિલ્સ લિ.
અમદાવાદ

卐 પ્રસ્થાન 卐
। दृष्टिपूतं न्यसेत् पादम् ।
પુસ્તક ૪૬ અષાડ : ૨૦૦૩ અંક ૩

# મેહવૈરાગી

જયંતીલાલ આચાર્ય

[ રાગ, મલ્હાર; તાલ, કેરવો કે ત્રિતાલ ]

મેહવૈરાગીને લૈ લાગી, એકતારો લલકારે;
રાતદિવસ એ ઝરમર ઝરમર
ધારાએ ઝંકારે !

જાંબુવનમાં ને ખેતરમાં
મત્ત થઈ તાનોના સ્વરમાં
રુમઝુમ પગ ઠમકારે !

જટાજૂટની ઘટા ઘઘેરી આકાશે પથરાયે;
પાને પાને રુમઝુમ રુમઝુમ મધુર નૂપુર સંભળાયે

ઘરને ત્યાગી થઈ વૈરાગી
આકુળ વ્યાકુળ ભમતી ભાગી
પૂર્વ હવા સૂનકારે !

[ આગામી "રવીન્દ્રગીતસુધા"માંથી ]

✿

[ વાઈસરોય લોર્ડ માઉન્ટબેટનની નવી યોજના: હિંદના ભાગલા, કોંગ્રેસ અને લીગે કરેલો સ્વીકાર; રાષ્ટ્રપતિ કૃપલાનીજીની કાશ્મીરની મુલાકાત; રાષ્ટ્રીય મજૂરસંઘમાં ન જોડાવાનો સમાજવાદી પક્ષનો નિર્ણય; શ્રી. જગજીવનરામ તથા ગુલઝારીલાલ નંદાની જીનિવા તરફ રવાનગી; ઝીણા-ગફારખાન મંત્રણા; શેઠ રામકૃષ્ણ ડાલમિયાની વ્યાપારમાંથી નિવૃત્તિ અને અખબાર દ્વારા માનવસેવા કરવાની ધગશ. ]

## ૭ પરી-છુટ્ટી માનસ

" શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ચળી પડી ધરણિ. "

( ગોવર્ધનરામ: 'સરસ્વતીચંદ્ર' )

"Those days of my youth seem far away now. The old exuberance is much less now, the almost uncontrollable impulses have toned down, and passion and feeling are more in check..... Perhaps, it is just age, or the common temper of our day.... I want to experience again that lovely impulse of delight, which turns to risk and danger, and faces and mocks at death."

[ **Jawaharlal** : *Discovery of India*. 1944. p. 9 ]

* * *

**પ્રકાશ** : હરિહર, તમે કહેતા હતા કે ગાંધીજીએ અખંડ હિન્દુસ્તાનનો પ્રચાર બળપૂર્વક કર્યો છે. તો પછી હિન્દના ભાગલાની આખી યોજના તેમણે A. I. C. C. પાસે શા માટે સ્વીકૃત કરાવી? બીજું, જવાહરલાલજીનો આદમ્ય જુસ્સો, પ્રબળ વેગ અને અનિરુદ્ધ જોમ આરે હૈયા આગળ કેમ ઢળી પડ્યાં?

**હરિહર** : સંજોગોને આધીન બનીને ગાંધીજી અનેક વખત આવી વિસંગત દેખાતી નીતિ અપનાવે છે. જેને આપણે consistency—સુસંગતતા—કહીએ છીએ તે પ્રત્યે ગાંધીજીને અંધશ્રદ્ધા નથી. ૧૯૩૯ માં તેમણે કહેલું કે, 'Consistency is the hobgoblin of little minds.' આનો અર્થ એમ નથી કરવાનો કે હમેશાં અસંગત રહેવું. સંજોગવશાત્ સુસંગતિ—સિદ્ધાન્તની કે વાદની કે આચાર-વિચારની—પડતી મૂકવી પડે તો તેમ કરતાંથી ડરવું નહિ.

**સુધીર** : આવી અસંગતતાનો ઉપયોગ દેશની કટોકટીના સમયે કરવો તે મને તો અસહ્ય લાગે છે. અને સિદ્ધાન્તમાંથી ચલિત થવું તે અક્ષમ્ય ગણાય. हृदयदौर्बल्यथी पीडाता अर्जुनने श्रीकृष्णे आपेलो गीताबोध क्यां? अने मारे हैयाथी क्षुब्ध बनेला जवाहरलालने योजना स्वीकारनो गांधीजीए आपेलो राजबोध क्यां?

**સતીન** : તમારો સમાજવાદી પક્ષ સંપૂર્ણ સુસંગતિ ક્યાં રાખી શકે છે? A. I. C. C. ની સભામાં આખી યોજનાનો વિરોધ દર્શાવ્યો નહિ અને મત પણ ન આપ્યો. મત આપતાં તેમને કોણ રોકતું હતું?

**સુધીર :** જો કે હું સમાજવાદી પક્ષનો હિમાયતી છું, છતાં મને એમ લાગે છે કે ગાંધીજીની અનેક-પાસાદાર પ્રતિભાની અસર ભલભલા સિદ્ધાન્તસેવી વ્યક્તિના વિચાર અને આચાર પર સચોટ પડે છે.

**સતીન :** ગાંધીજીની રાજકારણી કારકિર્દીના ભોગ પ્રથમ પંક્તિએ જવાહરલાલ બન્યા છે. હવે જયપ્રકાશનો વારો આવતો હોય તેવાં ચિન્હો જણાય છે : સમાજવાદ સ્થાપવામાં ગાંધીજીએ પોતાનો ફાળો આપવાનું વચન આપ્યું છે. તે વચનથી જયપ્રકાશ મુગ્ધ બન્યા છે.

**હરિહર :** જો ગાંધીજીએ વચન આપ્યું હશે તો પ્રાણ જતાં પણ તે વચન પાળવાના.

**પ્રકાશ :** प्राण जाइ बरु बचन..न जाइ ॥

**સતીન :** તમે તમારા નિર્ણયો કેવળ નૈતિક અને ધાર્મિક ધોરણ પર બાંધો છો. માણસનો આદર્શ ગમે તેટલો ઉદાત્ત હોય પણ તેમાં વાસ્તવિકતા ન હોય તો તે નિષ્ફળ નીવડે. જ્યાં સુધી રાજકારણી નીતિ અને યોજના આર્થિક વિષમતા અને વર્ગ-વિસંગતતા નષ્ટ કરવાના મક્કમ નિર્ણય સાથે જડી દેવામાં ન આવે ત્યાંસુધી ખરું સ્વરાજ, સાચી શાન્તિ અને લોકશાહી પ્રગતિ સિદ્ધ ન થઈ શકે. કહેવાતી સ્વતંત્રતા પોકળ અને જનહિત રહિત બને. લેનીન ખરું કહે છે :

> "Every kind of freedom is a **fraud**, if it is contradictory to the interests of the emancipation of Labour from the oppression of Capital."

**અલી :** ખરી વાત છે. દિલ્હીમાં મોટેરાઓએ કારકાઇભરી મંત્રણાઓ આટઆટલી કરી, યોજના પર યોજના ઘડાઈ, વાઇસરોય અને નેતાઓ મળ્યા અને છૂટા પડ્યા, નિવેદનોની સતત ધારા ચાલી, અને હજુ ચાલશે. પરંતુ તે કશામાં આમજનતાની હાડમારી દૂર કરવાનો સક્રિય ઉપાય લેશમાત્ર નથી. ખોરાક, કાપડ, રહેઠાણ, કેળવણી, દવાદારૂ વગેરેની સગવડ વધે તો ક્યાંથી, ઊલટું તેની તંગી અનેક ગણી થવા પામી છે.

**સતીન :** બ્રિટિશને ખાસ્સો આપવાનાં ભાષણોમાં અને નિવેદનોમાં નરી વાગ્વિતંડા દેખાય છે. તરંગી, તાર્કિક અને કાલ્પનિક વિચારોનું એક પ્રકારનું મૃગજળ સરજાયું છે. આમવર્ગની ભૌતિક અને સામાજિક જરૂરિયાત પ્રત્યે નેતાઓ ઉદાસીન છે. પરિણામે આમવર્ગ દલિત હાલતમાં સબડયા કરે છે. આ દલિત દશાનું ચિત્ર Anatole France એક જ વાક્યમાં આલેખી આપે છે:

> "They were born : they suffered : they died."

આમવર્ગને ભાગે जन्मवुं : सहन करवुं : मरी जवुं— આ ક્રમ આજસુધી ચાલતો આવ્યો છે.

**પ્રકાશ :** આમવર્ગનું આ ચિત્ર ભયંકર ગણાય.

**સતીન :** નિરાશ થવાની જરા પણ જરૂર નથી. માનવસમાજ એકંદરે પ્રગતિના પંથે છે. શ્રમના વિભાગ (Division of Labour) થતાં સમાજમાં અનેક વર્ગો અસ્તિ-

ત્યમાં આવ્યા. આ બધા વર્ગો બે મુખ્ય વર્ગમાં વહેંચી શકાય: શોષકવર્ગ અને શોષિતવર્ગ. Anatole Franceનું ઉપર્યુક્ત વાક્ય શોષિતવર્ગનો ઇતિહાસ આપે છે. હિંદની ભાગલા કરવાની યોજના સ્વીકારાઈ છે, પણ શોષિતવર્ગનું હિત વિસારે પડ્યું છે. કારણ, યોજના પરદેશી રાજકર્તાએ ઘડી છે અને તેનો સ્વીકાર કરવાનો ઉપદેશ આપણા નેતાઓના તરંગી મનમાં ઠસાવી દીધો છે.

અલી: પરદેશીનો ઉપદેશ કેવા પ્રકારનો હોય તે ગાતાં અમીન 'આઝાદ' કહે છે:

" તારી આજ ને કાલ હું જાણું,
તારી સર્વ ચાલ હું જાણું,
તારા મુદ્દામાલ હું જાણું,
આવે છે આવેશ...
વિદેશી, ભારત મારો દેશ.

*

લોક થયા શું શિક્ષિત તુજથી?
ધર્મો છે શું રક્ષિત તુજથી?
દેશ છે આખો લક્ષિત તુજથી,
રહેવા દે ઉપદેશ...
વિદેશી, ભારત મારો દેશ ! "

અમીન "આઝાદ" : 'વિદેશીને હદેશો.'

હરિહર: પરદેશી સરકારના ઉપદેશનો પ્રશ્ન નથી. આમજનતાનું હિત સાધવા અર્થે પરદેશી સરકાર હિંદમાંથી ખસી જવી જોઈએ. પરદેશી હકુમત ખતમ થશે અને દેશમાં કોમી રમખાણનો અગ્નિ ઠરી જશે તે ચતુરાઈથી જ કોંગ્રેસ નેતાઓએ પાકિસ્તાન અને Dominion Statusનો સ્વીકાર કર્યો છે.

અબ્દુલ: સુવરનું ભુંસુ ખાવાની અને રાંડીરાંડના બેસની વાતો કરી સરદાર પાકિસ્તાનની ઠેકડી કરતા હતા. તેમને આખર ઝીણા સાહેબની માગણી સંતોષવી પડી છે.

હરિહર: કોમી અશાન્તિ બંધ પડે તે હિસાબે જ પાકિસ્તાન સ્વીકારાયું છે, જો કે જવાહરલાલને ભાર હૈયે તેમ કર્યું છે.

સુધીર: કોમી રમખાણો હજુ બંધ થવા નથી પામ્યાં.

અબ્દુલ: કામો તંગદીલી વધશે, કારણ પાકિસ્તાનનો સંપૂર્ણ અને નિખાલસ સ્વીકાર હજુ થયો નથી.

મકરંદ: સમય જતાં દરેક હિન્દી–મુસ્લિમ તેમજ બિનમુસ્લિમ–પોતાનું ખરું હિત સમજશે, અને પરસ્પર સહકારની નીતિ અપનાવશે. ' કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે. '

સતીન: આશા અમર હશે, પરંતુ વૈજ્ઞાનિક વાસ્તવિકતાના અભાવે તેને સાર્થક બનતાં હદ ઉપરાંત લાંબો સમય લાગે. જગતભરમાં દરેક મનુષ્ય સ્વતંત્ર અને સમૃદ્ધ એક દિવસ તો થવાનો જ છે, પરંતુ તે દિવસ નજદીકમાં આવે તેવી આની ધીતરદ અને યોજના ઘડવી તે કર્તવ્ય નેતાઓનું છે.

**અલી :** દેશી રાજ્યોને લહેર થઈ છે. સ્વતંત્ર થવાનું માનવાથી તેઓ પોતાનો જુલમ, ચૂસણનીતિ અને અત્યાચારનો દોર છૂટો મૂકશે અને તેમ કરવામાં પરદેશીની મદદ સારા પ્રમાણમાં લેશે.

**પ્રકાશ :** પરદેશીની સહાય દેશી રાજ્યો લે તે સમજાય તેવી બાબત છે. પરંતુ કોન્ગ્રેસ અને લીગ જેવી સંસ્થાઓની સહાય અને સહાનુભૂતિ મેળવવા દેશી રાજ્યો તત્પર શાથી હશે ? રાષ્ટ્રપતિ કૃપાલાનીજી કાશ્મીરની મુલાકાતે ગયા ત્યારે રાજાએ ખાનપાનનો મેળાવડો આપી તેમનું સન્માન કર્યું એટલું જ નહિ, પણ શ્રીમતી સુચેતાદેવીને રૂ. ૨૫૦૦૦) ભેટ આપ્યા !

**સુધીર :** તે જ પ્રમાણે એક મીલમાલિક સરદાર પટેલને સવા લાખ રૂપિયાની ભેટ આપી. દેશી રાજ્યો તેમજ મનિકો કોન્ગ્રેસી પ્રધાનોને અને મોવડીઓને દમામભર્યા સમારંભો આપે છે. આશ્ચર્યની વાત એ છે કે શ્રી. કૃપાલાનીજીએ કાશ્મીરની પ્રજાના *Quit Kashmir*ના પુકારનો વિરોધ કર્યો અને ત્યાંના રાજાનો અંગત ભોગવટો તથા હક્કોનો બચાવ કરતું નિવેદન કર્યું.

**હરિહર :** શું તમે એમ કહેવા માગો છો કે આ ભેટ અને સમારંભના સ્વીકારમાં એક પ્રકારની લાંચરુશ્વત છે ? પરિણામે કોન્ગ્રેસી નેતાઓ અને પ્રધાનો અને કાર્યકરો પોતાના સિદ્ધાન્ત અને રાજનીતિનો ત્યાગ કરી રહ્યા છે ?

**સતીન :** નહિ. સિદ્ધાન્ત અને રાજનીતિનો ત્યાગ ન કરે, થઈ શકે પણ નહિ. કારણ કે માનસ આજસુધી તેઓ કેળવતા આવ્યા છે તે માનસમાંથી મુક્ત થવું મુશ્કેલ છે. તેમની નીતિ અને સિદ્ધાન્ત વર્ગસમન્વયની માન્યતા અને શક્યતા સ્વીકારે છે– વર્ગવિહીનતા નહિ. એટલે કે વર્ગ વર્ગના અસ્તિત્વની અનિવાર્યતા તેઓ માની લે છે. આ માન્યતામાં ઐતિહાસિક અને વૈજ્ઞાનિક વાસ્તવિકતાનો અભાવ છે.

**પ્રકાશ :** પરંતુ મૂડીદાર વર્ગ અને દેશી રાજાઓનો વર્ગ પરદેશી સરકાર અને કોન્ગ્રેસ તથા લીગના મોવડીઓનો સત્કારપૂર્વક સહકાર કેમ વાંછી રહ્યા છે !

**સતીન :** કારણ તે બધા વર્ગના સિદ્ધાન્ત મૂડીવાદ ઉપર અવલંબે છે. આ સામાન્ય સાંકળથી તેઓ સંગઠિત છે. તેમની વચ્ચે દેખાતી પરસ્પરવિરોધી નીતિ ઉપરછલ્લી છે. તેમાં ફક્ત રાજસત્તાનો દોર ચલાવતા અધિકારીઓની ફેરબદલી વિષે ધડભાંગ થયા કરે છે. एक वर्ग या पक्षना अधिकारीना स्थाने बीजा वर्ग या पक्षना अधिकारी आवे अने जाय. परंतु आखरे ते बधा Capitalist યા Bourgeois હોય છે. પક્ષના હાથમાં રાજસત્તા આવી એટલે આમવર્ગને સ્વતંત્રતા મળી અર્થ–સ્વરાજ સ્થાપિત થયું–તેમ તેઓ માની બેસે છે, અને મનાવવા પ્રચાર કરે છે. આમવર્ગની આર્થિક સમૃદ્ધિ અને સામાજિક પ્રગતિ પ્રત્યે તે બધાનું દર્શન એકસરખું હોય છે. આ દર્શનનાં રૂપ અનેક હોય પણ અર્થ એક જ હોય છે.

**હરિહર :** આમવર્ગનું હિત સિદ્ધ કરવા રાજસત્તાની જરૂર પ્રથમ છે. પરદેશી સરકારના હાથમાંથી રાજસત્તા પ્રાપ્ત થતાં કોન્ગ્રેસ સામાજિક પ્રગતિના ધ્યેય તરફ ત્વરાથી કૂચ કરશે.

**સતીન:** જો ક્રાન્તિના પરિણામે રાજસત્તા કોન્ગ્રેસના હાથમાં આવે તો આમવર્ગને લાભ થાય. પરંતુ કોન્ગ્રેસની આજકાલની રાજનીતિ Parliamentary છે. આ નીતિમાં આમવર્ગના હિતની પ્રગતિ મંદ–અતિમંદ હોય છે. રાજતંત્રની ગોઠવણીમાં જ નેતાઓ મદહોશ થઈ જાય છે. Parliamentarismની મર્યાદા સમજાવતાં લેનીન કહે છે:

> " To decide once every few years which members of the ruling class is to repress and oppress the people through Parliament—this is the real essence of bourgeois parliamentarism, not only in parliamentary—Constitutional monarchies, but also in the most democratic republics. Parliament itself is given up to talk for the special purpose of fooling the 'common people. " [ State and Revolution, 1917 ]

આ જાતની રાજનીતિ સમાજની સ્થિતિમાં પરિવર્તન લાવી શકે નહિ.

**અલી:** ખરી વાત છે. પ્રાંતિક અને મધ્યસ્થ સરકારમાં કોન્ગ્રેસ અને લીગના નેતાઓ સત્તાની ખુરશી પર બાર બાર મહિનાથી બેઠા છે છતાં આમવર્ગની સગવડતા કે સુખાકારી જરા પણ વધી છે !

**સુધીર:** નહિ. કારણ કે આ સત્તા બાંધછોડો અને લોકોની પીઠ પાછળ થતી ગુપ્તગોષ્ઠિ અને સમાધાનવૃત્તિના પરિણામે આવી છે.

**અલી:** કોન્ગ્રેસે અખંડ હિન્દની હિમાયત સાઠ વર્ષથી કરી. આજે હિન્દના ભાગલા સ્વીકારી રહ્યા છે. અભી બોલા, અભી ફોક. ભાગલાનો સ્વીકાર કરવું સમાધાન લોકો ઉપર ઠોકી બેસાડવામાં આવ્યું છે.

**પ્રકાશ:** ચેમ્બરલેનની સમાધાનવૃત્તિની નિષ્ફળતાના પરિણામે ચર્ચિલ જેમ વડો પ્રધાન બન્યો તેવું કાંઈ હિન્દમાં થવા પામે ખરું ?

**સતીન:** ચેમ્બરલેન પછી ચર્ચિલ આવ્યો તે સંજોગો વિશ્વવિગ્રહના હતા. હિન્દના સંજોગો જુદા છે. હિન્દમાં આમવર્ગનું હિત સિદ્ધ કરવાનાં સિદ્ધાન્ત અને નીતિ સમજતો વર્ગ અત્યંત નાનો છે. લોકબળ કેળવવાના પ્રયાસો હજુ પ્રાથમિક અવસ્થામાં છે. અત્યારે તો રાજસત્તાનાં પદોની પકડાપકડીમાં જ લોકનેતાઓ અટવાઈ પડ્યા છે. અને તેમાં પણ પોતાના બળ ઉપર ઝઝૂમવાને બદલે ત્રીજી પાર્ટીની સહાય ઉપર કૂદે છે. હિન્દુ મુસ્લિમ ઝગડા સહેલાઈથી પતે એમ છે પરંતુ આ પતાવટ કરવામાં પરદેશી સરકારની દખલગીરી મૂળથી ખસેડવામાં આવતી નથી. પરિણામે સ્વતંત્રતાને બદલે Dominion Status સ્વીકારવું પડ્યું. સાગર ઓળંગી સરિતામાં ડૂબવા કોન્ગ્રેસ તૈયાર થઈ છે.

**હરિહર:** Dominion statusના સ્વીકારમાં એવી શરત છે કે સામ્રાજ્યમાંથી જ્યારે મુક્ત થવું હોય ત્યારે થઈ શકાય, જેથી થોડા વખતમાં સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરી લેવાશે.

**સતીન :** આ સહેલું નથી, તેમજ તમે ધારો છો તેટલા ટૂંકા સમયમાં પરિવર્તન થઈ શકે નહિ. લશ્કર વગની ગોઠવણી Imperial staff હસ્તક થવાની. તેમાં હિન્દી સરકારનો અવાજ તતૂડી જેવો રહેવાનો. આર્થિક અને વ્યાપારી ક્ષેત્રમાં બ્રિટિશ વર્ચસ્વ કાયમ રહેશે. દેશી રાજ્યો સ્વચ્છંદી બનશે અને પરદેશી સત્તાનાં લશ્કરી મથકો બનશે.

**પ્રકાશ :** આ હિસાબે Quit Indiaનું સૂત્ર નિષ્ફળ જશે.

**સતીન :** હા. તેમ જ. હિન્દના કોયડાનો ખરો ઉકેલ એક જ છે. આમજનતાના મોટા ભાગને—શ્રમજીવી વર્ગને—વધુ અને વધુ જાગૃત કરી પોતાનું બળ કેળવી રાજ્ય-સત્તાની દોરી કબજે કરવી. જે પક્ષ આ કાર્યમાં પ્રગતિ કરશે તે આખરે હિન્દની સાચી સ્વતંત્રતા સિદ્ધ કરી શકશે. જ્યાંસુધી આ પ્રકારની નીતિ આદરવામાં નહિ આવે, ત્યાં સુધી એટલે કે દસ, વીસ કે તેથી પણ વધારે વર્ષો સુધી હિન્દી આમ-જનતા આજની બેકારી, ભૂખમરો અને ગરીબાઈમાં સબડયા કરશે.

**હરિહર :** જે યોજનાનો સ્વીકાર ગાંધીજી, જવાહરલાલ અને સરદાર વલ્લભભાઈ જેવા મહાન નેતાઓએ કર્યો છે તેમાં કાંઈ તથ્ય હોવું જ જોઈએ.

**પ્રકાશ :** પરંતુ સતીનના મત પ્રમાણે, તે યોજના અનિષ્ટ અને પ્રત્યાઘાતી દેખાય છે.

**અલી :** સતીન સત્ય કહે છે. મંત્રી ત્રિપુટીની મુલાકાત પછી દોઢ વર્ષ પસાર થયું છતાં લોકોની સ્થિતિ સુધરી નથી. સામાજિક જીવન છિન્નભિન્ન થઈ ગયું છે. ખાવાના સાંસા છે, પહેરવાનું મળતું નથી, રહેવા માટે જગ્યા નથી. ભણતર કે દવાની સગવડતા નથી. આમલા યોજનાના સ્વીકારમાં આપણી મહાન નામોશી રહેલી છે. હોઠ ચાટયે તૃષા છીપવાની નથી.

**સુધીર :** આ બધું વિચાર્યા પછી એમ જ લાગે છે કે આપણા નેતાઓનું માનસ પરીકથામાં આવતા ભ્રામક અને કાલ્પનિક પ્રદેશમાં જ વિચરે છે, અથવા તો અંગત સ્વાર્થ અને સત્તાની લોલુપતામાં લુબ્ધ બની ગયું છે.

**સતીન :** નેતાઓના માનસને નિંદવાનો કશો અર્થ નથી. આપણે આપણું પોતાનું માનસ બદલવાની જરૂર છે. મૂડીવાદના યુગમાં જે વિચારો, સિદ્ધાન્તો અને નીતિનાં ધોરણો અસ્તિત્વમાં આવ્યાં છે તેમાંથી આપણે મુક્ત થવું જોઈએ. અંગત સંગ્રહ મૂડીવાદી સમાજનું મૂળ સૂત્ર છે. ધનનું મૂલ્ય સાચી રીતે આંકવાને સ્થાને આપણે તેના અંધ ભોગ બન્યા છીએ. શ્રમજીવીની ઇચ્છા પણ ધનવાન બનવાની હોય છે. બીજાના હિતનો ભોગ લેવો પડે તો તે લઈને પણ હું કેમ ધનવાન બનું – સત્તાધીશ બનું — આ આપણું આજકાલનું માનસ સ્થાયી બન્યું છે.

" With ourselves the democratic concept is tied to a foundation which, for the overwhelming majority, makes a man significant and happy in terms of the volume of his possessions,

and the politician who sought to loosen that tie would find himself at once in conflict with a mass of habits and laws and institutions, all of which have been shaped by the insistence that **wealth-getting is, in general, the source of significance and happiness.** Wealth-getting, be it noted, for the individual on his own behalf."

[**Pro. Harold Laski**: *Faith, Reason and Civilisation*, p. 171]

આ પ્રકારની અંગત સંઘરાખોરીની આપણી વૃત્તિ આપણે શમાવી દેવી જોઈએ. મૂડીવાદી યુગમાંથી જન્મેલા વિચારો અને ધોરણોને તિલાંજલી આપવી જોઈએ. વ્યક્તિગત હિતાહિતનો વિચાર કરવાને બદલે સામાજિક અને રાષ્ટ્રિય હિતાહિતનો વિચાર કરતા થઈ જવું જોઈએ. આ જાતની વિચારસરણી નેતાઓના માનસમાં સ્થાપિત થવી જોઈએ. પક્ષની સત્તા કે પ્રતિષ્ઠાનો અનાદર કરી લોકહિત અને આમવર્ગની વાસ્તવિક પ્રગતિ તરફ સભાનતા અને કાળજી રાખવાં જોઈએ. જેમ અનિષ્ટ પ્રણાલિકાનું સર્જન કરવામાં આપણો ફાળો છે તેમ તે પ્રણાલિકાનો નાશ કરવાની શક્તિ પણ આપણામાં છે. તે શક્તિ ખીલવવી ઘટે.

૨૦-૬-૪૭

●

## મહેફિલ

નાથાલાલ દવે

બસ, જાય આ અમારી મ્હેફિલ શી જીંદગાની,
ઉલ્ફતની રોશની લઈ દિલદાર થઈ સુકાની.
મુફલિસ અમે અમારું દિલ તો હતું ભિખારી,
આવી સનમ ને ચહુયં આંજી દીધી ખુમારી.
આજે ખપે ન સારી યે સલ્તનત જહાંની—બસ૦

મ્હોબ્બતની હવા લાગી સહરા સમા જીગરને,
એ ખુશખુશાલ ગુલશન થઈ ગુલ ધરે સનમને.
દિલના ભર્યા ખજાના, ખામી નહિ કશાની—બસ૦

માલુમ નહિ શી મંઝીલ કરતી મુકાર ભારી,
કાપી મજલ ને આવી અહીં કારવાં અમારી.
દીઠી સનમને પગલે કિસ્મત તણી નિશાની—બસ૦

કુરબાન કોહીનૂર જ્યાં એની હસી બે આંખો,
અર્પન પરે સનમના નાજુક વીંટાય હાથો,
બહિશ્તની ફિકર ના, પામ્યાં રહમ ખુદાની—બસ૦ ×

✆

× આગામી કાવ્યસંગ્રહ 'જાહ્નવી'માંથી

# મૃતપ્રાય થતો મધ્યમ વર્ગ

બલવન્તરાય ગૌ. સંઘવી એમ. એ.

**છેલ્લા વિશ્વયુદ્ધ પછી** આપણા સમાજના મધ્યમ વર્ગની સર્વદેશીય અવનતિ થતી લાગે છે. યુદ્ધવિરામ બાદ મધ્યમ વર્ગ પુનઃ અસ્મિતા પ્રાપ્ત કરશે એવી આશા સેવાતી હતી; પણ રાજકીય – આર્થિક અને સામાજિક સાંપ્રત ઇતિહાસનો અત્યારે તો એવી અગાહી આપે છે કે મધ્યમ વર્ગનું નામનિશાન નહિ રહે. ધનકુબેર અને શ્રમજીવી એ બે વર્ગ વચ્ચે આ બુદ્ધિજીવી વર્ગનું સ્થાન છે. સામાજિક સર્વ વ્યવહારમાં આ વર્ગને મોભો, નૈતિક મૂલ્ય અને સ્વમાન ખાતર સમાન રહેવું પડે છે. એ વર્ગને જીવન-નિર્વાહ માટે સદોદિત રહેવા છતાં, એકના આધારે અનેકને જીવન્ત રાખવા મથતાં, લાચારી ભરેલી પીછેહઠ સેવવી પડે છે. જીવનની જરૂરિયાતની વસ્તુઓ મેળવવા તકનો લાભ લેવા તેની પાસે નગદ નાણાંની સગવાઈ ભાગ્યે જ હોય છે. લક્ષ્મીપતિ જે વસ્તુ શ્રમજીવી પાસેથી ફક્ત નાણાંબળે સહજ પામી શકે છે, તે આ બુદ્ધિજીવીની પહોંચમાંથી ખેંચકી લેવાય છે. વળી મધ્યમ વર્ગને રહેઠાણ, વસ્ત્ર અને અનાજની અછતને પહોંચી વળવા ભગીરથ પ્રયાસ કરવો પડે છે. ઘણે ભાગે તેમાં તેને નિરાશા મળે છે અને કદાચ, સફળ બને તો, બાહુલી કામચલાઉ માલિકીહક્ક કદાચ મેળવી શકે છે. મોજશોખ, દાક્તર, વીમો, ટાર્યું અને પ્રવાસયાત્રા માટે તો તેને માટે દ્રવ્યખોટ જ રહે છે. — આથી તે સર્વદા દ્રવ્યદર્દથી માનસિક રોગે રીબાતો રહે છે. આમ, દિવસે દિવસે તે રંકતમ બનતો જાય છે અને, જો જરૂરી પાળ નહિ બંધાય તો, આ મધ્યમ વર્ગનું નામનિશાન નહિ જ રહે એવી સ્થિતિ ઊભી થઈ છે.

આ વર્ગની અસ્મિતા સમાજને ઉપકારક હોવાથી એને અપનાવી જાળવી રાખવો, એ દરેક રાષ્ટ્રભક્ત સમાજસેવકની નૈતિક હાર્દિક ફરજ છે. આ વર્ગના ખાસ રક્ષણ માટે કાં તો જીવનધોરણ ઉતારવું જોઈએ, અથવા તો એની આવકમાં યોગ્ય વધારો થવો જ જોઈએ. જેમ ભૌગોલિક વિસ્તારે રંગભૂમિનો ધ્વંસ થવા માંડ્યો છે, અને રૂપાંતરે પણ મરવાની આળસે તે કચકિયાં ખાતી જીવે છે, તેમ આ વર્ગ પણ મૃતપ્રાય દશામાં નાશનો નાચ આદરી રહેલ છે.

જે સ્પષ્ટ દર્શન હોય તેને માટે દાખલા દલીલ એ હસનીય ગણાય, કેમકે સ્પષ્ટ અને સંભવિત વચ્ચે વિવેકબુદ્ધિ ભેદ પારખી લે છે. શહેરમાં અને ગામડામાં મધ્યમવર્ગનાં સ્ત્રી-પુરુષોને આબરૂભેર ફરાય એવાં વસ્ત્ર નથી, ઉદરપોષણ કરાય અને અતિથિધર્મ જળવાય એવો ખોરાક નથી અને બાળઉછેર થાય એવાં દૂધ વગેરે પોષક તત્ત્વો પણ નથી.

કેળવણી ક્ષેત્રથી માંડી વકીલવર્ગ સુધીના સમાજના આ બાપડા 'ઉપરકી અચકી બની, ભીંતરકી રામ જાને' માફક, મુખે તમાચો મારી ચહેરો લાલ રાખે છે. આ રોકડયુગમાં તેઓ ઉધારનો આશરો પણ લઈ શકતા નથી, એટલે એમને "ઇચ્છા" અને "શક્તિ" વચ્ચેના દાર્શનિક ભેદે મહાકષ્ટકારક ફરજિયાત મૌન સેવવું પડે છે. જો દંભ અને રૂઢિની

જવનિકા ઊંચકાય તો માલૂમ પડે કે આ વર્ગને શ્રીમન્તોના—ખુશામતખોર, ઉપજીવી હજુરીઆ બનવું પડે છે કે શ્રમજીવીના ગરજુ મિથ્યા પ્રશંસક રહેવું પડે છે. તેમને વિચાર–વિધાન છે, પણ મત આપવા વાણીનો નિગ્રહ રાખવો પડે છે. અત્યારે આપણા દેશમાં આ દશા પ્રવર્તિત છે. આનો ઉકેલ આણવામાં જ રાજ્યકર્મચારી, રાજકીય નેતા અને સમાજ સુધારકોનું શ્રેય અને પ્રેય છે. સમાજશાસ્ત્રીઓ કે અર્થશાસ્ત્રીઓની દૃષ્ટિએ નહિ, —કેમકે એ તો આંકડા રજુ કરે પણ ઉકેલ ન આપે—પણ માનવતાના ભોગમયી આ લેખ લખવામાં આવે છે. વળી ઘણે અંશે એ આત્મલક્ષી હોવાથી વાસ્તવિક પણ હોવા સંભવ છે. એક જ જણ માસિક અમુક આવક લાવે અને રહેવા ખોરડું, ખાવા માપસરીનું અનાજ અને પહેરવા પણ મળે એવો પોશાક હોય એટલે 'થોડું લાવવું અને ઘણાને પોષવું' એ સત્યસ્થિતિ નભાવવા કાળા માથાનો માનવી શું કરી શકે ? અત્યારે સંજોગોને લીધે સહજ બનેલી માંદગી, ફરજિયાત જેવી મોંઘી કેળવણી અને સમય સાથે રહેવા સાધનો માટે એની પાસે અર્થસંચય ક્યાંથી હોય ? આથી ઘણીવાર તો " વસ્ત્ર વિના નર પશુ " જેવી પામરો–પામર દશામાં તે ઘણા માનસિક આપઘાતો કરી બેસે છે.

હવે જટિલ પ્રશ્ન એ છે કે વર્ણાશ્રમની વાડો તોડવા માફક આ મધ્યમ વર્ગને રહેવા દેવો છે કે તેનું કાયમી અસ્તિત્વ ભૂંસી નાખવું છે ! પહેલો જ મક્કમ ઇરાદો હોય તો 'ન બોલ્યામાં નવગુણ' છે, પણ બીજી બાબતનો સંભવ હોય તો કંઇક કર્યે જ છૂટકો. રોજ–બ–રોજ ભીંસની નાણાંની નાગચૂડમાંથી આ વર્ગને મુક્ત કરે તેવા રચનાત્મક મુત્સદ્દી બાજીગરની જરૂર છે. હા, પછી 'જાત છે તો જહાં છે' માની પોતાની જ કાળજી રાખવામાં અને ધ્યેય વગર અર્થસંચય અને અપવ્યય કરવામાં આપણા દેશદિક્પાલ રોકાયેલ હોય તો પછી કહ્યું કર્યું તે ફોક !

આ વર્ગની સંખ્યા કાંઇમિંયામણી કરાય એવી નાની નથી. દરેક કોમ, દરેક જાત અને દરેક પ્રાન્તમાં તેની બહુમતી છે. તે વર્ગ મૂંગી વેદના જાહેરાતનાં ડિમડિમ વગર સહે જાય છે. તેના કુટુંબના મોવડી પોતાનાં દુઃખ દિલમાં અને નિધનાન્તે સાથે જ લઈ જાય છે. તેની ભાવિ પ્રજા સદા કુંજરાયેલી, ગભરાયેલી, અકળાયેલી અને દીન ઉછેરે અશક્ત, ક્રોધી અને લાગણીવેડાથી ભરપૂર જીવનના રમકડાં ઘસડાયે જાય છે આવું જો પાંચ દસકા ચાલે તો એવો ભય રખાય છે કે આ વર્ગ નિર્મૂળ થઈ જાય. અત્યારે ' જનતા જનાર્દન'ને જીવન ટકાવવા, સમાધાન કેળવવા, અને લક્ષ્મીનારાયણ ઉપાસના બીજી કંઈ પડી નથી. તે આ વર્ગ તરફ કાં તો આંખ મિંચનાર અથવા તો મૌન સેવનાર છે. નેતાઓ કાંટાળો ગુલેલ માર્ગ ગુલાબ પાંદડીવાળો બનાવવામાં ગુંથાયેલ છે ત્યારે આ વર્ગનો અભ્યાસ કરી સાચો માર્ગદર્શક આગેવાન અનિવાર્ય અસ્તિત્વ માગે છે. એકઠું લખી, ભાષણ કરી, ઓપિયનો સભાંવી ઊહાપોહ કરી બેસી રહેવામાં દુઃખ નાશ પામે તેમ નથી. એક લીટી કરતાં બીજી લીટી મોટી દોરવી હોય તો પહેલી ભૂંસવામાં કાળજ્ય કરવા કરતાં બીજી દોરવામાં જ સહજ તર્કબુદ્ધિ જણાય તેમ છે. કોઇક વિરલાને એ સાધ્ય બને તેમ છે.

નીકળી પડશે કોઈક એવા મૃતપ્રાય બનતા મધ્યમ વર્ગને જીવનની તાજગી, વ્યવહારની સરળતા અને જરૂરી રાહત દેનાર માનવશાસ્ત્રી ?

★

## તમારા ફેફસાં મજબુત છે!



મજબુત અને તંદુરસ્ત ફેફસાં ઉપર તમારાં સ્વાસ્થ્ય અને શક્તિનો મોટો આધાર રહે છે. પરંતુ ગમે તેવાં મજબુત ફેફસાં પણ ખાંસીના હુમલાને ખાળી શકતા નથી. ખાંસીની અવગણના કરવાના પરિણામ બહુ માઠાં આવે છે, કારણ કે તે ફેફસાંને નબળાં બનાવે છે અને એ રીતે ભયંકર રોગોને નોતરે છે.

ગમે તે પ્રકારની ખાંસી થઇ હોય તો પણ ગ્લાઇકોડીન-ટર્પ-વસાકા લેવાનું આજથીજ શરૂ કરો. ખાંસીના ઉદ્ભવસ્થાનનેજ તે પકડે છે અને એ રીતે ખાંસીને સંપૂર્ણરીતે જડમૂળથી નાબુદ કરે છે અને જલ્દી આરામ કરે છે. ખાંસી ઉપરનો આ અકસીર અને નિર્દોષ ઉપાય હોવાથી, ડૉક્ટરો પણ ગ્લાઇકોડીન-ટર્પ-વસાકા લેવાનીજ ભલામણ કરે છે.

ગમે તે કારણથી ખાંસી થઇ હોય તો<br>પણ તમારા તબીબની સલાહ લ્યો.




AL. 433

એલેમ્બીક કેમીકલ વર્કસ કંપની લીમીટેડ, વડોદરા.

# વનવિહારે

ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

[ ગતાંકથી ચાલુ ]

## ૩ સાતપુડાનાં શિખરો ઉપરથી

**જયપાણી** એટલે પશ્ચિમ ખાનદેશના સાતપુડાની તળેટીમાં નાનકડું ભીલી ગામ. ત્યાંથી બે ઘોડા લીધા; અને જ. મકુંદ સાથે સાતપુડાનાં શિખરો ચઢવા માંડ્યા. જેમજેમ ઊંચા જતા જઈએ છીએ તેમ તેમ બીક લાગવા માંડે છે: ઘોડાનો પગ સરક્યો કે શું એમ થયા કરે. જાણીએ પણ ખરા કે ઘોડાને ય પોતાના જીવનો શોખ છે જ; પણ એવી વાતમાં મન ના પાડે છે ને અમે નીચે ઊતરીને જ ચાલીએ છીએ. મરવું તો એટલી શ્રદ્ધાથી કેમ ન મરવું કે બધું કરી છૂટ્યા કેડે જ મર્યા!!

શો મનોરમ દેખાવ!! જરાજરા ધુમ્મસથી ઘેરાએલાં ઊંચાં ઊંચાં શિખરો, દૂરદૂર નાખી નજર ન પહોંચે ત્યાંસુધી અસ્પષ્ટ ઝાડીઓ અને ઊંચે જુઓ તો તમારા નાકે ભટકાય એટલે જ દૂર તોરણમાલનું શિખર! તોરણમાલના ભીલોને જોવાનો શોખ હતો એટલે આટલે સુધી આવ્યો.

● તોરણમાલના ભીલો પોતાને ભીલનાયક કહેવડાવે છે. એમની ઉત્પત્તિની કથા જરા રસિક છે, એટલે અહીં આપીએ તો ખોટું નહીં. તોરણમાલના કારભારી બાપુ ડેલીઆ પાસે આ સાંભળી હતી. ધારના સોલંકી રાજાને ત્રણ દીકરા હતા. એક વખત આ ત્રણે જમતા હશે ત્યાં નાનાને આગળથી કૂતરાએ બટકુ રોટલો ઉઠાવ્યો! નાનો ખીજવાયો ને કૂતરાને માર્યો; આથી કૂતરો મરી ગયો. મોટાભાઈએ એને આ વિષે ઠપકો આપતાં એ રીસમાં ને રીસમાં બરવાની ચાલ્યો ગયો. ત્યાં દીવાન થયો ને એ પદ શોભાવ્યું. મુલગામના માવચી લોકો તે વખતે ખૂબ લૂંટફાટ કરનારા. તેમને આ દીવાન સાથે કોઈક પ્રસંગે દોસ્તી થઈ. દોસ્તીદાવે દીવાનને માવચી નાયકે જમવા બોલાવ્યો. એ આવ્યો. માવચીઓ લૂંટ કરવા ગયા ત્યારે એની મહેમાનગીરી નાયકની દીકરીને ભાગે આવી. વડીલો આવે એટલામાં આ બંને જણાં જુવાનીમાં પ્રેમાસક્ત બન્યાં. વખત જતાં દીવાને બરવાનીમાં જ અપના ડેરા તાણ્યા. છોકરીને ગર્ભના ચિહ્ન જણાતાં બાપે પૂછ્યું. બાપે મારવા કરી ત્યારે એણે બતાવ્યું કે એ તો દીવાનનાં દાસિયાં છે! બાપે એને કાઢી મૂકી. આ લોકો રખડતાં રખડતાં તોરણમાલ આવ્યાં. એમનાં વંશજો તે ભીલનાયકો.

આ કથા ખરી હોય કે ખોટી, એમાં રજપૂત મિશ્રણની વાત આવે છે તે ઐતિહાસિક જ લાગે છે. ભીલોમાં મનુષ્યમાપનવિદ્યાની દૃષ્ટિએ જે સંશોધન અમે કર્યાં છે તે ઉપરથી જણાઈ આવે છે કે ભીલી શરીર રજપૂત શરીરને ઘણે અંશે મળતાં આવે છે. આ બાબતમાં વધુ સંશોધનની જરૂર છે.

● જૂન મહિનાનો તાપ છે છતાં તોરણમાલની આ ઊંચાઈએ કશું જણાતું નથી. સવારે તો કામળા ઓઢવા પડે છે! સામેના સરોવરનાં પાણી પવનમાં કેવાં કલ્લોલવંતા બની રહે છે!! કરમદાની ઘટામાં કોયલ કુહૂકુહૂ કર્યા કરે છે; અને સામેની ધામણી ઉપર કોઈ નામ-ન-જાણ્યું પંખી એનું ભાષણ કર્યે રાખે છે! આ વખત એવો છે કે એઓને ગ્રીષ્મ, વસંતની કવિતા વાંચ્યા કરીએ!! ઋતુઓના રંગો પણ કેવા બદલાયા કરે છે! થોડા જ વખતમાં વાદળાં ચઢી આવશે; તોરણમાલ ધુમ્મસાચ્છન્ન થઈ જશે; તમારાથી બે ફુટ ઉપર જ કોણ છે તે ય જણાશે નહીં; દશ માઈલ દૂર વહેતી નર્મદા ઓળંગાતી બંધ થઈ જશે; આથી જ તો આમોદ મીશનવાળા ફાધર વીલ્કિન્સન ગભરાઈ રહ્યાં છે!!

● તોરણમાલના આ ભીલો પાસે હાસ્ય પણ ખૂબ જ છે. પેલે દિવસે અમે રીંછનો શિકાર ખૂબ જ મહેનત પછી કીધો. એ જરા કામ ઉપર હતું. એને બરાબર મૂકતાં એ ગબડ્યું તે ઠેઠ બસો અઢીસો ફૂટ ખીણમાં જઈ પડ્યું. તે વખતે એઓ ખૂબ હસેલા ને હાથના ચાળા કરી કેમ ગબડ્યું તે બતાવ્યા કરતા હતા.

રેડીઓ સાંભળવા બધા એકઠા થયા હતા, ત્યાં અમે રેડીઓની સ્વીચ બંધ કરી દીધી; ને પાટીલે કહ્યું: "આ અંદર બોલે છે તેને કહો કે પાછી વાત શરૂ કરો." એટલે પાટીલે તો પોતાની બોળી ભીલીમાં શરૂ કરી દીધું: "અમે અહીં બેઠા છીએ. તમારી વાત બહુ સારી છે. ત્યારે પાછી શરૂ કરો." જેવું એણે પૂરું કીધું કે અમે રેડીઓ શરૂ કીધો. એને થયું કે એના કહેવાથી જ અંદરવાળાએ બોલવું શરૂ કર્યું"!!

● ભીલોમાં પ્રેમલગ્ન ઘણાં જ થાય છે. આજે એક જુવાન અને એની પાછળ એક રૂપાળી છોકરીને જતાં જોઈ બંનેને અમે બોલાવ્યાં. એમને પૂછ્યું તો એક સરસ વાત નીકળી. છોકરીનું નામ રૂખી છે; તોરણમાલના જ જસાની દીકરી. છોકરાનું નામ જાન્યો; એ જોગણીનો રહેવાસી. જોગણીથી તોરણમાલ કશાક કામ પ્રસંગે આવે ત્યારે જસાને ત્યાં રહે. આમાંથી રૂખી–જાન્યાની પ્રીત બંધાણી. બાપે જાણ્યું; પણ લગ્ન કરવા ના પાડી. "એના ઘરમાં તો હળનું નામ નથી. ખાવાના ફાંફાં કર્યાં છે? એની સાથે પરણાવી મારે તને દુઃખી નથી કરવી." છોકરી તો સાત દિવસ ખાધા વગર રહી તો રહી! બાપે હાર માની; અને બંનેને પરણાવ્યાં. બંને ઘણાં જ સુખી છે; એમ છોકરીનો બાપ પણ કહેતો હતો.

ભીલોમાં બીજી પણ લગ્નપ્રથા છે. કોઈ પણ છોકરીને, તે પરણેલી કે કુંવારી હોય, કોઈ સાથે પરણવું હોય પણ સામો પક્ષ રાજી ન હોય તો છોકરી માથે છેડો તાણી હાથમાં અફીંણનાં પાનનો પડો લઈ પેલાના ઘરમાં જાય છે. સાસુને મળીને કહે છે કે હું તારા અમુક દીકરાને આવી છું. આ પછી આ ઘરમાં એને માન સાચવવા ખાતર પણ રાખવી જ પડે!

આમ ભીલોએ લગ્નપ્રથામાં ઘણી જ સ્વતંત્રતા છોકરાછોકરીઓને આપી છે. એની સાથે સનાતન હિંદુ લગ્નને સરખાવીએ તો? ખૂબ જ અક્કડ નિયમો ઘણી વખત લગ્નની નિષ્ફળતાનાં કારણ બને છે. આપણે આપણી લગ્નસંસ્થાને તુલનાત્મક રીતે વિચારવી પડશે.

● તોરણમાલનાં સ્થાપત્યના ઘણા અવશેષો છે. અહીંના દેરામાં એક જૂની મૂર્તિ છે. દૂરની ગુફામાં એક દિગંબર મૂર્તિ છે. ભીલો એને નાગા અર્જુન કહે છે. અહીં ડગલે ને પગલે કોતરેલા પથ્થરો અટવાયા કરે છે. ધારમાંડુના શનીઓ અસલ અહીં હવા ખાવા આવતા; તેમના રાજમહેલો હશે?

❦

# ગીતા — એક દૃષ્ટિપાત

રામચંદ્ર નારાયણજી પંડ્યા એમ. એ. (ઓનર્સ)

## પ્રાસ્તાવિક

ભારતે જગતને અનેક વસ્તુઓ આપી છે. જગતના રાજકીય અને સાંસ્કારિક ઇતિહાસમાં આ વિરાટકાય દેશનું સ્થાન ભૂતકાળમાં ઘણું અગત્યનું હતું અને ભવિષ્યમાં પણ ઘણું અગત્યનું રહેવા સરજાયું છે. એણે જગતને આપેલી ભેટોમાં ગણાવવા જેવી આઃ

એણે જગતને હિંદુ અને બૌદ્ધ ધર્મો આપ્યા છે. આજે ૭૦–૮૦ કરોડ માનવો એક કે બીજે રૂપે એમનું પાલન કરે છે. આપણે જાણીતા જૂનામાં જૂના સાહિત્યના ગ્રંથો પણ આ દેશમાં જ સ્મરણમાં સચવાયા અને એ રીતે સંસ્કારોનો વારસો સચવાઈ રહ્યો. એ વેદનાં ભારતમાં રચાયેલાં સૂક્તો એના કવિતાતત્ત્વ અને સુંદર તાદૃશ વર્ણનો માટે ઘણાં વિખ્યાત છે—અને તે બાબત અનેક સારા અભિપ્રાયો અપાયા છે. એ પછીના સમયમાં બ્રાહ્મણગ્રંથો, આરણ્યકો, ઉપનિષદો, વેદાંગો, સૂત્રગ્રંથો—વગેરે રૂપે અપાર સાહિત્ય સરજાયું છે. એમાંનું ઘણુંખરું ખોવાયું છે કે કાલધર્મને પામ્યું છે; પણ જે રહ્યું છે તે અને તેમાં મળી આવતા ઉલ્લેખો એની વિશાળતા, વિવિધતા અને તાજગીનાં પૂરતાં પ્રમાણો આપી રહે છે. મહામુનિ પાણિનિનું વ્યાકરણ એક વિશિષ્ટ રચના છે. એની વૈજ્ઞાનિકતાનાં પરદેશીઓએ પણ મુક્તકંઠે વખાણ કર્યાં છે. એને રચાયે ૨૫૦૦ વર્ષ તો થયાં જ. પણ હજી યે ભારતીય પ્રતિભાનો ઝંડો એ ફરકાવ્યે રાખે છે. એની સાથે મૂકી શકાય એવી રચના હજી પણ થઈ નથી. અને, ભારતના લોકો માત્ર પરજીવન તરફ જ ધ્યાન નહોતા આપતા, સાથે સાથે ઐહિક જીવનનો વિકાસ અને વ્યવસ્થા પણ એમને ઇષ્ટ હતાં અને એમનું યોગ્ય ધ્યાન રોકતાં હતાં, એની ખાત્રી કરાવનાર કૌટિલ્યનું અર્થશાસ્ત્ર પણ આપણી પાસે મોજૂદ છે. જગતના મોટા ભાગમાં અવ્યવસ્થા અને અસંસ્કારનો અભાવ વ્યાપક હતાં ત્યારે, આપણે ત્યાં જગતના ઇતિહાસમાં વિશિષ્ટ એવું ગુપ્ત સામ્રાજ્ય આપણને મળ્યું હતું.

આમ ભારતે ધર્મ, ફિલસૂફી અને ખેતી, રાજનીતિ, ન્યાય, ભાષાશાસ્ત્ર આદિ વિવિધ વસ્તુઓ ખીલવી હતી. એ ઉપરાંત સ્મૃતિ, પુરાણો, અને વીરકાવ્યોને પણ આપણે ન ભૂલીએ. રામાયણ, ભાગવત અને મહાભારત એ હિંદનું અમોલું ધન છે. હિંદનું ચિંતન એમાં આવી જ જાય છે. રામાયણની કાવ્યકળા પરત્વે છે, અને તેને એક સુંદર વિશેષણ મળ્યું છે—વીણામધુર. મહાભારત ધીરગંભીર છે. ભાગવત જીવનમાં જ્ઞાન, ઉપાસના, ભક્તિ અને તત્ત્વજ્ઞાનને સમજાવે છે, પણ મોટે ભાગે ભક્તિપ્રધાન છે. આ ઉપરાંત Classical ગણાતા સાહિત્યનો વિશાળ સાગર! ભારતનાં જૂનાં સાહિત્ય વિષે કહી શકાય કે જગતની કોઈપણ ભાષાનાં સાહિત્ય સાથે એ ગૌરવપૂર્વક ઊભું રહી શકે; અને એનો મુકાબલો કરવો ભારે પડી જાય.

એમાં યે મહાભારત–૧ લાખ શ્લોકનો વિરાટ ગ્રંથ—તો અદ્ભુત છે. એની વાર્તા અત્યંત રસિક છે, એ વાત બાજુએ મૂકીએ તો પણ, 'કાન્તા સંમતિતયા' ઉપદેશ દેનારાં સુંદર ઉપાખ્યાનો એમાં અનેક છે. એ બધાં નાનાં નાનાં રત્નો જેવાં છે. એ બધાંમાં શ્રીમદ્ભગવદ્ગીતા એક અણમોલું રત્ન છે. મહાભારતમાં એનું સ્થાન અનોખું છે. એ સાતસો કડીના કાવ્ય ઉપર જેટલું લખાયું છે તેટલું ભાગ્યે જ બીજી કોઈ સાહિત્યકૃતિ વિષે લખાયું હશે. મહાભારત એક વિશ્વકોશ છે તો તે એનું અણમોલ રત્ન છે.

ભારતનું દર્શનશાસ્ત્રનું સાહિત્ય વિશાળ છે. એમાં મુખ્યત્વે છ દર્શનોની ચર્ચા છે. એ છે આ—સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાન્ત. એ બધાંમાં જીવન, જગત અને તેના સર્જક વિષે વિવિધ દૃષ્ટિથી વિચાર કરાયો છે, અને અનેક મત રજૂ કરાયા છે, એ બધાનો વિચાર અત્યારે આપણને અભિપ્રેત નથી. છતાં, જે દિલની સચ્ચાઈ, ધગશ, વૈજ્ઞાનિક ચીવટ અને ઝીણવટપૂર્વક, ઉત્કટ તત્ત્વજિજ્ઞાસા ભરી એનો ઉકેલ શોધવાનો પ્રયત્ન થયો છે તે અદ્વિતીય જેવો છે. એ બધાંનું વાહન છે ઉપનિષદો. એમાં પાર વિનાના જુદા જુદા મતો જોવા મળે છે. અને બધાં દર્શનો પોતાની મહેલાત એ ઉપનિષદોની ધરતી પર જ ખડી કરે છે. એ બધાનો સાર આપવો અને સમન્વય સાધવો એ અઘરું કામ છે. પણ શ્રીકૃષ્ણ[1] જેવાને એ સહજ હતું. એમાં એમને અર્જુન જેવો શિષ્ય મળી ગયો. એટલે એ મહાન અમૃતદોહન થયું બાદરાયણનાં સૂત્રો પણ એવા જ એક પ્રયત્નનું ફળ છે.

જુદા જુદા વિચાર, સંસ્કાર અને અધિકારના માણસોને માટે, જીવન રહસ્ય સમજવાનું, તેનું ધ્યેય જાણવા અને પામવાના માર્ગો ચીંધવાનું અને ઊંચામાં ઊંચા અને અઘરામાં અઘરા તત્ત્વવિચારને સરળતાથી રજૂ કરવાનું કાર્ય ગીતામાં જેવી સફળ રીતે થયું છે તેવું ઓછાં પુસ્તકોમાં થયું છે. એટલે ગીતા નિત્યરમણીય અને નૂતન અર્થોવાળી પરાકોટિની રચના બની છે, અને અત્યંત અસરકારક પણ થઈ છે.

માણસના 'હૃદયમાં આ કરું કે તે,'–નું દ્વંદ્વ હમેશાં ચાલ્યા કરે છે. પાપ સુંદર રૂપે રજૂ થાય છે અને માણસને એના તેજમાં આંજી દે તેવું પણ બને છે. એટલા માટે જ 'Even the devil can quote scriptures' એમ કહેવાયું છે. પુણ્ય એવા આકર્ષક રૂપે દેખાવવાનો પ્રયત્ન કરતું નથી. છળ કરવાનો એનો સ્વભાવ જ નથી. એ તો સાદા સ્વરૂપે રજૂ થાય છે. તે વખતે માણસને, અર્જુનને થઈ તેવી મૂંઝવણ થાય છે. જ્યારે લડવાનું શરૂ કરવાનો વખત થયો, (प्रवृत्ते शस्त्रसंपाते) ત્યારે બેઉ પક્ષોને બરાબર જોઈ લેવા માટે તેણે, બેઉ સૈન્યો વચ્ચે પોતાનો રથ ઊભો રાખવા ભગવાન કૃષ્ણને વિનંતી કરી.[2] શ્રીકૃષ્ણે એ પ્રમાણે કર્યું અને અર્જુને નજર નાખી તો શું જોયું? બેઉ બાજુએ નજર પહોંચે ત્યાં સુધી, જેને માટે એ રાજ્ય અને સુખના ભોગોની ઇચ્છા રાખતો હતો

---

૧. सर्वोपनिषदो गावो, दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

૨. सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥
यावदेतान्...कैर्मया सह योद्धव्यं अस्मिन् रणसमुद्यमे ॥

એવાં સગાં સ્નેહીઓ અને ગુરુજનોને, પ્રાણની આશા તજી દઈને, હથિયાર લઈને લડવા ઊભેલાં જોયાં.[૩] એની વેદનાનો પાર ન રહ્યો. એને થયુંઃ અરેરે! આવું અકાર્ય કરવાનું? જે પૂજ્ય છે, જેના ખોળામાં ઊછર્યા, રમ્યા, જેણે જ્ઞાન અને શસ્ત્રવિદ્યા શીખવ્યાં એવા ગુરુઓને હણવાના? એમના ઉપર હાથ શી રીતે ઉઠાવાશે? કુળનો ક્ષય થાય, કુલધર્મ ન રહે, સ્ત્રીઓ સ્વચ્છંદી બને, પ્રજા સંકરવાળી બને, પૂર્વજોને અંજલિ ન મળે અને તેમને પણ નરકવાસ કરવો પડે—આવાં બધાં એ યુદ્ધનાં ભયંકર પરિણામ એની નજર આગળ તરવરવા લાગ્યાં. કૌરવો તો લોભી બન્યા હતા, આ બધું એ જોઈ શકતા નહોતા; પણ એ પોતે તો જોઈ શકતા હતા. તો શા માટે એમ લડવું? એના કરતાં તો કૌરવો એમને જ હણે એ સારું. આમ એને વિષાદ થયો, એને પરસેવો થયો, દાહ થયો; મન ભમવા લાગ્યું અને હાથમાંથી ગાંડીવ સરકી જવા લાગ્યું.[૪]

આ પ્રકારની નિર્બળતા અર્જુનને જ આવી હતી એમ નથી. એ તો હજી પણ આવે છે. માણસને શ્રેય અને પ્રેય વચ્ચે પસંદગી કરવાની હોય, આદર્શનો અવાજ-આવતાં બધાં પરિચિતને છોડીને અજાણ્યા માર્ગે ચાલી નીકળવાનું હોય, ત્યારે સૌની એ જ દશા થાય છે. એવા સૌને ગીતા સાચો માર્ગ બતાવે છે. એ એનું જીવનમાં સ્થાન છે.

આપણાં શાસ્ત્રોમાં કોઈ પણ ગ્રંથના તત્ત્વને નક્કી કરવા માટે અમુક પ્રમાણો આપવામાં આવ્યાં છે, એમાં સંદર્ભ, હેતુ અને પરિણામ ઘણાં અગત્યનાં ગણાય છે. એનો સંદર્ભ એ છે કે મહાભારતના યુદ્ધ વખતે અર્જુનને વિષાદ થયો. શું કરવું તે એને સૂઝ્યું નહિ ત્યારે એણે શ્રીકૃષ્ણને પોતાને માર્ગ બતાવવા વિનંતી કરી.[૫] એનું જાડ્ય દૂર કરવું, એની નિષ્કર્મણ્યતાને હટાવવી એ એનો હેતુ હતો. અને પરિણામ પણ એમ જ કર્મમાં આવ્યું. એ બધું ધ્યાનમાં રાખીને વિચારતાં, આપણા જે જે શક્તિશાળી વિદ્વાનોએ એને કર્મયોગનું શાસ્ત્ર કહી છે તેમણે બરાબર જ કર્યું છે. પણ ગીતાનું કર્મ સામાન્ય કર્મથી જુદું પડે છે. લાભ અને અલાભ, ગમા અને અણગમા, જય અને પરાજય, કર્તાપણાની અને ફળપ્રાપ્તિની ભાવના—એ સૌ છોડી દઈને, પોતાની ફરજ સમજીને માણસે કર્મ કરવાનું છે એમ ગીતાનું કથન છે. માટે જ એને નિષ્કામ કર્મયોગનું— અનાસક્તિયોગનું — શાસ્ત્ર પણ કહેવામાં આવે છે.

ભગવાન શંકરાચાર્ય જ્ઞાનમાર્ગી હતા. એમણે એનો જ્ઞાનમાર્ગી અર્થ ઘટાવ્યો છે. પણ એમનાં જીવન પર નજર નાંખીશું તો ગીતાનો બોધ સાક્ષાત્ જીવન બનેલો જણાશે. જ્ઞાન અને કર્મનો એવો સુભગ સંયોગ ભાગ્યે જ જોવા મળે છે. ૩૨ વર્ષના ટૂંકા જીવનમાં અનેક રીતે હિંદુ ધર્મને નવજીવન આપનાર એ ધર્મસમ્રાટે આજીવન કર્મ જ કર્યું છે;

૩. અધ્યાય ૧, શ્લોક ૩૩

૪. અધ્યાય ૧, શ્લોક ૨૫ થી ૪૭.

૫. शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ।

જેને આવું સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થયું છે તે મુક્ત છે.

જ્ઞાનનાં આટલાં વખાણ કર્યાં અને આ ટૂંકમાં જ્ઞાનનો સાર આપ્યો. પરંતુ માત્ર આટલું જાણવું એ જ જ્ઞાનસાધના નથી. જ્ઞાનસાધના એમ પૂરી થતી જ નથી. એનું સાચું સ્વરૂપ આગળ વર્ણવેલું છે તે આ પ્રમાણે છેઃ

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं स्थैर्यं मौनमात्मविनिग्रहः ॥ १३-७ ॥
इन्द्रियार्थेषु वैराग्यम् अनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥
नित्यं च समचित्तत्वं इष्टानिष्टोपपत्तिषु ॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वम् अरतिः जनसंसदि ॥ १० ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

આ જ્ઞાન છે. એટલે કે જે જ્ઞાનને જીવનમાં ઉતારતો નથી, માત્ર પોપટની માફક બોલે છે પણ તેનો અર્થ જાણતો નથી. કડછીની માફક માણસ જે વસ્તુ કહે તેનો સ્વાદ અનુભવતો નથી તો એ જ્ઞાન નકામું બને છે. એવા જ્ઞાનથી કર્મ આરંભ થાય જ નહિ.

આ જ્ઞાનનું સ્વરૂપ અધ્યાય ૧૩, શ્લો. ૭–૧૧માં બતાવ્યું છે. પછી કહે છે કે અનાદિ એવું એ બ્રહ્મ નથી સત્ કે નથી અસત્—એ સર્વવ્યાપી છે અને જ્યોતિઓનું પણ જ્યોતિ છે.

આવું જ્ઞાન જાણવું તો ઠીક, પણ જીવનમાં ઉતારવું એ અત્યંત કઠણ છે. એને મનમાં ધારણ કરવું અને એ પ્રમાણે જીવન ઘડવું એ ઘણું દુષ્કર કાર્ય છે.

ઉપરાંત ધ્યાનમાં રાખવાનું કે એવું અર્ધજ્ઞાન હમેશાં ભયંકર હોય છે. A little knowledge is a dangerous thing." ઉત્તમ કક્ષાના કે અધમ કક્ષાના માણસોનો ઉદ્ધાર જેટલો સરળ હોય છે એટલો અર્ધદગ્ધ અને 'આ કરું કે તે'નો વિચાર કરનારનો નથી હોતો. એ પંડિત હોતો નથી, અને છતાં પોતાની જાતને પંડિત માને છે. એટલે જ્ઞાનબળથી દુર્વિદગ્ધ બનેલા તેને બ્રહ્મા પણ રાજી કરી શકતા નથી.

આવું કલ્યાણકારક જ્ઞાન મળે પણ શી રીતે ? એને માટે તપ કરીને યોગ્યતા મેળવવી જ જોઈએ. ઉપનિષદોમાં એવી ઘણી કથાઓ છે. ઇન્દ્ર જેવાને પણ જ્ઞાન મેળવવા બ્રહ્મચર્ય–ઇન્દ્રિયો પરનો સંયમ–અને સેવા આચરવાં પડ્યાં હતાં.

એ મેળવવા જનારમાં નમ્રતા અને ધીરજ જોઈએ. એક રાજાની કથા છે. એને અમુક પ્રશ્નોના જવાબ જોઈતા હતા. તપાસ કરાવતાં એના જવાબ દઈ શકે એવો માણસ તો મળ્યો. રાજા પાસે એને લઈ ગયા. રાજા તો સિંહાસન પર જ બિરાજેલા. અને ત્યાંથી જ પ્રશ્નો પૂછવા માંડ્યા. પેલા માણસે જવાબ ન દીધા. કારણ પૂછતાં જણાવ્યું કે જ્ઞાન એ રીતે ન પમાય. તમે નીચે આવો અને પછી જ જ્ઞાન મળે.

આ શું બતાવે છે? નમ્ર મને જ જ્ઞાનપ્રાપ્તિ શક્ય છે. જેના મનમાં કોઈ પણ પ્રકારનો ગર્વ રૂપ અંધકાર છે તેને જ્ઞાનનો પ્રકાશ લાધતો જ નથી. એટલા માટે જ,

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।

એમ કહેલું છે. જ્ઞાન તો પ્રણિપાતથી, નમ્રતાથી અને પ્રશ્ન પૂછવાથી—સેવા કરવાથી તો ખરું જ—મળે છે. અને જ્ઞાન તો શું બધી બાબતમાં આજે ધ્યાનમાં રાખવા જેવું છે કે વિદ્યા ત્યારે જ ફળે છે, જ્યારે આપનારને ઊમળકો હોય અને લેનારમાં નમ્રતા હોય.

ઉપરાંત ભક્તિને પ્રતાપે પણ જ્ઞાન મળે છે. જે લોકો અનન્ય મનથી ઈશ્વરસ્મરણ કરે છે તેને બુદ્ધિયોગ મળે છે. અને તેનાથી તે આ સંસારને તરી જાય છે એમ ગીતામાં કહેલું છે.

ત્યારે, ઉપર આપણે જોયું કે જ્ઞાન જ્યારે આચારમાં ઊતરે ત્યારે જ સફળ થાય છે. આજે જ્ઞાન અને આચરણ વચ્ચે કોઈ પ્રકારનો સંવાદ નથી તેનું ફળ જગત ચાખી રહ્યું છે. सत्यं वद । धर्मं चर । એમ કહીને અધર્મ કરાય છે અને અસત્ય બોલાય છે. પરિણામે સમાજનું નૈતિક પતન થયું છે. અને જીવનનાં બધાં ક્ષેત્રો પર એની અનિષ્ટ અસર થઈ છે.

કોઈ એમ અપેક્ષા રાખે, કે ફલાણા અમુક કરશે ત્યાર પછી જ આપણે કરશું—તો એ બરાબર નથી. સમાજ કદી એ રીતે આગળ જતો નથી. વ્યક્તિવિશેષો એના પ્રયત્નોથી પોતાનો માર્ગ કરી લે છે. વ્યક્તિઓ જેમ જેમ નીતિના માર્ગમાં દૃઢ બને એમ એમ સમાજ પર એની અસર થાય. એટલે, જે સમાજમાં વધારે પ્રમાણમાં ઊંચા પ્રકારના માણસો, તે સમાજનું નૈતિક ધોરણ ઊંચું — એમ ગણાય.

શાહ ]



# માગું બસ રાત વાસો

સુબન્ધુ

કેવું કહે !
માગું રહીં હું બસ રાત વાસો,
પૃથ્વી પરે માનવમાં અખૂટ
વિશ્વાસ રાખી ફરતો રહ્યો છતાં.

અનંત આવ્યો રસ્તો નજીક
કહે મને, "ના રજ જંપ વિશ્વે,
સાસુ વઢે ને, સસરો વઢે ના;
પત્ની બિચારી મુજ આશરે છે;
મારે હવે આ ભણવું નકામું—
ઇચ્છા અનિચ્છા—ન રહી પસંદગી.
તું ઘેર માગું રજ આશરો હું."

*

બીજે દિને એ કથતો "મજા કે
ના આ ઘરે પૈ જરીક પડે છે.
તું ચાલ મારા ગનુભાઈને ત્યાં
રૂડું મઝાનું ઘર છે; રહીશું.
સાથે મને પૈ ભણવા મળે ખરું."

જ્યારે કહ્યું મેં, "ન ગરીબને એ
પોસાય રહેજો: મમ માત ઘેર
જોઈ રહી વાટ; વળી વિચારે
—ભોળાવશી મુંબઈ કાલ દીકરો,
વરી જશે જોઈએ! જિંદગીના,
બ્રહ્મચર્ય—ઇન્દ્રિયો પંચરાતિ,
એ મેળવવા જશું ?—
અમુક પ્રશ્નોના જવાબ આવે જો
તો મળ્યો. રાજ ય બીજે."
ત્યાંથી જ પ્રશ્નો પૂ
છાન એ રીતે

છતાં ય દોસ્તે ફરીથી વિનવ્યો,
કીધું થયું; ના ગમતું છતાં પે
જવું પડ્યું એ ઘરમાં પરાયા.
ભલે કહી કાંઈ ભણ્યું થતું તો
થવા દઉં છે જગતે કશું શું
ગુમાવવાનું ? નથી કાંઈ મારે;
ગયો વિચારી મનમાં જ એવું.
બિસ્ત્રો પટારો લઈ ગ્યો ઉપાડી,
જાણે સિધાવે વહુવારુ સાસરે.

*

વિત્યા દિનો કંઈ અને પછીથી
વદે મહામિત્ર,—નહીં નહીં રે
મારે હવે આ ભણવું નકામું;
ધંધો કરીને રળવું કમાવું.
સકાઈમાં "જો સહુ છે કમાયા."
ચોથાં ચઢાવ્યાં ઘર—માળિયામાં,
હસી રહી ઉન્નત તેજમેધા.
પૈસા દીધા કૈં સસરે અખૂટ
ધંધો કર્યો; ને રળતા જમાઈ જો.

માન્યો હતો દોસ્ત ગરીબ બુદ્ધિનો;
જે મિત્ર પોતે દરિયાવ દિલે
કહેવડાવે; બનશે ભવિષ્યે
પિતા હવે તે મૃદુ બાળકીનો !
વાહ શું, રૂડો દિ'; ધન ભાગ્ય એના !
એ સાથ મારાં સહ ભાગ્ય ખૂલ્યાં !
પૂરી કરી વાત અથેતિ તેની
મને કહે દોસ્ત હવે બીજે ક્યાં
રહે તમારે ઘર શોધવાનું !
જાણું તમે છો સ્થિતિ હું ગરીબની.
અને વળી આ ગનુભાઈ પત્ની

પધારશે પાંચ—છ દિનમાંહિ;
ભીંજે ન ક્યાં યે ઘર આજ લાધે
મુશ્કેલીઓ સૌ સમજો છ મારી.

*

મારી દશા, શું કપરી તમોને!
પ્રસંગ છે આ નથી રાચવાનો,
પચ્ચીસ વર્ષે પરણ્યા પછીથી,
આવો પધારો ગનુભાઈ પત્ની!
દેવી તમે છો, મહુ કોઈ દૈવે.

ખાલી કર્યું મેં ઘર એ ગનુનું
ને દોસ્ત થોડા દિન બાદ આવ્યા
સુપત્ની સાથે, ઘર આ ગનુને.

મિત્રે, કહ્યું'તું, નજદીક આવી,
"માગ્યું બધે હું બસ રાત વાસો,"
આવ્યું મને યાદ, સતેજ બુદ્ધિ!
આ ત્યારથી આજ દિનાંત સુધી
જપી રહું મંત્ર મહામૂલો હું
ભણ્યો ન જે કંઈ વિદ્યાપીઠે તે
મિત્રે રમેલી જમ પારકાએ
જપું જપું મંત્ર મહામૂલો એ.

—૯—'૪૬

# પીળી દીવાસળી

ગુણવન્ત મ. જોષી એમ. એ.

ઈ. સ. —ની ૬ઠ્ઠી ઑક્ટોબરના રોજ એક ફિક્કા લાગતા જુવાને પોલીસ સુપરિન્ટેન્ડન્ટની ઑફિસમાં આવી જાહેર કર્યું કે કાળુભા ફોજદારનું ખૂન થયેલ છે. પોલીસ ઉપરીએ ગુનાવાળી જગ્યાએ જઈને તપાસ કરી તો વસ્તુસ્થિતિ કંઈક નીચે મુજબ માલૂમ પડી. ફોજદારનું ખૂન તેના સૂવાના ઓરડામાં કરવામાં આવ્યું હતું. ઓરડાને અંદરથી સાંકળ દીધી હતી. એટલે બહાર કમ્પાઉન્ડમાં પડતી બારીમાંથી અંદરનું દૃશ્ય જોવાતું હતું.

"તમારામાંથી કોઈએ બારીમાંથી અંદર જોયું'તું ?" સુપરિન્ટેન્ડન્ટે પૂછ્યું.

"ના, સા'બ." બંગલાના કમ્પાઉન્ડમાં છાપરું બનાવી રહેતા પગીએ જણાવ્યું.

"અરે, કાળુભા..." ઉપરીએ નેતરની સોટી બૂટ પર હળવે હળવે ઠબકારતાં નિઃશ્વાસ મૂક્યો. "મેં કેટલીવાર તમને કહ્યું'તું કે એ બધા ગોટાળા મૂકી દ્યો. પર સ્ત્રીને મા સમાન ગણો. પણ ઇ માને !" કાળુભા ફોજદારના ચારિત્ર્ય વિશે તેમણે પોતાનો મત જાહેર કર્યો.

"ચેતસંગ, માનભાઈ સાહેબને બોલાવી લાવ—કે'જે કાળુભાનું ખૂન થયું છે." મેજિસ્ટ્રેટ સાહેબને બોલાવવા માણસ મોકલી સાહેબ પતરાંની ખુરસી પર વિરાજ્યા. એકબે માણસો ચાની વ્યવસ્થામાં પડ્યા.

માનભાઈ સાહેબ દસ મિનિટમાં સ્થળ પર હાજર થયા. તે હતા તો મોટી ઉંમરના; પણ તેમનું બુદ્ધિચાતુર્ય, નિષ્પક્ષપાતપણે કેસ તપાસતી ન્યાયી દૃષ્ટિ, કેસમાં ઊંડા ઊતરી ગુનેગાર શોધવાની તેમની જુવાનીની શક્તિ હજુ તેવાં ને તેવાં જ હતાં.

"ખૂન ? કાળુભાનું ખૂન ? એ તે બને !" બધા સાથે હસ્તધૂનન કરતાં તે બોલ્યા.

"પ્રભુને ગમ્યું તે ખરું." પોલીસ ઉપરીએ કહ્યું.

મેજિસ્ટ્રેટે તપાસ શરૂ કરી. સૂવાના ખંડનું બારણું પહેલાં તપાસ્યું. પછી નકૂચા ખોલાવી અંદર પ્રવેશ કર્યો. સાથે તેમનો ભત્રીજો તુષાર અને સુપરિન્ટેન્ડન્ટ હતા. અંદર દાખલ થતાં સામે બારી પાસે મોટો પલંગ હતો. પલંગનો ઓછાડ ચોળાયેલી સ્થિતિમાં હતો. ઓશિકું પલંગ પર હતું; જ્યારે ઓશિકાનો ગલેફ જમીન પર ડૂચો વાળેલ સ્થિતિમાં હતો. પલંગ પાસે નાના ટેબલ પર દસદસ રૂપિયાની પાંચ ઢગલી, સોનાનું કાંડા ઘડિયાળ અને છૂટી દીવાસળીઓ, પડ્યાં હતાં. ટેબલ નીચે ધૂળ ચોટેલો એક જોડો પડ્યો હતો.

"ઇ. સ. —માં આવો જ કેસ બનેલો. એક વેપારીનું ખૂન ..." માનભાઈએ અનુભવમાંથી પ્રસાદી પીરસતાં શરૂ કર્યું:

"છો પર તો ખાસ ચિહ્ન જડતાં નથી. ફક્ત આ પીળી દીવાસળી જડી છે. જ્યારે કાળુભા તો ગંધકની જ દીવાસળી વાપરતા; અને તેનો પુરાવો ટેબલ પરની ગંધકની દીવાસળીઓ."

"તારી લુપ્ત બંધ રાખીશ, હવે?" માનભાઈ ખીજાતા હતા. "જોવાની તો પથારી છે, તે જોને."

પથારી તપાસી. "ગાદલા કે ઓછાડ પર લોહીના ડાઘ નથી. ઓશિકાનો એક ખૂણો કોઈએ ચાવ્યો હોય તેમ લાગે છે. પથારીની સ્થિતિ પરથી, કે પછી બનવા પહેલાં સારી પેઠે ધમાચકડી થઈ હશે તેમ જણાય છે."

"હવે એ તને કોણ પૂછે છે? ખૂન થાય ત્યારે આટલું તો હોય જ ને, ડાહ્યો ભારે."

"એક જોડો અહીં છે. બીજો આસપાસમાં જડતો નથી!"

"તે શું થયું?"

"એટલે એમ કે તે જોડા કાઢતો'તો ત્યાં તેને ગૂંગળાવી મારી નાખવાનો યત્ન થયો. અને તેને બીજો જોડો ..."

"પાછો વાતુએ ચડ્યો. તેને ગૂંગળાવી મારી નાખવાનો પ્રયત્ન થયો એમ શા પરથી માનવું?"

"તેના ઓશિકા પર કોઈએ દાંત બેસાર્યા છે તે પરથી—ઓશિકાના કવરનો કુચો છ ફૂટ તો પલંગથી દૂર પડ્યો છે."

"તારાં ગપ્પાંનો અન્ત જ નથી." માનભાઈએ વાત વાળતાં કહ્યું. "ચાલો બગીચામાં. કંઈ ત્યાં જડે તો જોઈએ."

બગીચામાં જઈ તપાસ કરી તો જણાયું કે બારી નીચેનું ઘાસ કોઈના ચાલવાથી દબાએલું લાગતું હતું.

તુષારે પગીને પૂછ્યું, "ફોજદાર સાહેબે સતી વખતે શું પહેર્યું'તું?"

"પીળી ઉરેલ અને પેં'રણ."

"સફેદ જ ને?"

પગીએ હા કહી.

"ત્યારે તે લોકો કે ડીઝાઈનવાળાં રંગીન કપડાંમાં હતાં એમ થયું."

પાસેના ગુલાબના છોડ પરથી રંગીન દોરાઓ ખેંચી, સંભાળપૂર્વક પોતાના ઝભ્ભાના પાકીટમાં મૂકતાં તેણે જણાવ્યું.

આ ક્ષણે ડૉક્ટર સાહેબની પધરામણી થઈ. ડૉક્ટરને રાજકારણમાં ખૂબ રસ હતો.

"બાકી જવાહરની કંઈ ક્રૂટિ છે, હોં. મા'બો, દાદો જ દાદો" લટકો કરતા ડૉક્ટર બોલ્યા.

દરમિયાન તુષારે ઘાસમાં આછી કાળાશવાળી પડેલી લોહીની લીટી શોધી કાઢી. ને જ્યાં લીટી અટકતી હતી ત્યાં–જમરૂખડી નીચેથી બીજો જોડો જડ્યો.

"આ લોહીના ડાઘા લાગે છે!" તુષારે ડૉક્ટર સામું જોતાં કહ્યું.

"હં...હં...હં..." ડૉક્ટરે ચશ્માંને નાકની દાંડી પરથી ઊંચા લઈ તપાસતાં કહ્યું.

"હા."

"ત્યારે તો ખૂન થયું હશે. ગૂંગળાવી મારી નાખ્યા હોય એવી તમારી 'થિયરી' ખોટી પડે છે." સુપરિન્ટેન્ડન્ટે કટાક્ષમાં કહ્યું.

"શયનગૃહમાં મરનારને ગૂંગળાવી મારી તો નાખ્યા. છતાં જીવ રહ્યો હોય તો, એ અમમાણે અહીં બારી નીચે કોઈ હથિયારથી તેમનું ખૂન કર્યું. આ જમરૂખડી નીચે બારી ચેંક લોહી વહ્યું છે તે પરથી શબને અહીં મૂકી તેઓ શબને કેમ ખસેડવું તેના વિચારમાં પડયા હશે અથવા શબ લઈ જવાય તેવું સાધન લાવવામાં આવે તે દરમિયાન શબને અહીં સંતાડ્યું હશે."

"ને જોડા!"

"એ મારી 'થિયરી'ને પુષ્ટિ આપે છે. તે જોડા કાઢતો'તા ત્યાં ખૂનીઓ આવ્યા. એક જોડો કાઢવો રહી ગયો. પછી ખૂન થયું. શબ ઉપાડી તે આ બારીમાંથી બહાર પડયા. ને આ જમરૂખડી સુધી આવ્યા ત્યાં સુધીમાં બાકી રહેલ જોડો ઢીલો થઈ નીકળી પડ્યો."

"વાહ, ભાઈ, વાહ. એવો વિતંડાવાદ કરવા કરતાં થોડું ધ્યાન લઈ સૂક્ષ્મદર્શક કાચથી તપાસવા કર, એટલે હાઉં." કાકાએ કહ્યું.

આજુબાજુ તપાસી તે બધા અંદર ગયા. ફોજદાર સાહેબને છોકરુંછૈયું કે પત્ની તો હતાં નહીં. એક તેમનો દૂરનો ભાણેજ, કામવાળી બાઈ, પગી, રસોયો, એટલાં જ બંગલામાં રહેતાં. વારાફરતી એક એકને બોલાવી માનભાઈએ જુબાની લેવી શરૂ કરી.

"મિલમાલ, પૈસા અને બીજું બધું...એમ ને એમ છે. એ પરથી સાબિત થાય છે કે પૈસાના લોભે આ ખૂન થયું નથી."

"તેમજ અજાણ્યા માણસના હાથે પણ એ બનવા પામ્યું નથી." તુષાર બોલ્યો.

"પાછું ઢંગધડા વિનાનું બોલ્યો!"

"ના જી. આ પીળી દીવાસળી ભણેલો કે ઉચ્ચ સોસાયટીમાં વસતો માણસ જ વાપરી શકે." તુષારે જડબાતોડ જવાબ આપતાં કહ્યું. "ને ખૂન બંધુ જણાએ ભેગા થઈ કરેલ છે. બે જણાએ તેમને થોભી રાખ્યા અને એક તેમને ગૂંગળાવી મારી નાખ્યા. કાણુભા સાહેબ સફાળા હતા તે ખૂનીઓના ખ્યાલમાં હતું તેમ જણાય છે."

"ખૂન કરવું હોય તેમાં બળની વાત ક્યાં આવી! એ તો સૂતો હોય ત્યાં ટૂંપાવી નાખે." સુપરિન્ટેન્ડન્ટ બોલ્યા.

"તે સૂતા નહોતા. બૂટ કાઢતા'તા ત્યાં ખૂની આવ્યા."

"તને તો લાગે છે કે આમાં જીજુભાનો હાથ હોવો જોઈએ." રસોયાએ ટાપસી પૂરતાં કહ્યું.

"કેમ!"

"એ તો...એ...તો...જીજુભાના ઘરવાળાને આપ..." તુષાર તથા સુપરિન્ટેન્ડન્ટ નીચું જોઈ ગયા. જીજુભા હવાલદારની સ્ત્રીનું યૌવન ઉનાળાની સવારમાં ખીલતા ડોલર જેવું હતું અને એટલે જ જેમના જીવનમાં ઉનાળાનો તાપ વરસ્યો હોય તેમને સુગંધ લેવા લલચાવતું. માનભાઈ જેવાએ મોટી ઉમરે તે પીછાણ્યું હતું તો પછી કાણુભાનો શો વાંક!

"તને કોણ પૂછે છે! જા અહીંથી." માનભાઈએ ખીજાતાં કહ્યું. પછી આવી કામવાળી બાઈ. "ફોજદાર સાહેબ ક્યાં ગયા છે?"

"આ બન્ને તો કોઈકે મારી નાખ્યા લાગે છે, બાપા." બોલતી તે રડી પડી અને પછી બાબુજને, "સાહેબનું ખૂન થયું ત્યારે તમે ક્યાં હતા?"

"સિનેમામાં."

"બારી નીચે લોહીના ડાઘા વિશે તમે શું ધારો છો?"

"એમ હોય કે સવારમાં હું દૂધ સાથે ઈંડાં લઉં છું. પરમ દિવસે મરઘીએ ઈંડાં ન મૂક્યાં. ને હું એવો ચીડાયો કે છરાથી તેને ઘાયલ કરી બારીમાંથી ફેંકી દીધી: એટલે એ લોહીના છાંટા હોય તો."

તુષારે ચામડાના પાકીટમાંથી હીરા કાઢી સૂક્ષ્મદર્શક કાચ વડે જોયા.

"ઓહો!" બોલી તેણે પાકીટ ખીસામાં મૂકી દીધું.

પછી તે ઝીણુભાના મકાને ગયા.

"કાળુભા ફોજદારના ખૂન વિશે તમે શું જાણો છો?"

"તેનું ખૂન કરવાનો મારો ઈરાદો હતો. પણ આ માંદો પડ્યો ને કોઈ બીજું પહોંચી ગયું." હવાલદારે બન્ને હાથ મસળતાં કહ્યું.

"કેટલા દિવસથી માંદા છો?"

"આ એક પખવાડિયાથી. ત્યારથી હવે નીકળી ગયો. હજુ તો હાલી શકાતું નથી."

*

કાકો ભત્રીજો મોટરમાં રવાના થયા. બન્નેના ચિત્તમાં ગડમથલ ચાલુ હતી. તુષાર લાંબો વખત ચૂપ રહી શક્યો નહિ.

"માનો કે ન માનો પણ ઝીણુભાનો આમાં હાથ છે તે ચોક્કસ. ને બીજો ફોજદારના બાબુજનો ......"

"મૂંગો બેસ." માનભાઈએ તતડીને કહ્યું, "બાબુજ શું કરવા મામાને મારે!"

"ઝીણુભાની ઓરત સાથે તેને પણ સંબંધ હોય..."

"એટલે તે સ્ત્રી સાથે જે સંબંધ રાખે તે ખૂની? તારો કાકો..." વધુ પડતું ઉકળાટમાં બોલાઈ ગયું જાણી, છોભ ચંચવાળતા તે બેઠા રહ્યા.

બીજે દિવસે સવારે એક ભરવાડે નીચેની ઉપયોગી હકીકત પૂરી પાડી:

"પરમ દિવસે તાજા ફૂમફૂમતા દૂધ જેવી ચાંદની રાતે હું તળાવની આજુબાજુ ઘેટાં ચરવા મૂકી, થાક થવાથી તળાવમાં પડ્યો'તો. મધરાત થઈ હશે એવામાં બે માણસો આવ્યા. કાળા કપડામાં કંઈ વીંટાળેલું હતું તે તળાવમાં ફગાવી હાલવા માંડ્યા. મેં રાડો પાડી. પણ સાંભળે કોણ! દોડતા દોડતા ભાગી ગયા, મારા બેટાઓ ......"

તે દિવસે જ કાળુભાના બાબુજ તથા ઝીણુભાને અટકમાં લેવામાં આવ્યા.

૨

એ વાતને દશબાર દિવસ વીતી ગયા.

ને એક દિવસે સવારે......માનભાઈ અને પોલીસ સુપરિન્ટેન્ડન્ટ ચાપાણી પીતા બેઠા બેઠા કાળુભા ખૂનકેસની વાત કરતા હતા.

"જે હો તે હો પણ આપણે ગળે વાત ઊતરતી નથી." સુપરિન્ટેન્ડન્ટે કહ્યું, "તમારી વાતો છે બધી મોઢાની. સાબિતી નથી."

"આ શું ઓછી સાબિતીઓ છે? ખૂન થાય એટલે ચારે તરફ છરાઓ પડ્યા હોય અને ઠેકાં રખડતાં હોય કે લોહીની નીકો વહેતી હોય એવો આપનો જૂનવાણી ખ્યાલ તો નથીને?" તુષારે ઊકળી કહ્યું, "જો એમ હોય તો હું સાબિતી પણ પૂરી પાડીશ. એકબે દિવસ ખમી જાવ."

"બાર દિવસમાં ન થયું તે બે દિવસમાં શું થવાનું હતું?" માનભાઈએ કહ્યું.

"પીળી દીવાસળી! તમે તે ભૂલી ગયા લાગો છો, હું નહીં. તેવી દીવાસળી ફોજદારના ભાણેજના ખીસામાં કે જીલુભા પાસેથી નથી મળી. ને ત્રીજો જણ હજુ બાકી છે."

"વારુ. હવે આપણે કેસની તપાસ કરીએ," માનભાઈ બોલ્યા. "એલા કોણ છે બહાર!"

એક પટાવાળો અંદર આવ્યો.

"જીલુભાને લાવો."

જીલુભા અંદર આવતાં—

"તમે ઇ. સ.— માં જુગાર રમતા પકડાયા હતા. બીજી વાર ઇ. સ.— માં ચોરી બદલ તમને પકડવામાં આવ્યા હતા. તમે ચોરી કરતાં ખૂન પર આવ્યા લાગો છો. તમારો ગુનો સાબીત થઈ ચૂક્યો છે......" જીલુભાએ નીચું જોઈ રાખ્યું.

"બોલાવો કાળુભાના ભાણેજને."

"તમારું નામ શું?"

"માનસિંહ."

"વારુ. તે દિવસે રાતે તમે અને કાળુભા દારૂ પીતા હતા — ઓરડામાં બેઠા હતા. બરોબર રાતના બાર અને એકની વચ્ચે કાળુભાએ પોતાને ઊંઘ આવતી હોવાનું જાહેર કર્યું. અને પગમાં પહેરેલા બૂટ કાઢવા માંડ્યા. એ વખતે જીલુભાએ ઓરડામાં પ્રવેશ કર્યો. કાળુભાનું એ તરફ ધ્યાન નહોતું. તે તો બૂટ કાઢવામાં પડ્યા'તા. તેના બેધ્યાનપણાનો લાભ લઈ તમે પથારીમાં પડેલ ઓશિકું તેના મોં પર જોરથી માર્યું; તે કંઈ અવાજ કરે તે પહેલાં તમે અને જીલુભાએ, બેમા થઈ તેમને ભભ્ભે કર્યા. તેમને પથારીમાં નાખી એકજણ તેમની છાતી પર અને એક જણ તેના પગ પર ચડી બેઠા. એ વખતે કાળો પોશાક ધારણ કરેલ વ્યક્તિએ ઓરડામાં પ્રવેશ કર્યો. તે કોણ હતી તે તમે જાણો છો. એ વખતે ઓરડાનો દીવો કોઈ કારણવશાત હોલવાઈ ગયો એટલે

આવનાર વ્યક્તિએ પીળી ફેરફક્સની ચમકદાર દીવાસળી સળગાવી — કેમ ખરું ને ! વારુ. કાળુભાને ગૂંગળાવી ખતમ કરી તમે અટક્યા નહિ. કદાચ હજુ જીવ રહ્યો હશે તો ! ને એ બીકથી કોઈક તીક્ષ્ણ ખંજર વડે મરી ગયેલાને ફરીવાર રહેંસ્યા. પછી બારીવાટે બહાર કાઢી જમરૂખડી નીચે શબ થોડીવાર રાખ્યું. પછી તમે શબ લઈ તળાવકાંઠે ગયા. ને પછી....."

માનસિંહના મોં પર પરસેવાના રેલા આવ્યા. ધ્રૂજતા ઊભા થઈ તેણે કહ્યું, "મહેરબાની કરી એ વૃત્તાંત બંધ કરો." ઊભા થઈ ચાલતાં, "તમારે જેમ માનવું હોય એમ માનો. પણ પ્રભુ ખાતર મને બહાર જવા દો."

"આખરે તે માન્યો ખરો." માનભાઈએ આળસ મરડતાં કહ્યું.

તુષાર સાથે ગરમ ચ્હાની રકાબી મૂકી બહાર નીકળી પડ્યો. સાંજે ૭ વાગે તે પાછો ફર્યો ત્યારે તેના ચહેરા પર આનંદમિશ્રિત આશ્ચર્યની ઝલક ચમકી રહી હતી. ઓરડામાં 'સ્ટન્ટ કિંગ' જેમ કૂદકો મારી પ્રવેશી, આરામ ખુરશી પર પડતું મેલી બોલ્યો, "હું ય શેરલોક હોમ્સ જેવો થતો જાઉં છું. જરા બુદ્ધિ વાપરું છું ત્યાં તો સફળતાનાં દ્વાર ખીલી ગયા કરતાં ઊઘડી જાય છે. હાશ, સાંભળો. વાત ટૂંકી છે એટલી જ રમૂજી છે. અને તે શી ! આહા ! તે બીને કેદમાં પૂરવાની વાત તો દૂર રહી, પણ જો બે મિનિટ તેના પર ગુનો મૂકવાનો અવસર મળે તો પણ, મારી આખી દશ જિંદગીઓ કુરબાન કરવા હું તૈયાર છું." થોડી વારે, "હં. આપણો ત્રીજો ગુનેગાર એક સ્ત્રી છે. તમારાથી છૂટો પડી ગામમાં લટાર મારવા નીકળી પડ્યો. ફેરફક્સની પીળી સ્વીડિશ દીવાસળી ક્યાંથી મળે છે કે કેમ તેની તપાસ શરૂ કરી. બધે ઠેકાણેથી ના, ના ને ના જ સાંભળવા મળી. આખરે એક કલાકની મહેનત બાદ આશા આવી. એક વેપારીએ ડઝન પીળી દીવાસળીના બાકસનું બંડલ આપવા કહ્યું. તે બિચારાએ જોયું તો ડઝન બાકસનું બંડલ તેની દુકાનમાં નીકળ્યું નહિ—એક હતું અગિયાર બાકસનું. મેં સીધો જ પ્રશ્ન કર્યો:

"કેમ એક ખૂટે છે ? આ દીવાસળીની પેટી લેવા કોણ નવરું પડ્યું વળી ?"

ત્યારે કહે, "ફલાણી ફલાણી." અચ્છા. આજથી મેં મારી જાતને માન આપવું શરૂ કર્યું છે. ચાલો ત્યારે ત્યાં સિધાવીએ."

"ક્યાં ?"

"તે સ્ત્રીને ત્યાં. આપણે ઉતાવળ કરવાની જરૂર છે. જો ઉતાવળ નહિ કરીએ તો એ વાતના ભારથી જ અગાઉ હું મરી જઈશ. તમને ખબર છે એ કોણ છે ? તમારી તો કલ્પનામાંય તે આવતું નહિ હોય. એ છે તમારા વયોવૃદ્ધ પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સાહેબની જુવાન પત્ની કલિકા. તેણે થોડા દિવસ પહેલાં ત્યાંથી બાકસ મંગાવ્યું હતું."

"હું.....હું..ભરોસો કરીને તો......" ઊભા થતા માનભાઈ ખુરસી પર ફસડાઈ પડતા બોલ્યા.

"એમાં આશ્ચર્ય પામવા જેવું છે શું ? કાળુભાની ઓચિંતી ફોજદાર તરીકે બદલી થઈ તે પહેલાંની ત્યાં એ વચ્ચેની દોસ્તી ચાલી આવે છે. પણ અહીં આવી ફોજદારને કાળુભાની

ઓ. આમે. ફાંવવા. માંડ્યું; એટલે કલિકા ખીલખીલી હોય ! મૂતી. સ્ટે." એકાએક ફરી, " પણ હવે આપણે વખત ગુમાવવો ન જોઈએ."

" એક, સદ્‌ગૃહસ્થ અને તે. પણ અમલદારને ત્યાં કાઈ બેવકૂફી ન કરવા જેટલી અક્કલ આરવાને મને આપી છે. તારી જેમ. મારું ખસી નથી ગયું."

" સદ્‌ગૃહસ્થ !......અમલદાર !.......મારે તો તમે હાથ રૂશ્વતના પૈસા નાખવાનું ખપ્પર છો માત્ર; બીજું કશું નહિ." જરા થોભી પછી, " માફ કરજો, આજ આપણા સગપણની દૃષ્ટિએ નહિ પણ એક સાચદિલ આદમીની દૃષ્ટિએ વાત કરી રહ્યો છું. મારું ચગારશો મા. અમલદારની વાત. આવો ન્યાયની તુલા ફગાવી દેનારને ધીક્કારા સિવાય બીજું કૈં ઉપનામ ન આપી શકાય." અવાજ ફેરવી, " પણ એ બધી વાત જવા દો. ફરજને આગળ કરી મારી સાથે ચાલો. ચાલો કાકા, ચાલો." માનભાઈનું બાવડું ખેંચી તેણે ઊભા કર્યા.

માનભાઈ હાથ છોડાવી બેસી પડ્યા—બેસતાં બેસતાં વાત પર થૂંકતા હોય તેમ થૂંક્યા.

" કાકા, તમારે પગે પડું છું. તમને પ્રભુના સોગંદ આપી વીનવું છું, ચાલો. મારા પર કૃપા કરી ચાલો. મેં કોઈ દિ' કશાની તમારી પાસે માગણી કરી નથી. કોઈ દિ' કરવાનો પણ નથી—પણ આજ : આજ મારી આ નાનકડી વિનતિ સાંભળો. કાકા, ઊઠો, અને સાથ આપો." બોલતો બોલતો તે કાકાના પગમાં પડ્યો. " મારા સમ ન ઊઠો તો."

" ઠુંઠમર એટલે હઉં." કાકા ખીજાતા બબડતા ઊભા થયા.

—સુપરિન્ટેન્ડન્ટનું ઘર આવ્યું ત્યારે સાંજ પડી હતી.

" આપણે કેવા નાપાક છીએ. એક સદ્‌ગૃહસ્થને ત્યાં આપણે..." બોલતા બોલતા ગળે ડૂચો ભરાયો હોય તેમ અટકી પડ્યા.

" એમાં વાંધો નહીં. ગભરાવ મત." તુષારે મોટરમાંથી ઊતરી નોકર પાસે વરદી કહેવરાવતાં કાકાને આશ્વાસન આપ્યું.

કલિકા તેમને લેવા હસતી હસતી સામે આવી.

" બરાબર વખતસર આવી પહોંચ્યા, હોં. આવો. આવો." સ્મિત સહ તેણે આવકાર આપ્યો.

કાકા ધ્રૂજતા હતા.

કલિકા હસતી હતી.

તુષાર પોતાની વિચારગવેષણામાં મુસ્તાક હતો.

" સાહેબ તો મોડા આવવાના છે. તે આવે ત્યાં સુધી શરબત કરશો ને ? " પછી તુષારને, " હું સાવ એકલી છું, તુષારભાઈ. તમે હશો તો આનંદ આવશે."

" કાકા, હસો હસો. હજુ તેને આપણા આગમનની શંકા આવે તે પહેલાં હકીકતનો ઓળખાર કરો કાકા, હિંમત ધરો." તુષારે હળવેથી માનભાઈના કાનમાં કહ્યું.

માનભાઈને ટાઢનું લખલખું આવ્યું હોય તેમ ધ્રૂજારી આવીઃ "ભગવાનની ખાતર મને વતાવીશ નહીં. તારે કરવું હોય તે કર." માનભાઈ બબડયા.

"અરે, તુષારભાઈ બહુ પાછળ રહી ગયા" મોતી જેવા દાંતમાંથી હાસ્યનું મોજું તુષાર પર છાંટતાં તે બોલી.

"અમે...સા..." તુષાર ગોઠવતો બોલ્યો, "એમ કહું છું કે સાહેબને મળવા કે તમારી સાથે વાતો કરવા અમે નથી આવ્યા." ગોખેલા વાક્ય જેમ તે બોલી ગયો.

"તમેય ઠીક મશ્કરી કરો છો, તુષારભાઈ!"

"મશ્કરી નથી કરતોઃ હું પૂછું છું કે શનિવારે રાતે તમે કાળુભાનું ખૂન તો કર્યું, પણ તેનું શબ ક્યાં નાખ્યું!"

"શું...હેં..." ફીક્કી પડી જઈ તે બોલી.

"હું તમને તુષાર તરીકે નહીં; કાયદાની રૂએ પૂછું છું કાળુભાનું શબ ક્યાં છે?"

"તમને કોણે કીધું?" ગભરાતાં કલિકાએ પૂછયું.

"મહેરબાની કરી તે ક્યાં છે ને અમને કહો." કડક અવાજે તુષાર બોલ્યો.

"પણ એ તમને ક્યાંથી ખબર પડી?"

"અમને બધી ખબર છે. જો સીધી રીતે તમે નહીં જણાવો..." ગળું સાફ કરતાં ફોજદારી ન્યાયાધીશ માનભાઈ બોલ્યા.

"તમારે એનું શું કામ છે?"

"એવા પ્રશ્નોનો કંઈ અર્થ નથી. સાંભળવું છે? તમારા સાથીદારોએ વાતનો ભંરમ ફોડી નાખ્યો છે. કાળુભાનું ખૂન તમે કર્યું છે તેની સાબીતી કાયદાને મળી ગઈ છે." માનભાઈએ દમ ભીડયો.

કલિકા કાળીધબ થઈ ગઈ!

"મારી સાથે આવો. તમને બતાવું..." હાથની મુઠી વાળી, બોલી નાખતાં તેણે જણાવ્યું, "તે જૂના મોટર ગેરેજમાં છે. પણ તેમનો પત્તો પ્રભુને ખાતર એમને આપશો નહીં. હું તમને પગે પડી વીનવું છું."

જૂના ગેરેજનું તાળું ઉઘાડી બધા અંદર પ્રવેશ્યા. કલિકાએ દીવો કર્યો. ગેરેજમાં એક ટેબલ હતું. તેના પર ખાવાપીવાનાં વાસણ પડયાં હતાં.

"તે...તેનું શબ ક્યાં છે?"

"એ સામે સૂતા..." અંધારા ખૂણામાં ખાટલા પર કોઈ સૂતું હતું.

ખાટલા નજદીક આવતાં કોઈ માણસ ઊંઘમાં ઘોરતું હોય તેવો અવાજ સંભળાયો. "આપણને આબાદ મૂરખ બનાવવામાં આવ્યા છે. આ માણસ તો જીવતો છે." તુષાર બોલ્યો, "આ ફોજદાર નથી લાગતા."

"પાસે જઈ જગાડી જુઓને" કલિકા બોલી. હડબડાવતાં ઊંઘનાર ઊઠયો ને ઊઠતાં વેંત, "કોણ છે એ ગોલકીનો. જોતો નથી કોઈ ઊંઘ..."

"એ...ય..." તુષારે તેની પાંસળીમાં ગોદો મારતાં કહ્યું, "કોણ છો તું? મોં સંભાળીને વાત કર..." બોલી તેણે ટોર્ચ કરી.

"હું...હું...તમે...કાળુભા સાહેબ!!!"

"તું? તુષાર? અહિંયા?"

તુષારના હાથમાંથી ટોર્ચ નીચે પડી ગઈ.

"ને આ ન્યાયાધીશ સાહેબ!" કલિકાએ કહ્યું.

"ઓહો, આપ પોતે." કાળુભા માનભાઈને જોઈ બોલી ઊઠયા.

"અરે, પણ તમારું તો ખૂન થયું છે. તમે... તમે...જીવતા...કે પછી તમારું ભૂત ..." માનભાઈએ બોલતાં બોલતાં આંખ મીંચી.

"આપ અને તુષાર એ શી વાત લઈ બેઠા છો? મારું ખૂન કેવું?"

"ને તે ય મેં કર્યું!" કલિકા બોલી.

"તે એમાં ખોટું શું છે? કર્યું જ છે ને" રસિક થતા તે બોલ્યા.

"તમારો જોડો બગીચામાં જમરૂખડી નીચે ક્યાંથી આવ્યો?"

"જોડો? કયો જોડો?"

"ને એક સૂવાના ઓરડામાંથી હાથ આવ્યો."

"ઓહો, વાત એમ છે કે કલિકાને ત્યાં આવવું મને ગમતું નહીં. એક દિવસ દારૂ બારૂ પી મસ્ત બની પડ્યો'તો ત્યાં તે આવી બારીમાંથી ઊછાળી ને બોલાવી. આણેનો 'સોફરડો' (અનંગગ ગાળો), ખોવાઈ મેં ખૂડનો કરી હા—હા..હા..." કાળુભા મૂછે વળ દેતા હસી પડયા.

માનભાઈ મોટા અવાજ સાથે થૂંક્યા—ને ઝડપથી બહાર નીકળ્યા. તુષાર નીચે મોંએ તેની પાછળ પળ્યો.

"પણ પીળી દીવાસળી!! એમ કેમ બને? પીળી દીવાસળી!"

"તારી દીવાસળીમાં મેલ્ય ભડકો. હવે છાનો મરીશ?" માનભાઈએ હૃદયની વેદનાને કડવાશમાં પલટતાં કહ્યું.

—અંધકાર પોતાની શરમ જોઈ ન જાય તે માટે તુષારે કોલરમાં મોં સંતાડયું.

અંગ્રેજી પરથી ]

# જરા અને દીર્ઘાયુષ્ય

જે. ડી. પાઠક

[ ગતાંકથી ચાલુ ]

**વૃદ્ધાવસ્થા અને દીર્ઘાયુ** એ વાત ઉપર મુખ્ય આધાર રાખે છે: (૧) Heredity, વંશમાં ઊતરી આવેલાં લક્ષણો; તથા (૨) Environment, વાતાવરણ જેમાં માણસ ઊછરે છે તથા રહે છે તે.

(૧) Heredity:—કેટલાક એમ માને છે કે વંશમાં ઊતરી આવેલા ગુણોને લીધે જ માણસ લાંબું કે ટૂંકું જીવે છે અગર વહેલો કે મોડો ઘરડો થાય છે. વાતાવરણની અસર તો માણસને જન્મથી ઊતરી આવેલો લાંબું જીવવાનો વારસો સાચવવામાં કે વેડફી નાખવામાં કેટલી મદદ કરે છે તે પૂરતી જ છે. જિંદગી આ હિસાબે એક ટાઇમ-બોમ્બ જેવી છે. તે નિયત કરેલે સમયે, અગર અકસ્માત થાય તો તે પહેલાં, ફૂટે છે.

વંશમાં ઊતરેલાં લક્ષણો બહુ અગત્યનાં છે. કેટલીક પ્રજાઓ દીર્ઘાયુષી હોય છે. યાહૂદીઓ લાંબું જીવે છે. યુરોપમાં બલ્ગેરીઆના લોકો અને એશિયામાં ચીન તથા ટીબેટના લોકો લાંબું જીવે છે એમ કહેવાય છે. જંગલી પ્રજાઓ ઓછું જીવે છે. ઘડપણ પણ કોઇ કોઇ પ્રજામાં વહેલું આવે છે. એનો દાખલો આરબ પ્રજાનો છે. તેમના કપાળ પર કરચલીઓ વહેલી પડે છે. પશ્ચિમમાં પુરુષ કરતાં સ્ત્રી વધારે જીવે છે. આપણા દેશમાં પણ સુવાવડને અંગે થતાં મરણ બાદ કરીએ તો, સ્ત્રીનું આવરદા પુરુષ કરતાં વધી જાય છે. કેટલાંક કુટુંબ દીર્ઘાયુષ્ય માટે જાણીતાં છે; જ્યારે કેટલાંકમાં કુટુંબનાં બધાં માણસો કાચી વયે ઊપડી જાય છે. વીમા કંપનીઓ કુટુંબના ઇતિહાસ ઉપર બહુ ભાર મૂકે છે. ( એ માટેનાં બધાં પત્રકો સાચી રીતે ભરાતાં હોય તો કેવું ! ) કેટલાંક કુટુંબમાં બધાં એક જ રોગથી મરે છે. દા.ત. પેટ અથવા ગર્ભાશયના કેન્સરથી, લોહીનું દબાણથી, હૃદય બંધ પડવાથી, કે મધુપ્રમેહથી. આમ તેમનામાં એક જાતની અંગની નબળાઈ (organ-inferiority) ઊતરી આવવાથી બને છે, કારણ કે તે અંગ જીવનના વ્યવહારમાં વહેલું ભાંગી પડે છે.

ઘડપણનાં ચિન્હો—વાળ સફેદ થવા, કરચલીઓ પડવી, ટાલ પડવી, વગેરે લક્ષણો પણ વારસામાં ઊતરી આવેલાં હોય છે. આવી ખાસિયતો કોષમાં રહેલાં ક્યાં તત્ત્વને આભારી છે તે કહેવું મુશ્કેલ છે પણ ગ્રંથિઓની અસર જુવાની અને ઘડપણ ઉપર મોટી છે એ નિઃશંક વાત છે. હવે ગ્રંથિઓ વિષે વિચાર કરતાં પિટ્યુઇટરી ( Pituitary ) નામની ગ્રંથિ મગજની નીચે આવેલી છે. કોઈ વખત સુવાવડમાં તેની ધમનીમાં લોહી જામી જાય છે ત્યારે ઘડપણ ન ધારી શકીએ તેટલી ઝડપે આવે છે. થોડાક અઠવાડિયાંમાં અપ્સરા જેવાં સૌંદર્યનું ન જોઈ શકાય તેવા બિહામણા ઘડપણમાં પરિવર્તન થાય છે. આને સિમોન્ડનો રોગ ( Simond's Disease ) કહે છે. બીજા એક્રોમેગલી (acromegaly) નામના રોગમાં હાડકાં પુષ્કળ વધે છે, તે રોગવાળા તેમની સમાન ઉંમરના માણસો કરતાં વૃદ્ધ લાગે છે. Pituitary infantism માં માણસ નાનો રહી જાય છે. તેની બુદ્ધિનો

વિકાસ પૂરતો થયો હોવા છતાં, દેખાવમાં તો નાના છોકરા જેવો લાગે છે. થાઇમસ (Thymus) નામની ગ્રંથિ જુવાની પ્રાપ્ત થતાં સંકોચાય છે. તે મોટી રહી જાય છે ત્યારે માણસનું સ્વરૂપ છોકરા જેવું રહે છે. થાઇરોઇડ (Thyroid) ગ્રંથિમાં રસ વધારે પેદા થાય છે ત્યારે શરીરની ક્રિયાઓ અત્યંત વેગવતી બને છે. આમ થતાં ચરબી ઓગળી જાય છે, શરીર દુબળું પડે છે. માણસનો ચહેરો ઊંડો ઊતરી ગયેલો, મોટા ડોળાવાળો, કરચલીઓ ભર્યો શ્વેત વાળવાળો થઈ જાય છે. થાઇરૉઇડની મંદ ક્રિયાથી દેખાવ વિચિત્ર બને છે. જેણે તેવા માણસનું જાડું ફૂલેલું શરીર, અર્ધા ખરી ગયેલા જાડા વાળ, ખરબચડી ચામડી, અને ઊંઘણશી દેખાવ જોયો છે તે કદી એ ચિત્રને ભૂલી ન શકે.

Testes—વૃષણને યૌવન સાથે ગાઢ સંબંધ છે. વૃષણનો નાશ થતાં (દા. ત. વ્યંઢળમાં) ધાવણ વહેલું આવે છે ને દેખાવ કદરૂપો બને છે. રશિયામાં સ્કોપ્ઝેક કોમમાં ધાર્મિક માન્યતાથી હિજડા બનાવવામાં આવે છે. પેરીકન તેમને માટે લખે છે કે તેઓ સર્વે ઘરડા ખચ્ચર જેવા લાગે છે! ગુજરાતમાં પણ હિજડાની સંખ્યા સારી છે. તે બધા વૃદ્ધ ને કદરૂપા લાગે છે. આપણે જોઈ ગયા તેમ, દીર્ઘાયુષીનાં વૃષણ મોટાં ને તંદુરસ્ત હોય છે. તેઓ સર્વે વીર્યવાન હોય છે. જુવાની પાછી મેળવવામાં વૃષણ અગર તેના રસો કેટલા ઉપયોગી છે તે આપણે આગળ ઉપર જોઇશું.

(૨) વાતાવરણની અસર વર્ણવતાં પહેલાં એટલું કહેવું જરૂરી છે કે એ શબ્દ બહુ વિશાળ અર્થમાં વાપર્યો છે. તેમાં ખાલી હવાપાણી નહિ પણ ખોરાક, કસરત, રોગ, જીવન જીવવાની રીત, જીવન પ્રત્યેનું દૃષ્ટિબિંદુ, ચિત્તનું સ્વાસ્થ્ય કે અસ્વૈર્ય એમ ઘણી ઘણી બાબતોનો સમાવેશ થાય છે.

પુષ્ટિકારક ખોરાક આરોગ્યને દીર્ઘાયુ બક્ષે છે એ નિર્વિવાદ છે. શર્મન લખે છે: "ડાર્વિનના જમાનામાં લોકો વંશનું મહત્ત્વ જ જોતા લાગતા. પણ હવે વાતાવરણ તરફ મત ફર્યો છે. અને હોપકીન્સ કહી ગયો છે તેમ, પોષણ વંશને પડે છે. પુષ્ટિકારક ખોરાકોમાં ઉત્તમ પ્રકારનાં એમાઇનો એસિડ, કેલ્શીઅમ લોહ, વિટામિનો સારા પ્રમાણમાં હોવાથી શરીરના બંધારણને દીર્ઘાયુ માટે જરૂરનાં છે, એમાં શંકા નથી. પ્રજાના ખોરાકમાં અને પ્રયોગશાળાઓના પ્રાણીઓ ઉપર કરેલા અખતરા એ જ પુરવાર કરે છે. દા. ત, ઉંદરડાને દૂધ, ચૂનો અને વિટામિન વધારે મળતાં તેમને જુવાની વહેલી આવે છે એટલું જ નહિ પણ તે જુવાની લાંબો સમય ભોગવે છે અને પ્રજોત્પત્તિ વધારે પ્રમાણમાં કરી શકે છે. ઉત્તમ ખોરાક રોગનું પ્રમાણ ઘટાડે છે અને આયુષ્ય તથા પ્રજા વધારે છે. ઉત્તમ ખોરાકથી જિંદગી ઊંચી કક્ષાએ જીવી શકાય છે."

અત્રે મેકે (Macay)નો અખતરો ટાંકીશ. ઉંદરડીની એક સંખ્યાને તેણે ખોરાક ઓછો આપ્યો. એટલે તેમને જુવાની મોડી આવી તથા સારો ખોરાક મળતાં ઉંદરડા કરતાં લાંબુ જીવ્યા. આમાંથી તેણે સાર તારવ્યો કે ખોરાક ઓછો મળે તો આવરદા વધે. આ હિસાબે આપણા દેશના વતનીઓ લાંબું જીવવા જોઈએ. કારણ કે તેમને સારો ને પૂરતો ખોરાક મળતો નથી. એકાદ અખતરો કેવા ઊંધે રસ્તે દોરે તેનો આ દાખલો છે. પ્રજાના

અખતરાઓએ બતાવી આપ્યું છે કે પુષ્ટિકારક ખોરાકથી આવરદા વધે છે, ટૂંકાતો નથી. શર્મન જણાવે છે તેમ આપણને ખ્યાલ નથી કે પુષ્ટિકારક ખોરાકના અભાવથી શરીરમાં ધીમી પણ ચોક્કસ ગતિએ ઘડપણ કેટલું વહેલું ઊતરે છે.

જનતાનું વાસ્તવ આયુષ્ય વધારવામાં સુધરાઈએ લીધેલાં આરોગ્ય માટેનાં પગલાં કેટલી મદદ કરે છે તે વિલાયતના દાખલા ઉપરથી જણાશે. વિલાયતમાં ૧૮૫૪માં પુરુષનું સરેરાશ આયુષ્ય ૩૯.૯ વરસ ને સ્ત્રીનું ૪૧.૮૫ વરસ હતું. ૧૯૨૨માં તે વધીને મરદનું ૫૫.૬ અને સ્ત્રીનું ૫૯.૫૮ વરસ થયું. આરોગ્ય માટેની સગવડો આથી એ વધુ પરિણામ લાવી શકે. આપણે આશા રાખીએ કે હિંદમાં આરોગ્ય માટે બધાં શાસ્ત્રીય પગલાં ટૂંક વખતમાં લેવાશે.

ઠંડી આબોહવા દીર્ઘાયુ બક્ષે છે. ગરમ દેશના લોકો ઠંડા પ્રદેશવાળા જેટલું જીવતા નથી. વિષુવવૃત્તની આસપાસની જંગલી પ્રજાઓનું આયુષ્ય અત્યંત ટૂંકું હોય છે.

આળસુ કે બેઠાડુ નહિ પણ ઉદ્યમી મનુષ્ય લાંબું જીવે છે. મહાત્મા ગાંધી, ચર્ચિલ કે બર્નાર્ડ શૉ એમની ઉંમરે પણ આખો દહાડો કામમાં પરોવાયેલા રહે છે., ઔરંગઝેબ ૯૮ વરસ જીવ્યો ત્યાંસુધી ઉદ્યમી રહ્યો હતો. થોમસ એડીસન ૯૦ વરસે પણ શોધખોળમાં દહાડો કાઢતો. બેન્જામીન ફ્રેંકલીન ૮૪ વરસ જીવ્યો ત્યાં સુધી આળસુ નથી બેઠો. આઈઝેક ન્યૂટન ૮૫ વરસે પણ કામમાં રચ્યો પચ્યો રહેતો. ટીટિયન ૯૯ વરસે પોતાનાં અમૂલ્ય ચિત્રો સ્થિર હસ્તે ચિતરતાં ચિતરતાં પ્લેગમાં ઝડપાઈ ગયો ત્યારે અટક્યો. આળસુ અને આરામમાં માનનારી વ્યક્તિઓ નથી દીર્ઘાયુ થતી કે નથી સમાજને ઉપયોગી થઈ પડતી. નિયમિત કસરત ને સાધારણ શ્રમ દીર્ઘાયુ માટે જરૂરી છે. પણ આપણા મજૂરો જીવે છે તેવી રહેવાની સગવડ વિનાની, પુષ્ટિકારક ખોરાક વિનાની, ચિંતાભરી, થાક્યા પછી પણ ખેંચ્યે રાખનારની જિંદગી લાંબી ન જ પહોંચે. આ એક વિચિત્ર હકીકત છે કે લાંબું જીવનારની નામાવલીમાં કોઈ મજૂરનું નામ નથી.

પરણેલાઓ કુંવારા કે વિધુરો કરતાં લાંબું જીવે છે. પરણ્યા વિનાની સ્ત્રીઓ તેમની પરણેલી ને થોડાંક છોકરાંવાળી બહેનો કરતાં વહેલી ઘરડી થાય છે, જો કે બહુ સુવાવડોથી સ્ત્રીઓ વહેલી ડોશીઓ બને છે.

ઠંડા મગજના સ્થિર બુદ્ધિના મનુષ્યો લાંબું જીવે છે. અત્યારની ધમાલિયા સંસ્કૃતિમાં માણસ તેની ઘોર તરફ જલદી દોડે છે. આજનો જમાનો માણસને આખો દહાડો દોડાદોડ કરાવે છે. તેને માથે ચિંતાનો બોજો લાદે છે. તે આવી જિંદગી ઘડપણને વહેલું નોતરે છે. તેમાંથી બચવા કોઈ ફિલસૂફીની જિંદગીમાં જરૂર છે. ગીતામાં વર્ણવી છે તેવી સ્થિતપ્રજ્ઞવૃત્તિ અત્યંત મદદરૂપ થઈ પડે.

ઉપરના વિવેચન પરથી દીર્ઘાયુષી બનવા માણસે પોતે અગર રાજ્ય તરફથી કેવાં પગલાં લેવાં તે વિચારી શકાય તેમ છે. યોગ્ય આહાર, રહેવાની સગવડ, હવા, પાણી, ચિંતામુક્ત જિંદગી, અંતઃપ્રસન્નતા, માનસિક શાંતિ—આ બધાં ખુબ જ જરૂરી છે.

કેવળ જિંદગી લંબાવવામાં સુખ નથી. લાકડીના ટેકે ચાલતો બેવડો વળી ગયેલો, ટાઢે ધ્રૂજતો, દાંત વગરનો, લાગ બળતો મરવાને આળસે ટકી રહેલો પરાધીન દેહ ધારણ

કરવાની કોઈને ઇચ્છા નથી હોતી. જિંદગી લંબાવવાની ઇચ્છા કરતાંય યયાતિએ માગી હતી તેવી જુવાન રહેવાની ઇચ્છા વધારે પ્રબળ છે. જુવાની ટકાવવાના અને ગયેલું યૌવન પાછું મેળવવાના ઘણા અખતરા થયા છે, તેનાથી અંગત્યના લઈએ.

મઇ સદીમાં થઈ ગયેલા રશિયન વૈજ્ઞાનિક મેકનીકોફની એવી માન્યતા હતી કે આંતરડામાં રહેલા જંતુઓએ બનાવેલું ઝેર શરીરમાં ઊતરે છે તે ઘડપણ લાવે છે. છાશમાં છે તેવો લેક્ટીક એસીડ આ જંતુઓનો નાશ કરે છે. બલ્ગેરીઆના લોકો જે યુરોપની પ્રજાઓમાં સૌથી લાંબો આવરદા ભોગવે છે તેઓ છાશ ખોરાકમાં બહુ લે છે. મેકનીકોફે દીર્ઘાયુ થવા લગભગ આખી જિંદગી લીધી. પણ તે પોતે ૭૧ વરસની પાકટ ઉમરે ગુજરી ગયો.

'બેનેટ સેનફર્ડ' પોતાના પુસ્તક *Old Age : Its Causes & Prevention*માં લખે છે કે પોતે ૪૫ વરસની ઉમરે અકાળવૃદ્ધ બની ગયો હતો. તેની ચોપડીમાં વર્ણવી છે તે કસરતો તેણે શરૂ કરી ને તે જુવાન થયો હતો. તેણે પોતાના ૪૫ તથા ૭૫ વરસની ઉમરના ફોટા તથા એ બન્ને વયે વિશ્વસનીય ડાક્ટરે કરેલી તપાસના પ્રમાણપત્રો એ ચોપડીમાં ટાંક્યાં છે. ૪૫ વરસે તે ઘરડો લાગે છે ને ૭૫ની ઉમરે કરચલીઓ જતી રહી છે, વાળ કાળા થયા છે અને ટટ્ટાર ઘોડા જેવો લાગે છે. આ ચોપડીમાંની વધુ વિગતો માટે અહીં સ્થાન નથી.

જુવાની પાછી મેળવવાના સૌથી આકર્ષક અખતરા વૃષણના ઉપયોગથી તાજેતરમાં થયા છે. ૧૮૭૯માં બ્રાઉન સીકવોર્ડ ૭૧ વરસની ઉમરે વૃષણના ઇંજેક્શન લઈ પોતે જુવાની પ્રાપ્ત કરી એમ જાહેર કર્યું. ત્યારથી ગ્રંથિઓ ને તેમાં ખાસ કરીને વૃષણના ઉપયોગ ઉપર બધાનું ધ્યાન ખેંચાયું છે. પુરુષના વૃષણમાં અને સ્ત્રીના અંડાશયમાં પેદા થતા રસ તેમને જુવાની બક્ષે છે. આ સૈકાની શરૂઆતમાં વોરોનોફ નામના સર્જને વાંદરાનું વૃષણ ઘરડા માણસમાં મૂકી તેમને જુવાન બનાવ્યા હતા. પણ આમ મૂકેલું વૃષણ બારેક મહિનામાં ઓગળી જાય છે ત્યાંસુધી જ તેનાથી પ્રાપ્ત કરેલી તાકાત ટકે છે. વૃષણ બે પ્રકારનાં કામ કરે છે: એક તો, શુક્રકોષો (Spermatozoa) પેદા કરવાનું; અને બીજું; તેની અંદરનો રસ (internal secretion) જે જુવાનીના ચિહ્નો આપે છે તે બનાવવાનું. વીર્યસ્રાવમાં શુક્રકોષો બહાર જતા રહે છે, જ્યારે રસ વૃષણની રુધિરવાહિનીઓમાં ગૂસી જાય છે અને ત્યાંથી આખા શરીરમાં પહોંચે છે. આ રસથી પુરુષની જનનેન્દ્રિય વધે છે, મૂછો ફૂટે છે, દાઢી ઊગે છે, વાળ પુરુષને હોય છે તેવા સ્થાને ઊગે છે, અવાજ ઘેરો બને છે, સાહસ પુરુષાર્થ કરવાની વૃત્તિ પેદા કરે છે. વૃષણનો નાશ થતાં ઘડપણ આવે છે તે આપણે જોઈ ગયા.

શુક્રનળી બાંધી લેવાથી શુક્રકોષો પેદા કરવાનો વૃષણનો બોજો ઓછો થાય એટલે અંદરનો રસ વધુ પેદા થાય—આવી માન્યતાને આધારે સ્ટાઇનેકે શુક્રનળી બાંધવાનું ઓપરેશન દાખલ કર્યું હતું. આથી થોડા સમય તાકાદ આવે છે પણ સર્વને ઓપરેશન અનુકૂળ ન પડે તે દેખીતું છે. તે ઉપરાંત વૃદ્ધ બનેલું વૃષણનું કામ જતે દહાડે મંદ પડે એટલે થોડાક સમય માટે જ જુવાની ઓપરેશનથી પ્રાપ્ત થઈ શકે.

વૃષણમાં પેદા થતા રસનું રાસાયણિક સ્વરૂપ ખોળાયું છે—શુદ્ધ સ્વરૂપમાં જુદો પાડી શકાયો છે, તેને ટેસ્ટોસ્ટેરોન કહે છે. એના ઇન્જેક્શન આપી શકાય છે. મોઢા વાટે લીધેલા

ટેસ્ટોસ્ટેરોનનો પેટમાં નાશ થાય છે. હમણાં મીથાઇલ ટેસ્ટોસ્ટેરોન(Methyl Testosterone)ની શોધ થઈ છે તેનો પેટમાં નાશ ન થતો હોવાથી તે મોં વાટે લઈ શકાય છે. પણ તે વધારે પ્રમાણમાં લેવું જોઈએ. અત્યારે તેની ઉપયોગિતાના અખતરા થઈ ગયા છે. ટેસ્ટોસ્ટેરોન આપ્યાથી ઇંદ્રિયો ઉત્તેજિત થાય છે, જનનેંદ્રિયો વધે છે, જેને આપ્યું હોય તેને દાઢી મૂછો ન હોય તો ફૂટે છે, વાળ કાળા બને છે, અવાજ મરદ જેવો બને છે, તેનામાં મરદાનગીની હિંમત, શક્તિ અને આત્મવિશ્વાસ આવે છે. આ બધી અસર કદાચ suggestion સૂચનના બળથી થતી હોય એવી શંકા કોઈ ઉઠાવે. તેના માટે નીચેનો દાખલો બસ થશે.

ટેસ્ટોસ્ટેરોનનો અખતરો શરૂઆતમાં એક ' હેલોવે ' નામના શરતના ઘોડા ઉપર કરવામાં આવ્યો હતો. હેલોવે ઘરડો થવાથી રેસ માટે નકામો બન્યો હતો અને તેને ઘોડારમાં બાંધી મૂકવો પડતો હતો. ૬ વરસ બાંધી મૂક્યા પછી હેલોવેને ૫૦૦ મિલિગ્રામ ટેસ્ટોસ્ટેરોનનું ઇંજેક્શન અપાયું. થોડા દહાડામાં તે હણહણવા લાગ્યો. ઘોડારમાંથી બહાર આવવા થનગની રહ્યો. બીજાં બે ઇંજેક્શન પછી પલોટીને તેને રેસમાં પાછો ઉતારવામાં આવ્યો. હેલોવેનું પહેલું રેકોર્ડ માઈલના ૨૦૦૧ મિનિટ હતું. ૭ વરસ બાંધી મૂક્યા પછી ઘરડા હેલોવેનું રેકોર્ડ હવે ૨૦૦૨ સુધી સુધી પહોંચ્યું !

વર્નંર અકાળવૃદ્ધત્વ બતાવતા ૫૪ માણસો પસંદ કરી તેમને ટેસ્ટોસ્ટેરોન ઉપર મૂક્યા. ૬ વરસ સુધી અખતરો ચાલુ રાખ્યા પછી તે ૧૯૪૦માં 'જર્નલ ઑફ અમેરિકન મેડિકલ એસોસીએશન'માં તે લખે છે કે તેમનું ઘડપણ જતું રહ્યું છે. જુવાનીનું જોશ, હિંમત, ચપળતા અને સંયોગ કરવાની શક્તિ તેમનામાં આ ૭ વરસથી પાછી આવી છે. આ અખતરો આશાસ્પદ છે. પણ હજુ લાંબા ગાળાના અખતરાની જરૂર રહે છે ખરી. પણ વર્નંર લખે છે તેમ, "જાતીય ઇંદ્રિયોના ઉદ્દીપન માટે ટેસ્ટોસ્ટેરોનનો ઉપયોગ ન થવો જોઈએ."

પોલ દરફ્રૂ પોતાના પુસ્તકમાં શરીર જ્યારથી ટેસ્ટોસ્ટન ઓછું પેદા કરતું થાય ત્યારથી તેટલું ટેસ્ટોસ્ટેરોન લેવાની હિમાયત કરે છે. ટેસ્ટોસ્ટેરોન replacement therapy શરીરની ખામીમાં પૂર્તિરૂપે છે એટલે તે નિયમિત રીતે લેવું પડે. પોલ પોતે ટેસ્ટોસ્ટેરોન શરૂ કર્યા પછી ભદ્રેજે ઘરડો નથી થયો એમ દઢતાપૂર્વક માને છે.

જુવાની ગયા પછીની જિંદગી માણસને પોતાને, તેનાં સગાંવહાલાંને, તેના સમાજને ભારરૂપ છે. એટલે કેવળ આવરદા વધાર્યે કંઈ વળવાનું નથી. એની સાથે સાથે જુવાની લાંબી મુદત સુધી ટકે એ બહુ અગત્યનું છે. આપણે આશા રાખીએ કે થોડા વખતમાં અજર બનવાનું રહસ્ય માનવીને હાથ આવશે.

ત્યાં સુધી તો વેદમાં પ્રાર્થ્યું છે એવી ભાવના સેવવાની જ રહી કે

भद्रं कर्णेभिः शृणुयाम देवाः
भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरंगैस्तुष्टुवांसस्तनूभिः
व्यशेम देवहितं यदायुः ॥

---

અમદાવાદ મેડિકલ સોસાયટી સમક્ષ તા. ૧-૨-૧૯૫૫ના રોજ અંગ્રેજીમાં આપેલા ભાષણ ઉપરથી.

# બેન મને

પ્રેમશંકર હ. ભટ્ટ

[ ઢાળ ]

બેન મને રાત આખી નીંદરડી ના'વી;
કોક બોલાવે સાદ પાડી પાડી,
કોક મને,
હરિ મને,
બેન મને બોલાવે સાદ પાડી પાડી,
આજ મને રાત આખી નીંદરડી ના'વી. .... બેન મને૦

અષાઢી મેઘલે સૂતી જગાડી,
મહુવર સો સામટાં મીઠાં વગાડી;
રૂમઝુમતી વીજ રૂપ એનું ઝબકાવી,
ઉજાળે હૈયાની સૂની મારી અટારી. .... બેન મને૦

નદીયુંનાં નીર હેતાં દોડ્યું ઉતાવળી,
મારાં જંપેલાં સોણલાં જગાડી;
પ્યાસુંનાં પારણુંને ઝોલે ચડાવી,
મારાં મનડાંને મોહની લગાડી. .... બેન મને૦

ભણકારા સાંભળીને જાગી બેબાકળી,
ઢૂંઢું શેરી ને સીમ કાળી કાળી;
પગલાં ન ક્યાંય ક્યાંય આછી એંધાણી;
ભૂલી હું ભાનસાન ઘેલી પાટરાણી ! ... બેન મને.

# પશ્ચિમનું પુનર્દર્શન

સરોજિની મહેતા એમ. એ.

## નોર્વે [ચાલુ]

**શો**નિયા ફ્યોર્ડમાં બપોર સુધી સ્ટીમરમાં મુસાફરી કરી બાલહોમ નામના ગામમાં ઊતર્યાં. હોટેલ ક્વિંસ્ના નામની હોટેલમાં મુકામ કર્યો. વરસાદ પડતો હતો એટલે બહાર ફરવા જવાય એમ નહોતું. પણ હોટેલના બેઠકખાનાનો ઓરડો કાચની ભીંતો રાખી અંદર ફૂલનાં કૂંડાં ગોઠવી એવો સરસ બનાવેલો હતો કે જાણે બગીચામાં બેઠાં હોઈએ એમ જ લાગે. અમારા સિવાય માત્ર એક અમેરિકન દંપતી હોટેલમાં રહેતાં હતાં. પુરુષ વકીલ હતો. સ્ત્રી પહેલાં શિક્ષિકા હતી પણ હવે ધંધો છોડી દીધો હતો. છતાં અભ્યાસનો શોખ ગયો નહોતો. વૃદ્ધાવસ્થાને આરે પહોંચેલી તો પણ એ એક 'થીસીસ' લખવામાં રોકાઈ હતી, અને તે યુનિવર્સિટીને આપી પીએચ. ડી.ની ડિગ્રી મેળવવા ઉમેદ રાખતી હતી.

બાલહોમમાં લાંબી ફરવાની સડકો બહુ મનોહર છે. વરસાદ જરા ધીમો પડે કે અમે ફરવા નીકળી પડતાં. સોનિયા ફ્યોર્ડને કિનારે અને અંદરના ભાગમાં પણ ઘણા લાંબા રસ્તા છે. આ ગામમાં કલાકારો—ચિત્રકારો અને શિલ્પી—ઘણા રહે છે, જેમાંનો એક માજી કૈસરનો ગાઢ મિત્ર હતો.

બાલહોમમાં બે દિવસ ગાળી અમે બાર વાગ્યાની સ્ટીમરમાં નીકળી ત્રણેક વાગે વાઈકહામ નામને ગામે પહોંચ્યાં. એક હોટેલમાં ચા પીવા ગયાં ત્યાં હોટેલની માલિક વૃદ્ધ બાઈ અને તેનો છોકરો આવીને વાતો કરવા બેઠાં. બન્ને અંગ્રેજી જાણતાં હતાં. નોર્વેનાં નાનામાં નાના ગામમાં પણ અમને કદી ભાષાની મુશ્કેલી પડી નથી.

વાઈકહામથી ચાર વાગે નીકળનારી મોટર બસમાં અમે લોએન જવા નીકળ્યાં. પહાડોની વચમાં થઈ રસ્તો કાઢેલો હતો. પ્રદેશ સુંદર હોય તેમાં નોર્વેમાં નવાઈ જ નહિ—ન હોય તો જ નવાઈ. રસ્તામાં નાના ગામમાં એક હોટેલ આગળ મોટર ઊભી રાખી બધાં જરા પગ છૂટા કરવા નીચે ઊતર્યાં. હોટેલની માલિકબાઈ બહાર આવી અમારી સાથે વાતો કરતી હતી ત્યાં એક વૃદ્ધ માણસ આવીને પોતાની ભાષામાં કાંઈ પૂછવા મંડ્યો. બાઈએ એને ના કહી વિદાય કર્યો. પછી અમને સમજાવ્યું કે ન સુધરે તેવા દારૂડિયાઓને નોર્વેજિયન સરકાર એકાંત પ્રદેશમાં મોકલી દે છે. એને રહેવા ખાવાનો બંદોબસ્ત સરકાર તરફથી થાય છે; એકાંત પ્રદેશમાં દારૂ મળે જ નહિ એટલે ટેવ એની મેળે જ જતી રહે છે. જે થોડી છૂટીછવાઈ હોટેલો આસપાસ હોય તેમના માલિકોને સરકાર તરફથી સખત તાકીદ મળે છે કે અમુક માણસોને દારૂ આપવો નહિ. એ રીતે જેલમાં મોકલ્યા સિવાય કુદરત સમીપ રાખીને જ આ લત છોડાવવામાં આવે છે.

સાડા પાંચ કલાક સુધી નોર્વેનું શ્રેષ્ઠ સૌંદર્ય નિહાળતાં રાતે પોણા દસે લોએન આવી પહોંચ્યાં. રાતના અંધારાનો તો સવાલ હતો જ નહિ. લો નદીને કિનારે આવેલી હોટેલ અલેક્ઝાંડ્રામાં અમે ગયાં.

બીજે દિવસે સવારે પ્રખ્યાત ફ્રેનડાલ્સ ગ્લેશીયર જોવા નીકળ્યાં. લોએન સરોવરને કાંઠે કાંઠે રસ્તો કરેલો હતો. એક તરફ રંગરંગીત ફૂલોથી છવાયેલો પર્વત, અને બીજી બાજુ સરોવરનાં નીલ ગંભીર જળ, એવે રસ્તે મોટર ચાલી જતી હતી. આકાશમાંથી જ્યારે હિમ (snow)ની વૃષ્ટિ થાય છે ત્યારે તે રૂ જેવું પોચું હોય છે. પણ તે પહાડની કંદરાઓની વચ્ચે ભરાઈ જઈ એકઠું થવા જ કરે ત્યારે કઠણ બરફ થઇ જઈ તેનો પહાડ બને છે, તે ગ્લેશીયર.

આ ગ્લેશીયરના તળિયાનું પાણી ટપકી નદી નીકળે છે. ત્યાં પોલાણ થઈ જઈ મોટી ગુફા બની ગઇ છે. તહીની વચ્ચે વચ્ચે પડેલા પથરા ઉપર ચાલતાં ચાલતાં અમે એની છેક નજીક જઈ ઊભાં રહ્યાં. શું પ્રકૃતિનું રુદ્ર સ્વરૂપ! બે મોટા પહાડની વચ્ચે ઉભેલો વિરાટકાય હિમરાશિ!. राशीभूतः प्रतिदिनमिव त्र्यम्बकस्याट्टहासः* એ કાલિદાસના શબ્દોનું મૂર્તસ્વરૂપે દર્શન કર્યું. પ્રકૃતિનું એક વિરાટદર્શન વીસુવિયસના જ્વાળામુખી સમક્ષ કર્યું હતું — એ ઉગ્ર અને ભયાનક; બીજું અહીં આ ફ્રેનડાલ્સ ગ્લેશીયર સમક્ષ કર્યું — એ શીતળ તો યે રૂદ્ર! વીસુવિયસમાં ગના ભયંકર ધડાકા કરતાં યે અહીંની નીરવ સ્તબ્ધતા વધારે બિભીષણ લાગતી હતી. અને છતાં યે ગ્લેશીયર પરથી નજર ખસેડવાનું મન જ ન થાય!

અમારે આ વિરાટદર્શન ખૂબ ધરાઈને કરવું હતું. પણ રૂદ્રના ભક્તોની ઈંદ્ર રાજાને ઈર્ષ્યા થઈ હોય તેમ વરસાદ તૂટી પડ્યો. ચારે તરફ હિમેગર્ભા ગિરિશિખરો, સામો આ ભીષણ ગ્લેશીયર, પગ નીચે બરફ જેવી ઠંડી નદી, એ સર્વને લીધે ઉનાળામાં પણ ટાઢ તો વાતી જ હતી ત્યાં વરસાદે અમને પલાળી દઈ પૂરું કર્યું. થરથર ધ્રૂજતાં અમે દોડીને મોટરમાં બેસી ગયાં. વરસાદનું જોર એટલું હતું કે રસ્તો પણ મુશ્કેલીથી દેખાતો હતો. જો ડ્રાઈવરની સહેજ ગફલત થાય તો સાંકડા-લપસણા રસ્તા ઉપરથી સરી જઇ મોટર સીધી સરોવરમાં જ પડે. પણ અમારો ડ્રાઇવર કુશળ હતો. સંભાળથી મોટર ચલાવી અમને સહીસલામત હોટેલમાં ઉતાર્યાં. તરબોળ થઈ ગયેલાં કપડાં બદલી અમે નીચે બેઠકના ખંડમાં જઈ બેઠાં. ભીંતની સગડીમાં સળગાવેલા દેવતા પાસે જઈ, બાલહોમમાં મળેલાં અમેરિકન દંપતી અહીં આવ્યાં હતાં તેમની સાથે અને બીજાં અંગ્રેજી જાણનાર મુસાફરોની સાથે વાતો કરતાં કરતાં ટાઢ ઉડાડી.

બીજે દિવસે સવારે અમે લોએનથી નીકળ્યાં. થોડે ગયાં પછી અદ્ભુત હિમનો પ્રદેશ આવ્યો. રસ્તાની બન્ને બાજુએ હિમનાં મેદાન. પાણી ટપકી ટપકીને તેમજ પવનની લહેરોથી એમાં ચિત્રવિચિત્ર આકૃતિઓ પડી ગયેલી. વધારે આગળ જતાં સાંકડો રસ્તો આવ્યો. ત્યાં તો હિમ સિવાય કશું દેખાતું જ નહોતું. બે બાજુએ ઊંચી ભેખડો; તે પણ બરફથી છવાયેલી અને રસ્તા પર પણ થરના થર. મોટર સરી ના પડે માટે બે પૈડાં જેટલી જગા સાફ કરી લીટી પાડેલી. બાકી શ્વેત હિમ સિવાય બીજી કોઇ ચીજનાં દર્શન જ ના થાય! આવો સર્વત્ર હિમમય પ્રદેશ સ્વિટ્ઝરલેન્ડમાં યુંગફ્રાઉના શિખર પર જોએલો તે આજે ચૌદ વરસે ફરી જોયો. મોટર ઊભી રાખી હિમમય પ્રદેશનું સૌંદર્ય પીવાય તેટલું પીધું.

---

* "ત્ર્યમ્બક [મહાદેવ]નું અટ્ટહાસ્ય પ્રતિદિન એકઠું થઈ જાણે આ મોટા રાશિરૂપ બન્યું છે.—મેઘદૂત.

બપોરે એક વાગે ક્લાટકી નામની જગા આવી. નાની સરખી હોટેલ સિવાય કંઈ વસ્તી નહોતી. રસ્તામાં હતો તે કરતાં બરફ સહેજ ઓછો થયો હતો. પણ ચારે તરફ જ્યાં જોઈએ ત્યાં એનાં દર્શન તો થાય જ. ઠેકાણે ઠેકાણે હિમ જામી જઈ બનેલા ગોળ ગોળ ટેકરા બનેલા હતા. એક મોટું સરોવર હતું તેની આખી સપાટી ઉપર જામેલું પાતળું પડ તરતું હતું. એક ઠેકાણે બરફના ટેકરામાં ઊંડા ખાડા પડેલા હોય ત્યાં ત્યાં આસમાની રંગનો બરફ દેખાતો હતો. અમે કુતૂહલથી ઘણી ગુફાઓ તથા ટેકરા પર ચડી લાકડીથી ખોદી જોયું. પણ બહાર નીકળેલા છૂટા કણ તો સફેદ જ હતા. જમા થયે એ ઘટ્ટ થયેલ હોવાથી પ્રકૃતિના કોઈ નિયમ મુજબ આસમાની રંગ દેખાતો હતો.

મુસાફરો પાસેથી રાતના ભોજનની વરદી લઈ, હોટેલની એક છોકરી પાસે કોદાળી લઈ બહાર આંગણામાં ગઈ. અમને નવાઈ લાગી કે અત્યારે આવા હિમમાં એતરમાં શું બાગકામ કરવા જતી હશે! અમે પાછળ જઈ જોયું તો આંગણામાં એક જગાએ નિશાની તરીકે લાકડી ખોસેલી ત્યાં એણે કોદાળીથી બરફ ખોદ્યો ને ઢાંકણ પાવડાથી ઉલેચી નાખ્યો ને અંદરના ખાડામાંથી બરફમાં દટાયેલી માછલી કાઢી! માછલી બગડી ન જાય માટે આ કુદરતી 'ફ્રીજીડેર'માં રાખી હતી!

આટલી લાંબી મુસાફરીમાં આ હોટેલ પહેલી જ એવી હતી કે જેમાં વીજળીના દીવા નહોતા. ઘણે વખતે ઘાસલેટના દીવા અને મીણબત્તીનાં દર્શન થયાં. ઓરડામાં બેઠેલી સગડીને બદલે લોખંડના ઊભા સ્ટવ હતા. તેમાં બાળવા માટે લાકડાંની નાની નાની ચીપો જેવી થાણીઓ પાસે મૂકી રાખેલી.

હવે મધરાતના સૂર્યના પ્રદેશમાં જવું કે નહિ તે પ્રશ્ન હતો. આટલે સુધી આવ્યાં તો દુનિયાનું એ અપૂર્વ દૃશ્ય પણ જોવું એમ એક તરફથી વિચાર આવતો હતો. બીજી બાજુ વરસાદ આમારી પાછળ લાગ્યો હતો. નોર્ડકેપ જ્યાંથી મધરાતના સૂર્યનાં દર્શન થાય છે ત્યાં જતાં આવતાં પાંચેક દિવસ નીકળી જાય. એટલો વખત ગાળીને જઈએ ને ત્યાં પણ વરસાદ હોય તો આમારો ફેરો ફોગટ જાય. ઘણાએ મુસાફરોને આ પ્રમાણે જોયા વગર જ પાછાં આવવું પડે છે કારણ કે ત્યાં વરસાદ ને વાદળાં બહુ રહે છે. આખરે એમ ઠરાવ્યું કે સવારમાં જો આકાશ ચોખ્ખું હોય તો જવું.

સવારમાં વાદળાં તો બહુ નહોતાં. પણ જે હતાં તેમાંથી હિમની ઝીણી ઝીણી ફોતરી જેવી રૂના જેવા ગાભા નીચે જવાનું માંડી વાળ્યું. વહેલી સવારની મોટરમાં બેસી પાછાં ઓસ્લો જવા નીકળ્યાં. ઓટા નામના ગામ સુધી મોટરમાં આવ્યાં. ઘીમે ઘીમે

જમ્યાં પછી રાતના અજવાળાની મોજ માણવા અમે બહાર જવા નીચે ઊતરતાં હતાં ત્યાં પહેલે માળે દાદર પાસેના ઓરડામાં ઉઘાડા બારણા સામે હિન્દુસ્તાનના એક મોટા રાજ્યના રાજવી બેઠા હતા. એમને સ્વદેશ બંધુઓને મોઢું બતાવવા ઇચ્છા નહિ હોય એટલે અમને જોઈ તરત બારણું બંધ કરાવ્યું. બહાર એક બેગ પડેલી હતી તેના ઉપરના અક્ષરો જોતાં જ ખાત્રી થઈ કે અમે ધારેલા તે જ રાજા હતા. નીચે હોટેલવાળી બાઈને પૂછતાં તેણે કહ્યું કે એ ગૃહસ્થ ખરું નામ આપવા માગતા નથી, હોટેલમાં પણ આપ્યું નથી. અમે તેને કહ્યું કે તને ખબર નથી કે તે નોર્વેના રાજા કરતાં અનેક ગણા શ્રીમંત રાજા તરીકે મહેમાન છે ત્યારે એ તો આભી જ થઈ ગઈ! અમે વાત કરતાં હતાં ત્યાં હિઝ હાઈનેસ રાજાનો રસાલો નીચે આવ્યો ને હોટેલ છોડી ગયાં. સાથે એક આધેડ ઉંમરની અંગ્રેજ બાઈ હતી જેની સાથે પાછળથી એ રાજાએ લગ્ન કર્યું હતું.

*

[ આ પછી, 'પ્રસ્થાન' ૨૦૦૩ જેઠ અંકના પૃ. ૯૫ ઉપર છપાયેલ—પહેલી ફુદડી પછી છપાયેલ—"મેં. થામર્સ્ટાકને કાગળ લખીને ખબર આપેલી કે....." ત્યાંથી તે પૃ. ૯૬ આખું સુધીનો ભાગ, ચરતચૂકથી છપાઈ ગયો છે તેનું અનુસંધાન છે. તે પછી વાંચો: ]

*

## હેમબર્ગ [ જર્મની ]

સવારના દસ વાગે જર્મનીનું હેમબર્ગ સ્ટેશન આવ્યું. ઉદ્યોગપ્રધાન દેશ આવ્યો એટલે માનવકૃતિનું વિરાટ સ્વરૂપ નજરે પડ્યું—ગંજાવર સ્ટેશન, વિશાળ રસ્તા, આભને અડકતાં મકાનો. નોર્વેના અંદરના પ્રદેશનાં નૈસર્ગિક સૌંદર્ય કરતાં તદ્દન જુદાં જ દશ્યો જોવામાં આવ્યાં.

સ્ટેશન સામે જ. ફુર્સ્ટ બિસ્માર્ક નામની હોટેલમાં ગયાં. ચોવીસ કલાકની મુસાફરીથી થાકેલાં હોવાથી બપોરે તો આરામ કર્યો. સાંજના પાંચેક વાગે સામેના ચોગાનમાંથી નીકળતી બસમાં 'રૂન્ડફાર્ટ' (નગરચર્યા) કરવા નીકળ્યાં.

હેમબર્ગ જર્મનીનું માત્ર બર્લિનથી જ ઊતરતું બીજા નંબરનું શહેર છે. અને આખી દુનિયામાં ન્યુયોર્ક અને લંડનથી ઊતરતું ત્રીજા નંબરનું બંદર છે. યંત્રપ્રધાન દેશનું આવડું મોટું શહેર અને વળી બંદર હોવા છતાં હેમબર્ગ બહુ રળિયામણું છે. એલ્બ નદીના જમણા કાંઠા પર શહેર વસ્યું છે. શહેર અતિપ્રાચીન છે. પણ ઈ. સ. ૧૮૪૨માં મોટી આગ લાગવાથી જૂનાં મકાનો લગભગ સદંતર નાશ પામ્યાં હતાં. નવા શહેરની રચના બહુ સરસ કરી છે અને તેથી શહેરનો દેખાવ ખૂબ ભવ્ય લાગે છે. ચિત્રસંગ્રહો અને બીજાં સંગ્રહસ્થાનોનો પાર નથી. ઝુઓલોજિકલ ગાર્ડન આખા જર્મનીમાં શ્રેષ્ઠ છે.

મધ્યભાગમાં બિનેન—આલ્સ્ટર નામના સરોવર સાથે એલ્બ નદીના ફાંટાનો સંગમ થાય છે. તેની આસપાસ મોટી દુકાનો, હોટેલો, આકર્ષક રેસ્ટોરાં વગેરે શોભી રહ્યાં છે. જર્મન લોકો પોતાના દેશને 'માતૃભૂમિ' નહિ પણ 'પિતૃભૂમિ' (ફાટરલેન્ડ) કહે છે. બર્લિનમાં જેમ 'ફાટરલેન્ડ' નામનું બહુ સરસ રેસ્ટોરાં છે તેમ અહીં પણ બિનેન—આલ્સ્ટરના કિનારા પાસે એ જ નામનું રેસ્ટોરાં છે. રોજ સાંજે ત્યાં વિવિધ પ્રકારનું સંગીત થાય છે અને લોકો તેની મોજ માણતાં સુંદર ભોજન આરોગે છે. ફ્રેંચ અને ઇટાલિયન રાંધણકળા પ્રખ્યાત છે પણ જર્મનીની પણ બહુ સરસ છે.

એલ્બ નદીની બીજી બાજુ પણ શહેરનો વિસ્તાર છે. ત્યાં જવા માટે નદીની નીચેથી સુરંગ ખોદી છે. રસ્તા ઉપરથી નીચે સુરંગના મોઢા આગળ જવા માટે છ પ્રચંડ લિફ્ટ રાખ્યાં છે. બે લિફ્ટ ફક્ત માણસો માટે છે. બાકીનાં ચારમાં વચ્ચે મોટરો ઊભી રહે અને આસપાસ લાકડાના ફુટપાથ ઉપર માણસો ઊભાં રહે એવી ગોઠવણ છે. જર્મન લોકોનું એ અભિમાન છે કે અમારે ત્યાં બધું Gross-વિરાટકાય હોય છે. આનો સાક્ષાત્કાર આ ટનલમાં ઊતરવાનાં લિફ્ટ જોવાથી થાય છે. લંડનમાં અંડર ગ્રાઉન્ડ સ્ટેશન પર જવાનાં પચાસ–સાઠ માણસ સમાવે તેવાં લિફ્ટ આપણને મોટાં લાગે છે. પણ પાંચ સાત મોટરો અને સવાસો–દોઢસો માણસોને સામટાં સમાવી દેનારાં આ જર્મન લિફ્ટ આગળ એમનો શો હિસાબ ! આ સુરંગમાંથી દરરોજ પચાસેક હજાર માણસો, આશી દસ હજાર સાઇકલો અને સાત આઠ હજાર મોટરો પસાર થાય છે !

રસ્તામાં એક ' ચિલિ હાઉસ ' નામનું મકાન બોમ્બિયાએ બનાવ્યું. જર્મનીમાં મોટામાં મોટું મકાન એ ગણાય છે. એનો માલિક દક્ષિણ અમેરિકાના ચિલિ દેશમાં વેપાર કરી ધન કમાણો હતો તેથી આ મકાનનું નામ 'ચિલિ હાઉસ' પાડ્યું છે. મકાનમાં સેંકડો ઓફિસો આવેલી છે અને તેમાં હજારો માણસો કામ કરે છે.

બીજે દિવસે સવારે હેમબર્ગથી અમે હોલેન્ડ જવા નીકળ્યાં. હેમબર્ગના વિશાળ સ્ટેશનેથી રોજની સાતસેં ટ્રેનો જર્મનીના અને યુરોપના જુદા જુદા ભાગોમાં જવા નીકળે છે !!!

અમારા ડબ્બામાં એક અંગ્રેજ હતો. વેપાર માટે જર્મની આવ્યો હતો. સામાન્ય ઇંગ્લીશમેન જેવો અતડો ન હોવાથી તેણે અમારી સાથે વાત કરવા માંડી. " મારો વેપાર જર્મનીમાં છે પણ મને જર્મન ભાષા આવડતી નથી. પણ બીજા અંગ્રેજો માફક હું પારકી ભાષા ન જાણવામાં અભિમાન ધરાવતો નથી, ઊલટો શરમાઉં છું. અંગ્રેજ જ્યાં જાય ત્યાં ઊંચે આસને બેસી "તમે બધા અંગ્રેજ નથી તે માટે બહુ દિલગીર છું" એવી ભાવના રાખે છે, એ જ એની મોટી ખામી છે. પોતાના દેશબંધુઓના સ્વભાવનું એણે સાચું નિરીક્ષણ કર્યું હતું. હિન્દુસ્તાનની રાજકીય પરિસ્થિતિ, આર્થિક ઉન્નતિ વિષે ઘણીએક ચર્ચા અમારી સાથે કરી. સામાન્ય અંગ્રેજો માફક એ વિષયોમાં આપણા લોકોનું દષ્ટિબિન્દુ એણે જાણેલું જ નહિ. અમારી સાથેની વાતચીતથી એ જાણવા મળ્યું તેથી બહુ ખુશી થયો. છૂટા પડવાનું સ્ટેશન આવ્યું ત્યારે, " મને આ ડબ્બામાં બેસવાની પ્રેરણા કરનાર ઈશ્વરનો ઉપકાર માનું છું " એવાં અંગ્રેજના મોઢામાંથી કદી ન નીકળે તેવાં વચન બોલી, વિદાય થયો.

ટ્રેનમાં એક વય દંપતીની પણ ઓળખાણ થઈ. પુરુષ અંગ્રેજી જાણતો હતો અને ખુશી વાતો કરતો હતો. હિન્દુધર્મની પુનર્જન્મની માન્યતા વિષે જાણવાની એને ઘણી ઈચ્છા હતી. મેં કહ્યું કે અમે તો પુનર્જન્મમાં માનતાં નથી. પણ કહો તો માનનારનું દૃષ્ટિબિન્દુ સમજાવીએ. ત્યારે એ કહે કે એના કરતાં કોઈ વખત તક મળે હું એમાં માનનાર પાસેથી જ સમજી લઈશ, કારણ કે તો જ ખરી રીતે સમજવાનું બને.

જર્મની છોડી બીજે દિવસે હોલેન્ડ જવા નીકળ્યાં.

આશ્વ ]

☆

પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ

# લોકમાન્ય તીલકનગર

સ્ટેશન થનારે છે.

માસ્તરપ્લાનમાં આ નગર આવી જાય છે.

નીચેના ફાયદાઓ મળશે:

(૧) ડામરરોડ
(૨) વોટરવર્કસ
(૩) ઇલેક્ટ્રિક
(૪) ગટર
(૫) મ્યુનિ૦ સ્કુલ
(૬) મ્યુ૦ બસ સર્વિસ
(૭) મ્યુ૦ ઇલેકટ્રિક ટ્રામ
(૮) હોસ્પિટલ
(૯) સેનિટેશન
(૧૦) બાગબગીચા વગેરે.

લોકમાન્ય તીલક નગર.

સુઘડ
સાબરમતી
મોટેરા
ચાંદખેડા
કલોલ
આબુરોડ
અમદાવાદ
મણીનગર
ગાંધીબ્રીજ
એલીસબ્રીજ
પશ્ચિમ
અજબપુર

: પ્લોટ મળવાનું ઠેકાણું :

રેવાશંકર હરિશંકર ત્રિવેદી

: મેનેજિંગ ડાયરેકટર :

પટેલ, વકીલ એન્ડ ત્રિવેદીની કું. ૨૪૫૬, ભદ્ર : અમદાવાદ

# ॐ પ્રસ્થાન ॐ

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૬ આઝાદ અંક : ૧૫ મી ઑગસ્ટ ૧૯૪૭ ખાસ અંક


## મુક્તિપ્રભાત


નાથાલાલ દવે


મધુરાં આજ પરોઢે મુક્ત હવાની લહરી આવી.
લાવી અણુમોલી વાત
કે ગઈ અંધારી રાત,
રે મારા દેશે સ્વાધીનતાનું વિકસે પ્રથમ પ્રભાત
રે મન જાગો, નવલાં તેજ ગગનનાં કિરણો વધાવી—મધુરાં૦

ધ્વજ જો લહેરાય ત્રિરંગી,
અમ ચિર યાત્રાનો સંગી
નયનમાં આંજે આશા, પ્રાણે નવલી પ્યાસ જગાવી—મધુરાં૦

પાળો તૂટે આજ પુરાણી
ઝરણુંઓની જાગે વાણી
વહેતાં કલકલ્લોલે તરસી મારી સીમ ભીંજાવી—મધુરાં૦

છલકાય જીવનનાં નવીન જલ,
હવે નવાં ગીતો ને નવી ગઝલ.
અંતર જાગે જોમ, દૂર જૂની જંજીર ફગાવી—મધુરાં૦

ચાલો સાથી ! ચઢિયે કામે,
અપાર ભીષડ મારગ સામે.
ખસેડી કંટક જૂનાં, દઈશું પંથે ફૂલ બિછાવી,
અને વેરાન ભૂમિમાં બાગ નવા દઈશું સરજાવી.—મધુરાં૦

# સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલનો સંદેશો

[ કાચાપોચાને તો કચરી નાખે એવી ભારે જવાબદારીઓભર્યાં અનેક ભગીરથ કાર્યોમાં રોકાયેલા હોવા છતાં, તેમજ આજ તો તેમની મિનિટેમિનિટ દેશકાર્યમાં જ વપરાતી હોવા છતાં, 'પ્રસ્થાન'ના આ આઝાદ અંક માટે આશીર્વાદ તેમજ ગુજરાતને માટે સંદેશો માગતી અમારી વિનંતીને માન આપી, પોતાના અમૂલ્ય સમયમાંથી થોડો સમય કાઢી, તેમણે નીચેનો સંદેશો મોકલી આપ્યો છે તે બદલ, અમો તેઓશ્રીના ઋણી છીએ. —સંચાલક ]

'પ્રસ્થાન'ના વાંચકોને આ સ્વાતંત્ર્ય દિને હું મારી અંતરની શુભેચ્છાઓ મોકલું છું.



આજે જ્યારે આપણે જિંદગીની આશા-અભિલાષાઓ પૂરી થતી નજર સમક્ષ નિહાળી રહ્યાં છીએ તેમ જ સ્વાતંત્ર્ય માટેની આપણી લડતને ગળેલ વિજયમાં ભાગ લેવાનું આપણને સદ્ભાગ્ય સાંપડ્યું છે, ત્યારે સ્વાતંત્ર્યની વેદી પર જિંદગીની આહુતિ આપી ગયેલ દેશભક્તોને શ્રદ્ધાંજલિ આપવાની, આ ધન્ય ઘડીએ, આપણી પહેલી ફરજ છે. મને આશા છે કે આઝાદીના આ આનંદોત્સવમાં આખો દેશ તેમનું સ્મરણ કરશે.

ઈશ્વરનો આભાર કે ગૌરવ અને કીર્તિનો આ અવસર જોવાને આપણે ભાગ્યશાળી થયાં. મહાત્મા ગાંધીજીની પ્રેરક નેતાગીરી હેઠળ આપણી લાંબી, શાંતિભરી અને અહિંસક લડાઈના યશસ્વી અંતને વધાવી લેવાનું તથા તેના ધ્યેય સુધી પહોંચાડવાનું આપણને જે ભાગ્ય પ્રાપ્ત થયું છે તે બદલ આપણે મગરૂર છીએ. એટલું તો કબૂલ કરવું જોઈએ કે જે ધ્યેયને આપણે નજર સમક્ષ રાખ્યું હતું તે હજુ આપણે મેળવી શક્યાં નથી. આમ છતાં પણ એ તો નિઃસંદેહ છે કે દેશનું ભાવિ આપણી ઈચ્છા મુજબ નિર્માણ કરતાં આપણને કોઈ અટકાવી શકે તેમ નથી. આ મહાન ઉપખંડમાં રહેતાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકની સાથે આ અપૂર્વ અવસરની લહાણ લેવા આપણે આઝાદ છીએ એ આપણું ધન્યભાગ્ય છે.

પરંતુ, આનંદના આવેશમાં આપણે આઝાદીની સાથે સાથે, આપણા પર આવી પડેલ મહાન ફરજો અને જવાબદારીઓ ભૂલી ન જોઈએ. અંદરનાં તેમજ બહારનાં પ્રત્યાઘાતી બળો સામે આપણી મોંઘામૂલી આઝાદીનું પ્રાણને ભોગે જતન કરવાની આપણી સૌથી પ્રથમ ફરજ છે. ઉપરાંત, મોટામાં મોટા તથા નાનામાં નાના પ્રજાજનને એક સરખો દરજ્જો મળે, અને મજૂરોને ઉત્પન્નનો વ્યાજબી હિસ્સો મળે—એ આપણે જોવાનું રહેશે; ગામડાંનાં લાખો મજૂરોને

પોતાના પરસેવાનો વ્યાજબી બદલો મળે તે જોવાનું રહેશે; અને સાથે સાથે દેશનાં સર્વ સંતાનોને પૂરતું ખાવાનું મળે, પહેરવા ઓઢવાનું તથા રહેવાનું મળે તેમજ જરૂરી શિક્ષણ મળે તે રીતે દેશની સરકાર પોતાની પ્રાથમિક ફરજ પૂરેપૂરી અદા કરે તે પણ જોવાનું રહેશે. પ્રભુકૃપાથી આપણને આપણા દેશનું ભાવિ આપણે સેવેલા આદર્શો અને આકાંક્ષાઓ મુજબ ઘડવાની અમૂલ્ય તક મળી છે. આ તક જો ચૂકી જઈશું તો તેમાં બીજાની ભૂલ ગણવી નહિ જોઈએ. બેશક, માર્ગમાં પારાવાર મુશ્કેલીઓ અને લગભગ દુર્ગમ અંતરાયો પડેલાં છે, પરંતુ આ બધાને મહાત કરવાનું કામ આપણું છે. આ વિરાટ કાર્યમાં દેશનાં દરેકેદરેક જણની સહાનુભૂતિ અને મદદની જરૂર છે. આ પવિત્ર ફરજ અદા કરવામાં, સ્વાર્થ પ્રપંચો, માંહોમાંહેના મતભેદો અને પૂર્વગ્રહોને બિલકુલ સ્થાન નથી. આ જવાબદારીઓ એટલી તો ગંભીર છે કે અવરોધક બળો, કે વિદ્રોહી હિલચાલોની માઠી અસર તેના ઉપર ન થવી જોઈએ. આપણા વહાલા વતનને લાગેલા ઘણા ઘા રુઝાવવા બાકી છે, ઘણાંયે પીડિત ભાઈબહેનોને દિલાસો અને શાંતિ આપવાનાં હજુ બાકી છે. આ પરોપકારનાં, તેમજ રાષ્ટ્રીય કાર્યમાં કોઈએ પણ સહકાર કે સહાનુ-ભૂતિ આપવામાં જરાપણ આનાકાની કરવાની નહોય; અને સૌએ પોતાનાથી બનતું બધું કરી છૂટવું જોઈએ.

સ્વાભાવિક રીતે જ, આપણાં દિલ જેઓ અત્યાર સુધી આપણાં હતાં અને આપણી સાથે હતાં પરંતુ દેશના ભાગલાને પરિણામે વિખૂટાં પડ્યાં છે—તેમના તરફ વળે છે. જેમણે ઐક્યનાં સ્વપ્નાં સેવેલાં, પણ જેમને ભાગલાની કિંમત ચૂકવવી પડી છે તેમને થયેલ પારાવાર દર્દ અને દુઃખ બહુ ઓછા સમજી શકશે. પરંતુ સરહદ-પારનાં આપણાં સ્વજનોને એવું ન લાગવું જોઈએ કે તેઓ ભુલાઈ ગયાં છે કે ખ્યાલ બહાર છે. તેમનું હિત આપણે કાયમ નજરમાં રાખીશું, તેમના ભાવિમાં આપણે નિરંતર રસ લેતા રહીશું અને આપણે એવી પૂરી આશા અને વિશ્વાસ રાખીએ કે થોડા જ સમયમાં આપણે બધાં ફરીથી એક થઈશું.

આવી ભાવનાઓ સાથે, આજના શુભ દિને, આપણે સૌ દેશસેવા કરવાનો ફરી સંકલ્પ કરીએ.

卐

# ૧૫મી ઑગસ્ટ

ઉમાશંકર જોશી

જે દિવસની અમે રાહ જોતા હતા તે તું છે ? આવ.
જેની ઉષાનો પાલવ ફૂલમલ શહીદોતણા
પવિત્ર રક્તથી થયો રંજિત, તે તું છે ? આવ
જેની પ્રભાતલહેરીમહીં અમ સ્વપ્નભરી
આશાઓનો ખુશ્બો જઈ વસી છે તે તું જ ? આવ.
આવ હે સુદિન અમ મુક્તિતણા !
ઊગેલો જે સૂર્ય આર્ય-ગોત્રો પરે,
ગાયત્રીમંત્રની શુચિ વંદનાને પામેલો જે,
હોમાગ્નિના સુગંધી ધૂપે જે સદા સ્પર્શાયેલો;
સિંધુતટ ઉપરનાં પાતાલ-વિલીન મહા
હરાપ્પા આદિ પ્રાચીન નગરોની અગાશીએ
હાસ્યના ફુવારા નિત્ય ઉડાવી રમેલો જેહ;
કુરુક્ષેત્રમાં ક્યારેક સુભટોનાં ધનુષ્યોના
ટંકારે જાગ્રત થયો, કૈંક વાર ફેલાયેલી
સર્વભક્ષી ખડ્ગજિહ્વાઓ પરે જે નર્તી રહ્યો;
શક હૂણ ક્ષત્રપો ને ગુર્જરોનાં—
અરબો પઠાણો તુર્ક મુગલોનાં—
રેલ્યાં પૂર, તેના મહાતરંગોમાં
ડોલતો આકાશથકી મલકયા કરતો જે હતો;
કૃષ્ણ મહાવીર બુદ્ધ રાજર્ષિ અશોક હર્ષ
અકબરના ખમીર વડે જે તેજસ્વી હતો;
ધૂંધળો રહેલો બે શતક જે,
ધૂંધવાયો પૂરો એક શતક જે,
એ જ કે પ્રકાશવાનો સૂર્ય આજે ?
ઊગે તું નિષ્પ્રભ ભલે આજે મેઘાચ્છન્ન નભે,
પુરુષાર્થના પ્રખર પ્રતાપે મધ્યાહ્ને તારો
દીપો બન્ય તપોદીપ્ત !
હે સુદિન મુક્તિતણા !
રાહ જોતા હતા જેની; તે જ તું આવ્યો છે ? આવ.

'સંસ્કૃતિ'માંથી ]

## નવા રાષ્ટ્રધ્વજને

ફરક ફરક તું મુક્ત હવામાં,
ઝંડા, ઊડ તું ઊંચે વ્યોમ;
અમ મસ્તક પર રહે ફરકતો
જ્યાં લગી નભમાં સૂરજસોમ
[વૃન્દ] ઝંડા, મુક્ત વિહર જગ-વ્યોમ,
સાથી હો તવ સૂરજસોમ! ૧

રહે લહરતો હિમગિરિ પર તું,
ઊડ તું સાગર-તટે વિરાટ,
કૃષ્ણા-રેવા તટે ઊડ તું,
ઊડ તું જાહ્નવી-યમુનાઘાટ!
[વૃન્દ] ઝંડા, મુક્ત વિહર જગ-વ્યોમ,
સાથી હો તવ સૂરજસોમ! ૨

ત્રિરંગી છે તવ છાયા શીળી,
ધર્મચક્ર તવ ઉરે ઉદાર;
અશોકકેરાં સ્વપ્ન ફળે સૌ
સુણાય જ્યાં તવ ઉર-ધબકાર!
[વૃન્દ] ઝંડા, મુક્ત વિહર જગ-વ્યોમ,
સાથી હો તવ સૂરજસોમ! ૩

શહીદનાં શોણિતથી પોષ્યાં
વજ્ર સમાં તવ અણનમ અંગ;
કુદૃષ્ટિ ક્યમ કો વીંધે તુજને?—
મહાબાહુ તું અગ્નિ-તરંગ!
[વૃન્દ] ઝંડા, મુક્ત વિહર જગ-વ્યોમ,
સાથી હો તવ સૂરજસોમ! ૪

જગજનો હો ધ્રુવતારક તું,
તું હો નૂતન જગનો આણ;
ઘોર નિશામાં વિશ્વ-જનોને
બનજે તું શિવ મુક્તિ-ત્રાણ!
[વૃન્દ] ઝંડા, મુક્ત વિહર જગ-વ્યોમ,
સાથી હો તવ સૂરજસોમ! ૫

સ્નેહરશ્મિ

'સંસ્કૃતિ'માંથી ]

## સ્વાધીનોનું ગીત

સ્વાધીન અજય છે ભોમ અમારી,
મુક્ત અજય અમ સરિતા-નીર;
ગિરિગહ્વર ને ખીણ કોતરો,
મુક્ત સદા અમ સાગર-નીર
[વૃન્દ] સ્વાધીન, અમે સ્વાધીન, સદા સ્વાધીન...
અમે સૌ ઉન્નત-શિર;
મુક્ત અજય છે ભોમ અમારી,
મુક્ત અભય અમ વહે સમીર! ૧

વિશાળ ગૌચર ધણ અમ વિહરે,
મત્ત મુક્ત અમ ગોપીગોપ,
જ્યાં ઊગ્યાં ખેતર અમ વિલસે
મુક્ત નમે લહેરંતા રોપ!
[વૃન્દ] સ્વાધીન, અમે સ્વાધીન, સદા સ્વાધીન...૨

સ્વાધીન આ અમ ઘર અહીં ઝૂંપડી,
જ્યાં સ્વાધીન સુખી સંસાર;
મુક્ત જહીં અમ મા વહુ બેટી,
ખેલે મુક્ત જહીં અમ બાળ!
[વૃન્દ] સ્વાધીન, અમે સ્વાધીન, સદા સ્વાધીન...૩

પડે નજર જો પર જે ઝેરી
ખાતી તે અહીં મોત-પછાડ;
ઊભા સંત્રી અમે સદા જ્યાં
હિમગિરિ સરખા માનવ-પહાડ!
[વૃન્દ] સ્વાધીન, અમે સ્વાધીન, સદા સ્વાધીન...૪

દાસ્ય દીનતા અજ્ઞાન કજળો
દૂખી અમને રુદ્ર સમાન!
પુત્ર અમે સૌ ભોમતણાં આ,
અજય મુક્ત નિર્ભય બળવાન!
[વૃન્દ] સ્વાધીન, અમે સ્વાધીન, સદા સ્વાધીન...૫

વન્દન હો આ મુક્ત હવાને,
વન્દન હો તુજને મા-ભોમ!
અમો જીવતાં મુક્ત શું નિત હો!—
મુક્ત નભે અમ સૂરજસોમ!
[વૃન્દ] સ્વાધીન, અમે સ્વાધીન, સદા સ્વાધીન,
અમે સૌ ઉન્નત-શિર;
મુક્ત અજય છે ભોમ અમારી,
મુક્ત અભય અમ વહે સમીર! ૬

સ્નેહરશ્મિ

'સંસ્કૃતિ'માંથી ]

# ૧૫મી ઑગસ્ટ: ૧૯૪૭

## મુક્તિનું આગમન

'ક્ષિતિજ'

[ ઝુલણા છંદ ]

દિવ્ય, મંગલમયી, શુભ્ર, વરદાયિની,
　　ત્રિપુંજપટ ધારિણી, ભરતલેગી,
કનક કુંડલવતી, સ્મિતમુખ મલપતી,
　　મલકતી, ચમકતી, મુક્તિ આવે...૧

શું થયે દૂર વર્ષો થયાં નેહું, તે
　　સાંભરી આંખમાં અશ્રુ લાવી
ઘોર અંધાર ઘેર્યાં સમામાં ઝાંખી
　　તાહરી વાટડી કૈંક જોઈ...૨

તાહરે કાજ કેવા ઉધામા કર્યા?
　　રાતદિન કષ્ટ કેવાં ઉઠાવ્યાં?
તમ તણે કાજ હે, મુક્તિ! ઓવારણી,
　　મસ્તકો કૈંકનાં કુલ કીધાં...૩

દિલ્હીના તખ્ત કાજે લડ્યા કૈં વીરો,
　　ધાખડયો બહાદુરો મર્દ સાંગે,
લક્ષ્મી, નાના, અને તાતીયા, બાજીરો
　　મસ્તને મેલિયા મુક્તિ કાજે...૪

બેડીઓ ખખડી તિલક સંકલ્પન કરે,
　　બોઝ ખુદીરામ સ્વરાજે સીધાવ્યા
ભગતસિંહ વીર, સુખદેવ ને જતિનની
　　ચેહ જ્યાં ભડભડી મુક્તિ કાજે...૫

કેસરી વેશમાં સજ્જ થઈ, રંગમાં,
　　વીર રમખાં ઘુમી યુદ્ધ માંહિ,
હાક વાગી જયહો દેશસેવા તણી,
　　કૈંક વીરો મર્યા ખંગ સામે...૬

હિંદ આઝાદની ફોજ યોજી કરી,
　　'હિંદ–જય હિંદ' બોલી પુકારી,
કેસરી સિંહની જેમ જે ત્રાટકી,
　　દુશ્મનો સાથ જ્યાં બાથ ભીડી...૭

રટતા આઝાદી દિનરાત ને સ્વપ્નમાં
　　અરિદળે જે ઘુમી ઘાવ દીધા,
માતનો સપુત સૌભાગ્ય આ દાકડો
　　હોય તો, હર્ષ કેવો જણાવે?...૮

રંકડાં દુબળાં હાડપિંજર સમાં,
　　ભારતી માતનાં અશ્રુ લેવા,
માનવીની પશુતા નિહાળી, દ્રવી,
　　આત્મતેજે ઉડાડયા ફુવારા...૯

ખડગ અરિદળ તણું પ્રેમથી તોડીયું,
　　સત્ય ને સ્નેહની ઢાલ ધારી,
દેશ નવનિત ગાંધી રહ્યો ઘુમીને,
　　મુક્તિ! પ્રુજને જ મુક્તિ અપાવી...૧૦

ઘોર જે દુઃખનાં વાદળાં સ્વામજાં
　　માનવી જાત પર જે છવાયાં,
વેદનાઓ તણા ભારથી અંતરો
　　કૈંક વર્ષો થકી અમ તવાયાં...૧૧

ગરલ પીધાં, અને ઝીરવ્યાં ઉર થકી,
　　શોક અંગાર ઘેરા સળગતા,
કૈંક વીરો થયા બલિ મહાયજ્ઞમાં,
　　ભારતી માતને મુક્તિ દેવા...૧૨

દીનતા ગઈ બધી, હીનતા ગઈ બધી,
　　થઈ દહન કાલિમા મુખ પરની,
આજ આ ભારતી અંબનો ચહેરો,
　　સહુ તણા વદનમાં સુરખી છાઈ...૧૩

卐

# યોગેશ્વર અરવિંદ ઘોષનો પ્રેરણાત્મક સંદેશ

[ હિંદના મહાન યોગી અને પોંડિચેરીના યોગાશ્રમના અધિષ્ઠાતા શ્રી અરવિંદ ઘોષે પૂર્વ-જીવનનો ત્યાગ કર્યા પછી પહેલી જ વાર ૧૫મી ઓગસ્ટના આઝાદ દિન અંગે જાહેરપ્રજાજોગો સંદેશો પ્રગટ કર્યો છે તે અહીં નીચે પ્રસિદ્ધ કરતાં અમને આનંદ થાય છે. —સંચાલક ]

**૧૫ મી** ઓગસ્ટ એ હિંદની મુક્તિનો જન્મદિન છે. જૂનો યુગ એ દિવસે પૂરો થાય છે અને નવો યુગ મંડાય છે. એ ફક્ત આપણે માટે જ નહિ પણ સમગ્ર એશિયા અને સમગ્ર દુનિયા માટે હવે ખાસ મહત્ત્વની વસ્તુ છે કેમકે એથી માનવજાતના સામાજિક, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક ભાવિના ઘડતરમાં જે ઘણો મોટો ફાળો આપી શકે એમ છે, એવી એક અતિશક્તિશાળી સત્તા સ્વતંત્ર દેશોના સમૂહમાં સામેલ થાય છે. મારી અંગત વાત કરું તો મને તો એ દિવસ સ્વાભાવિક રીતે જ રૂડો એટલા માટે લાગે છે કે એ મારી વરસગાંઠનો દિવસ ગણીને એને મહત્ત્વ આપનારા એ પ્રતિવર્ષ ઊજવે છે. અને એ રીતે પણ એનું મહત્ત્વ છે. મારા જેવા સાધુજનને તો એમાં મારા જીવનના આરંભ સાથેના કાર્યોમાં ડગલે ને પગલે મને દોરનારી દૈવી શક્તિની પ્રેરણાનો ભાસ થાય છે. બેશક જગતની તમામ હીલચાલો મારા જીવનકાળમાં સફળ થવાની આશા રાખી હતી, એકવાર તો એ મને સ્વપ્નવત્ અને અશક્ય લાગતું હતું, પણ આજે તો લાગે છે કે એ સ્વપ્નાં સાર્થક થતાં જાય છે.

## હિંદની વિશેષતા

આ ઐતિહાસિક સમયપલટાના મહાન પ્રસંગે મને સંદેશો આપવાનું કહેવાયું છે. ભાગ્યે જ કદાચ સંદેશો આપી શકવા જેવી સ્થિતિમાં હું હોઉં છું. હું તો માત્ર મારી બાલ્યાવસ્થામાં ને યુવાવસ્થામાં મેં જે આદર્શો સેવ્યા હતા અને જે આજે સફળ થવાની અણી પર હું જોઈ રહ્યો છું તેની જાહેરાત કરું; કેમકે હિંદની આઝાદી સાથે એ સુસંગત છે, કેમકે હું માનું છું કે હિંદનું ભાવિ કાર્ય એમાં જ છે અને એમાં એ મોખરે રહેવા સર્જાયું પણ છે જ. અને એમ કર્યા વિના એ રહી પણ ન શકે. હું હરદમ માનતો આવ્યો છું, ને માનું છું ને કહું છું પણ ખરો, કે હિંદનું ઉત્થાન એના પોતાના ભૌતિક લાભાર્થે નહિ, તેમ એના પ્રભુત્વ વિસ્તાર માટે કે એની મહત્તા કે સમૃદ્ધિ માટે જ નહિ,—જો કે એના તરફ એણે દુર્લક્ષ તો ન જ કરવું જોઈએ; અને બીજી પ્રજાઓની જેમ બીજા દેશોને આધીન બનાવવા માટે તો બેશક નહિ,—પણ ઈશ્વર પ્રીત્યર્થ તદ્દીય પ્રજાજીવન જીવવા માટે અને સમગ્ર માનવજાતને અને દુનિયાના પરમાર્થના કાર્યમાં મદદ કરવાની આગેવાની લેવા માટે હિંદનું પુનરુત્થાન થઈ રહ્યું છે.

## બાળપણના આદર્શો

આ ઉદ્દેશ ને એ આદર્શ અનુક્રમે આ હતાઃ
હિન્દની. મુક્તિ. ને. એકતાની. પ્રાપ્તિ. પાછી. મુક્તિ. એશિયાની. એ. મુક્તિ. અને. મુક્તિ.

માનવપ્રગતિ અને સંસ્કૃતિમાં એણે મહાન ફાળો આપ્યો તેની પુનરાવર્તન માટે થવી જોઈએ. ઉન્નત અને ઉદાત્ત માનવજીવનનું સર્જન એવા પ્રકારનું હોવું જોઈએ, જેની સર્વાંગી રચના ઘટાવી શકે. એ છૂટક પ્રજાસમૂહો પોતપોતાની હસ્તી સુરક્ષિત રાખીને એકમેક સાથે સંકળાયેલા રહે અને એ રીતે છૂટાના છૂટા અને એમાનાં એમાં રહી શકે એવી એકવિશ્વની રચના કરે. અને એમાં ભારત એના અમૂલ્ય આધ્યાત્મિક વારસાની જગતને ભેટ ધરી શકે અને સમગ્ર માનવજાતને આધ્યાત્મિક નવસર્જનનો માર્ગ બતાવી શકે. અંતમાં, જીવનની ઉદાત્ત ભૂમિકા ઉપર માનવીના આત્મભાનની જાગૃતિ કરનારી એવી નવરચનાને પરિણામે માનવજીવનના ઘણા ગુંચવાયેલા પ્રશ્નોનો ઉકેલ લાવી શકાય. આધુનિક માનવી જ્યારથી વિચાર કરતો થયો છે અને જ્યારથી વ્યક્તિગત પરિપૂર્ણતાનું અને પરિપૂર્ણ સમાજનું સ્વપ્નું સેવતો થયો છે, ત્યારથી એવા ઘણા પ્રશ્નો ઉપસ્થિત થયા પણ છે.

## વિભક્ત હિંદની સલામતી જોખમારો

હિંદ આઝાદ થયું છે, પણ એકતા હાંસલ થઈ નથી. એને ભગ્ન અને કૃત્રિમ મુક્તિ મળી છે. એક વાર તો એમ જ લાગતું હતું કે બ્રિટિશ સત્તા પહેલાંની અંધાધૂંધીમાં આ દેશ હડસેલાઈ જશે ને છિન્નભિન્ન થઈ જશે. હવે એમ લાગે છે કે એ વિનાશના ગર્તમાંથી આપણે બચ્યા છીએ. બંધારણસભાની મક્કમ અને ડહાપણ ભરેલી નીતિને લઈને પછાત વર્ગનો પ્રશ્ન વગર ખટપટે ઉકલી જશે. પણ હિંદુ–મુસ્લિમોના પુરાણા ભેદ વધ્યા છે ને વધારે સખત પણ થયા છે. આશા રાખીએ કે કોંગ્રેસ અને રાષ્ટ્ર એ વસ્તુ-સ્થિતિનું બરોબર તોલન કરશે. નાગરિક જીવનમાં કંઈ ને કંઈ ઉત્પાતો થાય પણ દેશના ભાગલા જવા જ જોઈએ. વધારે ને વધારે સમજપૂર્વક કામ લેવાથી ધીમે ધીમે એ ટાળી શકાશે. સુલેહશાંતિ, સમાન હેતુના ને એકત્રિત કાર્યો વડે અને તેને લગતી પરસ્પર સમજૂતીના કરારો વડે એ થઈ શકશે. એ રીતે એકતા પાછી આવશે. એ કોઈ પણ રૂપે આવે તોયે કશી હરકત નથી. એનું રૂપાંતર થયું હોય તોયે ભલે. એ કંઈ બહુ મહત્ત્વની વસ્તુ નથી. ગમે તેમ પણ ભાગલા તો જવા જ જોઈએ અને જશે. કેમકે ભાગલા ગયા વિના અને એકત્ર હિંદુસ્તાનનું સર્જન થયા વિના હિંદનું ભાવિ જોખમાય, તે વૃથા બની જાય તો પણ નવાઈ ન ગણાય.

## એશિયાની જાગૃતિ

એશિયા જાગ્યું છે. એનો મોટો ભાગ મુક્ત થયો છે, યા થઈ રહ્યો છે. હજી જે ભાગ પરાધીન પડ્યો છે તે પણ મુક્ત થવા મથી રહ્યો છે. માત્ર થોડું જ કરવાનું બાકી રહે છે અને તે આજે કે કાલે થઈ જ જશે, અને એમાં જ હિંદને એનો ફાળો આપવાનો છે. એ કામ એને કુનેહ અને કાબેલિયતથી કરવાનું છે. એણે જે રીતે આરંભ કર્યો છે, તે પરથી પ્રજાઓના સમૂહમાં એનો પાટલો કેમ ક્યાં પડશે તે સિદ્ધ થઈ જાય છે. સમગ્ર માનવજાત એકતાને પંથે પરવરી ચૂકી છે. જો કે અધૂરી પ્રેરણાનો એ પંથ છે, અનેક મુસીબતો વટાવતી એ પગલાં માંડે છે, પણ એને હૈયે હામ છે ને અંતરમાં લગની છે. જો ઇતિહાસના અનુભવ સાચા પડતા હોય તો એમાં સિદ્ધિ સાંપડશે એ નક્કી છે. એમાં પણ હિંદને મોખરે રહેવાનું છે. અને જો હિંદ હવે વિશાળ દૃષ્ટિબિન્દુ અને એવી દક્ષતા દાખવી શકે તો એ ધીમી અને શિથિલ ગતિને ઝાપી વેગ આપી શકે.

કોઈ એવી આફત–અંતરાયો ઊભા કરે યા કર્યું કારવ્યું ધૂળમાં મેળવે. પણ સ્વાભાવિક રીતે માનવતાનું એકત્રીકરણ એ જરૂરી વસ્તુ છે, કુદરતી છે. એના વગર છૂટકો જ નથી. એટલે હવે સિદ્ધિની સફળતાની બાંયધરી વગર સંકોચે કરી શકાય એમ છે, કેમકે એના વિના નાની પ્રજાઓનું છૂટાપણું હવે ભવિષ્યમાં સલામત રહી શકવાનું નથી. અને મોટી ને પ્રબળ પ્રજાઓની સલામતીની પણ ખાતરી નથી જ રહેવાની. હિંદુસ્તાન પોતે જ જો વિભક્ત રહેશે તો એની પોતાની સલામતીની પણ ખાતરી રહેવાની નથી. એટલે બધાના હિતાર્થે, માનવતા સાધવી જોઈએ. કેવળ માનવીની ક્ષુદ્ર વૃત્તિ અને બેવકૂફી ભરેલી સ્વાર્થવૃત્તિ જ એનાંમાં અવરોધ કરવા પ્રેરાય. કેટલીક વાર એમ કહેવાય છે કે સાક્ષાત ભગવાનના પ્રયત્નો પણ એળે જાય છે. એમ હોય તો યે માનવવિકાસનો કુદરતી ક્રમ એકમેક સાથેની હેમક્ષેમની ભાવના જાગૃત કરશે જ. અને ઈશ્વરની ઈચ્છા ને પ્રજાની આકાંક્ષા એ પલટો લાવી શકે, ને રાષ્ટ્રત્વની લાયક દૃષ્ટિને પલટાવી પણ શકે. અને તેમ થતાં એક જ કિરતારનાં સર્જેલાં માનવબાળની ઉદાત્ત ભાવના સમગ્ર માનવજાતિમાં જાગૃત થવા પામે.

## જગતમાં મોખરે રહેશે

જગતને હિંદની આધ્યાત્મિક ભેટ મળતી જાય છે. હિંદનું તેજ યુરોપ અમેરિકામાં દાખલ થતું જાય છે ને વધતું પણ જાય છે. એ ઉત્તરોત્તર વધશે. કાળની વિનાશક ઘડીઓમાં હિંદુસ્તાન તરફ વધારે ને વધારે દૃષ્ટિ ઠરશે જ ઠરશે અને એનો આશરો બધાને મીઠો ને આશાસ્પદ લાગશે. બાકીનું બધું તો મારી અંગત આશાઓ જેવું હું ગણું છું. એ બધા મારા પોતાના આદર્શો છે, પણ હિંદમાં ને પશ્ચિમમાં આદર્શ વ્યાપક થતો જાય છે, એ હું જોઈ રહ્યો છું. મુશ્કેલીઓ ઘણી હશે પણ એ ટાળવી જોઈએ. જો ઈશ્વરની ઈચ્છા હશે તો એ જશે જ જશે. અને એ એકલું હિંદુસ્તાનથી જ ને એના વડે જ થઈ શકશે. એની પ્રેરણા હિંદુસ્તાન કરી શકશે. એનું ક્ષેત્ર ભલે આખું વિશ્વ હોય પણ કેન્દ્ર તો હિંદમાં જ હશે. દોરવણી એની જ હશે. હિંદની આઝાદીના શુભ દિને આ વસ્તુ હું જાહેર કરું છું. એ કેટલું અને ક્યારે સાર્થક થશે તેનો આધાર આઝાદ હિંદની શક્તિ પર રહેશે.

☆

# હિંદની આઝાદીનું ઐતિહાસિક હક્કનામું

**આ** લોકપ્રતિનિધિસભા, હિંદને એવા સ્વતંત્ર સાર્વભૌમ પ્રજાસત્તાક તરીકે જાહેર કરવાનો તથા તેના ભાવિ શાસન માટે એવું એક બંધારણ ઘડવાનો દૃઢ અને પવિત્ર નિરધાર જાહેર કરવાનો ઠરાવ કરે છે કેઃ—

જેમાં અત્યારના બ્રિટિશ હિંદના પ્રદેશો, દેશીરાજ્યોના પ્રદેશો તથા સ્વતંત્ર સાર્વભૌમ હિંદમાં જોડાવા ઇચ્છતા અત્યારના બ્રિટિશ હિંદ અને દેશીરાજ્યોની બહારના તથા ઈતર પ્રદેશોનો એક સંઘ—"યુનિયન" રચવામાં આવશેઃ અને

● જેમાં ઉપર જે પ્રદેશો જણાવવામાં આવેલા છે તે પ્રદેશો અત્યારની સરહદો જાળવતા હોય કે બંધારણસભા તેની સરહદોમાં ફેરફાર કરે કે નક્કી કરે અને તેને બંધારણના ધારા હેઠળ બહાલી મળે તે સમેત આ પ્રદેશો શેષ સત્તાઓ સાથે સ્વશાસિત એકમોનો દરજ્જો પ્રાપ્ત કરશે અને તેને જાળવશે, તથા સંઘને જે કંઈ સત્તાઓ અને જવાબદારીઓ સુપ્રદ કરવામાં આવી હશે અથવા સંઘમાં અંતર્ગત હશે કે તેમાંથી નિષ્પન્ન થતી હશે તે સઘળી સત્તાઓ અને જવાબદારીઓ સિવાયની, સરકાર અને વહીવટને લગતી બધી સત્તાઓ અને જવાબદારીઓ આ પ્રદેશો બજાવશેઃ અને

● જેમાં સાર્વભૌમ સ્વતંત્ર હિંદ, તેના અંગભૂત વિભાગો અને સરકારી સંસ્થાઓના સઘળા અધિકાર અને સત્તા પ્રજા તરફથી મેળવવામાં આવેલાં હશેઃ અને

● જેમાં હિંદની સમગ્ર પ્રજાને સામાજિક, આર્થિક અને રાજકીય ન્યાયની ખાતરી મળશે, સમાન દરજ્જો અને સમાન તક મળશે, કાયદાની સમક્ષ સમાનતા મળશે, કાયદો અને જાહેર નીતિને બાધક ન નીવડે તે રીતે વાણી, વિચાર, માન્યતા, ધર્મપૂજા, ધંધો, સંગઠન અને પ્રવૃત્તિ અંગેની સ્વતંત્રતા મળશેઃ અને

● જેમાં લઘુમતિઓ, પછાતવર્ગો અને તાયફાવાળા વિસ્તારોની કોમો; દલિતવર્ગો તથા પછાતવર્ગો માટે પૂરતી સલામતીઓની જોગવાઈ કરવામાં આવશેઃ અને

● જેમાં પ્રજાસત્તાકના પ્રદેશોની અખંડિતતા અને સંસ્કારી દેશોના કાનૂનો અને ન્યાય અનુસાર જમીન, પાણી અને આકાશ પરત્વે તેના સાર્વભૌમ અધિકારોની જાળવણી કરવામાં આવશેઃ અને

● આ પ્રાચીનભૂમિ વિશ્વમાં પોતાનું હક્કપૂર્વકનું અને ગૌરવભર્યું સ્થાન મેળવશે અને વિશ્વશાંતિ અને માનવતાના હિતને આગળ ધપાવવાની દિશામાં પોતાનો ઐચ્છિક અને સંપૂર્ણ હિસ્સો આપશે.

—આઝાદ હિંદી સંઘની લોકપ્રતિનિધિસભાનો તા. ૨૨મી જાન્યુઆરી ૧૯૪૭ના દિવસે પસાર થયેલો ઠરાવ.

# બંધારણનું મૂલ્યાંકન

શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર

કોઈપણ રાષ્ટ્ર, સમાજ, સંસ્થા અથવા વ્યક્તિને માટે પણ, ઓછા વધતા પ્રમાણમાં પોતાના જીવન અને કાર્ય અંગે નિયમો, ધારાઓ ( Rules & Regulations )ની જરૂર તો હોય જ. અને જીવનનું ધ્યેય આદર્શ જે નક્કી કર્યાં હોય તેને અમલી બનાવવાના હેતુથી એવા નિયમો ઘડવામાં કે પાળવામાં આવે છે એ મુદ્દા વિશે ભાગ્યે જ મતભેદ હોય. છતાં એ નિયમો કે ધારાઓ—જેને આપણે "બંધારણ" ( Constitution ) કહીએ, તેનું સાચું સ્થાન કે મહત્ત્વ શું છે, તે વિશે ઘણાંની કલ્પનાઓ ઝાંખી, અસ્પષ્ટ હોય અગર તો બંધારણનું મૂલ્યાંકન વધારે પડતું થતું હોય એમ મને કેટલાક વખતથી લાગ્યા કરે છે. સંભવ છે કે મારી ભૂલ પણ હોય.

કોઈ પણ નાનું કે મોટું કાર્ય કરવાનું હોય તો તે કાર્યનું સ્વરૂપ ચોકસ જાણી લેવું જોઈએ, નિશ્ચિત કરવું જોઈએ એમાં તો શંકા નથી. પણ તે કાર્ય સિદ્ધ કરવાની પદ્ધતિમાં કેટલી વિગતો અને કેટલે દરજ્જે ચોકસ કરવાની આવશ્યકતા છે તે, અને ચોકસ થઈ શકે તે વિશેનું પ્રમાણ આપણે સાચવી શકતા નથી. તે પ્રમાણ શું હોવું જોઈએ એ સવાલમાં જ બંધારણનું મૂલ્યાંકન સમાએલું છે. રાજદ્વારી, શૈક્ષણિક, સામાજિક વગેરે ગમે તે ક્ષેત્રનું કાર્ય હોય. બંધારણ આવશ્યક છે એ વિશે વાદ નથી. છતાં આવશ્યક બાબતનું પણ સમગ્ર જીવનક્ષેત્રમાં શું મૂલ્ય છે તે આંકવામાં ન આવે તો જરૂરી સાથે બિન-જરૂરી બાબતો ગુંચાઈ જઈ સમય અને શક્તિ વેડફાઈ જવાનો ઘણો સંભવ છે અને તેથી સાચા મૂલ્યાંકનની જરૂર છે.

કાર્ય સિદ્ધ કરવા માટે બંધારણ છે,—કાર્યના કારણે બંધારણ—એ તો દેખીતું છે છતાં આ મૂળ વસ્તુ ભુલાઈ હોય અને "કાર્ય એ જ બંધારણ" અથવા "બંધારણ એ જ સર્વસ્વ" એમ માન્યતા થઈ હોવાનું અનુમાન આપણા એકંદર જાહેર જીવનથી નીકળે છે. અને તેથી આપણી નજર કાર્ય ઉપર ઠરવાને બદલે બંધારણ ઉપર જ ઠરેલી હોવાનું દૃશ્ય જોવામાં આવે છે.

કોઈ પણ કાર્ય કરવા નીકળ્યા કે પ્રથમ બંધારણ ઉપર એટલી લાંબી અને ઝીણવટથી ચર્ચા થાય છે કે ઘણો સમય અને શક્તિ તેમાં જ ખર્ચાઈ કાર્યને માટે બાકી કંઈ રહેતું જ નથી અને સંસ્થાનું અસ્તિત્વ કાર્યમાં નહિ પણ બંધારણના ખરડામાં જ સમાઈ જાય છે — એવી, બંધારણના કાગળમાં કે કાગળ ઉપર પડેલી અસંખ્ય સંસ્થાઓ આપણા દેશમાં પડેલી છે એ કોણ નથી જાણતું! જેનું બંધારણ ઘડાયું છે — જેના પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રીઓ, વિશ્વસ્તો ( Trustees ), કારોબારી મંડળ, બંધારણીય દૃષ્ટિએ અસ્તિત્વમાં છે એવી સંસ્થાઓની સંખ્યા અને કાર્યક્ષેત્રો જોઈએ અને તે ઉપરથી

અનુમાન બાંધવા માગીએ તો આ દેશ દરેક પ્રકારે ઉન્નતિના રોંચે નહિ તો પણ ઝપાટા-ભેર તે માર્ગે જતો હોય તેવો આભાસ થાય. — પણ પ્રત્યક્ષમાં એમ આપણે જોતા નથી ! બીજાં અનેક કારણોમાં "બંધારણનું ખોટું મૂલ્યાંકન" એ પણ એક મહત્ત્વનું કારણ હું તો માનું છું.

. કાર્યનો હેતુ કે આદર્શની સિદ્ધિ માટે બંધારણ એક સાધન છે. સાધન તે જ સિદ્ધિ એમ માનીને કેમ ચાલે ? શુદ્ધ સાત્ત્વિક સિદ્ધિને માટે "સિદ્ધિ અને સાધનો"માં ("Ends & Means") અભેદ હોવો જોઈએ. પણ આ અભેદ શુદ્ધતા અને નીતિ પૂરતો જ હોય — સિદ્ધિના પંથે કૂચ કરવામાં જો અભેદ રાખીએ તો સિદ્ધિ દૂર રહી સાધનોમાં જ ગૂંચવાઈ પડવાના—એવી જ કંઈ પરિસ્થિતિમાં — જેને હું બંધારણનું વમળ કહું — આપણે સપડાયા હોઈએ એવું લાગ્યા કરે છે, નહિ તો આપણા જાહેર જીવનમાં બંધારણીય ઝઘડા, કાનૂની મુદ્દાઓ (points of order) વગેરેનો આટલો બધો પ્રભાવ કેમ જોવામાં આવે ? સંસ્થાઓના હોદ્દેદારોની, કારોબારી-ઓની ચૂંટણીઓ વગેરેમાં ખેંચાતાણી, ઈર્ષ્યા, રાગદ્વેષ વગેરેને શું કામ સ્થાન હોવું જોઈએ ? બંધારણ અને બંધારણની રૂઈએ એના હોદ્દા એ ઉદ્દેશ સિદ્ધ કરવાના, એટલે જ સેવાનાં, સાધનો છે. હોદ્દાઓ એ સાધ્ય નથી, — સાધ્ય અને સાધનો વચ્ચેનો ખરો ભેદ સમજીએ તો હોદ્દાઓ ભારે બોજારૂપ, જવાબદારી લાદનારા છે — કાંટાળા તાજ છે. હોદ્દાઓનો ખરો મોભો તેની સેવાશક્તિમાં છે. કાર્ય કરવું હોય તેને હોદ્દાઓથી મદદ થાય તેનો હું ઇનકાર નથી કરતો. પણ જેને સેવાભાવથી કાર્ય કરવું જ હોય તેને હોદ્દાની શી જરૂર ? ભલે ગમે તે હોદ્દો ભોગવતો હોય — આપણે સેવાભાવથી શક્ય તે કરવું એમ નિશ્ચય હોય તો આપણે કંઈ પણ ન કરી શકીએ તેમ હું માનતો નથી. આપણા કાર્યને પ્રસિદ્ધિ ન મળે — લોકો આપણને ન ઓળખે — ન જાણે — પણ તેથી શું ? આપણી કાર્ય-વૃત્તિ મૂલતઃ આત્મસંતોષ માટે જ હોવી જોઈએ ના ! — આપણે પારકાના કારણે કંઈ થોડું જ કરવા માગીએ ? અમુક રૂપથી આપણા જીવનનો ઉત્તમમાં ઉત્તમ સદુપયોગ આપણે કર્યો એ આત્મસંતોષ જ આપણા કાર્યનું પ્રેરક બળ હોવું જોઈએ. — એ પ્રેરકબળ બંધારણીય મર્યાદામાં જ ખીલી શકે કે આગળ ધપી શકે એવું નથી. એ તો ... બંધારણને અનુકૂળ સ્વરૂપ આપી શકે. — કેમકે સાધ્યના માર્ગે થતી ...રીક્ષા થાય છે અને સાધનો જો આડચણ કરતા કે પૂરા સમર્થ ન ... બદલી કરવામાં આવે છે. અને એમ થાય તો જ પ્રગતિ થઈ ...અનુસાર સાધનો કામચલાઉ અને ત્યાગ કે ફેરફારને પાત્ર છે. કોઈ ... (real) સ્વરૂપ છે.

... કોઈ એમ કહે કે બંધારણની જરૂર જ નથી એમ હું ... આ પ્રાચીનભૂમિ તો છે જ. પણ તેનું મહત્ત્વ કેટલું, તેનું કાર્ય શું, એ જ ... સ્વરૂપ વિશે થોડા વિચારો રજૂ કર્યા છે.

... ઉપરથી જોઈ શકાશે કે ઉત્તમ બંધારણ, આદર્શ ...ઓનો નાશ થઈ શકે; અને ગમે તેટલું અપૂર્ણ કે ખામીવાળું

બંધારણ હોય તો પણ સંસ્થાઓ ખીલી શકે, બંધારણની અસર બિલકુલ નથી એમ નથી, પણ તેની પૂર્ણતા કે અપૂર્ણતા ઉપર જ સંસ્થાના વિકાસ કે નાશનો આધાર નથી. સંસ્થાનું ઉદ્દિષ્ટ ઉચ્ચ અને શુદ્ધ હોય અને કાર્યકર્તાઓ ચારિત્ર્યવાન, સેવાપરાયણ હોય તો બંધારણનું કંઈ જ મહત્ત્વ રહેતું નથી એમ પણ કહી શકાય.— બલ્કે બંધારણ કાર્યને અનુકૂળ એવું સ્વરૂપ, ફેરફારોના કારણે, રૂઢી કે સંકેત ( convention ) પડવાના કારણે લે.

વહેવારુ દાખલો આપવો હોય તો કહું કે ભાગીદારીનો દસ્તાવેજ સરસ રીતે લખાવી શકાય તો સારું — એ વાત સ્વીકાર્યા છતાં પણ આપણે એમ કહી શકીએ કે ભાગીદારીના અંશનો આધાર કેવળ એ દસ્તાવેજ ઉપર છે ? એ તો જે પ્રકારના ભાગીદારો હોય તે ઉપર આધાર રાખે છે. ભાગીદારો પ્રામાણિક હોય, અરસપરસ તેમનો વિશ્વાસ હોય, ધંધાની આવડત હોય તો વિના દસ્તાવેજે વર્ષો સુધી ભાગીદારી ધીકતો ધંધો કરી શકે. અને જો ભાગીદારોનો પરસ્પર વિશ્વાસ ન હોય, દરેક પોતાનો અંગત સ્વાર્થ જ સાધવા પ્રયત્ન કરતો હોય, તો ભાગીદારીનો દસ્તાવેજ કોઈ બાહોશ ધારાશાસ્ત્રીએ કાયદેસર જોઈ સંપૂર્ણ રીતે લખ્યો હોય તેથી કાંઈ એ ભાગીદારી લાંબો કાળ ટકવાની થોડી જ છે ?— જે તત્ત્વ ધંધાદારી ભાગીદારીને લાગુ પડે છે તે જ સર્વત્ર — પછી ભલે એ ક્ષેત્ર રાજદ્વારી હોય કે બીજું કોઈ— લાગુ પડે છે.

બ્રિટિશ પાર્લામેંટ તરફ જુઓ. આખા જગતના વહીવટમાં તેને દરેક ઠેકાણે ગાઢ સંબંધ છે, મહાન સામ્રાજ્ય-( હવે તો એ સામ્રાજ્ય નથી પણ એક સ્વતંત્ર રાજ્યોનો સમૂહ બન્યાનું ( Commonwealth ) કહે છે ) એ પાર્લામેંટ ચલાવે છે—વ્યવસ્થિત રીતે કાર્યક્ષમ રીતે ચલાવે છે—પણ આશ્ચર્યની વાત એ છે કે એનું બંધારણ લેખિત કે ઘડેલું નથી— એટલે કે થોડા કે ઘણા માણસોએ પ્રથમ ભેગા મળી શી રીતે વહીવટ ચલાવવો, શી રીતે ચર્ચાઓ કરવી વગેરેના ધારાધોરણો ઘડી કાઢી પછી તે મુજબ પાર્લામેંટનો કારભાર ચાલે છે એવું નથી. પણ દેશના હિતનો વિચાર કરવા વખતોવખત ભેગા થએલા માણસો પોતાને શું ઉદ્દિષ્ટ સાધ્ય કરવું છે એ સ્પષ્ટ નજર આગળ હંમેશ રાખી ચર્ચાઓ અને નિર્ણયો કરતા અને તે અંગે વખતોવખત જે જે નિયમો કે મર્યાદાઓ અનુભવથી જરૂરી જણાઈ તે તે સમષ્ટિનું હિત તથા વ્યક્તિ સ્વાતંત્ર્યનો સમન્વય કરી નક્કી કરતા ગયા—અને એ રીતે તેમના નિયમો—સંકેતો (Conventions)—અસ્તિત્વમાં આવતા ગયા. તેમાં ફેરફાર થતા ગયા—અને એ રીતે બંધારણ ઊભું થયું અને તેનો વિકાસ થયો. બ્રિટિશ પાર્લામેંટનું બંધારણ (Constitution) એ શબ્દપ્રયોગ રૂઢ નથી પણ " પાર્લામેંટના કામકાજની રૂઢી " (Practice) શબ્દો વધારે રૂઢ છે.

પણ આમાં આશ્ચર્યની વાત નથી. આપણે ત્યાં પણ આ જ પ્રથા હતી અને હજી પણ થોડેઘણે અંશે છે.—આપણા જ્ઞાતિના કે પોળના પંચો કે વેપારી મહાજનો, દેવસ્થાનો વગેરેનાં લેખિત કે ઘડેલાં બંધારણો ક્યાં હતાં ? સમાજમાં ચારિત્ર્યવાન, સેવાભાવી માણસો સંસ્થાના હેતુઓ લક્ષમાં રાખી તે હેતુઓ બર લાવવા વહીવટ ચલાવતા. તેમાં જે પ્રથાઓ બંધાતી તે પ્રથાને વળગી રહેતા. જરૂર જણાયે ફેરફાર કરતા. એ જ એ

સંસ્થાઓનું બંધારણ. જ્યારે વહીવટદારોની વૃત્તિ બદલાઇ ત્યારે ધારાધોરણોની, બંધારણ પહેલેથી ઘડવાની પ્રથા દાખલ થઇ—અને કમનસીબે એમાં દિવસે દિવસે વધારો જ થતો ગયો છે !

ધારાધોરણોની સંખ્યા કે દેખીતી પૂર્ણતા એ માનવતાની પ્રગતિ કે પ્રતિગતિ સૂચવે છે તે એક વિચારવા જેવો પ્રશ્ન છે—ધારાધોરણોની સંખ્યામાં થએલો વધારો સમાજના અનુભવોનું દર્શન કરાવે છે. તેની સાથે માણસોની બદલાએલી કે બદલાતી વૃત્તિનું પણ ભાન કરાવે છે. જો અમદાવાદનો જ દાખલો લઈ તો, ૧૮૬૫ થી આશરે ૧૮૮૫ સુધી અમદાવાદમાં સ્થપાએલી કંપનીઓના ધારાધોરણો ૨–૩ પાનાંમાં જ પૂરાં થતાં — કંપનીનો ઉદ્દેશ; વહીવટદારોને મહેનતાણું; થાપણ, વહીવટની પ્રથા વગેરે મુદ્દાની બાબતો લખાતી. બાકી બાબતો વહીવટદારો અને શેરહોલ્ડરો અરસપરસ સમજી લેતા. આજે ૫૦ કે ૭૫ પાનાંનું બંધારણ અને ખૂબ વિગતોમાં ધારાધોરણો હોય છે — પણ તે ઉપરથી કંપનીઓ અને શેરહોલ્ડરોના અરસપરસ સંબંધો વિશે આપણે માનવતાની વૃત્તિ વધતી ગઇ કે ઘટતી ગઈ તે વિશે શું અનુમાન કાઢવું તે કહેવાની જરૂર નથી. "ઊંટે કર્યા ઢેકડા, તો માણસે કર્યા કાંઠડા" — એ તો જાણીતી કહેવત છે. સ્વ. સર રમણભાઈ ઘણી વખત કહેતાઃ "Fraud is always in advance of law." (છળકપટ હંમેશ કાયદાથી આગળ દોડે છે.) માનવતાની અધોગતિ અટકાવવા અનેક પ્રકારના ધારાધોરણો, અંકુશો, નિયમનોના પ્રયોગ તો વિચારી પુરુષો ચાલુ રાખશે જ — આવશ્યક પણ છે, પણ તેથી સુખની કે આમજનતા માટેની આઝાદીની આશા કેટલે દરજ્જે સફળ થવાની છે કોણ જાણે ? — ખરો માર્ગ તો માણસમાં માણસાઈની વૃત્તિ આવે, પરસ્પર પ્રેમ, સહકાર કરવાની વૃત્તિ થાય, શોષણ કે અન્યાય કરવાની વૃત્તિ નાબૂદ થાય એ જ ખરી આઝાદીનો પંથ છે. તે તરફ આપણા પૈકી દરેક વળે એ જ માનવતાના પાયા ઉપરનું બંધારણ છે — બાકીના કાગળ ઉપરનાં બંધારણો છે. તેની પૂર્ણતા માનવતાની પૂર્ણતા વગર થવાની નથી એટલું જો આપણા ગળે ઊતરે અને વર્તનમાં આવે તો જ આપણે બંધારણનું મૂલ્યાંકન યોગ્ય કર્યું એમ કહી શકાય. અને તેથી જ મહાત્માજીએ કોઈ ઠેકાણે કહ્યું છે કે "maximum of Swaraj with minimum of Goverment" (ઓછામાં ઓછી સરકારી દખલથી જ વધુમાં વધુ સ્વરાજ્ય.)

અમદાવાદ–સેવાકુટિર
તા. ૩, ઓગસ્ટ ૧૯૪૭

卐

# ૧૫મીનું અરુણું પ્રભાત

'પથિક'

> "ઉલ્લાસ અને ઉત્સવ શાનાં?"—ગાંધીજી
> "શાનદાર ઉજવણી કરો"—કોન્ગ્રેસ
> "देखो करो भगवान गरीबोंका तमाशा"—જનતાનો આર્તનાદ

× × ×

"Those who tell us that poverty is the best spur of the artist have not themselves felt the iron of it in their souls. Many of our spiritual possibilities do not get a chance when we live in conditions of sweated labour or acute poverty. Those who live in overcrowded houses, in the midst of dirt and disease, suffering from hunger and cold, may develope a sort of stoic endurance and resignation, but cannot make any creative contributions. Poverty is responsible for diseased bodies and frustrated lives. The inequalities of wealth are a social disease like slavery."

[ **Sir S. Radhakrishnan** : *Religion and Society*, p. 93 ]

× × ×

तानीन्द्रियाणि सकलानि तदेव कर्म सा बुद्धिरप्रतिहता वचनं तदेव ।
अर्थोष्मणा विरहितः पुरुषः स एव त्वन्यः क्षणेन भवतीति विचित्रमेतत् ॥ भर्तृहरि

(શ્રીમંતાઈ હતી તે વખતના જેવી જ અવિકળ ઈન્દ્રિયો આજે છે; એ જ કર્મ છે; એ જ અકુંઠિત બુદ્ધિ છે; વાચાશક્તિ પણ એ જ છે; અને પુરુષ પણ એ જ છે. છતાં, પૈસાની હૂંફ જતી રહેતાં વેંત માણસ જુદો જ બની જાય છે એ કેટલું બધું વિચિત્ર!)

× × ×

## ૧. આઝાદીનું સમાધાન

આજે ભારતવર્ષના ઇતિહાસમાં નૂતન રાજયુગનો આરંભ થાય છે. હજારો વર્ષો સુધી આપણો દેશ રાજા મહારાજાઓની સત્તા અને સ્વચ્છંદ નીચે કચડાતો, અગડાતો, રીબાતો જીવન ગુજારતો હતો તે આજે લોકમાન્ય નેતામંડળના આશ્રરે આવી પડ્યો છે. અશોકથી માંડી ઔરંગઝેબ સુધીના કાળસાગરમાં આપણો સમાજ વિધવિધ પ્રકારનાં રાજ-તરંગો ઉપર નાચી રહ્યો હતો તે આજે લોકશાહીના કિનારે આવીને ઊભો છે. હવે લોક-શાહીના પ્રદેશમાં તેનો પ્રવેશ અને પ્રગતિ કયા દ્વારથી અને કયે રસ્તે થાય છે તે જોવાનું રહ્યું.

પિંજરમાંથી મુક્ત બનતું પંખી જેમ પિંજર તરફ એકાદ વખત સહજ પાછું જોઈ જાય, કેદમાંથી મુક્ત બનતો મનુષ્ય જેમ કેદખાના તરફ એકાદ વખત સહજ નજર નાંખી

લ્યે, તેમ આપણો સમાજ અને સમાજનેતાઓ કદાચ ભૂતકાલીન રાજકારણના સિદ્ધાન્તો તરફ એકાદ વખત ખેંચાઈ જાય તો તેમાં આશ્ચર્ય ન લાગે. પરંતુ આ જુનવાણી પ્રથા પ્રત્યેની ખેંચ લાંબો વખત સ્થાયી ન રહે તેવું નવસર્જન કરવામાં દેશનું હિત સમાયેલું છે.

બ્રિટિશરો હિંદનું રાજકીય મુકાન છોડી રહ્યા છે તે નિર્વિવાદ છે. તેમના સીધા રાજકીય વર્ચસ્વનો અંત આવ્યો છે. પરંતુ, જે કરામતથી દેશના ભાગલા પાડ્યા અને સાંસ્થાનિક દરજ્જો સ્થાપ્યો તે કરામત બ્રિટિશ રાજકર્તાઓને દુનિયાભરના રાજકર્તાઓમાં મુત્સદ્દીગીરીનું પ્રથમ સ્થાન અપાવે તેવી છે. તેમના પંજામાંથી આપણે મુક્તિ મેળવી છે તે કેવળ આપણા રાજકીય પ્રયત્નોનું ફળ છે એ માન્યતા ખોટી છે. મુક્તિનાં કારણોમાં આંતરરાષ્ટ્રિય પરિબળો અને બ્રિટનની યુદ્ધોત્તર નિર્બળતા પ્રધાન સ્થાને ગણાવાં જોઈએ. અલબત્ત, આપણી રાજકીય લડતે–કોન્ગ્રેસની સાઠ વર્ષની લડતે–મુક્તિ સિદ્ધ કરવામાં પોતાનો ફાળો આપ્યો છે. પરંતુ જે ધ્યેય અને આઝાદી માટે આપણે લડ્યા તે ધ્યેય અને આઝાદી સિદ્ધ નથી થયાં તે સૌ કોઈએ સ્વીકારવું જ રહ્યું. સંયુક્ત અને સંપૂર્ણ રીતે આઝાદ હિંદના અમૃતને બદલે પાકિસ્તાન અને સાંસ્થાનિક સ્વરાજનું હળાહળ દિલ્હીના રાજમંથનમાંથી મળ્યું. આથી અભિમાન ધરાવવાનું આપણા માટે સ્થાન નથી. આથી જ ગાંધીજીના અફર, અડગ અને વ્યાપક હૃદયને આઘાત પહોંચ્યો તે સ્વાભાવિક છે. જવાહરલાલનું છૂટર જવી ઊઠયું તે પણ સ્વાભાવિક છે. આ કારણ પરિસ્થિતિ ગાંધીજીને નોઆખાલી જેવા એક ખૂણામાં હડસેલી રહી છે. સ્વરાજનું–રામરાજનું–સ્થાનક સાબરમતી તેમનાથી દૂર દૂર જવા પામ્યું છે.

## ૨. જવાહર લેનીન બનશે ?

ગમે તેમ હો, દેશ એક કદમ આગળ ધર્યો છે. પરદેશની હકૂમતની જંજીર તૂટી છે, જો કે તેની કીંમત ભવને લીધે ભારે આપવી પડી છે. પરદેશી હકૂમતમાંથી મુક્તિ મેળવવાનું એક પગલું આગળ ભરવા જતાં પાકિસ્તાન અને સાંસ્થાનિક દરજ્જાનાં બે પગલાં પાછાં ભરવાં પડ્યાં છે. આવી નીતિ આદરવાના અનેક પ્રસંગ ઇતિહાસમાં અવાર-નવાર આવે છે. પરંતુ જે રાજકીય મુક્તિ સિદ્ધ કરવાના હેતુથી પીછેહઠનાં પગલાં ભરવાં પડ્યાં છે તે મુક્તિ સિદ્ધ થયે ખરી પ્રગતિ સાધવામાં અત્યંત સાવચેતીની જરૂર છે. રાજકીય મુક્તિ પ્રાપ્ત થઈ તે વાત ખરી, પરંતુ આમવર્ગની ભૌતિક, આર્થિક અને સામાજિક સમૃદ્ધિ સિદ્ધ કરવાના સિદ્ધાન્તો અને કાર્યક્રમો પ્રત્યે ઉપેક્ષા કે ઉદાસીનતા પાલવે તેમ નથી.

આપણે પરદેશી સત્તા ખસેડી, પરંતુ મૂડીવાદગ્રસ્ત સમાજરચના ચાલુ રાખી છે, અને દેશી પ્રજાપીડક રાજવીઓને અભયદાન આપ્યાં છે. આ મૂડીસ્તાન અને રાજસ્તાનની બેડી જાળમાં નવા સત્તાધીશો ફસાઈ ન પડે તે માટે પૂરતી કાળજી આવશ્યક છે. જે નેતાઓએ દેશની મુક્તિ પ્રાપ્ત કરી તેને હવે નવું જ કાર્ય કરવાનું છે. દુઃખની વાત છે કે વસ્તુસ્થિતિ વણસતી લાગે છે. જે કાર્યકરોએ દેશની સેવા અર્થે ભેખ લીધો હતા તેમના ઘણાખરાનું માનસ ૧૯૩૭ની સાલથી પલટાવા માંડ્યું છે. પ્રાંતિક સ્વરાજના પ્રથમ પ્રધાનમંડળના

આરોહણકાળથી સત્તા અને ધનપ્રાપ્તિ પ્રત્યેના મોહ અને મદના જે ફુગ્ગા ફૂટવા માંડ્યા હતા તે Interim Governmentની મોસમમાં ફુલ્યાફાલ્યા છે. તે સંબંધી શ્રી જયપ્રકાશ, શ્રી. નરેન્દ્રદેવ વગેરે નેતાઓએ આંગળી ચીંધી છે. પરિવર્તનના ગાળામાં મૂડીપતિઓ અને રાજવીઓ,અમીરો, ઉમરાવો અને જમીનદારો, આપણા નેતાઓના માનસમાં તેમનું સ્વાર્થી વર્ચસ્વ સ્થાપિત કરવા પ્રબળ પ્રયત્નો કરી રહ્યા છે. કિસાન, મજૂર અને આમવર્ગની જાગૃતિ અને વિકાસ રુંધવા અર્થે તેમની કારીગરી પૂર જોસમાં ચાલુ છે. આ કારીગરીના ભોગ અમુક નેતાઓ જાગૃત યા અજાગૃત રીતે બની ગયા છે. પ્રજાનું પ્રાગતિક અને સાત્ત્વિક ઘડતર કરવાને બદલે તકવાદીપણાનો–Opportunism–નો આશરો લેવા તરફનું વલણ સ્પષ્ટ દેખાઈ આવે છે. આ વલણ કેટલું ભયંકર ગણાય ?

"How disastrous is opportunism, which in the sphere of organisation surrenders as helplessly to bourgeois psychology, as uncritically adopts the point of view of bourgeois democracy, and blunts the weapon of the class struggle of the proletariat ! Divided by the rule of anarchic competition in the bourgeois world, ground down by slave labour for capital; constantly thrust back to the '**lower depths**' of utter destitution, *savagery and degeneration*, the proletariat can become, and will inevitably become, an invincible force only when its ideological unity round the principles of Marxism is consolidated by the material unity of an organisation, which unites millions of toilers in the army of the working class.

[**Lenin :** *One Step Forward, Two Steps Back*]

તકવાદખોરીની કરુણ પરિસ્થિતિમાંથી ઉગારવાનું કાર્ય કોના હાથે સિદ્ધ થવાનું નિર્માણ થયું હશે ? જેમ રશિયામાં કેરેન્સ્કી સરકારને ઉખેડી નાખી લેનીને સમાજવાદી સરકારની સ્થાપના કરી તેમ જવાહરલાલ કરશે—કરી શકશે ? કે શ્રી જયપ્રકાશ નારાયણ સરકારી સુકાન પકડી લેશે ? કે સામ્યવાદી નેતાઓ મોખરે આવશે ? કે નવો સંયુક્ત બની મૂડીવાદી સંસ્થાને હંફાવશે ? कालस्य गहना गतिः ॥

## ૩. નવવિધાન

"પાંજરીડાં સઈ નાત ઊઠે ને રૂડકી ભભેરે હાથ,
દુનિયા કેરી દોરવી લીલા દેખે દીનનો નાથ

ભૂખી ડાંસ રૂડકી રે." (સુન્દરમ્, 'કડવી વાણી')

કંગાલિયત અને ગરીબીની નાગચૂડમાં સપડાયેલી આપણા દેશની પરિસ્થિતિ જગજાહેર છે. યુરોપ અને અમેરિકાની પ્રજાઓની આવકના પ્રમાણમાં હિંદી પ્રજાની આવક શૂન્યવત્ છે. એક અમેરિકનની સરેરાશ માસિક આવક રૂા. ૨૦૦) ની આસપાસ છે, જ્યારે એક હિંદીની રૂા. ૫) થી પણ ઓછી છે. આપણે કદાચ કૂદકો મારી રૂા. ૨૦૦) ના આંકડે ન પહોંચી શકીએ, પરંતુ માસિક રૂા. ૩૦–૩૫ સુધી તો થોડા માસમાં પહોંચી જઈએ તે શક્યતા આપણી પ્રજાકીય સરકારની શક્તિ બહાર નથી. આ પ્રમાણે માથાદીઠ દરરોજનો એક રૂપિયો વધે તો દરરોજ ચાળીસ કરોડ રૂપિયાની દેશની આવક વધે. આજે આપણને આ ચાળીસ કરોડ રૂપિયાની દૈનિક ખોટ ખૂંચવી જોઈએ. પરંતુ આપણી તિતિક્ષાની ધાર્મિક વૃત્તિ આપણને સ્થગિત બનાવી રહી છે. મૂડીવાદી ધનકુબેરો, દેશી રાજવીઓ અને પ્રત્યાઘાત માનસી નેતાઓ આ તિતિક્ષાની ભાવનાનો વિકાસ આમવર્ગમાં થાય તે માટે પુષ્કળ કાળજી રાખી રહ્યા છે, અને તે રીતે તેમનાં સ્વાર્થી હિતો સાચી રહ્યા છે. અહિંસાના પરિણામે પાકિસ્તાન ઉદ્ભવ્યું તિતિક્ષાના પરિણામે સામ્યાનિક સ્વરાજ્ય ઉદ્ભવ્યું. આવી ધાર્મિક વૃત્તિની સામે મોરચો માંડતા સામ્યવાદ વિષે શ્રી. રાધાકૃષ્ણન્ કહે છે:—

"Communism need not be identified with a system of violence, irreligion, tyranny and individual suppression. It attacked religion, because religion in the person of its rulers was essentially cautious and conservative, tenacious of the old order and protective of the old rights. When the Marxists say that the State will "**wither away**" they mean that it will "**wither away**" in the sense of an organisation of violence for the purpose of holding down some class"

[**Sir Radhakrishnan : Ibid. p. 99**]

મૂડીવાદ ઉપર આજકાલ એટલા બધા પ્રહાર થવા માંડ્યા છે કે મૂડીદાર વર્ગ તેની સામે રીઢો થઈ ગયો છે. આમવર્ગનું હિત તેની નજરમાં–તેના હૃદયમાં–સ્થાન મેળવી શક્યું નથી. ફક્ત પ્રચારના હેતુથી તેની જીભ પર 'જનકલ્યાણ' શબ્દ પ્રસંગવશાત્ ગણગણી રહે છે. આમવર્ગના મોટા ભાગના શ્રમથી સમૃદ્ધ બનતો મૂડીદારવર્ગ નફાખોરીમાં મસ્ત છે. આ મૂડીદારવર્ગ સંખ્યામાં નાનો હોવા છતાં મહા બળવાન છે. તેનું પરિવર્તન થવું જ જોઈએ. આ પરિવર્તન શાન્તિથી થાય કે ક્રાન્તિથી થાય તે સવાલની છણાવટમાં નૈતિક પર્યેષણા નિરર્થક છે. આર્થિક વિષમતાનાં પરિણામ ભયંકર છે.

"There is a frightful homogeneity about the economic situation in almost all countries. A small minority of the population enjoy the benefits while the large majority suffer from privation, dependence and consequential physical and mental ills. The "**money power**" **in politics is the greatest danger to peace.** Production for profit must be replaced by production for use. It can be done by competent

collective direction. The workers and the peasants cannot be satisfied with the crumbs which fall from the capitalist's table, from their charity, such as old age pensions, health and unemployment insurance, minimum wages. Communism is an attack on the institution of property without human obligations."

[ Sir Radhakrishnan : Ibid, p. 94-95 ]

જો આવી વિશાળ ક્રાન્તિમય દૃષ્ટિથી હવે પ્રગતિ કરવામાં નહિ આવે તો સાઠ વર્ષની તપશ્ચર્યાનું એક મૂલ્યવાન ફળ વેડફાઈ જશે. પંદરમીના સુવર્ણ પ્રભાતની શાનદાર ઉજવણીની પાછળ કરોડો ઝૂંપડીઓ નિરાશાભરી ભભૂકી ઊઠશે. આક્રંદન, વિજળીક રોશની, દમદમાભરી પરેડો અને મસાલાભર્યાં પકવાનો અર્થહીન નીવડશે.

આશા સેવીએ કે પંદરમીના મંગલ પ્રભાતે નૂતન યુગમાં પ્રવેશ કરતો આપણો દેશ સામ્રાજ્યવાદ અને મૂડીવાદનાં અનિષ્ટ તત્ત્વોને ઠોકરે મારી જનસમુદાયની કલ્યાણસિદ્ધિને પંથે પળશે, તદર્થે કોઈપણ પ્રત્યાઘાતી પ્રગતિરોધક વર્ગને દબાવી દેવામાં પાછી પાની નહિ કરે!

सर्वे च सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखभाग्भवेत् ॥

૧૨-૮-૪૭

# આઝાદી આવી

જયન્ત પાઠક

અમારે આંગણે આજે ઉષા આઝાદીની આવી
અમારી મંઝીલે-મકસદ તણી એ રોશની લાવી.
વહાવ્યું ખૂન ખાતર જેહની લાખો શહીદોએ
અમારા મૃત્યુમાં જીવતી અમારી જિન્દગી આવી;
થઈ છે રાત પૂરી : કાયરોની કત્લબાજીની
ઊઠો અપનાવી લો પ્યાલી ગુલાબી 'ચાહ'ની આવી.
નહીં જુલ્મો તણી ઝંઝા, નહીં અન્યાયની આંધી
શિરે સંસારને શીળી ઝરંતી વાદળી આવી.
ગુલામીના ઘુઘવતા સાગરે સપડાયલી કીસ્તી
અમારાં ભાગ્યની આજે સલામત બંદરે આવી.
વધાવી લો ગુલામો : મુલ્કભરના જિન્દગીભૂખ્યા
તમારે આંગણે આજે ઉષા આઝાદીની આવી.

# સ્વાધીનતાને દ્વારે

પ્રો. ભાઈલાલ પ્ર. કોઠારી, એમ. એ.

[ સારંગ ]

આજે સ્વાધીનતાને દ્વારે
એક સાધુ મુક્તિ પુકારે.
આજે સ્વાધીન ભારતબારે
એક સાધુ મુક્તિ પુકારે. આજે૦

એક સવારે આવી એવું
સકોરી વેદના જ્યારે
' ઓ રે અભાગી, ઓ રે નિરાશી,
જાગીશ તું હવે ક્યારે ? ' આજે૦

સૂતેલા પ્રાણોનાં ચેતન ઝળક્યાં
ભારત ઘોર અંધારે
રેલાયાં તેજ નવાં સો કોના
હૈયાંની ધારે ધારે. આજે૦

જાગેલા પ્રાણોની ઝંખના ઝૂલી
આઝાદીના એ કિનારે
કાળજૂનાં આજે અંધારાં ભેદી
ઉષાની ચેતના ધારે. આજે૦

ઉત્સવિયાં નરનારી સચે
સ્વાધીનતાના અંબારે,
સાધુની આંખડી આંસુભરી આજે
શોક એનો કોણ ઠારે ? આજે૦

પાશવતાનાં તાંડવ નીરખી
હૈયું એનું શોક ભારે
'ક્યાં છે મુક્તિ' ? 'ક્યાં છે મુક્તિ ?'
રાષ્ટ્રનો પ્રાણ પુકારે.* આજે૦

卐

* પ્રેમાનંદ સાહિત્યસભા દ્વારા સ્વાતંત્ર્યદિન નિમિત્તે યોજાયેલી રાષ્ટ્રગીત હરીફાઈમાં ગવાયેલું.

# स्वातन्त्र्यदिनाष्टकम् ।

પ્રોફે૦ એ. જી. ભટ્ટ. એમ. એ.
લા. દ. આર્ટ્સ કોલેજ : અમદાવાદ

स्वदेशसेवाव्रतमाश्रितानां
तदर्थसंन्यस्तसुखस्पृहाणाम् ।
संसिद्धिरूपः स्वमनोरथानां
प्रतीक्ष्यमाणो दिवसोऽभ्युपेतः ॥ १ ॥

प्रगीयमानं प्रचरत्तालबद्धं
स्वातन्त्र्यसंगीतमिदं निशम्य ।
देवर्षिसंघो भुवनं स्वकीयं
विहाय पृथ्वीं समलङ्करोति ॥ २ ॥

रमायुता संप्रति भारतीयं
नैसर्गिकं तं कलहं विधूय ।
पीयूषवर्षैः स्वकटाक्षपातैः
सा भारतीयं भुवनं पुनाति ॥ ३ ॥

स्वमुक्तिसिद्धयै प्रशमान्वितो यः
पन्थाः पुराणैर्मुनिभिः प्रदिष्टः ।
महात्मना तं च पुनः प्रदर्श्य
समुध्धृतो भारतवर्ष एषः ॥ ४ ॥

दृष्टं तथ श्रुतं न क्वचिदपि मनसा नैव संभावितं यत्
स्वातन्त्र्यं शान्तिमन्त्रैर्भवति सुविदितं रक्तपातं विनैव ।
चित्रां कृत्वा विचित्रामघटितघटनामद्य सम्पाद्य मुक्तिं
निर्दिष्टो गांधिवर्यैः सकलतनुभृतां श्रेयसामेष पन्थाः ॥५॥

तप्त्वा तपांसि निजदेशहितप्रबुद्धैः
प्राणान्प्रहुत्य विततो ननु मुक्तियज्ञः ।
संप्रीणितो दिशति कामपि सोऽद्य सिद्धिं
सम्प्राप्य यां भवतु वर्षमिदं समृद्धम् ॥ ६ ॥

स्वातन्त्र्यभानुरुदितो भरतस्य भूमौ
दूरीकरोतु दुरितं सकलं जनानाम् ।
मुस्लीमहिन्दुकृतदेशविभागरूपं
सोऽयं निरस्यतुतरां हृदयान्धकारम् ॥ ७ ॥

विघ्नानपोह्य सफलान्प्रविभागजातान्
सम्पाद्य भारतमखण्डितमैक्यसूत्रैः ।
विघ्नेश्वरोऽद्य सफलां विदधातु यात्रां
सन्मुक्तिमन्दिरसमाश्रितसज्जनानाम् ॥ ८ ॥

ભાવાર્થ—જેમણે સ્વદેશસેવાનું વ્રત લીધું છે, તે કાજે સુખની સ્પૃહાનો ત્યાગ કર્યો છે, તેમના મનોરથોની સિદ્ધિના મૂર્ત સ્વરૂપ—જે દિવસની રાહ જોતા હતા તે (સ્વાતન્ત્ર્યદિન) દિવસ ઊગ્યો. ૧

સ્વરતાલબદ્ધ ગવાઈ રહેલા આ સ્વાતન્ત્ર્યસંગીતને સાંભળી, દેવો અને ઋષિઓનો સંઘ પોતાના ભુવનને તજી, પૃથ્વીને શોભાવે છે. ૨

આજે લક્ષ્મી સાથે આ સરસ્વતી તેના નૈસર્ગિક ને (પ્રસિદ્ધ) કમળને તજી દઈને, પોતાના અમૃતવર્ષી કટાક્ષપાતોથી ભારતભુવનને પવિત્ર કરે છે. ૩

સ્વમુક્તિનો અત્યંતશમગુણવાળો જે માર્ગ પુરાણા મુનિઓએ દર્શાવ્યો છે, તે માર્ગ ફરીથી (દેશના સ્વાતંત્ર્ય માટે) બતાવીને મહાત્મા ગાંધીજીએ આ ભારતવર્ષનો ઉદ્ધાર કર્યો. ૪

જોયું નથી, સાંભળ્યું નથી અને કદી પણ કલ્પ્યું નથી કે '(દેશની) સ્વતંત્રતા રક્તપાત કર્યા વિના શાન્તિના મન્ત્રોથી સુવિદિત થાય છે.' આજે કોઈક ચિત્રવિચિત્ર અઘટિત ઘટના (ન થયેલી ઘટના) કરીને, (સ્વદેશની) મુક્તિ સંપાદિત કરીને, ગાંધીજીએ સર્વ પ્રાણીઓને માટે કલ્યાણનો આ (ઉપર કહેલો) માર્ગ દર્શાવ્યો છે. ૫

સ્વદેશહિત માટે જાગ્રત રહેલા વીરોએ અનેક તપ આદરી, પોતાના પ્રાણ હોમીને, મુક્તિયજ્ઞ આદર્યો હતો. તે મુક્તિયજ્ઞ (તેનો અભિમાની દેવ) આજે સંતૃપ્ત થઈને કોઈક (અવર્ણનીય) સિદ્ધિ અર્પી રહ્યો છે—જે મેળવી આ ભારતવર્ષ સમૃદ્ધ બનો. ૬

ભારતની ભૂમિમાં ઊગેલો સ્વાતંત્ર્યનો સૂર્ય માનવોનાં સર્વ દુષ્કૃત્યોને દૂર કરો અને મુસ્લીમ તથા હિન્દુઓ વચ્ચે થયેલા દેશના ભાગલારૂપી હૃદયના અન્ધકારનો અત્યંત નાશ કરો. ૭

દેશના મોટા ભાગલાઓમાંથી જન્મેલાં સર્વ વિઘ્નોને દૂર કરી, ભારતવર્ષને ઐક્યનાં સૂત્રોથી અખંડિત બનાવી, વિઘ્નેશ્વર ગણેશ, મુક્તિમંદિરમાં નિવાસ કરતા (મુક્ત થયેલા દેશવાસીઓ) સજ્જનોની (ઉન્નતિની) યાત્રા સફળ કરો ૮

# અર્પણ

[૧૫મી ઑગસ્ટ, ૧૯૪૭ના આ ગૌરવાન્વિત દિને ચીનની શુભેચ્છાના સંદેશા રૂપે આ કાવ્ય પ્રેમાર્દ્રભાવે હિંદી સ્વાધીનતા કાજે અર્પણ કરાયું છે.

(સહી)
ચીઆ-લુએન લો
ચીની પ્રજાસત્તાકના એલચી]

## હિંદી સ્વાધીનતાનું ગાન

"હિંદ સ્વતંત્ર થાય!"
હિમાચલના ફલક સમું એ
સ્વપ્ન-શિલ્પ નહિ ગણાય?
કલ્પનાને ફુંકતો
કેવો વિકલ્પ અવાસ્તવિક,
કદિ મુજ મને ઊગ્યો જ ના!
ચાળીશ વર્ષો પૂરવે
અનુભવે વિવૃદ્ધ વડીલો એ વિષે સંમત હતાં.
"સ્વાતંત્ર્ય", કો વિનમ્ર સૂર
ગુંજી રહ્યો, "હા એ જ ધ્યેય";.
પ્રથમતઃ એ પાંગર્યો
કો ક્ષીણદેહ-મહાત્મમાં.
ને ન્હાની એક પ્રશાંત લહરિ
બની પ્રચંડ પ્રસરી ગઈ સમસ્ત હિંદી સાગરે.
સમુદ્રમાં તરંગ ઉપરે તરંગ જાગતા,
અબદ્ધ એમ રાષ્ટ્રના મહાભિલાષ વાધતા,
સ્વાતંત્ર્યભાવ સિંચને સુષુપ્ત પ્રાણ ફાલતાં
કોટિબળો સજ્જ થયાં, ઊછળી એકસામટાં.
અણુધારી ને અકલ્પી વિજયી થઈ પ્રજા,
જ્યહાં પૂર્વ અને પશ્ચિમ સમાન ભૂમિકો મળ્યાં.
શી દીસે ચમત્કૃતિ,
કે યુદ્ધ વિણ અહિં સાંપડે સ્વાધીનતા!
ઈતિહાસ કહેશે આપને
કે એ કદિય બન્યું નથી.
હિંમત ધરો, આગળ વધો,
ઓ સમયના ચક્રે ચઢેલા મહારથી!
ગિરિવરશિખર પર દોટ દેતાં
યત્ન દ્વિગુણિત કરો ફરી,
નિઃશંક છે તમ ધ્યેયસિદ્ધિ
ભવ્ય, શુચિ, સુંદર, યશસ્વી!

(ભાષાનુવાદ)

મૂળ અંગ્રેજી સામે પાને છેઃ—

# CHANT FOR INDIAN FREEDOM

*To the Cause of Indian Freedom this peom is fervently dedicated, on this glorious day of the Fifteenth of August, 1947, as a message of goodwill from China.*

**Chia-Luen Lo**

'India be free!'
Wont that be
A Himalayan dream ?
How fantastic,
How absurd an idea,
That never occurred to me !
Two scores of years ago,
Aged people seemed to agree.
'Freedom', a gentle voice
Whispered that it should be the goal;
It first sprang from
A tiny body but with a great soul.
It started as a gentle wave
But finally made the entire Indian Ocean roll.
Just as one wave after another in the ocean,
So moved on national aspirations unbound,
Imbued with the spirit of freedom,
The forces of revolution gathered around.
Suddenly and incredibly triumphed wisdom
Wherein East and West on a common ground.
What a miracle,
That Independence can be
Without a war!
History will tell you,
It has never happened before.
Be brave, forward,
Riders on the chariot of Time!
While approaching the mountain peak,
Redouble your efforts to climb!
Unfailingly will you arrive at your Ideal
Lofty and beautiful, noble and sublime!

# આઝાદીના રંગઢંગ

ડૉ. સુમન્ત મહેતા

સ્વરાજ્ય વિના સુરાજ્ય સંભવતું નથી, અને સુરાજ્ય વિનાનું સ્વરાજ્ય નકામું છે. પંદરમી ઑગસ્ટે શું આવે છે? સુરાજ્ય કે સ્વરાજ્ય કે બન્ને? ભલે ને આપણે પંદરમી ઑગસ્ટ આનંદ ઉમળકાથી ઊજવીએ! હિંદ દેશમાંથી ભલે ને પાકિસ્તાન આજે છૂટું પડે! આપણા કુટુંબમાંથી કોઈ છોકરું મરણ પામે છે ત્યારે આપણે દુઃખી થઈએ, રડીએ, અને છેવટે તો આશ્વાસન મેળવી લેવાનું કે જન્મમરણનો પ્રશ્ન આપણી સત્તાની બહારનો છે; અથવા ગાંધીજીએ કહ્યું છે તેમ, ઢોળાયેલા દૂધ માટે કોઈ રડવા બેસાય છે?

રાષ્ટ્રીય મહાસભાએ બાસઠ વર્ષ સુધી સતત લડત ચલાવી અને બીજા વિશ્વયુદ્ધમાં બ્રિટિશ રાજ્ય ખોખરું થઈ ગયું. હિંદ દેશમાં આજે બળવો જાગે તો તેની સામે બ્રિટિશ સરકાર લડી તો શકે પણ એવી લડતમાં બન્ને પ્રજા, હિંદી અને બ્રિટિશ પાયમાલ થઈ જાય એવી સ્થિતિ જોઈને બ્રિટિશરોએ પાકિસ્તાન ખડું કરીને તેમ જ અનેક પ્રકારના બીજા કુસંપોનાં બીજ છૂટથી વેરીને હિંદ છોડવાનો નિર્ણય કર્યો છે. આપણા મહાન નેતાઓ કહે છે કે બ્રિટિશ સરકારની સાથે ઘણી ઘણી ચર્ચા ગસલતો કરી તેમાંથી અમે બહુ મેળવ્યું તો નથી, પણ જે આપણાં સઘળાં દુઃખોનું મૂળ હતું તે બ્રિટિશ સરકાર તો છેવટે આપણા દેશમાંથી ટળે છે; તો ભલેને આપણે ઉજવણી કરીએ!

આપણી રાજકીય પ્રગતિની અંદર એક યુગ પૂરો થાય છે, અને બીજાની શરૂઆત થાય છે. આપણાથી બની શક્યું તેટલું આપણે પ્રજાનું સંગઠન કર્યું — આપણે બધી કોમના હિંદીઓને એકઠા કર્યા. જો એ બધાને આપણે સાચવી ન શક્યા તો તેમાં મોટો દોષ અંગ્રેજોનો હતો. તેમને ભાગલા પડાવવા જ હતા, અને થોડો દોષ આપણો પણ હતો. આપણામાં હજી સુધી રાજકીય ડહાપણ આવ્યું નથી. આજે પણ આપણે સમાનતા તથા લોકશાસનની વાતો તો કરીએ છીએ અને કરોડો મનુષ્યોને અસ્પૃશ્યો ગણીએ છીએ. આપણે નિડર બન્યા, સહુ નહીં તો પણ ઠીક ઠીક સંખ્યામાં આપણી સ્ત્રીઓ પણ નિડરપણે સરકારની સામે થઈ, આપણે લાઠીના માર ઝીલ્યા. જેલ ભોગવી, ગોળીબારથી જાન ગુમાવવા જેટલી શક્તિ ખીલવી. આપણા બાસઠ વર્ષના હિસાબના જમા પાસામાં ઘણું ઘણું છે. આ ઉત્સવનો પ્રસંગ આત્મનિરીક્ષણનો હોવો જોઈએ. આજ સુધી જે પ્રકારના કામની જરૂર હતી તે હવે બદલાય છે. હવે સમય આવ્યો છે સમાજની સારી વ્યવસ્થાનો. જો આપણા કાર્યકરો અને નેતાઓ સારા સૈનિક હતા કે સારા અફસરો હતા તે સમાજરચનાનાં કાર્યમાં અવશ્ય સારા નિવડશે એવું માની લેવામાં ડહાપણ નથી, અને તેઓ સારા નિવડશે જ નહીં એમ તો જરૂર કોઈ કહે નહિ. હવે દરેકની લાયકાત પ્રમાણે સૈન્યની પુનઃરચના કરવાની છે. ધ્યેય શુદ્ધ થાય છે, સૈન્યની રચના બદલવી પડશે, અને ભાવિના કામનું આયોજન જુદા પ્રકારનું હશે.

## વાસ્તવ દર્શન

રાષ્ટ્રીય મહાસભાની જે નીતિને લીધે પાકિસ્તાન છૂટું પડવાનું અનિવાર્ય બની ગયું તેની ચર્ચામાં હું આજે પડતો નથી, તે છતાં એટલું નોંધવાની જરૂર છે કે આપણા મહાન નેતાઓએ જે માર્ગ લીધો અને એકપછી બીજાં પગલાં ભર્યાં અને છેવટે પ્રજાને પૂછ્યું કે બોલો હવે શું કરવું છે ? તે નીતિના ડહાપણ વિશે બે મત છે.

બીજી વાત : હિંદ દેશના ભાગલાની જાહેરાત થઈ ત્યારે અનેક નેતાઓએ કહ્યું કે એ ભાગલા ટૂંક સમયને માટે છે, આજે જે ઝેરી વૈમનસ્ય વ્યાપી ગયું છે તે શમી જશે પછી આપણે પાછા એકઠા થઈ જઈશું. આ વાત બહુ સારી છે. આપણે સહુ ઇચ્છીએ કે આવી શુભેચ્છા ફળીભૂત થાય. નવો જન્મ લેતી હિંદી પ્રજાએ વાસ્તવવાદી બનવું પડશે, અને તેનું પેટ "વાતો (કે ઇચ્છા)નાં વડાં"થી ભરવાનો મિથ્યા પ્રયાસ નહિ થવો જોઈએ. આજે આપણે કબૂલ રાખવાનું છે કે હિંદમાંથી સારા જેવો હિસ્સો છૂટો પડે છે અને તેના છૂટા પડવાને લીધે આપણા દેશની જે કુદરતી સરહદ હતી, અને જ્યાં રાષ્ટ્રનું રક્ષણ કરવાની સારી વ્યવસ્થા થઈ શકી હતી તે નાબૂદ થાય છે. કેટલાક ભોળા માણસો એવું માને છે કે મુસ્લિમો ( પાકિસ્તાની ) હવે સત્તાને માટે અંદરોઅંદર લડશે. કોઈ વિદ્વાન અર્થશાસ્ત્રીઓ કહે છે કે પાકીસ્તાનમાં ઉદ્યોગોની ખીલવણી થઈ શકશે નહિ. આવી પાયા વિનાની વાતો પડતી મૂકીને આપણે આજે નક્કી માની લેવાનું છે કે ભાગલા લગભગ કાયમને માટે પડ્યા છે. નાના સરખા આયર્લૅંડમાં એ જ કાવતરાખોર અંગ્રેજોએ અલ્સ્ટરને જુદું પડાવ્યું. એ અલ્સ્ટર આવડું મોટું યુદ્ધ યુરોપમાં થઈ ગયું તે છતાં જુદું રહ્યું છે. આપણે અખંડ રહી શક્યા નથી. હવે તો દરેકે દરેક પ્રશ્ન "અતિ મહત્ત્વ"નો થઈ ગયો છે. જે પ્રજા પોતાનું રક્ષણ ન કરી શકે તેને અવશ્ય ટપલા પડવાના, તેથી કોઈ કહેશે કે શરીર સુધારણા અને ફરજિયાત લશ્કરી તાલીમ એ સહુથી મહત્ત્વનો પ્રશ્ન છે. કોઈ કહેશે કે જે પ્રજાની ૮૦ ટકા જેટલી વસ્તી અભણ, અજ્ઞાન અને નિરક્ષર છે તે પ્રજાના દરેક પુખ્ત વયના મનુષ્યને મતાધિકાર આપવાથી સાચો પ્રજામત જણાશે ખરો ? કોઈ કહેશે કે વડોદરામાં અને અમદાવાદમાં, આણંદમાં અને સુરતમાં યુનિવર્સિટીઓ સ્થાપવાની વાતો ભણેલા વેદિયાઓ કરી રહ્યા છે, અને સારી પ્રાથમિક કેળવણી વિના કરોડો માણસો, ( હિંદીઓ ), છોકરાઓ અને ખાસ કરીને છોકરીઓ, તદ્દન અભણ રહે છે તેનું શું ? અને કોઈ કહે છે કે પ્રજાને દોરવણી આપતી રાષ્ટ્રીય મહાસભાનું મરણ થયું છે; જે મહાસભા દારૂતાડી અને વિદેશી કાપડના ઉપયોગ પર ચોકી કરીને તેને રોકી શકી હતી તે લાંચરૂશ્વત અને કાળાબજાર શા માટે અટકાવી શકતી નથી ? અને જે મહાસભાના મિત્રો નહોતા તેમને ટીકા કરવાનું કારણ મળ્યું છે કે રાષ્ટ્રીય મહાસભાના શોકા કાર્યકરો પોતે કાળાધંધા કરે છે કે કરાવે છે. શા માટે વાનરસેના મારફત ઘરેઘર પર ખાનગી ચોકી રહેતી નથી ? મહાસભા તો જીવે છે, પણ શું તેના સભ્યો રાજ્ય કરશે અને સાથે સાથે છૂટાઈ રહેલી પછાત પ્રજાઓનું રક્ષણ કરશે, અને તે પ્રજાનું સંગઠન કરશે, અને તેને ન્યાય મેળવી આપવા માટે સરકાર સાથે લડશે ? આ ચીજ શી રીતે બની જ શકે ? જો તેમ હોય તો મહાસભાનું બંધારણ બદલવું પડશે. અને ખરું

જોતાં તો, હવે જુદી જુદી વિચારસરણી અને જુદી જુદી કાર્યપદ્ધતિના પાયા પર નવા પક્ષો પેદા થશે: એક પક્ષમાંથી સરકાર આવશે, અને બીજા પક્ષો સામા પક્ષમાં જશે. જો બીજા કોઈ પક્ષની બહુમતિ થશે તો તે સત્તા પર આવશે. દરેક દેશમાં આવું જ બન્યું છે. રાષ્ટ્રીય મહાસભા અને પ્રજામંડળોનાં સ્વરૂપ જડમૂળથી બદલવાં પડશે, કારણ કે આજે તો દરેક સ્ત્રીપુરુષ રાષ્ટ્રીય પક્ષમાં છે.

જો ચોખ્ખામાં ચોખ્ખા શબ્દોમાં કહીએ તો મુખ્ય પ્રશ્ન એ છે કે આપણા કહેવાતા સ્વરાજ્યમાં સત્તા, ખરી સત્તા, કોના હાથમાં હશે? અભણ હિંદીઓના હાથમાં, કે તેમના થોડા (ફકતમાં બનેલા) આગેવાનોના હાથમાં, કે મૂડીવાળાઓના હાથમાં, કે જમીનદારોના હાથમાં, કે લશ્કરવાળા દેશી રાજાઓના હાથમાં,—કોના હાથમાં સત્તા જવી પડવાની છે? અથવા કયા પ્રકારના સારા કે દુષ્ટ ભાગીદારોનાં જુથો બંધાશે? એક મૂડીવાળાએ 'ટાઇમ્સ' વેચાતું લીધું અને હવે પાકિસ્તાનનું (કરાંચીનું) એક પેપર પણ ખરીદી લીધું છે.

વળી સ્ત્રીઓની દૃષ્ટિએ આ પ્રશ્નનો વિચાર કરો. જો ૯૫ કે ૯૭ ટકા જેટલી સ્ત્રીઓ અભણ હોય, જો તેમને સવારથી સાંજ સુધી વેતરું જ કરવાનું હોય તો એ જાહેર પ્રશ્નો કે સ્ત્રીઓને લગતા પ્રશ્નો સમજશે શી રીતે, એ આત્મસુધારણા કરશે શી રીતે? અને બીજી સ્ત્રીઓને જાગૃત શી રીતે કરશે?

આ બધી મૂંઝવણો, આ બધી સાચી વસ્તુસ્થિતિ જોતાં એક ચીજ તો નક્કી થાય છે કે ઓગસ્ટની પંદરમી તારીખ ('૧૯૪૭)ના દિવસે આપણે સ્વરાજ્ય મેળવતા નથી. સ્વરાજ્ય તો માઈલો ને માઈલો (વર્ષો ને વર્ષો) દૂર છે, પણ આપણે સ્વરાજ્યને માટે તૈયારીઓ કરવા માટે છૂટા થવાના છીએ. તે દિવસથી હિંદી પ્રજાનું ઘડતર હિંદી પ્રજાના હાથમાં તો નહીં પણ હિંદી આગેવાનોના હાથમાં આવે છે. જેમ શૂન્યમાંથી સૃષ્ટિ બની તેવી રીતે આપણે વગર થાક્યે, વગર આરામે, અડગ શ્રદ્ધાથી, નિડરપણે, નવા સ્વરાજ્યના પાયા નાખીને તેના પર ચણતર કરવાનું છે. દરેકે દરેક હિંદી, ભણેલો અને અભણ, સ્ત્રી અને પુરુષ, પોતાની શક્તિનો મોટો હિસ્સો રાષ્ટ્રઘડતરને અર્પણ કરશે તો દેશ તેજસ્વી બનશે;—જો તેમ નહીં થાય તો રાષ્ટ્રમાં વધારે ભાગલા પડશે, રાષ્ટ્ર છિન્નભિન્ન થઈ જશે, રાષ્ટ્ર પૃથ્વીના પડ પરથી ભૂંસાઈ જશે. ઘણાં યે રાષ્ટ્રો નાબૂદ થયાં છે, અને તેમાં એક નવો ઉમેરો થશે.

હવે જ ખરી કસોટીનો વખત આવ્યો છે કે જ્યારે પોતાના સગાભાઈની સાથે સત્ય અને ન્યાયને ખાતર નિડરપણે લડવું પડે.

# કોન્ગ્રેસ અને આપણી સંસ્કૃતિ

મગનભાઈ દેસાઈ

[ નીચેનો લેખ લગભગ ૧૦ વર્ષ પર લખ્યો હતો. તે ફરીથી જોતાં, આજેય તે પ્રસિદ્ધ કરવા જેવો લાગે છે. એમાં મેં એમ બતાવવા પ્રયત્ન કર્યો છે કે, કૉન્ગ્રેસ હિંદની પ્રાચીન સંસ્કૃતિને, આજના યુગમાં ઘટતી રીતે, આગળ વધારનારી તાકાત છે. આજે આ વિધાન વિશેષ ધ્યાનપાત્ર બને છે. આપણા સંસ્કૃતિ–પ્રવાહમાં બે મોટાં વિઘ્ન છેલ્લાં પાંચેક સૈકામાં આવ્યાં—

૧. વટલાવવામાં માનતા ધર્મોનું આક્રમણ

૨. પરદેશીઓની રાજસત્તા

આ બે આવ્યાં તે પહેલાં આપણે ત્યાં અસ્પૃશ્યતા અને વર્ણાવર્ણીનો ઊંચનીચભાવ ઘર કરીને બેઠેલાં હતાં. ઉપરનાં બે વિઘ્નો એના પાયા ઉપર ગોઠવાઈ ગયાં, એમ કહેવામાં કાંઈ ખોટું નથી.

તેમાંનું બીજું વિઘ્ન—પરદેશી રાજ્યસત્તા આજે જાય છે. પહેલું જે વિઘ્ન છે તે પાકિસ્તાન રૂપે કેન્દ્રિત થઈ રહે છે. આપણી સંસ્કૃતિ ધર્મો અને જાતિઓનો સુમેળ કે સમન્વય કરી એકતાની વિશાળ ધર્મછત્રછાયા સર્જવામાં રહેલી છે. તેના પ્રતીક રૂપે એકચક્રી રાજ્યસત્તા ઉત્પન્ન થઈ શકે છે અને નભે છે.

આજે, ‘પાકિસ્તાન’ થવાને લીધે હિંદુઓમાં આ પોતાના સાંસ્કૃતિક વારસાની વિશાળતા–બુદ્ધિ ઝંખવાઈ લાગે છે. એ તો આગંતુક જ હશે, અથવા નીવડશે નહિ તો, કૉન્ગ્રેસ પોતાના અમુક વિજયને જ વખતે તેનું ખાસ મિશન ખોઈ બેઠી, એમ કહેવાશે. એમ ભાગ્યે જ બને, કેમ કે હિંદની સંસ્કૃતિનો પાયો તેની જનતાના હૃદયમાં સાબૂત છે. નીચેનો લેખ એ સંસ્કૃતિપ્રવાહના વિવેચન રૂપે હોઈ આજે પ્રસિદ્ધ કરવા યોગ્ય માન્યો છે.

૭–૮–૧૯૪૭ લેખક ]

**અ**ખિલ ભારતીય રાષ્ટ્રીય મહાસભાની અનેકાનેક સેવાઓની કદર થઈ છે, અને જેમ જેમ સમય જતો જાય છે તેમ તેમ તેની નવી નવી કદરની દિશાઓ સૂઝતી જ જાય છે. આ લેખમાં એક એવા પ્રકારની અને અતિ મૂલ્યવાન સેવાનું દિગ્દર્શન કરાવવા ચાહું છું. તે કરવાને માટે ... ર જરા આપણા દેશના ઇતિહાસમાં લઈ જવો જોઈશે.

...મા સેવાની જરૂર છે કે, રાષ્ટ્રીય મહાસભાની અર્ધ સૈકાની સેવા ...તા આવતા સળંગ ઇતિહાસનો જ હિસ્સો બણ્યો છે. આજે ...ે જીવંત ને અથાક સેવા કરનારી સંસ્થા, એવી સળંગ ઇતિહાસની પુનર્વિધાયક થઈ પડે. અને એવી રીતે પણ ...જનતામાં નવીન પુનર્નિર્માણ કર્યું છે, એ તો આજ ... કહે છે. પણ, આ લેખમાં એ ઉપરાંતનું એક

સમીક્ષણ રજૂ કરવાનું છે. અને તે એ છે, 'હિંદી મહાસભાએ આપણા દેશમાં નવો યુગ નિર્માણ કર્યો છે એ તો ખરું જ; પરંતુ એ યુગ આપણા પ્રજાકીય વિકાસ અને ખાસ ગુણને અનુરૂપ જ છેઃ આપણો આખો ઇતિહાસ જોઇએ તો તેની પરંપરામાં બરોબર બંધબેસતો આવે એવો ને અનુરૂપ મણકો, આ આપણી રાષ્ટ્રીય મહાસભાની કારકિર્દી છે.

૧

ઇતિહાસના આદિકાળથી આપણે ત્યાં સરહદથી નવી નવી કોમો આવતી જ ગઈ છે, મૂળ વતનીઓ જોડે ભળતી ગઈ છે, અને પોતપોતાના સંસ્કારબળ અને સુધારા-બળ પ્રમાણે આપણા પ્રજા-શરીરમાં ગોઠવાતી ગઈ છે. આવા પ્રકારનું પ્રજાકીય સંઘટન થતાં થતાં જ આપણી આર્ય-સંસ્કૃતિ ઘડાઈ હતી અને આજ આપણી આખી સંસ્કૃતિના સાચા પ્રાણ-રૂપે રહેલી છે. આ પ્રકારના સંઘટનથી અને જે જાતનું જીવનતત્ત્વ ને તેની ફિલસૂફી આપણે આ ભૂમિમાં કેળવ્યાં તે પરથી, આપણને આખી પ્રજા તરીકે એક વાત બહુ સરસ આવડી છે, ને તે પ્રજાઓનો સમન્વય કરી એકસાથે હળીમળીને રહેવાનું. જરૂર પડે કે ધીરજ ખૂટે તો માંહોમાંહે લડવાના પ્રસંગો નહોતા આવ્યા એમ કહેવાનો આશય નથી; એમ કહેવું એ તો સાવ ખોટી બીના જ ઠરે. પરંતુ, લડીવઢીને પણ છેવટે એકમેકમાં મળીને રહેવાનો રસ્તો આપણે શોધ્યો છે. આ ટૂંકમાં આપણાં ખ્રિસ્તી સનનાં પહેલાં ૧૦ સૈકાની સમીક્ષા ગણાય. એ સૈકાંનાં બેત્રણેક લક્ષણ તરફ ખાસ ધ્યાન દોરવાની જરૂર છે.

આ સૈકાંમાં વિદ્યા અને જ્ઞાનનો વિકાસ સારી પેઠે થયેલો, એની કોઈ ના ન પાડે. પરંતુ એના ભોગી લોક ઉપલા બે વર્ણ જ મોટે ભાગે હોતા. જ્ઞાનની ને વિકાસની પદ્ધતિ વિશેષ સાંકડી હતી, એમ આજની પરિભાષામાં કહીએ તો ચાલે. એટલે "સ્ત્રીઓ, વૈશ્યાસ્તથા શૂદ્રાઃ" જાણે એમાંથી બહાર જ રહી જતાં. અને અસ્પૃશ્ય વર્ણો તો દૂર જ હતા. આત્મૈક્ય અને સમન્વયની સંસ્કૃતિમાં આ એક ભારે પ્રમાદ હતો. ઊંચનીચભાવનું ઝેર પ્રજાશરીરમાં નીપજવા પામ્યું હતું. એની ના ન પડાય, જે ઝેર કાળાન્તરે વધતું જ ગયું છે.

બીજી એક વસ્તુ એ છે, કે નવી નવી પ્રજાઓ આવતી કે જૂની અહીં વસેલી હતી તે બધીના કરતાં આર્યપ્રજા પાસે વધારે સારી સંસ્કૃતિ હતી. એથી કરીને એકીકરણનું કામ એકધારું ચાલી શકતું હતું. વૈદિક, બૌદ્ધ કે જૈન વિચારસરણિઓ આખરે એક જ થડની શાખાઓ હતી. એક અપવાદ નોંધવો જોઇએ અને તે ગુજરાતમાં આવીને વસેલા પારસીઓનો. તે ધર્મત્રાસના માર્યા પોતાના દેશનને છોડી અહીં આવ્યા. તેમને મૂળ વતનીઓએ નિરાંતે પોતા ભેગા રાખ્યા. પણ એમાં એક વસ્તુ હતી, જે કદાચ ઓછી ધ્યાનમાં આવી છે : કે પારસી ધર્મ ધર્માન્તરકારી—"મિશનરી" નથી. તેમને પોતાની આત્મપ્રીત્યર્થે જે ધર્મ પાળવો હતો તે તેમને પાળવા દેવામાં આવે અને નિરાંતે ગૃહસ્થ-જીવન ગાળવા દેવામાં આવે, તો તેઓ પ્રસન્ન હતા.

એટલે આ સૈકાંમાં ત્યારે બે વસ્તુ લક્ષાયેલી આપણે જોઈએ છીએઃ—

(૧) પ્રજાઓનું સમન્વિત એકીકરણ કરવાની આવડત. પરંતુ તેમાં એક પ્રમાદની

ગફલત રહી હતી કે, નીચલા વર્ણો માટે ઓછી દરકાર થાય એવી જ્ઞાનપદ્ધતિ હતી. આ બાબતમાં એક મર્યાદા આંકવી જોઈએ જે હું પછીથી ચર્ચું છું.

(૨) આ એકીકરણમાં આર્ય પ્રજાનો પ્રધાન હાથ હતો.

ઉપર વિદ્યા અને જ્ઞાનની વિકાસપદ્ધતિ વિષે વાત કરતાં મેં એક આક્ષેપક કથન કર્યું છે કે, તેમાંથી નીચલા વર્ણોની ઉપેક્ષા જન્મી હોય. આજ પણ આ ઉપેક્ષા ચાલુ છે. એટલે એ આક્ષેપની સાબિતી ખોળવાની જરૂર નથી. અરે, આ ઉપેક્ષાનું જોર તો એવું છે કે, જૈન, શીખ ને ઇસ્લામ કોમોને પણ એનો પાસ લાગ્યો હતો. પરંતુ, એમાં એક વસ્તુ અહીં નોંધવી જોઈએ તો જ આ ઐતિહાસિક સમાલોચના સાચી ઠરે. અને તે બૌદ્ધ, જૈન તથા ભાગવત ધર્મોનું કાર્ય. આ ત્રણમાંથી બે ધર્મોએ લોકભાષામાં જ પોતાનું કામ કર્યું અને વેદપ્રામાણ્યની પણ પરવા ન રાખી; અને ત્રણે ધર્મોનાં દ્વાર સૌ કોમને માટે સરખાં ખુલ્લાં હતાં. અને એ જ ત્રણ ધાર્મિક બળોમાંથી ૧૨મા સૈકા બાદ સંત ધર્મનો ઉદય થયો, કે જેમાં નીચલા વર્ણોની ઉપેક્ષા ટળી એમ જ નહિ, એ ધર્મને જોરે એ બધા વર્ણો પણ હિંદુધર્મનાં ઉત્તમોત્તમ રહસ્ય, પોતાની ભાષામાં અને પોતાને ગમ્ય એવી સરળ શૈલીમાં, પામ્યા છે. ૧૦ સૈકાના આપણા વિકાસની સમાલોચના કરતી વખતે, બૌદ્ધ, જૈન અને ભાગવત ધર્મની આ મોટી સેવા ભૂલવી ન જોઈએ, કેમ કે તે ત્રણે પણ એ વિકાસમાં ઓતપ્રોત બળો હતાં.

૨

એ આપણાં પ્રાચીન કાળમાંથી નીકળ્યાનું ઐતિહાસિક સીમાચિહ્ન ઇસ્લામી પ્રજાઓનું આપણા દેશમાં આગમન છે. આ પ્રજા પાસે બે વસ્તુ નવી હતી, જેથી કરીને પૂર્વે આવેલી પ્રાચીન પ્રજાઓ કરતાં એમના આગમનની અસર જુદી જ થઈ. આ બે વસ્તુ તે નીચે પ્રમાણેઃ—

૧. પોતાના ધર્મ માટે ઝનૂનભર્યું અભિમાન ને તે અન્યધર્મીઓને આપવાનો ઉછાળો. ટૂંકમાં, તેઓ મિશનરી–ધર્માંતરકારી પ્રજા હતા.

૨. એક સાદીસરળ આધ્યાત્મિક માન્યતા, તેનો પેગંબર, અને તેનો ખલીફ અને સૌ–સમાનની ભાવના. આ બધાથી તેમનું જોર ને ઝનૂન ભારે મોટું હતું.

દરેક પ્રજાકીય સંઘર્ષ વખતે બને તેમ, આ વેળા પણ સમાજમાં નવાજૂની તો બની જ. રાજકીય ક્ષેત્રમાં મુસલમાન સત્તાએ પગપેસારો કર્યો અને એક વાર તો બધું ડામાડોળ થઈ ગયું. સમાજ–ક્ષેત્રમાં, પ્રથમ ઓલિયા પીરની અસરથી, પ્રથમ હિંદુ ઊંચનીચભાવના પ્રત્યે, અને બાકી તો મુસલમાની રાજસત્તાની ધાક તથા જોરજુલમ પણ મદદમાં આવીને, ધર્માન્તર થવા લાગ્યું. પણ ધાર્મિક અને આધ્યાત્મિક ક્ષેત્રમાં રામાનંદ, કબીર, ધનો, પીપો, નાનક, તુલસી, ચૈતન્ય વગેરે સંતોએ હિંદના પુરાણા ધર્મનું મંથન કરી જે નવનીત કાઢ્યું, તે નવા ધર્મ સામે ટક્કર ઝીલવા સમર્થ નીવડ્યું. ઇસ્લામના ઓલિયા તથા આ સંતો ભક્તિમાં એક બનવા લાગ્યા. બીજી બાજુથી લૌકિક ઇસ્લામમાં હિંદુધર્મના લૌકિકાચારના ને ગાન્ધ-તાના છાંટા ઊડવા લાગ્યા. નરી લૂખી અદ્વૈતભાવના લોકમાનસને કેટલોક કાળ રુચે! ભક્તિની ભીનાશ ને વહેમના જાળાં તેમાં બાઝવા જ લાગ્યાં.

મોસલીના જમાના લગીમાં આ સંઘર્ષ થાળે પડવા લાગ્યો ને સમન્વયના નિશાન સમો અકબર પેદા થયો. એટલે સુધી એ દિશામાં તે ગયો કે, એક નવો સમન્વિત ધર્મ જ તેણે સ્થાપવા બીડું ઝડપ્યું! ધર્મસ્થાપન રાજા કે પંડિતનું જ કામ હોત તો એ પણ તે કરી શકત. છતાં આપણા સમન્વયના ઇતિહાસમાં એ બીના પણ યાદ રાખવા જેવી છે. એનો જ સમકાલીન ગુરુ નાનક. એમની ધર્મભાવના ને જ્ઞાનદૃષ્ટિ વિશાળ, વ્યાપક ને સર્વગ્રાહી હતી. ધર્મક્ષેત્રમાં એમણે, હિંદુધર્મની તે કાળને અનુરૂપ આવૃત્તિ,- આત્મમંથન કરીને ઉપજાવી. પણ અકબરનો આ શુભ આરંભ તેના વંશમાં ટક્યો નહિ. ઔરંગઝેબે અકબરનું કર્યું કરાવ્યું ઊંધું વાળ્યું. ઇસ્લામી મિશનરી-પણું જબરું નીવડ્યું. એનો ઉપાય શોધ્યા વગર આપણું ઐતિહાસિક કાર્ય—સમન્વયનું—થોભશે કે વિફળ જશે, એ જ સ્થિતિ આવીને ઊભી રહી. મરાઠા અને શીખોએ એકવાર તો ઔરંગઝેબના કાર્યને તોડી નાખ્યું અને મરાઠાઓ હિંદને પાછા એકછત્ર તળે કરવા લાગી ગયા. તેમાં એમને ઠીક અંશે સફળતા મળી એની ના ન કહેવાય. પછી આગળ વધવાનું હતું. સંતધર્મનું પાન કરનારા આ લોકો આગળ વધત, પણ ત્યાં તો કાળ-બળે ગોરી પ્રજાનો નવો ઉમેરો અહીં કર્યો. મુસલમાન પ્રજા ને હિંદુ પ્રજા બધાં હિંદીઓ, સ્થિર રાજતંત્ર થતાં, હળીમળીને રહેતાં શીખી શકત, એ આજનાં આપણાં ગામડાં જોતાં પણ સિદ્ધ થાય છે. પરંતુ ધર્માન્તરકારી સંપ્રદાયનું ઓસડ શું? તે જડે તે પહેલાં એવા જ ગુણના સંપ્રદાયવાળી ગોરી પ્રજા અહીં આવી. અને એણે વળી એક નવો કોયડો ઉમેર્યો. આજ સુધી આવેલી પ્રજાઓ અહીં જ વસી હતી. આ પ્રજા તો રાજ હાથ કરતાં છતાં આજ સુધી પરદેશી ને પરદેશી જ રહી છે! આ એક સાવ નવી વસ્તુ હતી. આપણા લોકો આ વસ્તુને સમજી જ ન શક્યા. પ્રજા આવે, લડે વઢે, પણ પછી ઘર કરી રહે ને એક સાથે સંસાર ચલાવે—આ આપણો ઇતિહાસ-જૂનો અનુભવ. તૈમૂર સિકંદર જેવા પણ આ લોકો નહોતા કે, આવી કે લૂંટી જીતીને ગયા.

૩

એટલે ત્યારે વસ્તુસ્થિતિ આમ થઈ કે, આપણી સામે એક પ્રશ્ન હતો જ — હિંદુ મુસલમાન કોમી ઐક્યનો. ત્યાં જ વચ્ચે અંગ્રેજો આવ્યા ને એમણે આપણા ઇતિહાસમાં પહેલ પ્રથમ **પરદેશી**× સત્તા નાંખી.

આ પરદેશી સત્તાને સમન્વય પાલવે એમ નહોતું. કદાચ પશ્ચિમની યુરોપીય સંસ્કૃતિમાં એ જાતનું તત્ત્વ જ અજાણ્યું હોવાથી, અંગ્રેજો એ જોઈ જ ન શક્યા હોય. ગમે તેમ હો, તેમના આવ્યા બાદ સમન્વયનો પ્રવાહ રૂંધાયો, વધારે ગૂંચવાયો; તેમાં નવાં વિઘ્નો, નવા

× અહીં એટલું ખાસ નોંધવા જેવું છે કે, અકબર, ઔરંગઝેબ હિંદી હતા, હિંદી તરીકે જન્મ્યા ને મર્યા. એક હિંદ જોવામાં આડે એનો ધર્મ આડે આવ્યો ને એણે આંતર-કલહ શરૂ કર્યો. મુસલમાનો દેશમાં વાસ કરીને રહ્યા પછી તેમણે જે લડાઈઓ કરી તે બધી આંતર-કલહ હતી, એ આપણા અંગ્રેજ ઇતિહાસશિક્ષકોએ નથી શીખવ્યું, પણ આપણે બરોબર યાદ કરવા જેવું છે.

કોમડા ઉમેરાયા. પણ એ પ્રવાહ ચાલુ જ હતો એની પૂરી સાબિતી તો એ કે, ૧૯મા સૈકાના પ્રારંભથી પાછા આપણે સમન્વયની નજર ખીલવવા લાગ્યા. અંગ્રેજ પ્રજા, તેનો ધર્મ, તેની વિદ્યાઓને અપનાવવા તરફ આપણા નેતાઓનું ધ્યાન ગયું. રાજા રામમોહન રાયના પ્રયત્નો આવી જાતના હતા. અંગ્રેજી કેળવણી એ દિશામાં લઈ જતી હતી. પણ આ પ્રવાહને સમન્વય કહી ન શકાય, અને તે એટલા જ કારણે કે, અંગ્રેજ પ્રજા ભૂમિયા બનવા તૈયાર નહોતી. એટલે આ બધું આપણી શક્તિ વધારવામાં સંગીન ન નીવડ્યું. અને આ કાળની મોટી આફત એ જ હતી કે, તેમને આ એક મોટી બિના ધ્યાનમાં જ ન આવી. ૧૮૫૮માં દૂર દેશની રાણી આપણી મહારાણી થઈ છતાંય આપણને આ એક આપણા ઇતિહાસમાં નવીન જ બને છે એ ખ્યાલમાં ન આવ્યું. પરાયા રાજતંત્ર તળે પહેલી વાર જ આવીએ છીએ એ આપણને ન સમજાયું. રાજતંત્ર ગમે તેવી પણ શાંતિ સ્થાપે છે એટલે બસ; આપણે ઊંઘતા રહ્યા, અથવા જાગ્યા હોય એ એક મુગ્ધ અંધારાના જ પ્રકાશમાં!

એટલે ત્યારે ઇસ્લામ અને ખ્રિસ્તી સંસ્કૃતિ આવતાં, સમન્વયના ક્ષેત્રમાં જે જે પ્રશ્નો ઊભા થયા એ ગણી જઈએ. અને તો જ આપણે રાષ્ટ્રીય મહાસભાએ એમને અંગે શું કર્યું તે સમજાશે.

૪

અંગ્રેજી સામ્રાજ્ય સ્થપાયું ત્યારે મોટો પ્રશ્ન તો, ખરું જોતાં, એ સ્થાપના જ બન્યો. આપણી ઉપર પહેલ પ્રથમ પરદેશી સત્તા સ્થપાઈ. પરંતુ જૂની પરંપરામાં ઊછરેલી આપણી પ્રજા એ સમજી ન શકી. સમન્વય સરખેસરખાનો જ સંભવે. આ નવી પ્રજાએ તો 'ઉંદર બિલ્લીના સમન્વય'ની ભાવના જગાવવા માંડી.

પણ, આ પ્રશ્નની પૂર્વેનો પ્રશ્ન અણઊકલ્યો જ હતો અને તે ઇસ્લામના સંઘર્ષનો. ઉપર જોઈ આવ્યા કે તેનું નવીન લક્ષણ ધર્માન્તરકારિતા હતું. આપણી નવી સમાજ-ક્રિયાશક્તિએ આ પ્રશ્નનો ઉત્તર આપવાનો હતો. એ પ્રશ્ન ઊકલવા લાગે ત્યાં જ તેમાં અંગ્રેજોના આગમન ને રાજ્યસ્થાપનાની નવી પંચાત ઊભી થઈ. વળી, અંગ્રેજોનો ધર્મ પણ ધર્માન્તરકારી; એટલે પેલો જૂનો પ્રશ્ન વધુ ઉગ્ર બન્યો. જગતના મિશનરી અને બિન-મિશનરી ધર્મોનું રણક્ષેત્ર જ જાણે હિંદમાં સ્થપાયું.

પણ એનાથી વધારે અધરો કોયડો તો અંગ્રેજ રાજકર્તાઓએ આ ધર્મભેદને રાજકીય રૂપ આપ્યું તે બન્યો. પરિણામે ધર્મને કારણે જે ભેદ મોટે ભાગે ભુલાતા ગયા હતા તે જ ભેદ રાજકીય કારણે જાગ્યા, જેમાંથી કોમી ઐક્યનો મોટો પ્રશ્ન થઈ પડ્યો છે. માત્ર અંતરનો સૂક્ષ્મ સવાલ જે હતો તેને બાહ્ય ગણનાનો ને દુન્યવી લાભાલાભનો બનાવી મુકાયો છે. જેવું ગુરુ નાનકે તેમના જમાના માટે કહેલું કે, કોઈ હિંદુ નથી કે કોઈ મુસલમાન નથી; તેવું જ આજને માટે એક વાર ગાંધીજીએ કહ્યું હતું—આપણ સૌ સરખા જ નાસ્તિક બન્યા છીએ; નહિ તો આપણ સૌ રામરહીમના બાળકો સહેજે એક થઈ શકત.

એટલે, સારાંશરૂપે બે વસ્તુઓ આપણી સંસ્કૃતિની સામે પડી હતી:—

૧. ધર્માન્તરકારી સંપ્રદાયોનો મેળ શો?

૨. જે પ્રજા પરદેશી જ રહેવા માગે તેનું શું કરવું!

## ૫

આ બેઉ પ્રશ્નોનો ઉત્તર મહાસભાએ આજ વ્યાપક રૂપે આપ્યો છે. પહેલો પ્રશ્ન તેના ક્ષેત્રમાં સીધી રીતે નથી. છતાં કોમી ઐક્ય સાધવાની પાછળ જે મનોભૂમિકા ઊભી કરવામાં આવી છે, તેમાં એ ધર્માન્તરના પ્રશ્નનો પૂરો ઉત્તર આવી જાય છે. એ ઉત્તરનું આખું શ્રેય ગાંધીજીને માટે છે. એમણે બતાવ્યું કે, સૌ ધર્મ તેના અનુયાયી માટે, જો શુદ્ધ ભાવે તેને પોતે પાળવા ઇચ્છે તો, ઉન્નતિકર છે અને જો તેઓની વચ્ચે સરસાઈનો જ પ્રશ્ન હોય તો એમ કહેવું જોઈએ કે, દરેક ધર્મ અધૂરો છે, છતાં દરેકમાં સત્યાંશ છે; તેનું અનુશીલન કરી તેને સુધારવા મથવું. અને એમ સૌ ધર્મો સમાનભાવે જોવા. ધર્માન્તર એ વ્યક્તિના આત્માનું ને સૂક્ષ્મ કાર્ય છે. કોઈ ધર્મ લોભ લાલચ કે ભયને જોરે ધર્મ-પલટો કરાવવા તાકે તો તેટલા જ માત્રે તે અધર્મ કરે છે. સૌ જો પોતપોતાના કર્તવ્યનું ને ધર્મનું પાલન કરે તો, "Sufficient unto the day are the evils thereof"—દરેકને પોતા પૂરતું 'એક ડગલું બસ' થશે. આ માન્યતા વગર સાર્વભૌમ માનવધર્મનું મંડાણ જ અશક્ય છે. એ મંડાણ, આટલા સૈકાના અંધકાર બાદ, આજ આપણી સમન્વય-સંસ્કૃતિનો પ્રતિનિધિ-પુરુષ કરે છે, એ એક મોટું સાંસ્કૃતિક સીમાચિહ્ન છે.

બીજો પ્રશ્ન પરપ્રજાનો. આપણા લોક કેટલાય વખત સુધી સમજી જ ન શક્યા કે અંગ્રેજે આપણો ઇતિહાસ ઊંધો વાળ્યો છે. જે પ્રજા આવે તે ઘર કરીને અહીં રહે. એટલે ઇસ્લામ એ ધર્માન્તરકારી ધર્મ પેઠે, દેશમાં આવે છતાં વસવાટ ન કરે એવી પ્રજા, એ નવો જ અનુભવ હતો. છતાં આપણે આ સૈકાના પ્રારંભ સુધી એમ જ માનતા હતા કે, ઈશ્વરે જ અંગ્રેજને અહીં મોકલ્યો છે! અંગ્રેજ પરદેશી જ રહેવા માગે તો તે સંસ્કૃતિનો પ્રવાહ જ ઉલટાવે. એ આપણને સૂઝ જ ન પડી. તે સૂઝનો સૂરજ પહેલવહેલો દાદાભાઈની આર્થિક આંખે જોયો ને તેમણે 'સ્વરાજ' શબ્દ પોકાર્યો. પરંતુ તેનું ચોક્કસ અને મૂર્ત રૂપ તો લાહોરની મહાસભાનો સ્વાતંત્ર્યનો ઠરાવ જ ગણાય. એમાં આપણે સ્પષ્ટ જાહેર કર્યું કે, અંગ્રેજે પ્રજાનું હિંદનું રાજ્ય આપણો સામાજિક, આર્થિક, ધાર્મિક અને સમગ્ર સાંસ્કૃતિક હ્રાસ કરે છે,—પૂર્ણ સ્વરાજ જ એમાંથી ઉગારો છે; અને સાથે સ્પષ્ટતા કરી કે, મિત્ર બનીને જેમ અનેક લોકો હિંદને ઘર કરીને રહ્યા છે તેમ તેઓ આ સમન્વય-સંસ્કૃતિની ભૂમિમાં જરૂર રહી શકે.

આમ, આપણી મહાસભાએ હિંદની સંસ્કૃતિના વહેણને આગળ ધપાવ્યું છે, અને એક એવો વેગ એને આપ્યો છે કે તે જો જામે તો જગતના કેટલાક કોયડા તો આપો-આપ ઊકલી જાય. આ રીતે અજાણપણે છતાં સંસ્કૃતિવાહક બનવાને કારણે તો મહાસભા, છેલ્લા દોઢ દાયકામાં, પોતાના કાર્યક્ષેત્રમાં સામાજિક, આર્થિક, રાજકીય, એટલે કે, સંસ્કૃતિનો સમગ્ર પ્રશ્ન ઉકેલતી થઈ ગઈ છે. આ બધું વર્તમાન હોવાથી એ વર્ણવવાની જરૂર નથી. આ લેખનો આશય એટલેથી પૂરો થાય છે. મહાસભા આવડી મોટી જબરી બનવામાં પણ એ જ કારણ છે કે, તેણે આપણી સંસ્કૃતિની સાચી નાડ પારખી તેને આગળ વધવાનો માર્ગ સાફ કર્યો છે. આની પૂરી કદર તો હવે પછીનો ઇતિહાસકાર કરશે.

ગૂજરાત વિદ્યાપીઠ
૨૦-૧૨-૩૭

卐

# આઝાદ હિંદ—રક્ષણ અને વિકાસ

રાતુભાઈ આર. શાહ એમ. એ.

ફક્ત બંગાળનો જ નહિ પણ સમસ્ત હિંદના ભવિષ્યને ઘડવાનો કટોકટીનો સમય આજે આવી પહોંચ્યો છે. આપણા દેશના અને આપણી પ્રજાના કયા કયા પ્રશ્નો છે તે આપણે આ સમયે જગતને જણાવવું જોઈએ. આપણી ઊર્મિઓ અને આપણા વિચારો પણ આપણે અખિલ જગતને જણાવી દેવા જોઈએ. પૂર્વ બંગાળમાં આગળ પડતો મુસ્લિમ વિભાગ હોવાને કારણે આપણે પશ્ચિમ બંગાળમાં એક હિંદુ રાજ્ય ખડું કરવા માગીએ છીએ. એ પ્રશ્ન નથી જ. બન્ને કોમોની સત્તા અને સંરક્ષણ માટેની હરીફાઈ કરતાં યે ઊંડા રહસ્યવાળો આપણો એ પ્રશ્ન છે. આપણી આખી જાતિના ભવિષ્યનો આધાર એ પ્રશ્નના ઉકેલ ઉપર નિર્ભર છે. આપણે અત્યારે જે નિર્ણય લઈશું તેની સારી કે માઠી અસર બંગાળ અને હિંદની હજી નહિ જન્મેલી હિંદુ અને મુસલમાન પેઢીઓ પર પણ થવાની છે. જો આપણે સાવ સાદી ભાષામાં આ વસ્તુ રજૂ કરીએ તો આપણે નીચેની વસ્તુઓમાંથી પસંદગી કરવાની રહે છે. આધુનિક પ્રગતિશીલ કેન્દ્રસ્થ સત્તાના એક સંસ્કારી અને પ્રગતિપરાયણ અંગ તરીકે બંગાળ ઊભું રહેવા માગે છે કે પછી આગળ પડતી બહુમતિ ધરાવતી કોમના ધર્મના કાનૂનો—જેને આધીન સર્વ નાગરિકોનું જીવન છે—ઉપર આધાર રાખતી મધ્યકાલીન ધર્માંધ પદ્ધતિના એક અંગ તરીકે બંગાળ કામ કરવા માગે છે? થોડા દિવસ ઉપર મુસ્લિમ લીગના નેતા શ્રી. ગઝનફરઅલીખાને પટણામાં (તા. ૨૭મી મે ૧૯૪૭ને દિવસે) કહ્યું હતું કે પાકિસ્તાન રાજ્યનું બંધારણ ઈસ્લામના કાયદા-કાનુનોમાં મૂર્તિમંત થયેલું છે, આ ઉપરથી પાકિસ્તાન પોતાના માણસો પર કેવી રીતે શાસન ચલાવશે તે બાબત કોઈ પણ વિચારશીલ માણસના મનમાં શંકા રહેતી નથી. કુરાનનો કાયદો જ આ રાજ્યપદ્ધતિનું કડકાઈથી નિયમન કરશે અને આજનું અમેરિકા અને ઈંગ્લૅંડનું રાજકીય ડહાપણ બિલકુલ ચાલશે નહિ અથવા તેની નહિવત અસર થશે. એ બેમાંથી કયો માર્ગ બંગાળ પસંદ કરવા માગે છે?

## હિંદના બીજા ભાગો સાથે જોડાણ

બહારની દુનિયા બેદરકારીથી એમ ન કહે કે પશ્ચિમ બંગાળમાં હિંદુ રાજ્ય સ્થાપી પૂર્વબંગાળના મુસલમાની રાજ્યનો મુકાબલો કરવાની હિંદુઓની ઈચ્છા છે. બન્ને વચ્ચેનું અંતર ધાર્મિક નથી પણ આદર્શ પરત્વે છે. પ્રકાશ અને અંધકાર વચ્ચેના અને મધ્ય-કાલીન અને આધુનિક રાજકારણ વચ્ચેના અંતર જેવું અને તેટલું એ અંતર છે. બન્ને યુગ વચ્ચેનું એ અંતર છે. એક ઉદાર એવી મધ્યસ્થ સરકાર નીચે જોડાવા આપણે બધા જ પૂરા આતુર છીએ. રાજકીય પ્રશ્નો પર આવી સરકાર કોમવાદને બિલકુલ ગણકારશે નહિ અને યુરોપ અને અમેરિકામાં પ્રવર્તતો આધુનિક વિકાસવાદ તે સરકારની સઘળી પ્રવૃત્તિઓ ઉપર સામાન્ય ભોગવશે. સઘળા મનુષ્યોને એક સરખો દરજ્જો મળશે. ન તો

કોઈને અમુક કોમો મારેના વધુ હકો કે સગવડો મળશે કે ન તો કોઈને પક્ષપાતી કાનૂનો લાગુ પડશે. કોમ કે જ્ઞાતિ જાતિના ભેદ સિવાય અથવા કૌટુમ્બિક સંબંધોની પરવા કર્યા વિના જાહેર સેવાની સૌ કોઈને તક મળશે. જ્યાં સુધી ખુલ્લે ખુલ્લી હરીફાઈથી કોઈ પણ જાતની પક્ષાપક્ષી વિના, કોમીવાદને બાજુએ મૂકી, ચૂંટનારી મંડળીના હસ્તક સર્વ-શ્રેષ્ઠ માણસોને પસંદ કરવામાં નહિ આવે ત્યાં સુધી ન તો કાર્યદક્ષતા લાવી શકાશે, ન સરકારી મંડળોમાં ઘુસી ગયેલા નફફટ સડાને દૂર કરી શકાશે. ચારિત્ર અને માનસિક શક્તિમાં સર્વશ્રેષ્ઠ માણસો જ સાચા લોકશાસનને રચી શકશે અને હિંદમાં આપણને સર્વેને આજે એવા લોકશાસનની જરૂર છે. પ્રત્યેક પ્રાંત જે આવી પ્રગતિશીલ કેન્દ્રસ્થ સરકાર સાથે જોડાય તે દરેક તે સરકારને વધુ અને વધુ મજબૂત બનાવે અને પોતાના તેમજ આખા દેશના રક્ષણ માટે વધુ શક્તિનો સંચય કરે અને જે મહેસૂલ તેઓ ભરે તેના બદલામાં તેમને ઉત્તમ બદલો મળી રહે. જુદાં જુદાં અનેક ખાતાંઓ ઉપર આપણી કેન્દ્રસ્થ સરકારને આપણે આગળ પડતી સત્તા અને અંકુશ સોંપવાં જોઈએ. જો કેન્દ્રસ્થ તંત્ર નબળું હશે અને જેના હાથ પગ બે કે ત્રણ સામાન્ય વિષયોના દોરથી બંધાયા હશે તે હંમેશને માટે નિર્બળ જ રહેશે. હિંદ જેવા એક ખંડનું તેવું તંત્ર કદી રક્ષણ નહિ કરી શકે. જરૂરી ઉપજ પણ તે નહિ મેળવી શકે તેમ જ ન તો તે શાંતિ સાચવી શકશે; ન તો દરેક રાજ્યને અત્યારના જમાનામાં ખૂબ જ જરૂરી એવી વ્યવહાર વ્યવસ્થા નભાવી શકશે. આ જ કારણોને લીધે જગતે સમજી લેવાની જરૂર છે કે નીચેની વસ્તુઓ અત્યંત આવશ્યક છે:—

(૧) સૌથી પ્રથમ હિંદની કેન્દ્રસ્થ સરકાર સાથેનું સર્વ પ્રાંતોનું જોડાણ; (૨) આપણી કેન્દ્રસ્થ સરકારને તેમજ આપણી પ્રાંતીય સરકારને આપણે ચિરંજીવ, વિકાસશીલ અને આધુનિક ભાવનાવાળી બનાવવી; (૩) આપણા નાગરિકો માટે મારાસભા તથા બીજી સઘળી જાહેર સેવા મારેની લોકશાહી ઢબે સરખી તકો.

## ઇસ્લામી ધર્મભાવના અને આધુનિક ભાવના

જો કોઈ પણ કોમ આવા કાર્યક્રમનો વિરોધ કરશે તો તેને તેની મૂર્ખાઈ માટે સૌથી વધુ વેઠવું પડશે. એક જ ખૂબ સ્પષ્ટ દાખલો લઈએ. એક સૈકા ઉપર જ્યારે આપણા દેશમાં અંગ્રેજી કેળવણી દાખલ થઈ ત્યારે હિંદુઓએ તેનો સહર્ષ સ્વીકાર કર્યો. મુસલમાનોના તે વખતના સ્વાર્થપરાયણ નેતાઓએ તેમના અંધ અનુયાયીઓને કહ્યું કે જો આપણે યુરોપના સાહિત્ય અને વિજ્ઞાનનો અભ્યાસ કરીશું તો ઇસ્લામ ખતરામાં આવી પડશે. પરિણામ એ આવ્યું કે બૌદ્ધિક બાબતમાં મુસલમાનો તેમના આ નેતાઓના પાપે એક સદી પાછળ પડી ગયા અને આર્થિક તેમજ રાજકીય કેળવણીમાં પણ તેમની એ જ દશા થઈ. યુરોપના વિદ્વાનોની નજરે અલીગઢ વિદ્યાપીઠની ખ્યાતિને મદ્રાસ વિદ્યાપીઠ મારેના તેમના માન સાથે સરખાવો. ગ્રેટબ્રિટનની રોયલ સોસાઇટીનું સભ્યપદ એ વિજ્ઞાન-જગતમાં સૌથી વધુ શાનદાર ગણાય છે, અને તે માનને યોગ્ય ડઝનબંધ હિન્દુઓ અને પારસીઓ ગણાયા છે. મુસલમાનોનું ક્યું કોમી પ્રમાણ ત્યાં સચવાયું છે? જરા પણ નહિ.

એશિયા ખંડની નોબેલ પ્રાઈઝ જીતનારી બે વ્યક્તિઓ પણ હિંદુ જ છે. અહીં પણ મુસલમાનોને મધ્યની 'પેરીટી' મળી શકી નથી. કોઈ પણ ડહેલ મુસલમાન આ બાબત ઉપર અભિમાન લઈ શકે એમ છે? આધુનિક જગતના જ્ઞાન અને પ્રગતિના પ્રવાહમાં ભળી જઈને ઈસ્લામનો સૈદ્ધાન્તિક આદર્શ બાજુએ મૂકીને આ વસ્તુસ્થિતિનો ઉકેલ લાવવાનો તેણે પ્રયત્ન ન કરવો જોઈએ?

આગળ વધતા જગત તરફ નજર કરવાની જરૂર છે. જૂનવાણી ધાર્મિક વિચારો અને ઝાંખા ભૂતકાળને ભૂલવાની જરૂર છે. સંકુચિત પ્રાંતીયવાદને દૂર કરવાની જરૂર છે. નહિ તો ફૂદકે અને ભૂસકે આગળ વધતા જગતની અને હિંદના બીજા પ્રાંતોની પાછળ આપણે પડી જઈશું. આધુનિક ઇતિહાસનું શિક્ષણ જુદા જુદા વિભાગોનું એકીકરણ—સંયોગીકરણ શીખવે છે, નહિ કે અખંડ વસ્તુનું વિભાગીકરણ. અમેરિકા જેવા દેશે પણ એક અર્ધસ્વતંત્ર રાજ્યોના શિથિલ 'ફેડરેશન'થી જ શરૂઆત કરી હતી પરંતુ આપણે જોઈએ છીએ કે છેલ્લાં ૧૦૦ વર્ષમાં તેમણે કેન્દ્રસ્થ સરકારને એટલી બધી સત્તાઓ આપી છે કે તેના જુદા જુદા વિભાગો ખૂબ જ સુસંગઠિત થઈ શક્યા છે. પરિણામે આજે ઉત્તર અમેરિકા જગતમાં સૌથી વધુ બળવાન સત્તા મનાય છે અને તેથી જ આ સત્તાનો મુકાબલો કરતાં રશિયા જેવા મહાકાય વિરાટ દેશને પણ ડર લાગે છે. આ અસ્ખલિત અને અફર સિદ્ધાંતની વિરુદ્ધ શું હિંદને કોઈ શીખવી શકશે? અંગ્રેજ સાર્વભૌમત્વ વિદાય થતાં શું મોગલ સામ્રાજ્ય સમયની વિભાગીકરણની ભૂલ આપણે ફરી કરવા માગીએ છીએ? કયા દેશભક્તને આ ગમશે? કયો બુદ્ધિશાળી માણસ આવા કમનસીબ ભાવિષ્યને સ્વીકારશે?

આ જ કારણોને લઈને આપણે કેન્દ્રસ્થ સરકારને વધુ બળવાન બનાવવાની નીતિને વળગી રહેવું જોઈએ. જો કોઈ પણ પ્રાંત કેન્દ્રને મળી નહિ જાય તો તે પ્રાંત સાથેના આપણા બધા સંબંધો કાપી નાખવાનો આપણા હકનો આપણે દાવો કરીએ છીએ. તેમાં જ આપણું અને જુદા પડનાર પ્રાંતનું અંતિમ હિત સમાયેલું છે. આપણને ખાત્રી છે કે આવા કેન્દ્ર સિવાય આપણી સંસ્કૃતિ, આર્થિક સ્થિતિ અને સામાજિક સુધારણા શક્ય નથી. પશ્ચિમ બંગાળ માટે આ સિવાય બીજો કોઈ માર્ગ જ નથી. દેશમાં જો સંપૂર્ણ શાંતિનું સામ્રાજ્ય પ્રવર્તે અને આપણા નેતાઓમાં પૂરતું ડહાપણ ચાલુ રહે તો મને વિશ્વાસ છે કે વીસ વર્ષમાં હવેનું પશ્ચિમ બંગાળ પૂર્વના મુસ્લીમ બંગાળને પોતાની એકલતાનો ત્યાગ કરી કેન્દ્રીય સરકાર સાથે સહકાર કરવા આકર્ષી શકશે. ઇતિહાસ આ આશાને દૃઢ કરે છે.

### કેન્દ્ર સાથે જોડાણ યા વિનાશ

પરંતુ આ પ્રયોગની સફળતા માટેની સૌથી પહેલી જરૂરિયાત તો એ છે કે આવા સંયોગીકરણમાં માનતા જિલ્લાઓને આ કામ કેમ થઈ શકે તે બતાવવાની તક આપવી જોઈએ. બંગાળના આવા નવીન પ્રાંતને—ભલેચૂક પણ તેને હિંદુ બંગાળ ન કહો—તરત જ વ્યવસ્થિત કરીને કામ કરતો કરી દેવો જોઈએ અને તેમાં તદ્દન નવીન ઢબનું સરકારી

તંત્ર મૂકી દેવું જોઈએ; કારણ કે બંગાળનું આજનું પ્રધાનમંડળ દેડકાના પ્રથમ વિકાસ-ક્રમ જેવું છે અને તેને માથું અને પૂંછડી છે પણ શરીર નથી. આવા નિષ્ફળ અને બિનકામયાબ મુસ્લીમ લીગ પ્રધાનમંડળ સાથે ફોગટ માથાફોડ કરવાનો કોઈ અર્થ નથી. હિંદુ, ખ્રિસ્તી, બુદ્ધધર્મીઓ અને રાષ્ટ્રવાદી મુસ્લીમોને સ્વાર્થ અને કોમીવાદથી પર રહીને દેશના કલ્યાણ અર્થે કામ કરવાનો એક મોકો આપો અને ફક્ત લીગનું જ તંત્ર ચાલતું હોય ત્યાં અશક્ય એવા સહકારનો સ્વાદ ચાખવા દો. કોઈ પણ સરકારને સરળ રીતે ચાલવા દેવી હોય તો ૫૦ વિરુદ્ધ ૫૦ મતથી તે કદી ચાલી ન શકે. બન્ને બાજુએ સરખા પ્રમાણમાં ખેંચાખેંચી ચાલતી હોય ત્યાં શું પરિણામ આવી શકે? વચ્ચે જ્યારે પાંચ લીગી સભ્યો વાઈસરોયની વચગાળાની સરકારમાં જોડાયા ત્યારથી છેવટ સુધીની વચગાળાની સરકારની દશા સહુ કોઈ જાણે છે. આવું તદ્દન નિષ્ફળ અને બેહૂદું સમાધાન આપણે કે બીજા કોઈ ઈચ્છી શકે જ નહિ, જો કે એવા સમાધાન માટે ખૂબ બણગાં ફૂંકાયાં છે.

રાષ્ટ્રવાદી મુસલમાનો માટે એક શબ્દ બસ થશે. તેમનું મુબારક નામ સાંભળતાં આપણું માથું સન્માન નમી પડે છે. કેટલું શારીરિક દુઃખ, પરિતાપ, નિંદા, સામાજિક પરેશાની અને હિંસા તેમણે હસતે મોઢે સહન કર્યાં છે. અને આ બધું તેમણે એક સ્વતંત્ર અને સુસંગઠિત ભારતીય રાજ્ય માટે કર્યું છે. પેઢીઓથી તેઓ હિંદમાં રહેતા આવ્યા છે. તેનાં જ ફળ અને અન્નનો તેમણે ઉપભોગ કર્યો છે. તેની જ હવા તેમણે શ્વાસમાં લીધી છે અને તેના ભૌતિક વિકાસમાં તેઓએ ભાગ લીધો છે; પરંતુ પોતાની જાતને પરદેશીઓ કહેવડાવવા જેટલા નિમકહરામ તેઓ કદી થવા માગતા નથી. આવા ઉદ્દામવાદી મુસલમાનો ખૂબ ઓછી સંખ્યામાં છે કારણ તેમની પાસે જાહેરાતનાં મોટાં સાધનો નથી — એવી ઈચ્છાનો જ સદંતર અભાવ છે. ઢાકા અને કલકત્તાની આમ જનતાની લાગણીઓ તેમને ઉશ્કેરવા નથી. તેઓએ સુબુદ્ધિ અને ન્યાયની રક્ષતે હૃદયે પણ હસતી આંખોએ રાહ જોયા કરી છે. સમય પોતાને અંતિમ ન્યાય આપે તેની તેઓ રાહ જુએ છે. પોતે કેવા રચનાત્મક અને સ્વાર્થહીન દેશભક્તો છે તે બતાવવાની તક તેમને આપણે જે નવો પ્રાંત ઊભો કરવા માગીએ છીએ તે આપશે. સંશયાત્માઓને જણાવવું બસ થશે કે રણજીતસિંહનો સાથી પણ એક મુસલમાન જ હતો. અહીં જ સાચી કસોટી થઈ જશે.

હિંદ બહારના ઇસ્લામ ધર્મને આધુનિક સ્વરૂપ અપાય છે: જ્યારે પાકિસ્તાન ઊંધું છે.

આપણે જાણીએ છીએ કે અત્યારના જમાનામાં દરેકે દરેક ક્ષેત્રમાં જૂની વસ્તુઓ અને જૂના વિચારોને નવું સ્વરૂપ અપાય છે અને ત્યારે જ રાજકીય અને સામાજિક જીવન વિકસે છે. આધુનિક તુર્કસ્તાનના પિતા આતા તુર્કે કુરાનની જૂની પદ્ધતિ અને નીતિનો ત્યાગ કરી તુર્કસ્તાનને બચાવ્યું. અફઘાનિસ્તાનમાં પણ મુલ્લાના સામ્રાજ્યનો અંત આવ્યો છે. પેલેસ્ટાઇન અને સીરીઆના આરબો વિષે યુરોપના એક સમીક્ષકે નોંધ્યું છે કે ત્યાંના

વસતીઓ દિન પ્રતિદિન નવા મતવાદમાં આગળ ધપે છે અને હવે ઇસ્લામનું તેના લોકો પર વર્ચસ્વ રહ્યું નથી. અને પરિણામે જ તેઓ ફ્રેન્ચ અને યહૂદીઓનો સામનો સફળતાની દરેક આશા સાથે કરી રહ્યા છે. હિંદ બહારના મુસ્લિમ જગતની આવી સ્થિતિ છે ત્યારે હિંદનું પાકિસ્તાન આ બધાની સરખામણીમાં ક્યાં ઊભું રહેશે ? તેના આંતરિક સમાજ સાથે તેનું કઈ દિશામાં પ્રયાણ થશે ?

ઇસ્લામ સુસંગઠિત અને અવિભક્ત છે એમ માનવું ભૂલભરેલું છે. શીઆ અને સુન્ની વચ્ચેની મોટી ખાઈ સૌ કોઈ જાણે છે. પણ ઇસ્લામના ઇતિહાસના વિદ્યાર્થીઓ તરત જ કહેશે કે ખલિફાના શરૂઆતના દિવસોમાં અને પયગંબર સાહેબના અવસાન પછી તરત જ ઇસ્લામની બહોંતેર જેટલી શાખાઓ ઊભી થઈ અને તેમાંની કેટલીક તો તેમના જ મુસ્લિમ વિરોધીઓનો નાશ કરવાનો રસ્તો લીધો હતો. અબુ મન્સુર રાજકીય સંસિદ્ધિ માટે રોમાંચક કતલ કરતાં પાછો હઠ્યો ન હતો, એટલું જ નહિ પણ તે કાર્યને તેણે ધાર્મિક અને પુણ્ય આપનારું માન્યું હતું ('એન્સાયક્લોપીડિયા ઑફ ઇસ્લામ' ૧,૪૯૧; ૨,૨૭૬). આમ એક વખત જો ધર્મનો અંધ ઉત્સાહ છૂટો મૂકવામાં આવે તો પછી ભવિષ્ય બહુ ઊજળું નહિ રહે.

## હિંદી સંઘનું સંરક્ષણ

હિંદના લશ્કરી રક્ષણની બાબતનું શું ? પશ્ચિમ બંગાળથી સીમાપ્રાંત અને સિંધથી છૂટું પડેલું હિંદ પોતાના જ દેશના સુસજ્જ સૈન્ય વડે પોતાનો બચાવ કરી શકશે ? હું ખાત્રીપૂર્વક કહું છું કે હિંદ પોતાનું રક્ષણ પોતે જ કરી શકે એમ છે. પશ્ચિમ પાકિસ્તાનના વિસ્તારની સ્પષ્ટ દુશ્મનાવટ અને હુમલાખોરી આપણા રાષ્ટ્રીય રક્ષણના કાર્યમાં ઘણું ખર્ચ અને ઘણી મુશ્કેલીઓ વધારી દેશે એ ખરું. હિંદના બ્રિટિશ લશ્કરમાં આજે અમલદારોના ૨૩·૭ ટકા અને બીજી પદવીઓના ૩૩·૮ ટકા મુસલમાનો છે. બીજી બાજુએ ૬૪·૧ ટકા અમલદારો અને ૬૩·૨ ટકા બીજી પદવી ધરાવતા માણસો હિંદુ અને શીખ મળીને છે. ઉપરાંત ૩૭ જેટલી ગુરખા ટુકડીઓ છે તેમનો ઉપર સમાવેશ કર્યો નથી. તે ઉપરાંત હિંદના ખ્રિસ્તીઓ તો જુદા. આ ગણત્રીમાંથી મુસલમાનોને બિલકુલ બાદ કરીએ તો પણ જે બાકી રહે છે તેઓ હિંદનું રક્ષણ કરવા માટે પૂરતા છે. પણ બાકી રહેલા બધા જ મુસ્લિમ અમલદારો અને બીજા પદવીધરોને આપણે ગુમાવવા નહિ પડે. તેમાંના જે જે માણસોનાં ઘર હિંદુસ્તાનમાં જ છે તેઓ પોતાના જ માદરે વતનને રક્ષણ કરવાનું પોતાનું ઉમદા કર્તવ્ય આનંદપૂર્વક બજાવતા જ જવાના. અને તેઓ કદીએ પાકિસ્તાનના ટેકા નહિ જ શોધવાના. હું અહીં એક અંગત અનુભવ આપું. હિંદમાં અગત્યનું સ્થાન ધરાવતા ઘણા અમલદારો સાથે મારે સંપર્ક છે અને આ લોકોમાં મને સૌથી વધુ નોંધપાત્ર કંઈ પણ લાગ્યું હોય તો તે તેમની રાષ્ટ્રવાદપરતા, કાર્યચાતુરી અને હિંદની સેવા કરવાની તમન્ના છે. પાકિસ્તાન અને તેના પ્રચારને લીધે, એક નવો વર્ગ કદાચ ઊભો થશે પણ તેમની પ્રમોશનના કારણે હિંદ છોડી જ જવાનું છે. આજના હિંદી લશ્કરમાં મુસલમાનોના હકપૂર્વકના ચોથા ભાગને બદલે બીજા ભાગના સૈનિકો

મુસલમાનો છે તેનું કારણું ઐતિહાસિક છે, અને નહિ કે હિંદુઓ કે શીખોનું બીકણુપણું અથવા નિષ્ક્રિયતા. લોર્ડ ડલહાઉસીના જીવનચરિત્રના વાચકો જાણે છે કે પંજાબને જીતા બાદ જ્યારે અંગ્રેજોના રાજ્યની હદ અફગાનિસ્તાનના ખાટ સુધી પહોંચી ગઇ ત્યારે તેણે સૌથી પ્રથમ કાર્ય સરહદના તોફાની અને લૂંટફાટ કરનારા મુસલમાનોની, શસ્ત્રસજ્જ પોલીસદળમાં ભરતી કરવાનું કર્યું. તોફાનો બિલકુલ બંધ કરવાનો તેમણે આવો રસ્તો લીધો. ઉપરાંત તે મુસલમાનોને કાયદેસરની આજીવિકા પણ મળી ગઇ ( લી વોર્નર ૧, ૨૬૧–૨૬૨ ). ૧૮૫૭ના સિપાઇઓના બળવા વખતે આ જ મુસલમાનોને—પશ્ચિમ પંજાબના અને સરહદના સરકારી ટુકડા ખાઇ જીવનારા મુસલમાનોને — દિલ્હી અને લખનૌના મુસલમાન સિપાઇઓને બંદૂકની ગોળીએ વીંધી નાખતાં કાંઇ આંચકો લાગ્યો નહિ. કારણ તેમને ઘણા ઊંચા પગારની અને સ્વચ્છંદી લૂંટફાટ કરવા દેવાની ખાત્રી આપવામાં આવી હતી. અને બળવા પછી પણ જ્યારે નવા હિંદી લશ્કરની યોજના અમલમાં મુકવામાં આવી ત્યારે આ જ મુસલમાનોને એક રીતસરના 'રેજીમેન્ટ'માં જોડી દેવામાં આવ્યા. જ્યારે બિહાર અને અયોધ્યાના પુરભિયા કહેવાતા લોકો અને રાજપૂતો તથા મરાઠાઓને ઇરાદાપૂર્વક તેમાંથી અકાત રાખવામાં આવ્યા. હિંદની રાષ્ટ્રીય સરકાર જરૂર આ ત્રુટિઓને દૂર કરશે જ.

## આધુનિક લશ્કરી યોજના

અત્યારના જમાનામાં ફક્ત સંખ્યાબળ ઉપર કોઇ પણ વસ્તુનો આધાર રહેતો નથી. હા, જો બંને પક્ષો બુદ્ધિબળ, તાલીમ અને શસ્ત્રો વગેરેની બાબતમાં સરખા હોય તો સંખ્યાબળનો કાંઇ અર્થ ખરો. યુદ્ધ પણ હાલમાં તો અત્યંત વૈજ્ઞાનિક થઇ ગયું છે, અને તેથી તેમાં બહુ બુદ્ધિશક્તિની, યાંત્રિક કેળવણીની અને વધુ કડક શિસ્તની એટલી બધી જરૂર રહે છે કે તેનો જૂનવાણી 'બેયોનેટ સજ્જ કરી આગે બઢો'ની તાલીમ સાથે કાંઇ સંબંધ નથી. ભવિષ્યનાં યુદ્ધોમાં પાકિસ્તાની સૂત્રો ( Slogan ) ઉપર, મુરતાક સિપાઇઓ અને પાકિસ્તાની મદ્રેસાઓ અને ઓસમાનીઆ યુનિવર્સિટી જેવી સંસ્થાઓમાં કેળવાયેલા અમલદારો, આધુનિક શાસ્ત્રીય ઢબે કેળવાયેલા અને અદ્યતન વિકાસવાદના પ્રવાહ સાથે આગળ વધનારા સૈનિકો સામે કેમ કરી મુકાબલો કરી શકશે? છેલ્લામાં છેલ્લી ઢબનાં લડાઇનાં સાધનો, શિસ્ત અને તાલીમ ઉપર આજના સૈન્યનો જેટલો આધાર છે એટલો સંખ્યાબળ ઉપર નથી. વાયુયાનો, ટેન્કો, સન્દેશવાહક યંત્રો, શસ્ત્રોનો અવિરત પ્રવાહ, છૂટાછવાયા મંત્રોના ભાગો તથા ઉત્તમ રીતે બનાવેલાં સાધનો પર તેનો ઘણો આધાર છે; ધન મેળવવાનાં મર્યાદિત સાધનો, મુસ્લાસંચાલિત અને અણુવિકસેલી બુદ્ધિશક્તિ અને ખેતીની જ ઉપજ ઉપર આધાર રાખતી અર્થરચનાવાળું પાકિસ્તાન આ બધી વસ્તુઓ કેમ કરી મેળવશે? મહીસલામત આંતર પ્રદેશો જેવી કેટલીક બાબતોમાં હિંદુસ્તાન પાકિસ્તાન કરતાં દસગણું વધુ બળવાન રહેશે.

હિંદના ઇતિહાસે વારંવાર સિદ્ધ કર્યું છે કે શસ્ત્રની ખામી એક મોટી આપત્તિ નોતરે છે. 'લંડન ટાઇમ્સે' નોંધ્યું હતું કે ત્રણે અફગાન વિગ્રહોમાં હિંદના બ્રિટિશ

લશ્કરને અફઘાન લોકોએ સખત હાર આપી હતી તેનું કારણ તેમની પાસે વધુ સારાં શસ્ત્રો હતાં, એ છે. જનરલ બ્રહેરાએ સિપાઈઓના 'જોકાબ રેજીમેન્ટ'ને એક લડાઈમાં મોકલેલું તેમાંના સો ઉપરાંત સૈનિકોએ જિંદગીમાં કદી બંદૂકની ગોળી છોડી ન હતી! અયુબ ખાનના ઝડપથી ગોળીઓ છોડતા અને રશિયન ઢબે તાલીમ પામેલા તોપખાનાના તેઓ બિચારા ભોગ બની ગયા. પહેલા વિશ્વયુદ્ધમાં કુટની હાર પણ એવાં જ કારણોસર થઈ. બ્રિટિશ હિંદી લશ્કરને ૫૦ વર્ષ જૂની અને ફેંકી દેવાયેલી બંદૂકો અને તોપો આપવામાં આવી હતી જ્યારે તુર્કો પાસે છેલ્લામાં છેલ્લી ઢબની જર્મન બંદૂકો હતી. હિંદના રક્ષણનો પ્રશ્ન ઊભો થતાં હિંદની નવી સરકારે જોવું જોઈએ કે નુકસાનકારી ભૂલોનું પુનરાવર્તન ન થાય.

## શીખો અને સિંધુરેખા

એક બહુપ્રચલિત છતાં તદ્દન વાહિયાત લોકમાન્યતા દૂર કરાવી દેવા જેવી છે. 'વાયવ્ય ઘાટમાંથી જ્યારે જ્યારે હલ્લો આવ્યો છે ત્યારે ત્યારે હિંદની હંમેશાં હાર થઈ છે અને સરહદમાં તેમજ સરહદ પાર કોઈ પણ લશ્કરને હિંદ જીતી શક્યું નથી'—એવી એ માન્યતા છે. સાચી વાત તો એમ છે કે હિંદુ રાજપૂતોના હિંદી લશ્કરોએ અફઘાનિસ્તાનના કેટલાએ ભાગોનો કબજો લીધો હતો, કંદહાર સાથે યુદ્ધ કર્યું હતું અને ૧૭ મી સદીમાં ઓક્સસ નદીના કિનારા સુધી બલ્ખના પ્રદેશો પર હલ્લો કર્યો હતો. તે વખતે એક પણ બ્રિટિશ અમલદાર તેમાં ન હતો. યુરોપિયન લેખકો કહે છે તેવા સિપાઈઓને મજબૂત બનાવનારા ગોરા લશ્કરનો પણ ત્યાં અભાવ હતો. શાહજહાંના રાજ્યમાં કછવા રજપૂતોએ ભયંકર તોફાનોમાં અને બરફમાં હિંદુકુશના ઘાટનું રક્ષણ કર્યું હતું, અને જંગલી ઉઝબેક અને હઝારા જાતિઓ સામે દિલ્હીના મુસલમાનોનું રક્ષણ કર્યું હતું. ૧૬૭૪માં મહારાજા જશવંતસિંહ રાઠોડના લશ્કરે કરપા ઘાટના અફઘાનોને મારી પાછા હઠાવ્યા અને શુજાઅત ખાન મરી જતાં તેના લશ્કરના બચેલા ભાગને રક્ષ્યો. છેક નજીકના સમયમાં પણ શીખ લોકોએ પેશાવર અને અટક જીતીને ખાયબર ઘાટ સુધી સિંધુ નદીની સરહદ રક્ષી હતી. શીખ લોકો એમ જરૂર દાવો કરી શકે કે તેમની આઝાદીના દિવસોમાં સિંધુ નદી ઉપરની ચોકી તેમણે સફળતાપૂર્વક કર્યા કરી છે અને પછી બ્રિટિશોને તે કાર્યમાં મદદ પણ કરી છે. આધુનિક ઢબે સુવ્યવસ્થિત થયેલી રાષ્ટ્રીય સરકાર નીચે શીખ લોકો જરૂર વધુ સહેલાઈથી જે ભૂતકાળમાં કરી શક્યા તે હવે પછી પણ કરી શકશે. ૧૮૪૫–૪૮ માં ખાલસા લશ્કરને હાર આપવામાં 'અંગ્રેજો સફળ થયા કારણ કે સારી રીતે કેળવાયેલા છતાં પરદેશી લશ્કરી અમલદારો અને નેતાઓ અંગ્રેજો સાથે યુદ્ધ થતાં પહેલાં જ એકાએક જતા રહ્યા હતા. જેમ પેરન અને એના જેવા પૈસાના લાલચુ ફ્રેન્ચ સરદારો વેલેસ્લી સામેના યુદ્ધમાં સિંધિયાનો ત્યાગ કરી જતા રહ્યા હતા. આવી લડાઈઓ વિષે એક બ્રિટિશ લેખકે કહ્યું છે કે શીખ લોકો 'ગધેડાઓ વડે દોરવાયેલા સિંહો' હતા. સ્વતંત્ર હિંદુસ્તાનમાં હવે તે કદી બનવાનું નથી. મુંબાઈની ખાલસા કૉલેજના અને અમૃતસરની કૉલેજના શીખ પ્રોફેસરોના સંબંધમાં હું આવ્યો છું અને મેં જોયું છે કે તેઓ તેમની દૃષ્ટિમાં ખૂબ આધુનિક અને પ્રગતિવાદી છે. ધાર્મિક બાબ

ઉત્સાહને દૂર કરવા માટે અને જ્ઞાનપ્રગતિની નવી પદ્ધતિઓ અખત્યાર કરવા માટે તેઓ ખૂબ ઉત્સુક છે. તેઓની તાલીમ ખરેખર શીખોને કેળવવામાં ખૂબ કામયાબ નીવડશે. હિંદી લશ્કરના ૧૧.૩ ટકા અમલદારો શીખો છે જ્યારે ૨૩.૭ ટકા મુસલમાનો છે. શીખોનું એવડું પ્રમાણ ખૂબ સરળ અને ડહાપણભર્યું થઈ પડશે.

## હિંદીરાષ્ટ્ર અજેય બનશે

ચાલીસેક વર્ષો પર સિસ્ટર નિવેદિતાએ કહ્યું હતું. 'રાજા રામમોહન રાયનું યોગ્ય સ્થાન મહારાજા રણજીતસિંહની જમણી બાજુએ છે.' તેમનો કહેવાનો આશય એ હતો કે શીખ લોકોનું પરાક્રમ અને દેશભક્તિ બંગાળી લોકોની માનસિક શક્તિ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ સાથે મળ્યાં હોત તો પંજાબની આઝાદી આપોઆપ રક્ષાઈ જાત. તે સ્વપ્ન તો મર્યું પણ તે જ આદર્શને આપણે વળગી રહીએ. જેઓ પોતાના દેશને ચાહતા હોય તે સર્વેએ અદ્યતન અને લાગવગી કેન્દ્રસ્થ સરકારના વાવટા નીચે સુસંગઠિત બનવું જોઈએ અને વર્ણ તથા ધર્મના સઘળા ભેદો ભૂલી જવા જોઈએ, એટલું જ નહિ પણ આપણા જનસમૂહને, રક્ષવા, કેળવવા અને વધુ સમૃદ્ધ કરવાના સર્વ પ્રયત્નો કરવા જોઈએ.

બંગાળે સાર્વભૌમ થવાની બધી સ્વાર્થી ભાવનાનો ત્યાગ કરી હિંદની કેન્દ્રસ્થ સરકારની વફાદારીપૂર્વક સેવા કરવી જોઈએ તથા તેમ કરી બાકીના ભારતને માટે એક આદર્શ ખડો કરવો જોઈએ. આ મહાન ભારતવર્ષ—જો મુસ્લીમ લીગ તેની સાથે જોડાવા પૂરતું ડહાપણ દાખવશે તો તેની સાથે, અને જો, તે સ્વાર્થી અને અંધ સરમુખત્યારોથી દોરાવાનું ચાલુ રાખશે તો તેના વિના પણ—આગળ વધશે. ફ્રાન્સની કેથોલિક લીગે પરદેશની સશસ્ત્ર મદદ માગી, સેંટ બાર્થોલોમિયાના દિવસની વિખ્યાત કતલ કરી, ફ્રેન્ચો દ્વારા જ ફ્રેન્ચોનું લોહી રેડાવ્યું અને અર્ધી સદી જેટલી દેશની પ્રગતિ પાછી ઠેલી; પણ તેની નેમ નિષ્ફળ ગઈ. એનો જ હિંદી અવતાર મુસ્લીમ લીગ એટલું જ નુકસાન કરે પણ તેનું અંતિમ ભાવિ પણ એ જ લખાયું છે એમ તે જાણી લે. આ ઇતિહાસનો ઉપદેશ છે. આપણા દુશ્મનો આપણી પ્રગતિને વેદનામય અને આપણા માર્ગને લોહિયાળ બનાવી શકે; પણ આ જગતમાંની કોઈ પણ, વસ્તુ આપણા વિરોધીઓને મદદ કરતાં 'કાર્ટર્ન કલબ' કે 'ક્લાઈવ્ડન હાઉસ' સુદ્ધાં પણ, આપણને હવે નહિ અટકાવી શકે.

પ્રિય બંગાળ, તારી સાચી દેશભક્તિથી તારી જાતને બચાવ અને બાકીના ભારતને તારા આદર્શ વર્તનથી રક્ષ. *



* સર જદુનાથ સરકારના એક લેખ પરથી

# આઝાદ હિંદમાં ચોખ્ખું દૂધ

ઈન્દુલાલ યાજ્ઞિક

"ચોખ્ખું દૂધ ક્યાં મળે છે!" — "ભારોભાર પાણી" "અંદર તરણાં વાળ ને કેટલો યે કચરો" — "ને તો યે કેટલું મોંઘું" — આવી ફરિયાદો શહેરોમાં ચોપાસ સંભળાય છે. પ્રજામતનું પ્રતિબિંબ વર્તમાનપત્રો પાડે છે તે આ ફરિયાદોને લાંબા લેખોમાં ચીતરે છે.

'આટલી ફરિયાદ ઘેર ઘેર ને શેરીએ શેરીએ થાય ત્યારે તેના કોઈ ઉપાય તો યોજવા જ જોઈએ. પ્રજાજનો અને પત્રકારો તેની જીભે અને કલમે અનેકવિધ ચર્ચા કરે છે. બધાનો સાર એટલો જ છે કે 'સરકારે કંઈ કરવું જોઈએ' — અને 'મ્યુનિસિપાલિટીએ તો સારું દૂધ સસ્તા ભાવે લોકોને ઘેર ઓછા પૂરું પાડવું જ જોઈએ.'

આવા લોકમતનો કંઈક અમલ મુંબાઈમાં થયો છે, આગલી સરકારે મુંબાઈનાં બાળકોને ને માતાઓને સારું દૂધ પૂરું પાડવાને મુંબાઈનાં દુગ્ધાલયો સાથે આણંદની એક કંપની સાથે કરાર કર્યો. જે દૂધ આણંદથી ખાસ રેલવેના ડબ્બામાં ને પરાંમાંથી રોજ સવારે આવે તેને ઠંડું રાખી ખોટ ખાઈને વેચવા માંડ્યું. આ કામ માટે વરસે આશરે દોઢ કરોડ રૂપિયાનો ખરચ કર્યો. તે વખતના સત્તાધીશોને આ પ્રયોગ સફળ થતો લાગ્યો તેથી તેમણે પુના જેવા બીજા મોટા શહેરમાં પણ તેનો અમલ કરવાનો નિર્ણય કર્યો.

આથી આ શહેરોનાં સ્ત્રી બાળકોને ફાયદો થયો કે તેમને વધારે દામ આપીને બીજાઓએ ચા વગેરે માટે તેનો ઉપયોગ કર્યો તેની ચોકસ તપાસ થઈ શકી નથી. કારણ કે થોડા વખતમાં મહાસભાવાદી પ્રધાનમંડળે સત્તાનાં સૂત્ર લીધાં અને જૂની આખી કારોબારી બંધ કરી — મુંબાઈને સીધા દૂધની ભેટ મળતી અટકાવી દીધી. ચોપાસથી પ્રજામત સંભળાયો કે મુંબાઈને ખોટ ખાઈને દૂધ આપો તો અમદાવાદ, સુરત, શોલાપુર વગેરે શહેરોને કેમ નહિ? અને શહેરના પૈસાવાળાને આ લાભ મળે તો ગામડાંએ શી ગુનેગારી કરી? આ વિચારોનો વંટોળ ધ્યાનમાં લઈને મુંબાઈ સરકારે દૂધની નવી યોજના ઘડી છે તેના અમલમાં તે ઓછી જ ખોટ ખાય છે, અને થોડી જ રાહત આપે છે.

હવે જો સરકાર આવું કામ ન ઉપાડી શકે તો મોટાં શહેરની મ્યુનિસિપાલિટીઓએ તે ઉપાડીને કર ભરનારને ખરચે તેમને ચોખ્ખા દૂધનો સંગીન લાભ આપવો જોઈએ એમ બોલાય છે અને લખાય છે, પણ હાલની નાનીમોટી સુધરાઈઓએ જે જવાબદારીઓ ઉપાડી છે તે જ પૂરી અદા કરી શકતી નથી તે વખતે આ નવી ભારે કામગીરી કેટલી સફળ રીતે પાર પાડી શકશે એમ પૂછી શકાય.

એક રીતે આજે પણ સુધરાઈઓ દૂધની ચોખ્ખાઈ પર અંકુશ ધરાવે છે. તેના અધિકારીઓને બહારથી આયાત થતું ને દુકાને વેચાતું દૂધ તપાસવાનો અને ભેળવાળા દૂધના વેપારને અટકાવવાનો અધિકાર છે. તે મુજબ કોઈ ફરિયાદ ક્વચિત કેસોમાં મુકાય છે, પણ રોજ ઉઘાડે છોક હજારો મણ ભેળસેળવાળું દૂધ સ્ટેશનેથી ગામમાં આવે છે તે તરફ સુધરાઈના અધિકારીઓ આંખમિંચામણાં કરે છે તે પરથી તેની કોઈ યોજનાની સફળતા માટે શંકા રહે છે.

હવે આ અંધારી ગલીઓને છોડીને દુનિયાનાં મોટાં શહેરોના દૂધના પુરવઠાના સારી માર્ગ તરફ નજર કરીએ. લંડન કે પેરીસમાં સરકાર કે સુધરાઈ દૂધનો ધંધો

કરતી નથી — કે તે બહારથી આયાત કરી નિયત ભાવે પૂરું પાડતી નથી. તે તો હાલની આપણી સુધરાઈઓની માફક દૂધની ચોખ્ખાઈનું નિયમન કરીને જ સંતોષ માને છે, અને પ્રજામતનો અને વેપારીઓનો પણ સહકાર સાધીને તે નિયમન સફળ બનાવે છે. પરિણામે દૂધના ઉત્પાદન ને આયાતનો કુલ વહેવાર ખાનગી વ્યક્તિઓ ને કંપનીઓના જ હાથમાં છે. છતાં યે શહેરોમાં મુંબાઈ કે અમદાવાદથી વધારે ચોખ્ખું દૂધ કેમ સસ્તા ભાવે કેમ મળે છે?

આ સવાલનો જવાબ પણ સહેલાઈથી મળી રહે છે. આપણા ગોવાળો ને ખેડુતો ગરીબ કંગાલ, વહેમી ને અભણ છે તેથી તેઓ સારાં ગાય-ભેંશ રાખી તેને સારો ખોરાક આપી તેની ઓલાદ સુધારતા નથી અને વધારે સારું તેમજ ચોખ્ખું દૂધ તેઓ પૂરું પાડી શકતા નથી. સારાં ઢોરનું સારું દૂધ ખૂબે પેદા થાય તો જ તેની આયાત અને વહેંચણી શહેરમાં થઈ શકે. પણ नास्ति मूले कुतः शाखा ?

આઝાદ પ્રજાઓ સ્વાશ્રયી હોય છે. જે જોઈએ તે માટે પુરુષાર્થ કરે છે અને તેમાં ખાસ જરૂરી મદદ સરકાર કે સુધરાઈ પાસે મેળવે છે. પણ આપણને તો જે ખોટું હોય તેનો દોષ પારકી સરકારને માથે ઢોળવાની અને જે લાભ જોઈએ તે પણ સરકાર પાસે જ માગવાની ટેવ પડી ગઈ છે. તે વિષે વાતો કરીએ — ને બહુ ચીડાઈએ તો લખીએ એટલે બસ! પણ હવે તો આપણે આઝાદ થયા તો હવે બીજી પ્રજાઓની માફક આપણી જવાબદારી સમજી સ્વાશ્રયી બનીએ અને આપણે જોઈતું ચોખ્ખું દૂધ મેળવવાને જાતે જ ભગીરથ પ્રયાસ કરીએ.

શહેરને દરરોજ મળે દૂધ પૂરુ પાડવાને પાસે કે દૂરથી સારી ઓલાદનાં ગાય-ભેંશ પાણી અને ઘાસ પૂરતાં મળે એવા અનેક ગ્રામ વિસ્તારોમાં, સ્વચ્છ સ્થાનકમાં રાખવાં જોઈએ અને બધી રીતે તેની સારી માવજત કરવી જોઈએ. ઢોર પર પહેલેથી વધારે ખરચ થાય તો જ સારા પ્રમાણમાં દૂધ આપે. આવું દુગ્ધાલય જમાવવાને સારી મૂડી જોઈએ તે આજના રબારી વગેરે પાસે ન હોય — તે મૂડી શહેરના જ પ્રજાજનો પૂરી પાડી શકે.

વળી અમની માફક દૂધના વ્યવસાયમાં શાસ્ત્રીય જ્ઞાનની અને સુધરેલી નીતિરીતિની જરૂર છે. તે પણ હાલનાં અભણ સ્ત્રીપુરુષો નહિ પણ નવા દૂધ – ઉત્પાદનના શાસ્ત્રમાં પારંગત થએલા જુવાનો અમલમાં મૂકી શકે. અર્થાત્ નવા જમાનામાં જુવાનો બીજું પણ શીખે છે તેમ તેમણે દૂધના વિજ્ઞાનનો પણ અભ્યાસ કરવો જોઈશે અને ગ્રામ-વિસ્તારમાં રહી દૂધાળાં ઢોરની સેવા કરવી પડશે. નવી ભાવના ને સંજોગને અનુરૂપ દૂધ જોઈએ તો પછી તેની આશા જૂનવાણી લોકો પાસેથી રાખવાને બદલે શહેરના ખાસ તાલીમ પામેલા જુવાનોને જ તે કામ પર રોકવા જોઈએ.

મૂડી અસ્યક શહેરોમાં છે. દૂધ ઉત્પાદન સુધારવા ને વધારવાને નવી વિદ્યા પણ શહેરમાં સુલભ છે. જો સારું દૂધ ભરપટે ઉત્પન્ન થાય તો તેને શહેરનાં કેન્દ્રોમાં વહેંચી તેને યોગ્ય ભાવે વેચવાનું કામ પ્રમાણમાં સરળ છે.

"કેડે છોરૂ ને ગામે શોધ્યું!" એવી આ ઘટના છે. શહેરના લોકોની આ મોટી

જરૂરિયાત તેના જ નભીરા પૂરી પાડી શકે એમ છે. માત્ર બે મુસીબતો તેમને નડે છેઃ પૈસાવાળાને આજકાલ વધારે પડતા નફાની તાલાવેલી લાગી છે. વળી આ ધંધાના ભોમિયા નહિ — તેમને ગામડે રહેવું કે જવું ફાવે નહિ — ને રોગચાળામાં ઢોર મરી જવાનો ભય રહે — આ બધાં કારણથી તેઓ પાછા પડે. બીજી ખાસ મુશ્કેલી ભણેલા જુવાનોને પણ ગામડે રહી ઢોરમાં ફરતાં કાઢીઓ ચઢે ને જાતમહેનત કરવાનો કંટાળો આવે !

છતાં જો શહેરનાં લોકોને ચોખ્ખું દૂધ મેળવવું હોય તો તેમણે જ આદર્શ દુગ્ધાલય ચલાવવાં જોઈશે. આ સત્યની પ્રતીતિ તેમને સત્વર થાય ને કોઈ મૂડીદારની પરવા કર્યા વિના સમજુ ભાઈબહેનો સહકારી ધોરણે દુગ્ધાલય ચલાવે અને સર્વેની બીક સ્વાશ્રયથી ભાંગે એવી આશા હું રાખું છું.



## પ્રાર્થના

જયંતીલાલ આચાર્ય

હિંસા–ઉન્મત્ત પૃથ્વી, નિષ્ઠુરે નિત દ્વંદ્વ,
ઘોર કુટિલ પંથ તેનો લોભ જટિલ ફંદ;
નૂતન તમ જન્મ કાજ આતુર સહુ પ્રાણી,
કરો ત્રાણ મહાપ્રાણ, અમર ભૈરો વાણી !
વિકસિત કરો પ્રેમપદ્મ ચિર મધુનિસ્પંદ !
શાંત હે, મુક્ત હે, હે અનંત પુણ્ય,
કરુણાધન, ધરણીતલ કરો કલંક શૂન્ય !
દાનવીર દો સહુને ત્યાગ કઠિન દીક્ષા;
મહાભિક્ષુ લો સહુની અહંકાર ભિક્ષા !
લોક સહુ ભૂલો શોક, નષ્ટ થાઓ મોહ;
ઉજ્જ્વલ હો જ્ઞાનસૂર્ય ઉદય – સમારોહ.
પ્રાણ પામો સકલ ભુવન, નયન પામો અંધ !
શાંત હે, મુક્ત હે, હે અનંત પુણ્ય,
કરુણાધન, ધરણીતલ કરો કલંક શૂન્ય !
ક્રંદનમય નિખિલ હૃદય તાપદહન દીપ્ત,
વિષય–વિષ–વિકાર–જીર્ણ ખિન્ન અપરિ–તૃપ્ત;
દેશ દેશ કરત તિલક રક્ત–કલુષ ગ્લાનિ,
તમ મંગલ શંખ આણો; તમ દક્ષિણ પાણિ;
તમ શુભ સંગીત રાગ, તમ સુંદર છંદ,—
શાંત હે, મુક્ત હે, હે અનંત પુણ્ય,
કરુણાધન, ધરણીતલ કરો કલંક શૂન્ય ! *

[ * આગામી ‘ રવીન્દ્રગીતસુધા ’ માંથી ]

# આપણો ખોરાકનો પ્રશ્ન

રામચંદ્ર ના. પંડયા, એમ. એ. (વિશારદ)

ભારતના ઇતિહાસમાં આ અસામાન્ય સમય છે. આજથી પાંચેક વર્ષ પહેલાં સામાન્ય માણસને જેની કલ્પનાયે ન હતી તે બને છે. અંગ્રેજો સત્તા સોંપીને ચાલ્યા જાય છે. અને આપણે સ્વતંત્રતાને આરે-ઊભા છીએ. એ વખતે આપણે આપણી આજુબાજુ નજર નાખી, આપણે કેવી પરિસ્થિતિમાં છીએ તેનો ખ્યાલ કરી લેવો જોઈએ, એટલું જ નહિ પણ ભાવિની કાર્યરેખા પણ નક્કી કરી લેવી જોઇએ. પ્લાસીનું યુદ્ધ લડાયું ઇ. સ. ૧૭૫૭ માં, અને વિપ્લવ થયો ૧૮૫૭ માં, એ વાતોને આજે અનુક્રમે ૧૯૦ અને ૯૦ વર્ષ થયાં છે. એ પછી અનેક કડવાં મીઠાં સ્મરણો મૂકીને અંગ્રેજ અમલ, આજ સુધી જે રૂપે ચાલતો તે રૂપે તો વિદાય થાય છે જ. ત્યારે, ભારતના ઇતિહાસમાં નવો યુગ શરૂ થાય છે ત્યારે આપણે કેવી સ્થિતિમાં છીએ ?

આજે આપણે અનેક પ્રશ્નોનો સામનો કરવાનો છે. પ્રશ્નો અનેક છે, ભયંકર છે, અને દીર્ઘ ઉદ્યોગ માગી લે તેવા છે એ વાત ખરી છે, પણ તેથી નિરાશ થવાનું કારણ નથી, પણ વધારે ચીવટ અને ખંતપૂર્વક કામ કરવા તૈયાર થવાનું કારણ છે. આજે એ અનેકમાંથી એક, અને અત્યારે સૌથી અગત્યનો બનેલો પ્રશ્ન આપણે ઊંડી નજરે અવલોકીએ.

એ પ્રશ્ન છે ખોરાકનો. એક મહાન વ્યક્તિએ કહ્યું છે કે જે દેશ બીજા દેશે ઉગાડેલું અનાજ ખાય છે, અને બીજા દેશે તૈયાર કરેલું કપડું પહેરે છે તે કમભાગી છે. માનવજીવનની પ્રાથમિક જરૂરિયાતો ત્રણ—ખોરાક, કપડાં અને રહેઠાણ..દરેક દેશે અને પ્રજાએ એ ત્રણે બાબતમાં સ્વાવલંબી થવું જ જોઇએ. તો જ, અને નહિ તો નહિ,—એ પોતાના પ્રિય સિદ્ધાંતોને વળગી રહી શકે. અને સ્વાતંત્ર્ય મેળવી શકે. તથા સાચવી શકે. એમ ન કરી શકે તો એને નસીબે રાજકીય કે આર્થિક ગુલામી લખાએલી જ છે.

સમગ્ર રીતે વિચાર કરતાં, હિંદનો અનાજનો પ્રશ્ન ગંભીર ધ્યાન માગી લે એવો છે. આજે વર્ષોથી આપણે પરદેશથી અનાજ મંગાવવું પડે છે. યુદ્ધ પહેલાં બિનરોકટોક એ આવતું હતું એટલે એ વાત વરતાતી નહોતી. અને આજે વરતાય છે એટલું જ, પણ એ પ્રશ્ન છે તો પહેલેથી જ. સમયના વહેવા સાથે એ વધારે ગંભીર અને તાત્કાલિક અગત્યનો બન્યો છે.

આપણે હવે ખોરાકની તંગીનાં કારણો જોઈએ.

એક તો, ૧૮૭૦ના હિસાબે આપણી વસ્તીમાં ૭૦ ટકા જેટલો વધારો થયો છે. અને એના પ્રમાણમાં ખોરાકનું ઉત્પાદન લગભગ સ્થિર રહ્યું છે—જે અસાધારણ પ્રયત્નો અનાજ ઉગાડવા માટે કરવામાં આવ્યા એનું પરિણામ નગણ્ય આવ્યું છે. એટલે સામાન્ય રીતે આપણને જેટલું અનાજ મળવું જોઇએ તેના ૨/૩ જેટલું પણ પરાણે મળે છે. એક અંદાજ એવો છે કે આપણા દેશ માટે આપણે ૯૦૦ લાખ ટન અનાજ જોઇએ. ત્યારે આપણે માંડ ૬૫૦ લાખ ટન પકવીએ છીએ. એમાં પણ જેટલું પકવાય છે તેટલાનો

સદુપયોગ થતો નથી. કેટલીક વખતે સાચવણીને અભાવે અનાજ બગડે છે. ઉંદર, પંખી, તીડ, પશુઓ વગેરે નુકસાન કરે છે, અનાજના સંગ્રહ કરવાની રીતો પણ અપૂર્ણ છે—અવૈજ્ઞાનિક છે. તેથી પણ અનાજ સડી જાય છે. આમ ઘણી ખોટ સહન કરવી પડે છે. ઉપરાંત બી તરીકે પણ અનાજનો અમુક ભાગ આપણે સાચવી રાખવો જ પડે. પણ તે પણ યોગ્ય રીતે આપણે કરી શકતા નથી. પરદેશોથી આવતું અનાજ બંધ થયું છે. અત્યારે હવે યુદ્ધ બંધ છે અને મોકલવાની તથા મંગાવવાની સગવડો થઈ છે ત્યારે પણ બહારથી અનાજ મંગાવવું સરળ રહ્યું નથી. કારણ કે પરદેશોમાં પણ, અનેક કારણે આજે અનાજની અછત છે. ઓસ્ટ્રેલિયા, રશિયા, કેનેડા, જાવા જેવા દેશોને બાદ કરીએ, અમેરિકાને ન ગણીએ, તો કોઈ પણ દેશ અનાજનો નોંધપાત્ર જથ્થો ફાજલ પાડી પરદેશ મદદ માટે કે વેચાતો મોકલી શકે એમ નથી. દરેક દિશામાંથી "અનાજ, અનાજ"ની બૂમો પડે છે. આ ઉપરાંત એક બીજી મુશ્કેલી પણ છે. આંતરરાષ્ટ્રીય વ્યાપારમાં મોટે ભાગે વિનિમય પદ્ધતિ—barter system—ચાલે છે. માલને બદલે માલ—પૈસા નહિ, અથવા લેવાય તો દે ન ગણ્ય જ—આ સ્થિતિ છે. એટલે પરદેશથી અનાજ મંગાવીએ. તેના બદલામાં આપણે બીજી વસ્તુઓ મોકલવી જ પડે એમ છે.

આપણી ખેતીની દશા પણ દયાજનક છે. જો ખેતી સારી હોત, તો આપણે આ મુશ્કેલીમાં મૂકાવું ન પડત, અને મૂકાઈ જાત તો યે પહોંચી વળત. પણ આપણી ખેતીની બૂરી અવદશા થઈ છે. ઉત્પાદનની બાબતમાં આપણું સ્થાન ઘણું પાછળ છે. એનાં કારણો ઘણાં છે.

એક તો આપણો ખેડૂત એની સૈકાજૂની રીતે ખેતી કરે છે. દુનિયા ઝડપથી આગળ વધી રહી છે ત્યારે એ હજી 'હતો ત્યાંને ત્યાં' જ છે. એના જીવનમાં નિયમિતતા રહી નથી, કામ કરી શકાય એવો અત્યંત ઉપયોગી સમય એ વેડફી નાંખે છે. અને દરેક પેઢીએ ખેતીની કળામાં સુધારો થવાને બદલે કાંઈક બગાડ જ જોવા મળે છે. એનાં કારણો ઘણાં છે, પણ આ ટૂંકા લેખમાં એને સ્થાન નથી.

ખેડૂતનાં ઓજાર પણ જોઈએ એવાં નથી. એથી જમીન ઊંડી ખેડાતી નથી, ઉથલપાથલ થતી નથી. અને સૂરજના તાપનો લાભ પણ તેને મળતો નથી. ઉપરાંત એ વધારે પાણીને સમાવી શકે કે સંઘરી રાખે અથવા મૂળને જમીનને વળગવામાં વધારે સહાય કરે એવીયે બનતી નથી.

ત્રીજી ભારે ખોટ ખાતરની છે. એક અનુભવસિદ્ધ કહેવત છે કે "ખેડ, ખાતર ને પાણી: લાવે નસીબને તાણી." પણ આજે ખાતરની બાબતમાં પણ ખેતીની દશા શોચનીય છે. એથી જમીનમાંથી અનાજ રૂપે આપણે જે તત્ત્વો લઈ લઈએ છીએ તે પૂરાં પાડી શકતા નથી. એથી જમીન વધારે ને વધારે સત્ત્વહીન બને એવી સ્થિતિ ઊભી થાય છે.

વરસાદ ઉપર પણ ખેતીની સફળતાનો ઘણો આધાર રહે છે. કોઈ વખત અતિવૃષ્ટિ, તો કોઈ વખત અનાવૃષ્ટિની ફરિયાદ આપણે નસીબે હોય જ છે. પરિણામે ધાર્યું અનાજ

પાકતું નથી અને ૩૦''થી ઓછા વરસાદવાળા પ્રદેશ પર દુકાળની તલવાર હંમેશાં લટકતી રહે છે. એવા પ્રદેશો હિંદમાં વિશાળ છે. એને સીંચાઈ માટે યોગ્ય વ્યવસ્થા કરી અનાવૃષ્ટિના ભયથી બચાવી નિયમિત પાક આપતા કરવા પડશે જ. એમાં રોકેલી મૂડી ઉત્પાદન આપનાર—paying—બનશે. અને લોન લઈને પણ એ કરવા જેવું છે જ. ઉત્પાદન સીંચાઈથી જરૂર વધે છે એ નીચેના આંકડાથી જણાશેઃ

| પ્રાંત | ચોખા<br>સીંચાઇ વગર, રતલ | સીંચાઇથી રતલ |
|---|---|---|
| મદ્રાસ | ૮૬૫ | ૧૫૯૫ |
| પંજાબ | ૫૨૧ | ૮૧૯ |
| સંયુક્તપ્રાંત | ૮૦૦ | ૧૦૫૦ |
| | ઘઉં | |
| મુંબાઈ | ૪૯૬ | ૧૨૩૬ |
| પંજાબ | ૫૫૨ | ૯૨૮ |
| સિંધ | ૬૫૬ | ૧૧૪૮ |
| સંયુક્તપ્રાંત | ૭૫૦ | ૧૦૫૦ |

આ આંકડા દર એકરની ઉપજના છે.

આપણા દેશમાં કુલ જમીનના ૧૯% જેટલી જમીન ખેડી શકાય તેવી છે અને આજે ઉજ્જડ પડી છે. એમાં મહેનત અને ખર્ચ કરવું પડે, પણ એક વખત પાક આવવો શરૂ થયા પછી એનો સવાલ નથી રહેતો. ખેડ, ખાતર અને પાણી, જમીનને જરૂર ફળદ્રુપ—ફળદાતા—બનાવી શકે. એમ કરવામાં સરકારે ખેડૂતોને મદદ કરવી જોઈએ. જરૂર પડયે થોડો સમય મહેસૂલ પણ ન લેવું, અને ખોટ ખમવી. દેશને આબાદ કરવો હોય તો એ વિના બીજો રસ્તો નથી. પણ આજની સરકારી નીતિ તો જુઓ! ખેડૂતને અનાજ પડે છે મોંઘું, સરકારને એ લેવું છે સસ્તું. શ્રી પ્રભુદાસ વે. પટેલે બતાવ્યું છે તેમ, લડાઇ પહેલાંના અને અત્યારના ખેતીના ખર્ચમાં ઘણો ફરક—આકરણો—હોવા છતાં સરકાર વધારે ભાવ આપવા માગતી નથી! પ્રજાસેવકોનો પોકાર નકામો ગયો છે.હવે પછી કાંઇ થાય તો જુદી વાત. પરિણામે ''વધારે અનાજ વાવો''ના સૂત્રને અનુસરનાર ખેડૂત ખોટમાં રહે છે. અને એથી અનાજ ઉગાડવાની બાબતમાં નિરુત્સાહી બને છે. બીજા ઘણા વધારે કિંમત—વળતર—આપતા પાક કરવા એ લલચાય છે, અથવા પાકેલા અનાજને સાચું જાહેર ન કરતાં, કાળાબજાર તરફ વળે એમ પણ બને. આ બધું અટકાવવાનો સમય તો ક્યારનો ય પાકી ગયો છે.

આપણે ત્યાં જમીનના નાના નાના ટુકડા થયા છે. વારસામાં આવતી મિલકત ભાઇઓ સરખે ભાગે વહેંચી લે એવા રિવાજને લીધે એમ બન્યું છે. એથી હિંદમાં ખેતરોની સરાસરી વિશાળતા ઓછી થઈ છે, અને ૫ એકરથી મોટાં ખેતરો ભાગ્યે જ જોવા મળે છે. એક ટુકડો અહીં તો બીજો વળી માઈલેક દૂર, એમ પણ એક ખેડૂતને ખેડવા હતું પડે છે. એમાં સમય અને શક્તિનો પાર વગરનો અપવ્યય થાય છે. એ ટુકડા ભેગા કરવામાં

# ભાગલાથી કયા હેતુ સરશે ?

વિઠ્ઠલદાસ કોઠારી

જનાબ ઝીણાસાહેબ ઘણી વખત એમ કહેતા કે હિંદમાં લઘુમતીઓના પ્રશ્નનો નિકાલ લાવવાનો એકમાત્ર માર્ગ દેશના ભાગલા પાડવા એ છે. હવે દેશના ભાગલા પાડવાનું નક્કી થયું છે એ સ્થિતિમાં જોવાનું એ છે કે તેથી લઘુમતીઓનો પ્રશ્ન મટશે ?

૧૯૪૧ની વસ્તી ગણતરી પ્રમાણે બ્રિટિશ હિંદમાં મુસલમાનોની વસ્તી ૨૬-૮૪ ટકા હતી. હવે કેવી સ્થિતિ હશે તે જોઈએ :

| | મુસ્લિમો (ટકા) | બિન–મુસ્લિમો |
|---|---|---|
| પાકિસ્તાન | ૭૧.૫ | ૨૮.૫ |
| બાકી હિંદ | ૮૭ | ૧૩ |

આ ઉપરથી જણાય છે કે પાકિસ્તાન સિવાયના હિંદમાં મુસ્લિમોના ટકા ઘટે છે પણ પાકિસ્તાનમાં બિન–મુસ્લિમોના ટકા ઊલટા વધે છે. તો પછી લઘુમતીનો પ્રશ્ન કેવી રીતે મટશે ?

તેનો બીજો ઉપાય વસ્તીની ફેરબદલીનો સૂચવાયો છે. તે આજની સ્થિતિમાં શક્ય છે એમ કોઈ હિંદુ કે મુસલમાન માને છે. કોઈ રડ્યાખડ્યા લોકો પ્રાંતની ફેરબદલી કરે પણ મોટા ભાગના લાખો લોકો માટે એવી ફેરબદલી શક્ય નથી. એટલે "મનફેર" ન થાય ત્યાં સુધી મતીના પ્રશ્નનો કોઈ રીતે નિકાલ આવે એમ લાગતું નથી. માટે પણ વધારે ધ્યાનપૂર્વક પશુપાલન બીજાની વૃત્તિઓ ઉપર કાબૂ રહેતા એ જરૂરી છે. આજે નકામાં ઢોરનો બોજો ઘણો ભારે–વિશેષ પ્રયત્ન થશે ભર્યો–છે અને જરૂરી સશક્ત ઢોર કતલખાને જાય છે એ સ્થિતિ અટકાવ્યા કામોમાં ભાગ છૂટકો જ નથી. દૂધની બાબતમાં વ્યક્તિ દીઠ સવાશેરની જરૂર છે ત્યાં માંડ પાંચ ઔંસ આપણે પામીએ છીએ. આપણે ત્યાં દૂધાળાં ઢોર દુનિયામાં છે તેના ૩૩ ટકા; પણ દૂધ મળે ૧૨ ટકા માત્ર ! એ આપણી પશુપાલન પરત્વેની બેદરકારી સૂચવે છે.

શાકભાજી અને ફળનું મહત્ત્વ આપણે સમજ્યા નથી, શરીરની તંદુરસ્તી અને વિકાસ માટે એ અત્યંત જરૂરી છે. આપણા નબળા આરોગ્ય અને ટૂંકી જીવનમર્યાદાને મજબૂત અને દીર્ઘ બનાવવામાં એ ભારે ફાળો આપી શકે તેમ છે. એ તરફ આપણે ધ્યાન આપવું જ પડશે.

આ ઉપરાંત આપણે ત્યાં જે થોડું પણ પાકે છે તેનો આપણે ઘણી ખરાબ રીતે, કઢંગી રીતે ઉપયોગ કરીએ છીએ. એને પરિણામે ખૂબ ખૂબ બગાડ થાય છે. એક તો આપણી રાંધવાની રીત જ નુકસાનકારક છે. ઓસામણ કાઢી નાખવું એટલે સત્ત્વ કાઢી નાખવું અને છડવા તથા ભરડવામાં પણ મશીનનો ઉપયોગ કરીને, ચૂલું કે કુશકી–એ પોષકતત્ત્વોના ભંડારોને તો આપણે ફેંકી દીધાં હોય જ છે, બાકી રહેલું સત્ત્વ આપણે કામ ફેંકી દઈએ, એટલે સ્વાદહીન, સત્ત્વહીન, પોષણહીન ખોરાક જ આપણા નસીબે આવે છે. આ હાનિ ઓછી નથી. થોડા અનાજે ચલાવી શકાય ત્યાં વધારે વાપરતાં પણ નભતું નથી તે આથી જ. આજે અનાજની બાબતમાં રૂપને યાદ રાખવામાં આવે છે, ગુણને–સત્ત્વને–નહિ.

શાકાદિની બાબતમાં પણ એ જ દશા છે. એને બાફવાને બદલે તળવાં, ફોતરાં કાઢી નાખવાં, અને જલદી ન રંધાય તો–ખારો–baking powder. નાખવો–એ આપણા

# રવીન્દ્ર—વાણી

શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

**સગવડને** ખાતર જેઓ સમાજના પાયા ખોદી નાખે છે તેઓમાંના ઘણા પોતાને ચતુર પોલિટિકલ તરીકે ઓળખાવે છે. તેઓ એવો દેખાવ કરે છે કે, જૂઠું બોલવું એ ખરાબ છે, પણ પોલિટિકલ બાબતમાં જૂઠું બોલવામાં કંઈ દોષ નથી. સાચી વસ્તુને મચડીને કહેવી ન જોઈએ પણ તેમ કરવાથી જો કોઈ અંગ્રેજની બેઈજ્જત થતી હોય તેમાં દોષ નથી. કપટ આચરવું એ ધર્મ વિરુદ્ધ છે, પણ દેશની જરૂરિયાતનો વિચાર કરીને બૃહત્ ઉદ્દેશને ખાતર કપટ આચરવામાં ખોટું નથી. પણ તમે બૃહત્ કોને કહો છો? ઉદ્દેશ ગમે તેટલો બૃહત હોય તો પે તેના કરતાં પણ બૃહત્તર ઉદ્દેશ રહેલો છે. બૃહત્ ઉદ્દેશ સાધવા જતાં બૃહત્તર ઉદ્દેશનો ઘાણ નીકળી જાય છે તેનું શું? કદાચ એ વસ્તુ શક્ય પણ બને કે આખી પ્રજાને મિથ્યાચરણ કરતાં શીખવીએ તો આજનું આપણું કામ પાર ઊતરી જાય. પણ તેને દૃઢ સત્યપ્રિયતા અને ન્યાયપ્રિયતા શીખવી હોત તો તે સદાને માટે માણસ બની જાત! તે નિર્ભયતાપૂર્વક માથું ઊંચું કરીને ઊભી રહી શકત, તેના હૃદયમાં અસીમ બળ પેદા થાત. તે ઉપરાંત, જગતનાં કાર્યો આપણા હાથની વાત નથી. આપણે કેવળ એક સોય શોધવા માટે દીવો સળગાવીએ તો તે આખા ઘરમાં અજવાળું કરી મૂકશે તેમ આપણે જો એક સોયને સંતાડવા માટે દીવો હોલવી નાખીએ તો તેથી આખા ઘરમાં અંધારું થઈ જશે. એ જ પ્રમાણે આપણે જો આખી પ્રજાને કોઈ લાભ મેળવવાને માટે મિથ્યાચરણ કરતાં શીખવીએ તો તે મિથ્યાચરણ તમારી ઈચ્છાને વશ વર્તીને કેવળ લાભ મેળવી આપીને જ અલોપ થઈ જાય એમ બનતું નથી, તે પોતાનો વંશ સ્થાપતું જાય છે. પહેલાં હું કહી ગયો છું કે બૃહત્વ કેવળ એક ઉદ્દેશમાં બદ્ધ રહેતું નથી, તેનાથી હજારો ઉદ્દેશો સધાતા હોય છે. સૂર્યનાં કિરણો ગરમી આપે છે, પ્રકાશ આપે છે, રંગ આપે છે. જડ, વનસ્પતિ, પશુ, પંખી, કીટ, પતંગ બધાયના ઉપર તેની હજારો રીતની અસર થાય છે; તમને જો એક વખત એવો ખ્યાલ આવે કે પૃથ્વીમાં લીલા રંગની ઉત્પત્તિ ખૂબ વધી ગઈ છે, એટલા માટે તેને અટકાવવાની જરૂર છે, અને એ પરમ લોકહિતકર ઉદ્દેશને ખાતર તમે એક મોટી આકાશ જેવડી છત્રી આડી ધરો તો લીલો રંગ કદાચ ઊડી પણ જાય, પરંતુ તેની સાથે જ લાલ રંગ, નીલ રંગ, બધા જ રંગ મરી જશે, પૃથ્વીની ગરમી ચાલી જશે પ્રકાશ ચાલ્યો જશે, પશુ, પંખી, કીટ, પતંગ બધા જ સામટાં ચાલ્યાં જશે. તે જ પ્રમાણે કેવળ માત્ર પોલિટિકલ ઉદ્દેશમાં જ સત્ય બદ્ધ નથી. તેનો પ્રભાવ મનુષ્યસમાજના હાડ અને મજ્જામાં હજારો પ્રકારે કાર્ય કરી રહ્યો હોય છે—કેવળ કોઈ એક જ ઉદ્દેશને ઉપયોગી થઈ પડે એટલા ખાતર જો તેમાં તમે ફેરફાર કરો તો તે બીજા લાખો ઉદ્દેશો માટે નિરુપયોગી થઈ પડશે. જ્યાં જ્યાં કોઈ સમાજ નાશ પામ્યો છે ત્યાં ત્યાં આ રીતે જ બન્યું છે. જ્યારે જ્યારે મતિભ્રમને કારણે કોઈ એક સંકુચિત હિત સમાજની નજરમાં સર્વસ્વ બની જાય છે અને અનંત હિતનો તે પોતાને ખાતર ભોગ આપે છે, ત્યારે ત્યારે તે સમાજમાં શનિ પ્રવેશ કરે છે, કળિયુગનું જોર વધી જાય છે...એટલા માટે પોતાની પ્રજાની સાચી ઉન્નતિ જો ઇચ્છતા હો તો યુક્તિ પ્રયુક્તિ, ધૂર્તતા, ચાલાકપતા છોડીને સાચા પુરુષની પેઠે મનુષ્યના ગૌરવને સરળ રાજમાર્ગે ચાલવું પડશે, તેમ કરવાથી લક્ષ્ય સ્થળે પહોંચતાં કદાચ વિલંબ થાય તો તેમાં પણ શ્રેય છે, પણ સુરંગને માર્ગે અતિશય ઝડપથી રસાતળમાં જઈને ત્યાં સંસ્થાન સ્થાપવાની વાત તો સર્વથા છોડી દેવા જેવી જ છે.

(૧૮૮૪)

કોઈપણ દષ્ટિએ જોઈએ સંકુચિતતામાંથી મંગળ નીપજતું નથી. જીવનના આદર્શને સંકુચિત બનાવવાથી કદી પ્રજાની ઉન્નતિ થવાની નથી. ઉદારતા વગર કદી મહત્ત્વ સ્ફુરવાનું નથી. મુખ ઉપર જે એક પ્રકારનું તેજ ઝળકે છે, હૃદયમાં જે એક પ્રકારની પ્રતિભા વિકસે છે, સમગ્ર જીવન સંસારના રંગો વચ્ચે અટળ અને અચળ બનીને જ ઊંચે માથે ઊભું રહે છે તે કેવળ એક વિપુલ ઉદારતાને જ કારણે; સંકુચિતતાનો આશરો લેતાં જ રોગથી છળ્યું, શોકથી શીર્યું, વાયથી બીનું, દામંપથી નતશિર તથા અપમાનથી લાચાર બનીને રહેવું પડે છે, આંખ ઊંચકીને જોઈ શકાતું નથી; મોમાંથી શબ્દો નીકળતા નથી, કાપુરુષતાનાં બધાં લક્ષણો પ્રગટ થાય છે. પછી મિથ્યાચરણ, કપટ, ખુશામત એ જ જીવનની મૂડી થઈ પડે છે. આસામાન્ય પ્રતિભાસંપન્ન વ્યક્તિઓ કાપુરુષતાના આશ્રયસ્થાનરૂપ એ હીન મિથ્યાને જોરપૂર્વક સમૂળ ઉખેડી નાખવાને બદલે જો છૂપી રીતે તેનાં બીજ વાવે તો સમાજનું ઘોરતર અમંગળ થવાની આશંકાથી નિરાશ થઈ જવાનો વારો આવે. જેને જે કહેવું હોય તે કહે, પરમ સત્યવાદી કહીને આપણો ઉપહાસ કરે, સેન્ટિમેન્ટલ (લાગણીપ્રધાન) કહીને આપણી અવજ્ઞા કરે, અથવા શ્રીકૃષ્ણની આણ દે, તો પણ એ મિથ્યાને આપણે કદી પણ ઘરમાં રહેવા દેવાના નથી, એને આપણે નદીમાં નાખી આવીશું. સગવડ મળતી હોય, લાભ મળતો હોય, સ્વાર્થ સધાતો હોય તો યે આપણે જૂઠું નહિ બોલીએ, મિથ્યાચરણ નહિ કરીએ, સત્યનો ઢોંગ નહિ કરીએ, આત્મવંચના નહિ કરીએ—સત્યને આધારે મહત્ત્વને શિખરે પહોંચીને સરળ ભાવે ઊભા રહીને ભલે વાવાઝોડાં વેઠીશું, પણ મિથ્યાથી સંકુચિત થઈને સગવડની બખોલમાં પેસીને નિરાપદ સુખ ભોગવવાની લાલચે આત્માની ઘોર નહિ ખોદીએ.

(૧૮૮૪)

☆




વિવિધ રંગોની

## પોપલીન

•

મનોહર ડીઝાઇનની

## સાડીઓ

•

આકર્ષક પ્રિન્ટેડ

## વૉયલો

•

### ટકાઉ તેમજ કુમાશવાળું કાપડ

દરેકને પોસાય તેવા યોગ્ય ભાવ

# નવજીવન મીલ્સ

કલોલ [ ઉ. ગુજરાત ]

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૬ ભાદ્રપદ : ૨૦૦૩ અંક ૫


## ઊઠ ઉદાત્ત !


પૂજાલાલ


ડંકાઓ રણના રહ્યા ગડગડી આમંત્રણો આપતા;
ઊભો થા ભડવીર ! ધા રણભણી, શય્યા સુખોની તજી,
સ્વપ્નાના સહુ તાર તોડ, મધુરે ઘેને તને દાબતા.
પાશો પ્રેમતણા વછોડ; સમરે જા શસ્ત્રઅસ્ત્રો સજી.

પ્રાણો પૌરુષના પ્રફુલ્લિત કરી દેતા પણે ચારણો
વીરોની બિરદાવલી બહુલતે સૂરે ધ્વનાવી રહ્યા;
શૌર્યોત્સાહ રહ્યાં બધે સળવળી; વારી બધાં વારણો
વીરો ઊછળતે ઉરે રણતણી વાટે સવેગે વહ્યા.

લૂંટાયે યશના અખૂટ ભરિયા ભંડાર, તેવે સમે
ખૂણે કોણ ભરાઈને ધરતણે કંગાલ કાર્પણ્યના.
કાળા કાદવમાં કલંકિત કળી કોઈ જશે કમે ?
જંતુ જેવી જ જિંદગી શું જીવવી ? હા દુર્દિનો દૈન્યતા !

આત્મા ! ઊઠ ઉદાત્ત, ઘોર રણમાં ગંભીર જા ગાજ તું,
ઉદ્દેશો કર સિદ્ધ ઉચ્ચ તવ સૌ, દુર્દાન્ત થા, દિવ્ય થા,
મૃત્યુને મથતો અભીત હૃદયે સૌને શિરે રાજ તું,
સૌને દે સુખ આપનાર વિશ્વે વિસ્તાર કીર્તિકથા.*

卐

* અચિર પ્રગટ કરવા ધારેલા 'વીરઆહ્વાની' નામના વીરરસનાં પર કાવ્યોના સંગ્રહમાંથી.

# અનુગોષ્ઠી

'પથિક'

[પંદરમી ઑગસ્ટથી બ્રિટિશ હકૂમતનો અંત; પંજાબમાં ભયંકર કોમી રમખાણો; વસતીની ફેરબદલી અને નિરાશ્રિતોનું રક્ષણ; સમાજવાદી મિ. અહમદ દીન પર પાકિસ્તાન સરકારનો પ્રતિબંધ: મુસ્લિમ વિદ્યાર્થિનીઓ માટે અલગ નિશાળો કાઢવાની મિસિસ તૈયબજીની માંગણીનો વડાપ્રધાન શ્રી. ખેરે મુંબઈ ધારાસભામાં કરેલો વિરોધ; મદ્રાસ સરકારે Racing–ઘોડદોડ–બંધ કરવાની દરખાસ્ત નામંજૂર કરી; જુનાગઢ અને માણાવદરનાં કાઠિયાવાડી રાજ્યોનું પાકિસ્તાનમાં જોડાણ; ગાંધીજી કોમી યુદ્ધની અનિવાર્યતા પ્રત્યે આંગળી ચીંધે છે, યુ. પીના જિલ્લાઓમાં કિસાનો અને જમીનદારો વચ્ચેની અથડામણના પરિણામે અનેક કિસાનોનાં મરણ; પાકિસ્તાનના UNOના ડેલીગેટ સર ઝફરુલ્લાખાનની ધમકી; જુનાગઢમાં ધર્માન્તર અને અત્યાચારના કિસ્સાઓ.]

* * *

## ૯. વારસાનું જતન

"લોકોએ રાષ્ટ્રીયતાના આદર્શને ખાતર ભેગા મળીને કામ કરવાની ને નિયમન જાળવીને ભોગ આપવાની જે શક્તિ બતાવી છે તેણે એટલું પુરવાર કરી આપ્યું છે કે હિંદની એકતા સિદ્ધ થવી શક્ય છે, એટલું જ નહીં પણ સિદ્ધ થઈ ચૂકેલી છે.......બેશક દેશમાં મતભેદો છે. ધર્મને લગતા ભેદો હજુ કેટલીકવાર ધ્યાન ખેંચે છે ખરા; છતાં રાજકારણ પરની એની અસર દહાડે દહાડે ઓછી થતી જાય છે. હિંદમાં ધર્મ કે સંસ્કૃતિને લગતો સંઘર્ષ મુદ્દલ છે જ નહીં. જેને ધાર્મિક કે કોમી પ્રશ્ન કહેવામાં આવે છે તે ખરું જોતાં ઉપલા વર્ગના લોકો વચ્ચેનો ઝઘડો છે; અને તેની પાછળ હેતુ હોદ્દાઓની લૂંટાલૂંટમાં ભાગ પડાવવાનો અથવા ધારાસભાની બેઠકો મેળવવાનો હોય છે......**ભારતની એકતાને** માટે કામ કરનારાં બળો પ્રચંડ અને જબરદસ્ત છે, અને ભેદભાવ વધારવા માગનારી કોઈ પણ શક્તિ આ એકતામાં ભંગાણ પાડી શકે એવી કલ્પના કરવી મુશ્કેલ છે."

(પંડિત જવાહરલાલ : 'ભારતની એકતા' : ૧૯૩૮)

*

"રાજ બદલાયું છે, એવું રૂપગીનો ઉત્સવ આજ્ઞાનુસાર ઊજવ્યા છતાં, પ્રજાને હજી લાગતું નથી. ઊલટું અંગ્રેજોનો જ બધો વારસો લેવાઈ રહ્યો હોય એવું દેખાય છે. પ્રજાની મૂળભૂત જરૂરિયાતોના સળગતા પ્રશ્નોમાં ગૂંથાવાને બદલે કોઈને કોઈ ઠેકાણે ઉદ્ઘાટનક્રિયા કરી રહેલા કે નવી સત્તાનાં અને કૉંગ્રેસનાં બચાવનામાં રજૂ કરતા નજરે પડે છે. કહે છે કે કેટલાકનાં મન તો હજારોનાં રાચરચીલાં અને શેતરંજીઓ વસાવવામાંથી જ ઊંચાં આવતાં નથી!......અંગ્રેજોનો આજે વારસો લેવાય રહ્યો છે તેવો તો કદાચ અંગ્રેજોએ પણ મુગલાઈ પાસેથી લીધો નહિ હોય."

(શ્રી. ઉમાશંકર જોષી : સંસ્કૃતિ : સપ્ટેમ્બર ૧૯૪૭)

*

**અસલી** : પંજાબ અને બીજાં સ્થળોએ થયેલાં કોમી રમખાણોની પાશવતા અને ગગભ્નાર અત્યાચારો પંદરમી ઑગસ્ટે હાસલ કરેલી આઝાદીના નૂરને ઝાંખું પાડી દે છે. ભયંકર બરબાદી દેશને ભરખી રહી છે અને લોકોને નિરાશાની ગર્તામાં ગબડાવી રહી છે.

**પ્રકાશ** : લોકો ભયભીત બન્યા છે : નેતાઓનો માર્ગ આડો ફંટાઈ જતો લાગે છે. સૂઝ નથી પડતી કે આ આફતનો અંત ક્યારે અને કેવો આવશે!

**અબ્દુલ** : મેં તો પ્રથમથી જ કહ્યું હતું કે ખંડિત પાકિસ્તાન શાન્તિ ટકવા દેશે નહિ. ઘર્ષણો, રમખાણો વધશે : નવા નવા પ્રશ્નો ખડા થશે.

**હરિહર** : કોમી ભેદભાવથી ઊપજતાં રમખાણો બંધ પડે તે ગણતરીથી કોન્ગ્રેસે પાકિસ્તાનનો સ્વીકાર કર્યો. પરંતુ ઊલટી વસ્તુસ્થિતિ વણસતી જાય છે, અને માનવી સંસ્કૃતિને ન છાજે તેવાં ઘોર કૃત્યો અને અત્યાચારોની વધતી જતી પરંપરા આખા દેશને સતાવતી રહી છે.

**સુધીર** : આ કોમી ભેદભાવનાં બીજ પરદેશી સરકારે અત્યંત સૂક્ષ્મ કારીગરીથી આપણા માનસક્ષેત્રમાં વાવ્યાં, આપણે તેને ખીલવા દીધાં અને તેનાં વિષફળ આજે આપણને ઝેરના કટોરા પાઈ રહ્યાં છે.

**હરિહર** : ગાંધીજીએ અખંડ હિન્દની સ્પષ્ટ ઘોષણા કરી તેને જો આપણે વળગી રહ્યા હોત તો આજના જીવનસંહારમાંથી બચી જાત.

**સુધીર** : ગાંધીજીની એ ઘોષણા તમારા કોન્ગ્રેસી નેતાઓએ કેમ અપનાવી નહિ? અને નાહક લોકોને ખૂનામરકી, કતલખોરી અને દુઃખકથાઓના કોમી જંગમાં હડસેલી દીધા!

**હરિહર** : જવાહરલાલે જ કબૂલ કર્યું હતું કે સંજોગોના બળને લીધે—force of circumstancesને લીધે—હિન્દના ભાગલા સ્વીકારવા પડ્યા.

**અલી** : સંજોગોના બળ તો દિનરાત ચોવીસે કલાક કામ કર્યે રાખે છે, તે કદી બંધ પડતાં નથી. પણ ખરું પૂછો તો આ સંજોગોના રંગઢંગ સમજવામાં નેતાઓએ થાપ ખાધી.

**સુધીર** : શ્રી. જયપ્રકાશે વેળાસર ચોકારી પોકારીને કહ્યું હતું કે બ્રિટિશ યોજના ખતરનાક નીવડશે. પરંતુ જયપ્રકાશનો વિજય એટલે સમાજવાદનો વિજય થાય એ કોન્ગ્રેસી જૂનવાણી નેતાઓને ગ્રાહ્ય નહોતું. પરિણામે લોકોના હિસાબે અને જોખમે દિલ્હીના રાજમંથનમાંથી પાકિસ્તાન અને સાંસ્થાનિક સ્વરાજનું હળાહળ કાઢ્યું.

**સતીન** : રાજકીય નેતાઓની રાજનીતિ તેમના માનસ અનુસાર ઘડાય છે. અંગ્રેજોનો ઇરાદો હિન્દને નિર્બળ બનાવી તેના ઉપર પોતાનું રાજકીય અને ખાસ કરીને આર્થિક વર્ચસ્વ સ્થાપી રાખવાનો હતો. આ ઇરાદો સાર્થક કરવા અંગ્રેજોનું મુત્સદ્દીપણું વિજયી નીવડ્યું છે. બીજી બાજુ હિન્દી નેતાઓ—કોન્ગ્રેસી તેમ જ લીગી નેતાઓ—મૂડીવાદના આસન પર બિરાજમાન હોવાથી તે આસનને સ્થિર અને સલામત રાખવાની નીતિ અપનાવવા સિવાય બીજો માર્ગ અનુસરે તે શક્ય નહોતું. આ નીતિ અમલમાં મૂકવા રાજસત્તાની દોરી પોતાના હાથમાં લીધી. રાજસત્તા પ્રાપ્ત કરવાની લડતમાં લોકોની મદદ લીધી, અને રાજસત્તા હાથમાં આવતાં વેંત જનકલ્યાણ વિસારે પડ્યું. મોટી મોટી જગાઓ અને રાજસત્તાની ખુરશી માટે માણસોની નિમણૂકમાં તેમનું સર્વ લક્ષ્ય સ્થગિત બન્યું. ગવર્નર-જનરલ, ગવર્નરો, પ્રધાનો, એલચીઓ, સમિતિઓ વગેરેની ભાંજગડમાંથી નેતાઓ—સત્તાધારી નેતાઓ—ઊંચા આવે તેના ચિહ્નો હાલતુરત માટે દેખાતાં નથી. લોકોની તેમને પડી નથી : તેમને ફિકર છે ફક્ત ઉપલા વર્ગની, સરકારી અમલદારોની, સરકારી કચેરીની લાલપટ્ટીની, ઉદ્ઘાટનક્રિયાની, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પ્રસિદ્ધિવાળી વ્યક્તિઓ સાથેના સામાજિક સંપર્કની.

હરિહર : તમે કૉન્ગ્રેસી નેતાઓ પર ખોટો આક્ષેપ મૂકો છો. તેમની સમક્ષ મહાન પ્રશ્નો ઉપસ્થિત થયા છે. હજારો, લાખ્ખો નિરાશ્રિતોના રક્ષણ અને ભરણપોષણની વ્યવસ્થા નાનીસૂની નથી. છતાં ગાંધીજીએ તો સમાજવાદને પોતાની યથાશક્તિ—સત્ય અને અહિંસાના ધોરણ પર—સહાય આપવા તત્પરતા બતાવી છે.

પ્રકાશ : સમાજવાદી પક્ષ કૉન્ગ્રેસમાંથી મુક્ત બની સ્વતંત્ર સંસ્થા તરીકે કામ ચલાવવાના નિર્ણય પર લગભગ આવી પહોંચ્યો છે. મહાસમિતિની આગામી બેઠકમાં આ બાબતનો ફેંસલો આવી જશે.

હરિહર : મંત્રીમંડળોમાં સમાજવાદી નેતાઓને લેવા માટે સરદાર વલ્લભભાઈએ આમંત્રણ આપ્યું, પરંતુ સમાજવાદીઓની હિંમત ડગી ગઈ. જવાબદારી સ્વીકારવા તેઓ તૈયાર ન થયા.

સુધીર : જે મંડળમાં પોતે બહુમતિ ધરાવતા ન હોય તે મંડળમાં જોડાવાથી કંઈ લાભ નથી તે સત્ય બીના જયપ્રકાશે અસંદિગ્ધ રીતે સમજાવી છે. સરદારે તો સત્તાની જાળ બિછાવી, પરંતુ જયપ્રકાશ તેમાં સપડાય તેમ નથી. તે સમજે છે કે આજનું કૉન્ગ્રેસી નેતામંડળ મૂડીદારોના મહેલોમાં આમનચમન ઉડાવે છે અને બદલામાં મૂડીદારોનાં હિત ધ્યાનપૂર્વક સાચવે છે.

હરિહર : કૉન્ગ્રેસ મૂડીવાદી સંસ્થા નથી આ બાબતનો ખુલાસો કરતાં શ્રી. શંકરરાવ દેવ કહે છે કે અંગ્રેજો પાસેથી રાજસત્તા મેળવવામાં કૉન્ગ્રેસે મૂડીદારોનો સાથ સ્વીકાર્યો હતો, પરંતુ હવે સત્તા લોકોને સુપરત કરવા તૈયાર છે. અત્યારસુધી રાજકીય લોકશાહી માટે કૉન્ગ્રેસે લડત ચલાવી, હવે તે સામાજિક લોકશાહી અસ્તિત્વમાં લાવવા કોશીશ કરશે.

સુધીર : શંકરરાવ દેવના નિવેદનનો અગત્યનો ભાગ હરિહર ટાંકવાનું ભૂલી જાય છે. તે કહે છે કે હવે મૂડીવાદ અને સમાજવાદના ઝઘડાનો સવાલ કૉન્ગ્રેસ સમક્ષ નથી. સામાજિક લોકશાહીની મોટી મોટી વાતો સમાજવાદ ન લાવી શકે. લોકશાહી ગમે તે પ્રકારની હોય પણ તેનાં મૂળ જ્યાં સુધી મૂડીવાદી નીતિમાં અટવાયેલાં છે ત્યાં સુધી આમવર્ગની સાચી સ્વતંત્રતા સિદ્ધ ન થઈ શકે. વૈજ્ઞાનિક સમાજવાદનો ધુરંધર લેનીન કહે છેઃ

"The most democratic bourgeois republic was never, nor could it be anything else than a machine with which capital suppressed the toilers, an instrument of the political rule of capital, of the dictatorship of the bourgeoisie. The democratic bourgeois republic promised the rule of the majority, it proclaimed the rule of the majority, but it could never put this into effect as long as the private ownership of the land and other means of production existed."

સાચો સમાજવાદી સારી રીતે સમજે છે કે આધુનિક યુગમાં — મૂડીવાદી યુગમાં — વર્ગવર્ગની વિસંગતતા રહેવાની. તેમાંથી મુક્તિ મેળવવી હોય તો વર્ગવિગ્રહ અનિવાર્ય છે, અને વર્ગસમન્વયની વાતો તરંગી છે.

**સતીન:** સુધીરનું વક્તવ્ય યથાર્થ છે. આજની આપણી રાષ્ટ્રીય સરકાર સ્વદેશી બની છે, પરંતુ તેનાં વિચારસરણી અને કાર્યક્રમ હજુ મૂડીવાદી માનસમાં તરબોળ છે. તેઓ મૂડીવાદી વારસાની રખવાળી કરી રહ્યા છે. અલબત અજાગૃત. ૧૯૩૮માં 'ભારતની એકતા' નામના પ્રસિદ્ધ લેખમાં પંડિત જવાહરલાલ પણ કહી ગયા છે કે:

"ભારતનો મહાન સવાલ આર્થિક છે. જમીનનો પ્રશ્ન એ હિંદનો સૌથી મોટો કોયડો છે; અને આપણી ખેતીમાં ને જમીનમાલિકીની પદ્ધતિમાં ક્રાન્તિકારી ફેરફારો થયા વિના એનો છેવટનો કોઈ નિકાલ આવે એવી આશા રાખવી મુશ્કેલ છે. રજવાડી જમાનાના અવશેષો અને મોટા જમીનદારોની પ્રથા વિકાસમાં અંતરાય રૂપ છે. ને તેમણે રુખસદ લેવી જ પડશે....જમીન પર પોતાનો કબજો જમાવી બેઠેલા જે વર્ગો છે તેમને ત્યાંથી ખસેડ્યા વિના આ કામ થઈ શકે એવું નથી....તેથી આપણામાંથી ઘણા માને છે કે સમાજવાદી રાજ્યતંત્ર જરૂરનું છે, અને તે સિવાય બીજી કોઈ રીતે આવી યોજના ગોઠવવી ને પાર પાડવી શક્ય નથી."

(જવાહરલાલ: 'ભારતની એકતા': ૧૯૩૮).

જમીનદારી પ્રથા એકસપાટે નાબુદ થવી જોઈએ. અને મિલકતહીન બનેલા જમીનદારોને રોકડ કે એવું બીજું વળતર — compensation — ન મળવું જોઈએ. એક પણ કોંગ્રેસી મંત્રી બિનવળતરના સિદ્ધાન્તનું સમર્થન કરે છે? વળતરની રકમનો બોજ આખરે પ્રજા ઉપર પડે છે તે ન ભૂલવું જોઈએ. થોડા સમય પૂર્વે શ્રી. ખંડુભાઈ દેસાઈએ કાપડની મિલોના સંબંધમાં આંકડા પર આંકડા આપી એવી દલીલ કરી હતી કે હવે મિલોની માલિકી આમવર્ગની ગણાવી જોઈએ, કારણ મિલમાલિકોએ લડાઈનાં વર્ષોમાં ધૂમ નફાખોરી આમવર્ગને લૂંટીને કરી લીધી છે. પરંતુ કોઈ જવાબદાર સરકારી પ્રધાને આ બાબતમાં જવાબ સરખો આપ્યો છે? અને શ્રી ખંડુભાઈને પણ મૌન ધારણ કરવું પડ્યું છે. બે-ત્રણ અને મોટાં કારખાનાંનું રાષ્ટ્રીયકરણ કરવામાં ઢીલ કેમ પાલવે? ઊલટું મિ. ભાભા અને મિ. મથાની જેવી વ્યક્તિઓ private enterpriseનાં — ખાનગી સાહસ અને માલિકીનાં — ગુણગાન કરવામાં તેમની શક્તિ વાપરી રહ્યા છે. કોંગ્રેસ સરકાર બહુ બહુ તો નહીં જેવા થોડાઘણા સુધારા કરી બતાવશે. પરંતુ આવા સુધારાવાદથી સમાજવાદ ન આવી શકે. સુધારાવધારાની મવાળ નીતિથી જૂનવાણી મૂડીવાદી પ્રથાનું આયુષ લંબાશે.

**હરિહર:** ગાંધીજી સીધા સાદા સુધારક નથી. તે એક મહાન ક્રાન્તિકારી સુધારક છે. જો પ્રજા અને નેતાઓ તેમના પગલે પગલે ચાલશે તો દુનિયામાં નહીં જોયેલો એવો સામાજિક પલટો સિદ્ધ થશે.

**અલી:** જો ગાંધીજી ક્રાન્તિકારક સુધારક હોય તો તેમની ત્રીસ વર્ષની પ્રવૃત્તિને અંતે — હિંદુ-મુસ્લિમ ઐક્યની ભાવનાના તેમના પ્રચાર અને કાર્યક્રમને અંતે — આજે કોમી ભેદભાવ, કોમી રાગદ્વેષ અને કોમી રમખાણો કેમ ફાટી નીકળ્યાં?

**સતીન:** કારણકે તેમની વિચારસરણીમાં ઇતિહાસની વાસ્તવિકતાનું દર્શન નથી — વૈજ્ઞાનિક જીવનદર્શન નથી. તેમનો કાર્યક્રમ આચારની મીમાંસાથી — Ethicsથી પ્રેરિત છે. કમનસીબે આ ethics મૂડીવાદગ્રસ્ત સમાજની મર્યાદાથી સંકુચિત છે. પરિણામે, તેમનાં પ્રચાર અને પ્રવૃત્તિનો પૂરો લાભ મૂડીદારવર્ગ ઊઠાવી જાય છે.

**અલી :** તમારા વાદ અને ગોગાશાની વાત જવા દો. આજની દેશની આફત — કોમી રમખાણોની આફત — ટાળવા અંગે તમો શો ઉપાય બતાવો છો ?

**સતીન :** આ બાબતમાં મારે ઘણા સંબંધમાં ઊતરવું પડે એમ છે, છતાં ટૂંકામાં પતાવું. આપણી વિચારપ્રણાલિકા જૂના ચીલાઓ પર મંડાયેલી છે, તેથી સામાજિક બનાવોનો ઉકેલ નૈતિક પ્રમાણદૃષ્ટિથી કરવા પ્રેરાઈએ છીએ. પરંતુ વૈજ્ઞાનિક દૃષ્ટિથી તપાસતાં જણાશે કે મૂળ કારણો આર્થિક વિસંગતતામાં પડેલાં હોય છે. રૂસી ક્રાન્તિનો પ્રણેતા લેનીન ભારપૂર્વક કહે છે:

"We know that the **fundamental social cause of excesses** which consists in violating the rules of social life is the **exploitation of the masses, their want and their poverty.** With the removal of this chief cause, excesses will inevitably begin to wither away."

( **Lenin :** *State and Revolution*, 1917 )

જે અત્યાચારો અને ઘૃણાત્મક બનાવો આપણે આજે પંજાબમાં જોઈ રહ્યા છીએ તેવા બનાવોના સંબંધે લેનીન ઉપાય બતાવે છે. શાંત થઈ જવાની અપીલો, ભાઈચારો ખીલવવાના બોધપાઠ — આ બધાં નિરર્થક છે. જો આવી અપીલો સાર્થક હોત તો ત્રીસ વર્ષના અંતે હિંદનું જે અધઃપતન આપણે અનુભવીએ છીએ તે શક્ય ન બન્યું હોત. અહિંસાની સતત વહેતી બોધપાઠ-વાણીની ધારા આપણને સાત્વિક બનાવી શકી નથી. આ એક જ પુરાવો બસ છે. ઊલટું નૈતિક અધોગતિ વેગવાળી બની છે. માટે જ હું કહું છું કે આર્થિક વિસંગતતા નાબૂદ કરવા પ્રત્યે પુષ્કળ કોશીશ કરવી ઘટે. અને તેનું સ્થાન કાર્યક્રમમાં — યોજનામાં — અમલમાં — પ્રથમ હોવું જોઈએ.

**સુધીર:** ખરી વાત છે. કોન્ગ્રેસી સત્તાધારી વર્ગે ઘણા જ ટૂંકા સમયમાં મોટા ઉદ્યોગોનું અને બેન્કોનું રાષ્ટ્રીયકરણ સિદ્ધ કરી નાખવું જોઈએ. જમીનદારી પ્રથા નામશેષ થવી જોઈએ. પરંતુ કોન્ગ્રેસમાનસી કાર્યકરો આ કાર્ય કરી શકશે નહીં એમ મને લાગે છે. કારણ કે જમીનદારો, રાજવીઓ અને મૂડીદારો આવા કાર્યનો સખ્ત સામનો કરશે, જે સામનાની સામે કોન્ગ્રેસી નેતાવર્ગ લાચાર અને નિષ્ક્રિય બની જશે.

**પ્રકાશ :** કોન્ગ્રેસી નેતાવર્ગ તમારા સૂચવેલા ક્રાન્તિકારક ફેરફાર સિદ્ધ કરી શકે તેમ નથી તો પછી બિનકોન્ગ્રેસીઓએ શું કરવું?

**સતીન :** કોન્ગ્રેસમાં પ્રગતિશીલ નેતાઓ છે. પરંતુ રાજતંત્રની ખટપટમાં તેમનું રાજદર્શન લાલપટ્ટીથી ક્લિષ્ટ બનવા પામ્યું છે. જો જવાહર જેવા નેતાઓ આ ક્લિષ્ટતામાંથી મુક્ત બને તો દેશ અજાયબીભરી પ્રગતિ કરી શકે. પરંતુ જો તે શક્ય ન બને તો માર્ગ એક જ છે કે બધા ઉદ્દામ સિદ્ધાન્તો ધરાવતા પક્ષોએ એકત્રિત થવું જોઈએ. સમાજવાદી પક્ષ, સામ્યવાદી પક્ષ, કિસાન સભા, મજૂર-મંડળો, શ્રમજીવી મંડળો, — આ બધાંએ ક્ષુદ્ર મતભેદો ભૂલી સંગઠિત બની જંગમાં ઝૂકાવવું જોઈએ. આ મંડળોનું સંગઠિત બળ મહાન બનશે, કારણ કે તેમાં જનતાનો મોટો ભાગ આવી જાય છે. પરિણામે સામા પ્રત્યાઘાતી પક્ષમાં ઘણો જ નાનો વર્ગ — મૂડીદારો અને જમીનદારો અને સત્તાધારીઓનો જ — હશે. સંખ્યાબળમાં સંગઠિત પક્ષ અવિજેય રહેશે, અને પરિણામે સાચી લોકશાહી અસ્તિત્વમાં આવશે. કોમી ભેદભાવ આપોઆપ લુપ્ત થશે. પરંતુ..............

૨૦–૯–૧૯૪૭

# બ્રિટનનું અર્થતંત્ર—એક દૃષ્ટિપાત

હૃષીકેશ ન્હાનુભાઈ પાઠક એમ. એ.

The dark and bitter pessimism characteristic of the present century is cleft by glems of ardent hope not less characteristic. To prevail, the hope must be something more than visionary; it must be linked on to immediate practical measures, and particularly to temporary safeguards and expedients to tide over the immediate dangers. R. G. Hawtrey: *Economic Rebirth.*

ઉપરનું વાક્ય બ્રિટનની આજની સ્થિતિનો પૂરો ખ્યાલ આપે છે. દુનિયાના બધા દેશોમાં આયાત નિકાસ ઉપર જ કોઈ દેશ જીવતો હોય તો તે બ્રિટન. બ્રિટનનું આખું અર્થતંત્ર આયાત નિકાસ પર જ નભે છે. પોતાની વસ્તીને પૂરું પડી શકે તેટલું અનાજ બ્રિટન પકવતું નથી. ખાદ્યપદાર્થો જેવા કે લોટ, માંસ, ચરબીવાળા પદાર્થો, ડેરીની બનાવટો તથા ફળફળાદિ બીજા દેશોમાંથી આયાત થાય છે. આ ઉપરાંત ચા, કોફી, કોકો, તમાકુ અને બીજાં પીણાંઓ માટે પણ, બ્રિટનને બહારના દેશો ઉપર આધાર રાખવો પડે છે. યુદ્ધ પહેલાં—એટલે કે ૧૯૩૮માં—બ્રિટન પોતાની ખોરાકની જરૂરિયાતોનો ત્રીજો ભાગ પેદા કરતું હતું. એટલે કે બીજી કાંઈ પ્રવૃત્તિ ન કરે અને એકલું જીવવાનું જ નક્કી કરે તો પણ બ્રિટનને ૨/૩ ભાગ જેટલી પોતાની જરૂરિયાતો તો બીજા દેશો પાસેથી મેળવવી પડે. (મેળવવી પડે એ વધારે સૂચક શબ્દ છે કારણ બ્રિટન સાચે જ એ મેળવે છે. કઈ રીતે એ આપણે તપાસીએ. *

બ્રિટન ઉદ્યોગપ્રધાન દેશ છે. આ સ્થિતિનો કાંઈ બ્રિટનને બહુ લાભ નથી. કારણ માણસની જેમ ઉદ્યોગોને પણ ખોરાક જોઈએ. કોલસા, લોખંડ (કાચું), લાકડાં, ઊન તથા રૂ ઉદ્યોગોનો ખોરાક કહી શકાય. પોતાની ઉદ્યોગોની જરૂરિયાત પૂરતી લડાઈ પહેલાં બ્રિટનની સ્થિતિ નીચે પ્રમાણે હતી:

| | બ્રિટનમાં પેદા થતા ટકા | આયાતમાંથી મેળવેલા ટકા |
|---|---|---|
| કોલસો | ૧૦૦% | — |
| લોઢું (કાચું) | ૫૦% | ૫૦% |
| ઊન | ૧૫% | ૮૫% |
| લાકડાં | ૧૦% | ૯૦% |
| રૂ | — | ૧૦૦% |

ઉપરના આંકડાઓથી એ સ્પષ્ટ થાય છે કે બ્રિટનનું ઉદ્યોગતંત્ર પણ એના ખાદ્યતંત્ર જેટલું જ આયાત પર અવલંબે છે. જુદી જુદી આયાતોની કીંમત નીચેના આંકડા સૂચવશે:

* કોઈ એક પુસ્તકમાં વાંચેલું વાક્ય યાદ આવે છે: "England grows her food in steel and cotton mills."

| | |
|---|---|
| ખાવાપીવાના પદાર્થો તથા તમાકુ | ૪૫૭,૦૦૦,૦૦૦ પાઉંડ. |
| ઉદ્યોગો માટેનો સામાન, બળતણ અને બીજી અર્ધ–તૈયાર બનાવટો | ૩૬૮,૦૦૦,૦૦૦ ,, |
| બીજી વપરાશની ચીજો | ૫૭,૦૦૦,૦૦૦ ,, |

ત્યારે આ આયાતપ્રધાન દેશ પોતાનું દેવું ચૂકવે છે કઈ રીતે? છેલ્લા એક સૈકાથી તો બ્રિટન મુખ્યત્વે કરીને આયાત નિકાસ ઉપર જ જીવે છે. બ્રિટનને નિકાસ કરનારા દેશો ઘણા છે. એ દરેકને તે તે નિકાસની કીંમત તે દેશનાં નાણાંમાં જ ચૂકવવી જોઇએ. યુદ્ધ પહેલાં બ્રિટન આ કાર્ય ત્રણ રીતે ઉકેલતું:

(૧) બ્રિટનની વહાણવટાની કંપનીઓ દુનિયાના ઘણા દેશોનું કામ સ્વીકારતી. દેશદેશના મુસાફરો આ કંપનીઓને પોતાના દેશનું નાણું ભાડા પેટે આપતા. આ નાણું બ્રિટન તે દેશોમાંથી થયેલી નિકાસ સામે ખરચાઈ કરતું. પોતાની આયાતના લગભગ ૧૦% બ્રિટન આ વહાણવટાની કંપનીઓના વહેપારમાંથી મેળવતું. આ ઉપરાંત બ્રિટિશ વીમા તથા શરાફી પેઢીઓ આયાતના લગભગ ૫% જેટલું પેદા કરતી.

(૨) ઉપર બતાવેલા માર્ગ ઉપરાંત વધારે ઉપયોગી તો બ્રિટનની પરદેશમાંની-થાપણો અને મૂડીઓ છે. બ્રિટિશ સામ્રાજ્યનું અને શોષણનું એ મુખ્ય અંગ. સામ્રાજ્ય-ત્યાગની સામે કરાયેલી બધી દલીલોની મૂળ ભૂમિકા આ મૂડી અને થાપણો હતી. આ બધા ઉપરનું વાર્ષિક વ્યાજ બ્રિટિશ આયાતના ૨૫% જેટલું થતું. આજે પણ હિંદમાંથી બ્રિટિશ સત્તા ગઇ છે પણ બ્રિટિશ મૂડીનું નિકંદન હજુ નથી નીકળ્યું. અને જ બ્રિટિશ મુત્સદ્દીઓ બ્રિટનની ઉદારતાના પ્રતીક તરીકે ગણાવતા હશે!
પોતાની આયાતના લગભગ ૪૦% બ્રિટન, અર્થશાસ્ત્રમાં જેને અદૃશ્ય નિકાસ (Invisible Exports) કહે છે એ દ્વારા મેળવતું હતું.

(૩) ત્રીજું, અને સૌથી જબરું હથિયાર નિકાસ છે. પરદેશનાં બજારોમાં પગપેસારો કરવો અને એ બજારો ટકાવી રાખવાં એ બ્રિટનનો મોટો આર્થિક પ્રશ્ન છે. બ્રિટનની મુત્સદ્દીગીરીનો એ પ્રધાન સૂર છે. આપણા દેશમાંથી નિકાસ થયેલો કાચો માલ સંપૂર્ણ બનાવીને બ્રિટન આપણને હજુ આજસુધી મોકલતું આવ્યું છે. અને આજે પણ બ્રિટનનો આર્થિક પ્રશ્ન બજારો અને નિકાસ એ બે શબ્દોમાં આવી જાય છે. નીચેના આંકડા આ ત્રણ માર્ગોનું મહત્ત્વ સ્પષ્ટ કરશે.

| | |
|---|---|
| નિકાસ | ૪૯૬,૦૦૦,૦૦૦ પાઉંડ* |
| વહાણવટાની કંપનીઓની આવક | ૧૦૫,૦૦૦,૦૦૦ ,, |
| બેંક અને વીમાની પેઢીઓ | ૪૪,૦૦૦,૦૦૦ ,, |
| પરદેશમાંની મૂડી અને થાપણોમાંથી થતી કમાણી | ૨૦૩૦,૦૦,૦૦૦ ,, |
| કુલ | ૮૪૮,૦૦૦,૦૦૦ પાઉંડ |

* આ આંકડાઓ ૧૯૩૬–૩૮ની સરેરાશ છે.

આ સામે બ્રિટનની આયાતની કીમત જો મૂકીએ ,તો બ્રિટનને ૩૬,૦૦૦,૦૦૦ પાઉંડનું દેવું રહે છે. આ દેવું ભરપાઈ કરવા માટે દર વર્ષે બ્રિટન જુદાજુદા માર્ગ અપનાવતું. કોઇવાર પરદેશમાંની થાપણનો થોડો ભાગ વેચવામાં આવતો, તો કોઇવાર લોન લેવાતી. આ સાથે એક વાત ધ્યાનમાં લેવાની જરૂર છે કે આ દેવું પ્રતિવર્ષ વધતું જ આવ્યું છે. સ્પષ્ટ શબ્દોમાં આનો અર્થ એ થયો કે બ્રિટન વધારે આયાત કરે છે પણ એટલી જ ઝડપથી નિકાસમાં વધારો નથી કરી શકતું. બ્રિટન જેવા દેશમાં જ્યાં જીવનધોરણ ઊંચું છે અને એને વધારે ઊંચું લઇ જવાના પ્રયત્નો ચાલુ જ હોય છે ત્યાં, આયાતનું પ્રમાણ વધ્યા કરે તે સ્વાભાવિક છે. આ સામે નિકાસ બાજુની ખોટ એને લીધે પણ હોય કે દુનિયાના બીજા દેશોનું બ્રિટનના માલ ઉપરનું અવલંબન ઓછું થયું હોય—આર્થિક બહિષ્કારને લીધે કે પોતાના દેશનું ઉત્પાદન વધવાને લીધે.

બ્રિટનના અર્થતંત્રનું જે ચિત્ર આપણી સામે ખડું થાય છે તે એક આયાતપ્રધાન દેશનું છે. પ્રતિવર્ષ વધતું જતું દેવું એ ભરપાઈ કરી શકે છે કારણ એની પરદેશમાંની થાપણો રાક્ષસી પ્રમાણમાં છે. આવા આયાતપ્રધાન દેશની આર્થિક સમતુલા સ્વાભાવિક રીતે આંતરરાષ્ટ્રીય આર્થિક તેમજ રાજકીય પલટાઓથી તરત જ અસર પામે. અને આવી ચંચળ સમતુલાવાળા દેશ પર યુદ્ધનાં વાદળ જ્યારે ઊતરી આવે ત્યારે એનું શું થાય? લડાઈ એ તો એક રાક્ષસ છે. એની જરૂરિયાતો રાક્ષસી હોય છે એટલું જ બસ નથી પણ એ દિનપ્રતિદિન વધતી જ જાય છે. આ જરૂરિયાતોને પહોંચી વળવા દેશની શક્તિનો મોટો ભાગ એ દિશામાં વાળવો પડે. બ્રિટનમાં સ્વાભાવિક રીતે જ આની અસર એ થઈ કે દેશની શક્તિનો મોટો ભાગ નિકાસના ઉત્પાદનમાંથી યુદ્ધનાં ઉત્પાદન તરફ વાળી લેવો પડ્યો. ૧૯૩૯ની શરૂઆતમાં નિકાસના ઉત્પાદનમાં ૧૩,૦૦૦,૦૦૦ મજૂરો રોકાયેલા હતા; જ્યારે ૧૯૪૫માં ઘટીને આ સંખ્યા ૪૦૦,૦૦૦૦ ની થઇ હતી. યુદ્ધનું ઉત્પાદન અને લશ્કરની ભરતી આ બે મહાન પ્રવૃત્તિમાં દેશ ગૂંથાઇ ગયો હતો. આ બંને કાર્યમાં કેટલાંક સ્ત્રીપુરુષો તો તદ્દન નવા જ ભરતી થયેલાં હતાં પણ બાકીના મોટા ભાગની મનુષ્યશક્તિ પૂરતી તો નિકાસના ઉદ્યોગો ઉપર જ તરાપ પડી હતી. સાત સાત વર્ષ સુધી બ્રિટનને આ રીતે પોતાની નિકાસનો ભોગ આપવો પડ્યો. આટલું જ પૂરતું નહોતું. લડાઈ દરમિયાન બ્રિટનનાં ઘણાં વ્યાપારી જહાજો ડૂબી ગયાં. ૧૯૩૮માં આ વહાણોનું કુલ વજન ૨૨,૦૦૦,૦૦૦ ટન હતું, યુદ્ધમાં આમાંથી ૧૮,૦૦૦,૦૦૦ જેટલાં ડૂબી ગયાં. આ ખોટ પૂરવા જહાજના ઉદ્યોગો તનતોડ મહેનત લઈ રહ્યા છે; પણ હજુ ૧૯૩૮ની સ્થિતિ આવી નથી. બીજું, યુદ્ધમાં જે જહાજો બન્યાં તે યુદ્ધ માટે જ કામનાં હતાં. પરિણામે, નિકાસની ખોટ એકલી ઉત્પાદનની બાજુએ જ નથી, અદશ્ય નિકાસમાં પણ છે જ. નાણાંકીય ક્ષેત્રમાં પણ યુદ્ધની માઠી અસરો થઇ. લેન્ડ લીઝ યોજનાના અમલ પહેલાં બ્રિટનને પરદેશની થાપણોમાંથી ૧૦૦૦,૦૦૦,૦૦૦ પાઉંડ જેટલી વેચી દેવી પડી; એટલે એમાંથી હવે આવકની આશા નથી. ( યુદ્ધ પહેલાં આવક ૨૦૩,૦૦૦,૦૦૦ પાઉંડ હતી; ૧૯૪૫માં ૯૭,૦૦૦,૦૦૦ થઇ ગઈ. ) વેચાઈ ગયેલી થાપણોમાંનો મોટો ભાગ તો Dollar Areaમાં હતો જ્યાંથી બ્રિટનને યુદ્ધને લગતો સરસામાન અને યંત્રો ખરીદવાનાં હતાં. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ બ્રિટનનું દેવું વધતું ગયું. ૧૯૩૮ થી ૧૯૪૫માં દેવું બારગણું વધ્યું. અને આ વધારાને થોભ નહોતો. આયાતની સાથે એ પણ વધ્યા જ કરતું હતું. પરિસ્થિતિને પહોંચી

ચળવા માટે બ્રિટન પાસે એક માત્ર ઉપાય હતો અને ન છૂટકે બ્રિટને એ સ્વીકાર્યો—ભાવિ ગીરો મૂક્યું અને વર્તમાન બચાવ્યું. આ દેવાદાર દેશની નિકાસની ભાવિ શક્યતાઓ આ રીતે ખૂબ જ ક્ષીણ થઈ ગઇ. યુદ્ધમાં બોંબમારાથી થયેલા નુકસાનનું સમારકામ વળી પાછી આયાતની જ માંગણી ઊભી કરે છે. અને આ જંગી દેવાનો પ્રતિકાર બ્રિટન માત્ર નિકાસથી જ કરી શકે તેમ છે.

૧૯૪૫માં બ્રિટનને વિજય મળ્યો, શાંતિ નહિ. કારણ આર્થિક ક્ષેત્રમાં શાંતિ મેળવવી બહુ કઠિન વાત હતી. સંક્રાન્તિ કાળના પ્રશ્નો બ્રિટનને મૂંઝવતા હતા. અને દેવું તો ક્ષણે ક્ષણે વધતું જ જતું હતું. લોન કે થાપણોનું વેચાણ એ તો ચાર દિવસનું ચાંદરણું કહેવાય. બ્રિટનનો કાયમી પ્રશ્ન તો નિકાસથી જ પતે. ૧૯૪૫ના અંતમાં પોતાના આ પુરાણા રામબાણ ઇલાજને ફરી બાકીની દુનિયા પર અજમાવવા માટે બ્રિટને ભગીરથ પ્રયત્ન આદર્યો. યોજનાઓ નક્કી થઇ અને એ બહાદુર પ્રજા આર્થિક વિજય માટે મેદાને પડી. તદ્દન જરૂર સિવાયની બધી આયાતો બંધ થઈ—આ ૧૯૩૮ની આયાતોનો લગભગ ત્રીજો ભાગ હતો—અને નિકાસ શરૂ થઈ. ૧૯૪૬ને અંતે બ્રિટનને ૧૯૩૮ની પૂર્વસ્થિતિને નિકાસના ક્ષેત્રમાં પહોંચવું હતું. પણ આ બધાંમાં બ્રિટન કેનેડા અને અમેરિકાની લોન પર નભતું હતું તે યાદ રાખવું જરૂરી છે. ૧૯૪૬નો અંત બ્રિટન માટે અશુભ તો ન જ કહેવાય. પરંતુ અમેરિકન અને કેનેડિયન લોન પૂરી થાય તે પહેલા બ્રિટનને પગભર થવું હતું. શંકાઆશંકા અને મંગલઅમંગલની ભાવનાઓ વચ્ચે ૧૯૪૭નું પ્રભાત ઊગ્યું. ૧૯૪૭ના અંત સુધીમાં બ્રિટનને ૧૯૩૮ કરતાં ૪૦%નું વધારે નિકાસ કરવી હતી. સાથે જરૂરી આયાત વધારવાનો પણ વિચાર હતો. પરંતુ ૧૯૪૭ની શરૂઆતમાં જ કુદરતનો કારમો કોપ બ્રિટન પર ઊતર્યો: ઠંડીનું પ્રચંડ મોજું દેશ પર ફરી વળ્યું. ઠેરઠેર બળતણની તંગી જણાઇ અને બ્રિટનની નિકાસનું ઉત્પાદન ૧૯૩૮ કરતાં ઘણું નીચે ગયું. આની અસર બેત્રણ મહિના સુધી રહી. બ્રિટનનો આજનો મુખ્ય પ્રશ્ન ટૂંકાગાળા પૂરતો તો ઉત્પાદનનો છે પણ લાંબાગાળામાં તો ઉત્પાદન કરતાં પણ વધુ અગત્ય તો—પરદેશનાં બજારો છે. દુનિયાના બધા દેશોમાં આજે દરરોજની ઉપયોગની ચીજોની ભારે તંગી છે. આ પરિસ્થિતિનો બ્રિટનને પૂરેપૂરો લાભ લેવો છે. બીજી કોઈ સત્તા એ બજારોમાં પેસી જાય એ પહેલાં બ્રિટનને પોતાનું વર્ચસ્વ જમાવવું છે.

આર્થિક સિદ્ધાન્તોના ઇતિહાસમાં સનાતની અર્થશાસ્ત્રીઓ (Classical Economists) અનિયંત્રિત વહેપારની હિમાયત કરતા. અનિયંત્રિત વહેપારથી દરેક દેશને સરખો લાભ મળે છે એ પુરવાર કરવાનો એ સિદ્ધાન્તોનો હેતુ હતો. પણ એ સિદ્ધાન્તો બ્રિટનની પરિસ્થિતિમાંથી ઉદ્ભવેલા હતા. દુનિયાના બીજા દેશોના અર્થશાસ્ત્રીઓએ—ખાસ કરીને જર્મનીના ફ્રેડરીક લીસ્ટે—આની સામે પોતાનો રાષ્ટ્રવાદી અર્થશાસ્ત્રનો સિદ્ધાન્ત મૂક્યો. આ સિદ્ધાન્ત સમય જતાં Economic Nationalismમાં પરિણમ્યો. બ્રિટને આ રાષ્ટ્રવાદનો કાયમ વિરોધ કર્યો છે અને આંતરરાષ્ટ્રીયવાદની હિમાયત કરી છે. આજે તો આ હિમાયતની પાછળનો ભેદ દીવા જેવો સ્પષ્ટ થયો છે. અનિયંત્રિત વેપાર અને આંતરરાષ્ટ્રીયવાદમાં જ બ્રિટનનો રાષ્ટ્રવાદ આવી જાય છે. કોઈ લેખકે સાચું જ લખ્યું છે: Britain's nationalism is determined on sea. આ વાક્યમાંનું સત્ય હાલની બ્રિટનની સ્થિતિ જોતાં કેટલું સરળ થઈ પડે છે !×

× આ લેખમાંના બધા આંકડાઓ *We Live By Exports* નામની તાજેતરમાં પ્રસિદ્ધ થયેલી Board of Trade ની એક પુસ્તિકામાંથી લીધા છે. અને આ લેખ લખવામાં એ પુસ્તિકા તથા G. D. H. Coleની Britain in the Post war worldની મદદ લીધી છે.

# ૧—એક દષ્ટિપાત

રામચંદ્ર નારાયણજી પંડયા એમ. એ. (વિશારદ)

## ૪ ભક્તિ

**ઈશ્વરપ્રાપ્તિનાં અનેક સાધનોમાં** આનું મહત્ત્વ ઘણું છે. ભક્તિસાહિત્યમાં એની ભારોભાર પ્રશંસા છે તેમાં અતિશયોક્તિ નથી. કારણ કે, એક તો બીજાં સાધનોની અપેક્ષાએ તેમાં, પ્રયત્ન અને અધિકાર બેઉ ઓછાં જોઈએ, અને, બીજું એ કે, એ માર્ગ સૌને માટે ખુલ્લો છે.

જ્ઞાન, ધ્યાન, યોગ—એમાં તો રુચિભેદે માણસને ફાવવાન્ન ફાવવાનો સંભવ રહે છે. પણ ભક્તિ તો ઘણાખરાને અનુકૂળ થઈ પડે એમ છે. ગીતાકાર તો સ્ત્રી, બાળકો, વૈશ્યો, શૂદ્રો સૌને માટે એને યોગ્ય માને છે. અને એ જ પુણ્યપવિત્ર બ્રાહ્મણો અને રાજર્ષિઓને પણ તે એટલી જ અનુકૂળ થઈ શકે એમ છે.[1]

આથી ભક્તિને પરમ અમૃત ગણી છે, તે યોગ્ય જ છે.

ભક્તિ નવ પ્રકારની ગણાય છે. એ નવ પ્રકાર છે આ શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન (પૂજા), વંદન, સખ્ય (મિત્રભાવ), દાસ્ય અને આત્મનિવેદન.

ભક્તિના આ પ્રકારમાં શરૂઆત શ્રવણથી થઈ છે. ઈશ્વર વિષે, તેના મહિમા વિષે કાંઈક સાંભળીએ, કાંઈક ગાઈએ, એ વસ્તુને એકલા હોઈએ ત્યારે પણ યાદ કરીએ, અને એને પરિણામે પાદસેવન અને અર્ચન આવે, વંદન પણ આવે—આવો એમાં અર્થ છે. સામાન્ય રીતે સખ્ય—મિત્રભાવ કેળવવો જરા મુશ્કેલ પણ ગણાય. દાસ્ય પ્રમાણમાં સરળ છે. એ પછી, ભક્તિમાં સૌથી પરાકાષ્ઠાની સ્થિતિ, આવે તે આત્મ-સમર્પણની—પોતાનું જે કાંઈ છે એ બધું—જાત, કુટુંબ, ધન, કીર્તિ, સામાજિક સ્થાન—ઈશ્વરને ચરણે ધરવું—એ એની પરાભાવના છે. જાતને ઈશ્વરચરણે ધરનાર 'આદ' તો તરે જ છે. અને એને પછી ફળ મેળવવા કે ભોગવવાનાં રહેતાં જ નથી. એટલે એ જે કાંઈ કરે તે કર્મ-યોગ—નિષ્કામ જ—અને એ સમજાય તેવું છે. કારણ કે જે માણસ ઈશ્વરને ચરણે આત્મ-નિવેદન કરે તે પોતાની શક્તિ પણ તેને ચરણે ધરે છે. તે કાંઈ નકામી પડી રહે માટે નહિ. પણ જે વિશ્વરૂપે પ્રભુ વિસ્તર્યા છે તેની સેવા કરવા માટે જ ધરે. આટલું જો માણસ સમજે તો કર્મયોગી અને ભક્તમાં ખાસ તફાવત ન રહે. હા, કર્મયોગી ફરજ ગણીને કરે, ભક્ત ઈશ્વરમાં લય પામવાની ભાવનાથી કરે, એટલો તફાવત તો રહે જ.

---

૧ અધ્યાય ૯, શ્લોક ૨૬ થી ૩૪માં ભક્તિનું સ્વરૂપ બતાવ્યું છે.

આ ઉપરાંત પણ ભક્તિના વિભાગ છે. તે ચાર છેઃ દાસભાવ, પુત્રભાવ, મિત્રભાવ અને મધુરભાવ. આ પ્રકાર જુદા જુદા ભક્તોની ભક્તિના પ્રકારને ધ્યાનમાં લઈને વે ગણ્યા હોય. એમાં ઈશ્વરને જુદે જુદે સ્વરૂપે ભજવાનું આવે છે. માણસ પોતાને ઈશ્વરનો દાસ માનીને, ભજી શકે છે. ઈશ્વરને પુત્ર, મિત્ર, કે પ્રિય સમજીને પણ ભજે. એ એનો ભેદ છે. પ્રેમલક્ષણાભક્તિ તે આમાં છેલ્લો મધુરભાવ છે તે જ.

ઈશ્વર ઉપર અનન્યસાધારણ પ્રેમ એ ભક્તિનું મુખ્ય લક્ષણ ગણાય. અને એ આવે ક્યારે? જ્યારે માણસ ઈશ્વર સિવાય બીજી કોઈ પણ વસ્તુને પોતાની ન માને, અને એમાં દિલ ન રાખે ત્યારે. અથવા એમ કહીએ, કે ઈશ્વર જ સર્વત્ર વ્યાપ્ત છે, એના વિના દાસોદાસ નથી—એમ બધે ઈશ્વરને જ જુએ, એના જ ગુણ કીર્તન સ્મરણમનનાદિમાં રહે, એ ભક્તિ ગણાય. ઈશ્વરને ચરણે જ પોતાનું બધું મૂકી દેવું એ ભાવના પણ એમાંથી જ આવે. ઈશ્વર જે કોઈ સ્થિતિમાં રાખે તેમાં શ્રદ્ધાપૂર્વક રહેવું અને એમાંથી ડગવું નહિ એ ભક્તિની કસોટી છે.

એવા અસાધારણ માન અને સ્નેહથી માણસ જે કાંઈ ઈશ્વરને આપે તે એ સ્વીકારે છે. એ કહે છે કે પત્ર, પુષ્પ ફળ, પાણી—જે કાંઈ જે કોઈ મને ભક્તિપૂર્વક આપે છે તે હું સ્વીકારું છું.[1] માટે માણસ જે કાંઈ કરે, જમે, હોમે કે તપ કરે તે તેને અર્પણ કરવું.[2] એમ કરવાથી જેને આપણે મુક્તિ કહીએ તે સારાંનરસાં કર્મનાં બંધનમાંથી આપણને મોક્ષ મળે છે.[3] આ ઈશ્વરતત્ત્વ જ સર્વ વસ્તુઓનું પ્રભવસ્થાન છે. અને બધું એમાંથી જ પેદા થાય છે. માનીને પ્રેમી જ્ઞાનીઓ ઈશ્વરને ભજે છે. એનામાં ચિત્ત, અને પ્રાણવાળા, પરસ્પરને બોધ આપનારી એની જ કથા કરનારા, તે નિત્ય આનંદ અને સંતોષ માને છે. એમ નિત્ય પ્રીતિપૂર્વક રહેનારા અને એનું ધ્યાન ધરનારા એમને ઈશ્વર બુદ્ધિયોગ આપે છે. તેના વડે, જે, શાસ્ત્રોનો અભ્યાસ ન કર્યો હોય તો યે, આતમની સૂઝથી, એને પામે છે. એમના ઉપર કરુણાને લીધે આત્મભાવમાં રહેલ ઈશ્વર જ્ઞાનસ્વરૂપ પ્રકાશિત હોવાથી એમનું અજ્ઞાનજન્ય તિમિર દૂર કરે છે.[4]

---

१ पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति
तदहं भक्त्युपहृतं अश्नामि प्रयतात्मनः ॥ २६ ॥

२ यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

३ शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

૪ અધ્યાય ૧૦મો, શ્લોક ૯–૧૦–૧૧.

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ ९ ॥

છેવટે ઈશ્વર કહે છેઃ "હું બધાં પ્રાણીઓમાં સમાન છું, મારે કોઈ વેરી કે વહાલો નથી, પણ જે મને ભજે છે તેને હું ભજું છું"

વળી કહે છે: "દેવોને પૂજનારા એમને, યક્ષરાક્ષસોને પૂજનારા એમને, ભૂતોને પૂજનારા એમને, અને મને પૂજનારા મને પામે છે."

આવી રીતે સ્વમુખે ભક્તિનું સ્વરૂપ બતાવ્યું છે. ભક્તિનો મહિમા પણ ગાયો છે. એ ભક્તિ આપણે જોયું તેમ, એક રીતે, જ્ઞાન, યોગ, ધ્યાન—વગેરેના પ્રમાણમાં સહેલી છે. પણ બીજી નજરે ઘણી મુશ્કેલ પણ છે. એનાં કારણો જોવા જેવાં છે. એક તો, ભક્તોના અને સમાજના માર્ગ જુદા જુદા છે. ભક્ત તો પોતાની જાતને ઈશ્વરમાં લીન કરી દે છે, એને પોતાની ઇચ્છા જેવું રહેતું નથી. એ તો ઈશ્વરની ઇચ્છાને આધીન જીવન ઘડે છે. એ જગતમાં બધે જ ઈશ્વર જુએ છે. એટલે એને નાનામોટા, નીચઊંચ એવા ભેદ પણ રહે નહિ. મારુંતારું પણ ઓછાં થાય જ. એને પરિણામે, ઉપર જણાવ્યાથી મોટે ભાગે ચીલેચીલે ચાલતો સમાજ એને હેરાન કરે; છેવટે તિરસ્કારે કે અવગણે તો ખરો જ. કારણ કે સમાજના વ્યવહારુ માણસો સચ્ચાઈને ભાબાઈ ગણે અને લુચ્ચાઈને હોંશિયારી અને લાયકાત ગણે, અને ઊંચનીચની ભાવનાને ચીવટપૂર્વક વળગી રહે એવું જોવા મળે છે. એટલે જ નરસિંહ, મીરાં, કબીર—જેવાના જીવનમાં સમાજે એમનો વિરોધ કરેલો આપણે જોઈએ છીએ. વળી ભક્તિને માર્ગે પ્રલોભનો ઓછાં. ત્યાં વૈભવ નથી, ભપકો નથી, ધનના ઢગલા નથી. ત્યાં તો સાદાઈ, સચ્ચાઈ અને ગરીબાઈ છે. ત્યાં અંતરના અવાજને કચડીને પે, સમાજમાં જે સારું દેખાય એવું લાગે તે કરવાપણું નથી, પણ જે અંતર કહે તે જ કરવાનું છે. એટલે સમાજના હસતા કે છેવટે ઉપેક્ષા સહન કરવાની ચાથ એવો સંભવ રહે છે.

ઉપરાંત આપણે જોયું છે કે, ભક્તિમાં અભિમાન તો જરાયે ચાલે નહિ. ત્યાં તો 'ત્વમ્' 'તું હી' નું જ કામ છે.[1] કદાચ, અમુક કોટિએ પહોંચ્યા પછી અને ઈશ્વર સાથે એકતાનો અનુભવ થતાં, વયમ્ 'આપણે' ચાલે. પણ સૌથી વધારે જરૂર છે નમ્રતાની—પોતાની જાતનો લોપ કરવાની. અને માણસ માટે આના જેવી આકરી વસ્તુ બીજી કઈ છે!

જ્ઞાની અને ભક્તનાં જે લક્ષણ બતાવ્યાં છે તે જોતાં બે વચ્ચે ઝાઝો તફાવત નથી. માત્ર બેઉના, એકને એક વસ્તુને પામવાના માર્ગ—સાધનો જુદાં, પણ જિજ્ઞાસા, નમ્રતા અને શુદ્ધતા—સરળતા તો બેઉને જરૂરી. ખરું જોતાં જ્ઞાન અને ભક્તિ એકબીજાનાં પૂરક જેવાં ગણાય. જ્ઞાન એકલું

---

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।

[1] निमित्त मात्रम् भव सव्यसाचिन् ।

ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ १० ॥

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।

नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

# ગુજરાતી સાહિત્યમાં નિબંધ

'સુન્દરમ્'

[ શ્રાવણ અંકથી ચાલુ ]

## નિબંધનો વિકાસ

ગુજરાતી સાહિત્યમાં નિબંધ વસ્તુપ્રધાન અને કલ્પનાપ્રધાન એમ બે ય રૂપે વિકસ્યો છે. જો કે નિબંધના કલ્પનાપ્રધાન પ્રકારની શક્યતાઓ અને સુઝ પ્રમાણમાં મોડી વિકસી છે. વસ્તુતઃ, સાહિત્યના બીજા પ્રકારોની જેટલી છણાવટ થઈ છે તેટલી નિબંધની થઈ નથી. આ પ્રકાર પ્રમાણમાં ઠીકઠીક ખેડાયેલો હોવા છતાં તેનાં ઘટક તત્ત્વોની પૃથક્કરણપૂર્વકની આલોચનાના અભાવે એ વિષય ધ્યાનપૂર્વક આરાધનાનું પાત્ર બન્યો નથી અને તેથી તેની ઉત્તમોત્તમ શક્યતાઓ જેટલી ખીલવી જોઈએ તેટલી ખીલી શકી નથી. નિબંધના આપણા પ્રથમ શાસ્ત્રકાર નવલરામે તેને વસ્તુપ્રધાન રૂપે જોયો છે. મણિલાલ નભુભાઈએ નિબંધની ગંભીરતા અને અર્થસાધકતા જોઈ છે છતાં તેમની દૃષ્ટિમાં તે વસ્તુ અને ઉપદેશના નિરૂપણનું જ વાહન રહ્યો છે. આ વિષયના આપણા છેલ્લા વિવેચક વિશ્વનાથની દૃષ્ટિએ આ બન્ને પ્રકારનું અસ્તિત્વ જોયું છે, તો પણ તેમનો ઝોક ગંભીર પ્રકારના વસ્તુપ્રધાન નિબંધને કેન્દ્રસ્થાને રાખવા તરફ છે. યુરોપમાં અને ખાસ કરીને અંગ્રેજી સાહિત્યમાં કલ્પના પ્રાધાન્ય તથા વ્યક્તિત્વના આવિર્ભાવરૂપ બનેલી રચનાને કેન્દ્રસ્થાને મૂકવાની દૃષ્ટિ વ્યાપક થતી જાય છે.*

* The ideal essay seems to imply a certain lightness and ease, and a confidential relation between the author and the reader. પૃ. ૨૦

The personal note, the intimate confidence, the weaving of all elements, reading, observation, disposition, into one web of experience: these are the inner-most essentials of the essayist temperament. પૃ. ૧૭૨

The essayist in the more esoteric meaning of the word, is intimate; personal; confidential. પૃ. ૨૮૦

The typical essayist treats the reader as a friend; even the stately essayist allows him to see thought in process of formulation. પૃ. ૩૦૭

—'*The English Essay and Essayists*' by Prof. Hugh Walker.

'નિબંધનું મુખ્ય લક્ષણ એ કે તેમાં વાચકની જોડે પરિચિતપણાનો સંબંધ હોય. એક જાતની વ્યક્તિગત વિનંતિ હોય અને સીધી ભાષામાં મનની વાત કહી દીધેલી હોય. નિબંધમાં પદ્ધતિસર વિવરણ કરવાનો પ્રયત્ન હોતો નથી. એનું કારણ લેખકની પાસે પદ્ધતિ નથી એમ નહીં, પણ તેની એને જરૂર નથી, દરકાર નથી...એના મનમાં કંઈક તરવરી રહેલું હોય છે, તેને તે સાહિત્યની શૈલીમાં નથી કહેવા માગતો પણ જીવનની શૈલીમાં કહેવા માગે છે. તે પોતે જાણે છે એટલું તમે પણ જાણો છો, અને બે જણ વચ્ચે ઊંચાનીચાનું ઝાઝું અંતર નથી એમ તે માની જ લે છે. માત્ર તેની પાસે એ વસ્તુને નીરખવાની એક વિશિષ્ટ દૃષ્ટિ રહેલી છે, જે એની પોતાની જ છે, અને એ દૃષ્ટિ જો તે તમને આપે તો જ તમારી થઈ શકે છે.'

—કાકા કાલેલકર

આપણા વિવેચકો અને તે કરતાં યે વિશેષ તો ઉત્તમ નિબંધકારો આ બીજા પ્રકારની રચનાને હવે વિશેષ રીતે નિબંધ તરીકે ઓળખે છે અને ખેડે છે. તથાપિ નિબંધ જે જે દૃષ્ટિથી અને જે જે સ્વરૂપે ખેડાયો હોય તે બધાનું સ્થાન આપણે નિબંધના વિકાસક્રમમાં સ્વીકારવાનું તો રહે છે જ.

આપણા અર્વાચીન સાહિત્યનાં બીજાં અંગોની પેઠે નિબંધ પણ અંગ્રેજી સાહિત્યની, તથા પશ્ચિમની સંસ્કૃતિની વ્યાપક અસર હેઠળ વિકસ્યો છે. સંસારસુધારાની નેમથી શરૂ થયેલી સંસ્થાઓએ લોકોમાં જાગ્રતિ ફેલાવવા માટે ઇનામો જાહેર કરીને નિબંધો રચવાનું આમંત્રણ લેખકોને મોકલ્યું. એ રીતે આપણા નિબંધલેખનની પ્રવૃત્તિનો સૂત્રપાત થયો. એ પછી વર્તમાનપત્રો નીકળવા માંડ્યાં તેમાં તથા જાહેરજીવનના પ્રથમ પગરણ રૂપે મંડળીઓ મળવા માંડી, સભાઓ ભરાવા માંડી, તેમાં ભાષણો થવા લાગ્યાં તેના પરિણામે પણ નિબંધ વિકસવા લાગ્યો. સમાજજીવન, રાજકારણ, ધર્મ, કેળવણી, પુરાતત્ત્વ, સાહિત્ય એમ જુદાં જુદાં ક્ષેત્રોમાં અનેક હેતુઓ સર અનેક પ્રકારનાં લખાણો થવા લાગ્યાં. અને તેમાંથી નિબંધ નીપજવા લાગ્યો.

## સમાજસુધારકો

આપણા નિબંધલેખકોમાં અને ગદ્યલેખકોમાં પણ પહેલું નામ કવિ દલપતરામનું આવે છે. અંગ્રેજી ગદ્યના સંસ્કાર પામ્યા વિના, આપણા ગદ્યે, એ નવા યુગમાં પ્રથમ રૂપ કેવું લીધું એ દલપતરામમાં જોવા મળે છે. દલપતરામની ગદ્યપ્રવૃત્તિ જોઈએ તે કરતાં વધારે પ્રમાણમાં ઉપેક્ષિત બનેલી છે. નર્મદના જોસદાર અને પ્રચંડ ગદ્યની છાયામાં તે મંદતેજસ લાગવાને કારણે તથા તેના સમગ્રરૂપમાં તેનું યથોચિત સંપાદન ન થવાના કારણે એનું મૂલ્ય આપણને પૂરેપૂરું સમજાયું નથી. પરંતુ અંગ્રેજી અસરથી મુક્ત રહીને ખીલેલા આપણા ગદ્યના પ્રથમ તળપદા આવિર્ભાવ તરીકે તે આપણા ગદ્યમાં અમલનું સ્થાન ધરાવે છે. બેશક બુદ્ધિપ્રાગલ્ભ્ય તથા તત્ત્વશીલતાના અભાવે તેમના લખાણમાં અસરકારકતા ઓછી આવે છે. તો પણ તેમને શક્ય હતો તેવો સુધારકનો ઉગ્ર આવેશ તેમના જુવાનવયના ગદ્યમાં, નર્મદના જેવી જ રીતે, ભલે બહુ ઓછા પ્રસંગોમાં, છતાં પ્રગટ્યો તો છે જ. ૧૮૪૮માં લખાયેલો અને બીજાં હરીફ લખાણોની સરખામણીમાં ફતેહમંદ નીવડેલો દલપતરામનો 'ભૂતનિબંધ' એ આપણો પહેલો નિબંધ છે. એ પછી એવા બીજા ચાર ઇનામી નિબંધોમાં પણ તેમના લખાણે ઇનામ માટેની પસંદગી મેળવી હતી તથા તેમની સંખ્યાબંધ આવૃત્તિઓ થયેલી તથા એકનું અંગ્રેજીમાં ભાષાંતર પણ થયેલું એ હકીકત એ ગાળામાં દલપતરામનું લખાણ બીજા લેખકોની તુલનામાં કેવું આગળ પડતું સ્થાન ધરાવે છે તે સમજવાને પૂરતી છે. એ નિબંધો લાંબા છે, પ્રબંધ જેવા વિસ્તૃત છે, કેટલોક ભાગ તો વિચારનિરૂપણને બદલે માત્ર ટુચકાઓ અને પ્રસંગોથી ભરેલો છે, પણ તેથી આપણા નિબંધસાહિત્યમાંથી તેમનું સ્થાન નિઃશેષ થઈ નથી જતું. એ વખતે ૨૮ વરસની ઉંમરે, કાઠિયાવાડમાંથી ગુજરાતમાં ઊતરી પડેલા આ જુવાનનો નિબંધ વિષે કેવો ખ્યાલ હતો, અને તેને તેણે કેવો ન્યાય આપ્યો એના ઉદાહરણ તરીકે 'ભૂતનિબંધ' એક કીમતી

લખાણ છે. દલપતરામની આ પ્રેનામી નિબંધરચનાઓ ઉત્તરોત્તર સુધરતી જાય છે. વિધવા-વિવાહને અંગેના નિબંધમાં તો તે એક અચ્છા વિવાદકારની શક્તિ બતાવે છે, અને 'ગુજરાતી હિંદુઓની સ્થિતિ વિષે' માં તેઓ વિચારની મુક્ત શક્તિ પણ બતાવે છે. 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રીપદેથી તેમણે ટૂંકાં લખાણો, નિશાળિયો નિબંધ લખતો હોય તેવી કોટિના નિબંધોથી શરૂ કરી ધીરે ગંભીર કોટિનાં લખાણો સુધી તેઓ પહોંચ્યા છે. 'તાર્કિક બોધ' જેવા નાનકડાં પુસ્તકમાં તેમનાં આવાં થોડાંક લખાણ જોવા મળે છે અને તે પરથી તેમની નિબંધલેખક તરીકેની શક્તિનો ખ્યાલ આવશે. પોતાના વિષયને કલ્પનાશ્રિત કરીને લખવા જતાં તેમણે વાર્તા, સંવાદ, નાટક, રૂપક, એ બધાનું ગમે તેમ મિશ્રણ કરીને પણ લખાણો લખ્યાં છે. અને તે અંગ્રેજી નિબંધની પ્રાથમિક ભૂમિકા સાથે ઘણું સામ્ય ધરાવે છે. જો કે એમાં કેટલુંએક બાલદશાનું અપક્વ લખાણ છે, તો 'દૈવતદર્પણ' જેવામાં તત્ત્વની કેટલીક ખરી પકડવાળું દ્યોતક અને શિષ્ટ લખાણ પણ છે.

દલપતરામ પછી ત્રણ વર્ષે ૧૮૫૧માં જન્મે છે આપણો સંક્ષિપ્ત શૈલીનો પહેલો નિબંધ 'મંડળી મળવાથી થતા લાભ', નર્મદાશંકરની અઢાર વરસની છોકરવાદી ઉંમરે લખાયેલું ભાષણ. નર્મદથી આપણું ગદ્ય અને નિબંધ અંગ્રેજી સાહિત્યની અસર હેઠળ ખેડાવા લાગે છે. એ સાહિત્યની અસર હેઠળ આપણાં સામયિકોની પ્રવૃત્તિ પણ જન્મે છે. ૧૮૬૪માં નર્મદ 'ડાંડિયો' શરૂ કરે છે તે 'સ્ટીલ તથા ઍડિસનના 'સ્પેક્ટેટર' ના જેવું લખાણ કહાડવું તો ખરું'' એ વિચારમાંથી. આ રીતે 'સ્પેક્ટેટર', તેના સર્જકો અને તેનાં ટૂંકાં લખાણો ગુજરાતના નિબંધકારો અને પત્રકારોને પ્રેરણાનાં મૂળ બને છે. એ કાળના ઘણા લેખકો કોઈ અંગ્રેજી લેખકને પોતાનો આદર્શ જનાવીને લખે છે, રાચે છે, અને તેના પ્રતિનિધિ તરીકે ગુજરાતી સાહિત્યમાં પોતાને ગણાવવામાં કૃતાર્થતા સમજે છે. મનઃસુખરામ ત્રિપાઠી પોતાને ગુજરાતના બેકન કહેવડાવતા. આ અનુકરણશીલતા એક રીતે પ્રગતિપોષક હતી છતાં અંગ્રેજી સાહિત્યનો આપણો સંપર્ક તે કાળે,—અને આજે પણ એ સ્થિતિ બહુ સુધરી નથી,—ઘણો અલ્પ અને પશ્ચાત હતો એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. નર્મદ જ્યારે 'સ્પેક્ટેટર'ના લખાણને આદર્શ તરીકે રાખે છે ત્યારે, એ પત્રનો કાળ દોઢ સદી જેટલો જૂનો થઈ ગયેલો હતો અને તે વખત સુધીમાં અંગ્રેજી ગદ્યે તથા નિબંધે હન્ટ, હેઝલિટ, લેમ્બ, ડિ ક્વિન્સી, કાર્લાઈલ અને મેકોલે જેવા લેખકોમાં, તેનાં ઉત્તમોત્તમ શિખરો પ્રાપ્ત કરી લીધાં હતાં. આપણા આ ઉત્સાહી પ્રારંભકારો આ લેખકોનો પરિચય પણ સાધી નહિ શક્યા હોય, તથા સાધ્યો હોય તો પણ તેમને સમજવા જેટલી, તથા તેમની કૃતિઓના જેવી, તથા તેમની ભાષાના જેવી, રચના ગુજરાતીમાં રચવાની શક્તિ અને સૂઝ તેમનામાં ન હતી.

નર્મદની ગદ્યપ્રવૃત્તિ ઘણી વિસ્તૃત છે અને અનેક વિષયોથી સમૃદ્ધ છે. 'સ્પેક્ટેટર'-માંના 'સ્પેક્ટેટર'–પ્રેક્ષકના પાત્ર પેઠે તેણે 'ડાંડિયો'નું કલ્પિત પાત્ર ઊભું કરી તે દ્વારા સમાજજીવનની શિથિલતાઓ અને બદીઓ સામે કટાક્ષમય તમતમતી અને નાટ્યાત્મક શૈલીમાં જેહાદ ઉપાડી. પહેલા પુરુષમાં પોતાનું કથન રજૂ કરતું આ પાત્ર, એની ભાષા, એનાં ઉદ્ગારો એ બધું નર્મદનું તથા તેના પાંચછ સાથીઓનું એક અનોખું સર્જન છે. વાક્યે વાક્યે કહેવત, કટાક્ષ, અને તુચ્છકાર,–slang વાપરતાં એ લખાણોની શૈલી તીવ્ર આવેશવાળી લેખનરીતિનો આપણે ત્યાં પહેલો આવિર્ભાવ છે. નર્મદનાં બીજાં લખાણો

વધારે સ્વાભાવિક છે. સુધારા વિષયના લખાણોમાં એ કવિ, વક્તા, અને નેતા તરીકે એકી સાથે દેખા દે છે. ઉંમર વધતા સાથે તેણે ગંભીર વિચારવાળાં લખાણો પણ ઘણાં લખ્યાં. વિષયનું પૃથક્કરણ કરવું, આખી પરિસ્થિતિને શક્ય તેટલા અશેષરૂપે આલેખવી, અને તેને સાંગોપાંગ ન્યાય આપવો એ તેના વિચારપ્રધાન લખાણોનાં લક્ષણ છે. જો કે આને લીધે તેનું ગદ્ય અર્થપ્રસાદ ગુમાવી ક્લિષ્ટ બને છે એ નોંધવું જોઈએ. નર્મદે ઘણું ગદ્ય ખેડ્યું છે. છતાં તેની ભાષા અને લખાવટ ઘરાળુ, અને સુરતી તળપદીપણાની છાંટવાળી રહી છે. એ જ્યારે ખૂબ શિષ્ટ બનીને લખે છે ત્યારે પણ તેમાં પ્રાસાદિકતા અને શિષ્ટતા પૂરેપૂરી નથી આવતી. એની શૈલી પૂરેપૂરી નાગરિક નથી બની શકી. તેમ છતાં, એના પ્રારંભનાં લખાણોની ચિત્રાત્મકતા, ઉદ્બોધકતા, વાક્પાટવ, તેનો હાસ્યસ્નિગ્ધ કસો, અને છેવટનાં લખાણોની ઝીણવટભરી વિચારકતા, તર્કપાટવ અને 'ધર્મવિચાર' જેવાં લખાણોમાં લગભગ દર્શનની કોટિએ પહોંચતી તેની તત્ત્વગંભીરતા એ નર્મદની તત્ત્વસમૃદ્ધિ છે. સુખી અને દુઃખી, ઉત્સાહી અને વિષાદગ્રસ્ત, ઉછાંછળો અને ઠરેલ, શોધક અને પરામર્શક, નર્મદના એવાં અનેક સ્વરૂપો, તેના બહુવિધ રંગોવાળું તેનું આખું વ્યક્તિત્વ તેના લેખોમાં નીતર્યું છે. નર્મદના લેખો–નિબંધોના વિષયો તાત્કાલિક પરિસ્થિતિ સાથે સંકળાયેલા હોઈ તેમાં સ્થાયી મૂલ્યવાળું વસ્તુ ઓછું છે. તો પણ એ જમાનાને તથા વિશેષે તો નર્મદને સમજવા માટે, આ લખાણો કીમતી ઐતિહાસિક સામગ્રી પૂરી પાડે છે.

નર્મદના મિત્ર તરીકે રહેલા અને તેની જીવનકથાના આલેખક બનેલા નવલરામ ગુજરાતી ગદ્યના પહેલા કળાકાર છે. તેમની કેળવણી અને તેમના શિક્ષક તરીકેના જીવન-વ્યવસાયે તેમની ભાષા તથા શૈલીને ખૂબ શિષ્ટ બનાવી છે. નર્મદ પોતાનું લખાણ જેમ આવે તેમ લખ્યે જાય છે, તેને ગદ્યના સ્વતંત્ર આકારનો, ખ્યાલ ન જેવો છે. નવલરામ પોતાનાં લખાણો વિચારપૂર્વક અને ખંતપૂર્વક લખે છે, અને વારંવાર સુધારે છે. એમનામાં રહેલો શિક્ષક અને વિવેચક તેમની પાસે પાસાદાર અને પ્રાસાદિક ગદ્યરચનાઓ કરાવે છે. નવલરામની ગુજરાતી ભાષામાં પણ હજી બોલાતા શબ્દો તેવા ને તેવા આવીને બેસે છે, શબ્દોના સંસ્કારી અને અસંસ્કારી સહિતની પરખ તથા એ સંકેતોનું નિર્માણ હજી ખીલતી અવસ્થામાં છે. ભાષાનો ઘરાળુ અને તળપદો મરોડ તેમના હાથમાં વધારે ખીલે છે. સમાજની કુરૂઢિઓ ઉપર તેમણે 'મર્મવચનના પ્રહાર' ઠીકઠીક કર્યા છે, ગદ્યમાં અને તેથી વિશેષ ચિરંજીવ રૂપે પદ્યમાં. પણ નવલરામ સ્વભાવે સુધારક કરતાં શિક્ષક વિવેચક અને વિદ્યા તથા સંસ્કારિતાના પ્રેમી વિશેષ હતા. એમના નિબંધો આ વિષયોમાં વધારે ખીલ્યા છે. તેમણે નિબંધનું મર્યાદિત રૂપનું છતાં, પહેલું રૂપ બાંધ્યું. તેમના લેખનના ઘાતરમાં એડિસને મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. ભાષાને અંગે લખાયેલા નિબંધોમાં તેઓ સૂક્ષ્મ અને દૂરદર્શી વિચારક તરીકે નજરે આવે છે. એમણે પોતાની શક્તિ સૌથી વધારે સમયપ્રભાવે વિવેચનાત્મક નિબંધોમાં પ્રયોજી છે. સત્યનો, તાટસ્થ્યનો, અને ઉચ્ચ કલામૂલ્યોનો આગ્રહ, કૃતિના ગુણાવગુણની પકડ, એ પ્રારંભના વિવેચનકાળમાં પણ કૃતિના કલાસ્વરૂપનું ભાન ઉપજાવે તેવું વિશદ પૃથક્કરણ અને તેને અંગે તેમણે ઉપજાવેલી [illegible] પરિભાષા, અને પોતાના વિચારની પ્રાસાદિક, નિર્મળ, જરૂર પ્રમાણે તેજસ્વી અને શાંત ભાષામાં મર્મ-

આકર્ષક રીતની રજૂઆત એ તત્ત્વો તેમની વિવેચનપ્રવૃત્તિનાં મુખ્ય લક્ષણ છે. પ્રેમાનંદ, નર્મદ અને દલપતના મૂલ્યાંકનમાં તેમની આ શક્તિઓ વિશેષ પ્રગટ થઈ છે. આ કવિઓના અભ્યાસમાં નવલરામનાં વિવેચન હજી પણ કીમતી મદદ આપે તેવાં સ્થાયી ગુણવાળાં લખાણો છે.

## સાંસ્કૃતિક જાગૃતિના મીમાંસકો

નવલરામ પછી આપણું પત્રકારિત્વ અને એને અંગે નિબંધકારો બંને સંખ્યા અને ગુણમાં વૃદ્ધિ પામે છે. મુંબઈ યુનિવર્સિટીના સ્નાતકો સંસ્કૃત તથા અંગ્રેજી ભાષાના જ્ઞાનથી સજ્જ થઈને, તથા તર્ક, કાવ્યશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, વિજ્ઞાન, ભાષાશાસ્ત્ર, અને ખાસ તો સાહિત્યનાં વિવિધ અંગોના જ્ઞાન અને અભ્યાસથી સમૃદ્ધ બનીને બહાર પડે છે. ગુજરાતના સામાજિક જીવનમાંથી સંસારસુધારાનો કોલાહલ શાંત થઈને તેનું સ્થાન હવે સ્થિર પ્રકારની સાંસ્કારિક જાગૃતિ લે છે, અને જે વિવાદો, ચર્ચાઓ અને દ્વંદ્વયુદ્ધો ખેલાય છે તે કંઈક ઊંડા અને બહોળા પાયા પર બનવા લાગે છે. આપણું પત્રકારિત્વ જોણું તે વખતે શક્ય તેટલે વધારેમાં વધારે શિષ્ટતાની સીમા નવલરામના હાથે ચાલતા 'ગુજરાત શાળાપત્ર'માં પ્રાપ્ત કરી હતી તે હવે 'સુદર્શન', 'સમાલોચક', 'સાહિત્ય' અને 'વસન્ત' જેવાં માસિકો તથા 'ગુજરાતી' જેવા સાપ્તાહિકમાં વધારે શિષ્ટ ગંભીર રૂપે ખીલવા લાગે છે. આ નવા સ્નાતકોનો વિદ્યા અને સંસ્કારનો ઉત્સાહ, તેમાંના કેટલાકની તત્ત્વસંભૂત અને અભ્યાસપ્રતિષ્ઠિત વ્યુત્પન્નતા, તેમજ લેખનદ્વારા પ્રજાને ઘડવાની સાત્ત્વિક તમન્ના તેમને અનેક વિષયો અંગે લેખનવ્યાપારમાં દોરી જાય છે. એમને હાથે થયેલાં લખાણો સ્વાભાવિક રીતે નિબંધનો ઘાટ આપોઆપ લઈ લે છે. અને તેમાંથી બહોળું નિબંધસાહિત્ય પ્રગટે છે. સંસ્કૃત ભાષાના અભ્યાસથી તથા અંગ્રેજી ગદ્યના પરિચયથી, અને ભાષાશાસ્ત્રની સમજણથી, નવલરામ સુધીના લેખકોમાં પણ ભાષાના શિષ્ટ સંકેતની, અને શુદ્ધ આલેખનની જે ઊણપ હતી તે હવે લગભગ ચાલી જાય છે. ગુજરાતી ગદ્યનું શિષ્ટ સ્વરૂપ મનઃસુખરામ, ગણિલાલ નભુભાઈ, રમણભાઈ આદિના હાથે જોતજોતાંમાં સિદ્ધ થાય છે, અને ઉચ્ચ વ્યવહાર માટે સંસ્કારી ભાષાનું એક વાહન સર્વસુલભ બને છે. હવેની નિબંધપ્રવૃત્તિ આ એક સર્વસામાન્ય ભૂમિકા ઉપર ચાલે છે, અને દરેક લેખક પોતાની બુદ્ધિશક્તિ અને ગદ્યસામર્થ્ય પ્રમાણે પોતાનું કાર્ય કરે છે.

આ નવશિક્ષિતોમાં મનઃસુખરામ ત્રિપાઠી, તે યુનિવર્સિટીના પૂરા સ્નાતક નહોતા છતાં, તેમના વય, સંસ્કાર અને અભ્યાસના બળે પહેલા આવે છે. એ બાહોશ અને વ્યવહારદક્ષ મુત્સદ્દીની સાહિત્યના પ્રદેશની લાક્ષણિકતાઓ જાણીતી છે. આજલગીની તળપદી રહેલી ગુજરાતી ભાષાને સંસ્કૃતનો ગંભીર ઓપ સૌથી પહેલો તેમણે આપ્યો, એ તેમની એક કીમતી સેવા છે. 'બુદ્ધિવર્ધક' અને 'ધર્મપ્રકાશ'માંનાં તેમનાં લખાણો, તથા 'અસ્તોદય'માં સંગ્રહિત થયેલી તેમની કૃતિઓ એ નિબંધલેખનની પ્રતિજ્ઞાપૂર્વક લખાયેલા આપણા પહેલા નિબંધો છે. ગુજરાતી સાહિત્યમાં બેકનનું સ્થાન મેળવવાનો સંતોષ અનુભવતા આ પ્રૌઢભાષી લેખકની નિબંધિકાઓ બેકનને અનુસરવાનો પ્રશસ્ય એવો પ્રયત્ન કરે છે. તેમના

નિબંધોની રચના પણ કૌશલપૂર્વક થયેલી છે. સંસ્કૃત, અંગ્રેજી તથા ગુજરાતી કવિતામાંથી અવતરણો, દૃષ્ટાંતો, ટુચકાઓ વગેરેથી તે પોતાના વિચારને પુષ્ટ અને રસવાળા કરે છે. તાત્કાલિક ઉપયોગના પ્રચલિત વિષયો પર લખવાને બદલે તેમણે જીવનના વ્યાપક અને ગંભીર પ્રશ્નો આ નિબંધોમાં ચર્ચ્યા છે. તે કાળે તેમનું લખાણ સંસ્કૃતપ્રચુર તરીકે ગણાતું હતું, પણ આજે એમની ભાષામાં એવું ભારેખમપણું જણાતું નથી. ઘરાળુ અને બોલચાલની છૂટી રીતે પણ તેમની કલમ ચાલે છે. એમના આ ગંભીર વિષયોની વિચારસમૃદ્ધિ આજે બહુ ઉપયોગી અને જીવંત લાગે તેવી નથી, તથા તેમના નિબંધો બેકનના જેવી સૂત્રાત્મકતા અને તત્ત્વગભીર દ્યોતકતાએ પહોંચ્યા નથી છતાં બેકનના આ ગુજરાતી અવતારનું કાર્ય તદ્દન ભૂલી જવા જેવું પણ નથી.

મુંબઈ યુનિવર્સિટીની કેળવણીની મર્યાદાઓ સ્વીકારવા છતાં આપણે કહેવું જોઈશે કે તેમાંથી જે પહેલા સ્નાતકો બહાર પડ્યા તેમને હાથે જ ગુજરાતમાં વિદ્યા અને સંસ્કારનાં કંઈક નક્કર પાયા ઉપર મંડાણ થયાં. એમની ભાવનાઓ અને વૃત્તિઓ પોતપોતાની પ્રકૃતિને અને પોતપોતાના વ્યક્તિત્વને આભારી હતી છતાં તેમની બૌદ્ધિક સજાવટ અને તેમની વાગ્વ્યવહારની દક્ષતા યુનિવર્સિટીના શિક્ષણને જ આભારી હતાં એમાં શંકા નથી. મણિલાલ નભુભાઈ, નરસિંહરાવ, કેશવલાલ ધ્રુવ, રમણભાઈ, આનંદશંકર, મણિશંકર—કાન્ત, ચંદ્રશંકર પંડ્યા, ઉત્તમલાલ ત્રિવેદી, રણજિતરામ, બળવંતરાય, આ આપણા લેખકો, એમની પૂર્વેના નિરક્ષર જેવા યુગ પછીના પહેલા સાક્ષરો, ગુજરાતના બુદ્ધિતંત્રને ઘડવામાં કીમતી ફાળો આપી ગયા છે. સામાજિક જીવનનું સંગઠન પણ તેમણે નથી કર્યું એમ નથી. જો કે તે તેમની પછીના ગાંધીયુગના વ્યાપક અને ઝળહળતા કામ આગળ ઝાંખું પડી ગયું છે, તો પણ આ સાક્ષરો એકાદ મંડળ કે સંસ્થા કે માસિકપત્ર સાથે સંકળાયેલા હતા, અને કોઈક પોતે જ સંસ્થા જેવા બન્યા હતા. આમાંથી જેઓ કોઈ માસિક સાથે સંકળાયેલા રહેલા, તથા નિયમિત રીતે લખતા રહેલા તેમનાં લખાણોમાંથી નિબંધનું સાહિત્ય વધારે પ્રમાણમાં જન્મ્યું છે. ગોવર્ધનરામ અને કાન્ત જેવા સમર્થ બુદ્ધિશક્તિવાળા અને ગદ્યના અચ્છા કલાકારની કલમમાંથી નિબંધો આપણને ઓછા મળ્યા છે તેનું એક જ કારણ કે તેમની લેખનપ્રવૃત્તિ કોઈ માસિક સાથે સતત રીતે સંકળાયેલી ન હતી.

આ માસિકોએ જેમને હાથે બહોળા પ્રમાણમાં નિબંધાત્મક લખાણો કરાવ્યાં તેમાં મણિલાલ નભુભાઈ અને આનંદશંકર એ બે અગ્રસ્થાને આવે છે. રમણભાઈની લેખનપ્રવૃત્તિ 'જ્ઞાનસુધા'ની સાથે સંકળાયેલી રહેલી. પણ તે પત્રના ટૂંકા જીવનને લીધે તે પણ વિપુલતાની દૃષ્ટિએ ઓછી રહી. નરસિંહરાવ અને બળવંતરાય જેવા કોઈ પત્ર સાથે સંકળાયેલા ન રહેવા છતાં પોતાની સ્વતઃ ઊર્મિથી અને વિદ્યાપ્રીતિથી ખૂબ લખતા રહ્યા છે, અને પોતે જ મૂર્તિમંત સંસ્થા જેવા બની ગયા છે. ન્હાનાલાલની ગદ્યપ્રવૃત્તિ આ બધાથી વિલક્ષણ રીતેજ ખીલી છે. તેમની કવિતાએ તેમને ગુજરાતના જીવન સાથે સાંકળતાં, તેમનાં વ્યાખ્યાનોમાંથી તેમના ગદ્યની સમૃદ્ધિ સંચિત થઈ છે. વ્યાખ્યાન રૂપે બંધાયેલી એ રચનાઓ વસ્તુતઃ પહેલેથી અભ્યાસપૂર્વક લખાયેલા પદ્ધતિસરના નિબંધો જ છે. ઉત્તમલાલ ત્રિવેદી, રણજિતરામ, ચંદ્રશંકર, અને વિશાકર જેવા લેખકો જુદાં જુદાં સામયિકોમાં લખતા

રહેલા, તથા તેમની સાથે સંકળાયેલા પણ હતા છતાં, તેમની ગદ્યરચનાઓ સંગૃહીત થઈ નથી તથા બહુ મોટા પ્રમાણમાં પણ નથી. એટલે તેઓ આજે લગભગ ભૂલાઈ ગયા જેવા થયા છે. રણજિતરામના લેખો સંગ્રહનું રૂપ પામ્યા છે. પણ એ સિવાયના ઉપર નોંધેલા તથા બીજા પણ કેટલાકનાં લખાણો હજી માસિકોમાં પડયાં રહ્યાં છે. એ બધાનો સંગ્રહ થયો શક્ય ન હોય તોપણ અભ્યાસીઓએ તેમનો અભ્યાસ કરી તેમની મૂલવણી કરી લેવાનો સમય હવે પાકી ગયો છે. આ બધાઓનાં લખાણોમાં બહુ સ્થાયી મૂલ્યવાળું તત્ત્વ ઓછું છે તથાપિ તેમની પાછળ એવાં કોઈ એવી લાક્ષણિકતા રહેલી છે જેને લીધે તેમને ભૂલાઈ જતાં બચાવવા જોઈએ.

રણજિતરામ તેમની શક્તિઓની ખીલતી અવસ્થામાં જ અવસાન પામ્યા. તેમના લખાણમાં લખાવટની કંઈક કચાશ છે, પણ તે નર્મદ કે રમણભાઈ કે નરસિંહરાવનાં કેટલાંક લખાણોમાં દેખાય છે તેથી કંઈ બહુ વધી જાય તેટલી નથી. ગુજરાતનું નામરટણ જેમની જીભે ઊંડા દર્શનપૂર્વક થયું હોય તેવા વ્યક્તિઓમાં નર્મદ પછી બીજી વ્યક્તિ રણજિતરામ છે. ગુજરાતની અસ્મિતા અને એકતાનું દર્શન કરી તેને ખીલવવાનાં સ્વપ્નો તેમણે સેવ્યાં, સંસ્થાઓ ઊભી કરી, અને જો તે જીવ્યા હોત તો તેમના અભ્યાસ અને જ્ઞાનની સમૃદ્ધિથી તથા તેમના સત્યભક્ત અને નિર્ભીક વ્યક્તિત્વથી તે ઘણું કરી ગયા હોત. તેમની આ ભાવના અને દૃષ્ટિ રજૂ કરતા 'ગુજરાતની એકતા' જેવા તેમના લેખો, તથા 'ચાણક્યનંદિની' જેવા પુસ્તકનાં કડક અને તીક્ષ્ણ બુદ્ધિવાળાં અવલોકનો તેમની શક્તિનાં ઠીકઠીક પ્રમાણમાં સૂચક છે. ઉત્તમલાલ ત્રિવેદી એ વખતમાં 'વસંત'ના એક અગ્રણી લેખક હતા. 'વસંત'ને ખીલવવામાં તેમનો પણ ઠીકઠીક ફાળો હતો. એમનાં લખાણમાં તેમના વ્યક્તિત્વની છાપ કંઈક મંદ રહે છે, અને નિરૂપણ વધારે પંડતુ ગંભીર હોય છે. મોટે ભાગે તેમણે સાહિત્ય રાજકારણ અને આર્થિક વિષયો ઉપર લખ્યું છે. મૌલિક વિચારક કરતાં ખંતીલા અભ્યાસીની છાપ તેઓ વધારે પાડે છે. નૃસિંહ વિભાકર અને ચંદ્રશંકર પંડયા એ બંને એ, હોમરૂલ કાળના લોકપ્રિય વક્તાઓ હતા. વિભાકરે 'રંગભૂમિ' દ્વારા અને ચંદ્રશંકરે 'સમાલોચક' દ્વારા પોતાની લેખનપ્રવૃત્તિ વિશેષ ખેડી હતી. વિભાકરે પ્રમાણમાં બહુ થોડું લખ્યું લાગે છે. તો પણ તેમની વક્તૃત્વની છટા તેના ગદ્યમાં આવ્યા વગર રહી નથી. ચંદ્રશંકરનું લખાણ લેખક અને વક્તા બંનેનાં લક્ષણોવાળું છે. શબ્દોને લડાવવા, વાણીને છટાપૂર્વક યોજવી, પોતાની અંગત ઊર્મિઓની તથા પરિસ્થિતિની સાથે લખાણને સાંકળવું એ તેમની શૈલીનાં, એ વખતના પંડિતમાનસનાં તથા વ્યાસપીઠ ગજાવતા વક્તાનાં લક્ષણો છે. એમની કલમે કયા વિષયો વિશેષ ખેડયા છે તે તેમની ગદ્યપ્રવૃત્તિનો સમગ્ર પરિચય કર્યા વગર કહી શકાય તેમ નથી.

મણિલાલ નભુભાઈ, રમણભાઈ નીલકંઠ, નરસિંહરાવ, આનંદશંકર, અને બળવંતરાય આપણા વધારે પ્રૌઢ અને બહુતત્ત્વ ગદ્યલેખકો છે. તેમનાં લખાણોએ પોતાના વિષયને અનુરૂપ લાંબુંટૂંકું રૂપ લીધું છે. અને તે જ્યાં શ્લિષ્ટ અને અર્થસાધક બન્યાં છે ત્યાં તેમણે સ્વાભાવિક રીતે જ નિબંધનું રૂપ લીધું છે. મણિલાલે 'બાલવિલાસ' અને 'ચારિત્ર'માં નિબંધની દૃષ્ટિએ જ જુદા જુદા વિષયો પર લખ્યું છે. એ નિબંધો, ભારદાર હોવા

છતાં તેમાં જીવંત તત્ત્વ બહુ ઓછું છે. ઉપદેશકની રીતે લખાયેલા આ નિબંધો તેમનામાં જ્યાં કંઇ વિચારની સાચી ચમક આવેલી છે ત્યાં જ વાંચવા જેવા રહ્યા છે. મણિલાલની તેજસ્વી બુદ્ધિ, સબળ વાક્છટા, સૂક્ષ્મ પૃથક્કરણશક્તિ તથા તત્ત્વની પકડ સાહિત્ય તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિ અંગેનાં એમનાં લખાણોમાં વધારે જોવા મળે છે. એ લખાણો પાછળ મણિલાલનું વિવિધ પ્રકારનું વ્યક્તિત્વ ચમકે છે, અને એ જેટલાં તેમાંની સામગ્રીને લીધે મહત્ત્વનાં છે, તેટલાં જ તેની અંદર ધ્વનિત થતા લેખકના પ્રતાપી વ્યક્તિત્વને લીધે આકર્ષક છે. તે જમાનામાં પ્રવર્તતાં સુધારાનાં, સંસ્કૃતિનાં અને સાહિત્યનાં મૂલ્યોને તેમણે પોતાની તેજાબ જેવી દાહક વિચારશક્તિમાં ઓગાળીને મહત્ત્વનું શોધન અને સંસ્કરણ આપ્યું છે. નવા સુધારકોનું વિચારદારિદ્ર્ય તેમણે ઉઘાડું પાડ્યું, આપણી પ્રાચીન સંસ્કૃતિનાં કેટલાંક મહત્ત્વનાં તત્ત્વો તેમણે લોકો આગળ તાદૃશ કર્યાં, અને આપણી સાહિત્યદૃષ્ટિને તેમણે જ પહેલી વાર આપણા સંસ્કૃત સાહિત્યની પીઠ અને પ્રૌઢ રસદૃષ્ટિ સાથે સાંકળી આપી. દલપતરામ અને નર્મદનું તેમનું મૂલ્યાંકન નવલરામ કરતાં વધારે ઊંડા તત્ત્વ ઉપર પ્રતિષ્ઠિત થયું છે. બાલાશંકરની કવિતાનાં ઉત્તમ લક્ષણ, તથા નરસિંહરાવની કવિતાની મર્યાદાઓ, તેમણે જ સૌથી પ્રથમ અચૂક વેધદૃષ્ટિથી છતાં કરી આપ્યાં છે. 'સુદર્શન ગદ્યાવલિ'માં સંઘરાયેલાં તેમનાં લખાણોના મોટા સંગ્રહમાંથી સ્થાયી ઉપયોગિતાવાળા લેખોના વિષયવાર જુદા જુદા નાના નાના સંગ્રહો થવાની જરૂર છે. એમ થતાં તેમની બુદ્ધિપ્રતિભા કયા કયા પ્રદેશોમાં કેવી કેવી રીતે પ્રગટી હતી તે જોવાની, તથા તેમના લાંબી તપશ્ચર્યાભરી લેખનપ્રવૃત્તિનું મહત્ત્વ સમજવાની સૌને તક મળશે.

રમણભાઈના લેખો તત્ત્વદ્રષ્ટા અને ચિંતક કરતાં ખંતીલા અભ્યાસકની અને ઉત્સાહી સુધારકની છાપ વધારે પાડે છે. પોતાના વિષયનું નિરૂપણ તેઓ દક્ષતાથી કરે છે, પરંતુ તેઓ જ્યારે વધારે સ્વાભાવિકતાથી લખે છે ત્યારે, તેમનું કથન વધારે આહ્લાદક બને છે. પ્રાર્થના સમાજમાં તેમણે આપેલા ઉપદેશો તથા એ રીતનાં ધર્મભાવ કે નીતિ-પ્રધાન વિચારોવાળાં લખાણો અંદરના તત્ત્વગુણે બહુ ઉપયોગી નીવડે તેવાં નથી. એકાદ નાનકડા વિચારબિંદુને લઈ તેનો તેઓ વધારે પડતો અને પાતળો થઈ જતો પ્રસ્તાર કરે છે. વળી એ વિચાર પણ જ્યારે કોઈ બીજાના, વિશેષે તો અંગ્રેજી કવિઓ કે વિચાર-કોમાંથી લીધેલા હોય છે ત્યારે તેનું તેજ બહુ મંદ નીવડે છે. એ કરતાં તેમના સાહિત્ય અને કવિતા અંગેના લેખો, અને વિશેષે કરીને તેમનાં કેટલાંક વિવેચનો, તેમના અભ્યાસની તથા તેઓ તટસ્થ રહી શકે છે ત્યાં સૂક્ષ્મ રસદૃષ્ટિની પ્રતીતિ કરાવે છે. હાસ્યરસના લેખોમાં તેમની વિનોદવૃત્તિનો સારો પરિચય થાય છે. પણ તેમના લેખોની પાછળથી કોઇ પ્રભાવક અને મૌલિક વ્યક્તિત્વ ઊભું થતું નથી. રમણભાઈમાં શૈલીનો જે અભાવ વરતાય છે તે આ કારણે. વિનોદ અને હાસ્યને બાદ કરતાં બીજા વિષયોનાં તેમની પ્રવૃત્તિ તેમના વ્યક્તિત્વના કોઈ ઊંડાણમાંથી નીકળતી નથી લાગતી. વિષયને સરળ અને સહજ પ્રાસાદિક રીતે આલેખીને, તેનો લેખક તરત જ અદૃશ્ય થઈ જતો લાગે છે. વાચક પાસે વિષય રહે છે, તેનો લેખક નહિ.

# સ્ત્રી

પ્રો. ભાઈલાલ પ્ર. કોઠારી એમ. એ.

**બી**જાનાં જીવનને નિરપેક્ષ રીતે જોવા જેટલું સ્વાસ્થ્ય કેળવવા જેટલી અનુભવની કક્ષાએ આપણે પહોંચીએ છીએ ત્યારે સમસ્ત માનવજીવન કેટલું વિવિધરંગી, કેટલું રહસ્યમય અને સંકુલ લાગે છે?

વાસંતી અને ભાર્ગવને આજકાલ કરતાં હું ઉપરાં દસ વર્ષથી ઓળખું છું. પ્રકાશ મોડેલ હાઈસ્કૂલમાં હું જોડાયો ત્યારે બંને કેટલાં નાનાં, કેટલાં આનંદી અને તોફાની હતાં! વાસંતીની બહેનપણીઓ તો એને ખાનગીમાં ઠપકો પણ આપતી પણ એ માને? નાના ગામમાં મેજિસ્ટ્રેટસાહેબની એકની એક દીકરી તરીકે વાસંતીનો કંઈ ઓર રુઆબ હતો. ભાર્ગવ મેજિસ્ટ્રેટ દીવાકરના મિત્રનો પુત્ર હતો અને તે પોતાને ત્યાં સુંદરપુરમાં રહી ભણતો, બંને એક જ વર્ગમાં હતાં.

શિક્ષકોને પજવવામાં પણ આ તોફાની બારકસો બાકી રાખતાં નહિ: પણ મોટાનાં છોકરાં, એમને કોણ કશું ય કહે?

એટલે જ્યારે નવા શિક્ષક તરીકે શાળામાં મારો પ્રવેશ થયો ત્યારે, શિક્ષકોએ મને આ બાળકોથી ચેતતા રહેવાની સૂચના આપી હતી.

સદ્ભાગ્યે થયું એમ કે વર્ગમાં પ્રવેશ કરી લેસન ચલાવવાને બદલે મેં જવાહરલાલજીની જીવનકથા કહેવા માંડી. આખો વર્ગ શાંત હતો. પિરિયડ પૂરો થયો પણ નહેરુકુટુંબે સહન કરેલી યાતનાઓનું હૃદયદ્રાવક વર્ણન કરવામાં હું એટલો તો તલ્લીન બની ગયો હતો કે મને એની ખબર સરખી પડી નહિ. હું ઊઠ્યો ત્યારે બીજાં કેટલાંક વિદ્યાર્થીઓ ભાર્ગવની જોડીને કાંઈક કુતૂહલપૂર્વક જોઈ રહ્યાં હતાં. એમને મન એ અવનવો બનાવ હતો. નવા શિક્ષકને પજવવાને બદલે તે બંને તેનામાં એકરૂપ બની ગયાં હતાં! તેમની આંખમાં આંસુ હતાં!

પછી તો બન્યું એમ કે હું જ્યાં એકલો રહેતો હતો ત્યાં પ્રજાનિવાસમાં તેઓ મારી ઓરડીએ વારંવાર આવતાં અને મારી એકલતાને તેમના ઉલ્લાસથી ભરી દેતાં. વાસંતી સુંદર ગાતી. એના પિતાએ વાસંતી માટે એક સંગીત શિક્ષકની પણ યોજના કરી હતી.

ભાર્ગવ જાતે ગાઈ શકતો નહિ પણ સંગીતનો ભારે રસિયો હતો. એને વાયોલિનનો શોખ હતો. કેટલી ય વાર મારી ઓરડી પર વાસંતી ગાતી અને એના એકેએક ભાવને ભાર્ગવ વાયોલિન દ્વારા રજૂ કરતો.

બંને એક જ વર્ષમાં મેટ્રિક પસાર કરી ગયાં. સ્કૂલથી છૂટા પડવું પડશે એ ખ્યાલથી એ કેટલાં રડ્યાં હતાં! અને મારા આવ્યા પછી એમનાં તોફાનમસ્તી—ખાસ કરીને શિક્ષકો તરફનાં—તો ઓછાં જ થઈ ગયાં હતાં એટલે તો એમના તરફનો સૌનો ભાવ પણ ખૂબ જ વત્સલ બન્યો હતો.

ઉટરના વર્ષમાં વાસંતીના પિતા હૃદયબંધ પડવાથી એકાએક મૃત્યુ પામ્યા. પછી તો એ બંને છોકરાંઓ દીવાકરના મિત્ર ભરતરાય પાસે રહીને જ અમદાવાદ રહી ભણતાં. એમના પત્રો ચાલુ જ રહ્યા હતા.

એમના એક પત્રમાં હતું કે વાસંતીના પિતાની ઇચ્છાનુસાર તેમનાં લગ્ન થવાનાં હતાં અને પછી બંને થોડા દિવસ માટે પ્રવાસે જવાનાં હતાં. મેં એમને શુભાશિષ મોકલી હતી કારણ હું કોઈ કારણવશાત્ લગ્નમાં જઈ શકું એમ ન હતું.

પણ એ પછી તો મહિનાઓ વીતી ગયા અને મને આ બંને જણના કાંઈ જ સમાચાર ન મળ્યા. મારા સ્વભાવ પ્રમાણે મેં માની લીધું કે બંને કામમાં હશે. એમની અનુકૂળતાએ લખશે. મારી પાસે એમનું સરનામું પણ ક્યાં હતું?

*

રવિવારનો દિવસ હતો. બપોરે જમી પરવારી દીવાન પર પડ્યોપડ્યો હું સવારનું બાકી રહેલું પેપર પૂરું કરતો હતો ત્યાં એક જાહેરાતી લખાણ તરફ મારું ધ્યાન સહજ ગયું.

'વાસંતી,

મારી ભૂલ થઈ ગઇ છે. તું મને માફ કર અને પાછી આવ.

ભાર્ગવ.'

આ બંને નામો વાંચતાં જ મને ખાતરી થઈ ગઈ કે આ બંને વચ્ચે જરૂર કાંઈ બનવા પામ્યું હશે. મારી પાસે એમનું સરનામું ન હતું એ મારી ખાસ મૂંઝવણ હતી એનું સરનામું મેળવી ભાર્ગવને હું બની તેટલી ઉતાવળે લખીશ એવો નિર્ણય કરી હું એ બંનેના બાળપણથી માંડીને યૌવનકાળની કેટલી ય મીઠી સ્મૃતિઓ સાંકળી રહ્યો. 'શું થયું હશે આ બંને વચ્ચે ? કાંઈ સમજાતું નથી!' મને થયું.

દિવસો વીતતા ગયા તેની સાથે આ ઘટના પણ સ્મૃતિમાંથી વિસ્મૃતિ તરફ ઢળતી ગઈ, અને પછી તો ક્યારેક જ આવી મને ક્ષુબ્ધ કરી જતી.

એ પછીના વર્ષમાં હું બી. ટી. માટે મુંબઈ ગયો. એકબાજુ અખંડ હિંદુસ્તાન અને બીજી બાજુથી પાકિસ્તાનની ઘોષણાથી શહેરનું વાતાવરણ ખૂબ તંગ રહેતું હતું. સત્તાવાળાઓના સતત પ્રયત્નો હોવા છતાં ય શહેરને માથે હુલ્લડની આફત ઝઝૂમતી હતી.

એ પહેલી સપ્ટેમ્બરનો રવિવાર હતો. દેશની મધ્યસ્થ કામચલાઉ સરકાર તરીકે બ્રિટિશ ગવર્મેન્ટે કોંગ્રેસની વરણી કરી હતી. બીજી સપ્ટેમ્બરના સોમવારથી કોંગ્રેસી પ્રધાનો નવી સરકારમાં જોડાવાના હતા. મુસ્લિમ લીગના મતભેદને કારણે વાતાવરણમાં અસાધારણ ગરમી હતી. લોકોના મુખ પર ઉત્સુકતા અને ભયનાં ચિન્હો સ્પષ્ટ જણાતાં હતાં.

હજી દિવસ પૂરો થયો ન હતો ત્યાં તો ઉશ્કેરણી ભયંકર બની ગઈ. સાંજ સુધીમાં તો હુલ્લડના પિશાચના તાંડવે સંખ્યાબંધ માનવીઓનો ભોગ લીધો હતો.

મિત્રના આમંત્રણને વશ થઈ રવિવાર હોવાથી હું મલબાર હિલ પર એને ત્યાં

જમવા ગયો હતો. હુલ્લડના સમાચાર મળે તે પહેલાં તો હું ત્યાંથી નીકળી ગયો હતો અને હવે પાછા ફરી શકાય તેમ હતું જ નહિ.

પાયધુની વિસ્તારમાં અમારી ટ્રામ પહોંચી ન પહોંચી ત્યાં તો એના પર ઈંટ અને પથરાનો વરસાદ વરસ્યો.

એ પછી જ્યારે મને ભાન આવ્યું ત્યારે તો હું જે. જે. હોસ્પિટલના એક વોર્ડમાં હતો. મારા માથા પર મોટો પાટો બાંધવામાં આવ્યો હતો.

હુલ્લડ પછીનો એ કેટલામો દિવસ હતો એ તો યાદ નથી પણ તે દિવસે મારી તબિયતમાં મને સંતોષકારક ફેરફાર જણાતો હતો.

અમારા વોર્ડમાં પચાસેક ખાટલા હતા. એ બધા જ હુલ્લડમાં ઝખમી થયેલાંના હતા. દુઃખની વેદનાથી ચિત્કાર કરતાં દરદીઓથી આખા વોર્ડનું વાતાવરણ બિહામણું બની ગયું હતું.

રાતના બાર વાગ્યા હતા. એક નર્સની તબિયત એકાએક બગડવાથી બદલીની નર્સ મૂકી તે ચાલી ગઈ હતી. દૂરના એક ખાટલામાં તાવની ગરમીમાં લવરીએ ચઢી ગયેલો એક દરદી કાંઈક અસ્પષ્ટ ગણગણતો હતો. ધીરે ધીરે એ સ્પષ્ટ બન્યું:

'શિકસ્ત તું દેખને દે જરી
અબી મુઝે એક બાર અબી'

'પણ આ કોનો અવાજ? ભાર્ગવ અહીં ક્યાંથી?' મારા મનમાં એક ક્ષણમાં કેટલા ય વિચારો આવી ગયા. મને બોલવાની કે ઊઠવાની મનાઈ હતી એટલે પથારીમાં પડ્યા પડ્યા જ તર્કવિતર્ક કરવાના હતા. થોડીવારે એક સ્ત્રીનો મૃદુ સ્વર સંભળાયો:

'ભાર્ગવ!'

પણ દર્દીએ તાવના જોરમાં મીંચેલી આંખે બબડતાં જ કહ્યું: 'શિકસ્ત તું દેખને દે જરી...'

થોડી વારે ડ્યૂટી પરના ડૉક્ટર આવ્યા. દર્દીને તપાસી તેમણે કહ્યું: 'નર્સ, દર્દીના માથા પર આઈસબેગનું પોતું મૂકો એટલે લવરી ઓછી કરશે'

ડૉક્ટરનાં પગલાં સંભળાતાં બંધ થયાં.

થોડીવાર પછી તો લવરી પણ બંધ થઈ ગઈ. તેને બદલે બે જણની વાતચીત સંભળાતી હતી:

'ના, પણ તું જ કહે ને, એ વાંક તારો નહોતો!'

'હા, મારો હતો થયું હવે? પણ હવે મને છોડી તો નહિ જાય ને!'

'તું આમ ને આમ જરા જરામાં વહેમાતો રહે તો છોડી પણ જાઉં.'

'નહિ, નહિ, નહિ. એ તો મારાથી નહિ જ સહેવાય.'

'તું જ કહે ને તું ગાંડો નહિ? એક સામાન્ય સંગીત શિક્ષક સાથે બેસી મેં "શિકસ્ત તું દેખને દે જરી" ગાયું એટલા ઉપરથી હું તેની સાથે પ્રેમમાં પડી છું એમ તેં માની લીધું! આને ગાંડપણ નહિ તો બીજું શું કહેવું?'

'વારુ, મારા એ ગાંડપણને તું સાચવી લે ને. મને છોડી જવા કરતાં મને સુધારવાનું જ તું કાં ન કરે!' એ અવાજમાં અસાધારણ નિરાધારી હતી.

'સાચું કહું ? તને છોડ્યા પછી થોડા દિવસ તો મારો ક્રોધ ચાલુ જ રહ્યો પરંતુ શાન્ત પળોમાં મારા મનમાં ડોકિયું કરતાં મને લાગ્યું કે તને આવેશમાં છોડી જવામાં મેં મોટી ભૂલ કરી હતી. પણ મારું મન મને ઘર તરફ આવતાં રોકતું હતું.'

'પણ હવે ભાર્ગવને છોડીશ તો શું થશે...કહું ?'

'ચાલ હવે સૂઈ જા જોઉં; હજી તો તારો તાવ માત્ર ઓછો જ થયો છે. સંપૂર્ણ ઊતર્યા પછી આપણે નિરાંતે વાતો કરીશું. હું તારી પાસે જ આખી રાત બેસું છું, બસ ?'

'વાસુ, આ રાત ને દિવસ જ ન હોય તો કેવું સારું !'

'ગાંડો નહિ તો !' એની પાછળ આછું હાસ્ય સંભળાયું.

વાતાવરણમાં શાન્તિ રેલાઈ.

ડોક્ટરની સૂચનાને અવગણીને પણ મારા ખાટલામાં બેઠા થવાનું સાહસ હવે હું રોકી શક્યો નહિ. હું અંધકારમાં હોવાથી એમની નજરે પડવાનો ભય હતો જ નહિ.

વોર્ડની મધ્યમાં આવેલી બત્તીના આછા પ્રકાશમાં સમસ્ત જીવનને જાણે પ્રિયતમાના ચરણે ઓવારી ન દેતાં હોય તેમ વાસંતીનાં નયનો તેના ખોળામાં માથું નાખી સૂતેલા ભાર્ગવને અનિમેષ નીરખી રહ્યાં હતાં.

એ પાવક દૃશ્યને જોઈ મારી હસતી આંખો પણ રડતી હતી.



# પ્રાર્થના

'અશ્વિન'

[ રાગ-ભૈરવી ]

હે જનનાયક ! શાન્તિવિધાયક !
હે સતસ્નેહપ્રવાહક હે !
દીનદરિદ્રદલિતોદ્ધારક !
પીડિતપતિતોદ્ધારક હે ! —ધ્રુવ.

[ અંતરો ]

સ્વતંત્રતાસંશોધક બાપુ !
દ્વેષકુસંપવિનાશક હે !
શતધા છિન્ન સ્વરાષ્ટ્ર–સુત્રાતા !
ઘન–વિષવૈરવિદારક હે ! —હે જનનાયક૦
નવલ ઉષાપ્રદ્યોતક બાપુ !
ઘોર તિમિર સંહારક હે !
સત્યઅહિંસાગીતવિધાતા !
હો શત શરદનિયામક હે ! —હે જનનાયક૦

# સ્વ૦ કૌશાંબીજીનાં પ્રેરણાદાયી સંસ્મરણો

પં. સુખલાલજી

[ શ્રાવણ અંકથી ચાલુ ]

છેલ્લાં બેત્રણ વર્ષ થયાં કૌશાંબીજી જ્યારે મળતા ત્યારે એકમાત્ર જીવનાન્તની જ ચર્ચા કરતા. તેઓ કહેતા કે "મેં મારું કામ પૂરું કર્યું છે. લખવાનું અને તેટલું લખ્યું છે. મળ્યા તે પાત્ર છાત્રોને શીખવવામાં પણ કચાશ રાખી નથી. છોકરા છોકરીઓને પૂરતું શિક્ષણ આપ્યું છે અને સ્વાવલંબી બનાવ્યાં છે. તો પછી હવે વધારે જીવી મોંઘવારીમાં ઉમેરો શા માટે કરવો? અને વધારે ઘડપણ ભોગવી, બિસ્તરે પડી, અનેક લોકોની સેવાશક્તિનો નકામો ઉપયોગ શા માટે કરવો? તેથી હવે જીવનનો અંત આણવો એ જ મારા ચિંતાનો વિષય છે." ઇત્યાદિ. તેમના આ વિચારો સાંભળી અમે બધા પરિચિતો અકળાતા અને કહેતા કે, "તમારા જીવનનો, તમારી વિચારણાઓનો રાષ્ટ્રને બહુ ખપ છે. અને ભલે તમને સીત્તેર જેટલાં વર્ષ થયાં હોય છતાં તમે અમારા કરતાં બહુ સશક્ત છો." કેટલાક મિત્રોએ, ખાસ કરી જૈન મિત્રોએ, તેમને જ્યાં રહે ત્યાં ખર્ચ આપવાનું શ્રદ્ધાપૂર્વક આશ્વાસન આપેલું. કૌશાંબીજીના એકના એક પુત્ર પ્રો. દામોદર કૌશાંબી પણ પિતૃભક્ત છે. તેઓ પણ પોતાના પિતા માટે બનતું બધું કરી છૂટવા તૈયાર જ હતા. એમની જ્યેષ્ઠપુત્રી માણેકબેન અને જમાઈ ડૉ. પ્રસાદ પણ કૌશાંબીજી માટે બધું જ કરી છૂટે તેવા હતા. કૌશાંબીજીનાં વૃદ્ધ પત્ની પણ સેવામૂર્તિ છે. એમના અંગત કુટુંબ ઉપરાંત દરેક પ્રાંતમાં એમને જાણનાર અનેક વિદ્વાનો અને ધનિકો એમના જીવનની સક્રિય કાળજી સેવતા તેનો પણ હું સાક્ષી છું અને છતાં ય કૌશાંબીજીની જીવનાન્ત કરવાની વૃત્તિ ક્રમે કરી શમી નહિ. તેમનામાં આવી વૃત્તિ કેમ જન્મી તે તો પૂર્ણપણે કહી ન શકું. છતાં તેઓ, પોતાની વૃત્તિના સમર્થનમાં જે કેટલાક આધુનિક અને પુરાતન દાખલા ટાંકતા તે ઉપરથી હું એટલી જ કલ્પના કરી શકતો કે કૌશાંબીજી ઘડપણનો ભાર કોઈ પણ ઉપર નાંખવા માગતા નથી અને પગ ઘસીને પરાણે જીવન પૂરું કરવા ઇચ્છતા નથી. તેઓ જેવી રીતે હસતે મોઢે જન્મ્યા, હસતે મોઢે આખી જિંદગી ગાળી, તેવી જ રીતે પ્રસન્ન ચિત્તે કોઈના ઉપર ભાર નાંખ્યા સિવાય મૃત્યુને ભેટવા માગે છે. તેઓ મને કહેતા કે જુઓને શિવપ્રસાદ ગુપ્તા કેવી રીતે બેભાન દશામાં બિસ્તરે વર્ષો થયાં પડયા છે અને તેમની શારીરિક હાજતો માટે પણ અનેક નોકરોને કેવું રોકાવું પડે છે. તેઓ એમ પણ કહેતા કે, પંડિત માલવીયજી જેવા પણ અતિ લાંબા જીવનથી કેટલું દુઃખ અનુભવે છે? બૌદ્ધગ્રન્થો અને બીજાં શાસ્ત્રોમાંથી તેઓ અનેક ઉદાહરણો ટાંકી મને કહેતા કે, "જુઓ! પાકું પાન ખરી પડે તે રીતે પ્રાચીન સંતો અને તપસ્વીઓ વૃદ્ધાવસ્થામાં ખરી પડતા. જીવનનો અંત બહાદુરીથી કરતા, મૃત્યુથી ન ડરતા અને કર્તવ્ય કર્યાનો સંતોષ મેળવ્યા પછી તેઓ જીવવા માટે તડફડિયાં ન મારતા. તેથી હું પણ વીરતા, સ્ફૂર્તિ અને જાગૃતિપૂર્વક મૃત્યુને ભેટવા ઇચ્છું છું." હું બધું સાંભળી ચૂપ રહેતો અને બચાવની દલીલોમાં ન ઊતરતો. ક્યારેક ક્યારેક મારાં ધર્મભગિની મોતીબેન જીવરાજ—જેમના ઉપર કૌશાંબીજીની બહુ શ્રદ્ધા હતી તે—પોતાની દલીલો કૌશાંબીજી સામે

આદરપૂર્વક પણ ભારપૂર્વક વહેતી મૂકતાં. છતાં હું જોઈ શકતો કે કૌશાંબીજીના વલણમાં કાંઈ ફેર ન પડતો.

જીવનનો અંત કરવાની ઉમવૃત્તિએ તેમને જૈનોના ચિરપ્રચલિત સંથારાવ્રત પ્રત્યે વાળ્યા; કૌશાંબીજી કાયરતાપૂર્વક મૃત્યુને ભેટવા ઇચ્છતા નહિ. તેથી તેમને તત્કાળ મરણને શરણ થવાનો સહેલો રસ્તો પસંદ ન હતો. તેમની નસેનસમાં પૈતૃક વીરતાના સંસ્કારો હતા. એ જ વીરતાને લીધે તેઓ ૧૯૩૦ની સત્યાગ્રહની લડાઈના અનુસંધાનમાં જેલવાસ પણ કરી આવેલા. એ જ વીરતાને લીધે તેમણે ચારનાથની અસહ્ય સૂના દિવસોમાં એક કપડાની ઓથે બેસી ધ્યાનનો અભ્યાસ કરેલો. એ જ વીરતાને લીધે તેઓ બ્રહ્મદેશનાં જંગલોમાં ભયાનક ઝેરી જંતુઓ વચ્ચે એકલા રહી સમાધિમાર્ગનો અભ્યાસ કરતા ગયેલા. એમના પ્રત્યેક જીવનકાર્યમાં વીરતા ભારોભાર દેખાતી. ગમે તેવા મોભાદાર વિદ્વાનો કે શ્રીમંતો હોય અને તેઓ કાંઈ બોલવામાં ભૂલે તો કૌશાંબીજી નાની કે મોટી કોઈ પણ પરિષદમાં તેની ખબર લીધા વિના રહી જ ન શકતા. મેં એવા અનેક પ્રસંગો જોયા છે.

એમની વીરતાએ એમને સુઝાડ્યું કે તું મૃત્યુને ભેટ પણ મારણાન્તિક સંલેખના જેવી તપશ્ચર્યાના માર્ગે જ મૃત્યુને ભેટ. કૌશાંબીજીએ આવી સંલેખનાનો વિચાર તો મને બેએક વર્ષ પહેલાં જ કહેલો, પણ તેઓ તે માટે યોગ્ય સ્થાન શોધતા હતા. અને મને પણ એવા સ્થાન માટે પૂછતા. એવા સ્થાનની પસંદગીમાં તેમની મુખ્ય શરત એ હતી કે જ્યાં તેઓ સંલેખના શરૂ કરે ત્યાં દર્શનાર્થીઓની ધમાલ ન રહે, કોઈ જાણે નહિ. અને એમની એવી પણ ઇચ્છા હતી કે મરણ પછી કોઈપણ જાતનો આડંબર કરી ધનશક્તિ કે જનશક્તિ ન વેડફવી. મને તો ત્યાં લગી કહેલું કે મૃતશરીર બાળવા માટે કરવો જોઈતો લાકડાંનો ખર્ચ ન કરતાં તમે બધા એને જમીનમાં જ દાટજો અગર જળપ્રવાહમાં વહેવડાવી દેજો. આ વિચારો પાછળ એમને હૈયે ગરીબો પ્રત્યેની લાગણી વસેલી હતી, તેઓ ઇચ્છતા કે તેટલો ખર્ચ ગરીબોને મદદ કરવામાં થાય. એમ લાગે છે કે બુદ્ધ પ્રત્યેની તેમની અનન્ય ભક્તિએ તેમને બુદ્ધના જીવનમાંથી જાતે દુઃખ વેઠી બીજાનું ભલું કરવાની કરુણાવૃત્તિનો સંસ્કાર અર્પ્યો હોય. ગમે તેમ હો છતાં તેમણે જીવન-વિલોપનનો નિશ્ચય તો કરી જ લીધો હતો અને તે પણ મારણાન્તિક સંલેખના દ્વારા.

વ્યક્તિગત દૃષ્ટિએ જીવનશુદ્ધિ માટે પ્રયત્ન કરી સંતોષ મેળવ્યો હોય અને સામુદિક દૃષ્ટિએ સંઘ પ્રત્યેનાં કર્તવ્યો બજાવી કૃતાર્થતા સિદ્ધ કરી હોય એવો સાધુ અમુક પરિસ્થિતિમાં સમાધિ-મરણની દૃષ્ટિએ આજીવન અનશન કરે એવું જે અતિજૂનું જૈન વિધાન છે અને જે આજે પણ જૈનપરંપરામાં ક્યારેક ક્યારેક જીવતું જોવામાં આવે છે તે વિધાન કૌશાંબીજીને બહુ ગમી ગયું અને પોતાના નિશ્ચય માટે ઉપયોગી લાગ્યું. તેથી તેઓ જ્યારે જીવનાન્તના નિર્ણય વિષે વાત કરતા ત્યારે જૈનપરંપરાના મરણાન્તિક 'સંથારા'નું હૃદયથી સમર્થન કરતા. મેં અનેક વર્ષો લગી તેમને મોઢેથી જૈન ઉગ્ર તપસ્યાનો સખત વિરોધ સાંભળેલો અને હવે જ્યારે તેઓ મરણાન્તિક સંથારા જેવી જૈન ઉગ્ર તપસ્યાનું સમર્થન કરતા ત્યારે પ્રથમ કરતાં તેમના વલણમાં પડેલો ફેરફાર હું સ્પષ્ટ જોઈ શકતો. છતાં હું એ કાંઈ બોલતો નહિ અને તેઓ કહે તે મૂંગે મોઢે સાંભળ્યા કરતો. ગમે કૌશાં-

બોજીએ છેલ્લાં વર્ષોમાં અનેકવાર કહ્યું કે મહાવીર સ્વામીની તપસ્યા પણ ઘણીવાર ઉપયોગી છે. તેઓ અનશન કરવા ઇચ્છતા પણ સાથે જ કેટલાક સુધારા તેમાં દાખલ કરવા વિષે પણ કહેતા. સ્થાનકવાસી સાધ્વી રંભાકુમારીએ અનશનપૂર્વક દેહોત્સર્ગ કર્યાનો દાખલો તેમની સામે હતો. એવું અનશન કૌશાંબીજીને પસંદ હતું; પણ એવા અનશન–પ્રસંગે જે ધમાલ થાય છે, જે દર્શનાર્થીઓની ભીડ જામે છે, જે દૂર–દૂરનાં યાત્રીઓથી લદાયેલી ટ્રેનો આવ-જા કરે છે અને જે આગળ પાછળ બેસુમાર પૈસા અવિવેકથી વેડફવામાં આવે છે તે કૌશાંબીજીને જરાય પસંદ ન હતું; તેથી તેઓ અનશનદ્વારા સમાધિ–મરણ સાધવાના નિશ્ચય ઉપર આવ્યા હતા પણ તેઓ એવા સ્થાન અને એવી પરિસ્થિતિની શોધમાં હતા કે જ્યાં અનશન લેવાથી સમાધિમરણ સધાય અને સાથે જ આડંબર કે વ્યર્થ વ્યયથી મુક્ત રહી શકાય. આવા સ્થાનની શોધ ચાલતી જ હતી ત્યાં અનુકૂળ સંયોગ લાધ્યો.

ગયા જુલાઈ માસના અંતમાં, જ્યારે મેં કૌશાંબીજીને દોહરીઘાટ વિષે વાત કરી અને કહ્યું કે હું ત્યાં જવાનો છું ત્યારે તેમણે પણ જો હું જાઉં તો એકવાર આવવાની ઇચ્છા દર્શાવી. દોહરીઘાટ એ કાશીથી ૫૦–૬૦ માઈલ દૂર આવેલ સરયૂનદીનો એક પ્રસિદ્ધ ઘાટ છે અને ત્યાં જવાનું મારું આકર્ષણ મુખ્યપણે સ્વામી સત્યાનંદજીને લીધે હતું. સ્વામીજી મૂળ એ પ્રદેશના બ્રાહ્મણ અને આર્યસમાજી પણ પાછળથી લાલા લજપતરાય દ્વારા સ્થાપિત લોક–સેવક–સમાજના આજીવન સભ્ય થએલા. તેઓ ગ્રેજ્યુએટ છે અને સ્વભાવથી જ સેવાની જીવિત મૂર્તિ છે. તેમણે તે ઘાટ ઉપર સ્થાપેલ 'હરિજન–ગુરુકુળ' એક પ્રાણવાન સંસ્થા છે જેમાં યુ. પી. જેવા કટ્ટર જાતિભેદવાળા પ્રદેશના કેટલાક બ્રાહ્મણો કોઈપણ જાતના ભેદભાવ સિવાય હરિજનો સાથે રહે છે. સ્વામીજીની અનેકવિધ પ્રવૃત્તિમાં એક મુખ્ય પ્રવૃત્તિ ગામડાંઓમાં ચરખા ચલાવવાની અને સ્વાવલંબી ખાદી ઉત્પાદનની છે. હું સ્વામીજીને પહેલેથી જ જાણતો. હમણાં તેઓ જેલમાંથી છૂટી ૧૯૪૨માં પોલીસોએ બાળી તેમ જ નષ્ટભ્રષ્ટ કરી નાંખેલ ગુરુકુળના પુનરોદ્ધાર–કાર્યમાં પરોવાયા હતા. મને એ વિષે રસ હોઈ ત્યાં એકવાર જવું પસંદ હતું. સ્વામીજી પણ કાશી મારે ઉતારે આવેલ હતા. એમ તો કૌશાંબીજી પણ સ્વામીજી વિષે થોડુંક જાણતા, પણ જ્યારે મેં બન્ને વચ્ચે વિશેષ પરિચય કરાવ્યો ત્યારે કૌશાંબીજી તેમની સાથે જવા લલચાયા. હું કેટલાક બીજાં કારણસર તે વખતે સાથે જવા અશક્ત હતો તોપણ સ્વામીજીના આશ્વાસનથી કૌશાંબીજી તો તેમની સાથે દોહરીઘાટ ગયા જ. ત્યાં જઈ જોયા પછી ઠીક લાગે તો તેઓ અનશન લેશે એમ તો તેમની વાતચીત ઉપરથી હું જાણતો જ હતો. એવે પ્રસંગે પરિચર્યા અને સેવાનો પૂરતો પ્રબંધ કરવાની ચિંતા મને હતી જ. સ્વામીજીને તેમના સહકાર્યકર્તા અને ત્યાં રહેતા હરિ-જન વિદ્યાર્થીઓ ઉપર ભરોસો તો હતો જ, પણ કોઈ જાણીતો અંગત સેવાભાવી માણસ સાથે જાય અને રહે એ અમને બધાને ઇષ્ટ હતું. દૈવયોગે એ સુયોગ પણ સાંપડયો.

૧૯૩૬ના એપ્રિલની ૨૦મી તારીખે કલકત્તાથી પાછા ફરતાં કાશી ઉતરેલો ને ત્યાં જ રોકાયેલો. દરમ્યાન ચૈતન્યજી જે ક્યારેક ચૂનીલાલજી નામે સ્થાનકવાસી મુનિ હતા અને જે લગભગ ૧૩–૧૪ વર્ષ થયાં મુનિવેષ છોડી સંતબાળની પેઠે રાતદિવસ સમાજ–સેવાનું કઠણ તપ આચરે છે તે હાપુડથી મારા બોલાવ્યા કાશી આવ્યા હતા. તેમની સેવાવૃત્તિ અને સરળતાથી હું તદ્દન પરિચિત હતો. તેઓ પ્રાકૃતિક ચિકિત્સાના અભ્યાસી અને તે

વિષે ઊંડો રસ ધરાવનાર છે. ઉપવાસ, અનશન આદિ પ્રસંગે કેમ વર્તવું એ બધું તેઓ સહેજે જાણે છે. અને વધારામાં કૌશાંબીજીના પરિચિત પણ ખરા. મેં તેમને જ કૌશાંબીજી સાથે જવાનું કહ્યું અને તેઓ ગયા પણ ખરા. દોહરીઘાટ જતાં વેંત કૌશાંબીજીએ પ્રથમ તો એકાશન શરૂ કર્યું. પછી ધીરે ધીરે માત્ર દૂધ ઉપર આવ્યા. ક્રમે ક્રમે દૂધનું પ્રમાણ પણ ઘટાડતા ગયા અને છેવટે એનો પણ ત્યાગ કર્યો. માત્ર પાણી લેતા. અને પાછળથી ચૈતન્યજીએ તેમને પાણીમાં લીંબુનો રસ પણ આપવા માંડેલો. એકાશનની શરૂઆતથી અનશનના આરંભ અને તેના ત્યાગ સુધીના રોજરોજના પૂરા સમાચાર ચૈતન્યજી અમને પોસ્ટથી પાઠવતા અને કાંઈક સૂચના પણ માગતા. સાથે સાથે તેઓ કૌશાંબીજીના શારીરિક અને માનસિક બધા ફેરફારોની નોંધ રાખતા, જેની ડાયરી હજી તેમની પાસે છે. ચૈતન્યજીએ પરિચર્યાનો એવો સુંદર અને સર્વાંગીણ પ્રબંધ કર્યો હતો કે કૌશાંબીજીની ઉગ્ર પ્રકૃતિ પણ તેથી પૂર્ણપણે સંતોષાઈ હતી. ચૈતન્યજી ડૉ. સુશીલા નાયર અને ગાંધીજી પાસેથી કેટલીક સૂચનાઓ મંગાવતા. કૌશાંબીજી ગમે તેટલું ગોપવવા ઇચ્છે છતાં એમના જેવો વિશ્વવિખ્યાત માણસ અનશન ઉપર ઊતરે અને એ વાત સાવ અછતી રહે એ અસંભવ હતું; સ્વામીજીને પોતાના કામે અલ્હાબાદ, દિલ્હી, લખનૌ વગેરે સ્થળે જવાનું બન્યા કરતું. પુરુષોત્તમદાસ ટંડને સ્વામીજીને કહ્યું કે, ગમે તે ભોગે કૌશાંબીજીનો પ્રાણ બચાવો. એવો માણસ ફરી નહિ મળે. ગાંધીજી દિલ્હીમાં હતા. તેમણે ચૈતન્યજીને તાર કર્યો કે, કૌશાંબીજી ઉપવાસ છોડી દે. કૌશાંબીજીએ જવાબ અપાવ્યો કે, બાપુજી અહીં આવી મારા મનનું સમાધાન કરે તો જ હું ઉપવાસ છોડવાનો વિચાર કરું. એક બાજુ કૌશાંબીજીનો અટલ નિર્ણય હતો; બીજી બાજુ ચોમેરથી ઉપવાસ છોડાવવાના પ્રબળ પ્રયત્નો પણ થતા. સૌથી વધારે ધ્યાન ગાંધીજીના કથન ઉપર અપાતું. કૌશાંબીજી સાવ ક્ષીણ થઈ ગએલા. પડખું પણ ફેરવી ન શકતા. બોલી પણ ન શકતા. બધી શારીરિક હાજતો સૂતાં સૂતાં જ ચૈતન્યજીના યોગકૌશલ્યથી પતાવવામાં આવતી. કૌશાંબીજીની સ્મૃતિ, જાગૃતિ અને પ્રસન્નતામાં કાંઈ ફેર પડ્યો ન હતો. છેવટે લાંબા ઉપવાસો પછી કૌશાંબીજી ગાંધીજીના દબાણને વશ થયા ને પારણું કર્યું. પારણા-પછી ઉત્તરોત્તર માંદગી વધી. ચૈતન્યજી પણ મૂંઝાયા. છેવટે એમને કાશી લાવવામાં આવ્યા. મને કૌશાંબીજી કહે, 'પંડિતજી! હું ઘરનો કે ઘાટનો રહ્યો નથી. ઉપવાસ તો છોડ્યા પણ માંદગી વધી અને બીજા પાસેથી સેવા ન લેવાની જે વૃત્તિએ મને અનશન તરફ ધકેલ્યો હતો તે જ વૃત્તિને આજે અનેક પાસેથી વિવિધ સેવા લેવી પડે છે." અમે એમને લેશ પણ ઓછું ન આવે તે જ રીતે બધો વ્યવહાર કરતા. એમના સદાના યજમાન પ્રો. પવાર અને બીજા અનેક ડૉક્ટર–વૈદ્ય આદિ મિત્રો એમને માટે શ્રદ્ધાપૂર્વક ખડે પગે રહેતા. એમનાં પુત્ર અને પુત્રી તરફથી અમારા ઉપર ઉપરાઊપરી અનેક પત્રો આવતા કે અમારા પિતાની કીંમતી જિંદગી ગમે તે રીતે બચાવો અને જોઈતો બધો ખર્ચ છૂટથી કરો. એમના પુત્ર ચેક મોકલ્યે જ જતા. અમે પાસેના મિત્રો પણ કશી ગણતરી કર્યા વિના જ તેમને આરામ આપવા બધું કરતા. છેવટે ત્રણેક માસ પછી તેઓ કાંઈક બેસતા–ઊઠતા થયા, ખોટાં પડેલ અંગો કાંઈક ક્રિયાશીલ થયાં. મેં તેમને કહ્યું કે, એકવાર મુંબઈ જાઓ ને કુટુંબને મળો. એમનું મન પણ એવું હતું કે ગાંધીજીને મળવું અને શક્ય હોય તો સેવાગ્રામમાં જ જઈ ગાળવું. તેઓ મુંબઈ ગયા, ને પાછા વર્ધા આવ્યા. વર્ધા ક્યારે આવ્યા તે હું નથી જાણતો.

તેમની માંદગીના ઊડતા સમાચાર મળેલા. જૂનની ૧૦ મી તારીખે કાકા કાલેલકર અણ-ધારી રીતે મને કલકત્તામાં સિંધીપાર્કમાં મળ્યા ત્યારે તેમણે કૌશાંબીજીના અનશન વિષે વાત કરતાં કહ્યું કે તેઓ ૨૭ દિવસ લગી માત્ર જળ ઉપર રહ્યા અને છેલ્લા ત્રણ દિવ-સોમાં તો જળનો પણ ત્યાગ કરેલો. કૌશાંબીજી કાકાને મળવા ઇંતેજાર હતા. ને જેવા કાકા બહારગામથી આવ્યા ને મૌનપણે એકબીજાએ આંખ મેળવી કે થોડી જ વારમાં તેમનો પ્રાણપંખેરું ઊડી ગયો! કાકાએ કહ્યું કે, છેલ્લી ક્ષણ લગી કૌશાંબીજીની સ્મૃતિ, જાગૃતિ અને પ્રસન્નતા અખંડ જ હતાં. મને આ સાંભળી આનંદ થયો. અને એમ થયું કે દોહરી-ઘાટવાળું અનશન એ છેલ્લા અને પૂર્ણ અનશનની તૈયારીરૂપ જ નીવડ્યું. એ અભ્યાસે તેમને છેલ્લા માસિક અનશન દ્વારા સમાધિ–મૃત્યુ સાધવામાં ભારે મદદ આપી.

કૌશાંબીજી આલોક છોડી ગયા એમ દરકોઈને લાગે, પણ જ્યારે એમની જીવતી વિવિધ કૃતિઓ અને અખંડ પુરુષાર્થના સમાજપ્રાણમાં સંક્રાન્ત થએલા સંસ્કારોનો વિચાર કરું છું ત્યારે મને તેઓ અનેક રીતે જીવતા જ દેખાય છે. પુનર્જન્મનો વ્યવહારુ અને સૌની બુદ્ધિમાં સહેલાઈથી ઊતરે એવો આ એક જ ખુલાસો છે. એમનું આટઆટલું લખાણ, એમના આટઆટલા સંસ્કારગ્રાહી શિષ્યો, એમની આટઆટલી સેવા અને ત્યાગવૃત્તિ, એમનો સંસ્કારી વિશાળ પુત્ર-પુત્રી–પરિવાર–આ બધું હોવા છતાં જો સ્થૂળ દેહનો અભાવ જ પૂર્ણ મૃત્યુ ગણાતું હોય તો એવું મૃત્યુ અનિવાર્ય હોઈ તે લેશ પણ ચિંતાનો વિષય હોવો ન જોઈએ.

હું અને બીજા મિત્રો મુંબઈ પર્યુષણ વ્યાખ્યાનમાળામાં કૌશાંબીજીને આમંત્રણ આપતા ત્યારે તેઓ તેમાં વ્યાખ્યાન આપવા આવતા. જ્યારે જ્યારે મેં એમની પાસેથી કાંઈપણ વિદ્યાકૃત્ય સાધવા ધાર્યું ત્યારે તેઓએ પ્રસન્નતાપૂર્વક મને મદદ આપેલી છે. તેમની સાથેના મારા નાનામોટા અનેકવિધ સ્મરણો અને તેમણે કહેલા પોતાના જીવનપ્રસંગો જેમ તત્કાળ સ્મૃતિપથમાં નથી આવતાં તેમ તે આ મર્યાદિત લેખમાં સમાવેશ પણ પામી નથી શકતાં. કૌશાંબીજીના બધા જ પરિચિત મિત્રોએ પોતપોતાનાં સ્મરણો અને તેમની સાથેના પ્રસંગો લખી તે ઉપરથી પુનરુક્તિ વિનાની એક કૌશાંબીજી–સ્મૃતિપોથી તૈયાર કરી હોય તો જ તેમનું સમગ્ર ચિત્ર કાંઈક અંશે આલેખી શકાય.

'પ્રબુદ્ધ જૈન' માર્ચ ]

# “ હો ”

ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

**હો જાતિ કોલ્હનની** કોલ્હન બંગાળના સીંગભૂમ જિલ્લામાં સરકારી હકુમત નીચે પ્રદેશ છે. કોલ્હન છોટાનાગપુરના પર્વતી પ્રદેશનો એક મુખ્ય વિભાગ છે. બાજુમાં મયુરભંજ અને ગંગાપુરનાં દેશીરાજ્યો છે. આ પ્રદેશનો દક્ષિણ ભાગ વિશાળ ખુલ્લાં મેદાનો વાળો છે. પણ એના પશ્ચિમી સીમાન્તે ઘનઘોર જંગલો અને પર્વતો આવેલાં છે. આંબાની ગુરમૂટ, તાડનાં ઝાડો અને નેતરનાં ઝુંડો આ ઠેકાણે ખૂબ જોવામાં આવે છે. ટસરના કીડા જેના ઉપર ઉછેરવામાં આવે છે એ પોસ અને અસુનનાં ઝાડો પણ આ પ્રદેશમાં થાય છે. કોયલ, કારો, ચુમરા, સંજય આદિ નાની નાની નદીઓ સૂકા મહિને તન્વાંગી પણ બીજે મહિને ભરપૂર વહેતી કોલ્હનના પ્રદેશમાંથી દોડી જાય છે. અહીં લોઢું પણ મળી આવે છે.

હો જાતિના પુરુષો દૂબળા રહે છે. ચોખામાંથી બનાવેલો ઇલ્લી નામનો દારૂ પીવાની એમની આદતે એમનાં જીવન ટૂંકાં કરી નાંખ્યાં છે. એ તો એટલે સુધી કે એમનામાં ઘરડાઓ ભાગ્યે જ જોવામાં આવે છે! હો-પુરુષ દૂબળો, અલ્પ-જીવી અને ક્ષીણ હોય છે; ત્યારે હો-સ્ત્રી તબિયતે મસ્ત અને મિજાજે ખુશ હોય છે. પગલે પગલે ચૈતન્ય દાખવતી હો-સ્ત્રી રીતભાતથી આપણું મન હરી લે છે. એની ખૂબસૂરતીનાં વખાણ કરવામાં નાના સરખા કવિનું કામ નહીં. ઘરમાં વૈતરું કરવા છતાંય એ પોતાની ખુશમિજાજી અને અચ્છી સૂરત જાળવી રહી છે. પાંચદશ માઈલ છેટેના મેળામાં તોફાની અને ઇરકી હો-કુમારીઓ ગમ્મત ખાતર અને કાંઈ જોવા સરખું મળી જાય તો જોવા ખાતર જતી જોવામાં આવે છે.

હો-પ્રજા ખૂબજ કુસુમપ્રિય છે. વેશમાં થોડાથી જ ચલાવી લેવાનું જાણે છે; પણ બધી ઊણપ ફૂલોના ગજરાથી અને હારોથી પૂરી કરી દે છે. મહુઆ, પલાશ અને શાલનાં રાશિરાશિ ફૂલો અને વનકાનનની વેલીઓથી એઓ પોતાનું શરીર સજી મૂકે છે. સ્ત્રીઓના વાળ ખૂબ લાંબા અને બહાર નીકળતી વખતે મહુઆના લાલ અથવા શાલનાં પીળાં ફૂલોથી મંડિત જ હોય છે. છુંદણાં છુંદાવવાનો એમનો શોખ એમની કલાદૃષ્ટિ જ બતાવે છે. પુરુષો તો આજકાલ એના તરફ ધ્યાન આપતા નથી; પણ સ્ત્રીઓ તો એને માટે મરીમટે છે. કેવી જાતનું છુંદણું છુંદાવવું એને માટે ઘરઘરની માદીકરી વચ્ચે મીઠો કલહ થયા કરે છે. દીકરી જુવાનીના મનોરથોએ ચડેલી એટલે નવું જ શોધે. માનું ઘડપણ બોલેઃ “ મેં, તારી દાદીએ, બેન કુલમણિએ આ જ જાતનાં છુંદણાં છુંદાવેલાં. તું આ નવું શાને લાવવાની ! ” દીકરી હારે છે; માના કુટુંબની જ પ્રતિકૃતિ છુંદાય છે.

બાજુના પરદેશી લોકોને પૂછીએ કે હો લોકો શું ખાતા હશે, તો આપણને જવાબ મળશેઃ અરે વાત ના કરો. સાપ, વીંછી, જાડ, પાન, તેલો, કાગડા, ગીધ વગેરે બધું જ એને ખાય છે ! હો-ગામમાં કદાચ શિયાળ ન હોય તો આ પરપ્રાંતી-પરદેશીઓ કહે છેઃ એ તો આ હો-લોકોએ ખાઈને પૂરાં કરી મૂક્યાં; હવે ક્યાંથી હોય ! આ વાત છેક સાચી

નથી, પણ હો–લોકોને ગાયસુવરનાં માંસ ખપે છે એટલે સાધારણ રીતે જ એમની ખાદ્યપ્રવૃત્તિ બીજા લોકોમાં અણગમો પેદા કરે છે; અને પછી લોકોને મોંએ કંઈ તાળાં મરાય છે! ઉપર ઈંડલીની વાત આવી ગઈ છે. કેટલાક તો આના ઉપર જ નભે છે. ઘણા લગભગ એક વખત જ ખાય છે. બીજું ભોજન, જંગલમાંથી ફળફૂલ, પશુપ્રાણી જે મળી આવ્યું તેનાથી થાય છે. શહેરોમાં જે લોકો ગયા છે તેમણે પોતાનો ખોરાક બદલ્યો સુધાર્યો છે.

એઓ ખાસ કરીને ગમે ત્યાં બેઠી ખાય છે. ખેતીમાંથી બચેલો વખત શિકાર અને માછ્લીમાં જાય છે. એમની ખેતીની પેદાશમાં ભાત, અડદ, ગુંદળી, મકાઈ વગેરે થાય છે. જંગલમાંથી મહુઆનાં ફૂલો એકઠાં કરીને સૂકવે છે અને તેનો લોટ બનાવી તેના રોટલા ખાય છે. કોલ્હનમાં ઢોર હોય છે; પણ હો લોકોને દૂધ ખપતું નથી. ઢોર આહીરોને આપી રાખવામાં આવે છે. એમની ખેતીમાં શું કે માછ્લીમાં શું શિકારમાં શું, કે મરઘી ગાળવામાં શું: એ લોકો સહકારી પ્રવૃત્તિ ઉપર કામ લે છે. ગામ આખું જ શિકારે ઊપડે: અને તેટલું દરેક કરે; તો ય સરખે ભાગે વહેંચાય. માછલીઓ પણ ગામ આખું પકડે ને સરખે ભાગે વહેંચે. સ્ત્રી જો પોતાના ધણીને મદદ કરે તો સ્ત્રીનો ભાગ જ ન ગણાય. એને ઓસમહ સાથે જ કામ કરવું પડે.

હો–ગામમાં એક કીલ્લી હોય કે બે અથવા તદ્દધિક પણ હોય. આ કીલ્લી શું? કુટુંબ અને કીલ્લીમાં થોડો ફેર છે. કુટુંબ એટલે સાધારણ રીતે આપણે પુરુષ, તેની પત્ની અને તેમના છોકરા એટલું ગણીએ. સંયુક્ત કુટુંબ હોય તો એને સમાંતર અને લંબ બંને રીતે લંબાવવું પડે. પણ કીલ્લીમાં તો ઘણાં સંયુક્ત કુટુંબો હોય છે. એ સઘળાનું દેવક (=ટોટેમ) એક જ હોય છે. એટલે એ બધાં એક જ મૂળમાંથી ઊતરી આવેલાં મનુષ્ય છે. એ સૌ વચ્ચેનો ભાઈચારો ઘણો અભિનંદનીય હોય છે. કીલ્લીમાં ને કીલ્લીમાં પરણી શકાતું નથી. કોઈએ કદાચ પોતાની જ કીલ્લીમાં લગ્ન કર્યાં તો તેને ન્યાતબહાર મૂકવામાં આવે છે: તેને 'જેલમેશીન' એવા નામે તુચ્છકારવામાં આવે છે. આવી કીલ્લીઓ એક ગામમાં એક, બે કે ત્રણ હોય. જો એક જ હોય, તો કુટુંબ કરતાં પણ કીલ્લીનાં કાર્યો લોકો વધારે પ્રેમાદરથી કરે છે. બે કીલ્લી હોય તો એ વચ્ચે કંકાસ, કલેશ પણ થાય! ગામનો મુખી મુંડા કહેવાય છે. એ સરકારી આદમી છે. સરકારી ખાતામાં કીલ્લી નહીં પણ 'હાટુ' એવું નામ બોલાય છે. હાટુ એ રાજકીય વિભાગ છે; એનું બધું કામ મુંડા પટેલ કરે છે.

હો–સ્ત્રી ગર્ભવતી થાય ત્યારથી આખી કીલ્લીના લોકો એના ઉપર ખૂબ મમતા રાખે છે. એ બહુ કામ કરે નહીં; ન કરવાનું કરે નહીં; અથવા ન ખાવાનું ખાય નહીં એની સૌ લોકો ખૂબ સંભાળ રાખે છે. એનું મન તે દોહદ પૂરું કરવાને ઘરનાં બધાં તૈયાર હોય છે. પ્રસૂતિ સમયે એને માટે જુદું ઝૂંપડું બાંધવામાં આવે છે, અથવા તો ઘરનો એક ભાગ એને આપવામાં આવે છે. આ ઓરડાની ભીંતોને જુદી જુદી જાતનાં ચિત્રોથી મઢવી પડે છે. ત્યાં લોઢાનાં હથિયારો, કાંટાળી ડાળીઓ, અને મંત્રેલી લાકડીઓ રાખવામાં આવે છે. બાળકને નજર લાગે નહીં અને માને કોઈપણ ભૂતપ્રેત કનડે નહીં એટલા ખાતર આ મૂકવામાં આવે છે. ભૂલે ચૂકે આમાંથી કંઈ રહી ગયું ને કંઈ નબળું ન ગમતું થયું તો તેનું કારણ આ ક્ષતિ જ એમ માનવામાં આવે છે. છોકરું ઘૂંટણીએ પડતું થાય ત્યાંસુધી માથી ઘણી વખત નાહી શકાય નહીં, એકલાં પાણી જવાય નહીં; દોરડા ઉપરથી ચાલી જવાય

નહીં; માછલીની જાળને અડાય નહીં, પ્રાણીનાં આંતરડાં કે મગજ અને કોઈપણ જાતનું ઈંડું ખવાય નહીં. આવું તો ઘણું ઘણું એને પાળવું પડે છે.

આઠ દિવસ પછી મા બહાર નીકળે છે. તરત જ નામ પાડવામાં આવતું નથી. હીલ્લીનો પૂજારી દેવરી એક તિથિ નક્કી કરે છે. તે દિવસે પૂજા કરી બાળકને તપાસવામાં આવે છે. બાળકના શરીર ઉપર કુટુંબના ગમે તે ભૂતપૂર્વ સગાનાં જેવાં ચિહ્નો જણાય તો તેને તેનું નામ આપવામાં આવે છે. નહીં હોય તો નસીબ ઉપર આધાર રાખી આ રીત અજમાવવામાં આવે છે. દેવરી બાળકના મૃત પિતૃઓને બોલાવે છે; ને પોતાના અનુજતી નામકરણ વિધિ સાંગોપાંગ પાર ઉતારવા વિનવે છે. એક પાણી ભરેલી કુંડીમાં બાજુનો એક ડોસો છડેલા ચોખાનો એક દાણો નાંખે છે. એક માણસ ગમે તે નામ સૂચવે છે; પેલો ડોસો બીજો દાણો નાંખે છે; આ જો પહેલા દાણાને અડકે તો નામ કબૂલ નહીં તો ફિર- બીજો દાણો પાણીમાંથી કાઢી લઈ ત્રીજો નાંખે છે; ને આમ શરત પળાય ત્યાં સુધી ચાલે છે.

છોકરું માની સહાય વિના જ મોટું થાય છે. માને તો ખૂબ કામ રહે છે. કામમાંથી પરવારી જોઈ જાય એટલું જ: બાકી છોકરું મોટે ભાગે મોટીબેન અથવા મોટાભાઈ પાસે જ આખો દિવસ રહે છે; અને એટલું હળી જાય છે કે માની પાસે પણ જવા કરતું નથી. પાંચેક વરસ સુધી તો છોકરાં એવાં મેલાઘેલાં લાગે કે જોવાં પણ ગમે નહીં. પછીથી જ્યારે પાંચછની ટોળીમાં ધનુષબાણ ધરી જંગલમાં શિકાર કરવા નીકળી પડે છે ત્યારે ખૂબ નયનમનોહર લાગે છે. એમનો સ્વભાવ ખૂબ જ સાલસ અને નરમ હોય છે. નટખટ, તોફાની કે વિફરેલ છોકરાઓ એટલી ઉંમરે એમનામાં જોવામાં .આવતા નથી. છોકરાઓ તરવે ખૂબ જ કુશળ; ઊડતાં ચકલાં પાડે એવા શિકારમાં પ્રવીણ: છોકરીઓ પણ તરવાનું જાણે; પરંતુ કામકાજ શીખી લે અને નાચગાનમાં પણ પટુ બને.

લગભગ છ-સાતનાં હોય ત્યારથી પરણે ત્યાંસુધી છોકરાં ગામ આખાનું એક શયન-ઘર હોય ત્યાં સુવા જાય છે. આવાં ગામ-શયન-ઘર હો-લોકોમાં ક્યાંક ક્યાંક છે ખરાં પણ બહુ પ્રચલિત નથી. આ ઘરો છોકરાઓ અને છોકરીઓ માટે જુદાં જુદાં હોય છે. છોકરીઓને માટે ન હોય તો ગામની જેટલી વિધવા ડોશીઓ હોય તેમને ત્યાં બેચાર બેચાર સુવા માટે વહેંચાય છે; ને છોકરાઓ માટે ન હોય તો ય દસબાર એક સાથે સુઈ રહેવાના ખરા. આવાં શયનઘરોમાં છોકરાઓને પોતાની જાતિને લગતી કેળવણી મળે છે. એ સહકાર શીખે છે; અને યુવ-જીવનના ફાયદા જાણે છે. હો-છોકરાઓ પોતાનાં મા-બાપ જીવતાં હોય ત્યાંસુધી કામ કરવાની પરવા કરતા નથી. દામ, દુમંગ અને સુસંગ (=મૃદંગ, નૃત્ય અને સંગીત)ના ભેરૂ બની ફર્યાં કરે છે. એ લોકોનું આખા કોલ્હનમાં પ્રચલિત થયેલું ગીત તો છેક એમ કહે છે:

ઉ નાડીમાં જીવન-રસ જે ઉભ ને સ્નેહદાયી,
તેને વહવે ભરપૂર કરો મોજ, આનંદ, લાડ.
પાછાં આવાં નહીં ફરી મળે મોજ ને જિંદગાની
કોઈ નાંહીં અમર બનઈ, પ્રાણની જુઠી બાની.
થાકે નાંહી પૃથિવી સમ ત્યાં કાવના કાલ સૌ કો

છર્યું શરીર પૃથ્વી માફક નિરવધિ ટકતું નથી અને તે કંઇ નવપલ્લવે પુનર્સૌહતું નથી; એટલે હો–જુવાનો તો ખાય, પીએ, શિકાર ખેલે, સાંજ પડે ને ગામને પાદરે નાચ કરવા એકઠા થાય. એમનો નાચ છેક મળસ્કા સુધી ચાલે : ગામનાં બાળકો અને બુઢ્ઢાઓ, સ્ત્રીઓ અને સ્વામીઓ તે જોતાં બેસી રહે.

આમ મોટાં થયાં એટલે છોકરાં પરણાવવાં જોઈએ. છોકરીવાળા પૂછે નહીં ત્યાંસુધી હોથી પરણાતું નથી. આમ પહેલી શરૂઆત છોકરીવાળાઓએ કરવી પડે. છોકરો ભલે કુંવારો રહે પણ માગું તો ન જ કરે: સામાજિક મોભાનો ખ્યાલ એમનો એવો ખરો હોય છે. એમનાં લગ્ન ઘણી રીતે થાય છે; પણ મુખ્યત્વે કરીને "આંદી," "અપારતીપી" "રાજીખુશી" અને "અનાદર" એટલી પ્રથાઓ એમનામાં ખૂબ પ્રચલિત છે. આંદી–પ્રથા ઘણે ભાગે વપરાય છે: લગ્ન કરવાનો હોય તે છોકરો પોતાના મિત્રોને અમુક છોકરી છે એમ વાત કરે. મિત્રો તેના બાપને વાત કરે. બાપ એક "દુતમ" રોકે. દુતમ છોકરીના બાપ પાસે જાય અને માગું કરાવે. બંને પક્ષ એકબીજાને ત્યાં જાય: બન્નેને રસ્તે શુકન સારા હોય તો જ વાત આગે વધે; જરા સરખા ય અપશુકન થયા તો વાતચીત બંધ. શુકન થયા હોય તો પછી દેજ ઠરાવવામાં આવે. દેજને એ લોકો "ગોનોમ" કહે છે. ગોનોમમાં પાંચાળ ગાયબળદ અને દશબાર રૂપિયા આપવા પડે. અમુક વખત પછી કન્યાપક્ષ પોતાને મળવાનાં જાનવરો જોવા વરઘરે જાય. તપાસે, ને સારાં ન હોય તો બદલવા સૂચના કરે. જાનવરો જોવા ગમે તેટલાં માણસો આવે તેમને જમાડવાં પડે. પણ એ લોકો સીધું લઇને જ આવે છે એટલે ખાસ ખર્ચ વરબાપને રહેતો નથી. જાનવરો પાસ થયા પછી બાપલાવિધિ કરવામાં આવે છે. દામ, દુમંગ અને સુસંગનો અહીં છૂટથી વપરાશ હોય છે. ગામની સ્ત્રીઓ હળદી ચોળે; તળાવમાં સમૂહસ્નાન કરે ને કન્યાપક્ષવાળા જોયા કરે. નાહ્યા પછી વિવિધ વેશભૂષા સજે; વરની આસપાસ વીંટળાય વળે ને ગીતો ગાયા કરે. ત્યારપછી કેટલાક વખતે "ઇરાથીલ"ની વિધિમાં કન્યાનું ગોનોમ આપી દેવાય. છેલ્લી ક્રિયા "ઓરેરા"ની. ઓરેરામાં વરપક્ષ કન્યાપક્ષને લેવા જાય ને કન્યા, તથા તેનાં સંબંધીઓને લઇને ગામગોંદરે આવે. ગામને પાદરે આવે ન આવે ત્યાં કન્યાપક્ષની સ્ત્રીઓ ઝાડની ડાળીઓ, લાકડીઓ વગેરેથી વરપક્ષ ઉપર તૂટી પડે. આ બાજુ વર પોતાના સગાંઓના ખભે બેસી ધનુષબાણ ધારણ કરી સામો લડવા આવે. છદ્મયુદ્ધ શરૂ થાય. થોડીવારમાં કન્યાપક્ષ ભાગવા માંડે છે. આ થયા પછી કન્યાને લઈ જઈને માંડવે બેસાડવામાં આવે છે. વર તેને કપાળે સિંદૂર લારે છે; એટલે તે તેની પત્ની બને છે.

"અપારતીપી" લગ્નમાં કન્યાનું હરણ કરવામાં આવે છે. પ્રેમ હોય છતાં લગ્ન ન થતાં હોય અથવા છોકરી ના પાડતી હોય તો એવી હો પોતાના મિત્રો સાથે ગમે ત્યાં સંતાઈ રહે ને હો–બેસરી પનઘટ ગઈ હોય કે લાકડાં લેવા ગઈ હોય ત્યાંથી આવતાં ઉપાડી જાય. છોકરીને કપાળે સિંદૂર લગાય એટલે પછી તેય માની જાય છે. "રાજી–ખુશી" તો કોઈ પણ વિધિ જેવું નથી; એ સ્નેહલગ્ન જ હોય છે. "અનાદર" જરા વિચિત્ર છે. છોકરીની મરજી હોય છતાં તે જગાએ પરણવું શક્ય ન હોય તો એ જ જાતે છોકરાની માને કહે છે: હું તારે ત્યાં આવવાની છું. પછી ગમે ત્યારે એ ત્યાં જઈ ચડે છે; ને કુટુંબને જબરદસ્તીએ પોતાનું કરવા કરે છે. થોડા દિવસ પછી એ ય સહજ

થઈ જાય છેઃ ને ગાડું ઠીકઠીક ચાલે છે. આ ત્રણે પ્રકારનાં લગ્ન પ્રમાણમાં ઓછાં થાય છે.

પછી તો જીવન શરૂ થાય છે. ખેતી, શિકાર વગેરે કરવાં પડેઃ એને માટે દેવને માનવા પડેઃ દેવની પૂજા પણ કરવી પડે—દેવના ઉપર તો બધો આધાર છે. દેવોના તહેવારો આવે ને તે ય ખુશીથી ઉજવાય. કોઈ માંદું તાવું પણ થાયઃ રોગચાળો પણ ફાટી નીકળે. આ બધું ડાકણો જ કરે છે એમ મનાય. ડાકણ બિલાડીના રૂપમાં રાત્રે કોઈના ઘરમાં જાય; સૂતું હોય તેની લાળ ચાટે અથવા એક બે વાળ ખેંચેઃ આમ થયું એટલે માણસ માંદું પડ્યું જ છે ને વાળ ખર્યા જ છે! હો–લોકો માને છે કે જેટલી ડાકણો હોય તેને મારી નાખીએ તો રોગ જડમૂળથી જાય. એટલે એમના જાણવામાં આવ્યું કે અમુક બાઈ ડાકણ છે તો બિચારી જરૂર મરવાની. આમાં કેટલાંય નિર્દોષ માણસો પણ આવી જાય છે. તાવતરીઆ કે રોગચાળામાં દેવનરો ભુવો ખૂબ કામ આપે છે. રાતોની રાત કયા દેવનો પ્રતાપ છે એ શોધવા એ પ્રયત્ન કરે; મરઘાંદારૂ ચઢાવે અને દેવતાઓને શાંત કરે.

કોઈ મરી જાય તો તેને બાળવામાં આવે છે. દફન પણ થાય છે. પીપળો, સાલ, તરબ અથવા નાનંમતું જ લાકડું ચિતા માટે વપરાવું જોઈએ. ચિતા આગળથી રચવામાં આવે છે. શબને ઓઓ સ્મશાને લઈ જાય છે. મોટો દીકરો કેટલીક જગાએ ચિતા સળગાવે છેઃ કેટલીક જગાએ બાજુની કોલ્લીનો માણસ અગ્નિદાહ કરે છે. ક્યાંક વિધવા ડોસીઓને શોક પાળવા પૈસા આપી રોકવામાં આવે છે. ચિતા રાતે જ સળગાવવામાં આવે છે. સગાંઓ એને જોતા બેસી રહે છે. સવાર થયે કોલ્લીની કેટલીક ઓઓ સ્મશાને જાય છે અને ચિતામાંથી હાડકાં લઈ આવે છે. હાડકાંને તડકામાં સૂકવે છે. બરાબર સુકાયા પછી એને એક ઘડામાં મૂકી ઉપર તાળું પાડીને મૂકવામાં આવે છે ને એ ઘડાને ઘરના મૂતાત્માના ખૂણા તરીકે ઓળખાતી જગામાં મૂકી રાખવામાં આવે છે. બેત્રણ દિવસ કોલ્લીનાં માણસો સૂતક પાળે છે. ચારેક દિવસ પછી એક પુરુષ અને એક સ્ત્રી સ્મશાને જાય છે. મૃતાત્મા ત્યાં જ ભટકતો મનાય છે. એને ઘરના મૃતાત્માને ખૂણે નિમંત્રવા માટે એ લોકો ત્યાં જાય છે. પુરુષના બંને હાથમાં હળનાં લોઢાનાં ફળ હોય છે. સ્ત્રીના હાથમાં પાણીનો ઘડો હોય છે. બંને ઘરે આવે એટલે પુરુષ ફળોને એકબીજા સાથે અફાળે છે. સ્ત્રી તે વખતે થોડું પાણી જમીન ઉપર રેડે છે. એઓ ત્યાં બેઠેલાને પૂછે છેઃ આવ્યો કે? પેલા લોકો ત્યાં પાથરેલી રાખ જુએ : તેના ઉપર પગલાં જેવું માલુમ પડે તો માને કે મૃતાત્મા આવી ગયો. પગલાંનાં ચિહ્ન ન હોય તો બંનેને ફરીથી સ્મશાને જવું પડે છે.

આવા છે હો–લોકો. આજે એમનું જીવન કેટલાંક સમાજ–અર્થશાસ્ત્રી બળોથી ફેરવાય રહ્યું છે. કોલસાની ખાણો છે; પરધર્મી પરદેશી મિશનરીઓ છે રેલવે અને; ટપાલ છે; અને સરકારી ખાતાંઓ છેઃ આ બધાં એમને કંઈ નવો જ દેશ આપી રહ્યાં છે. એમનામાંથી કેટલાક તો ભણ્યાગણ્યા છે. કેટલાકને તો ધારાસભાના સભ્યો પણ બનાવવામાં આવ્યા છે. એક હો–કવિ કહે છેઃ " જોરાવર શેરની પેઠે આપણને ગરજવા દો. ઊઠો, મારા સૂતેલા હો ભાઈઓ: આવો અને સંગસંગ ચાલો. આપણે તો ઘણી ઊંચી મંઝિલે પહોંચવાનું છે."

☆

# પશ્ચિમનું પુનર્દર્શન

સરોજિની મહેતા. એમ. એ.

## વિશી

છેલ્લા યુદ્ધ દરમિયાન ફ્રાન્સની રાજસત્તા પેરીસને બદલે વિશી જઈને રહી હતી, અને હિટલરના મુરલીનાદે ત્યાંથી નાચતી હતી. આને લીધે વિશીનું નામ છાપામાં ખૂબ ગવાયું હતું. પણ જ્યારે એ પરિસ્થિતિનું સ્વપ્ન પણ નહોતું ત્યારે પણ વિશી એક 'સ્પા' (પાણીના ઉપચારના સ્થળ) તરીકે જાણીતું હતું.

ફ્રાંસના મધ્ય ભાગમાં આલિયેર નદીને કિનારે વિશી આવેલું છે. ગામ જો કે સુંદર છે, પણ જર્મનીના 'સ્પા' બાડન-બાડન કે વિયેના નજીકના બાડન જેટલું સુંદર ન કહી શકાય. પણ અહીંના ગરમ પાણીના ઝરા દુનિયાભરમાં પ્રસિદ્ધ હોવાથી દેશદેશથી લોકો જુદા જુદા રોગોની સારવાર માટે અહીં આવે છે. મે મહિનાથી ઓક્ટોબર સુધી ગામ ભરચક રહે છે. ખરેખરા પીડાતા લોકો પણ આવે છે, અને શ્રીમંતાઈને લીધે માની લીધેલાં દરદો માટે આવનારાંની સંખ્યા પણ મોટી હોય છે. કારણ કે વિશી જવું તે એક પ્રકારની મોટાઈ ગણાય છે.

આખા ગામમાં પાંત્રીસ ગરમ પાણીના ઝરા છે. દરેક ઝરા ઉપર પાકો હોજ બાંધી લીધેલો હોય છે અને તેની વચમાંના થાંભલા ઉપર ફરતા નળ મૂકી તેમાં ઝરાનું પાણી લાવવામાં આવે છે. લોકોને ઊભા રહેવા માટે હોજની આસપાસ મોટો ઓતરો બાંધી ઉપર છાપરું કરેલું હોય છે. પાણી માત્ર નળ વાટે જ બહાર આવી શકે છે, ઝરો ખુલ્લો રહેતો નથી, તેથી સ્વચ્છતા બરાબર જળવાય છે. હોજની અંદર પાણી આપનાર સ્ત્રીઓ ઊભી રહે છે અને દરેકના વાસણમાં નળમાંથી પાણી ભરી આપે છે. કલાકો સુધી ભીની જગામાં ઊભાં રહી નોકરી કરવાની હોય છે તેથી એ સ્ત્રીઓ પગમાં એક ખાસ બનાવટનાં લાકડાનાં બૂટ પહેરે છે, જેથી પગ ભીના ન થાય. પાણી ઝરણમાંથી નીકળે તેવું જ ગરમ પીવું જોઈએ, તેથી દરેક જણ પોતાના ગ્લાસ લઈને ઝરા આગળ જાય છે. દાક્તરે બતાવેલા માપસર પાણી પીવા માટે અંક પાડેલા ખાસ ગ્લાસ વિશીમાં મળે છે. દરેક વસ્તુને સગવડભરી અને સુંદર કરવાની પાશ્ચાત્ય ચીવટને લીધે આ ગ્લાસ મૂકવા માટે નાનીસરખી ઢાંકણવાળી સુંદર નેતરની ટોપલી હોય છે જેને ખભે ભરવવા માટે ચાંમડાનો પટો જડેલો હોય છે. આખા વિશીમાં ગમે તે વખતે ગમે તે રસ્તે જાઓ તો કેમેરા માફક ખભે ભરવેલી ટોપલીવાળાં સ્ત્રીપુરુષો મળે. ઝરાની સંભાળ સરકાર રાખે છે અને પાણી પીવાના કશા પૈસા બેસતા નથી.

વિશીમાં દાક્તરોની સંખ્યા લગભગ સવાસો જેટલી છે. જુદા જુદા રોગોના 'સ્પેશિયાલિસ્ટ' તરીકે ઘણાખરા દાક્તરો પ્રખ્યાત છે. દાક્તરોનાં એલોપથિ, હોમિયોપથિ, બાયોકેમિક ઇલાજો, મસાજ, એવા ભિન્નભિન્ન ઉપાયોમાં માનનારા બધા જ અહીં રહે છે.

દરેક દાક્તર દરદીની જરૂર પ્રમાણે અમુક ઝરામાંથી પાણી પીવાની સલાહ આપે છે. દરેક ઝરાના પાણીનાં તત્ત્વો જુદાં હોય છે એટલે અમુક રોગ પર અમુક ઝરાનું પાણી કામ આવે છે; તેથી દાક્તરની સલાહ મુજબના ઝરામાંથી પાણી પીવું યોગ્ય છે. વગર વિચારે ગમે તે પાણી પીવાથી નુકસાન થયાના દાખલા બને છે. કેટલું પાણી પીવું ને દિવસમાં કેટલી વાર પીવું તે પણ દાક્તર નક્કી કરી આપે છે. સાથે પોતાની માન્યતા મુજબની એકાદ દવા કે ચંપી એવું કંઇ બતાવે છે, પણ મુખ્ય ઉપચાર તો પાણી જ છે.×

પીવાના પાણી ઉપરાંત નાવાના પાણીના પણ ઝરા છે. આ ઝરા ઉપર 'થર્મીલ બાથ' (ગરમ સ્નાનગૃહ)નાં વિશાળ મકાન બાંધેલાં છે. પહેલો, બીજો અને ત્રીજો એમ ત્રણ વર્ગનાં ત્રણ જુદાં જુદાં મકાન છે, અને વર્ગ પ્રમાણે અંદર સારવારના પૈસા હોય છે. દાક્તરના લખી આપ્યા મુજબ ત્યાંના માણસો સ્નાન કરાવે છે. કોઇને અમુક ડિગ્રીના કમરપૂર કે છાતીપૂર પાણીના ટબમાં નિયમિત વખત બેસી રહેવાનું હોય છે; કોઇને પેટ પર સંડથી પીચકારી મારવાની હોય છે; કોઇને વરાળનો શેક લેવાનો હોય છે, એમ અનેક પ્રકારની સારવાર ત્યાં થાય છે. દરેક થર્માલમાં સ્ત્રીઓનો વિભાગ જુદો હોય છે અને ત્યાં સ્ત્રી–નોકરો સારવાર કરે છે. કામ કરનાર સ્ત્રીપુરુષો અત્યંત ચપળ હોય છે અને રોજનાં સેંકડો દરદી આવતાં હશે છતાં શાંતિથી હસતે ચહેરે કામ કરે છે.

વિશીના દાક્તરો અને શુદ્ધ પાણી પીવા અને સ્નાન કરવા જેટલું જ મહત્ત્વ ખોરાકને આપે છે. આખા ગામની હોટેલોમાં મસાલા વાપરવાની મનાઈ છે, કારણ કે ત્યાંના મત મુજબ મસાલા અનેક રોગોનું મૂળ છે. પાશ્ચાત્ય દેશોમાં ઘેરઘેર વપરાતો સરકો (Viniger) વાપરવાનો ત્યાં સમૂળગો પ્રતિબંધ છે. કારણ કે એને પાચનશક્તિનો દુશ્મન ગણવામાં આવે છે. ખાતી વખતે સ્વાદ માટે ઉપરથી લેવાય છે તે શીશીઓમાં મળતા ટમાટો સોસ, વુર્સ્ટરશાયર સોસ, એવા મસાલેદાર પ્રવાહીઓ ગામમાં શોધ્યા જડતા નથી. છતાં ફ્રાંસની પ્રખ્યાત રાંધણકળા દરેક વસ્તુને સ્વાદિષ્ટ બનાવી શકે છે. દરેક દરદીને દાક્તર એક લાંબી છાપેલી યાદી આપે છે. આમાં હોટેલોમાં મળી શકતી એક એક વાનીનું નામ હોય છે. અને તેમાંથી જે દરદીએ ખાવાયોગ્ય ન હોય તે દાક્તર છેકી નાખે છે. હોટેલના 'મેત્ર દો તેલ' (મુખ્ય નોકર)ને એ યાદી આપી દઇએ એટલે તે મનાઈ કરેલી વસ્તુઓ દરદીને પીરસાવતો જ નથી. આખી હોટેલમાં અનેક મુસાફરો હોય ને દરેકને જુદી જુદી ચીજો ખાવાની હોય તે છતાં કાળજી રાખી બધાની અનુકૂળતા મુજબ રસોઈ કરાવવામાં આવે છે અને ફરિયાદનું કારણ કદિ પણ રહેતું નથી. પાશ્ચાત્ય દેશો ખોરાકમાં દહીંની ઉપયોગિતા સમજતા જાય છે અને તેથી દરરોજ બપોરના ભોજન સાથે દહીં આપવામાં આવે છે. ગમે તેવી ઠંડી ઋતુમાં માત્ર પાંચ કલાકમાં દહીં અખરાઈ

× મુંબઈમાં વિશી વોટરની સીલબંધ બાટલીઓ મળે છે. ઘણા એમ કહે છે કે આમને તો એથી કાંઈ ફાયદો ન લાગ્યો. પણ મુંબઈમાં માત્ર 'સોલેસ્ટીન્સ' નો એક જ ઝરાનું પાણી મળે છે. તે ક્યા રોગને માટે જરૂરી છે તે તો વિશીના દાક્તરો જ કહી શકે. વળી ખરો ગુણ ઝરામાંથી નીકળતા ગરમ પાણીનો જ છે, ઠંડાનો નથી.

જોય એવા ખાસ બનાવટના કપ ત્યાં મળે છે. દૂધના દહીં ઉપરાંત 'ક્રીમનું' દહીં મળે છે તે ઘણું જ વધારે સ્વાદિષ્ટ હોય છે. તાજાં ફળોની ટોપલી ભરી જમનારના મોં આગળ મૂકી દે છે. સરબત કપમાં વેચાતાં ગ્લાસની અંદર ભરી રાખેલાં ફળો જે પાશ્ચાત્ય દેશોમાં બહુ જ સામાન્ય છે તે આપણાની સહતર મનાય છે.

વિશીના દાકતરોમાં એક જે મુખ્ય આકર્ષણ છે તે તેમની સહૃદયતા. આમ ફ્રાંસની પ્રજા સહૃદયતા માટે જાણીતી છે જ. પણ વિશીના દાકતરોએ એ ગુણ ખાસ કેળવેલો છે. વળી બીજા દેશોના દાકતરો માફક, પહેલાં દામ ને પછી કામ એવો વ્યવહાર અહીં નથી. પહેલાં કામ અને પછી જ દામ લેવામાં આવે છે. લગભગ દરેક દરદીને ત્રણ અઠવાડિયાં સુધી સારવારમાં રહેવું પડે છે. અને એ પૂરી થાય ત્યારે આપણે જાતે જઈ બિલ માગીએ ત્યારે જ આપે છે. પહેલી મુલાકાતે આપણે સ્વાભાવિક રીતે ફીનું પૂછીએ ત્યારે, "તમારી સારવાર તો પૂરી થવા દો: પછી પૈસાનું થઈ પડશે" એમ દાકતર કહે છે. હજાર ફ્રેંક એટલે પાસેક રૂપિયા આખી સારવારના લે છે. તેમાં તમારે જ્યારે જરૂર હોય ત્યારે સલાહ લઇ આવો. દરદીને સવારમાં કશો ખોરાક લેતાં પહેલાં તપાસે તો વધારે સમજણ પડે એમ માની એકાદ વખત સવારમાં છ વાગે હોટેલમાં આવી દાકતર તપાસી જાય છે. આ મુલાકાત પણ એ હજાર ફ્રેંકમાં જ આવી જાય છે. નિર્લોભ ઉપરાંત એકંદરે વાતચીત કરવાની રીત એટલી બધી સૌજન્યભરી હોય છે કે દાકતરને આપણે મિત્ર જ ગણતા થઈ જઈએ છીએ. જો કોઇ લુચ્ચો માણસ ત્રણ અઠવાડિયાંની સારવાર પછી પૈસા આપ્યા વગર જ નાસી જાય તો દાકતર કશું કરી શકે તેમ નથી હોતું. પણ પરદેશી મુસાફરો પર પણ વિશ્વાસ રાખી એ લોકો પહેલેથી પૈસા લીધા વગર સારવાર કરે છે તે ઉપરથી લાગે છે જ કે એમના વિશ્વાસનો ભંગ કરતાં લુચ્ચા માણસો પણ શરમાતાં હશે.

યુરોપનાં બધાં હવાખાવાનાં સ્થળ માફક વિશીમાં પણ 'કેસીનો' એટલે જુગારખાનું છે. પણ અહીં મોંટે કાર્લો જેવા મોટા પાયા પર નથી. જુગાર ઉપરાંત ત્યાં ગાનતાન અને નૃત્યના જલસા વારંવાર થાય છે. કેસીનોના મકાનની આસપાસ વિશાળ બગીચો છે તેમાં ખુરસીઓ મૂકેલી હોય છે. નજીવું દામ આપો ખુરસી પર કલાકો સુધી બેસી રહી શકાય છે. ત્યાં બેસી મિત્રોનાં ટોળાં મળી ગપ્પાં મારતાં હોય તો જાણવું કે અમેરિકન કે ફ્રેંચ લોકો હશે; એકલી બેઠી બેઠી ભરત ગુંથણ કરતી સ્ત્રી કે એકલો બેસી સિગરેટ પીતાં પીતાં વાંચતો પુરુષ જુઓ તો જાણવું કે એ અંગ્રેજ હશે.

આલિયેર નદીનો કિનારો ઘણો જ સુંદર છે. સામે કિનારે ઝાડી અને ઘાસનાં મેદાનો છે. ફરવા માટે હોડીઓ મળી શકે છે. નદીનો પટ નાનો છે. ગામ તરફના કિનારા પર પથ્થરની પાળ બાંધી લઈ પાટલીઓ ગોઠવી છે. અને તેના ઉપર બેસી સામેનું સૃષ્ટિ-સૌન્દર્ય નિહાળ્યા કરતાં અનેક સ્ત્રીપુરુષો નજરે પડે છે. કિનારા પાસેના રસ્તા પર બે બાજુ ઝાડોની રમ્ય ઘટા આવી રહી છે. નદીના પાણીમાં દસેક ફુવારા હારબંધ કરવામાં

આવ્યા છે. અને મહિનામાં એકેક વખત રવિવારે રાત્રે તે ખોલવામાં આવે છે. આખું ગામ તે જોવા એકઠું થાય છે. જાતજાતના ઘાટ બનાવતી ફુવારાની સેરો નાચતી કૂદતી નીકળે છે અને તેના ઉપર ઘડીએ પલકે બદલાતા રંગવાળા વીજળીના પ્રકાશો પડે છે ત્યારે અવર્ણનીય શોભા બની રહે છે. એક મિનિટ સુંદર ગુલાબના છોડની યાદ આપતા ઘાટ અને રંગ બને, તો બીજી મિનિટે સળગતી જ્વાળાઓ દેખાય. પેરિસના ૧૯૩૭ ના પ્રદર્શનમાંથી લાવી આ ફુવારા અહીં દાટી તેમને કાયમની ઉપયોગિતા આપી છે.

ફ્રાંસની મોજીલી પ્રજા આમે આનંદી અને ફરવા હરવાની શોખીન છે. તેમાં વિશીમાં તો સૌ કોઇ આરામ અને આનંદ માટે જ આવે છે. પરદેશી મુસાફરો પણ બધી ચિંતા દૂર રાખી અહીં આરામ લે છે. ઉતાવળ, ધાંધલ, ગરબડ, ઘોંઘાટનું નામનિશાન નહિ. મોટર પણ રસ્તામાં ક્વચિત મળે. જ્યાં જુઓ ત્યાં શાંતિ, આરામ, આનંદ. ગામના રસ્તા પહોળા, સ્વચ્છ, અને બન્ને બાજુ ઝાડની ઘટાવાળા. નાનું ગામ એટલે દરેક ઠેકાણે પગે ચાલીને જ જવાનું, તે છતાં શહેરી જીવનની સગવડોથી ટેવાયેલાંને કશી જ અગવડ ન લાગે. હોટેલો વ્યવસ્થિત, વિશાળ, સ્વચ્છ, અને વીજળી, ગટર, ટેલિફોન વગેરે એકેએક સગવડથી સંપૂર્ણ બનાવેલી. દુકાનો મોટી નહિ છતાં સુશોભિત અને ઉપયોગ તેમજ શણગારની એકેએક ચીજથી ભરપૂર. હોટેલોમાં ખાવાનો વખત સાચવવાનો, તે સિવાય આખો દિવસ ફુરસદનો. ઘડિયાળ જોવાની જરૂર જ નહિ. વિશીમાં ત્રણ અઠવાડિયાં જે ચિંતારહિત શાંતિ અને આરામમાં ગાળ્યાં હતાં તેવાં જિંદગીમાં કોઇ ઠેકાણે ગાળ્યાનું યાદ નથી.

આપણા દેશમાં પણ ઊનાં પાણીના અનેક ઝરા છે. ગુજરાતમાં જ લસુંદ્રા, તુવા અને દેવકી ઉનાઈના કુંડ છે. મુંબઇ પાસે વજ્રેશ્વરીના કુંડ છે. રોગોનું તો આપણો દેશ શ્રેષ્ઠ સંગ્રહસ્થાન છે. છતાં કુદરતી ધન વાપરવાની કોને પડી છે! જેમની પાસે પૈસાનું સાધન છે તે વિદેશી દવાઓના બાટલા પીએ છે અને ઇન્જેક્શનો ઘોચાવે છે. જેમની પાસે સાધન નથી તે વગર સારવારે મરી જાય છે. ગરમ પાણીના કુંડો આગળ બ્રાહ્મણો અને બાવા સાધુઓ અંધ શ્રદ્ધાળુઓ પાસેથી પૈસા ધૂતી લે છે. અમૂલ્ય ધન એળે વહી જાય છે. કોઈ સાહસિક દાક્તર કે વિદ્યાની શા માટે એ ઝરાનાં પાણીનું સંશોધન કરી તેમાંનાં ઉપચારક તત્ત્વો શોધી ન કાઢે? પશ્ચિમના દરેક દેશમાંના ઝરાનાં પાણીનો વૈજ્ઞાનિક રીતે ઉપયોગ થાય છે અને ચકચકિત, સ્વચ્છ હોજો અને સ્નાનગૃહોમાં જઇ જનતા પાણીનો લાભ લે છે. આપણે ત્યાં કાર્તિકી કે ચૈત્રી પૂનમે એ કુંડો આગળ મેળા ભરાય છે અને જાત્રાળુઓ પાણીને ખૂબ અસ્વચ્છ કરી મૂકે છે. વધારામાં, ગંદકીને લીધે કોલેરા કે એવો ઉપદ્રવ ફાટી ન નીકળે તો પ્રજાનું ભાગ્ય. કુદરતી બક્ષીસનો જડવાદી પાશ્ચાત્ય પ્રજા લોકોના કલ્યાણ અર્થે રોગીઓને સહેલા ઉપચારથી રોગમુક્ત કરવામાં ઉપયોગ કરે છે જ્યારે આધ્યાત્મવાદી પૂર્વની પ્રજા દેશને ભારરૂપ મફતિયા બ્રાહ્મણો અને બાવાઓનાં પેટ ભરવામાં ઉપયોગ કરે છે!

વિશીથી એક દિવસ પાઇદ દોમ નામને સ્થળે અમે જમવા ગયા. ત્યાં આસપાસથી અકીક, સ્ફટિક, તેમ જ બીજા રંગિત પથ્થરો પુષ્કળ મળે છે. તે સર્વને સાફ કરી, ઘડીને

સુંદર ઘાટના બનાવે છે; અને તેના વિવિધ પ્રકારના અલંકારો પણ બનાવી વેચે છે. અહીંનું વિશેષ પ્રકારનું જડતર ખાસ વખણાય છે.

વિશીમાં ત્રણ અઠવાડિયાં ગાળી અમે હિંદુસ્તાન આવવા નીકળ્યાં. સવારે નવ વાગે નીકળી રાત્રે બાર વાગે ઇટલીના જીનોઆ શહેરમાં પહોંચ્યાં. આ કોઈ લંડન નહોતું. જુદી જુદી હોટેલોના માણસો પોતાની હોટેલમાં આવવા માટે આગ્રહ કરવા મંડ્યા. આખરે ડોક્ટર પહેલાં રહેલા તે હોટેલ કોન્ટીનેન્ટલ સારી હોવાની ખાતરી હોવાથી ત્યાં ગયાં.

બીજો દિવસ સુંદર જીનોઆ શહેરમાં ફરવામાં ગાળ્યો. પછી જેમાં યુરોપ ગયેલાં તેની તે જ સ્ટીમર 'વિક્ટોરિયા'માં રાત્રે હિંદુસ્તાન આવવા ઊપડ્યાં.

સ્ટીમરમાં જાણીતા ચિત્રકાર મિ. ફૈઝી રહમીન અને તેમનાં પત્ની આતિયા બેગમ હતાં. એમણે સ્ટીમરમાંના બધા વર્ગોના હિંદીઓનો સંપર્ક સાધી એક વ્યાખ્યાનમાળા ગોઠવી. અને દર બીજેત્રીજે દિવસે બપોરના એક એક ભાષણ થાય એવી વ્યવસ્થા કરી. સ્ટીમરના બીજા આનંદોમાં એક વિશેષ આકર્ષણ થઈ પડ્યું.

આમ અનેકવિધ આનંદોનો અનુભવ કરતાં કરતાં તા. ૨૯મી ઑગસ્ટ ૧૯૩૮ને દિવસે સવારે અમે મુંબાઈને કિનારે ઊતર્યાં.

[ સમાપ્ત ]

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૬ આશ્વિન : ૨૦૨૩ અંક ૬


## 'પ્રીતિયોગ પરસ્પર'


ઉમાશંકર જોશી


સ્વભાવથી હતી સીતા મહાત્મા રામને પ્રિય,
ને એણે એ પ્રિયભાવ સ્વગુણે પરિવર્ધિયો
તેવા જ રામ સીતાને પ્રાણથીય હતા પ્રિય,
હૈયું એ માત્ર જાણે છે પ્રીતિયોગ પરસ્પર.

×

વસીશ હું તારી સાથે મધુગન્ધિ વનો મહીં,
—એમ આનંદતી ! એનો હતો સ્નેહ જ એહવો.
ન કાંઈ કરતું તો યે સૌખ્યથી દુઃખ વારતું,
ને તેનું કૈંક છે દ્રવ્ય, જેનું જે પ્રિય હો જન.

×

ભીતરમહીંથી કોઈ હેતુ જોડે પદાર્થો.
નહિ નહિ કદી પ્રીતિ બાહ્ય શોધે ઉપાધિ.
વિકસિત થતું, જાગે સૂર્ય ત્યાં, પુંડરીક;
વળી શશિયર જાગે ને દ્રવે ચંદ્રકાન્ત.

×

જે અદ્વૈત સુખે દુખેય, સરખું સર્વે અવસ્થા મહીં,
વીસામો ઉરનો, શકે નવ હરી વૃદ્ધત્વ જેનો રસ,
ને સૌ આવરણો સર્યે કઠિ થતું જે સ્નેહસારે સ્થિત,
તે દામ્પત્યનું ભદ્ર એક—જનને કેમે કરી લાધતું.

×

પિતાજી જીવતા'તા; સૌ પરણેલા નવા નવા;
લેતી સંભાળ માતાઓ;—દિનો તે આપણા ગયા.
કંઈક કંઈક ધીરું ધીરું સામીપ્યયોગે
ક્રમ વિણ લવતાં હેને કપોલે કપોલ.
ઉભયકર વિંટાયો ગાઢ આલિંગને, ત્યાં
પ્રહર ગત ન જાણ્યા, રાત્રિ પોતે જ વ્હૈ ગૈ.

×

કઠોર જે વજ્રથી યે, વળી કુસુમથી મૃદુ,
અલૌકિક માનવોનાં ચિત્તને પામી કો શકે?
તું મારું જીવિત, વળી હૃદય દ્વિતીય,
તું કૌમુદી નયન કેરી, સુધા તું અંગે,
— એવાં શત પ્રિયથી રીઝવી જેહ મુગ્ધા,
તેને જ—શાન્ત અથવા! વધુ બોલીને શું?

[ મહાકવિ ભવભૂતિના 'ઉત્તરરામ ચરિત'માંથી સંકલિત ]

卐

# અણુગોષ્ઠી

'પથિક'

[ જૂનાગઢ આરઝી હકૂમતની સ્થાપના; UNOમાં વીટો સંબંધે મડાગાંઠ; મુંબાઈની કાપડમિલોની હડતાલ; ઝીણા કાપડના ભાવમાં વધારો કરવાની યોજના; પૂનાની ઘોડદોડના મેદાનમાં શ્રી. ખેર અને શ્રી. મોરારજીની હાજરી; ગાંધીજયન્તી; મુંબાઈમાં માધવબાગનું મંદિર હરિજનો માટે ખુલ્લું મુકાયું; કાપડના ક્વોટા હોલ્ડરોના કમીશનમાં કાપ મૂકવાની સરકારી સૂચના; અમેરિકામાં શ્રી. વિજયાલક્ષ્મીએ ૫૦૦ મહેમાનોને આપેલી પાર્ટી; કાશ્મીરના શેખ અબ્દુલ્લાનો છૂટકારો; યુરોપના નવ દેશોએ સ્થાપિત આંતરરાષ્ટ્રિય સામ્યવાદી જૂથ; પૂર્વ બંગાળમાંથી હિન્દુઓની હિજરત. ]

*                    *                    *

## ૧૦ વિચારણા–પુનર્વિચારણા

"How much of our present-day civilisation will be looked upon with wonder and disgust by a more developed humanity as the superstitions and atrocities of an imperfectly civilised era!"

(**Shri Aurobindo:** *Psychology of Social Development*)

*                    *                    *

[ શ્રી. આર. બી. મેરીયટ્ઠ: સાચો પ્રતિભાશાળી લેખક દુનિયાની ગમે તેવી સામાજિક અને આર્થિક પરિસ્થિતિની વચ્ચે પણ, પોતાનો માર્ગ કાઢી આત્મબળથી પ્રકાશી ઊઠશે એમ તમે માનો છો?

[ શ્રી. બર્નાર્ડ શૉ: નહિ જ. આજે કમનસીબ પ્રતિભાશાળી શક્તિઓ વેડફાઈ રહી છે; અને લાખો, કરોડો આશાસ્પદ કલાકારો-ગરીબાઈને કારણે ભૂંસાઈ જાય છે. ]

*                    *                    *

હરિહર: આપણા દેશી રાજાઓ હજુ સુધી રજવાડી મનોવૃત્તિમાંથી મુક્ત થઈ શકતા નથી. તેમને લોકમતની કે લોકહિતની પરવા જ નથી. જૂનાગઢના નવાબ પાકિસ્તાનમાં જોડાયા છે; અને કાઠિયાવાડમાં તોફાનોનો વંટોળ ચઢ્યો છે.

અબ્દુલ : જૂનાગઢના નવાબ તેમની મરજીમાં આવે તે સંસ્થાનમાં જોડાવા સ્વતંત્ર છે.

સતીન : ભૂલી જવાય છે કે આ બધી ગૂંચવણ પરદેશી સત્તાના દાવપેચનું પરિણામ છે. વેરાવળના બંદર ઉપરનું નિયમન તેમને જોઈએ છે. વધુમાં, પાકિસ્તાન અને હિન્દ વચ્ચેના ઘર્ષણો વધારી એક નિર્બળ બને તેવી પરદેશીની રાજરમત છે.

સુધીર : જેમ દેશી રાજાઓ તેમની મધ્યયુગની નીતિ છોડી શકતા નથી, તેમ આપણાં આજના કોંગ્રેસી નેતાઓ તેમની મૂડીવાદી વિચારસરણી ત્યજી શકતા નથી. પરિણામે આમજનતાનું હિત તાબડતોબ સિદ્ધ કરવાને બદલે પૈસાદાર વર્ગનાં હિતો સાચવવામાં જ રચ્યાપચ્યા રહે છે.

હરિહર : એમ નથી. લાખો નિરાશ્રિતોના પુનર્વસવાટનો સવાલ નાનોસૂનો નથી. આ સવાલનો ઉકેલ પ્રથમ લાવવો જોઈએ.

અલી : કોંગ્રેસી સરકારો બીજા સવાલો ઉકેલતી નથી તેમ નથી. જુઓને, હમણાં જ કાપડના ઉત્પાદન સંબંધે તેમણે મગજમારી શરુ કરી છે અને કહેવાતા ઝીણા કાપડના ભાવોમાં વધારો કરવાનું ઠરાવ્યું છે.

હરિહર : આ વધેલા ભાવનાં નાણાં કાંઈ ઝીણા કાપડની મિલોને નહિ મળે, પરંતુ જાડા કાપડની મિલોને વળતર આપવામાં વપરાશે.

સતીન : ગમે તેમ હો પણ વધેલી કિંમતની રકમ તો લોકોએ જ ભરવાની રહી. કરોડો રૂપિયાનો એક જાતનો આડકતરો કર લોકો પર લાદવામાં આવ્યો છે. ખરું ધ્યાન મિલોના નફાની રકમ ઉપર કેમ અપાતું નથી! વધારેલા ભાવની અસર તો એ થઈ કે મિલોની કુલ નફાની રકમમાં વધારો થયો. મોંઘવારી આમવર્ગને માથે વધી તેની પરવા નહિ. આ ખાનગી નફાખોરીના પ્રથા સમાજના આર્થિક વ્યવહારમાંથી નષ્ટ કરવામાં નહિ આવે ત્યાં સુધી ચિત્રવિચિત્ર કટોકટીઓ ઊભી થશે.

હરિહર : તમે તો સમાજવાદ અને સામ્યવાદના સિદ્ધાન્તોનું સમર્થન કર્યા કરો છો, પરંતુ આજના સમયમાં મૂડીદારોની સહાય વિના દેશની પ્રગતિનું ગાડું આગળ ચાલી શકે તેમ નથી.

સતીન : યુદ્ધ પૂર્વે જે મિલો નુકશાનીમાં કામ કરતી હતી તે મિલો આજે દસ-વીસ લાખ રૂપિયાનો નફો મેળવે છે. આ નફાનું પ્રમાણ ઓછું કરી કાપડના ભાવ ઘટાડવા પ્રત્યે સરકારનું ધ્યાન કેમ ખેંચાતું નથી! કાપડના ભાવોમાં ઘટાડો થતો નથી, જ્યારે શેઠિયાઓની મોટરોની સંખ્યા અને મોજમજાહના સાધનોની સંખ્યા દિનપ્રતિદિન વધ્યે જાય છે. ટૂંકામાં, આપણી સરકાર મૂડીવાદગ્રસ્ત માનસમાંથી મુક્ત ન થાય અને મૂડીવાદની સામે પ્રચંડ મોરચો ન માંડે ત્યાં સુધી દેશની મુશ્કેલીઓ અને મૂંઝવણો વધતી જશે, અને નિરુપયોગી, નિષ્ક્રિય, પ્રત્યાઘાતી

યોજનાઓ અને નજીવા સુધારાનો ઢગ ખડકારી. સરકારના કાર્યક્રમમાં વિચારણા, મંત્રણા, પુનર્વિચારણા, પુનર્મંત્રણા, સમિતિ અને પેટાસમિતિ સિવાય અન્ય કાંઈ નજરે નહિ ચડે.

**સુધીર** : કૉન્ગ્રેસી પ્રધાનમંડળોમાં મૂડીદાર વર્ગના પ્રતિનિધિઓનો તોટો નથી. એટલું જ નહિ, પણ આ ધનિકોની આદતો પ્રધાનોના જીવનવ્યવહારમાં ઘૂસવા પામી છે. સાંભળ્યું છે કે વડાપ્રધાન શ્રી. ખેર અને ગૃહપ્રધાન શ્રી. મોરારજી પૂનાના રેસકોર્સ પર હાજરી આપતા થયા છે.

**હરિહર** : જ્યાં સુધી સરકારે ઘોડદોડ સામે પ્રતિબંધ નથી મૂક્યો ત્યાં સુધી પ્રધાનો તે જોવા માટે જાય તેમાં શો વાંધો હોઈ શકે? જો એવી રીતે સામાન્ય આનંદનાં સાધનોમાંથી પ્રધાનોને બાકાત રહેવાનું ફરમાન આપવામાં આવે તો પછી તેમનાં જીવન શુષ્ક અને નીરસ બની જાય. અરે, પ્રધાનોના પદ માટે ઉમેદવારો પણ ન જડે!

**સતીન** : અંગત સ્વભાવ કે ટેવો ઉપર ટીકા કરવી તે આપણને શોભતું નથી. આપણને તેની સાથે ખાસ નિસ્બત નથી. પ્રધાનો ચા-પાર્ટી કે ગંજીફાની રમત કે ઘોડદોડ કે ઉદ્‌ઘાટનક્રિયા કે રાચરચીલું કે અન્ય સમારંભોમાં રસ લે તેની સાથે આપણે કાંઈ લેવાદેવા નથી. આપણને જે વસ્તુ ખૂંચે છે તે એ કે જે સુખસગવડ આમવર્ગ ન ભોગવી શકતો હોય તે સુખસગવડ પ્રધાનો ભોગવે એ તેમનાં ઉચ્ચ આદર્શવાદી કથનોનો દંભ સ્પષ્ટ રીતે વ્યક્ત કરે છે.

**અસલી** : સતીન ઠીક કહે છે. વ્યક્તિગત આદતો સામે આપણને વિરોધ ન હોવો જોઈએ, પરંતુ આમવર્ગની કંગાલિયતનું ચિત્ર સત્તાધારી વર્ગે પોતાની સમક્ષ હમેશાં રાખવું જોઈએ. લોકોની હાડમારીનું દૃશ્ય તેમને સાલવું જોઈએ. જો સત્તાધારી વર્ગની વ્યક્તિઓને પાંચ, દશ કે પંદર ઓરડાનો બંગલો જરૂરી હોય તો સામાન્ય નાગરિકને કેમ નહિ તે ઊણપનું ભાન હોવું જોઈએ. ખોરાક અને કાપડનું નિયમન જેમ આવશ્યક મનાયું છે, તેમ હજુ વસવાટના નિયમનની આવશ્યકતા સ્વીકારાઈ નથી. વસવાટનું રેશનીંગ કેમ નહિ? વ્યક્તિ દીઠ સો કે બસો ચોરસફીટ ક્ષેત્રફળનું પ્રમાણ નક્કી કરી મોટાં મકાનો, હવેલીઓ અને બંગલાઓમાં ફાજલ પડતી જગ્યાનો લાભ આમવર્ગના પીડાતા રહેવાસીઓને તેમ જ નિર્વાસિતોને કેમ ન મળે? આમ થવાને બદલે, મુંબાઈ સરકાર હમણાં એવું બિલ લાવી છે કે જેથી ભાડુઆતોની હાડમારી વધે, અને મકાનમાલિકોને લાભ થાય.

**સુધીર** : આ પ્રકારના વિચાર મૂડીવાદી માનસના અજાગૃત કે અર્ધજાગૃત વારસદારોને ક્યાંથી આવી શકે?

**હરિહર** : આવાં ઉદ્દામ પગલાં ભરવા જતાં વ્યક્તિગત સ્વાતંત્ર્યનો અંત આવી લાગે.

શ્રી. શંકરરાવ દેવે તેમના એક લેખમાં સમજાવ્યું છે કે સમાજવાદી તંત્રમાં સલામતી અને સંપત્તિની સિદ્ધિ વ્યક્તિગત સ્વાતંત્ર્યના ભોગે જ થઇ શકે. Security and prosperity at the cost of individual liberty.

સતીન : મજકુર વ્યક્તિગત સ્વાતંત્ર્યનું તેમનું વિધાન ભ્રામક છે. જે સમાજમાં નફાખોરીના ધોરણ પર ઉત્પાદન અને વહેંચણી થતાં હોય ત્યાં વ્યક્તિગત સ્વાતંત્ર્ય એક પ્રકારની આત્મવંચના છે. આ સ્વાતંત્ર્ય મૂડીદારવર્ગ માટે હોય છે, નહિ કે શ્રમવર્ગ માટે. રશિયાની Academy of Scienceની ૨૨૦મી શતાબ્દિના સંમેલનમાં હાજરી આપી આવેલા ફ્રાન્સના પ્રતિનિધિ મી જેક નીકોલ ટાંકે છે કે :

> "I can hardly understand" said Stalin, "what is called 'individual liberty' in case of an unemployed, who suffers from hunger and does not find any work. True liberty exists only where exploitation has been suppressed, where there is neither unemployment, nor misery, where the man is not afraid of losing his work, his home and his bread to-morrow. It is only in such a society that TRUE LIBERTY and not liberty on paper, whether individual or otherwise, is possible."
>
> ( *Modern Rerieu* Sept. 1947 p. 223 )

હરિહર : તમે જે ભાવનાની હિમાયત કરો છો તે અધુનિ લભ્ય ન હોઇ શકે. ગાંધીજીને તો આવી ભાવના વર્ષોથી પ્રાપ્ત થઇ છે. નાની પોતડીનો તેમનો પહેરવેશ તેનો જ્વલંત નમૂનો છે.

સુધીર : આજના કોન્ગ્રેસી નેતાઓ અને કાર્યકરો ગાંધીજીના અનુયાયી હોવાનો દાવો કરે છે તે ખાલી વાતો કરવા માટે કે સત્તાનાં સ્થાન પ્રાપ્ત કરવા માટે કે ગાંધીજીના સિદ્ધાન્તો અમલી બનાવવા માટે ?

હરિહર : ગાંધીજી બધું સમજે છે અને વેદનાભરી વાણીમાં કહે છે કે હવે તે એકલા પડી ગયા છે, તેમનું કહ્યું કોઇ કરતા નથી. એમને તો જીવન પણ અકારું લાગવા માંડયું છે.

અલી : ગરજ સરી ને વૈદ્ય વેરી એવું આ તો થયું !

પ્રકાશ : અનુયાયીઓની નીતિરીતિ ગાંધીજીનાં જીવનકાર્યની એક પ્રકારની શોકાન્તિકા બની રહી છે.

સુધીર : તો પછી ગાંધીજી, જેમ સરકાર કે લોકોના અનિષ્ટ વ્યવહાર સામે ઉપવાસનું સાધન અજમાવે છે તેમ તેમના અનુયાયી વર્ગનાં કુકૃત્યો સામે કેમ નહિ કરતા

હોય ! હિંદના ભાગલા સ્વીકારવા તત્પર બનેલા ઉતાવળા બનેલા નેતામંડળ સામે કેમ સત્યાગ્રહ કે અપવાસનું સાધન ન અજમાવ્યું ?

હરિહર : અપવાસ આદરવાનો ગાંધીજીનો નિર્ણય તેમના અંતર્નાદમાંથી પ્રગટે છે. તેમાં ફક્ત પાર્થિવ ગણતરીબાજી નથી હોતી, તે આધ્યાત્મિક ભાવનાથી પ્રચુર હોય છે.

પ્રકાશ : ગાંધીજીનું હૃદય વિશાળ છે. સમસ્ત માનવજાતના કલ્યાણથી તેમની ભાવના સભર છે. તેમના નિર્ણયથી કોઈપણ વ્યક્તિ કે વર્ગને દુઃખ થાય તેમ તેઓ ઇચ્છતા નથી. ગીતાવાક્ય यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः-અનુસાર ગાંધીજી વર્તે છે. લોકસંગ્રહની ભાવના–Humanitarianism–તેમના જીવનકાર્યને પોષે છે. છતાં તેમનો અનુયાયીવર્ગ તેમનું અનુસરણ ન કરે તે ભારે ખેદકારક લાગે છે.

સતીન : અનુયાયીની કહેણી અને કરણી વચ્ચેના વિરોધનાં કારણો આપણે ન સમજીએ ત્યાં સુધી સત્ય હકીકત ન સાંપડે. અનુયાયીવર્ગનો મોટો ભાગ મૂડીવાદી માનસનો વારસો ધરાવે છે. જાગૃત, અર્ધજાગૃત કે અજાગૃત તેઓ આ માનસમાં જ વિહાર કરતા હોય છે. આથી તેમનાં આચારવિચાર વ્યાપારી શ્રેણીના–દુકાનદારી શ્રેણીના–હોય છે. આર્થિક કે સામાજિક લાભાલાભ અને નફાનુકસાનનાં સરવૈયાં તેમની પ્રવૃત્તિને દોરે છે. ગાંધીજીનો Humanitarianismનો પ્રચાર તેમને કેટલા પ્રમાણમાં સ્વીકાર્ય હોય છે તેવી ઘટનાની સમીક્ષા કરતાં મહાન લેખક ગોર્કી (M. Gorky) કહે છે:

"Every time sensitive people, alarmed by the spectacle of the vileness of the world, preached humanitarianism, in a naive effort to mitigate the vileness or to conceal it beneath a veil of eloquence, the masters of life, the SHOPKEEPERS, tolerated the preaching only in so far as it might soothe the irritation caused by poverty, tyrrany and oppression, and the other inevitable fruits of the world-wide 'cultural' activities of the shopkeepers."

( *New Times* : Aug. 13, 1947 )

હરિહર : તમે કોંગ્રેસી કાર્યકરોના આત્મભોગની અવગણના કરો છો. દેશની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની લડતમાં તેમનો ફાળો નાનો નથી. અનેક કાર્યકરો શહીદ થઈ ગયા, અનેક નિર્ધન બની ગયા, અનેક જનસેવાર્થે કાયાના કોડિયા કરી નાખ્યા–આ બધું કેમ ભૂલી જાઓ છો ?

સતીન : તેમના કાર્યની કે આત્મભોગની અવગણના હું નથી કરતો. તેમણે જે કર્યું તે સ્વાભાવિક હતું અને દેશને એક પગલું આગળ ધપાવવામાં સહાયભૂત હતું.

પ્રકાશ : તો પછી તેમના કાર્ય સંબંધે તમે અનેકવાર આવી ટીકા કેમ કરો છો ?

સતીન : કોઈ પણ સમાજના ઇતિહાસમાં જોશો તો જણાશે કે, બધાં સંઘર્ષો વર્ગ-

વિસંગતતામાંથી ઉદ્ભવે છે. મધ્યકાલીન ઉમરાવશાહીના યુગમાંથી આપણો આજનો મૂડીવાદી સમાજ જન્મ્યો છે. આ સમાજનો બળવાન વર્ગ ધન અને સત્તાની લોલુપતામાં નિમગ્ન હોય છે. કૉન્ગ્રેસી બળવાન વર્ગ આવી મનોભૂમિકા ઉપર વ્યવહાર ચલાવે છે. ગાંધીજી જેવા સાત્ત્વિક સંતના અમે અનુયાયી છીએ એવી વાણી કહેવાની પશ્ચાદ્ભૂમિકામાં મૂડીવાદી માનસ પડેલું છે. પરિણામે સમાજવાદી કાર્યક્રમનો અમલ તેમનાથી ન થઈ શકે. આવું માનસ ધરાવતા વર્ગ પાસેથી સમાજવાદી સમાજરચનાની આશા રાખવી તે, શ્રી કુમારપ્પા જેને વસ્તર્મ કહે છે તે, ચામાચીડી અને તેની આશા જેટલી જ નિરર્થક છે.

પ્રકાશ : આ દિશામાં દેશનાં સમાજવાદી બળોએ પોતાનું સંગઠન સંગીન બનાવવું ઘટે. જવાહરલાલનું જીવનદર્શન સમાજવાદી વલણ ધરાવે છે, પરંતુ દેશની કમનસીબે તેઓ જૂનવાણી કૉન્ગ્રેસનેતાઓની ભૂલભૂલામણીમાં અટવાઈ રહ્યા છે. તેમાંથી જો તે મુક્ત બની શકે તો દેશની પ્રગતિ ઝડપથી મૂર્ત સ્વરૂપ પકડે. તેમની પાસે દેશના વિદ્યુતકરણ અને બીજી અનેક યોજનાઓ તૈયાર પડી છે. પરંતુ કોમી વાતાવરણ તેનો અમલ કરવામાં મહાન અંતરાયો ઊભા કરે છે.

સતીન : એમ નહિ. કોમી પ્રશ્નનો ઉકેલ લાવવાના પ્રયાસો સમાજવાદી રચના અસ્તિત્વમાં લાવવામાં અંતરાય રૂપે ન નડવા જોઈએ. ઊલટું જેટલી ઝડપથી સમાજવાદી રચના ઘડાશે તેટલી ઝડપથી કોમી પ્રશ્નનો ઉકેલ સરળ બનશે. આપણે ન ભૂલવું જોઈએ કે આપણે બધા ઝગડાનાં મૂળ આર્થિક વર્ગવિસંગતતામાં પડેલાં હોય છે. ધર્મઘેલા નેતાઓ આ ઝગડાને કોમી રૂપ આપી પોતાનાં સ્વાર્થી હિતો સિદ્ધ કરવા મહાન કોશીશ કરે છે. માટે આર્થિક વિસંગતતા દૂર કરવા જબરદસ્ત પ્રયત્નો થવા જોઈએ, નહિતર આપણું રાજતંત્ર ભયંકર મૂંઝવણમાં સપડાશે; વિચારણા અને મંત્રણાની પરંપરામાંથી ઊંચું આવી શકશે નહિ, અને ઊંબરે આવેલી સ્વતંત્રતા સાત દિવસના સ્વપ્નવત્ બની જશે.

૧૧-૧૦-૪૭

# જન્મભરની શિક્ષા

ડોલરકુમાર ભટ્ટ એમ. એ.

'**આમચી** ઈન્દુથ શિક્ષણ' વાંચ્યા પછી જરા બાળકોને વૈજ્ઞાનિક રીતે અને સારી રીતે ઉછેરવાનું નાનકડા નવિનના જન્મ પછી તેનાં યુવાન માબાપે નક્કી કર્યું હતું. આમ તો પ્રથમ પુત્રી મરી ગયા પછી આગંતુક, નવિન આશા જેવો જ હતો. તેનો પિતા વિજય ઘણી વખત તેને 'નવિનાશ' નામે પુકારતો. પણ ખોટનું જણ્યું હોવાથી બાબો કહેવો — કહેવરાવવો એ બન્નેના કંઈક આળાં થએલાં મનને આશ્વાસન રૂપ બની રહેલું. પિતાને 'બાપુજી'ના જૂનવાણી વાર્ધક્ય સૂચવતા શબ્દને ઠેકાણે 'મોટાભાઈ', અને મમીને 'બા'ને ઠેકાણે અતિ આધુનિક 'ભાભી' નહિ પણ નાગરી નાતના variety — પ્રકારપસંદ 'બેન'ના નામનો જ ઉપયોગ થતો. આમ મોટાભાઈ અને યશોબેનનો બાબો માબાપની જાગ્રત ચોકી નીચે ઉછરવા લાગ્યો.

મૂળથી જ — જન્મથી જ કંઈક કરુણતા ભરી — કેટલેક અંશે કાલ્પનિક — પરિસ્થિતિ બાબાની હતી. યશોબેનના ભત્રીજીએ કશા જ કારણ વિના ઝેર પીધું તેના તેરમા દિવસે બાબાનો જન્મ. રોકકળના ટકોરખાનામાં બાબાની જન્મચીસ સંભળાઈ ન સંભળાઈ અને પાછી શમી ગઈ ત્યારે વિજયને તેના હારી બેઠેલ સસરાએ કહેલ કે "આ માયા આસુરી છે."

છતાં, એ માયા હશે તો આસુરી કે દૈવી બધી સરખી જ છે, સત્યની સરખામણીમાં, એ વાત કેવળ પોતાની સહજ સહૃદયતા અને સ્વાભાવિક મૃદુતાથી વિજયે મોઢેથી ન ઉચ્ચારતાં પોતાના અંતરમાં રાખી લીધી. દેવના દીકરા જેવા બાબાએ, તે જેમ જેમ વધતો ગયો તેમ તેમ, બધાને રૂપ અને બુદ્ધિમત્તાથી આશ્ચર્યમાં ગરકાવ કરી નાખ્યાં. વિશાળ લાલ મોટાં રૂપાળાં નયનો, સીધાં ભવાં, નાજુક અણીદાર નાક, ને નાનકડી દાબડી — અને લાલિત્યપૂર્ણ હોઠ — એ કોઈ પણ અજાણ્યા હૃદયને પણ આકર્ષતાં. તેના પિતામહ તો આ 'નવિનાશ' પર ગાંડા જ હતા — ને પોતાની પથારી સામે રાખેલ શ્રીકૃષ્ણની છબી ખસેડીને ત્યાં તેની મોટી છબી લટકાવી રાખતા; કહેતા કે "અવિનાશનું સ્થળ નવિનાશ લ્યે એમાં જ મારી મુક્તિ છે."

દસ મહિનાનો બાબો થયો ત્યારે વિજયને મુંબાઈમાં એક નાનીસરખી નોકરી મળી. હજી એબિસીનિયાની તારાજીના ભણકારા મુંબઈના હાજી બજાર સુધી પહોંચ્યા નહોતા — વિલેપારલેમાં એક નાનકડી રૂમ લઈ વિજય અને યશોમતી તેમની 'નવિન આશા' સાથે અતિશય સંતોષ અને સુખમાં જીવન ગાળવા લાગ્યાં. પૂરા વરસનો થયો ત્યાં તો લગભગ બધું જ બોલતાં શીખી ગયો હતો. આસપાસનાં લોકોને તે અતિપ્રિય થઈ પડેલ હતો. બહુ જ આજ્ઞાધારી છતાં તેજસ્વી અને વખત આવ્યે તોફાની પણ ખરો. ઉપરાંત વિજય અને યશોમતી તેને આદર્શ કેળવણી આપતાં હતાં. સવારમાં ઊઠી "યશોબેન નમસ્તે" કહી બન્ને ક્રમશઃ

હાથ જોડી અદ્ભુત રીતે નમસ્કાર કરતો. પછી દાતણ પાણી કરીને વિજય ચા પીતો હોય તેની સાથે જ વિજયની નાનકડી પ્રતિકૃતિ સરીખડો, પલાંઠી વાળીને, ડાબો હાથ ઘૂંટણ પર ટેકવી, રેડિયોમાલ્ટ નાખેલું દૂધ પીતો. સારા નરસાની જાગૃતિ આવી તે પહેલાં જ યશોમતીએ તેને જે થયું હોય—જે બન્યું હોય તે કહી દેવાની રીત શીખવી હતી. એ સત્ય છે એવું ભાન કરાવ્યા વગર જ આમ નવિનને સત્ય બોલતો તેણે કરી દીધો. તોફાન કર્યું હોય છતાં તે સરળ ભાવે કહી દેતો, તેનું કારણ એ હતું કે તેને કદિ બેમાંથી એક પણ જણ શિક્ષા કરતાં નહિ. છતાં બાળકોનું મન કોઈ કોઈ વાર કડોડે ચડી જાય છે તેમ નવિનનું પણ થતું. ત્યારે વિજય કે યશોમતી કહેતાં : "હવે ફરીથી એમ કરીશ તો અમે તારી સાથે બોલીશું નહિ—" અને એ અસલ વાચાળ બાળકને મન મોટાભાઈ અને યશોબેન બોલે નહિ તે સખતમાં સખત શિક્ષા હતી !

પોતાનું ઘર કે પારકું ઘર નવિનને મન સરખાં જ હતાં. બાળકોને રમકડાં કરતાં ખાદ્ય પદાર્થો વધારે ગમે છે એવું માનનારાં—અગર તો સામા માણસને ખવરાવીને અપૂર્વ સંતોષ માનનાર સ્ત્રીઓ નવિનને પારકાનું ઘર પોતાનું માનવાની ટેવ પાડે—ખાસ કરીને ખાવાની બાબતમાં—તે બીકે યશોમતીએ તેને બીજા કોઈને ત્યાં ખાવાની ના જ પાડી હતી. અને યશોમતીની ચોખ્ખી ના સામે નવિન કદિ માથું ઊંચકતો નહિ.

વિજયનો એક બીજો વારસો પણ તેનામાં અત્યંત સુંદર રીતે આવેલો. વિજયના સ્વભાવમાં બે મોટા ગુણો હતાઃ નિર્ભયતા અને સૌન્દર્યપ્રેમ. એ બન્ને ગુણો નવિનમાં ખીલવવા વિજય જે પ્રયત્ન કરતો તે તો યશોમતી પણ પ્રશંસાથી જોઈ રહેતી. કદિક કહેતી પણ ખરી, "તમે આની પાછળ આટલો પરિશ્રમ લ્યો છો, પણ આપણે રહીશું તો ને ?" વિજય તેને મીઠો ઠપકો આપતો, "દુષ્ટ વિચાર આવે તો પણ ઉચ્ચારવો નહિ. શબ્દનું બળ કેટલું છે તે જાણો છો ?"

પણ પોતે ઉચ્ચારતો નહોતો એટલે તેને તે વિચાર પણ નહોતો આવતો એવું થોડું જ હતું? પણ મુનશીના હેમચંદ્રાચાર્યના યુવાન મનમાં વાગીશ્વરી મંજરીનાં દર્શન થતાં ઉત્પન્ન થએલી ચંચળતાને સરકસના ખેલાડીની અદાથી દૂર કરી હતી, તેવી જ રીતે બીજી જ પળે વિજય તે વિચાર દૂર કરતો. પરિણામ ફક્ત નવિનને છાતી સરસો ચાંપીને ચુંબનથી મુંઝવી દેવાનું થતું. પણ એ લુચ્ચો ઓછો નહોતો. ચુંમીઓની ઝડીઓ વરસ્યા પછી હાથરૂમાલ લઈ બન્ને ગાલને કૃત્રિમ નાપસંદગીથી લૂછી નાખતો ! યશોમતી ખડખડાટ હસી પડતી અને નવિન દાંત વચ્ચે નીચેનો હોઠ દબાવી ત્રાંસી નજરે શરમાવતો.

નિર્ભયતામાં હજી નવિનને મંકોડાની કોઠી, વંદા, ઊંદરડા, વાઘ, સિપાઈ, બિલાડી કે બાવો—એમાંથી કશાની બીક દેખાડવામાં આવી નહોતી. પરિણામ એ આવ્યું કે વંદાને પકડીને નવિન યશોમતી ઉપર ફેંકતો ત્યારે તે અને વિજય હસી પડતાં.

સૌંદર્યની દૃષ્ટિ પણ સાડાચાર વર્ષના પ્રમાણમાં ઠીક ગણાય તેવી થઈ ગઈ હતી. દરેક સુંદર વસ્તુ તેને ગમતીઃ ફૂલથી માંડીને ફૂલ પહેરનાર મુખોની. યશોમતી જ્યારે સારાં કપડાં પહેરતી ત્યારે તે બહુ રાજી થઈ જતો ને કહેતો : "મતિબેન, તમે કેવાં સરસ લાગો

છો !" એક દિવસ સાન્તાક્રુઝથી વિલેપારલે આવતાં, એક સુંદર ખ્રિસ્તી છોકરીને જોઈને, "મનિબેન, પેલાં બેન કેવાં સુંદર છે !" કહીને, પેલી છોકરી પાસે જઈને ઊભો રહ્યો—ને પેટ ભરીને તેને નિહાળી. પેલીએ પણ આવા સુંદર બાળકને આવી રીતે જોતો જોઈ હર્ષિત થઈ તેને બન્ને ગાલે ખૂબ હેતથી ચુંબન કર્યું. પણ ત્યાર પછી બાબો સાવ ગમગીન થઈ ગયો. ઘેર પહોંચ્યા પછી તેણે ગાલ સાફ કર્યા અને બોલ્યો : "હાશ." ત્યારે યશોમતી કંઈ સમજી નહિ. વિજયે સમજાવ્યું કે પેલી ખ્રિસ્તી છોકરીનું ચુંબન તેણે ધોઈ નાખ્યું. બાબો કહે : "મોટાભાઈ, એ બહેન બહુ સરસ હતાં—પણ મોંમાંથી વાસ કેમ કરીને બહુ આવતી હતી, હેં ?"

યશોમતીની સમોવડી એક પિતરાઈ બેન બહુ જ રૂપાળી હતી. તેનું નામ હતું વિદ્યાધરી. શ્વેતકમળ દલ જેવો તેનો વર્ણ શ્વેત વસ્ત્રાભૂષણમાં બહુ જ દીપી નીકળતો. એક વખત એ આવેલ ત્યારે નવિન સીધો જઈ તેના ખોળામાં જ બેસી ગયો. તે તેના સુંદર મુખડાનું નિરીક્ષણ કરવા લાગી ગયો. વિજયની હાજરીમાં વિદ્યાધરી જરા શરમાઈ ગઈ. વિજય ઊઠીને પડોશમાં જઈ બેઠો. તે રાત્રે નવિને "એ માશી કેમ બહુ સરસ લાગતાં હતાં, આપણાં યશોબેન એવાં સરસ કેમ નથી લાગતાં, લાગતાં હોત તો કેવું સારું થાત; મારાથી તેમને ત્યાં કેમ ન રહેવાય, મોટાભાઈ પણ ત્યાં રહેવા આવે તો કેવું સારું—કેમ નથી આવતા"—વગેરે અનેક પ્રશ્નોથી વિજયને હેરાન કરી નાખ્યો. છેવટે આ પ્રશ્નાવલી તેમજ સાળીની સૌંદર્યમીમાંસાના નાજુક વિષયનો અંત લાવવા વિજયે કહ્યું: "મોટાભાઈ માશીને ત્યાં રહેવા આવે તો યશોમતીને ગમે નહિ." યશોમતીએ વિજય સામે ડોળા ફફડાવ્યા—ને નવિને જાહેર કર્યું કે યશોબેનને ન ગમે તો કંઈ નહિ—"

બાબાની અવલોકનશક્તિ પણ અદ્‌ભુત હતી. તેવી જ તેની સ્મરણશક્તિ હતી. એક વખત ત્રણે જણાં 'જિંદગી'ની ફિલ્મ જોવા ગયાં. ઘેર આવ્યા પછી, બાળક પર કોઈ પ્રકારની અસુંદર કે અયોગ્ય છાપ ન રહે તેની બહુ ચિવટ યશોમતી રાખતી. છતાં, લાગણીવશતામાં ખ્યાલ ન રહેતાં તેણે વિજયનો હાથ ઝાલ્યો — કહો કે તેનાથી ઝલાઈ ગયો — ને તુરત સામેના ખૂણામાંથી બાબો બોલી ઊઠ્યો: "આ સીનેમા જેવું અહીંયાં શું થાય છે ?" યશોમતી એટલી બધી છોભીલી પડી ગઈ કે બે હાથથી તેણે મોઢું ઢાંકી દીધું ! બાબો ફિલાંવિલાં થઈ ગયો. ધીમેથી તેણે યશોમતીની પાછળ જઈ ગળે હાથ લપેટી પૂછ્યું: "તમે રોવા લાગ્યાં ?" વિજયના અટ્ટહાસ્યે આ નાજુક વાતાવરણ દૂર થઈ ગયું.

*

આપણી ધારી મૂકેલી આદર્શમૂર્તિમાં એક પણ છિદ્ર આપણે જોઈએ છીએ, — ભૂલી એ છિદ્ર ગમે તેટલું ક્ષુદ્ર, સૂક્ષ્મ ભલેને હોય, — ત્યારે આપણે બહુ તીવ્ર દુઃખ અનુભવીએ છીએ. એક દિવસ નવિને તેનાં માશીને ત્યાં, સહજ ભૂખ લાગેલી અને તેને અતિપ્રિય એવાં ખારાં કાજુ ભાગમાં મળ્યા તેથી, સ્વાદથી, આનંદથી ખાધા — ખાતાં શું ખાધા, પણ પછી તે એકદમ શરમાઈ ગયો. તેનાં માશી કહે : "કેમ બાબા, વધારે જોઈએ છે ?" તે કહે: "ના, ના, ના; મારા મોટાભાઈ અને મનિબેનને જરાય નહિ ગમે. મારી સાથે બોલશે પણ નહિ." તેનો અવાજ ગળગળો થઈ ગયો. માશીએ વાંસા પર પ્રેમથી હાથ ફેરવતાં કહ્યું: "તેને તું કહીશ નહિ તો ક્યાંથી ખબર પડશે !" બાબાને

તેના મોટાભાઈ તથા મતિબેનને ન જ કહેવાનું કદિ સૂઝ્યું નહોતું. તેમને તો કહેવું જ જોઈએ ને ? પણ પછી ન બોલે તો ? રાતે ઊંઘાય જ કેમ ?

રાતે વિજય સાડાબાર વાગે ઘેર આવ્યો ત્યાં એક ખૂણામાં બાબો જમણો પગ ઊંચો રાખી એકપગે ઊભો હતો. સામે જ આરામખુરશી પર યશોમતી બેઠી હતી. તેના મો પર ગુસ્સો હતો. આંખમાં આંસુ હતાં. મોટાભાઈ આવ્યા કે તુરત પોતાના નિયમ મુજબ તેની સામે જવા પ્રયત્ન કર્યો—ને જમણો પગ જમીનને અડી ગયો. ને તુરત પાછો ઝબ કાઢીને બાબાએ એ પગ ઊંચો લઈ લીધો—ને શરમથી નીચું જોઇ ગયો. બેત્રણ મિનિટ શાંત નિસ્તબ્ધ વહી ગઈ. પછી બાબો બોલ્યોઃ " મતિબેન, હવે પગ બદલું ! બહુ દુખે છે."

વિજય હબાઇ જ ગયો ! આ એક શિક્ષાનું સ્વરૂપ હતું ! કોઈ અક્ષમ્ય અપરાધ માટે બાબાને એક પગે ઊભા રહેવાની શિક્ષા થઈ હતી! યશોમતિએ આંખ ઝટપથી લૂછી નાખી ને વિજય સામે ફરી, કહ્યું : " આજે આ તમારી નવિન આશાએ રૂક્મિણી બેનને ત્યાં મારા કાજુ બાધા—ને પાછો ઘેર આવી અને કહે, મતિબેન ભૂખ નથી. કેટલું ફેરવી ફેરવીને પૂછ્યું ત્યારે માંડ કબૂલ થયો. સાવ જૂઠો થઈ ગયો છે ! " તેના અવાજમાં અને આંખમાં આંસુ હતાં !

મોટાભાઇએ નવિનાશ સામે જોયું—" હેં બાબા ? મતિબેન શું કહે છે ?" ઊંચો પગ ચોળતો, ધીમેથી બાબો નીચે મોંએ બોલ્યો—" હં–હં–હા, મોટાભાઈ, સાચું કહે છે." વિજયે કહ્યું: " તેની માફી માગ, હવે કદિ ખોટું નહિ બોલું એમ કહે. ને તે હા પાડે તો બેસી જા. "

બાબાએ યશોમતી સામે પોતાની રૂપાળી આંખે જોયું. " હવે નહિ બોલું, કોઇ દિ જૂઠું નહિ બોલું ભાઇ સા'બ માફ કરો " કહી માંડમાંડ સમતોલપણું જાળવી, કાનની રૂપાળી બુટ્ટી પકડી તેણે હાથ જોડયા ને યશોમતીએ બાબાને તેડી લીધો અને છાતી સરસો ચાંપી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી.

તે જરા શાન્ત થઇ ત્યારે બાબાને તેણે પૂછ્યું: " ભાઈ, પગ બહુ દુખે છે ! ચોળી દઉં ? " તેની છાતી પર માથું નાખી બાબો બોલ્યોઃ " ન દુઃખે ત્યારે ? તમે એક પગે આખી કલાક ઊભા રહો જોઉં ?"

વિજયથી ઊંચે સાદે બોલી જવાયું: " યશોમતિ ! આખી કલાક ! "

યશોમતીએ એક દીર્ઘ નિશ્વાસ સિવાય કશો જ જવાબ ન આપ્યો. સવારે, ચાર વાગે બાબો ઝબકીને જાગી ગયો, કહે " મોટાભાઈ, તમારું ઓશિકું આપોને, મતિબેનનું ઓશિકું તો ભીનું થઇ ગયું છે." વિજય એક મિનિટ શાંત રહીને ભારે અવાજે બોલ્યોઃ " આ લે બેટા. "

*

ઉપરની વાતને ઉપરાઉપર દશ મહિના થયા. યશોમતી તેમજ વિજયના હૃદયમાં નવિનાશને એક પગે ઊભો રાખવાની વાત ખૂબ ઊંડે પેસી જઇ ભોંકાતી હતી. કયા સત્યને નામે તેઓએ પોતાના આ નાના અને નિઃસહાય બાળક પર આટલો ત્રાસ વર્તાવ્યો હતો ! બાળક હોવા ઉપરાંત, બાળકથી અધિક અને ઉંમરમાં અધિકાતો હોવા સિવાય, તેમનામાં

એવું શું હતું કે જેના વડે નવિનાશ પર તેઓ સરસાઈ ભોગવી શકે તેમ હતું? રૂપ? રૂપમાં તો નવિનાશમાં બન્નેનો સાર આવ્યો હતો. ગુણ? નવિનાશ તો હજી અ-ગુણ હતો, નિર્ગુણ પણ નહોતો. કુળ? તે તો એક જ હતું ને? તેમને ધીમે ધીમે લાગતું જતું હતું કે બાળકોને આ પ્રમાણે શિક્ષા કરવી એ માબાપનો બિલકુલ હક નથી. કોને ખબર છે આ તો સત્યનો આગ્રહ એ નવિનાશને સુખ જ આપશે? સત્યવદનથી થતા અનુભવો—કડવા અનુભવો તેમને નહોતા થયા શું? "વિજય કડવી વાણી જ બોલી જાણે છે; એ બધાની સાથે કંકાસ જ કરે છે; યશોમતીની જીભ પણ કુહાડે કાપ્યા જેવી છે" વગેરે કહેવાયું હતું તે બન્નેના સત્ય કહેવાના આગ્રહને પરિણામે નહોતું? કયા અનિર્વચનીય સુખની આ બાળક માટે તેનાં સત્યાગ્રહી માબાપે તૈયારી કરી રાખી હતી?

*

સોમવાર હતો. ગઈ રાતથી નવિનાશ જમણા પગની પીંડીમાં દુખાવો થાય છે તેમ કહેતો હતો. અજીર્ણને કારણે પણ એક પગ દુખે, તેથી અજીર્ણ થયું હશે, કે કંઈ વાગી ગયું હશે—યશોમતીએ પગ જરા ચોળી આપ્યો. એટલે રાત્રે જરા શાંતિ થઈ; છતાં, ઊંઘમાં તે કષ્ટાતો હતો. આખી રાત જરા જરા વારે "મતિબેન, બહુ દુઃખે છે પણ—" બોલ્યા કરેલો; અલબત્ત ઊંઘમાં જ. સવારે તો ઊઠીને રડવા જ લાગ્યો; કહેઃ "મોટાભાઈ, કાંઈક કરોને, બહુ દુખે છે." વિજયે કહ્યું: "યશોમતિ, ચાલો દવાખાને."

દવાખાને ડૉક્ટરે જોયું—ને કહ્યું કે "હૉસ્પિટલમાં લઈ જાઓ. મને કંઈ સમજાતું નથી." હૉસ્પિટલમાં ડૉક્ટર ઘણીવાર તપાસ્યા પછી કશું બોલ્યા વગર ગળામાં સ્થેટોસ્કોપ રાખી ચાલ્યા ગયા. પંદરેક મિનિટ પછી બીજા ડૉક્ટરને લઈને આવ્યા, અને વિજયને એક તરફ લઈ જઈ કહ્યું: "Don't worry, everything will be all right." ઓપરેશન કરવું પડશે. કદાચ ઘૂંટણ સુધીનો પગ—"

ઘૂંટણ સુધીનો પગ—! નવિનાશનો કૂણો મઝાનો ઘૂંટણ સુધીનો જમણો પગ કાપવો પડે—નવિનાશ પગે ખોડંગે—પોતાની નવિન આશા આમ પ્રથમથી જ ખોડંગે—તે પણ જમણે પગે—એ શી રીતે જીવી શકે—તેને એવું જીવન જીવતો,—જ્યારે બધા જ જમણા પગે, બન્ને પગે દોડતા હોય, રમતા હોય, કૂદતા હોય ત્યારે નવિનાશ કાં તો એ નિરાશાથી જોઈ રહે,—તેના હૃદયમાં ઈર્ષા જન્મે, અથવા તો તે તેની પાછળ ખોડંગાતો ખોડંગાતો જાય—તેના ફૂટબોલનું શું—તે ક્રિકેટ રમશે—હુતુતુ અને આટાપાટા રમશે—બેડમિન્ટન. અને ટેનીસ રમશે,—સાયકલ, ઘોડેસવારી, તરવું એ બધામાં એક્કો થશે—એ બધા કલ્પનાના મહેલો પલક માત્રમાં ભાંગીને ભૂકો થયા—તેનો કડકડાટ જાણે વિજયે સાંભળ્યો ને તે ચમકી ગયો—તે સાવધ થયો—"હં અં!" એટલું કહી તે યશોમતી પાસે ગયો. એક હાથ તેના વાંસા પર ફેરવ્યો ને એક હાથે નવિનાશને પાસે લીધો. તે બોલ્યોઃ "મતિ, બાબને પગે ઑપરેશન કરવું પડશે. તેનું હાડકું સડયું છે. તેમ નહિ કરીએ તો તેનું દર્દ વધતું જશે—અસહ્ય થઈ પડશે—ને વધારે ભયંકર સ્થિતિ કદાચ થશે. ઑપરેશન કરાવવાથી કદિ તેને દુઃખ નહિ થાય—પણ પછી—" જરા ગળે ડૂમો ભરાયાથી એકાદ બે સેકન્ડ શાન્ત રહી "પછી લાકડાની ઘોડી કે પગ કે એવું કંઈ—બન્ને આપણે માટે અસહ્ય છે. પણ તેના સુખ માટે આપણે જે કરીએ છીએ તે કરવાનું છે. બોલો શો વિચાર છે?"—યશોમતીએ જ્યારે કહ્યું: "પણ મારા નવિનાશને—" ત્યારે તેની આંખમાં, તેના અવાજમાં, તેના હૃદયમાં આંસુ હતાં—

વિજયે એક દીર્ઘ નિશ્વાસ નાખી ડૉક્ટરને કહ્યું: "It's o. k. with us Doc. We can stand—It for his sake. પેલા બીજા ડૉક્ટર, સર્જન હતા. તેમણે વિજયનો વાંસો થાબડતાં કહ્યું: " Stout chap."

યશોમતીએ કહ્યું: "પણ એ તો જમણો પગ જાય તો ડાબે પગે જ તેને હમેશાં—!" ઓચિન્તાં તેને અંધારાં આવ્યાં. વિજયે તેને પોતાના સશક્ત હાથે ઝીલી લીધી. સોળ કલાક પછી જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે તો નવિનાશને પથારીમાં, જમણો પગ ખૂબ વાળેલો, જરા ઊંચે રાખેલો, એવી સ્થિતિમાં બેભાન જોયો. "મારો બાબો" કહી તેણે તેને ચુમી લીધો. "બેટા, બાઈ!" વિજયે કહ્યું, "તેને ક્લોરોફૉર્મ ઊતરશે પછી બોલશે. અને આમ સંયમ ખોઈ બેસશો તો જિંદગી કેમ નીકળશે?" "પણ—પણ" યશોમતી ડૂસકાં ભરતી બોલી: "તે દિવસે મેં તેને ડાબે પગે ઊભા રહેવાની શિક્ષા કરેલી—ને હવે તેને હમેશ માટે ડાબે પગે ઊભું રહેવાનું—વિજય! મેં શિક્ષા ન જ કરી હોત, તો કેવું સારું હતું!" વિજયના ખભા પર માથું નાખી તે રડી પડી.

વિજયની આંખમાંથી આંસુ ધીરે ધીરે જભકાતાં હતાં. તેનો જમણો હાથ, યશોમતીની પીઠ ઉપર આસ્તે આસ્તે ફરતો હતો. યશોમતી રૂંધાયેલા સ્વરે બોલી: "આ તો જન્મારા ભરની શિક્ષા થઈ—" વિજયે ધીરેથી, જવાબની અપેક્ષા રાખ્યા વગર, જ્યારે પૂછ્યું કે "કોને?" ત્યારે હૉસ્પિટલની કાચની બારીમાંથી પ્રભાતનાં સૂર્યકિરણો નવિનાશના ડાબા પગ પર, યશોમતી...ના વિખરાયેલા વાળ પર, વિજયના અર્ધસ્ફોટ આંસુ પર ચમકી રહ્યાં.

●

## 'પ્રસ્થાન'ના ગ્રાહકોને

છેલ્લાં ત્રણેક વર્ષથી દરેક ચીજ વસ્તુના ભાવ ચાર-પાંચ ગણા તો થયા છે જ. ગુજરાતનાં લગભગ બધાં જ સામયિકોએ લવાજમ વધાર્યાં છે: બીજો ઉપાય જ નથી. અમે પણ ગયા વર્ષથી લવાજમ વધારવા વિચાર કર્યા કરીએ છીએ; પણ હમણાં જેટલાં પાનાં અપાય છે તે જોતાં લવાજમ વધારવા વૃત્તિ જાગતી નથી—જો કે ખર્ચ તો વધુ આવે જ છે. લોકો વધુ લવાજમ આપવા જરૂર તૈયાર થાય: પણ તેની સાથે વધુ વાચનની અપેક્ષા રાખે જ. પણ તે અપાતું નથી એનો અસંતોષ હોઈ, લવાજમ વધારવું નહીં એમ વિચારેલું. પણ હવે વધુ નભી શકાય તેમ ન હોવાથી, આ બાબતનો તોડ બીજી રીતે કાઢ્યો છે. જેઓ કેટલાંયે વર્ષોથી ગ્રાહક છે તેમને માટે સં. ૨૦૦૪નું લવાજમ વધારવું નહિ પણ, જેઓ નવા ગ્રાહક થાય તેમને માટે હવે પછી નીચેના દરથી લવાજમ લેવામાં આવશે તેની નોંધ લેશો.

હિંદમાં રૂા. ૬-૮-૦ પરદેશમાં રૂા. ૧૦-૦-૦

૨૨-૧૦-૪૭ વ્યવસ્થાપક 'પ્રસ્થાન'

# ગુજરાતી સાહિત્યમાં નિબન્ધ

'સુન્દરમ્'

[ ગતાંકથી ચાલુ ]

નરસિંહરાવનાં લખાણોમાં લેખક સર્વત્ર હાજર છે, બલ્કે કદીક વધારે પડતો હાજર છે. વળી લેખકની એ ઉપસ્થિતિ હમેશાં આહ્લાદક પણ નથી. તથાપિ લેખકના વ્યક્તિત્વથી રંજિત બનવા લાગેલાં લખાણોની પ્રવૃત્તિ નરસિંહરાવને હાથે ઘણી વિશેષ પુષ્ટ થઇ છે. વિદ્વાન, કલારસિક અને તત્ત્વચિંતક નરસિંહરાવ જ્યારે તેમના અહંને અંકુશિત કે અવગુંઠિત કરીને હળવા નિખાલસ ભાવે લખે છે ત્યારે તેમની કલમમાંથી મીઠી મધુર રચનાઓ નીકળે છે. પ્રબન્ધની સુઘટિતતા તરફ તેમનું ધ્યાન ઓછું છે. પોતાના નિરૂપણમાં કેટલું લેવું, કેટલું છોડી દેવું, એનો પણ તેઓ બહુ વિચાર કરતા નથી દેખાતા. તત્ત્વપ્રધાન વિષયોને તેઓ જાગૃત તર્કશીલતાથી હમેશાં આલેખતા નથી, અને વિષયના મોહમાં ખેંચાઇને લખતા પણ દેખાય છે. તેમ છતાં, 'સ્મરણમુકુર'નાં રેખાચિત્રો, 'વિવર્તલીલા'ના નિબન્ધો અને વિશેષે કરીને કવિતા અને સંગીતની ચર્ચા કરતા તેમના લેખોમાં તેમની હળવી અને રસવતી, ગંભીર અને વિચારસમૃદ્ધ કલમનો અચ્છો પરિચય થાય છે.

આનંદશંકર એ મણિલાલ નભુભાઇની વિકસેલી, સંસ્કારેલી અને ઘણી સમૃદ્ધ આવૃત્તિ જેવા છે. ચારિત્ર્યમાં, અને બુદ્ધિવિકાસમાં બે વચ્ચે ઘણું અંતર છે, તોપણ આ બે લેખકોમાં એક પ્રકારનું આનુવંશિક જેવું સાતત્ય રહેલું છે. 'સુદર્શન'ની પ્રવૃત્તિને જ પોતાની રીતે ખીલવવા તેમણે 'વસંત' શરૂ કર્યું. અને ગુજરાતને એક બહુશ્રુત અને બહુદર્શી એવી સંસ્કારસંપન્ન વ્યક્તિના મનોવ્યાપારોનો અને તેના ચિંતનોનો ખૂબ દીર્ઘકાળ પર્યંત લાભ મળ્યો. જ્ઞાન એ શું હોઇ શકે તે ગુજરાતને પહેલું આનંદશંકરમાં જોવા મળ્યું. માનવબુદ્ધિએ જન્માવેલી જ્ઞાનની અને વિદ્યાની એકેએક શાખાપ્રશાખામાં તેમનું ચિત્ત ગંભીર ભાવે વિચરણ કરી આવ્યું હતું. હિંદની સંસ્કૃતિના બધા થરો, માનવજાતિની સંસ્કૃતિ, તેનો ઇતિહાસ, વિદ્યાઓ, કલાઓ, તત્ત્વજ્ઞાન આદિ દરેકથી સુપરિચિત એવી તેમની બુદ્ધિએ એ બધા જ્ઞાનમાંથી આપણા આર્યદર્શનને કેન્દ્રમાં રાખી એક સમન્વય ઉપજાવ્યો હતો. અને જે કોઇ વિષયને એ સ્પર્શતા તેને આ ઊંચી અને દૃઢ ભૂમિકા સાથે તે સહેજમાં સાંકળી આપતા. જનસમાજના ચિત્તને સંસ્કારવાનું કાર્ય તેમણે પોતાનું કર્યું હતું. અને બ્રાહ્મણોચિત સાત્ત્વિકતાથી અને દાર્શનિકની વેધકતાથી તે હમેશાં નિઃશંક અને સ્પષ્ટ રૂપે લખતા રહ્યા. 'વસન્ત'ની તેમની નોંધો એ પહેલી વાર ચાલુ પ્રશ્નો ઉપરની ગંભીર વિચારપ્રવૃત્તિ ગુજરાતમાં બની. તેમનાં અવલોકનો, તેમનાં વ્યાખ્યાનો, તેમના ચિંતનાત્મક લેખો, તેમની સાહિત્યચર્ચાઓ, અને વિશેષે તો તેમનાં આર્યસંસ્કૃતિનાં અને ધર્મવિષયક લખાણોમાં તેમની આ બહુશ્રુતતા અને તત્ત્વાભિગામિતા હમેશાં પ્રગટ થતી રહી છે. અગંભીર ભાવે તેમણે કશાને સ્પર્શ કર્યો નથી. અને તેથી, નાનકડા વિષય ઉપર પણ તે કંઇ ને કંઇ કીમતી વિચારબિંદુ મૂકતા આવ્યા છે. તત્ત્વજ્ઞાન અને સાહિત્યથી સમૃદ્ધ થયેલી તેમની કલમ સાહિત્યિક છટાથી શબ્દોને લડાવતી, વિચારને ઔચિત્યપૂર્વક શણગારતી, તત્ત્વથી સભર રહીને, વિચારપ્રસારને કદી ગુમાવ્યા વગર નિર્મળ અને ઊંડાં પાણી પેઠે વહેતી, ચાલ્યા કરી છે. જવલ્લે જ અંગત બન્યા વગર પણ તેઓ પોતાના પ્રશાન્ત અને મોહક

વ્યક્તિત્વને પોતાના લખાણની પાછળ નિપાત કરતા રહ્યા છે. અને અંગત બનતું પડ્યું છે ત્યાં, ન્હાનાલાલ કવિને અંગેના ખુલાસા જેવા પ્રસંગોમાં, તેમણે નાગરોચિત દક્ષતાથી કામ લીધું છે. પોતાના વિચારને પૂરતી વિશદતાથી અને સંપૂર્ણ યાથાતથ્યથી, સંસ્કારી, શિષ્ટ, સંયમિત અને ઉત્સાહ કે પ્રેરણાની વિરલ ક્ષણોમાં સાલંકૃત રીતે આલેખવા ઉપરાંત બીજું કોઈ લક્ષ્ય તેમણે પોતાના લેખનનું રાખ્યું નથી. એવી રીતે લખાયેલું તેમનું ઘણું લખાણ, મોટાં વ્યાખ્યાનો બાદ કરીએ તો, નિર્જીવ બન્યા વગર, નિબન્ધાત્મક બન્યું છે. તેમનાં વાર્તિકોમાં, તેમની તત્ત્વચર્ચાઓમાં એક રીતનો સચેતન તરવરાટ છે, પાસે બેસીને બોલતા વક્તાની અંગત છાયા છે. કેટલીક વાર એકાદ ફકરામાં પણ સમાઈ જતું તેમનું લખાણ ગંભીર વસ્તુને પણ સંક્ષિપ્ત રીતે આલેખવાની રીતનાં ઉત્તમ ઉદાહરણ પૂરાં પાડે છે.

આનંદશંકરમાં બ્રાહ્મણોચિત સૌમ્ય તેજસ્વિતા છે, તો બળવંતરાયમાં ક્ષત્રોચિત ઉગ્ર ઓજસ્વિતા છે. તેઓ પણ વ્યુત્પન્નમતિ છે પણ તે આનંદશંકરથી જુદી રીતે. ગુજરાતના માનસને ઘડવાને તેમણે અનેક બાબતો ઉપર લખ્યું છે. પરંતુ તેમની કલમ સૌથી વધારે સર્વસાધક અને રચનાત્મક સાહિત્ય અને તેમાં ય વિશેષે કવિતાના પ્રદેશમાં બની છે. સાહિત્યમાં અને વિચારજગતમાં સત્યના અડગ આગ્રહી, ઊંચામાં ઊંચી કલાદૃષ્ટિના પુરસ્કારક, જીવનનાં બધાં ક્ષેત્રોમાં પુરુષાર્થના પ્રબોધક, તેઓ પોતાના આલેખનમાં સૌથી વધારે વિલક્ષણ રહ્યા છે. ગુજરાતી ગદ્યની શક્યતાઓ એમની કલમે અનેક રીતે ખીલવી છે. અંગ્રેજી ગદ્યના જેવી સંકુલતા, પરાણે, તળપદા, શિષ્ટ અને અતિશિષ્ટ શબ્દોને એકસરખી પ્રાણ અર્થવાહકતાથી કસી લેતી, અને લાલિત્ય કરતાં સામર્થ્યની વધારે પરવા કરતી, ઊંચાં કલામૂલ્યો માટે ઉદ્દણ્ડ રીતે આગ્રહી અને ઉદ્બોધક બનતી તેમની શૈલીમાં ગુજરાતી ભાષાએ પણ એક નવું રૂપ લીધું છે. એ પ્રૌઢ કાઠાવાળી ધીંગી પ્રકૃતિની વિલક્ષણ મુદ્રા તેમના એકેએક લખાણમાં અંકાયેલી જોવા મળે છે. તેમના પ્રવેશકો, કવિતા વિષેનાં વ્યાખ્યાનો અને લેખો તેમ જ બીજા પ્રકીર્ણ વિષયો પરના તેમના લેખો મુદ્દાસરની અને સુયોજિત નિબન્ધરચનાઓ છે.

કેશવલાલ હ. ધ્રુવની પ્રવૃત્તિ પ્રાચીન સાહિત્ય અને ભાષાના વિવિધ અંગોના અધ્યયન અને સંશોધન પરત્વે રહી છે. અને પોતાના અભ્યાસના પરિણામો તેઓ પ્રાસાદિક અને મનોહર શૈલીમાં નિબંધોમાં મૂકતા આવ્યા છે. તેમણે તારવેલા નિર્ણયોનું યાથાતથ્ય ગમે તે હો પણ તેમની કલમ ગમે તેવા શુષ્ક વિષયને પણ અલંકારમંડિત અને વિદગ્ધ વાક્પાટવથી આલેખે છે. તેઓ ગુજરાતી ભાષાના તળપદા શિષ્ટ અને શિષ્ટાતિશિષ્ટ એમ બધા થરના સંસ્કારોની સમૃદ્ધિનો બહુ સભાન રીતે, કૌશલપૂર્વક અને ઉત્સાહભેર પ્રયોગ કરે છે. કેવળ વસ્તુપ્રધાન વિષયમાં આવી અલંકારપ્રચુર શૈલી હમેશાં વિષયને ઉપકારક નીવડવાનો સંભવ નથી. તોપણ, વિષયની અભિવ્યક્તિમાં અવિરોધક રીતે જ્યાં આવું આલંકારિક ચાતુર્ય પ્રયોજાયું છે ત્યાં રમણીય પરિણામ આવેલું છે. 'પ્રેમાનંદના જીવનના પાંચ પ્રસ્તાવ'નો ઉપાડ તેમજ એ નિબંધનો ઘણો ભાગ આના ઉદાહરણ તરીકે રજૂ કરી શકાય. પીઢ અને ખંતીલા અભ્યાસી ઉપરાંત એક રસિક શૈલીકાર તરીકે પણ તેમનું કાર્ય સ્મરણીય છે.

ન્હાનાલાલ કવિ આ બધા સાક્ષરોથી જુદી કોટિના લેખક છે. કાવ્યની સાથે સાથે ગદ્ય પણ તેમણે ખંતપૂર્વક લખ્યું છે. એમાંથી ઉત્તમ નિબંધો રૂપે બનેલી તેમની રચનાઓ તે તેમનાં વ્યાખ્યાનો, અને પ્રવેશકો છે. એમાંથી કેટલાંક 'સંસારમન્થન' અને 'સાહિત્યમન્થન' જેવાં પુસ્તકોમાં સંગ્રહાયાં છે. કવિનું ગદ્ય એ તેમની પદ્યશૈલીનો જ એક બીજો અવતાર છે. તેમની ડોલનશૈલીના જેવી જ વાક્છટા દ્વારા કવિ પોતાના વિષયને નિરૂપે છે. અને કવિની વિવિધ શક્તિઓ આકર્ષક રૂપે તેમાં પ્રગટ થાય છે. કવિની ઈતિહાસની માહિતી, ગુજરાતના જીવનનો અને તેની કુદરતનો નિકટનો પરિચય, અને એ સર્વની ખીચોખીચ રીતે, મોતીની માળ ભરતા હોય તેવી રીતે, આલંકારિક ઓપથી થતી રજૂઆત તેમનાં લખાણોનું મુખ્ય લક્ષણ છે. કવિની વિચારદૃષ્ટિ જ્યાં રાગરંજિત નથી હોતી ત્યાં તે વસ્તુને મૂલ્યો આપે છે. તેમના નિબન્ધો વિશુદ્ધ તત્ત્વ કરતાં તેમના વ્યક્તિત્વના તથા તેમની રુચિઅરુચિઓના વધારે દ્યોતક છે. અલંકારભારથી તેમના વિચારનું પોત કદીક ઢંકાઈ જતું હોવા છતાં, તેમનાં લખાણોમાંથી એક અનુભવ-સમૃદ્ધ વ્યક્તિ પોતાની સંપત્તિનો શુદ્ધભાવે અતિ ઘન રૂપે અને ઉમંગભેર અર્ઘ્ય આપતી હોય તેવો એક મધુર અને આહ્લાદક ભાવ અનુભવાય છે.

## રાષ્ટ્રીય અસ્મિતાના ઉદ્બોધકો

ગાંધીજીએ ગુજરાતમાં થાણું નાખી હિંદના સમગ્ર જીવનમાં જે નવો સંચાર જન્માવ્યો તેને લીધે આપણી સાહિત્યપ્રવૃત્તિ વધારે વ્યાપક બની, આપણું પત્રકારિત્વ વધારે સમૃદ્ધ બન્યું, વિદ્યાની ઉપાસના નવા પ્રાણથી સમૃદ્ધ બની, રાજકીય, સામાજિક અને આર્થિક ક્ષેત્રોમાં વધારે સતેજ વિચારણા થવા લાગી, તથા બાળકો કિશોરો યુવાનો, તથા સ્ત્રીઓ પ્રતિ આપણા સંસ્કારનેતાઓનું ધ્યાન ગયું. એ જાગૃતિમાંથી સંસ્થાઓ ઊભી થઈ, વિચારને કાર્યમાં સાકાર કરવાના પ્રયત્નો થવા લાગ્યા એ બધી પ્રવૃત્તિઓની સાથે સંકળાયેલી લેખનપ્રવૃત્તિ અનેક દિશામાં વિકસતી ગઈ. એ વિકાસનું એક બીજું લક્ષણ એ જોવામાં આવે છે કે આવી પ્રત્યેક ગંભીર પ્રવૃત્તિની આસપાસ લેખકોનાં જૂથ ઊભાં થવા લાગ્યાં અને તેઓમાં એક પ્રકારનું સામુદાયિક વ્યક્તિત્વ પ્રગટવા લાગ્યું.

આ જૂથોમાં સૌથી વધુ મહત્ત્વનું અને ગુજરાતની ગદ્યપ્રવૃત્તિમાં કીમતી ફાળો આપનારું જૂથ ગાંધીજીની આસપાસ વિકસ્યું. ગાંધીજીની સર્વદેશીય અનેકવિધ પ્રવૃત્તિઓના વિચારનું ક્ષેત્ર 'નવજીવન' મારફત, વિષયને લોકભોગ્ય કરવાની દૃષ્ટિ જાગૃત રાખીને, વાણીના આડંબરથી મુક્ત રહીને છતાં પૂરેપૂરી શિષ્ટ રીતે ખેડાવા લાગ્યું. બીજી બાજુ ગુજરાત વિદ્યાપીઠના પુરાતત્ત્વ મંદિરની પ્રવૃત્તિઓ 'પુરાતત્ત્વ' જેવા ત્રૈમાસિકમાં અભ્યાસઘન રીતે આલેખાવામાં નિબદ્ધ થવા લાગી. વિદ્યાપીઠના સ્નાતકોની ઊછરતી કલમો તથા તેમના અધ્યાપકોની કલમો દ્વૈમાસિક 'સાબરમતી'માં એ જ નિરાડંબર રીતે છતાં અભ્યાસરત રીતે લખવા લાગી. રાષ્ટ્રીય કેળવણીની પ્રવૃત્તિમાંથી જન્મેલી અનેક સંસ્થાઓમાં કેળવણીમાં વ્યાપક અને વિશિષ્ટ રીતે પ્રયોગોનું કીમતી કાર્ય કરવા લાગેલા કેળવણીકારો 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિકમાં કેળવણીના પ્રશ્નો ગંભીર રીતે ચર્ચવા લાગ્યા.

કનૈયાલાલ મુનશીની આસપાસ સાહિત્યપ્રધાન રીતે લેખનપ્રવૃત્તિ ખીલવા લાગી. ગુજરાતની કળા અને સાહિત્યની બધી સંપત્તિને ચમત્કાર રીતે પોતામાં સંકલિત કરતું 'વીસમી સદી' થોડો વખત કીમતી કાર્ય કરી, અનેક નવા લેખકોને ઝળકતા કરીને તેના સ્થાપક હાજી મહમદ સાથે લય પામ્યું. 'વીસમી સદી'ની રંગાત્મકતાને કંઈક પુનરુજ્જીવન આપતું 'ગુજરાત' મુનશીના હાથે સર્જાયું અને તેની ફરતે લેખકોનું એક વિવિધરંગી મંડળ ઊભું થયું. એ મંડળમાંથી વિજયરાય જેવાએ સાહિત્ય અને વિવેચનની વધારે એકાગ્રતાથી ખીલવણી કરવા 'કૌમુદી' ત્રૈમાસિક શરૂ કર્યું. અને તેમાં ગુજરાતના જૂના પીઢ વિદ્વાનોની સાથે સાથે નવા પ્રૌઢ અભ્યાસીઓના લખાણો આવવા લાગ્યાં. સમાજજીવનના બધા પ્રશ્નોનો અભ્યાસ અને ચિંતન કરવાની નેમથી, સાહિત્ય, રાજકારણ વગેરેના સમન્વયની ભૂમિકા જેવું 'યુગધર્મ' થોડો વખત ચાલી, એક પ્રૌઢ સામયિકની છાપ મૂકી અટકી પડ્યું અને તેનું કાર્ય 'પ્રસ્થાન' દ્વારા પાછું ફરીથી શરૂ થયું. યુવાનો અને બાળકો માટે પત્રો નીકળવા માંડ્યાં. અને તેમાં 'કુમારે' સાહિત્ય અને ચિત્રકળાની ઊંચી શિષ્ટતાના પાયા ઉપર ટકીને કુમારો અને યુવાનોની બુદ્ધિને વિવિધ રીતે ઉત્તેજિત અને સંસ્કૃત કરે તેવી રીતે પદ્ધતિસરની વ્યવસ્થિત રૂપે સામગ્રી આપવા માંડી. વર્તમાનપત્રોની પ્રાકૃત અને છાલછલી ફિક્કી પ્રવૃત્તિમાં 'સૌરાષ્ટ્ર'ના લેખકમંડળે કાઠિયાવાડની તળપદી બોલી અને ધગધગતી શૈલી-વાળી એક નવી ભાત ઉમેરી. આમ વ્યક્તિઓ, સંસ્થાઓ અને પ્રવૃત્તિઓની આસપાસ વિકસતી લેખનપ્રવૃત્તિમાંથી આપણને ઘણી શૈલીઓનું ઘણી વિવિધતાવાળું ગદ્યનું—નિબન્ધાત્મક સાહિત્ય મળવા લાગ્યું.

ગાંધીજીનું લેખન એક રીતે તદ્દન નવા આવિર્ભાવ જેવું છે તો પણ સૂક્ષ્મ રીતે તેનો વિકાસ આપણા ગદ્યવિકાસની સાથે બાહ્ય રૂપે સીધો સંકળાયા વિના પણ, આપમેળે એ ગદ્યવિકાસની બધી ભૂમિકાઓમાં થઈને થતો જોવામાં આવે છે. દક્ષિણ આફ્રિકામાંનાં એમનાં આરંભનાં લખાણો, નર્મદના ગદ્ય જેવી છાપ આપે છે. તે પછી નવલરામની વાર્તાલાપવાળી ધરાળુ અને છતાં સંસ્કારી રીતિ પણ તેમાં આવી છે. ગાંધીજીને હાથે 'નવજીવન'માં જેમ જેમ ગંભીર પ્રશ્નો છેડાતા ગયા તેમ તેમ તેમાં વિષય પ્રમાણે અને પ્રસંગ પ્રમાણે ઉદ્બોધકતા પ્રેરકતા અને તત્ત્વાવગાહકતાની સૂક્ષ્મ પાટવતા પણ આવતી ગઈ છે. આનો ખુલાસો ગાંધીજીના ઉછેર, તેમની પરિસ્થિતિ, તેમનું કાર્ય અને છેવટે તેમનું અનન્ય વ્યક્તિત્વ એ બધામાંથી જડે છે. ગાંધીજી જો ગુજરાતમાં જ રહીને મુંબઈ યુનિવર્સિટીમાં સ્નાતક થયા હોત તો તેમની મનોવૃત્તિ અને વાણી આપણા સાક્ષરોથી કેવી રીતે જુદાં પડત તે કલ્પનાનો એક રસિક વિષય થઈ પડે તેમ છે. ખરું જોતાં, ગુજરાતી ભાષાના કશા જ ઊંડા સંસ્કાર વગર તેમણે ગુજરાત છોડ્યું, ઇંગ્લૅંડમાં જઈ ગુજરાતી કરતાં અંગ્રેજી ભાષાનો પરિચય વધારે ઉત્તમ રીતે સાધ્યો. દક્ષિણ આફ્રિકામાં તદ્દન નિસ્સાર કહેવાય તેવા વર્ગમાં તેમનું કામ આરંભાયું અને જોતજોતામાં હિંદ જેવા એક વિરાટ દેશના નવવિધાનનું અકલ્પ્ય ગંભીરતા અને જવાબદારી ભરેલું કામ તેમના હાથમાં આવી પડ્યું. એક નાનકડો બીજ જેવો જુવાન, તેની અંદરની ગુપ્ત તપઃશક્તિને બળે એક વિશાળ દેશના અગ્રપદે વિરાટ પુરુષ થઈને શોભ્યો. અને એની બોલતી લખાતી ભાષા, કેવળ પોતાના અંતર્ગત તત્ત્વને જ શબ્દમાં રજૂ કરવાની નેમ રાખીને,

જોતજોતામાં પયગંબરની સીધી વેધક સચિમ છટાએ પહોંચી ગયા. ગાંધીજીની કલમની શક્તિ કેવળ તેમના વ્યક્તિત્વમાંથી જન્મેલી છે. સત્ય અને અહિંસાને પોતાના જીવનનો મૂળમંત્ર કરનારી આ વ્યક્તિની વાણીમાં અલ્પ વસ્તુનો ઘટાટોપ કરતા આડંબરને સ્થાન નથી, તેને સત્યથી અને પ્રેમથી જગતને જીતવાનું હોવાથી તેનામાં કશી રંજોગુણી ઉગ્રતા નથી, એને કામ સાથે કામ હોવાથી વાણીના આલંકારિક વિસ્તારને કે લહેરી વિલાસને તેની પાસે જવાને અવકાશ નથી. આવા વ્યક્તિત્વવાળી કલમ ગુજરાતીમાં લખવા માંડે એટલે ભાષાની રોનક નવી જ આવે એમાં શંકા નથી. એમ છતાં ગાંધીજીની લખાવટમાં સાહિત્યિક અંશો પ્રશસ્ય પ્રમાણમાં છે એ પણ ભુલાવું ન જોઈએ. અંગ્રેજી ગદ્યના સંસ્કારો એમનાં લખાણમાં પણ છે. તેઓ શબ્દોને, વાક્યોને અને કદીક આખી ભાષાને પણ લડાવે છે. શબ્દની શક્તિનું તેમને ઘણું ભાન છે. દેશી તળપદી વાણીનું મર્મબળ તેમનામાં સાહજિક રીતે ખીલી નીકળ્યું છે. જણ્યેત્રણ્યે શબ્દનાં વાક્યોમાં તેઓ જે અસરકારકતાથી પોતાનો અર્થ સંક્રાન્ત કરે છે તેવું બીજા સુસંપન્ન લેખકો ભાગ્યે કરી શક્યા છે. સાદી બોલચાલની ભૂમિકા ઉપર રહી, તેમાંથી તેઓ છૂપીછૂપી કલાથી પોતાની વાણીને ખીલવતા જાય છે. તેઓ દૃષ્ટાંતો, કહેવતો, લોકોક્તિઓ, ઉડાવદાર વાક્યરચનાઓ, અને સૂક્ષ્મ તર્કવાળી દલીલો પોતાના લખાણમાં પ્રયોજે છે. અને નિર્ણયાત્મકતાની કોટિએ પોતાના વિચારને લઈ જઈને તેને નમ્ર અને ઋજુ છતાં અવિરોધ્ય એવા આદેશનો ઘાટ આપે છે. એમના જેવા સ્થાનવાળા વ્યક્તિને હાથે આવું લખાણ થાય એ સ્વાભાવિક છે. પણ એ શૈલી એમની જ કલમમાં શોભે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે. ગાંધીજીના લગભગ બધા લખાણનો ઘાટ 'નવજીવન'નાં કૉલમોએ ઘડ્યો છે. એ ઘાટ હમેશાં કલામીનો નથી રહેતો, છતાં પોતાની નેમ તેણે હમેશાં ઉમદા રીતે બર આણી છે. પોતાના શબ્દે-શબ્દને તોળીને, પૂરેપૂરા ગાંભીર્યથી, જવાબદારીના પૂરા ભાનથી અને અમૂર્છિત જાગૃતતાથી ગાંધીજીએ જેટલું લખ્યું છે તેટલું બીજા કોઈ લેખકે ભાગ્યે લખ્યું હશે. એમની સત્યની કડક આરાધનાએ તેમના વાણીના વ્યવહારને પણ એક આદર્શ કહેવાય તેવી એકનિષ્ઠ અને ગંભીર કોટિનો બનાવ્યો છે. ગાંધીજીનાં અનેકવિધ કાર્યોમાં તેમની કલમનો ફાળો નાનોસૂનો નથી. બલ્કે, તેમની જીભ કરતાં પણ તેમની કલમે ઘણાં મોટાં કાર્ય કર્યાં છે, એ જાણીતી વાત છે.

કિશોરલાલ મશરૂવાળાનું સ્થાન લેખક તરીકે ગાંધીજીની જોડમાં જ આવે, બલ્કે, તત્ત્વજ્ઞાનની અને વિચારની સૂક્ષ્મ છણાવટમાં ગાંધીજી કરતાં પણ તેઓ અમુક રીતે વધે એવી સુસંપન્નતા તેમની કલમમાં આવેલી છે. સંસ્કૃતના અભ્યાસથી સમૃદ્ધ થયેલી તેમની શૈલી પ્રૌઢ અને સ્વસ્થ રીતે ગતિ કરે છે, સ્મૃતિકારની અદાથી, સંપૂર્ણ વિશદતાથી, તે પોતાના વિચારને સુરેખ રીતે શબ્દબદ્ધ કરે છે, અને તેમના લખાણને દાર્શનિકનું ગૌરવ આપે છે. આપણા સાક્ષરોની ધીરગંભીર પરંપરા તેમની દ્વારા આગળ લંબાઈ છે. જીવનનાં મૂલ્યોનું તટસ્થ અને સૂક્ષ્મ પર્યેષક બુદ્ધિથી તેમણે સંશોધન કર્યું છે. જ્યાં તેમની વિચારસરણી એક યા બીજા કારણે તર્કશૈથિલ્ય યા તર્કાભાસમાં સરી જતી નથી, કે તત્ત્વના મૂળ સુધી જવાને અશક્તિ નથી બતાવતી ત્યાં તેમનું લખાણ સ્વચ્છ પારદર્શક અને પ્રાસાદિક લખા-

વટનો ઉત્તમ નમૂનો બની રહે છે. તેમણે પોતાનાં લખાણોને વધારે પદ્ધતિપૂર્વક, ઉત્તમ નિબંધોની કોટિનાં કર્યાં છે.

ગાંધીજીના પ્રત્યક્ષ અને પરોક્ષ સમાગમમાં રહીને જેમની કલમ ખીલી છે, તેવા લેખકોમાં મશરૂવાળા પછી કાકા કાલેલકર આવે. કર્ણાટકના રહેવાસી, જન્મથી મરાઠી ભાષી અને ગુજરાતમાં વસી ગુજરાતી ભાષાને આત્મસાત કરી અપૂર્વ દક્ષતાથી પ્રયોજનાર કાકા આપણા મહાસાહિત્યનું એક પરમ આશ્ચર્ય છે. ગુજરાતી ભાષાના ઉચ્ચાર તેમની જીભમાં પૂરેપૂરા નથી બેઠા, છતાં ગુજરાતી ભાષાની તળપદી શક્તિ તેમણે સાહજિક ફાવટથી પોતામાં ઉતારી લીધી છે. અને ગુજરાતી ભાષાને તેના આ દત્તપુત્રે તેના સગા પુત્રો કરતાં પણ વધારે લાડકોડથી અને સૌન્દર્યથી આરાધી છે, અને સમૃદ્ધ કરી છે. ગાંધીજી અને મશરૂવાળા કરતાં તેમની કલમે જુદી જ રીતે પોતાનું પ્રયાણ કર્યું છે. જાહેર જીવનની કે તત્ત્વશોધનની ઝડપી કે એકાગ્ર રીતે લખવાનું આ કેળવણીકારને ફરજિયાત ન હોવાથી, અને વિશેષે તો તેમની કલ્પનાશીલ અને સૌન્દર્યરંજિત પ્રકૃતિની સ્વાભાવિક ગતિથી તેમની કલમ વધારે આરામથી, વધારે કલાભિમુખતાથી અને રસાત્મકતાથી ખીલી છે.

કાકાની પહેલાં આપણે ત્યાં વસ્તુપ્રધાન ગદ્યમાં લખાતી અને કલ્પનાપ્રાણિત રચનાઓ શરૂ થઈ ગયેલી છે, છતાં પશ્ચિમમાં જે રીતે હળવો છતાં ગંભીર, વાસ્તવિક છતાં કલ્પના-પ્રાણિત અને વ્યક્તિના — સમૃદ્ધ વ્યક્તિત્વમાંથી જન્મતો જે ઉચ્ચ કોટિનો નિબંધપ્રકાર ખીલ્યો છે તેના જેવી જ ઉત્કૃષ્ટતાવાળી સમૃદ્ધ નિબંધરચનાઓ ગુજરાતીમાં કાકાને હાથે પહેલી વાર રચાઈ છે. કાકાની કલમમાંથી પહેલી વાર સાચેસાચા કલ્પનાપ્રાણિત નિબંધનું સર્જન થાય છે નિબંધ શબ્દને તેના ઉત્તમ અને આધુનિક અર્થમાં કાકાની રચનાઓને જ લાગુ પાડી શકાય છે. આર્યસંસ્કૃતિની તેમની ભક્તિ, સંસ્કૃત સાહિત્યનો પરિચય, અને પ્રકૃતિ તરફની તેમની અભિમુખતા, જીવનનાં નાનાંમોટાં બધાં તત્ત્વોમાં, પદાર્થોમાં અને પ્રસંગોમાં જે કંઈ વિલક્ષણ, સુન્દર, અને રસાર્દ્ર રહેલું છે તેને ઝડપવાની કુદરતી ફાવટ, અને એ બધી વિવિધ સમૃદ્ધિને કલાત્મક ભરાવી કલ્પનામય ઉઠાવ દ્વારા આલેખવાની તેમની આવડત તેમના લેખનનાં ઘટક તત્ત્વો છે. કાકા હમેશાં રોચક સર્જક અને સૌન્દર્ય-દર્શી કલ્પનાથી પોતાના વિષયને ઘડે છે, અને તેમનામાં સંચિત રહેલી અનેકવિધ રસ-સામગ્રી વડે તેવા ક્ષુદ્રઅક્ષુદ્ર પ્રસંગને કે વિષયને સુસમૃદ્ધ કરી મૂકે છે. તેઓ કદી વિષયજડ નથી થતા. પોતાના વિષયને તે માનવજીવનના જીવતા સંદર્ભમાં કુશળતાથી ગોઠવી આપે છે, એનામાં સૌન્દર્યની ઝલક રેલાવે છે, અદૃશ્ય અને અપરોક્ષ તત્ત્વોને દૂરદર્શી કલ્પકતાથી એક સ્થાનમાં ભેગાં કરે છે, પ્રસંગો, કહાણીઓ, ટુચકા, લોકોક્તિઓ, અને નવીન સંદર્ભમાં જુદી જ અર્થચમત્કૃતિ આપનાં અવતરણો દ્વારા તે નિરૂપણને મોહક કરે છે, એ બધાંના સમન્વયવાળી તેમની રચનાઓ એક સર્જનાત્મક પ્રક્રિયા બને છે. એમનું ગદ્ય કાવ્યની કોટિએ પહોંચે છે. ગાંધીજીના આ અનુયાયીમાં વાણીનો વિલાસ નથી પણ તેનો સમૃદ્ધ સંસ્કારી વિહાર છે. વિચારો અને ભાવનાઓની બાબતમાં તેઓ જ્યાં એકાંગી અને અત્યુક્ત બને છે ત્યાં તેમનો બોધ બહુ ભરોસાદાર નથી રહેતો. પરંતુ તેમણે કરેલાં પ્રકૃતિનાં આલેખનો, એ સૌન્દર્યયાત્રા જેવાં બની રહે છે. ગુજરાતને તેમણે જ પહેલી

પાર હિમાલયની સમૃદ્ધિ બતાવી છે, ગંગાજમુના અને કૃષ્ણાકાવેરીમાં વાચક કદી પણ ન કરી શકે તેવાં અલૌકિક સૌન્દર્યસ્નાન કરાવ્યાં છે, આકાશના તારા અને બપોરના તડકાનો રસ ચખાડ્યો છે, નદીના કાદવની અને કાંટાની વાડોની મોહકતા દેખાડી છે, પંખીઓની સોબત અને વૃક્ષોની મહેમાનગીરી માણવી છે. અને તે બધું તેમણે કર્યું છે વાચકને પોતાની નિકટમાં નિકટ રાખીને, મોકળા મનથી પોતાના સૌન્દર્યાનુભવનો ખજાનો ઉમંગભેર ઠાલવતા, પોતાનાં અનુભવોમાં, મનોવ્યાપારોમાં વાચકને સહભાગી કરીને, તેની કલ્પનાને ઉત્તેજતા, તેની ઇન્દ્રિયોની દર્શનશક્તિને વિકસાવતા સમભાવી નિખાલસ મિત્રની અદાથી.

'નવજીવન'ને અંગે બીજા લખનારાઓમાં મહાદેવભાઈ, સ્વામી આનંદ, નરહરિ પરીખ અને ચંદ્રશંકર શુક્લ આવે છે. નરહરિભાઈ અને ચંદ્રશંકર બંને અચ્છા અભ્યાસીઓ છે, અને જે કોઈ વિષય તેઓ લખવા લે છે તેને વ્યવસ્થિત અને વિશદ રીતે તેઓ રજૂ કરે છે. સ્વામી આનંદ લેખનની દુનિયામાં હવે કંઈક પાછા દેખાવા લાગ્યા છે. તેમની લખાવટમાં એક આકર્ષક સાહિત્યિક છટા છે એ તરફ બહુ થોડાનું ધ્યાન ગયું છે. તેમનાં લખાણો પ્રમાણમાં ઓછાં છે. પણ જે વિષય તે લે છે તેને તેઓ એક પ્રકારની ગંભીર તન્મયતાથી આલેખે છે. મહાદેવભાઈએ આ ત્રણે કરતાં ઘણું વધારે લખ્યું છે. 'નવજીવન'માં ગાંધીજીના અનુલેખકનું ગૌરવ અને જવાબદારીથી ભરેલું કાર્ય : તેમણે એકધારી ઉત્કટતાથી જીવ્યા વખત લગી કર્યું. ગાંધીજીના વાર્તાલાપો, વ્યાખ્યાનો, તેમની આસપાસ બનતી નાનીમોટી ઘટનાઓ, તથા ગાંધીજીના જીવનના કેટલાક મહાનમાં મહાન અને ગંભીરમાં ગંભીર પ્રસંગો તેમની કલમદ્વારા 'નવજીવન' અને 'યંગ ઇન્ડિયા'ના કૉલમોમાં, ગુજરાતી અને અંગ્રેજી બંને ભાષામાં એકસરખા કલાન્વિત સૌષ્ઠવથી ઊતર્યાં છે. ગુજરાતના જીવનમાં આ વિષય-સામગ્રી તદ્દન નવા પ્રકારની હતી અને તેને શબ્દબદ્ધ કરવાની રીત પણ મહાદેવભાઈએ અનોખી ઊભી કરી હતી. પ્રસંગો, વ્યક્તિઓ, વિચારો વગેરેના ઉત્કૃષ્ટ સારભાગને ઝડપી, તેને ચિત્રાત્મક ઉઠાવ આપી, અનેકવિધ સામગ્રીનો બેત્રણ કૉલમમાં સમાઈ જાય તેવી રીતે કૌશલપૂર્વક ગોઠવી રચતી તેમની કલમ ઉત્તમ નિબંધકારની છે. આવા સ્થૂલ સૂક્ષ્મ વિવિધ વસ્તુસંભારને આલેખવાની કળાના અધ્યયન માટે મહાદેવભાઈનાં આ લખાણો હંમેશાં કીમતી શિક્ષકનું સ્થાન લે તેવાં બન્યાં છે.

'દક્ષિણામૂર્તિ' સંસ્થાએ તેના સામયિક 'દક્ષિણામૂર્તિ' વગેરે દ્વારા આપણને ત્રણ લેખકો આપ્યા છે: હરભાઈ, નાનાભાઈ અને ગિજુભાઈ. આ ત્રણ લેખકોએ કેળવણીના પ્રયોગો અને અભ્યાસ કરતાં કરતાં પોતાના અનુભવ અને વિચારોને લેખબદ્ધ કર્યા છે. હરભાઈ અને નાનાભાઈની લખાવટ વિષયને વળગીને લખતા સ્વચ્છ અભ્યાસીના જેવી રહી છે. ગિજુભાઈનાં લખાણો વધારે કલ્પનાસભર અને ભાવનાના ઓજસવાળાં બનેલાં છે. ગિજુભાઈ બાળકો માટેનો આપણો પહેલો મહાન લેખક છે. તેમની કલમમાંથી સહજ રીતે એક નવી બાળશૈલી જન્મી છે. એ શૈલીમાં અતિરેક થતાં, તથા તેમાં પૂરતું સત્ત્વ ન હોતાં તેની સરસતા અને સાર્થતા મંદ બને છે. છતાં એનાથી ગિજુભાઈને હાથે ઘણું

શ્રીમતી કાર્ય થયું છે. બાળવાર્તાઓથી શરૂ કરી તેમણે બાળકો માટે અનેક પ્રકારનું નવું વસ્તુ પોતાની લખાણોમાં લીધું છે. અનેક પ્રસંગો, સ્થળો, વ્યક્તિઓ, પ્રાણીઓ, પદાર્થોને તેઓ કોમળ અને સુરેખ કલ્પકતાથી, લાઘવથી અને ઉત્તમ નિબંધકારની દક્ષતાથી આલેખતા રહ્યા છે. એ સૌમાં એમનાં પ્રાસંગિક મનનો એ સદ્યમુક્તકોનો એક અદ્ભુત વિકાસ ઊભો કર્યો છે. એક એક વાક્યમાં એક સંપૂર્ણ વિચાર આવી, એકાદ નાનકડા ફકરામાં જતાં સુધી એ વિચાર, દૃષ્ટાંતોથી, અને દલીલોથી સમૃદ્ધ અને પુષ્ટ થતો થતો, સત્ત્વાત્મક બનીને, કદીક ઊંચી વાક્છટાને પણ પહોંચી જતો એક કલામય આકાર ધારણ કરે છે. એવો વિચાર જ્યાં બહુ પ્રાકૃત કે સુપરિચિત નથી હોતો ત્યાં તે અસરકારક પણ બહુ નીવડે છે.

આપણે વધારે સાહિત્યાનુષંગી લેખકો તરફ વળીએ તે પહેલાં સામાજિક ક્ષેત્રમાં ગાંધીજીના આવ્યા પહેલાં પણ જેણે પોતાની રીતે પુષ્કળ વિચારજાગૃતિ ઉપજાવેલી, અને શિષ્ટ સાહિત્યમાં જેને બહુ યાદ કરવામાં નથી આવતા તેવા એક લેખકનો ઉલ્લેખ કરી લઈએ. એ છે અમૃતલાલ પઢિયાર 'સ્વર્ગના ખજાનદાર' તરીકે ઓળખાયેલા આ જ લેખકે વર્તમાનપત્ર કે સામયિકનો આશ્રય લીધા વિના ખરખૂણે બેઠાં બેઠાં ટૂંકા નિબંધો રૂપે પુષ્કળ લખ્યું છે અને તે લોકપ્રિય પણ તેટલું જ બન્યું છે. તેમનાં પ્રારંભનાં લખાણ કાચાં છે, તેમાં વિચારનિરૂપણની વ્યવસ્થા નથી, વિષયનો વધારે પડતો વિસ્તાર છે, છતાં આગળ જતાં તેમણે વિચારઆલેખનની પોતાની જ એક આગવી અને ચોટદાર રીત ઊભી કરી છે. એમના વિચારો મૌલિક ઓછા છે, છતાં તે વિચારોને તેઓ, નવાં ચાલુ દૃષ્ટાંતોથી, નવા દૃષ્ટિકોણથી, અને કેટલીક વાર પ્રકરણ બનતી અર્થછટાથી રજૂ કરે છે. ગાંધીજીથી શરૂ થતી આપણી લોકવ્યાપક અને લોકાભિમુખ લેખનપ્રવૃત્તિનો પાયો નાખવામાં, અને જનસમાજને નવાં સામાજિક મૂલ્યો તરફ જાગૃત કરવામાં પઢિયારનો કીમતી ફાળો છે.



☆

'સસ્તુ સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચુ સાહિત્ય'

# ચાતુર્માસ માટે સસ્તું સાહિત્ય

સ્ત્રીઓ તથા બાળકોને સમજાય તેવા મોટા અક્ષરોમાં છપાયેલા, ધર્મ અને નીતિનાં પુસ્તકો ઘરમાં વસાવો. તેનાથી સારા સંસ્કાર પડે છે અને કુટુંબનો તેમજ સમાજનો પાયો મજબૂત થાય છે.

**ભારતની દેવીઓ**–ત્રણ ગ્રંથમાં ૫૨૧ ચરિત્રો ૯–૦
છૂટા ભાગો પણ મળશે. કુલ પાન ૨૨૬૮
સ્ત્રી ઉપયોગી સૌથી મોટો ને સસ્તો ગ્રંથ.

**આખ્યાનમાળા**–બે ગ્રંથમાં–પાન ૭૦૮+૭૨૦ ૬–૦
૨૪૦ અનંતપ્રસાદ શ્રીવૈષ્ણવ કૃત

**તુકારામ ગાથા**–બે ગ્રંથમાં–પાન ૮૬૬+૬૪૪ ૬–૮
સંત તુકારામના અનેક ચારુઓના દોહનરૂપ સ્વાનુભવથી યુક્ત ઉપદેશ.

**સ્વર્ગનાં સાત પુસ્તકોનો સેટ**
સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયાર કૃત જ્ઞાનભક્તિનાં ૧૪–૦
અનેક દષ્ટાંતો સાથે બહુ જ સહેલી ભાષામાં
**સ્વર્ગનું વિમાન** **સ્વર્ગનો આનંદ**
**સ્વર્ગની કૂંચી** **સ્વર્ગની સીડી**
**સ્વર્ગનો પ્રકાશ** **સાચું સ્વર્ગ**
સ્વર્ગનો ખજાનો :: દરેકના છૂટક રૂ. ૨)

**વિવેકાનંદ ચરિત્ર**–પાન ૭૮૪ :: ૩–૦
વિસ્તૃત પ્રસંગો આલેખતું દળદાર પુસ્તક.

**રામચંદ્ર દત્ત ને નાગ મહાશય**– :: ૧–૦

**ચૈતન્ય મહાપ્રભુ**–ત્રણ ગ્રંથોમાં પા. ૧૫૯૬ ૬–૮
ભગવાન ગૌરાંગનું વિસ્તૃત ચરિત્ર

**તુકારામ ચરિત્ર**–પાન ૬૪૮ :: ૨–૮
સદેહે સ્વર્ગમાં ગયેલ સંતનું વિસ્તૃત ચરિત્ર

**વિવેકાનંદનો ઉપયોગ**–(ભક્તિયોગ)પા. ૬૮૪ ૧–૮

**સ્વામી રામતીર્થ**–(ચરિત્ર) પાન ૬૭૨ ૩–૦

**સ્વામી રામતીર્થના ઉપદેશો**–(૧) પાન ૫૬૪ ૨–૮
વ્યવહાર–પરમાર્થનો ઉત્તમ માર્ગ દર્શાવતું પુસ્તક.

**આદર્શ ચરિત્રસંગ્રહ**–(૨) પાન ૬૨૪ :: ૨–૮
૭૦ આદર્શ ચરિત્રોનો સંગ્રહ.

**મહાત્મા સુરદાસ ચરિત્ર**–ઈ પા. ૨૫૬ :: ૦–૧૦

**પુરુષાર્થ બોધિની ગીતા**–(ત્રણ ગ્રંથમાં પાન ૧૦૭૪ ૧૧–૦

**ગીતાપોથી**–ગીતાના ૧૨૫ શ્લોકોના અર્થ તથા સમજૂતી

**ગીતાસાર**–કાકા કાલેલકર : પાન ૬૪ :: ૦–

**અષ્ટાવક્રગીતા**–અષ્ટાવક્ર મુનિનો ઉપદેશ ::

**જ્ઞાનસનગીતા**–પાન ૩૧૮ મોટા અક્ષરમાં ૧–
મૂળ શ્લોકો, પદચ્છેદ અને શબ્દાર્થ સાથે

**ઉપનિષદો ૧૧૨**—મૂળ સાથે–સરળ ભાષાંતર

**એકાદશ ઉપનિષદો**–પાન ૪૫૨ :: ૨

**બૃહદારણ્યક ઉપનિષદ**–પા.૨૪૮ :: ૧–

**૧૦૦ ઉપનિષદો**–પાન ૭૫૨ :: ૪–

**શંકરાચાર્યના** ગુજરાતીમાં અપ્રાપ્ય ગ્રંથો
**વિવેકચૂડામણિ**–આત્મોન્નતિનું માર્ગદર્શક પુ.
**શતશ્લોકી ને બીજાં રત્નો**– :: ૦–૧
**સ્તોત્રસંગ્રહ**– :: ૦–
ભક્તિ ને વેદાંત સ્તોત્રો ભાષાંતર સાથે

**સર્વવેદાંત સારસંગ્રહ**–ભાષાંતર સાથે ::
૧૦૦૬ શ્લોકોમાં વિવેક વૈરાગ્ય દર્શાવતો ઉત્તમ ગ્રંથ

**મહાવાક્ય રત્નાવલી**–શ્લો.સરળ ભાષાંતરસાથે ૦–૧

**ધમ્મપદ**-મૂળ સાથે :: ૧–
બૌદ્ધધર્મમાં આદરણીય સ્થાન ભોગવતું પુસ્તક

**વિદુરનીતિ**–પા.૧૬૮ અર્થ સહિત સરળ શૈલી ૦

**મોક્ષમાળા**–પાન ૧૯૦ (રાજચંદ્રકૃત) :: ૧–
જૈનમાર્ગને યથાર્થ રીતે સમજાવતું પુસ્તક

**ઉપદેશ સારસંગ્રહ**–પાન ૮૪૦ ::
મહાત્મા તિરુવલ્લુવરના પ્રેરણાદાયક ઉપદેશો

**પ્રાતઃસ્મરણીય સતી બાળુ**–પાન ૫૧૦ :: ૨–

**સ્વરૂપવિચાર**–પાન ૧૦૪ :: ૦–૧

**પ્રભુમય જીવનનું રહસ્ય**–પાન ૧૬૮ :: ૧–

**ગુલિસ્તાં**–(સુબોધપુષ્પવાટિકા)પાન ૧૩૬ ૦–

**આગળ ધસો**–પાન ૪૬૮ :: ૨–

**ટૂંકી વાર્તાઓ** ગ્રંથ ૧ લો–પાન ૫૮૮ :: ૨–

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } ભદ્ર પાસે, પોસ્ટ બોક્ષ નં. ૫૦, અમદાવાદ અને કાલબાદેવી રોડ, ઢાંકી બિલ્ડીંગ, ત્રીજે માળે, મુંબઈ ૨

## એરંડો—

'રશ્નનમ

હું એરંડો; લોક નિન્દે મને : કે
ઊગ્યો જ્યાં કો વૃક્ષ ના અન્ય ઊગે
ને તેથી હું માનતો, "હું પ્રધાન!"
કિન્તુ આ છે. માનવીમાન્યતાઓ;
એ ના જાણે માહરી ઝંખનાઓ,
ના જાણે એ માહરી યાતનાઓ;
સૂકું ભાંઠું—રસહીન ધરા—જ્યાં ન કો અન્ય ઊગે
એવે ઊગી શીતલતમ છાયા દઉં પ્રાણીને ને માનવીને—
ફૂટે જ્યારે ગૂંમડાં—રોગ—ખૂજલી
આખે અંગે; માનવી ત્રાસી ઊઠે,
રે, માલિન્યે માનવીદેહ ડૂબે,
દુર્ગન્ધે સૌ રોમરોમ પ્રકંપે,
ત્યારે હું તો રોગ નિવારવાને
વ્હારે ધાઉં, આપું એરંડિયું હું માનવીને—
તો નિન્દા કાં, "રસહીન ધરામાં ઊભેલો પ્રધાન!
નક્કામો શું વસુમતિઉરે શોવનિર્માલ્ય જાણે?"

❀

## અજંપા

નાથાલાલ દવે

પૂનમની રાત આજ જામી રે આભમાં જામી,
ઘડી યે ન આંખડી વિરામી રે આંખ ના વિરામી.
વનમાં વિલાપ કરે વાયુ, વ્યાકુલ ફરે વાયુ,
ચંદાએ ગીત એવું ગાયું, રૂપેરી ગીત ગાયું—પૂનમ૦
આજે તું સખિ! યાદ આવે, રે તારી યાદ આવે,
તારાં સંભારણાં સતાવે રે સોણલાં સતાવે.
ચંપ્યો રે ચંદ્ર ચડી ચોકે રે આભના ચોકે,
એને રૂપેરી વાદળી રોકે વીંટાઈ એની ડોકે—પૂનમ૦
ધરતી ભીંજાય અમીછોળે રે ચાંદનીની છોળે,
મન મારું ચડે ચકડોળે રે ચડે ચકડોળે.
તારા વિયોગ મને ડંખે, તને જ પ્રાણ ઝંખે,
વીતે રે રાતડી અજંપે, રે કારમા અજંપે—પૂનમ૦
પ્યાસ ઊંડેરી અંતરે જાગે રે પ્યાસ એવી જાગે,
તારું સાન્નિધ્ય ઉર માગે રે પ્યાર પ્યાર માગે.× —પૂનમ૦

૭–૫–૪૪

❀

× આગામી કાવ્યસંગ્રહ 'ઝાન્દણી'માંથી

# આદિવાસીઓ

ઠાકોરભાઈ બાળુભાઈ નાયક

## ૩ "ચેંચુઓ"

ચેંચુઓ દક્ષિણ હૈદરાબાદના કૃષ્ણા નદીને કાંઠે અમરાબાદની જંગલઝાડીઓમાં વસે છે. એઓ મેદાનના રહેનારા નથી; માત્ર મેદાનમાં એકાદ બે શહેરોમાં એમની થોડી વસ્તી છે. એમનો મોટો ભાગ આમ જંગલનો જ આદિવાસી છે.

ચેંચુઓ ઘણેભાગે ૧૬૩ સેંટીમીટર જેટલી ઊંચાઇના હોય છે. ભાગ્યે જ કોઈ ૧૭૦ જેટલો હશે. એમની ચામડીનો રંગ કાળો હોય છે. કેટલાક થોડાઘણા રતાશ પડતા રંગના પણ હોય છે. એમના વાળ જાડા અને ઊન સરખા હોય છે. એમના મોં ઉપર વાળ ઘણેભાગે ઊગતા નથી; કોઈ કોઇને જ મોટી મૂછો અથવા દાઢી જોવામાં આવે છે. એમને નૃવિદ્યાની ભાષામાં આપણે 'ડોલીકો સેફાલીક' કહી શકીએ કારણકે એમનો મસ્તિષ્કાંક સરેરાશ ૭૨.૮૯ જેટલો હોય છે. એમનાં કપાળ ઘણાં સીધાં અને એમના નાકના મૂળમાં ઊંડો ખાડો હોય છે; નસકોરાં પહોળાં અને નાક બેઠું હોય છે. ઘણાના મોં મોટાં, હડપચી નાની અને હોઠ જરા જાડા હોય છે. આવાં અંગો ઉપરથી એમને આપણે મેલીડ(=Malid) અથવા ઓસ્ટ્રોલોઇડ (=Austroloid) જાતિઓમાંના કહી શકીએ.

ચેંચુઓ શરીરે બળવાન અને અલમસ્ત હોય છે. એમનું બળ તો એમના ધનુષની પણછ ચઢાવવામાં જ જણાય આવે છે. ચાલતી વખતે એઓ ઘણી છૂટથી અને જાણે કશાકથી સંભાળીને ચાલતા હોય એમ ખૂબ સાવચેતીથી ચાલે છે. ઝાડ ઉપર ચઢવામાં એઓ ખૂબ ઉસ્તાદ હોય છે. બેસતી વખતે એઓ પલાંઠી વાળીને અથવા તો ઉકડમડીએ બેસે છે. ઊભા રહેવાની ટેવ એમની ખૂબ લાક્ષણિક હોય છે: ગમે ત્યાં ઊભશે તો કશાકને અઢેલીને એક પગે જ ઊભશે.

ખોરાકખાધ વિષે એમને બહુ દરકાર નથી; છતાંય પાણી પુષ્કળ હોય તો એ લોકો નાહ્ય છે ખરા. સવારના પહોરમાં ઘણા ચેંચુઓ દાંત સાફ કરે છે અને પાણીના કોગળા પણ કરે છે. વાળ ઉપર એઓ ઠીકઠીક ધ્યાન આપે છે. દર મહિને એક વખત માથું સાફ કરવું જ પડે. કોઈ ચેંચુ પૈસાપાત્ર હોય તો તે પોતાના વાળમાં ઘી પણ નાંખે છે: વાળ ચળકતા અને સુંવાળા બને ને! અત્યારે અત્યારે ચેંચુઓમાં માથા ઉપર ધારી રાખી બાકીના વાળ કપાવી નાંખવાની પ્રથા શરૂ થઈ છે; પણ આનાથી એઓ શોભતા નથી. એઓ તો લાંબાં ઝુલ્ફાંમાં જ શોભે. સ્ત્રીઓ વચ્ચોવચ્ચ સેંથી પાડે છે; અને ગરદને પહોંચતો અંબોડો પણ રાખે છે. કેટલીક સ્ત્રીઓને કપાળે અને નયનપાંતે છૂંદણાં હોય છે; પરંતુ છૂંદણાં છૂંદાવવાની પ્રથા એમનામાં પ્રચલિત નથી. ચેંચુઓને ખૂબસૂરત ન કહી શકાય;

ક્યાંય એમની વચ્ચે ઘણો વખત રહેનાર એમનામાંથી કેટલાંક સુંદર કહેવાય એવાં સ્ત્રીપુરુષો જરૂરથી જોઈ શકે.

જૂના જમાનામાં તો ચેંચુઓ ઝાડનાં પાંદડાં જ પહેરતાં હતાં. પાંદડાંને પહેરી શકાય એવા રૂપમાં બનાવી યોગ્ય લાગે તે ભાગો ઢાંકી બાકીના ભાગને સૂરજ અને આબોહવાને હવાલે રહેવા દેતા. આજે ય જો કે આમાં ખાસ ફેરફાર થયો નથી; છતાં પાંદડાંનો પહેરવેશ તો હવે નથી રહ્યો. આજે તો એઓ કપડાં પહેરતા થયા છે. રોજિંદા પોશાકમાં એઓ કેડે દોરીનો કંદોરો બાંધી તેની અંદર લંગોટી ખોસે છે. લંગોટીને એઓ ગોશું બટ્ટા કહે છે. ગોશ બટ્ટાનું કપડું સ્ત્રીઓની સાડીમાંથી જ સિવાય છે।। કેડીમાં ચેંચુ એકાદ સુતરાઉ કપડું ઓઢી રાખે છે. જ્યારે કેડી ન હોય ત્યારે એ જ કપડું માથાના ફેંટા તરીકે પણ કામ આપી શકે છે. કેટલાક પાસે શરીર ઉપરનું ઓઢણું (=પોઈ બટ્ટા) અને ફેંટા (=રૂમાલ બટ્ટા) પણ હોય છે. ગામના કુણબીઓની પેઠે એઓ પણ ચપ્પુ, દાતરડાં વગેરે રાખવા માટે કેડે ચામડાનો પટો પહેરી મૂકે છે. ચેંચુ પુરુષો કાને કથીરની અથવા કોકવાર ચાંદીની મુદ્રીઓ પહેરે છે. કોઈ કોઈ પાસે માદળીઆં પણ હોય છે.

ચેંચુ સ્ત્રીઓ ચોળી અને સાડી પહેરે છે. સાડી ઘુંટણ સુધીની જ પહેરવામાં આવે છે. એ ઘણે ભાગે કછોટો મારીને જ પહેરાય છે. ચોળીની નીચે કાપડનો એક ટુકડો રાખી મૂકવામાં આવે છે; એને નાં'તી વખતે પણ ચેંચુ સ્ત્રીઓ કાઢતી નથી. ઉઘાડી છાતીએ ફરતાં આદિમો શરમાય છે. બીજી આદિમપ્રજાઓની સરખામણીમાં ચેંચુ સ્ત્રીઓનાં ઘરેણાં ઘણાં ઓછાં. અસલ તો, ઘાસનાં સફેદ બીઆંનાં અને કાપેપાક ઝાડનાં ફૂલોના હાર બનાવી એઓ પહેરતી; ગળે મોરનાં સપ્તરંગી પીંછાંનો હાર રહેતો; અને હાથે વેલીઓના વલય શોભતાં. આજે આ બધું બદલાયું છે. જુદી જુદી જાતનાં કોડીઓના હાર બનાવી એને સ્ત્રીઓ હોંશે હોંશે પહેરે છે. હાથે બંગડીઓ, અને કાને જુદી જુદી ધાતુઓનાં ઘરેણાં પહેરવામાં આવે છે. ચેંચુ છોકરાઓ આઠેક વરસનાં થાય ત્યાંસુધી તો વગર કપડે જ ફર્યાં કરે છે.

ચેંચુઓ જેવી તદ્દન ઓછાં સાધનો અને હથિયારોવાળી પુરાણી પ્રજા હિંદમાં બીજી નહિ હોય. એમની પાસે મુખ્ય સાધનમાં જમીન ખોદવા કામ આવે એવી એક અણિયાળી લાકડી, નરાજ હોય છે. એને એ લોકો ફુર્રી કામા કહે છે. એ એટલી બધી પ્રચલિત છે કે એના ઉપરથી એમની સંસ્કૃતિને નારાજી સંસ્કૃતિ (=digging stick culture) કહેવી જોઈએ. ફુર્રી કામાનો હાથો લાકડાનો અથવા વાંસનો અને ફળ લોઢાનું હોય છે. ધનુષ અને બાણ પણ એમનાં અનિવાર્ય સાધનો. પીસ્લા આંમુ, ગુમ્મ, કોલા, ખેરાકોલા વગેરે નામનાં જુદા જુદા આકારનાં બાણો એઓ રાખે છે. દાતરડાં અને લાકડાના હાથાવાળી કુહાડી એ પણ એમને સાથ દે છે. ઘરકામને માટે એમની પાસે કથરોટ, લાકડાની કડછી, ઝાડની છાલનાં દોરડાં અને વાંસનાં વજનીઆં હોય છે. ટોપલીઓ એઓ જાતજાતની બનાવે છે: કેટલીક ઊંચી, કેટલીક ગોળ અને કેટલીક ઢાંકણાવાળી. એઓ કાંસકી પણ રાખે છે; અને જૂ મારવા માટે પથ્થરનો સરસ ટુકડો પણ બનાવી કાઢે છે. અગ્નિ પ્રકટાવવા તો

બેસીને પાડતા એમ કહેવાય છે. ચેંચુઓ એની સાક્ નાં પાડે છે. આજે તો અગ્નિ એઓ ચકમક અને લોઢું એ સાધનોથી પેદા કરે છે. સંગીતનાં સાધનોમાં એઓ પછાત નથી. વાંસની જાતજાતની બંસીઓ બનાવે છે. પેટાંના ચામડાનું ઢોલક પણ બનાવાય છે. તંતુવાદ્યમાં એઓ પાસે કીંગુરી હોય છે; અને તુંબડામાંથી બનાવેલું મદારીની મહુવર સરખું 'નાગા સેરમ' વાજું બહુ જ રમણીય બજે છે.

એઓ ખાસ કરીને પાકાં ઘર બાંધીને રહેતા નથી. "દર વર્ષે" પોતાનાં છાપરાં તોડીને ફર્યા કરે છે. આ એમની નૈમિત્તિક વૃત્તિઓને લઈને જ છે. મહુડાનાં ઝાડ અને ભરપૂર પાણી હોય એવી જગાઓ પાસે એમનાં છાપરાં બંધાય છે. દરેક ગામ અમુક હદમાં જ ફરે છે. એ હદની બહાર એ ગામ પોતાનાં છાપરાં બાંધી શકતું નથી. એક ગામમાં બારથી માંડી ચારપાંચ સુધી ઝૂંપડીઓ હોય શકે છે. એમનાં છાપરાંની ભીંત ગોળ અને વાંસની બનાવેલી હોય છે. એના ઉપર પાંદડાં ઘાસ વગેરેનું છાજેલું છત હોય છે. ઉનાળામાં એઓ ઝરણાંકાંઠે, ઠંડી ગુફાઓમાં અથવા નાનાંસરખાં કામચલાઉ ઝૂંપડાંમાં રહે છે. તેમની રહેવાની આ ટેવને લઈને આપણને સહેજે જ 'નીએન્ડર થાલ' માણસ યાદ આવે.

ચેંચુઓ હજી મોટે ભાગે ખેતી કરતાં શીખ્યાં નથી. લગભગ બધાં જ વનજંગલનાં ફળફૂલો ઉપર ગુજરાન કરે છે. કદાચ સાથમાં કંદમૂળ અથવા ડોકવાઓ હોય. ખોદવા માટે પેલી લાકડી અને ફળમૂળ એકઠાં કરવા માટે ટોપલી એટલું જ એમને જોઈએ. બસ, આટલા ઉપર જ ચેંચુઓ જીવે છે. છોકરાં ફળ વીણવા (ઢોરનાં છાણાંની પેઠે) વહેલી સવારનાં નીકળી પડે છે. સ્ત્રીઓ સવારની જ નરણે લઈને કંદમૂળ શોધતી અથવા બાજુમાં બાળકને બેસાડી એક પગ લાંબો કરી બેસીને ખોદતી જોવામાં આવે છે. એઓ ગમે તેવાં મૂળોને શોધી જાણે છે. ચેંચુઓ મધ પણ એકઠું કરે છે. મધપૂડો હોય ત્યાં આગળ કામળો ઓઢીને જાય છે; અને બળતા અગ્નિથી માખીઓને ભગાડી મધપૂડો પાડી લે છે. મહુઆ, કેરી, બોર, અને કરમદાં એ લોકો ખૂબ ખાય છે. મહુડાનો દારૂ ગાળીને પીવામાં એ લોકોએ ખૂબ વિકાસ સાધ્યો છે! દારૂ ગાળવાની એમની એક પદ્ધતિ છે જે એમની શોધકબુદ્ધિનો ખ્યાલ આપે છે. (હા, કદાચ એ બીજાઓ પાસેથી લેવામાં આવ્યું હોય તો કોણ જાણે!) માટીના બે ઘડાને વાંસની નળીથી જોડવામાં આવે છે. એકમાં મહુડાં અને પાણીને ઉકાળવામાં આવે છે. વરાળ વાંસની નળીમાંથી નીકળી બીજા વાસણમાં દારૂ રૂપે એકઠી થાય છે.

પોતાના શિકારને એક દમ વીંધી નાંખવામાં ચેંચુઓ સફળ થતા નથી. તોય ખીસકોલી, વાંદર, સસલાં વગેરેને એઓ જરૂર જમીનદોસ્ત કરી શકે છે. શિકારની શોધમાં નીકળેલો ચેંચુ બન્ને ધનુષ્યબાણ રાખી ઝાડોની ઓથે સંતાઈ રહે છે. પાંદડું પણ હાલે નહીં એની ખબરદારી રાખે છે. શિકારયોગ્ય એકાદ પ્રાણી જોવામાં આવ્યું કે એને બાણથી વીંધાય એટલી હદ સુધી આવવા દેવામાં આવે છે. જ્યાં આવ્યું કે બાણ એના પ્રાણને લઈ જ લે છે. ચેંચુઓ સાપ, દેડકા, ચિત્તા અને વાઘને ખાતા નથી અને મારતા પણ

નથી. આ સિવાયના મોટાં પ્રાણીઓ હોય તેને આખાં ને આખાં ઘેર લઇ જવામાં આવતાં નથી; એના નાના નાના ટુકડા કરી લઇ જવાય છે. શિકાર કર્યા પછી મળેલાં પ્રાણીઓમાંથી થોડો થોડો ભાગ ત્યાં ને ત્યાં જ ' મારેહલામૈસામ્મા ' દેવને નૈવેદ્ય તરીકે આપવામાં આવે છે. તાજાં ઇંડાં, તરતનાં જન્મેલાં મરઘીનાં બચ્ચાં અને ઉધઇ તેમજ કીડી એમને ખૂબ ભાવે છે.

' હો ' લોકોની પેઠે ચેંચુઓ પણ માત્સ્યીમાં ઠીક ઠીક પ્રવીણ છે. ' હો 'ની પેઠે એઓ પણ અમુક અમુક પાંદડાંનો રસ પાણીમાં છાંટે છે. આથી માછલી ગુંગળાય જાય છે. ગુંગળાયેલી માછલીઓને હાથથી તરત પકડી શકાય છે. દોરી અને બરછી પણ એમને માછલાં પકડતાં આવડે છે. સ્ત્રીઓ માછલાં પકડી શકતી નથી એમણે તો પોતાના ભાગ માટે ઊભાં રહીને જોયા જ કરવાનું ! ચેંચુ પુરુષો માછલાં પકડવા બેચાર દિવસની ટ્રીપ ઉપર નીકળે છે. જ્યારે ઘેર આવે છે ત્યારે એમની ખાંધે વેલાઓ વડે ડોકાં બાંધેલી માછલીઓ હોય છે !

ચેંચુઓની ખેતી વિષે એકબે શબ્દો કહેવા જરૂરના છે. એમનું આ ઉપર વર્ણવેલા ધંધાથી પૂરું નહીં થતું હોય એમ માની સરકારે એકબે ગામોમાં હળ દાખલ કર્યાં હતાં. એકાદ બે વર્ષ સુધી લોકો એને પકડી રહ્યા; પણ પછી છોડી જ દેવું પડ્યું. એમને ખેતી ફાવતી જ નથી; અને તેમાંય હળની ખેતી તો એમના સ્વભાવમાં જ નથી. માત્ર થોડાક ચેંચુઓ હાથખેડ કરે છે. હાથખેડનો બીજો ફાયદો એ છે કે સરકારને મહેસૂલ ભરવું પડતું નથી. પોતાના છાપરા પાસે પોતાનાં ઢોરનું ખાતર તો પડેલું જ હોય એટલે ત્યાં આગળ ખેતી કરવી એમને ઠીક ફાવે છે. એઓ આ ઝૂંપડાં નજદીકની જગા ફરતી વાંસની વાડ કરી લે છે. આવી વાડ ભીલોમાં અને કુંકણાઓમાં પણ જોવામાં આવે છે. રોપણી સીધી લોટોમાં અને દર ખોદીને કરવામાં આવે છે. દરમાં બી નાંખી માટી વડે ઢાંકી દેવામાં આવે છે. બી રોપતાં પહેલાં બમ્બામ્મા દેવીની પ્રાર્થના કરવામાં આવે છે. ખેતીમાં એ લોકો ખાસ કરીને જુવાર ઉગાડે છે. પરંતુ ગામની પાસે થોડીક જમીન હોય છે તેમાં કેટલાક ચેંચુઓ તમાકુ પણ રોપે છે. કેટલાકને ઘરે મરચાં, ટામેટાં વગેરે પણ ઉગાડવામાં આવે છે.

ખેતી સાથે ચેંચુઓને બરાબર બનતું નથી; પણ ગાય ભેંસ વગેરે પાળવામાં એઓ ઘણા સફળ થયા છે; જો કે ગાય ભેંસ વગેરે પાળેલાં પ્રાણીઓ એમણે બીજી સ્થાયી સંસ્કૃતિ પાસેથી જ લીધાં છે. ચેંચુઓ તો એટલે સુધી કહે છે કે એમના દાદાઓ પાસે ગાયભેંસ વગેરેમાંથી કોઇપણ પાળેલું પ્રાણી ન હતું. એઓ માત્ર કૂતરાં પોષતા. આજે એમાં ખાસ ફેર પડ્યો નથી; છતાં ઘણાં કુટુંબો ગાય, ભેંસ અને ઘેટાં રાખે છે. દૂધ અને વાછડાં બચ્ચાં વગેરે એમને થોડીક આર્થિક સહાય કરે છે એ એનો મોટામાં મોટો ફાયદો છે. હિંદુઓની પેઠે ચેંચુઓ પણ ગાયનું માંસ ખાતા નથી. આને ધાર્મિક બાધા નથી; આ હિંદુઓ પાસેથી મળ્યું છે તેથી જ એઓ આવી પ્રથા રાખી રહ્યા છે. રાત્રે ગાયભેંસોને પગે દોરડું બાંધી છાપરાની બાજુમાં ખીલાએ બાંધી રાખવામાં આવે છે. ગાયભેંસને

હોવતાં પહેલાં વાછડાંપાડીઓને ધાવવા દેવામાં આવે છે. દોહી રહ્યા પછી ઘરનાં છોકરાં એમને ચરવા લઈ જાય છે. સૂરજ ડૂબે એટલે એમને પાછાં વાળવામાં આવે છે. ગાયોને. સાંજે જ બીજી વખત દોહવામાં આવે છે. ગાયો વગેરે દુઝાળ જાનવરો રાખવાથી એમની તંદુરસ્તીને ઘણો ફાયદો થયો છે. કૂતરા જંગલી પ્રાણીઓથી ગામનું રક્ષણ કરવામાં ઉપયોગી થઈ પડે છે. કૂતરાને ખવડાવવાનું ચેંચુઓ ધ્યાનમાં લેતા નથી; માત્ર નાનકાં ગલુડીઆંને એઓ કોકવાર છાશ પીવડાવે છે!

ચેંચુઓએ પોતાની ઘણી જરૂરિયાતો વધારી છે. વલ્કલ છોડીને સુતરાઉ કાપડ પહેરવા માંડ્યાં છે. ઘરને માટે સૂપડાં, ઘંટી, ઘડા અનેક બીજી ચીજ વસ્તુઓ પણ જોઈએ. ચોખા અને મકાઈ એમને ત્યાં થતાં નથી; એટલે એ પણ ખરીદવાં રહ્યાં. પહેલાં તો જંગલની પેદાશ વેચીસાટીને એઓ આ બધું ખરીદતા. આજે સરકારી જંગલખાતું એમને જંગલી પેદાશ વેચવા દેતું નથી. છતાંય ચેંચુઓ લાખ, મહુડાનાં ફૂલો, ગંધ, સાબરનાં શીંગડાં વગેરે નાનીનાની વસ્તુઓ વેચે છે; ને પોતાની જરૂરિયાતો ખરીદે છે. ચેંચુઓ ટોપલા વગેરે પણ બનાવીને વેચે છે. આ બધામાંથી જો પૈસા ન મળી રહે તો સૌ કોઈના આસરા જેવો વાણીઓ એમને પૈસા ધીરવા તૈયાર હોય છે; પણ એક વખત લીધેલા પૈસા એટલા બધા વધી જાય છે કે વાણીઆના હાથમાંથી એ છૂટતો જ નથી. જેની પાસે ઢોર હોય છે એની સ્થિતિ જરા ઠીક છે. એઓ દૂધ, ઘી વગેરે વેચીને બે પૈસા મેળવી શકે છે. મજૂરીમાંથી એમને ખાસ પૈસા મળતા નથી. સરકારી ગવર્નમેન્ટની વેઠ કરતાં દોઢબે આના રોજી મળે છે. કોઈક ચેંચુઓ મેદાનના લોકો માટે ઢોર ચારે છે. તેમને એક ગાય કે ભેંસ દીઠ મોસમની પાંચ શેર જુવાર અથવા ચોખા મળે છે. જંગલકોંટ્રેક્ટરો માટે ચેંચુઓ કામ કરતા જ નથી; કારણ કે આ કોંટ્રેક્ટરો એમને થોડા પૈસા આપી વધુ કામ કરાવવા માગે છે. અમરાબાદ પ્લેટોની બાજુમાં શ્રી સાલેમનો મેળો ભરાય છે. તે વખતે ચેંચુઓ યાત્રાળુઓના ભોમિયા તરીકે અથવા એમની મજૂરી માટે એમની સાથે જાય છે. આ વખતે એમને ઠીકઠીક પૈસા મળે છે.

ઉપર ચેંચુઓની આર્થિક અને બીજી શારીરિક બાબતોનું જ વર્ણન કરાયું છે. ચેંચુઓની સામાજિક અને આધ્યાત્મિક માન્યતાઓ અને રિવાજોને વર્ણવવાનો જરાય પ્રયત્ન કરાયો નથી એ કોઈ વખત. હવે આપણે ચેંચુઓ અને ભીલો વચ્ચે કેટલીક સામ્યતા છે તે જોઈશું.

રક્તવર્ગણીની કસોટી ઉપર ચઢાવી જોતાં આપણને માલમ પડે છે કે ગુજરાતનાં ભીલોમાં અને ચેંચુઓમાં 'બી' વર્ગનું લોહી ઘણું ઓછું છે. (=અનુક્રમે ૨૧૦૦ ટકા અને ૧૮૦૦ ટકા) તથા 'ઓ' વર્ગનું લોહી એ બન્નેમાં સારા પ્રમાણમાં છે (=અનુક્રમે ૩૭૦૫ ટકા અને ૩૧૦૦ ટકા). આ બતાવે છે કે આ બન્ને જાતો ઘણી જૂની છે અને સંકરતાનું પ્રમાણ બન્નેમાં ઘણું ઓછું છે. આ બન્નેની સરખામણી કરીએ તો માલમ પડશે કે ચેંચુઓ કરતાં ભીલોમાં મિશ્રણ જરા વધુ પ્રમાણમાં છે. આનું કારણ એ છે કે ભીલો બીજી ઉચ્ચ સંસ્કૃતિના સંસર્ગમાં વધુ આવ્યા છે. એમની સામાજિક રીતભાતોનો અભ્યાસ પણ આના વિષે ઠીક પ્રકાશ પાડે છે.

આ બન્ને આદિવાસી પ્રજાઓનો મનુષ્યમાપનવિદ્યાને આધારે ડૉ. બી. એસ. ગુહાએ અભ્યાસ કર્યો છે. શુદ્ધ કરેલો જાતિસામ્ય અંક એ બંનેનો લગભગ ૧૦૧૧ જેટલો જ છે.

આ બતાવે છે કે એમની વચ્ચે ખૂબ જ મળતાપણું છે. ડૉ. ગુહાએ એક નોંધ આપેલ છે; એમાં બતાવ્યા પ્રમાણે ભીલ અને ચેંચુઓ વચ્ચે ઓછામાં ઓછું અંતર બતાવવામાં આવ્યું છે. કાદવે, મુંડા, ઓરાઓન વગેરેથી આ બંને જાતિઓને ઘણી છેટી બતાવવામાં આવી છે.

જાતિમાપન અંશને આધારે સરખી દેખાતી આ જાતિઓ કેટલીક વૃત્તિઓમાં પણ સરખી માલમ પડે છે. બંને જ રખડુવૃત્તિવાળા છે. હા, ભીલોમાં કેટલાક સ્થાયી જીવન જીવતા થઈ ગયા છે. પરંતુ ભીલો અને ચેંચુઓ હજુય ધનુષબાણ રાખી ફર્યા કરે છે અને શિકાર કરી ખાય છે.

આવી જ રીતે ફૂળાચયનમાં પણ બંને સરખા છે. ભીલો કેટલાક ખેતી કરે છે ખરા; છતાં ઘણા ફળો ભેગાં કરી ખાય છે. ચેંચુઓ પણ ફળો ભેગાં કરે છે એ આપણે ઉપર જોયું છે.

કેટલીક સામાજિક બાબતોમાં પણ બંને સરખા છે. પૈતૃક કુળો બંનેની અંદર છે. મામાફુઈનાં છોકરાંનાં લગ્નો માટે બંનેને બાધ નથી.

ભીલો અને ચેંચુઓની સામ્યતાનો વધુ અભ્યાસ કરવા માટે ભીલોનો વિશાળ અને ઊંડો અભ્યાસ જરૂરનો છે. આ અભ્યાસ થયા પછી આપણને ઘણું જાણવાનું મળે એમ છે: આ બંને જાતોની ઉત્પત્તિ અને સંબંધ, અને તેમની તથા પશ્ચિમઘાટના જંગલોમાં રહેતી બીજી આદિવાસી પ્રજાઓ વચ્ચે કેટલું મળતાપણું છે તે પણ જણાશે.



આ બતાવે છે કે એમની વચ્ચે ખૂબ જ મળતાપણું છે. ડૉ. ગુહાએ એક નકશો આપ્યો છે; એમાં બતાવ્યા પ્રમાણે ભીલ અને ચેંચુઓ વચ્ચે ઓછામાં ઓછું અંતર બતાવવામાં આવ્યું છે. કાદર, મુંડા, ઓરાઓન વગેરેથી આ બંને જાતિઓને ઘણી છેટી બતાવવામાં આવી છે.

જાતિમાપન અંશને આધારે સરખી દેખાતી આ જાતિઓ કેટલીક વૃત્તિઓમાં પણ સરખી માલૂમ પડે છે. બંને જ રખડુવૃત્તિવાળી છે. હા, ભીલોમાં કેટલાક સ્થાયી જીવન જીવતા થઈ ગયા છે. પરંતુ ભીલો અને ચેંચુઓ હજુય ધનુષબાણ રાખી ફર્યા કરે છે અને શિકાર કરી ખાય છે.

આવી જ રીતે ફળચયનમાં પણ બંને સરખા છે. ભીલો કેટલાક ખેતી કરે છે ખરા; છતાં ઘણા ફળો ભેગાં કરી ખાય છે. ચેંચુઓ પણ ફળો ભેગાં કરે છે એ આપણે ઉપર જોયું છે.

કેટલીક સામાજિક બાબતોમાં પણ બંને સરખા છે. પૈતૃક કુળો બંનેની અંદર છે. મામાફૂઈનાં છોકરાંનાં લગ્નો માટે બંનેને બાધ નથી.

ભીલો અને ચેંચુઓની સામ્યતાનો વધુ અભ્યાસ કરવા માટે, ભીલોનો વિશાળ અને ઊંડો અભ્યાસ જરૂરનો છે. આ અભ્યાસ થયા પછી આપણને ઘણું જાણવાનું મળે એમ છે: આ બંને જાતોની ઉત્પત્તિ અને સંબંધ, અને તેમની તથા પશ્ચિમઘાટનાં જંગલોમાં રહેતી બીજી આદિવાસી પ્રજાઓ વચ્ચે કેટલું મળતાપણું છે તે પણ જણાશે.

તો ઘણું કરે છે, પણ તેને અંતે શું ? કમાવું, ખાવું, પીવું અને વખત થયે જગતને ઘાઠકને રડતાં મૂકી ચાલ્યા જવું, એ જ વાત છે ને ? એ બરાબર નથી. દરેક મનુષ્યે જીવનનો ગંભીરપણે વિચાર કરવો જોઈએ, સ્વ-રૂપને જાણવું જોઈએ, અને આ જન્મ-વિષયકમાંથી છૂટવા માટે આ માર્ગોમાંથી કોઈને પકડવો જોઈએ.[1]

## આનુષંગિક વસ્તુઓ

આગળ જોયું કે ગીતામાં આનુષંગિક ઘણી વસ્તુઓ કહેવાઈ છે. એનો વિચાર ક્રમશઃ કરીએ.

સૌ પહેલાં તો આપણી નજરે ચડે છે ગીતાનો આશાવાદ અને તેની શ્રદ્ધા ભાવના. આપણા સાહિત્યને પરજીવન તરફ નજર રાખતું કોઈ વખત ગણવામાં આવે પણ ગીતાનો જ્વલંત આશાવાદ એ વાતની ના જ પાડે છે. એ નથી આસક્તિનો બોધ, કે નથી એમાં આ જગતના જીવન પ્રત્યે તિરસ્કાર. એમાં પરલોકનો પ્રેમ નથી જોવા મળતો. આમ આમ કરનારને આ પુણ્ય મળે એવી લાલચ ગીતાની વાણી ક્યાંયે નથી. પાપની ભયાનક સજાની વાત કરીને ગીતા ડરાવતી પણ નથી. એનો બોધ છે કર્મનો. જ્ઞાની હો, કશું યે પ્રાપ્ત ન કરવાનું હોય છતાં કર્મ કરો. એથી જ વિશ્વ ચક્ર ચાલશે. કર્મ જ જગતની પ્રતિષ્ઠા છે એમ ગીતા સ્પષ્ટ કહે છે.

ગીતા એક બીજી વસ્તુ પણ સ્પષ્ટ કરે છે. આ જગતની યોજનામાં કોઈક કલ્યાણકારક શક્તિ રહેલી છે. એ માનવજીવન, સમાજ અને સંસ્કારને ઊંચે લઈ જાય છે અને અધોગતિનાં બળોને સર્વોપરિ બનતાં અટકાવે છે.

"જ્યારે જ્યારે ધર્મની પડતી અને અધર્મની આબાદી થાય છે ત્યારે ત્યારે હું યુગે, યોગમાયાનો આશ્રય કરીને, પાપીઓનો નાશ કરવા, ધર્મની સ્થાપના કરવા અને સાધુપુરુષોને રક્ષવા હું પ્રગટ થાઉં છું.[2]

આવા પ્રકાર રૂપ બુલંદ શબ્દોમાં આ આશ્વાસન અપાયું છે. એ ગીતાની આર્યશ્રદ્ધાનો વિજય છે. સાથે સાથે જ કહ્યું છે કે 'संशयात्मा विनश्यति'। એવા સંશયવાળાનું શું ! એનો તો નાશ છે. એને નથી આલોક કે નથી પરલોક. આ શ્રદ્ધાહીનતા માણસને કોઈ પણ રીતે નિરાંત વળવા દેતી નથી. એને જીવનમાં કપરામાં કપરા સંજોગોમાં જેને લીધે ટકવું સહેલ થાય એવું કાંઈ રહેવા દેતી નથી. અને જગતમાં પણ આટઆટલા ભયંકર સંગ્રામો, ખેંચતાણ વગેરે છતાં, જીવન પાંગરે છે એ કોઈ શુભશક્તિને લીધે કે તો નીલ કોને લીધે ? શ્રદ્ધાળુનો જવાબ સ્પષ્ટ છે.

એક બીજી રીતે પણ આ આશ્વાસન મળ્યું છે. અર્જુન પૂછે છેઃ "યોગમાર્ગે ચાલતાં ચાલતાં જે આ માર્ગથી ભ્રષ્ટ થયો હોય તેનું શું ! એનો શું, છિન્ન ભિન્ન થયેલ વાદળાંની જેમ નાશ તો નથી થતો ?

એનો જવાબ દરેક પ્રભુપ્રેમી શ્રદ્ધાળુએ સોનેરી અક્ષરે કોરી રાખવા જેવો છે:

---

1 'અનન્ત' : સ્વામી આનંદ —'મધપૂડો' માં
મુક્તિ મેળવવાનો માર્ગ.

2 यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत । વગેરે.

—મેળવી શક્યા—મેળવવા શક્તિમાન થયા—એમ માનવા બરાબર થાય. આગળ જોયું છે કે આ વસ્તુને ભક્તિમાં સ્થાન મળતું નથી. અને ભક્તિમાં—પ્રપત્તિમાં—જે ફળ મળે છે એની કિંમત તો આપવી પડે છે જ. સર્વભાવથી ઈશ્વરને શરણે જવું—અને પોતાનું અસ્તિત્વ જ ભૂલી જવું એ કોઈ નાનીસૂની કિંમત નથી.

ઈશ્વરની ઇચ્છાને વશ થવાનો અર્થ કોઈ રીતે એવો નથી કે ગમે તેમ જીવન આપણી આગળ રજૂ થાય એમ જીવવું. આપણો એક માર્ગ—જ્ઞાન, પ્રપત્તિ, કર્મ વગેરેનો—નક્કી કરવો, જીવનધ્યેય નક્કી કરવું અને એના માટેનો માર્ગ નક્કી કરવો—એ તો કરવાનું રહે છે જ. આ જાતની પ્રપત્તિ કઠણ છે એમ કહેવાનું કારણ એ પણ છે જ કે પ્રાણ, મન, અને ચિત્તની સૂક્ષ્મ ઇચ્છાઓ પણ જ્યાંસુધી માણસ ન તજે, ત્યાંસુધી એના અહંભાવનો લોપ પૂરો થતો નથી. એ બધાને તજીને જે માણસ સર્વભાવે ઈશ્વરને શરણે જાય છે એ જ જગતનું કલ્યાણ કરી શકે એવો મહાનુભાવ બને છે. એટલા માટે જ એવા પુરુષો વિરલ હોય છે. એ કદી જ જગતની પરાશક્તિની યોજના વિરુદ્ધ જતા નથી, પણ એના કાર્યમાં સહાયરૂપ—નિમિત્ત રૂપ—બને છે. અર્જુનને નિમિત્ત રૂપ બનવાનું અને બધા ધર્મ છોડી શરણે જવાનું કહ્યું તે આ અર્થમાં. પણ સામાજિક રીતે જીવનયાત્રા ચાલે એટલું હોય તો—અથવા ગમે તે સ્થિતિ હોય તો તેને માટે કોઈ પણ ફરિયાદ નહિ કરતાં એ જ રીતે પ્રસન્નતાપૂર્વક રહેવું. ઈશ્વર ઉપર જેને શ્રદ્ધા છે તે સમજે છે કે એ દરેકની જરૂરને લક્ષમાં રાખી શકે તેમ છે. અને કહ્યું પણ છે :

योगक्षेमं वहाम्यहम् ।

માયાના સ્વરૂપને પામવાનું અને એને તરવાનું કાર્ય પણ દુષ્કર તો છે જ. કહ્યું છે :

આ દૈવી અને ગુણમયી મારી માયા ઓળંગવી મુશ્કેલ છે, જે મારે શરણે આવે છે તે જ તેને તરે છે.[1]

આમ જો માણસજાત મમત અને વાસના છોડી આ માર્ગે જાય તો આ બધા વેદનાના પ્રસંગો જોવા પડે નહિ. અને આપણે 'અવધૂત મસ્તાના' રહીને શક્તિભર સેવા વિશ્વની યોજનામાં આપી શકીએ.

આ ત્યારે, ગીતાના બતાવ્યા પ્રમાણેના જીવનમાર્ગ—જ્ઞાન, કર્મ, યોગ (ધ્યાન), ભક્તિ અને પ્રપત્તિ—એમાંથી અધિકારભેદે જેને જે રુચે અને અનુકૂળ પડે તે તેણે પકડી લેવો રહ્યો. તો જ આ 'કાળ વન'માંથી છૂટવાની આશા છે. આ માર્ગ સાંકડો છે, કાંટા, કાંકરા, છીલી પગને ચીરી નાખે એવા પથ્થરો અને ઊંડી ખીણોવાળો છે. પણ તે જ આપણને કોઈ ને કોઈ સ્થળે પહોંચાડે એમ છે. આ કાળના વનમાં માણસને નથી નિરાંત, નથી સ્વેચ્છા મુજબનું જીવન કે નથી હોતું કોઈ ધ્યેય. એના જીવનમાર્ગ ગોળગોળ ફરે છે. ઘાણીનો બળદ ચાલે છે તો ઘણું, પણ પહોંચતો ક્યાંયે નથી, એમ માણસ કાર્ય

[1] दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ।

તો ઘણું કરે છે, પણ તેને અંતે શું? કમાવું, ખાવું, પીવું અને વખત થયે જગત છોડી, થોડાકને રડતાં મૂકી ચાલ્યા જવું, એ જ વાત છે ને? એ બરાબર નથી. દરેક માણસે જીવનનો ગંભીરપણે વિચાર કરવો જોઈએ, સ્વ–રૂપને જાણવું જોઈએ, અને આ અનંત, વિષચક્રમાંથી છૂટવા માટે આ માર્ગોમાંથી કોઈને પકડવો જોઈએ.[1]

### આનુષંગિક વસ્તુઓ

આગળ જોયું કે ગીતામાં આનુષંગિક ઘણી વસ્તુઓ કહેવાઈ છે. એનો વિચાર હવે ક્રમશઃ કરીએ.

સૌ પહેલાં તો આપણી નજરે ચડે છે ગીતાનો આશાવાદ અને તેની શ્રદ્ધામયી ભાવના. આપણા સાહિત્યને પરજીવન તરફ નજર રાખતું કોઈ વખત ગણવામાં આવે છે પણ ગીતાનો જ્વલંત આશાવાદ એ વાતની ના જ પાડે છે. એ નથી અકર્મણ્યતાનો બોધ, કે નથી એમાં આ જગતના જીવન પ્રત્યે તિરસ્કાર. એમાં પરલોકનો પ્રેમ નથી જોવા મળતો. આમ આમ કરનારને આ પુણ્ય મળે એવી લાલચ ગીતાની વાણીમાં ક્યાંયે નથી. પાપની ભયાનક સજાની વાત કરીને ગીતા ડરાવતી પણ નથી. એનો સંદેશ છે કર્મનો. જ્ઞાની હો, કશું યે પ્રાપ્ત ન કરવાનું હોય છતાં કર્મ કરો. એથી જ વિશ્વચક્ર ચાલશે. કર્મ જ જગતની પ્રતિષ્ઠા છે એમ ગીતા સ્પષ્ટ કહે છે.

ગીતા એક બીજી વસ્તુ પણ સ્પષ્ટ કરે છે. આ જગતની યોજનામાં કોઈક કલ્યાણકારક શક્તિ રહેલી છે. એ માનવજીવન, સમાજ અને સંસ્કારને ઊંચે લઈ જાય છે અને અધોગતિનાં બળોને સર્વોપરિ બનતાં અટકાવે છે.

"જ્યારે જ્યારે ધર્મની પડતી અને અધર્મની આબાદી થાય છે ત્યારે ત્યારે, યુગે યુગે, યોગમાયાનો આશ્રય કરીને, પાપીઓનો નાશ કરવા, ધર્મની સ્થાપના કરવા અને સાધુપુરુષોને રક્ષવા હું પ્રગટ થાઉં છું.[2]

આવા પડકાર રૂપ બુલંદ શબ્દોમાં આ આશ્વાસન અપાયું છે. એ ગીતા અને આર્યશ્રદ્ધાનો વિજય છે. સાથે સાથે જ કહ્યું છે કે 'संशयात्मा विनश्यति'। એવા સંશયવાળાનું શું! એનો તો નાશ છે. એને નથી આલોક કે નથી પરલોક. આ શ્રદ્ધાહીનતા માણસને કોઈ પણ રીતે નિરાંત વળવા દેતી નથી. એને જીવનમાં કપરામાં કપરા સંયોગોમાં જેને લીધે જીવવું શક્ય થાય એવું કાંઈ રહેવા દેતી નથી. અને જગતમાં પણ આટઆટલા ભયંકર સંગ્રામો, ખેંચતાણ વગેરે છતાં, જીવન પાંગરે છે એ કોઈ શુભશક્તિને લીધે નહિ તો બીજા શાને લીધે? શ્રદ્ધાળુનો જવાબ સ્પષ્ટ છે.

એક બીજી રીતે પણ આ આશ્વાસન મળ્યું છે. અર્જુન પૂછે છેઃ "યોગસંપન્ન કરતાં કરતાં જે આ માર્ગથી ભ્રષ્ટ થયો હોય તેનું શું? એનો શું, છિન્ન ભિન્ન થએલા વાદળની જેમ નાશ તો નથી થતો!

એનો જવાબ દરેક પ્રભુપ્રેમી શ્રદ્ધાળુએ સોનેરી અક્ષરે કોરી રાખવા જેવો છેઃ

---

[1] 'કાવ્યવન' : સ્વામી આનંદ —'મધપૂડો' માં.
જુઓ ગીતાનો માર્ગ
[2] यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत । વગેરે.

न हि कल्याणकृत्कश्चित्
दुर्गतिं तात गच्छति ।

કલ્યાણ કરનારની દુર્ગતિ છે જ નહિ. શુદ્ધભાવે જે કાર્ય કરે છે, અને કલ્યાણના હેતુને ધ્યાનમાં રાખીને કામ કરે એ, એ ભલેને માર્ગથી ચૂકે, એનું કાર્ય નકામું જતું જ નથી. અને એની એ દુર્ગતિ નથી. એની સ્થિતિ નદીમાંના કાંપ જોડે સરખાવી શકાય. નદીમાં પૂર આવે છે ત્યારે ઘણો કાંપ ઘસડાઈ આવે છે. કેટલોક માર્ગમાં પડી રહે છે તો કેટલોક સમુદ્રમાં પણ પહોંચે છે. પણ બધો જ કાંપ, એક વખત ખસવો શરૂ થયો એટલે, એક વખતે નહિ તો બીજે વખતે પણ, સાગરમાં જવાનો જ. એમ જ માણસનું પણ- કલ્યાણમાર્ગનો પથિક જે બન્યો, એ સાંકડા, સીધા પણ સત્યના સનાતન સૂર્ય તરફ લઈ જનારા માર્ગ પર એણે ડગ ભર્યું એટલે એ ત્યાં વહેલો કે મોડો પહોંચવાનો જ. એવો યોગભ્રષ્ટ શ્રીમાનો કે યોગીઓના કુળમાં જન્મે છે અને અધૂરાં પૂરાં કરે છે.[1] સ્પષ્ટ શબ્દોમાં મળેલું આ આશ્વાસન કેટલું શ્રદ્ધાપ્રેરક છે!

એ માર્ગે જનારાના યોગક્ષેમની ચિંતા પણ ઈશ્વર જ કરે છે! 'એવા કાયમ યોગીઓના યોગ અને ક્ષેમને હું વહું છું' એમ કહ્યું છે. વળી કહે છે: "હે અર્જુન, તું નક્કી જાણ કે મારો ભક્ત નાશ પામતો નથી. આ અફાટ મૃત્યુ—સંસાર રૂપ સાગરમાંથી મારામાં ચિત્ત રાખનારાઓનો થોડા જ સમયમાં હું ઉદ્ધાર કરનાર બનું છું," એમ પણ જણાવ્યું છે.

આવા ગુલાંટ નાદે ગીતા અભય, આશા અને શ્રદ્ધાનો સંદેશ સુણાવે છે. દેખાય છે એમાં પરલોકનો પ્રેમ? એવા લોકકલ્યાણાર્થે પણ કર્મ કરવાના બોધ-પ્રધાન જીવનથી ભાગવાપણું, અથવા હાથ જોડીને બેસી રહેવાપણું — સમાજ પર ભાર બનવાપણું કે એવું કાંઈ, જણાશે નહિ.

### ભક્તલક્ષણ

ભગવાને ચાર પ્રકારના ભક્તો કહ્યા છે: આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની.* એ સૌને એમણે પુણ્યશાળી તો કહ્યા જ છે. ઉદાર પણ ગણ્યા છે. પણ જ્ઞાનીને તો પોતાનો આત્મા જ માન્યો છે.

બીજા પ્રકારના ભક્તોને તો કાંઈ ને કોઈ પ્રકારનો સ્વાર્થ પણ હોય, પણ જ્ઞાનીને તો નથી કાંઈ મેળવવાની ઇચ્છા કે નથી કાંઈ સ્વાર્થ. એ તો બધે જ વાસુદેવનાં દર્શન કરે છે. અને એટલે વિદ્યાવિનય વાળો બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો અને ચાંડાળ એને મન સરખાં છે. એમ જગતને વાસુદેવમય માનનાર જ્ઞાની અત્યંત દુર્લભ છે એમ કહ્યું છે એ પણ બરાબર છે. જ્ઞાન તે માત્ર બોલવાનું નહિ પણ જીવનમાં ઉતારવાનું એ તો આપણે આગળ જોયું છે જ.

* चतुर्विधा: भजन्ते मां जना: सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥........ज्ञानीत्वात्मैव मे मतः ॥

એવા જ્ઞાનીનાં લક્ષણો આમ ગણાવ્યાં છે:

એ મનમાંની સર્વ ઇચ્છાને તજી દે છે. અને આત્મસ્વરૂપના જ્ઞાનમાં જ આનંદ પામે છે. માન અપમાન, સ્તુતિ નિંદા, શત્રુમિત્ર, સુખદુઃખ એને સરખાં છે. એ દુઃખમાં વિષાદ નથી પામતો અને સુખની ઇચ્છા પણ નથી રાખતો, આસક્તિ રહિત છે. શુભાશુભ પામીને આનંદ કે દ્વેષ કરતો નથી. કાચબાની માફક જે ઇન્દ્રિયોને વિષયોમાંથી સંકોચી લે છે, જે બધાં પ્રાણીઓ અસાવધ હોય ત્યારે યે સાવધ રહે છે, છતાં તેમના જેવા ભોગ માણતો નથી, ઇશ્વરને અર્થે જ કર્મ કરે છે, એને જ પરમ માને છે, એનો જ ભક્ત છે, સંગનો ત્યાગ કરનાર અને બધાં પ્રાણીઓમાં નિર્વેર છે; મિત્રભાવે રહે છે, કરુણાળુ છે, સુખદુઃખને સરખાં ગણે છે, ક્ષમાશીલ છે, યોગી છે, સંતુષ્ટ છે, આત્માને કાબૂમાં રાખે છે, એનામાં જ મન અને બુદ્ધિને રાખે છે, જેનાથી લોકોને દુઃખ થતું નથી અને જે લોકોથી દુઃખ પામતો નથી, જે હર્ષ, અમર્ષ, ભય, ઉદ્વેગ વગેરેથી મુક્ત છે, જે અપેક્ષાહીન, ચતુર, પવિત્ર, ઉદાસીન (તટસ્થ) અને વ્યથા વગરનો છે, જે કર્મ કરતો નથી, આનંદ શોકાદિ કરતો નથી, મૌન ધારે છે અને જે મળી આવે તેથી સંતોષ પામે છે, અનાસક્ત અને સ્થિર મતિવાળો છે તે જ તેનો ભક્ત છે અને તેને પ્રિય છે.

આ બધાં લક્ષણોમાં તરી આવે એવાં લક્ષણો છે આ:

સમતા,

મૈત્રી, કરુણા, મુદિતા. ઇશ્વર ઉપરની અનન્ય શ્રદ્ધા અને ઇશ્વરની સર્વવ્યાપકતાના જ્ઞાન વગર આ સાધ્ય થવું કઠણ છે.

નરસિંહ મહેતાના વિખ્યાત પદ 'વૈષ્ણવ જન તો તેને કહીએ........." અને અખાનું 'એવું જ સુંદર પદ' "હરિભક્તનાં લક્ષણ" — આ જ વસ્તુને સુંદર રીતે રજૂ કરે છે.[1]

આવા ભક્તો જ જગતની આશા છે. એક મહાન માનવ વિભૂતિ આજે માનવ જીવનને સુખી અને કલ્યાણાભિમુખ બનાવવા મથે છે એ ગીતાના કથન પ્રમાણે સાચા અર્થમાં ભક્ત ગણાય.

ભક્તને કાંઇ સ્પૃહા ન હોય એ વસ્તુ ફરીફરીને ભારપૂર્વક કહી છે. એને ઇચ્છા હોય તો યે તે રાજા રંતિદેવ જેવી જ—દુઃખદાઝમાં પ્રાણીઓના દુઃખના નાશની હોય.

એવા ભક્તની નિશાની માટે એક સુંદર પદમાં કહ્યું છે: "જેને રામો ભેટિયા તેનાં નેનવેણ પલટાય"—(એ અમી ઝરતાં નેન, વેણ (અને કાર્ય) ઇશ્વરપ્રાપ્તિનું — શાંતિનું સૂચન કરે જ.

ટૂંકમાં, પ્રાણીમાત્ર તરફ સ્નેહ, સમતા અને ઇશ્વર પ્રત્યે અનર્ગળ પ્રેમ એ ભક્તનાં આત્યંતિક આવશ્યક લક્ષણો છે.

મહા ]



1 અખેગીતા — વિખ્યાત પદ.

# મલયાલમ-સાહિત્યનાં મુખ્ય વહેણો

મૂળ લેખક: આચાર્ય પી. શંકરન નમ્પિયાર, એમ. એ.
અનુવાદક : કૃષ્ણવદન જેટલી, એમ. એ., બી. ટી.

આર્ય અને દ્રાવિડ સંસ્કૃતિઓનું જેટલું ઘનિષ્ટ સંમિશ્રણ કેરળના સાહિત્ય અને ભાષામાં મળે છે તેટલું બીજે દેખાતું નથી. સંસ્કૃત સાહિત્યના વિષયતત્ત્વ અને રીતિઓનું સ્વાનુરૂપ ગ્રહણ કરવા ઉપરાંત તેના શબ્દભંડાર અને ભાવાત્માને અપનાવી તેમજ પચાવી મલયાલમે 'મણિપ્રવાલમ'ના રૂપમાં એક વિલક્ષણ સાહિત્યિક બોલીનો વિકાસ કર્યો છે. તેમાં દ્રાવિડ સંસ્કૃતજન્ય શબ્દો પરસ્પર પોતાના વ્યાકરણનાં મૂળ રૂપો અને વિભક્તિચિન્હોને યથાવત્ રાખી પરોક્ષ રૂપમાં સુગમતા અને માધુર્યપૂર્ણ પ્રવાહ સાથે સંમિશ્રિત થાય છે. આ બોલીમાં કેરળનું અધિકાંશ સાહિત્ય તથા વિશેષ રૂપમાં કાવ્યની રચના પ્રાચીન મલયાલમથી આધુનિક મલયાલમના સંપૂર્ણ વિકાસકાલમાં થયાં છે. જે મણિપ્રવાલમનો સુવર્ણકાલ છે અને તેની તુલના રચનાપરિમાણ અને કાવ્યસૌંદર્યની વિવિધતાભરી દૃષ્ટિથી અંગ્રેજી સાહિત્યના એલિઝાબેથયુગ સાથે કરી શકાય છે.

અદ્વિતીય મધુરતા અને સૌંદર્યથી પૂર્ણ મુખ્યત્વે પ્રાચીન ઢબની શૃંગારિક કવિતાઓ, રાજાઓ અને સુખસંપન્ન તેમજ નિશ્ચિન્ત વિદ્વાનોની ઉર્વર કલ્પનાથી સારી સંખ્યામાં જન્મ પામી છે. તે ૧૬મી અને ૧૭મી સદીના ઇંગ્લેંડનાં ઘણાં ગીતો અને છન્દોની યાદ આપે છે. આનું અનુમાન 'લીલાતિલકમ'માં (૧૪મી સદીનો સંસ્કૃત વ્યાકરણ અને અલંકાર સંબંધી સંસ્કૃતગ્રંથ) આપેલાં ઉદાહરણોથી થઇ શકે છે. એ અસાધારણ સૌંદર્ય અને મનોહરતાથી યુક્ત જલમગ્ન કાવ્યજગતનાં શિખરો જેમ નજરે ચડે છે. કાલિદાસના મેઘદૂતના ઢાળમાં પૂર્ણ રીતે ઢાળેલું અપ્રતિમ 'ઉણ્ણિનીલિ સન્દેશમ'ના (૧૪મી સદી) રૂપમાં અગ્રેસર થતા, સંદેશોએ કેરલ સાહિત્યમાં અનુકૂળ ભૂમિ પ્રાપ્ત કરી છે. આ સંદેશોમાં મુખ્ય વલિય કોઇલ તમ્પુરાનનો 'મયુરસન્દેશમ' છે. તેનું અનુકરણ વારંવાર કવિઓની એક દીર્ઘપરંપરા આજ સુધી કરતી આવી છે.

પ્રેમની માફક ચંદ્રે પણ અમારા કવિઓની ઉચ્ચ કલ્પનાને પ્રેરિત કરી છે, તેનું સુંદરતમ પરિણામ 'ચન્દ્રોત્સવમ્' નામના ગ્રંથમાં પ્રગટ થયું છે. 'ચન્દ્રોત્સવમ્' વિષય તેમ જ વર્ણન સંબંધી રોચકતાસંપન્ન એક મલયાલી સુંદરીની પૂર્ણચંદ્રની પૂજાની કથા સંબંધી એક મૌલિક કાવ્ય છે. 'મણિપ્રવાલમ્'માં લખેલા ગ્રંથો ભોજ અને અનંત ભટ્ટ દ્વારા રચાયેલાં ગદ્ય અને પદ્યમાં લખાયેલાં સંસ્કૃત ચમ્પૂકાવ્યના આદર્શ પર લખાયા છે. તેમાંથી લગભગ ૫૦ આજ સુધી શોધાયા છે અને ઘણા હજુ પ્રકાશમાં નથી આવ્યા. સ્પષ્ટતા અથવા સ્વચ્છંદતા આ ચમ્પૂ લેખકોના સિદ્ધાંત છે. તેમણે પોતાની અદ્વિતીય કાવ્યપ્રતિભા દ્વારા સંસ્કૃતમલયાલમ, ગદ્ય અને પદ્ય તથા યથાર્થ અને કલ્પનાનું મિશ્રણ જે રીતે થઇ શક્યું તે રીતે કરી સૌન્દર્ય અને પૂર્ણતાના સામંજસ્યને વિકૃત ન થવા દીધું. તેમણે યુરોપના ટ્રોજન અને આર્થુરિયન ઘટનાચક્રો સમાન અધિકાંશે રામાયણ અને મહાભારતની કથાઓ તથા ઘટનાઓને પોતાનાં કાવ્યોનો વિષય બનાવ્યો છે.

આ સમૂહમાં સર્વોત્તમ પુનન નમ્પૂતિરી કૃત 'રામાયણમ્' અને મહિમંગલમ્ નમ્પૂતિરી કૃત 'નૈષધમ્' છે; તો પણ 'કામદહનમ્' અને 'બાણયુદ્ધમ્' કલ્પિતમાં તેમનાથી ઊતરતા નથી. 'કોટિવિરહમ્' પ્રેમભાવનાના અનેક રૂપોની ચિત્રણકલા સંબંધી એક ઉત્કૃષ્ટ પ્રયાસ છે, તેનો સંસ્કૃતના આલંકારિકોએ નિર્દેશ કર્યો છે અને આ વિષય અધિકાંશ ચમ્પૂ-લેખકોનો રોચક વિષય રહ્યો છે.

'વેલ્લૂર માહાત્મ્યમ્', 'નારાયણીયમ્' અને 'રાજરત્નાવલીયમ્' સ્થાનિક ઇતિહાસના ઘટનાચક્રો અથવા પરંપરાગત વિશ્વાસોનું વર્ણન તેમની વ્યંજના કરે છે. તેમાં આંતર્ગત પ્રધાન અને રાજાઓની (કોચીનના રાજાઓની પણ) સુંદર પ્રશંસા અને વંદનાઓ છે, કારણ કે કેરળમાં પ્રાચીન કાળથી જ રાજાઓ અને ધનવાન વ્યક્તિઓ સાહિત્ય અને લલિત કલાઓના સંરક્ષક રહ્યા છે. યથાર્થમાં કેરળની પોતાની નાટ્યકલા કથાકલીનું વર્તમાન રૂપ — જેમાં શ્લોકયુક્ત ગીત—સાહિત્ય છે, જેનું નિર્માણ અને જેના ભાવનું પ્રદર્શન નાટ્ય અને મુદ્રાઓ દ્વારા થાય છે — પ્રાચીન કાલના બે પ્રધાન રાજાઓ કોટ્ટારક્કરા અને કોટ્ટયમના આશ્રયથી જ વિકાસ પામ્યું છે. તેમાંથી પ્રથમે રામાયણને ઇંગ્લૅંડના 'ક્રોનિકલ પ્લેઝ'ની (ઐતિહાસિક ઘટનાત્મક નાટક) ઢબ પર નાટકીય રૂપ આપ્યું અને બીજાએ મહાભારતની કહાણીઓને પોતાના ઉદાત્ત ભાવવાળાં નાટકોનો વિષય બનાવ્યો અને તે રંગમંચ તેમજ અધ્યયનની દૃષ્ટિએ ઉત્કૃષ્ટ છે. તાલપત્ર પર લખેલા રૂપે મળેલો એક અપ્રકાશિત ગ્રંથ છે; તેમાં ૬૦૦ થી ઓછી કથાકલી નથી. આ ગ્રંથ કોચીનના રાજાએ રચ્યો કહેવાય છે. તે પ્રાચીનના રાજવંશની કેરળ—નાટ્યકલા સંબંધી રુચિની સાક્ષી પૂરે છે. વર્તમાન યુગના પ્રારંભનાં લગભગ ૩૦૦ વર્ષ પૂર્વે કથાકલીએ કેરળભરમાં સર્વપ્રિયતા પ્રાપ્ત કરી હતી. તેના પરિણામ રૂપ અમારું સાહિત્ય ઉન્નાયી વારિયેર, ઇરયિમ્મન તંપ આદિ મહત્ત્વશાલી તથા અન્ય મધ્યમ પ્રતિભાશાલી અનેક સંગીતજ્ઞ કવિઓની મહત્ત્વપૂર્ણ રચનાઓથી સમૃદ્ધ બન્યું.

## સાહિત્યમાં સાર્વજનીન ભાવનાનો સંચાર

આ પરિસ્થિતિમાં મલયાલમ ધીરે ધીરે, કિંતુ દૃઢતાપૂર્વક સંસ્કૃત વ્યાકરણ અને અલંકાર તથા છંદશાસ્ત્રના બંધનથી છુટકારો પામવા અને વિષય તથા શૈલીમાં પોતાના વ્યક્તિત્વની પ્રતિષ્ઠા સ્થાપવા પ્રયત્ન કરવા લાગી; કારણ કે અન્તતઃ એમ માનવું પડશે કે 'મણિપ્રવાલમ્' અમારી ભાષાના ઇતિહાસનું એક કેવળ પરિવર્તનશીલ રૂપ હતું. સંસ્કૃતના અલંકારાદિ બાહ્ય ઉપકરણોથી બોઝલ બન્યા પહેલાં ઘણા વખતથી મલયાલમ બોલનારા સાધારણ જનસમુદાયમાં વિવિધ પ્રકારનાં પ્રેમગાન અને વીરગીત પ્રચલિત હતાં. તેઓ અમારી પ્રેમ અને યુદ્ધ તથા પવિત્રતા અને અંધવિશ્વાસની ભાવનાઓનાં સાચાં પ્રતિબિંબ હતાં. એ યાદ રાખવું જોઈએ કે ગીત અમારા એ પૂર્વજોનાં જીવનમાં સારી રીતે ઘર કરી બેઠાં હતાં. તેમને અનુમાન પ્રમાણે ૧૫૦ વિભિન્ન મનોરંજન સાધનોનો પરિચય હતો. આ મનોરંજનોમાંના બધામાં યે પોતાના ઉપયુક્ત ગીત હતાં 'વટક્કન-પાટ્ટુકલ' અર્થાત્ ઉત્તરના ગીત નામના વીરગાનોની સરખામણી સુગમતાથી અંગ્રેજી અથવા સ્કોટિશ 'બૅલેડ્સ' (રાસ-લોકગીતો)' સાથે થઈ શકે છે તેઓ અત્યારે પણ ગ્રામજનો અને હલકા વર્ગનાં

લોકોની ઇષ્ટ સંપત્તિ છે. પણ હવે તો વિદ્વાનો અને કવિઓની અભિરુચિ એ તરફ ઝડ-વતાપૂર્વક લાગી રહી છે.

તે પહેલાં અને સંભવ પ્રમાણે તે સાથે જ દક્ષિણ કેરળનું કથાત્મક ગીત-સાહિત્ય સમુન્નત થયું. તેના વિષયો તો સંસ્કૃતના બે જાણીતા મહાકાવ્યોમાંથી લેવામાં આવ્યા હતા. પરંતુ તે દ્રાવિડ છંદોમાં લખેલાં છે અને તેમના પર તામિલના રૂપ તેમજ ભાષાશૈલીની ઊંડી છાપ છે. તેમાંથી સૌથી પ્રાચીન 'રામચરિતમ્' છે. તેની પછીના સૈકાઓમાં નિરણમના ત્રણ પાણિકારે ગ્રંથો 'કણ્ણરશ રામાયણમ્', 'ભારતમ્' અને 'ભાગવતમ્' લખ્યાં પરંતુ આ ક્ષેત્રમાં સૌથી અધિક કાવ્યાત્મક સફળતા ઉત્તરના કેરલના બે પ્રતિભાવાન ચારણો ચેરુસેરી નમ્પૂતિરી અને તુંચત એળુત્તચ્ચનને પ્રાપ્ત થઈ છે. ચેરુસેરીએ આપણને 'કૃષ્ણગાથા' નામે સૌથી મહાન રચના આપી છે અને તે સરલ અને પ્રચલિત મલયાલમના કાવ્યનું સુંદરતમ રૂપ છે. શબ્દાવલી, કાવ્યરચના અને છન્દપ્રયોગની દૃષ્ટિએ તે તદ્દન દ્રાવિડ છે, છતાં ચમત્કારપૂર્ણ આલંકારિક વિધાનની દૃષ્ટિએ તે પ્રાચીન સંસ્કૃત પરંપરાથી સંબદ્ધ છે. તુંચત એળુત્તચ્ચને રામાયણ અને મહાભારતના અમરગ્રંથ દ્વારા મલયાલમ ભાષામાં એવું કાર્ય કર્યું છે કે જે અંગ્રેજી સાહિત્યમાં ચોસરે કર્યું છે. તેથી તેને યથાર્થ જ આધુનિક મલયાલમનો જનક કહેવામાં આવે છે. કેરળ સાહિત્યમાં એળુત્તચ્ચનની આ બે અદ્વિતીય રચનાઓથી વધારે કોઈ બીજા ગ્રંથનાં પ્રચાર કે સમ્માન થયાં નથી. આ ગ્રંથોની પ્રવૃત્તિ ગંભીર રૂપે ભક્તિ-મયી છે અને ભાષાશૈલી મધુર અને પરિપક્વ વિદ્વત્તા-સમ્પૃક્ત તેમજ અલંકૃત ઉત્સાહથી-પૂર્ણ છે. તેમને સાધારણ રીતે 'કિળિપ્પાટ્ટ'નો આવિષ્કાર કહે છે. 'કિળિપ્પાટ્ટ' એક પ્રકારના છન્દ છે. યથાર્થમાં તે પ્રાચીન દ્રાવિડ છંદોના અનુકરણ દ્વારા લખાયાં છે.

કુંચન નમ્બિયારે નવીન શૈલીમાં 'તુલ્લલ' નામક વર્ણનોમાં અમારા સાહિત્યની દ્રાવિડી પ્રકૃતિને વધુ ઉત્તેજના આપી. 'તુલ્લલ' 'ચાક્યાર કૂત્ત'નું જ વધુ પ્રચલિત અને પરિવર્દ્ધિત રૂપ છે. નમ્બિયાર હાલ પણ ઉપહાસકલાનો સૌથી મોટો આચાર્ય છે. તેના વ્યંગ અને વક્રોક્તિની અદ્ભુત શક્તિનું પૂર્ણ પ્રકાશન આધુનિક કેરળની પરિસ્થિતિઓ વચ્ચે તેના પૌરાણિક કથાચિત્રણમાં થયું છે. ખૂબ વિનોદી અને મહાન કવિના રૂપમાં ભાષાપ્રવાહ અને ઉક્તિ-સુગમતા પર તેનો અધિકાર પોપ અને બાયરન સમાન હતો. તેથી તેના અનેક 'તુલ્લલ' જનતાની ભાષામાં વ્યક્ત છે અને હાસ્ય તથા વિનોદથી પરિપૂર્ણ છે અને પરિ-ણામે જલદી પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી ગયાં તેમાં નવાઈ નથી. થોડા સમય સુધી તો તેમણે સાહિત્યનાં અન્ય રૂપોની પ્રસિદ્ધિ પર આક્રમણ કર્યું.

અંગ્રેજ કવિ વર્ડ્સવર્થે જેમ કવિતાની ભાષાને દૈનિક વ્યવહારની ભાષાના રૂપમાં યોજવાની આકાંક્ષા સેવતા વેનમાણિ નમ્પૂતિરીપાદ પિતા-પુત્રની બે રચનાઓમાં કવિતાની ભાષાને શુદ્ધ અને સરળ બનાવવાની પ્રવૃત્તિ સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે. જો કે તેમણે સમકાલીન શૃંગારી કવિતા લખવામાં આનંદ માણ્યો છે, છતાં તેમની પસંદ કરેલી રચના-ઓમાં વર્ણન અને કથનની પ્રશંસનીય શક્તિનું પ્રદર્શન કર્યું છે. ભાષા અને શૈલીની

શુદ્ધતાની દૃષ્ટિએ તેમણે પોતાનો એક નવો વર્ગ જ ઊભો કર્યો છે. આ અને બીજા તેમના સમકાલીન અને પરવર્તી લેખકો–જેમાં પૂન્તહમ્ શિવોલ્લી, ઓરવંકરા અને નાટુવમના નમ્પૂતિરી તથા કુંજનોરના બે રાજકુમાર કવિ, કોટ્ટારાત્તિલ શંકુણ્ણી વગેરેનો સમાવેશ થાય છે. તેમનાથી પણ આગળ વધવાનો પ્રયાસ કર્યો છે. અહીં જણાવેલા લેખકો સંસ્કૃત છન્દોનો ઉપયોગ કરવા છતાં પણ સાચી રીતે મલયાલમના જ કવિઓ છે. તેમનામાં પોતાની માતૃભાષા પ્રતિ સ્વાભાવિક પક્ષપાત છે.

માઘ અને નૈષધની શૈલી જેવો સંસ્કૃત રૂઢિઓ અને છન્દશાસ્ત્રનો પ્રભાવ અન્તિમ રેઢીઓના મહાકાવ્ય સુધી રહ્યો. અષ્ટકત્ત કુરુપ કૃત 'રામચંદ્ર વિલાસમ્', પંતલમ્ રાજાનું લખેલું 'રુક્માંગદ ચરિતમ્', કે. સી. કેશવપિલ્લૈનું 'શ્યામનતકમ્', ચુળ્ળી તામ્પુરાન કૃત 'પાન્ડવોદયમ્', વંલત્તોલ કૃત 'ચિત્રયોગમ્' અને ઉલ્લૂરનું 'ઉમાકેરલમ્' વિશેષ ઉલ્લેખનીય છે, એટલી રચનાઓમાં દ્રાવનકોરનો ઇતિહાસ છે. કિંતુ હવે મહાકાવ્યોનો યુગ વીતી ગયો છે. તેમનું સ્થાન હવે પદ્યપ્રબન્ધોએ અને પ્રગીતમુક્તકોએ લઈ લીધું છે. એના પર અંગ્રેજીનું વિશેષ ઋણ છે. વસ્તુતઃ આ મલયાલમ સાહિત્યના ઇતિહાસમાં અંગ્રેજીના પ્રભાવનો યુગ છે. તેની સરખામણી અંગ્રેજીના 'રોમાન્ટિક પુનરુત્થાન' સાથે કરવામાં આવે છે. પહેલાં પણ કુન્જીકુટ્ટન તમ્પુરાન અને સુબ્રમણ્યમ્ પોટ્ટી જેવા કવિઓએ પદ્યપ્રબન્ધ લખ્યા હતા, પરંતુ નૂતન કાવ્યવિધાનના રૂપમાં તેનો પ્રચાર વલ્લત્તોલ, ઉલ્લૂર અને કુમારન્ આશાએ કર્યો. તેમાંથી વલ્લત્તોલે પ્રચલિત અને રોચક વિષયો પર લખેલાં લોકપ્રિય પ્રગીત મુક્તકોના આધારે અનેક કવિયશના અભિલાષી જનો માટે સહસા ઉત્સાહવર્ધક પથપ્રદર્શક બની ગયા. દ્રાવિડ છન્દોના નવીન ઉત્થાને તેને બીજી અનુકૂળતા કરી આપી અને તેણે પદ્યરચનાને ધાર્યા કરતાં વધુ સહજ અને સરલ બનાવી દીધી. સર્વશ્રી જી. શંકર કુરુપ, વેણીકુલમ્, પો. કુન્હીરામન નાયર, કે. કે. રાજા, વી. શ્રીધર મેનન વગેરે આજે પણ સુંદર પદ્યપ્રબન્ધો લખે છે.

જો કે નાટકે કથાકારી કલાનો ઘણા સમયથી બહિષ્કાર કર્યો છે, તથાપિ કેરળ કલામન્ડલમ્ના સંસ્થાપક અને પ્રમુખ વલ્લત્તોલ તેની પુનઃપ્રતિષ્ઠા માટે ભારે પ્રયાસ કરી રહ્યા છે. સ્વર્ગીય વલિય કોઇલ તમ્પુરાનના અનુગામી કવિ સંસ્કૃત નાટકોથી—ખાસ કરીને કાલિદાસ અને ભવભૂતિએ રચેલાં નાટકોથી—સંતુષ્ટ હતા. કેટલાકે તામિલના તાત્કાલીન લોકપ્રિય નાટકોના આધારે ગીતનાટ્યોની રચના કરી. વળી મલયાલમના સાહિત્યકારોએ બંગાલી અને અંગ્રેજીના સાહિત્યમાંથી બધી પ્રકારના નાટકોના છાયાનુવાદ કર્યા છે. તેમાં પર્વ અને પ્રેમ–કલ્પના કરતાં ગદ્ય અને યથાર્થતા કે વાસ્તવિકતાને વધુ મહત્ત્વ અપાયું છે. નિસ્સન્દેહ આજની વ્યાપક પ્રવૃત્તિ કાવ્ય અને પ્રેમકલ્પના કરતાં ગદ્ય અને વાસ્તવિકતાને પ્રધાન પદ આપવાની તરફેણમાં જ છે. છેલ્લાં પચાસ વર્ષોમાં મલયાલમની સ્વાભાવિક વિશેષતાઓ વિશે કાંઈક અંશે વ્યાપક ગવેષણા થઈ છે. તે માટે પણ તે અંગ્રેજી સાહિત્યરચનાઓને આભારી છે. મલયાલમમાં પ્રાચીન સમયથી મળતાં દસ્તાવેજો, મંદિરોના અને રાજકીય લેખોમાં એક પ્રકારના સરળ અને ઉપયોગી ગદ્યનો પ્રયોગ થતો જ હતો; પણ તે સાથે

સાથે એક કાવ્યાત્મક અને અલંકૃત ગદ્ય પણ અસ્તિત્વમાં હતું અને તેમાં વિખ્યાત સંસ્કૃત વિદ્વાનો દ્વારા પૌરાણિક વાર્તાનો અનુવાદ થયો હતો. સ્વર્ગીય વલિય કોયલ તમ્પુરાનના 'અકબર' નામક પ્રેમકાવ્યની શૈલી આવા કેટલા પ્રકારને અનુસરતી છે. ગદ્યની બન્ને શૈલીએ અપ્પુ નેડુંગાડી કૃત 'કુન્દલતા'ના સમય સુધીમાં સંમિશ્રિત થઈ ગઈ હતી. એ મલયાલમની સર્વપ્રથમ પ્રેમ-પ્રધાન નવલકથા છે. આ શૈલીનું ચંદુ મેનનના અમર ગ્રંથ 'ઇન્દુલેખા અને શારદા'માં ચરમ વિકાસ પામ્યું છે. વસ્તુ-વિન્યાસ અને ચરિત્રચિત્રણની દૃષ્ટિએ પ્રેમ-પ્રધાન નવલકથાઓમાં સી. વી. રમન પિલ્લે કૃત 'માર્તંડવર્મા'નું સર્વોચ્ચ સ્થાન છે. આ સમય સુધી નવલકથા જ કેરળમાં લોકપ્રિય સાહિત્યરચના બની રહી. સાહિત્યકારમણિ, જેમાં ઓછા પણ છે, એ બાજુ જ લેખિની ચલાવી. પરિણામે આધુનિક મલયાલમ સાહિત્યમાં ગદ્યસાહિત્યના આ પ્રવાહમાં જાણે ભરતી આવી ગઈ. તેમાં અનુવાદ, છાયાનુવાદ અને મૌલિક રચનાઓ પણ હતી. કાલાન્તરે જેમ પદ્યપ્રબન્ધોએ મહાકાવ્યોનું સ્થાન લીધું હતું, તેમ ઉપન્યાસ કે નવલકથાનું સ્થાન આખ્યાયિકા અર્થાત્ વાર્તાએ લીધું. વાર્તા કે કહાની લેખનકલામાં સિદ્ધ સાહિત્યકારોમાં ઓટુવિલ કુંજિકૃષ્ણ મેનન, નારાયણ પોટુવાલ, કુન્હીરામન મેનન અને ઈ. વી. કૃષ્ણ પિલ્લે ઘણા ઊંચે સ્થાને છે. વર્તમાન લેખકોમાં સર્વશ્રી એસ. કે. પોટ્ટેક્કાટ્ટ, પોનકુન્નમ વર્કી તકષિ વગેરે ઉલ્લેખનીય છે. કેટલા દશકાઓમાં માસિકો અને સમાચારપત્રોને કારણે નિબન્ધોનો વિકાસ થયો અને તેમાં યોગ્યતાને લીધે ગદ્યનું જ માધ્યમ રહ્યું. પ્રોફેસર રાજરાજ વર્મા, અપ્પન તમ્પુરાન, મૂર્કોત્ત કુમારન, આર. કૃષ્ણ પિલ્લે, આઈ. સી. ચક્કો, સી. વી. કુન્હીરામન, એ. ડી. હરિશર્મા વગેરે લેખકોએ સ્પષ્ટ અને યોગ્ય ભાવ વ્યક્ત કરવાની પ્રતિભા દ્વારા પોતાના નિબન્ધોમાં એમ બતાવી આપ્યું કે મલયાલમગદ્ય વર્તમાન વિચારપ્રકાશનના રૂપમાં પૂર્ણ સફળતાથી વાપરી શકાય છે. મલયાલમ સાહિત્ય જીવનચરિત્ર અને આલોચનાના ક્ષેત્રમાં પણ પાછળ નથી પડી ગયું. તેનો વિકાસ ખાસ કરી પી. કે. નારાયણ પિલ્લે અને કે. રામકૃષ્ણ પિલ્લેને આભારી છે. અન્તિમ વ્યક્તિ પોતાની પ્રતિભાશાલી સ્ત્રી દ્વારા રચેલા સુંદરતમ ગદ્યકાવ્ય 'વ્યાઘ્રકૂરમરણ્યક'નું આલંબન છે. જે પ્રમાણે લેંગલીફ અને માયર્સે એક સાહિત્યનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો તે પ્રમાણે સંસ્કૃત પુરાણો, કાવ્યો અને નાટકોના અનુવાદો મલયાલમમાં પણ થયા છે. વર્તમાન યુગ મલયાલમ સાહિત્યના ઇતિહાસમાં મહાન ગદ્યકાલ રૂપે ચિરસ્થાયી રહેશે.×

×'विशाल भारत'-જાન્યુઆરી ૧૯૪૬ના અંકમાંથી. શ્રીજ્ઞાનપ્રકાશ જોહરી એમ. એ. ના મૂળ પરથી હિંદીમાં કરેલ અનુવાદને આધારે